# ન્યા સંગ્રહ યાને કાંયદા સંગ્રહ.





## અમદાવાદમાં

કાગદીઓળમાં ખાડાઢોરનામકાનમાં અમદાવાદ.,

વિકટોરીયાપ્રેસમાં;

છગનલાલ ઉમેદચંદે છાપી પ્રસીદ્ધ કીધો

સંવત ૧૯૪૦ શને ૧૮૮૪

કીમત રૂ ૧૦—૦—૦

ઈંડિયાના ગવરનર જનરલ ઇન્ કૌંસિલનો હેઠળ લખેલો આક્ટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૮૨ના માર્ચ મહિનાની ૬ ઠી તારીખે મંજુર કર્યો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છાપીને પ્રસિદ્ધ કર્યો છે.

## સન ૧૮૮૨ નો આક્ટ ૧૦ મો.

સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીત બાબતનો કાયદો.

### અનુક્રમણિકા

બાબ ૩ જો.

કોર્ટ ના અધિકાર



## ભાગ ૩ જો.

[illegible] ઠરાવો.

બાબ ૪ થો.

માજીસતરેટોને તથા પોલીસને તથા પકડનાર માણસોને મદદ તથા ખબર આપવા બાબત.



બાબ ૫ મો.

પકડવા, નાશી જવા, તથા ફરીથી પકડવા બાબત.

બાબ ૩૨ મો

લખી મોકલવાબાબત તથા તંદુરસ્તીબાબત



## ભાગ ૯ મો

વિશેષ કામ ચલાવના બાબત;

બાબ ૩૩ મો;

યુરોપિયનો તથા અમેરીકનો ઉપર ફોજદારી કામ ચલાવવા બાબત

# સન ૧૮૮૨ નો આક્ટ ૧૦ મો.

## ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાને એકત્ર કરીને સુધારવા વિશેનો આક્ટ.

ઉદ્દેશ. ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાને એકત્ર કરીને સુધારવો યોગ્ય છે; વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

## ભાગ ૧ લો.

### પ્રથમ નિયમ.

---

### બાબ ૧ લો.

ટુંકું નામ.
સરૂઆત,

૧ આ આક્ટને "સન ૧૮૮૨ નો ફોજદારી કામ ચલાવવાની રીતનો કાયદો" કહેવો; અને તે સન ૧૮૮૩ ના જાન્યુઆરી મહિનાની ૧લી તારીખે અમલમાં આવશે.

ક્યાંહાંક્યાંહાં લાગુ છે.

આ આક્ટ આખા બ્રિટિશ ઇંડિયાને લાગુ છે; પણ કોઇ વિરૂદ્ધ પડતો ખાસ ઠરાવ ન હોય તો, હાલમાં કોઇ પણ વિશેષ અથવા સ્થાનિક કાયદો અમલમાં હોય તેને, અથવા બીજો કોઈ પણ કાયદો હાલ અમલમાં હોય, અને તેથી કોઇ પણ વિશેષ હકુમત અથવા અધિકાર આપેલો હોય તેને, અથવા કામ ચલાવવાની કોઇ પણ વિશેષ રીત ફરમાવેલી હોય તેને આ આક્ટ માંહેના કોઇ પણ મજકુરથી બાધ થશે નહીં, અથવા આ આક્ટ માંહેનો કોઇ પણ મજકુર—

(અ) કલકત્તા, મદ્રાસ તથા મુંબાઈ એ સેહેરોમાં પોલીસ-કમીશનરોને અથવા કલકત્તા તથા મુંબઇ એ સેહેરોમાં પોલીસને લાગુ નથી,

(બ) જે છાવણીઓમાં તથા થાણાઓમાં મદ્રાસ ઇલાકાનાં તથા મુંબાઇ ઇલાકાનાં લશકરો રેહેતાં હોય તે છાવણીઓ તથા થાણાંઓ આગળ લશકરી બજારોમાં ન્હાના ગુન્હાઓનો ઇનસાફ કરવાને જે અમલદારને યોગ્ય રીતે અધિકાર આપીયો હોય તે અમલદારને લાગુ નથી.

(ક) મદ્રાસ ઇલાકામાં ગામોના મુખીઓને લાગુ નથી; અથવા

(ડ) મુંબાઇ ઇલાકામાં ગામના પોલીસ અમલદારોને લાગુ નથી

આક્ટો રદ્દકરવા બાબત.

(ઈ) અને ૧૭૪ મી અને ૧૭૫ મી તથા ૧૭૬ મી કલમ માંહેનોકોઇમજકુર મદ્રાસ શેહેરમાં પોલીસનેલાગુનથી.

૨. સન૧૮૮૩ના જાન્યુઆરી મહિનાની૧લી તારીખે અને તે તારીખથી પેહેલાં પરિશિષ્ટમાં કહેલા આક્ટો સદરહુપરિશિષ્ટનાંત્રીજા આસનમાંલખ્યુંછેતેટલેસુધીરદથશે,પણ જે હકુમતતે વખતેકાયમન હોય અથવા જે રીતપ્રમાણેતેવખતે કામ ચલાવવામાં આવતું ન હોય તે હકુમત અથવા તે રીત ફરીથી સ્થાપિત થાય, અથવા જે

કેદ તે વખતે કાયદેસર હોય તે કેદ જારી રાખવી ગેરકાયદેસર થાય, એવી રીતે તે આકટો રદ થશે નહી.

રદ કરેલા આકટો પ્રમાણે પ્રસિદ્ધ કરેલી જાહેરખબરોવિગેરે

" આ કાયદાથી રદ કરેલા હરકોઇ કાયદા પ્રમાણે અથવા એવા કોઇપણ કાયદાથી રદ કરેલા હરકોઇ કાયદા પ્રમાણે જે જાહેરખબરો પ્રસિદ્ધ કરી હોય, જે જાહેરનામાં કરચાં હોય, જે અધિકાર આપ્યા હોય, જે નમુના ઠરાવ્યા હોય. જે સ્થાનિક હદ બાંધી હોય, જે શિક્ષાના હુકમ કરચા હોય અને જે હુકમો, કાનુનો તથા નિમણુંકો કરી હોય, અને જે સન ૧૮૮૩ ના જાન્યુઆરી મહિનાની પેહેલી તારીખની તરત પેહેલાં અમલમાં હોય, તે સરવે જાહેર ખબરો આ આકટની તેવીજ કલમ પ્રમાણે પ્રસિદ્ધ કરી છે, તે સર્વે જાહેર નામા તેજ પ્રમાણે કર્યાં છે, તે સરવે અધિકાર તેજ પ્રમાણે આપ્યા છે, તે સરવે નમુના તેજ પ્રમાણે ઠરાવ્યા છે, તે સરવે સ્થાનિક હદો તેજ પ્રમાણે બાંધી છે, તે સરવે શિક્ષાના હુકમ તેજ પ્રમાણે કરચા છે, અને તે સરવે હુકમો કાનુનો તથા નિમણુંકો તેજ પ્રમાણે કરી છે એમ સમજવું

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા ઉપરના તથા બીજારદ કરેલા કાયદા ઉપરના હવાલા.

૩ આ કાયદો અમલમા આવે તેની અગાઉ ઠરેલા જે જે કાયદામાં ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપર એટલે ૧૮૬૧ ના ૨૫ મા આકટ ઉપર, અથવા ૧૮૭૨ ના ૧૦ મા આકટ ઉપર, અથવા તેના હરકોઇ બાબ અથવા કલમ ઉપર, અથવા પ્રસ્તુત કાયદાથી રદ કરેલા બીજા કોઇપણ કાયદા ઉપર હવાલો આપ્યો હોય તે પ્રસ્તુત કાયદા ઉપર અથવા તેના તેવાજ બાબ અથવા કલમ ઉપર આપ્યો છે એવું બની શકે તેટલે સુધી સમજવું

અગાઉના આકટોમાં હેના શબ્દો.

આ કાયદો અમલમાં આવે તેની અગાઉ કરેલા દરેક આકટમાં "માજીસ્ત્રેટનાં અખત્યાર (અથવા 'પુરેપુરો અખત્યાર') ચલાવનારો [અથવા અખત્યારવાળો] અમલદાર" "પેહેલા વરગનો તાબામાંહેનો માજીસ્ત્રેટ," અને "બીજા વર્ગનો તાબા માંહેનો માજીસ્ત્રેટ," આ શબ્દો લખેલા છે તે શબ્દોનો અર્થ યથાક્રમ "પેહેલા વરગનો માજીસ્ત્રેટ" "બીજા વરગનો માજીસ્ત્રેટ," અને "ત્રીજા વરગનો માજીસ્ત્રેટ," એવો સ મજવો; "ડિસ્ત્રિકટના ભાગનો માજીસ્ત્રેટ" આ શબ્દોનો અર્થ "પેટાતુકડી માજીસ્ત્રેટ એવો સમજવો, "ડિસ્ત્રિકટનો માજીસ્ત્રેટ" આ શબ્દોનો અર્થ "જીલ્લા માજીસ્ત્રેટ એવો સમજવો; અને "પોલીસ માજીસ્ત્રેટ" આ શબ્દોનો અર્થ "પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ" એવો સમજવો.

વ્યાખ્યા.

૪ આ કાયદામાં હેઠળ લખેલા શબ્દોનો તથા વાકયોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો, પણ વિષય ઉપરથી અથવા આગલા પાછલા સંબંધ ઉપરથી જુદો ઇરાદો દેખાતો નહી હોય તો હેઠળ લખેલા શબ્દોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો.

"ફરિયાદ"

(અ) "ફરિયાદ" એટલે આ કાયદા પ્રમાણે કોઇ માજી

સ્ત્રેટ કામ ચલાવે એટલા માટે, કોઇ સખસે કાંઇ ગુન્હો કરયો છે એવો કોઇ માજીસ્ત્રેટની આગળ મ્હોઢેથી અથવા લખીને જાહેર કરેલો મજકુર, પછી તે સખસ જણાયો હોય કે ન જણાયો હોય તોપણ, એવું સમજવું; પણ તેમાં પોલીસ અમલદારના રીપોર્ટનો સમાવેસ થતો નથી:

"તપાસ:" (બ) "તપાસ" આ શબ્દમાં પોલીસે અથવા (માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદાર સિવાય બીજા) જે સખસને આ બાબત છાકે માજીસ્ત્રેટે અખ્તીકાર આપ્યો હોય તે સખસે પુરાવો એકઠો કરવા સારૂ આ કાયદા પ્રમાણે ચલાવેલાં સઘળાં કામનો સમાવેશ થાય છે.

"ચોકશી' (ક) "ચોકશી" આ શબ્દમાં માજીસ્ત્રેટે અથવા કોરટે આ કાયદા પ્રમાણે કરેલી દરેક ચોકશીનો સમાવેશ થાય છે.

"ઇનસાફી મુકદમો;" (ડ) "ઇનસાફી મુકદમો" એટલે કાંઇ કામ ચાલતું હોય ત્યારે પુરાવો લેવામાં આવે છે અથવા કાયદેસર લેવાનો અખ્તિઆર છે તેવું કામ સમજવું;

"લખીને" તથા "લખેલું." (ઇ) "લખીને" તથા "લખેલું આ શબ્દોમાં "બીબાં છાપનું કામ" "શિલા છાપનું કામ" ફોટોગ્રાફનું કામ," "કોતર કામ" અને બીજે જે પ્રકારે શબ્દો અથવા આંકડાઓ કાગળ ઉપર અથવા કાંઇ વસ્તુ ઉપર બતાવી શકાય તે પ્રકાર, એઓનો સમાવેશ થાય છે.

"પેટા ટુકડી" (ફ) "પેટા ટુકડી" એટલે કોઇ જીલ્લાની આ કાયદા પ્રમાણે કરેલી પેટા ટુકડી સમજવી;

"પ્રાંત:' (ગ) "પ્રાંત" એટલે કોઇ પણ સ્થાનિક સરકારના અમલ હેઠળ જે વખતે જે કાંઇ મુલક હશે તે વખતે તે મુલક સમજવો;

"ઇલાકાનું મુખ્ય શેહેર:" (હ) "ઇલાકાનું મુખ્ય શેહેર" એટલે કલકત્તાની અથવા મદ્રાસની અથવા મુંબઇની ઇનસાફની હાઇ કોરટની અસલ દિવાની દાવો લેવાનો માલુમ હકુમતની સ્થળસીમમાં જેટલી જગા હોય તેટલી જગા જે વખતે જે હોય તે વખતે તે સમજવી;

"હાઇકોરટ" (આઈ) "રાણીની વિલાયતી રઇયતની ઉપરે અથવા રાણીની વિલાયતી રઇયતની સાથે જે માણસોની ઉપર તોહોમત મુકયું હોય તે માણસોની ઉપર કામ ચલાવવાના સંબંધમાં "હાઇકોરટ" આ શબ્દનો અર્થ કલકત્તાની અથવા મદ્રાસની અથવા મુંબઇની હાઇકોરટ, વાયવ્ય પ્રાંતની હાઇકોરટ, પંજાબની ચીફ કોરટ સમજવી અને રંગુન

નો રિકોર્ડર સમજવો.

બીજા કામમાં "હાઇકોર્ટ" એટલે હરકોઇ સ્થાનિક ક્ષેત્રમાં સર્વના કરતાં મુખ્ય ફોજદારી અપીલની અથવા તપાસ કરનારી કોરટ સમજવી;

અથવા જ્યાં સદરહુ પ્રકારની કોઇપણ કોરટ કોઇપણ ચાલુ કાયદા પ્રમાણે સ્થાપેલી ન હોય ત્યાં જે અમલદારને ગવરનર જનરલ ઇન કાઉન્સિલ આ બાબત નિમે તે અમલદાર સમજવો.

"ચીફ જસ્ટીસ" (જ) "ચીફ જસ્ટીસ" આ શબ્દોમાં કોઇ ચીફ કોરટના સીનીયર જડજનો પણ સમાવેશ થાય છે.

"આડવોકેટ જનરલ" (ઝ) "આડવોકેટ જનરલ" આ શબ્દોમાં સરકારી આડવોકેટ, અથવા જ્યાં કોઇપણ આડવોકેટ જનરલ અથવા સરકારી આડવોકેટ ન હોય ત્યાં જે અમલદારને સ્થાનીક સરકાર તેનાં કામ સારૂ વખતે વખતે નિમે તે અમલદારનો પણ સમાવેશ થાય છે.

"કલાર્ક આફ ધી ક્રાઉન" (લ) "કલાર્ક આફ ધી ક્રાઉન" આ શબ્દોમાં આ કાયદાથી કલાર્ક આફ ધી ક્રાઉનને જે કામો સોંપ્યાં છે તે કામો બજાવવાને ચીફ જસ્ટીસે વિશેષે કરીને નિમેલા હરકોઇ અમલદારનો સમાવેશ થાય છે,

"પબ્લિક પ્રાસીક્યુટર" [મ) "પબ્લિક પ્રાસીક્યુટર" એટલે ૪૯૨ મી કલમ પ્રમાણે નીમેલા કોઇપણ શખ્સ સમજવો, અને તેમાં પબ્લિક પ્રાસીક્યુટરના હુકમ પ્રમાણે કામ કરનાર હરકોઇ શખ્સનો સમાવેશ થાય છે; અને હાઇકોરટ પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવતી હોય ત્યારે તે કોરટમાં મલીકા માઆઝમા તરફથી ફરિયાદીનું કામ ચલાવનાર હરકોઇ શખ્સ પણ સમજવો;

"પ્લીડર" (ન) "પ્લીડર" આ શબ્દ જ્યારે હરકોઇ કોરટ માંહિના કોઇપણ કામના સંબંધથી વપરાયો હોય ત્યારે તેનો અર્થ સદરહુ કોરટમાં કામ કરવાને કોઇપણ ચાલુ કાયદા પ્રમાણે જે પ્લીડરને અધિકાર આપ્યો હોય તે પ્લીડર એવો સમજવો, અને તેમાં (૧) કોઇ હાઇકોરટનો સદરહુ અધિકારવાળો કોઇ આડવોકેટ, વકીલ, તથા આટરની, અને (૨) સદરહુ કામમાં કોરટની પરવાનગી લઇને કામ કરવાને નીમેલો હરકોઇ મુખત્યાર અથવા બીજો શખ્સ, એ સર્વનો સમાવેશ થાયછે.

"પોલીસ થાણું" (ઓ) "પોલીસ થાણું" એટલે જે ઠેકાણાને સ્થાનિક સરકારે આ કાયદાના કારણ સારૂ સામાન્ય રીતે અથવા વિશેષે કરીને પોલીસ થાણું ઠરાવ્યું હોય તે ઠેકાણું સમજવું, અને તેમાં સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને જણાવેલાં હરકોઇ સ્થાનિક ક્ષેત્રનો સમાવેશ થાય છે; અને "જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદાર" આ શબ્દોમાં જ્યારે જે અમલદારના હવાલામાં તે થાણું હોય તે અમલ

"જે અમલદારના હવાલામાંપોલીસ થાણું હોય તે અમલદાર."

દાર તેમાંથી ગેરહાજર હોય અથવા મંદવાડને લીધે પોતાનું કામ બજાવવાને અશક્ત હોય ત્યારે તેની પછીના દરજ્જાનો અને કન્સ્ટેબલથી ચઢતા દરજ્જાનો જે પોલીસ અમલદાર તે પોલીસ થાણામાં હાજર હોય તેનો સમાવેશ થાય છે, અથવા સ્થાનિક સરકાર એમ ફરમાવે ત્યારે, બીજો જે પોલીસ અમલદાર સદરહુ પ્રમાણે હાજર હોય તે પોલીસ અમલદારનો સમાવેશ થાય છે.

"ગુન્હો" (૫) "ગુન્હો" એટલે કોઇપણ ચાલુ કાયદાથી શિક્ષા લાયક કરેલું કાંઇપણ કૃત્ય અથવા કસુર સમજવી.

"કાગ્નિઝેબલ ગુન્હો" "કાગ્નિઝેબલમુકદમો" (ક્યુ) "કાગ્નિઝેબલ ગુન્હો" એટલે જે ગુન્હા બાબત અને 'કાગ્નિઝેબલ મુકદમો' એટલે જે મુકદમામાં ઇલાકાના મુખ્ય શેહેરોની માંહે અથવા બાહાર પોલીસ અમલદાર બીજા પરિશિષ્ટ પ્રમાણે અથવા હરકોઈ ચાલુ કાયદા પ્રમાણે વગર વારંટે પકડવાને મુખત્યાર છે તે ગુન્હો અથવા મુકદમો સમજવો,

"નાનકાગ્નિઝેબલ ગુન્હો" "નાનકાગ્નિઝેબલ મુકદમો" "નાનકાગ્નિઝેબલ ગુન્હો" એટલે જે ગુન્હા બાબત અને નાનકાગ્નિઝેબલ મુકદમો" એટલે જે મુકદમામાં ઇલાકાના મુખ્ય શેહેરોની માંહે અથવા બાહાર પોલીસ અમલદાર વગર વારંટે પકડવાને મુખત્યાર નથી તે ગુન્હો અથવા મુકદમો સમજવો;

"જામીન લઇ શકાય એવો ગુન્હો" "જામીન નહીં લઇ શકાય એવો ગુન્હો" (૨) "જામીન લઇ શકાય એવો ગુન્હો" એટલે જે ગુન્હા બાબત બીજા પરિશિષ્ટમાં બતાવ્યા મુજબ જામીન લઇ શકાય તે, અથવા જે ગુન્હા બાબત બીજા કોઇ ચાલુ કાયદા પ્રમાણે જામીન લઇ શકાય તે ગુન્હા સમજવો; અને "જામીન નહી લઇ શકાય એવો ગુન્હો" એટલે બીજો કેઇ ગુન્હો સમજવો,

"વારંટનો મુકદમો" (સ) "વારંટનો મુકદમો" એટલે જે ગુન્હા બાબત મોતની. અથવા સમુદ્રપારની અથવા છ મહિનાથી વધારે મુદત સુધી કેદની, શિક્ષા કરી શકાય તેવા ગુન્હા સંબંધી કોઇ મુકદમો સમજવો;

"સમનનો મુકદમો" (૮) "સમનનો મુકદમો" એટલે જે ગુન્હા બાબત સદરહુ શિક્ષા કરી નહીં શકાય એવા ગુન્હા સંબધી કોઇ મુકદમો;

"રાણીની વિલાયતી રઇયત" (ક્યુ) "રાણીની વિલાયતી રઇયત" આ શબ્દોનો અર્થ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો એટલે:—

(૧). ગ્રેટ બ્રિટિન અને આયર્લાંડના સંયુક્ત રાજ્યમાં અથવા યુરોપ માંહેની અથવા અમેરિકામાંહેની અથવા આસ્ટ્રેલિયામાંહેની મલીકા માઆઝમાની કોઇપણ

વસાહતોમાં અથવા મુલકોમાં, અથવા ન્યુઝીલંડની વસાહતમાં, અથવા કેપ ઓફ ગુડહોપની, અથવા નટાલની વસાહતમાં મલીકા માઆઝમાની જે રઇયત જન્મી હોય અથવા જે રઇયતને ત્યાંનો દેશજ અધિકાર પ્રાપ્ત થયો હોય અથવા જે રઇયતે ત્યાં હમેશાં રહેવાનું ઠેકાણું કર્યું હોય એવી હરકોઇ રઇયત;

(૨). સદરહુ પ્રકારનાં હરકોઇ માણસનું ઔરસ છોકરૂં અથવા તે છોકરાંનું છોકરૂં;

"બાબ" (ય) "બાબ" એટલે આ કાયદાનો કોઇ બાબ સમજવો. અને પરિશિષ્ટ એટલે આ કાયદાને જોડેલું કોઇ પરિશિષ્ટ સમજવું;

"પરિશિષ્ટ"

"જગા" (ડબલ્યુ) "જગા" આ શબ્દમાં ઘર, મકાન, તંબુ તથા વાહાણ એનો પણ સમાવેશ થાય છે.

કૃત્યોના સંબંધમાં વાપરેલા શબ્દો. જે શબ્દો કરેલાં કૃત્યોના સંબંધમાં વાપરચા હોય તે શબ્દો ગેરકાયદેસર કરેલી કસુરોને પણ લાગુ છે; અને

શબ્દોનો જે અર્થ ફોજદારીકાયદામાં હોયતે જ અર્થ સમજવો. જે શબ્દો તથા વાકયો આ કાયદામાં વાપરચાં હોય અને જેઓની વ્યાખ્યાઓ હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં આપી હોય અને ઉપર આપી નહીં હોય તે સરવે શબ્દોના તથા વાકયોના અર્થ સદરહુ કાયદામાં જે પ્રમાણે આપ્યાં હોય તે પ્રમાણે સમજવા.

ફોજદારીકાયદામુજબના ગુન્હાઓનો ઇનસાફ. ૫. હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબના સઘળા ગુન્હાઓની ચોકશી તથા ઇનસાફ આ કાયદામાં આગળ કહેલા ઠરાવો પ્રમાણે કરવો; અને બીજા કોઇ પણ કાયદા મુજબના ગુન્હાઓની ચોકશી તથા ઇનસાફ તેજ ઠરાવ પ્રમાણે કરવો, પણ તે ચોકશી અથવા ઇનસાફ, સદરહુ ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાની રીત અથવા જગા સંબંધી નિયમ ન કરવા બાબત કોઇ પણ કાયદો ચાલુ હોય તો તેને અનુસરીને કરવો.

બીજાકાયદાઓવિરૂદ્ધ ગુન્હાઓનો ઇનસાફ.

## ભાગ ૨ જો.

### ફોજદારી કોરટોની તથા હુદાઓની રચના તથા અધિકાર,

### બાબ ૨ જો.

### ફોજદારી કોરટોની તથા હુદાઓની રચના બાબત,

#### અ.—ફોજદારી કોરટોના દરજ્જા,

ફોજદારી કોરટોના દરજ્જા, ૬, હાઇ કોરટો શિવાય, તથા આ કાયદા વગર બીજા કોઇ પણ ચાલુ કાયદા પ્રમાણે રચેલી કોરટો શિવાય, બ્રિટિશ ઇંડિયામાં પાંચ દરજ્જાની ફોજદારી કોરટો હશે,

એટલે:—

૧,—સેશન કોરટો;

૨,—પ્રેસિડેન્સી માજીસ્ત્રેટોની કોરટો;

૩,—પેહેલા વરગના માજીસ્ત્રેટોની કોરટો;
૪,—બીજા વરગના માજીસ્ત્રેટોની કોરટો;
૫,—ત્રીજા વરગના માજીસ્ત્રેટોની કોરટો;

**બ,—મુલકની તુકડીઓ,**

સેશન તુકડીઓ,

૭, (ઇલાકાનાં મુખ્ય શેહેરો શિવાય) દરએક પ્રાંત સેશન તુકડી થશે, અથવા તેમાં સેશન તુકડીઓ આવશે;

જીલ્હા,

અને આ કાયદાનાં કારણ સારૂ દરએક સેશન તુકડી જીલ્હો થશે અથવા તેમાં જીલ્હા આવશે,

તુકડીઓમાં તથા જીલ્હાઓમાં ફેરફાર કરવાનો અધિકાર,

સદરહુ તુકડીઓની તથા જીલ્હાઓની સીમાઓમાં, અથવા ગવરનર જનરલ ઇન કાઉન્સિલની, અગાઉથી મંજુરી લઇને, તેમની સંખ્યામાં ફેરફાર કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે,

હાલની તુકડીઓમાં તથા જીલ્હાઓમાં જ્યાં હાં સુધી ફેરફાર કરવામાં ન આવે ત્યાં સુધી તે કાયમ રાખ્યા,

આ કાયદા અમલમાં આવે ત્યારે ચાલુ હોય એવી સેશન તુકડીઓમાં તથા જીલ્હાઓમાં જ્યાં સુધી સદરહુ પ્રમાણે ફેરફાર કરવામાં ન આવે ત્યાં સુધી તે સેશન તુકડીઓ તથા જીલ્હા રેહેશે,

ઇલાકાના મુખ્ય શેહેરોને જીલ્હા ગણવા.

આ કાયદાના કારણ સારૂ દરએક ઇલાકાનું મુખ્ય શેહેર જીલ્હો છે એમ સમજવું.

જીલ્હાની પેટા તુકડીઓ કરવાનો અધિકાર

૮ ઇલાકાનાં મુખ્ય શેહેરોની બહારનાં કોઇ પણ જીલ્લાની પેટા તુકડીઓ કરવાનો અથવા સદરહુ પ્રકારનાં કોઇ પણ જીલ્હાના કોઇ પણ ભાગને પેટા તુકડી કરવાનો, અને કોઇ પણ પેટા તુકડીની હદમાં ફેરફાર કરવાનો. અધિકાર સ્થાનિક સરકારને છે.

હાલની પેટા ટુકડીઓ કાયમ રાખી,

જે ચાલુ પેટા ટુકડીઓ હાલમાં ઘણું કરીને માજીસ્ત્રેટના હવાલામાં મુકવામાં આવે છે તે સઘળી પેટા ટુકડીઓ આ કાયદા પ્રમાણે કરેલી છે એવું સમજવું.

**ક,—ઇલાકાના મુખ્ય શેહેરોની બહાર કોરટો તથા હુદા,**

સેશન કોરટ.

૯. સ્થાનીક સરકારે દરએક સેશન તુકડી માટે એક સેશન કોરટ સ્થાપવી, અને સદરહુ કોરટનો એક જડજ નીમવો.

વળી સદરહુ પ્રકારની એક અથવા વધારે કોરટોમાં હકુમત ચલાવવાને આડિશનલ શેશન જડજો, જાઇન્ટ સેશન જડજો, તથા આસિસ્ટંટ શેશન જડજો નિમવાનો અખ્તીઆર સ્થાનિક સરકારને છે.

જ્યારે આ કાયદા અમલમાં આવે ત્યારે જે સેશન કોરટો ચાલુ હોય તે સઘળી સેશન કોરટો આ કાયદા પ્રમાણે સ્થાપેલી છે એમ સમજવું.

જીલ્હા માજીસ્ત્રેટ.

૧૦. ઇલાકાના મુખ્ય શેહેરોની બહાર દરએક જીલ્હા

માં સ્થાનિક સરકારે પેહેલા વરગનો એક માજીસ્ત્રેટ નિમવો, અને તેને જીલ્હા માજીસ્ત્રેટ કેહેવો.

જીલ્હા માજીસ્ત્રેટનો હુદો ખાલી પડવાથી તે ઉપર થોડી મુદતને માટે નિમાયલા અમલદારો.

૧૧. જ્યારે કોઇ જીલ્હા માજીસ્ત્રેટનો હુદો ખાલી પડવાથી કોઈ પણ અમલદાર સદરહુ જીલ્હામાં મુખ્ય અમલ ચલાવવાનાં કામ ઉપર થોડી મુદતને માટે આવે ત્યારે સદરહુ અમલદારે સ્થાનિક સરકારનો હુકમ થતાં સુધી આ કાયદા ઉપરથી જીલ્હા માજીસ્ત્રેટને જે અધિકાર આપ્યા છે તથા તેને જે કામો સોંપ્યાં છે તે સરવે અધિકારો ચલાવવા તથા તે સરવે કામો કરવાં.

તાબામાંહેના માજીસ્ત્રેટો.

૧૨ ઇલાકાનાં મુખ્ય સેહેરોની બહાર કોઇ પણ જીલ્હામાં જીલ્હા માજીસ્ત્રેટ શિવાય, પેહેલા વરગના અથવા બીજા વરગના અથવા ત્રીજા વરગના માજીસ્ત્રેટો દાખલ પોતાની નજરમાં આવે તેટલાં માણસોને નિમવાનો અધિકાર સ્થાનિક સરકારને છે અને સદરહુ માણસોને આ કાયદા પ્રમાણે જે અધિકારો આપવામાં આવે તે સરવે અથવા તેમાંનાં કોઇપણ અધિકાર

તેમની હકુમતની સ્થાનિકસીમા.

જે સ્થાનિક પ્રદેશમાં તેણે ચલાવવા તે સ્થાનિક પ્રદેશ વખતે વખતે ઠરાવવાનો અખત્યાર સ્થાનિક સરકારના અથવા સ્થાનિક સરકારના નિરબંધ હેઠળ રહીને જીલ્હા માજીસ્ત્રેટને છે,

સદરહુ પ્રકારનો પ્રદેશ ઠરાવીને જુદી રીતે ઠરાવ્યું ન હોય તો સદરહુ માણસોની હકુમત તથા તેઓનો અધિકાર સદરહુ જીલ્હામાં સરવે ઠેકાણે લાગુ પડશે

પેટા તુકડી માજીસ્ત્રેટના હવાલામાં મુકવાનો અધીકાર.

૧૩. સ્થાનિક સરકાર કોઇ પેટા તુકડી પેહેલા વરગના અથવા બીજા વરગના કોઇ પણ માજીસ્ત્રેટના હવાલામાં મુકવાને અને જે પ્રસંગે જરૂર પડે તે પ્રસંગે તે હવાલો તેની પાશે છોડાવવાને મુખત્યાર છે.

સદરહુ માજીસ્ત્રેટોને પેટા તુકડી માજીસ્ત્રેટો કેહેવા.

જીલ્હામાજીસ્ત્રેટને અધિકારસોંપવાબાબત,

સ્થાનિક સરકાર આ કલમમાં કહેલા પોતાના અધિકાર જીલ્હા માજીસ્ત્રેટને સોંપવાને મુખત્યાર છે.

સ્પેશિયલમાજીસ્ત્રેટો.

૧૪. પેહેલા વરગના અથવા બીજા વરગના અથવા ત્રીજા વરગના માજીસ્ત્રેટને જે અધિકાર આ કાયદાથી આપ્યા છે અથવા આ કાયદા પ્રમાણે આપી શકાય તે સરવે અથવા તેમાંના હરકોઇ અધિકાર ઇલાકાનાં મુખ્ય શેહેરોની બહાર હરકોઇ સ્થનિક ક્ષેત્રમાં અમુક મુકદમાના સબંધમાં અથવા કોઇ અમુક વરગના અથવા અમુક વરગોના મુકદમાના સંબંધમાં અથવા સામાન્ય રીતે સઘળા મુકદમાના સંબંધમાં હરકોઈ માણસને આપવાનો અખત્યાર સ્થાનિક સરકારને છે.

સદરહુ માજીસ્ત્રેટોને સ્પેશિયલ માજીસ્ત્રેટો કહેવા.

આ કલમના પેહેલા પારેગ્રાફથી આપેલો અધિકાર સ્થાનિક સરકાર પોતાના તાબા

ચીના હરકોઇ અમલદારને ગવરનર જનરલ ઇન કાઉંસીલની અગાઉથી મંજુરી લઇને અને પોતે દુરસ્ત ધારે એટલી હદ રાખીને સોંપવાને મુખત્યાર છે.

આસિસટંટ ડિસ્ત્રીકટ સુપરીન્ટેન્ડથી ઉતરતા દરજ્જાના કોઇપણ પોલીસ અમલદારને આ કલમ પ્રમાણે કાંઇ પણ અધિકાર આપવા નહી, અને સુલેહ જાળવવા સારૂ તથા ગુન્હો અટકાવવાસારૂ અને ગુન્હેગારોને માજીસ્ત્રેટની આગળ લઇ જવા માટે તેઓને ખોળી કાહાડવાસારૂ તથા પકડવાસારૂ તથા અટકાવી રાખવાસારૂ અને કોઇ પણ ચાલુ કાયદાથી તે અમલદારને સોંપેલા બીજા કાંઇ પણ કામ તેને કરવા સારૂ જેટલે સુધી જરૂર હોય તેકરતાં વત્તા કાંઇપણ અધિકાર સદરહુ પ્રમાણે આપવા નહી.

માજીસ્ત્રેટોનીબેન્ચો.

૧૫ ઇલાકાના મુખ્ય શેહેરોની બહાર હરકોઇ જગામાં હરકોઇ બે અથવા વધારે માજીસ્ત્રેટોને બેન્ચ તરીકે બેસવાનુ ફરમાવવાને સ્થાનીક સરકાર મુખત્યાર છે, અને પેહેલા, બીજા, અથવા ત્રીજા વરગના માજીસ્ત્રેટને જે અધિકારો આ કાયદાથી આપ્યા છે અથવા આ કાયદા પ્રમાણે આપી શકાય તેમાંના હરકોઇ અધિકાર સ્થાનીક સરકાર હુકમ કરીને સદરહુ બેન્ચને આપવાને મુખત્યાર છે અને સ્થાનીક સરકાર દુરસ્ત ધારે એવાજ મુકદમામાં અથવા એવાજ વરગના મુકદમામાં, અને એવીજ સ્થાનીક હદમાં, સદરહુ અધિકારો ચલાવવાનું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

વિશેષ હુકમ નહોય તો બેન્ચ જે અધિકારો ચલાવી શકે તે.

આ કલમ પ્રમાણે હરકોઇ હુકમ કરીને જુદી રીતનો ઠરાવ કરયો નહી હોય તો સદરહુ બેન્ચના મેંબરોમાં જે ઊંચામાં ઊંચા દરજ્જાનો માજીસ્ત્રેટ હોય અને જે સદરહુ બેન્ચના મેંબર તરીકે હાજર રહીને કામમાં ભાગ લેતો હોય તેવા માજીસ્ત્રેટને આ કાયદાથી જે અધિકાર આપ્યા હોય તે અધિકાર સદરહુ પ્રકારની દરએક બેન્ચના છે એવુ સમજવું, અને આ કાયદાના કારણ સારૂ તે બેન્ચને જેટલે સુધી બની શકે તેટલે સુધી સદરહુ દરજ્જાના માજીસ્ત્રેટ તરીકે ગણવી.

બેન્ચોની પોતાના કામની સમજુત થવાસારૂકાનુન કરવાનો અધિકાર.

૧૬. કોઇ પણ જીલ્લામાં માજીસ્ત્રેટોની બેન્ચોની તેઓના કામની સમજુત થવા સારૂ હેઠળ લખેલી બાબતો સબંધી આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે કરવાને સ્થાનિક સરકાર અથવા સ્થાનિક સરકારના નિબંધહેઠળ રહીને જીલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે.

(અ) ઇનસાફ કરવાના મુકદમાના વરગો;

(બ) બેસવાની વખત તથા જગા;

(ક) ઇનસાફ ચલાવવા બાબત બેન્ચની રચના;

(ડ) બેઠેલા માજીસ્ત્રેટો વચ્ચે મતમાં જે ભેદ પડે તેનો નીકાલ કરવાની રીત.

માજીસ્ત્રેટોએતથાબેન્ચોએ જીલ્લા માજીસ્ત્રેટના તાબામા રેહેવું.

૧૭ ૧૨મી, ૧૩મી, અને ૧૪મી, કલમ પ્રમાણે નિમેલા સઘળા માજીસ્ત્રેટો તથા ૧૫ મી કલમ પ્રમાણે રચેલી સઘળી બેન્ચો જીલ્લા માજીસ્ત્રેટના તાબામાં છે એવું સમજવું, અને સદરહુ માજીસ્ત્રેટોને તથા બેન્ચોને કામ વેં

હેંચી આપવા બાબત આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે ક રવાને જીલ્હા માજીસ્ત્રેટ મુખત્યાર છે.

માજીસ્ત્રેટોએતથાબે ન્ચોએ પેટાટુકડી મા જીસ્ત્રેટના તાબામાં રે હેવું.

કોઈ પેટા ટુકડીમા અધિકારો ચલાવનાર [પેટા ટુકડી માજીસ્ત્રેટ શિવાય બીજો] દરેક માજીસ્ત્રેટ તથા દરેક બેન્ચ પેટા ટુકડી માજીસ્ત્રેટ ના તાબામાં છે એ સવુંજવુ, તો પણ તે જીલ્લા માજીસ્ત્રેટના સામાન્ય નિબંધ હેઠળ છે એવું સમજવું.

આસીસ્ટંટસેશનજ ડજોએ સેશન જડજ ના તાબામાં રેહેવું.

સઘળા આસીસ્ટટ સેશનજડજોએ, જે સેશન જડજની કોરટમાં તેઓ હુકુમત ચલાવતા હોય તે સેશન જડજના તાબામાં રેહેવું, અને સદરહુ આસીસ્ટંટ સેશન જડજોને કામ વેહેંચી આપવા બાબત આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન વખતે વખતે કરવાને સેશનજડજ મુખત્યારછે.

જીલ્લા માજીસ્ત્રેટ તેમજ ૧૭ મી, ૧૩ મી, અને ૧૪ મી કલમ પ્રમાણે નિમેલા માજીસ્ત્રેટો અથવા ૧૫ મી કલમ પ્રમાણે રચેલી બેન્ચો સેશન જડજના તાબામાં નથી એવું સમજવું. પણ આ કાયદામાં આગળ ઠરાવેલુંછે તેટલે સુધી અ ને તે રીતે તે તેના તાબામાં છે એવું સમજવું.

## ૬—પ્રેસિડેન્સી માજીસ્ત્રેટોની કોરટો.

પ્રેસીડેન્સીમાજીસ્ત્રે ટોની નિમણુંક.

૧૮ સ્થાનિક સરકારે (આ કાયદામાં પાછળ જેમને પ્રે સીડેન્સી માજીસ્ત્રેટો કહ્યા છે એવા) જોઇએ તેટલા માણસો ને દરેક ઇલાકાના મુખ્ય શેહેરના માજીસ્ત્રેટો તરીકે વખતે વખતે નિમવા, અથવા અને સદરહુ માણસોમાંના એકને તે દરેક શેહેરના ચીફ માજીસ્ત્રેટ તરીકે નીમવો.

સદરહુ માણસોમાંના હરકોઈ બે અથવા વધારે માણસો (આ કાયદામાં પાછળ આપેલા અધિકાર પ્રમાણે ચીફ માજીસ્ત્રેટે કરેલી કાનુનને અનુસરીને) બેન્ચ તરીકે એકઠા બેસવાને મુખત્યાર છે.

તેમની હુકુમતની સ્થાનિક હદ.

૧૯ દરએક પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે. જે ઇલાકાના મુખ્ય શેહેર માટે પોતે નિમાયો હોય તે માંહેની સઘળી જગાઓમાં, અને સદરહુ શેહેરના બંદરની તથા વાહાણ ચા લી શકે એવી તે બંદર તરફ જતી હરકોઇ નદી અથવા ખાડીની જે હદ બંદરોનું તથા બંદર દાણાનું નિયમત કરવા બાબતના ચાલુ કાયદા પ્રમાણે ઠરાવેલા હોય તેવી હદ માંહેની સઘળી જગાઓમાં હકુમત ચલાવવી.

મુંબાઇની પેટી સે શનની કોરટ.

૨૦ મુંબાઇ શેહેરમાં દરેક પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે સન ૧૮૭૭ ના એપ્રીલ મહિનાની પેહેલી તારીખનો પેહેલાં ત રત ચાલુ હોય એવા હરકોઇ કાયદા પ્રમાણે તે શેહેરમાં પેટીસેશનની કોરટે જે હકુમત ચલાવી હોય તે સઘળી હકુમત ચલાવવી.

પણ એવું ઠરાવ્યું છે કે મુંબાઇની મ્યુનિસિપાલીટીના બંદોબસ્ત બાબતના ચા લુ કાયદા મુજબની અપીલો ફકત ચીફ માજીસ્ત્રેટને કરવી.

ચીફ માજીસ્ત્રેટ. ૨૧ દરએક ચીફ માજીસ્ત્રેટે, જે અધિકાર આ કાયદાથી તેને આપ્યા છે તે સઘળા અધિકાર અથવા જે અધિકાર આ કાયદો અમલમાં આવ્યાની પેહેલાં તરત ચાલુ હોય એવા કોઇપણ કાયદા પ્રમાણે અથવા કાનુન પ્રમાણે હરકોઇ સીનિયર માજીસ્ત્રેટે અથવા ચીફ માજીસ્ત્રેટે ચલાવવા જોઇએ તે સઘળા અધિકાર પોતાની હકુમતની સ્થાનિક હદમાં ચલાવવા. અને નીચે લખેલી બાબતોનું નિયમન કરવા સારૂ આ કાયદાને અનુસરતી હોય એવી કાનુન સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લઇને વખતે વખતે કરવાને તે મુખત્યાર છે:——

[અ] સદરહુ શેહેરના માજીસ્ત્રેટોની કોરટોમાં કામ ચલાવવા બાબત તથાં વેહેંચવા બાબત તથા તે કોરટોનાના વહિવટ બાબત;

(બ) જે વખછે તથા જગાએ માજીસ્ત્રેટોની બેન્ચોએ બેસવું તે બાબત;

(ક) સદરહુ બેન્ચોની રચના બાબ; અને

(ડ) બેઠેલા માજીસ્ત્રેટો વચ્ચે મતમાં જે ભેદ પડે તેનો નિકાલ કરવાની રીત બાબત.

ઈ—જસ્ટીસ આફ ધી પીસ.

ઇલાકાઓનેમાટે જસ્ટીસ આફ ધી પીસ ૨૨ ઇલાકાના મુખ્ય શેહેરોની બાહાર સઘળા બ્રિટિશ ઇંડિયાના સબંધમાં અથવા તેના હરકોઇ ભાગના સંબંધમાં ગવરનર જનરલ ઇનકૌન્સીલ·

અને પોતાના અમલ હેઠળના (સદરહુ શેહેરો વગર બીજા) મુલકોના સંબધમાં દરએક સ્થાનિક સરકાર

સરકારી ગેઝીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને પોતે યોગ્ય ધારે એવી રાણીની વીલાયતી રઇયતને સદહુ જાહેરનામામાં કહેલા મુલકોની અંદર અને તે મુલકો માટે જસ્ટીસ આફ ધી પીસ તરીકે નિમવાને મુખત્યાર છે.

ઇલાકાનાં મુખ્ય શેહેરો માટે જસ્ટીશઆફ ધી પીસ. ૨૩ કલકત્તા શેહેરના સબધમા ગવરનર જનરલ ઇન્ કૌન્સીલ અથવા સ્થાનિક સરકાર.

અને મદ્રાસ તથા મુંબાઇ શેહેરના સંબંધમાં સ્થાનિક સરકાર.

બ્રિટિશ ઇંડિયામાં રેહેનારા જે સખસો કોઇ પણ પરરાજ્યની રઇયત ન હોય અને જેમને [પ્રસંગ પ્રમાણે] ગવરનર જનરલ ઇન કૌન્સીલ અથવા સ્થાનિક સરકાર યોગ્ય ધારે, તે સખસોને, સરકારી ગ્યાજીટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તેમાં કહેલી સદરહુ શેહેરની હદમાં, જસ્ટીસ આફ ધી પીસ તરીકે નિમવાને મુખત્યાર છે.

હાલના જસ્ટીસઆફ ધી પીસ. ૨૪. કોઇ હાઇકોરટે આપેલાં હરકોઇ કમીન પ્રમાણે સદરહુ શેહેરો વગર બીજા બ્રિટિશ ઇંડિયાના કોઇપણ ભાગની અંદર અને તે ભાગ માટે જસ્ટીસ આફ ધી પીસ તરીકે હાલમાં કામ કરનારા દરએક માણસને સદરહુ શેહેરો વગર બીજા આખા બ્રિટિશ ઇંડિયાને માટે જસ્ટીસ આફ ધી પીસ તરીકે કામ કરવાને ૨૨ મી કલમ પ્રમાણે ગવરનર જનરલ ઇન કૌન્સીલે નિમ્યો છે એમ સમજવું.

સદરહુ પ્રકારના કોઈ પણ કમીશન પ્રમાણે સદરહુ શેહેરોમાંના હરકોઇ શેહેરની હદમાં જસ્ટીસ આફ ધી પીસ તરીકે હાલમાં કામ કરનારા દરએક માણસને ૨૩મી કલમ પ્રમાણે સ્થાનિક સરકારે નિમ્યો છે એવું સમજવું.

હુદાના સબબથીજ સ્ટીસ આફ ધી પીસ.

૨૫ પોત પોતાના હુદાના સબબથી ગવરનર જનરલ તથા ગવરનર જનરલની કૌન્સીલના મામુલ મેંબરો તથા હાઇકોરટના જડજો તથા રંગુનનો રીકોર્ડર આખા બ્રિટિશ ઇંડિયાની અંદર અને બ્રિટિશ ઇંડિયાને માટે જસ્ટીસ આફ ધી પીસ છે એવું સમજવું. અને પ્રેસીડેન્સી માજીસ્ત્રેટો જે શેહેરના તેઓ માજીસ્ત્રેટો હોય તે સેહેરોની અંદર અને તે સેહેરો માટે જસ્ટીસ આફ ધી પીસ છે એવું સમજવું.

ઈ—સસ્પેંડ કરવા બાબત તથા દુર કરવા બાબત.

જડજોને તથા માજીસ્ત્રેટોને સસ્પેન્ડ કરવા તથા દુર કરવા બાબત.

૨૭. રાયલ ચારટરથી સ્થાપેલી હાઇ કોરટો શિવાય બીજી ફોજદારી કોરટોના સઘળા જડજોને અને સઘળા માજીસ્ત્રેટોને હુદા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે;

પણ એવું ઠરાવ્યું છે કે જે જડજોને તથા માજીસ્ત્રેટોને હુદા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર હાલમાં ફકત ગવરનર જનરલ ઇન કાઉન્સિલને છે તેઓને હુદા ઉપરથી બીજા કોઇ પણ અધિકારીએ સસ્પેન્ડ કરવા નહીં કે દુર કરવા નહીં.

જસ્ટીસ આફ ધી પીસને સસ્પેન્ડ કરવા તથા દુર કરવા બાબત.

૨૮. જે જસ્ટીસ આફ ધી પીસને ગવરનર જનરલ ઇન કાઉન્સિલે નિમ્યો હોય તે જસ્ટીસ આફ ધી પીસને હુદા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર ગવરનર જનરલ ઇન કાઉન્સિલને છે, અને જે જસ્ટીસ આફ ધી પીસને સ્થાનિક સરકારે નિમ્યો હોય તેને હુદા ઉપરથી સસ્પેન્ડ કરવાનો અથવા દુર કરવાનો અધિકાર સ્થાનિક સરકારને છે,

## ભાગ ૩ જો.

### કોરટોના અધિકાર.

અ.—દરએક કોરટ કયા કયા ગુન્હા સાંભળી શકે તે ગુન્હાઓનું વરણન.

ફોજદારી કાયદા મુજબના ગુન્હા.

૨૮. હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબના હરકોઇ ગુન્હાનો ઇનસાફ આ કાયદાના બીજા ઠરાવોને અનુસરીને કરવાનો અધિકાર હાઇ કોરટને અથવા શેશન કોરટને અથવા બીજા પરિશિષ્ટના આઠમાં આસનમાં બતાવ્યા પ્રમાણે બીજી જે કોરટેથી સદરહુ ગુન્હાનો ઇનસાફ થઇ શકે તે કોરટને છે.

બીજા કાયદા મુજબના ગુન્હા.

૨૯. બીજા કોઇ પણ કાયદા મુજબના હરકોઇ ગુન્હાનો ઇનસાફ, જયારે સદરહુ કાયદામાં આ બાબત કોઇ કોરટનું નામ કહ્યું હોય ત્યારે, તે કોરટે કરવો.

જયારે કોરટનું નામ સદરહુ પ્રમાણે કહ્યું ન હોય ત્યારે તે ગુન્હાનો ઇનસાફ કર

વાનો અધિકાર હાઈ કોરટને અથવા આ કાયદા પ્રમાણે રચેલી હરકાઇ કોરટને છે; પણ એવું ઠરાવ્યું છે કે,—

(અ) સદરહુ પ્રકારનો જે ગુન્હો સાત વરસ કરતાં વધતી મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઈ પણ ગુન્હાનો ઇનસાફ પેહેલા વરગના કોઇ પણ માજીસ્ત્રેટે કરવો નહીં;

(બ) સદરહુ પ્રકારનો જે ગુન્હો ત્રણ વરસ સુધીની મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઇ પણ ગુન્હાનો ઇનસાફ બીજા વરગના કોઇ પણ માજીસ્ત્રેટે કરવો નહીં; અને

(ક) સદરહુ પ્રકારનો જે ગુન્હો એક વરસ સુધીની મુદતની કેદની શિક્ષાને લાયક હોય તેવા કોઇ પણ ગુન્હાનો ઇનસાફ ત્રીજા વરગના કોઇ પણ માજીસ્ત્રેટે કરવો નહીં.

મોતની શિક્ષાને લાયક નહીં હોય એવા ગુન્હા.

૩૦ જે મુલકોનો રાજકારભાર, અનુક્રમે, પંજાબને લેફટેનન્ટ ગવનર અને અયોધ્યાના તથા સેંટરલ પ્રાવિન્સીસનાતથા બ્રિટિશ બ્રહ્મારના તથા કુર્ગના તથા આસામના ચીફ કમિશનર ચલાવતાહોયતેમુલકોમાંઅનેબીજા પ્રાંતોના જે ભાગોમાં ડિપ્યુટિ કમીશનરો અથવા આસિસ્ટંટ કમીશનરો હોય તે ભાગોમાં મોતની શીક્ષાને લાયક નહીં હોય એવા સઘળા ગુન્હાઓનો ઇનસાફ માજીસ્ત્રેટ તરીકે કરવાનો અધિકાર. ૨૯ મી કલમમાં ગમે તે કહ્યું હોય તોપણ જીલ્હા માજીસ્ત્રેટને આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

બ.—જુદા જુદા દરજ્જાની કોરટોને જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર છે તે.

જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર હાઇ કોરટને તથા સેશન જડજોને છે તે.

૩૧. જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઇ શિક્ષાનો હુકમ કરવાને હાઇ કોરટ મુખત્યાર છે.

જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઈ શિક્ષાનો હુકમ કરવાને સેશન જડજ, આડીશનલ સેશન જડજ અથવા જાઇન્ટ સેશન જડજ મુખત્યાર છે; પણ સદરહુ પ્રકારના હરકોઇ જડજે મોતની શિક્ષાનો હરકોઇ હુકમ કર્યો હોય તો તે કાયમ થવાને હાઇ કોરટની મંજુરી જોઇએ.

મોતની અથવા સાત વરસ કરતાં વધતી મુદતની સમુદ્ર પારની અથવા સાત વરસ કરતાં વધતી મુદતની કેદની શિક્ષા વગર જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તેવી હરકોઇ શિક્ષાનો હુકમ કરવાને આસિસ્ટંટ સેશન જડજ મુખત્યાર છે; પણ કોઇ આસિસ્ટંટ સેશન જડજે ત્રણ વરસ કરતાં વધતીમુદતની કેદની શિક્ષાનો હુકમ કર્યો હોય તો, તે કાયમ થવાને સેશન જડજની મંજુરી જોઇએ.

જે શિક્ષાફરમાવવા નો માજીસ્ત્રેટોને અધિકાર છે તે.

૩૨ માજીસ્ત્રેટોની કોરટોને હેઠળ લખેલી શિક્ષા ફરમાવવાનો અધીકાર છે; એટલે:—

| | |
|---|---|
| (અ) પ્રેસીડેન્સી મા-જીસ્ત્રેટોની તથા પેહેલાવરગના મા-જીસ્ત્રેટોનીકોરટો. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં બે વરસ સુધીની મુદતની કેદ. એક હજાર રૂપીયા દંડ. ફટકા મારવા. |
| (બ) બીજા વરગના માજીસ્ત્રેટોની કોરટો. | કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં છ મહીના સુધી મુદતની કેદ. બસેં રૂપીયા સુધી દંડ. ફટકા મારવા. |
| (ક) ત્રીજાવર્ગના મા-જીસ્ત્રેટોની કોરટો, | એક મહીના સુધીની મુદતની કેદ. પચાસ રૂપીયા સુધી દંડ. |

જે શિક્ષા ફરમાવવાનો કાયદાથી પોતાને અધિકાર હોય તેમાંની ગમે તે શિક્ષા એકઠી કરીને કાયદાસર ગમે તે શિક્ષા ફરમાવવાનો અખત્યાર હરકોઈ માસ્ત્રેટની કોરટને છે.

બીજા વરગના કોઈ માજીસટરેટને સ્થાનીક સરકારે આ બાબત વિશેષ કરીને અધિકાર આપ્યોનહી હોય તો તેવા માજીસટરેટની કોઈ પણ કોરટે ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવો નહી.

દંડ ન આપે તો કેદની શિક્ષાનો હુકમ કરવાનો માજીસટરેટોનો અધિકાર.

૩૩. દંડ ન આપે તો જેટલી મુદતની કેદ કાયદા પ્રમાણે થઈ શકતી હોય તેટલી મુદતની કેદ તે દંડ ન આપે તો ઠરાવવાને હરકોઈ માજીસટરેટનો કોરટ મુખત્યાર છે; પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ મુદત આ કાયદા પ્રમાણે તે માજીસટરેટના અધીકાર કરતા વત્તી નહી જોઈએ.

કેટલાએક મુકદમા બાબત વિશેષ ઠરાવ.

વળી એવું પણ ઠરાવ્યું છે કે જે મુકદમામાં ફૈસલો કોઈ માજીસટરેટે કરયો હોય અને તેમાં પેહેલાંનો શિક્ષાના હુકમનો ભાગ કેદ ઠરાવી હોય તે મુકદમામાં દંડ ન આપેથી કેદ કરવાની જે મુદત ઠરાવી તે, દંડ ન આપેથી જે કેદ ઠરાવવામાં આવે તે શિવાય તે ગુન્હાને સારૂ જેટલી મુદત બીજી કેદની શિક્ષા કરવાનો તે માજીસતરેટને અધિકાર હોય તે મુદતના ચતુર્થાંશ કરતાં કદાપી વધારે ઠરાવવી નહી.

આ કલમ પ્રમાણે જે કેદ ઠરાવવી તે, ૩૨ મી કલમ પ્રમાણે ઘણામાં ઘણી જેટલી મુદતની પેહેલાંની કેદની શિક્ષાનો હુકમ તે માજીસતરેટથી કરી શકાય તે ઉપરાંત ઠરાવવાનો અખત્યાર છે.

કેટલા એક જીલામાજીસતરેટોના વતા અધિકાર.

૩૪ જે જીલા માજીસતરેટ ને ૩૦મી કલમ પ્રમાણે વિશેષ કરીને અધિકાર આપ્યો હોય તે જીલા માજીસતરેટની કોરટ કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુદ્ધાં ઘણામાં ઘણાં સાત વરસની મુદતની કેદની અથવા દંડની અથવા ફટકા મારવાની શિક્ષાનો અથવા આ શિક્ષાઓમાંની જેટલી શિક્ષા એકઠી કરવાનો કાયદાથી અધીકાર હોય તેટલી એકઠી શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે.

પણ ત્રણ વરસ કરતાં વતી મુદતની કેદની શિક્ષાનો હરકોઈ હુકમ સદરહુ મકા

રની કોઈ કોરટે કરયો હોય તે કાયમ થવાને સેશન જડજની મંજુરી જોઈએ.

જુદા જુદા ગુનાએ ઈનસાફના કામમાં શાબિત થયાં હોય તો શિક્ષાનો હુકમ.

૩૫ જ્યારે કોઈ સખસની ઉપર એકજ ઇનસાફના કામમાં બે અથવા વધારે જુદા જુદા ગુના સાબિત થાયત્યારે સદરહુ ગુન્હાઓને માટે કરાવેલી જુદી જુદી જે શિક્ષા કરવાનો કોરટને અખત્યાર હોય તે શિક્ષાઓનો હુકમ તે સખસની ઉપર કરવાને તે કોરટ મુખત્યાર છે. તે શીક્ષાઓ જો કેદની અથવા સમુદ્ર પારની હોય, તો કોરટ ફરમાવે તેવા અનુક્રમમાં એક પુરી થઇ રહ્યા પછી બીજી શરૂ થવી જોઈએ.

એકજ ગુન્હો સાબીતથયેથી જેટલી શીક્ષા કરવાનો તે કોરટને અખત્યાર હોય તેટલી શીક્ષા કરતાં તે જુદા જુદા ગુન્હાઓની એકઠી શિક્ષા વધારે થાય છે એટલાજ સબબ ઉપરથી કોઇ ઉપલી કોરટ આગળ ઇનસાફ થવા સારૂ તે ગુન્હેગારને મોકલવાની તે કોરટને જરૂર નથી.

શીક્ષાની ઘણામાં ઘણી મુદત.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

(અ) કોઈ પણ મુકદ્દમામાં સદરહુ સખસને ચઉદ વરસ કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવો નહી.

(બ) જો તે મુકદ્દમાનો ઇનસાફ (૩૪ મી કલમ પ્રમાણે કામ ચલાવનારા માજીસતરેટ શિવાય બીજા) કોઇ માજીસતરેટે કરયો હોય તો પોતાની મામુલ હુકુમત ચલાવતાં જેટલી શિક્ષા કરવાનો તે માજીસતરેટને અધિકાર હોય તે શિક્ષાની બમણી શિક્ષા કરતાં તે એકઠી શિક્ષા વધારે નહી હોવી જોઈએ.

મંજુરીનાં અથવા અપીલનાં કારણ સારૂ, એકજ ઇનસાફના કામમાં શાબિત થએલા જુદા જુદા ગુન્હાઓને માટે આ કલમ પ્રમાણે એકઠી કરેલી શિક્ષા ફરમાવી હોય તે એકજ શિક્ષા છે એવું સમજવું.

## ક.—સાધારણ અને જાસ્તી અધિકાર.

માજીસતરેટોનાસાધારણ અધિકાર.

૩૬. સર્વે જીલ્લા માજીસતરેટોના તથા પેટાતુકડી માજીસતરેટોના તથા પેહેલા, બીજા, અને ત્રીજા વર્ગના માજીસતરેટોના અધિકાર આ કાયદામાં આગળ તેમને આપેલા છે અને ત્રીજા પરિશિષ્ટમાં વિશેષે કરીને કહેલા છે તે પ્રમાણે સમજવા. સદરહુ અધિકારોને તેમના "સાધારણ અધિકાર" કેહેવા.

માજીસતરેટોને જે જાસ્તી અધિકાર આપી શકાય તે.

૩૭ જે માજીસતરેટના સદરહુ સાધારણ અધિકાર શિવાય વળી હરકોઇ પેટાતુકડી માજીસતરેટને અથવા પેહેલા અથવા બીજા અથવા ત્રીજા વર્ગના હરકોઇ માજીસતરેટને જે અધિકારો સ્થાનિક સરકારથી અથવા જીલ્લા માજીસતરેટથી અપાય એવું ચોથા પરિશિષ્ટમાં વિશેષે કરીને કહેલું છે તેવા હરકોઈ અધિકાર તેને, સ્થાનિક સરકાર અથવા જીલ્લા માજીસતરેટ (જેમ હોય તેમ) આપવાને મુખત્યાર છે.

અધિકારઆપવાસં

૩૮ ૩૭ મી કલમથી જિલ્લા માજિસતરેટને આપેલો

**બધી જિલ્લા માજીસ તરેટોના અધિકાર બાબત નિરબંધ.**

અધીકાર સ્થાનિક સરકારના નિર્બંધ હેઠળ રહીને ચલાવવો.

ડ—અધિકાર આપવા જારી રાખવા તથા રદ કરવા બાબત.

**અધિકારઆપવાની રીત.**

૩૯ આ કાયદા પ્રમાણે અધિકાર આપવા તે સ્થાનિક સરકાર હુકમ કરીને અમુક માણસોને તેમના નામથી અથવા તેમના હુદાના સબબથી, અથવા અમલદારોના સામાન્ય વરગોને તેમના હુદાના નામથી અધીકાર આપવાને મુખત્યાર છે.

જે માણસને દરહુ પ્રમાણે અધીકાર આપ્યો હોય તે માણશને જે તારીખે સદરહુ હુકમ જણાવવામાં આવે તે તારીખથી સદરહુ પ્રકારનો દરએક હુકમ અમલમાં આવશે.

**જે અમલદારોની બદલી થઇ હોય તેમના અધિકાર જારી રાખવા**

૪૦ સરકારની નોકરીમાં કોઇ માણસ કાંઇ હુદા ઉપર હોય તે માણસને હરકોઇ સ્થાનિક સીમામાં સઘળે ઠેકાણે આ કાયદા પ્રમાણે હરકોઇ અધિકાર આપ્યા હોય અને તેજ સ્થાનિક સરકારના તાબાની તેવીજ શ્થાનિક શીમામાં હેવાજ પ્રકારના સરખા હુદા ઉપર અથવા તે કરતાં ઉંચા હુદા ઉપર તેની બદલી થાય, ત્યારે શ્થાનીક સરકાર બીજી રીતનો હુકમ ન કરે અથવા તેમણે બીજી રીતનો હુકમ કર્યો નહો હોય તો જે શ્થાનિક શીમામાં પોતાની એ પ્રમાણે બદલી થઇ હોય તેમાં તેણે તેજ અધિકાર ચલાવ્યા કરવા.

**અધિકાર રદ કરવાનો અખત્યાર છે.**

૪૧. હરકોઇ માણસને આ કાયદા પ્રમાણે શ્થાનિક સરકારે અથવા તેના તાબા માંહેના હરકોઇ અમલદારે જે અધિકાર આપ્યા હોય તે પાછા લઇલેવાને શ્થાનીક સરકાર મુખત્યાર છે.

# ભાગ ૩ જો.

## સામાન્ય ઠરાવો

### બાબ ૪ થો.

### માજીસતરેટોને તથા પોલીસને તથા પકડનારા માણસોને મદદ તથા ખબર આપવા બાબત.

**માજિસતરેટોનેતથા પોલીશનેલોકોએ ક્યારે મદદ કરવી.**

૪૨ ઇલાકાના મુખ્ય શેહેરોની અંદર કે બહાર કોઇ માજિસતરેટ અથવા પોલીશ અમલદાર હેઠળ લખેલી બાબતોમાં જે માણસની વ્યાજબી રીતે મદદ માગે તેવાં દરેક માણસે તેને મદદ કરવી જોઇએ.

(અ) બીજા કોઇ માણસને પકડવાનો સદરહુ માજિસતરેટને અથવા પોલીશ અમલદારને અધિકાર હોય તેવા માણસને પકડવામાં; અથવા

(ચ) સુલેહના ભંગનો અથવા હરકોઇ રેલવે, નેહેર, ટેલીગ્રાફ, અથવા સાર્વજની
ક મીલકતને નુકશાન કરવાની કોશીશનો અટકાવ કરવામાં; અથવા
(છ) હંગામો અથવા બખેડો બંધ પાડવામાં.

પોલીશ અમલદાર શિવાય બીજો જે શખસ વારંટ બજાવતો હોય તે શખસને મદદ આપવા બાબત.

૪૩ જ્યારે પોલીશ અમલદાર શિવાય બીજા કોઇ શખસના નામનું વારંટ કરવામાં આવે ત્યારે જે શખસના નામનુ તે વારંટ કરયું હોય તે શખશ નજદીક હોય અને વારંટ બજાવાનું કામ કરતો હોય તો બીજો કોઇ પણ સખશ તે વારંટ બજાવવામાં મદદ કરવાને મુખત્યાર છે.

લોકોએઅમુકગુનહાઓની ખબર આપવી

૪૪ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૨૧ મી ૧૨૧ અ, ૧૨૨ મી, ૧૨૩ મી, ૧૨૪ મી, ૧૨૪ મી, અ ૧૨૫ મી, ૧૨૬ મી, ૧૩૦ મી, ૩૦૨ થી, ૩૦૩ થી, ૩૦૪ થી ૩૮૨ મી, ૩૯૨ મી ૩૯૩ મી, ૩૯૪ મી, ૩૯૫ મી ૩૯૬ મી, ૩૯૭ મી, ૩૯૮ મી, ૩૯૯ મી, ૪૦૨ થી, ૪૩૫ મી, ૪૩૬ મી, ૪૪૯ મી, ૪૫૦ મી, ૪૫૬ મી, ૪૫૭ ૪૫૮ મી ૪૫૯ મી, અને ૪૬૦ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકતી હોય, એવો હરકોઇ ગુનહો કર્યા વીશે અથવા કરવાના બીજા હરકોઇ શખસના ઈરાદા વીશે ઇલાકાનાં મુખ્ય શેહેરોની અંદર કે બહાર જે શખસ જાણતો હોય તેવા દરએક શખસે, વાજબી સબબ નહીં હોય તો, પાસેમાં પાશેના માજીસ્ત્રેટને અથવા પોલીસ અમલદારને તે બાબતની ખબર તાબડતોબ આપવી. વાજબી સબબ છે તે શાબીત કરવાનો બોજો સદરહુ પ્રમાણે જાણનાર શખસને માથે છે એવું શમજવું.

ગામના મુખીઓએ. જમીનદારોએ અને બીજાઓએ અમુક બાબતોની ખબર આપવી જોઇએ.

૪૫. દરએક ગામના મુખીએ, ગામના રખવાળે, ગામના પોલીસ અમલદારે, જમીનના ધણીએ અથવા ભોગવટો કરનારે, તથા તે ધણીના અથવા ભોગવટો કરનારના મુખત્યારે, તથા સરકારની તરફથી અથવા કોરટ આફ વારડસની તરફથી મેહેસુલ અથવા જમીનનું ગણોત વસુલ કરવાના કામ ઉપર જે અમલદારોને નીમ્યા હોય તે દરએક અમલદારે હેઠળ લખેલી વાતો બાબત જે ખબર પોતાને મળે તે પાસેમાં પાસેના માજીસ્ત્રેટને અથવા પાસેમા પાસેનું પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને [એ બેમાંથી જે વધારે પાસ હોય તેને) તાબડતોબ આપવી જોઇએ.

(અ) જે ગામનો પોતે મુખી રખવાળ અથવા પોલીસ—અમલદાર હોય તે ગામમા, અથવા જે ગામમાં પોતાની જમીન હોય અથવા પોતે જમીનનો ભોગવટો કરતો હોય અથવા મુખત્યાર હોય અથવા ગણોત અથવા મેહેસુલ વસુલ કરતો હોય તે ગામમાં ચોરીની મીલકત લેનારા અથવા વેચનારા હરકોઈ મશહુર માણસનું કાયમ અથવા કામ ચલાઉ રેહેવાનું ઠેકાણું છે એ વાત બાબત;

(ઘ) ફલાણો માણસ ઠગ, અપહરન કરનાર, નાહાસી ગએલો ગુન્હેગાર અથવા ઢંઢેરાથી પ્રસિદ્ધ કરેલો ગુન્હેગાર છે એવું પોતાને માલમ હોય અથવા વાજબી રીતે શક હોય તે માણસ સદરહુ ગામમાંની કોઇ જગાએ આવતો જતો હોય અથવા સદરહુ ગામમાં થઇને જતો હોય તે વાત બાબત;

(ક) સદરહુ ગામમાં અથવા ગામની પાસે જામીન નહીં લઇ શકાય તેવો હરકોઇ ગુન્હો કરયાની વાત અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત:

(ડ) સદરહુ ગામમાં કાંઇ પણ આકસ્મિક અથવા શ્રષ્ટિક્રમ વિરૂદ્ધ મોત થયાની વાત અથવા શક ભરેલી હકીકતમાં કાંઇ પણ મોત થયાની વાત બાબત તાબડતોબ ખબર આપવી જોઇએ.

ખુલાસો.—આ કલમમાં "ગામ" એ શબ્દમાં ગામની જમીનોનોસમાવેશ થાયછે.

---

## બાબ ૫ મો.

### પકડવા, નાહાસી જવા, તથા ફરીથી પકડવા બાબત.

### અ.— પકડવા બાબત સામાન્ય ઠરાવો.

પકડવુ તેકેવી રીતે. ૪૬. કોઇ શખસનેપકડવોતેએવી રીતે કે જે પોલીસ અમલદાર અથવા બીજો શખસ પકડતો હોય તેણે તે શખસનાં શરીરને ખરેખર અડકવું અથવા કેદ કરવું; પણ જો તે શખસ કાંઇ બોલીને અથવા કાંઇકરીનેપોતાને તાબેથાય તો તેમ કરવુ નહીં.

પકડવાનીકોશિસની સામાં થવું. જો સદરહુ શખસ પોતાને પકડવાની કોશિસના સામે જબરજસ્તી કરે, અથવા પોતે ન પકડાય એવી કોશિસ કરે, તો તેને પકડવા સારૂ જે જે ઉપાયો કરવા જરૂર હોય તે સરવે ઉપાયો કરવાનેસદરહુ પોલીસ અમલદારઅથવા બીજોસખસ મુખત્યારછે.

જે સખસની ઉપર મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવા લાયક કોઇ ગુન્હાનુ તોહોમત આવ્યું ન હોય તે શખસનું મોત આણવાનો હક આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી આપવામાં આવતો નથી.

જેશખસને પકડવો હોય તે જે જગામાંપેઠો હોય તે જગાનો ઝાડો લેવા બાબત. ૪૭. જો પકડવાના વારંટ પ્રમાણે કામ કરનારા હરકોઇશખસને અથવા પકડવાના અખ્તીઆર વાળા હરકોઇ પોલીસ અમલદારને એવું માનવાનું કારણ હોય કે જે માણસને પકડવો છે તે ફલાણી જગામાં પેસી ગયો છે અથવાફલાણીજગામાંછે,તોજે માણસ સદરહુ જગામાં રેહતો હોય અથવા જે માણસના હવાલામાં સદરહુ જગા હોય તે માણસે ઉપર કહ્યા પ્રમાણે કામ કરનારા શખસને અથવા સદરહુ પોલીસ અમલદારને તેની માગણી ઉપરથી તે જગામાં વગર અડચણે જવા દેવો, અને તેમાં શોધ કરવા સારૂ સઘળા પ્રકારની યોગ્ય મદદ આપવી જોઇએ.

અગરઅંદરનજવાય તો શું કરવું. ૪૮. અગર ૪૭ મી કલમ પ્રમાણે સદરહુ જગામાં જઇ શકાતું નહીં હોય, તો ગમે તે પ્રસંગે વારંટ પ્રમાણે કામ કરનારા શખસને; અને જે પ્રસંગે વારંટ કાઢ્યા

ડવાનો અધીકાર હોય પણ જે શખસને પકડવો છે તેને નાહાસી જવાની તક આ પ્યા વગર તે વારંટ મળી શકતુ ન હોય એવે કોઇ પણ પ્રસંગે કોઇ પોલીસ અમ લદારને સદરહુ જગામાં પેસીને તેમાં શોધ કરવાનો અખત્યાર છે; અને

તેણે પોતાનો અખત્યાર તથા આવવાનું કારણ જાહેર કરયા પછી તથા મને પેસવા દો એમ યોગ્ય રીતે કહ્યા પછી, તેને અંદર જવાનો બીજી રીતે લાગ ન મ ળે, તો તેને સદરહુ જગામાં પેસવાને માટે કોઇ પણ ઘર અથવા જગાનો બાહારનો કે માંહેનો દરવાજો અથવા બારી ફોડવાનો અખત્યાર છે, પછી તે ઘર કે જગા જે માણસને પકડવો છે તેની હોય કે કોઇ બીજા શખસ ની હોય તોપણ.

જનાનો ફોડવાબાબત. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારની કોઇ જગા ઓરડો હોય અને તેમાં (જે શખસને પકડવો હોય તે શખસ ન હોય એવી) કોઇ બાયડી ખરેખાત રેહેતી હોય અને તે બાયડી રિવાજ પ્ર માણે ચાર લોકમાં મોહું દેખડતી ન હોય, તો સદરહુ શખસે અથવા પોલીસ અમલદારે સદરહુ ઓરડામાં પેસતાં પેહેલાં સદરહુ બાયડીને ખબર આપવી કે તમ ને એ ઠેકાણેથી નિકળીને બીજે ઠેકાણે જવાની છુટ છે, તથા તે બાયડીને ત્યાંથી નીકળી જવું જેમ સેહેલ પડે તેવો દરએક ઘટતો ઉપાય કરવો, અને પછી તે સદર હુ ઓરડો ફોડીને તેમાં પેસવાને મુખત્યાર છે.

છુટકારાનાં કારણ સારૂ દરવાજા તથા બા રીઓફોડવાનો અધિ કાર. ૪૯. જે પોલીસ અમલદારને અથવા બીજા શખસને પકડવાનો અધિકાર આપ્યો હોય તે પોલીસ અમલદારને અથવા બીજા શખસને કોઇ પણ ઘરનો અથવા જગાનો બાહારનો અથવા માંહેનો દરવાજો અથવા બારી ખુદ પોતાને છોડવવા સારૂ અથવા પકડવા સારૂ કાયદેસર રી તે પેઠેલા જે માણસને તે ઘરમાં અથવા જગામાં અટકાવી રાખ્યો હોય તેને છોડવ વા સારૂ, ફોડીને રસ્તો કરવાનો અખત્યાર છે.

નકામો પ્રતિબંધ કરવો નહી. ૫૦. પકડેલા શખસને નાહાસી જતો અટકાવવાને માટે જરૂર હોય, તે કરતાં વધારે પ્રતિબંધ કરવો નહીં.

પકડેલા શખસોનો ઝાડો લેવા બાબત. ૫૧. જે વારંટમાં જામીન લેવા બાબત લખ્યું નહીં હોય તેવા વારંટ ઉપરથી કોઇ પોલીસ અમલદારે કોઇ શખસને પકડયો હોય ત્યારે, અથવા જે વારંટમાં જામી ન લેવા બાબત લખ્યું હોય તેવા વારંટ ઉપરથી કોઇ પોલીસ અમલદારે કોઇ શખ સને પકડયો હોય પણ તે શખસને જામીન મળતો નહીં હોય ત્યારે અને

કોઇ શખસને વગર વારંટે અથવા કોઇ ખાનગી શખસે વારંટ ઉપરથી પક ડયો હોય અને કાયદાસર તેના જામીન લઇ શકાતા ન હોય. અથવા તે જામીન આ પી શકતો નહીં હોય ત્યારે,

પકડનારો અમલદાર અથવા, પકડવાનું કામ કોઇ ખાનગી શખસે કરયું હોય ત્યારે પકડેલા શખસને તે જે પોલીસ અમલદારને હવાલે કરે તે પોલીસ અમલદાર સદરહુ શખસનો ઝાડો લેવાને, તથા તેના શરીર ઉપર જરૂરનાં પહેરવાનાં કપડાં

શીવાય બીજી વસ્તુ જડે તે સઘળી સંભાળીને રાખવા ને, મુખ્ત્યાર છે.

બાયડીના ઝાડો લેવાની રીત.

૫૨. જ્યારે કોઇ બાયડીના ઝાડો લેવાડવાની જરૂર હોય ત્યારે લોક લજ્જા ઉપર પકી રીતે નજર રાખીને બીજી કોઇ બાયડી પાસે તે ઝાડો લેવડાવવો.

મારવાનાં હથીયાર લઇ લેવાનો અધીકાર.

૫૩. આ કાયદા પ્રમાણે પકડનારો અમલદાર અથવા બીજો શખસ પકડેલા શખસની પાસે જે કાંઇ મારવાનાં હથીયારો હોય તે તેની પાશેથી લેવાને મુખત્યાર છે, અને પકડેલા શખસને આ કાયદા પ્રમાણે જે કોરટની અથવા અમલદારની આગળ પકડનારા અમલદારે અથવા સખશે રજુ કરવો જોઇએ તે કોરટને અથવા અમલદારને ઉપર લખ્યા પ્રમાણે લીધેલાં સઘળાં હથીયારો તેણે સ્વાધીન કરવાં.

બ.—વગર વારંટે પકડવા બાબત.

વગર વારંટે પકડવાને પાલીસ કયારેમુખત્યાર છે.

૫૪, કોઇ પણ પોલીસ અમલદાર માજીસ્ત્રેટના હુકમ વગર તથા વગર વારંટે હેઠળ લખેલા શખશોને પકડવાને મુખત્યાર છે.

પેહેલું—જે શખસ હરકોઇ કાગ્નિઝેબલ ગુન્હામાં સામીલ થયો છે અથવા જે શખસની ઉપર સદરહુ પ્રમાણે શામીલ થયો છે એવી વાજબી ફરીયાદ કરવામાં આવી હોય અથવા ખાતરી લાયક ખબર મળી હોય અથવા વાજબી શક રેહેતો હોય તે શખસને;

બીજું—જે શખસના કબજામાં ઘર ફોડવાનું કાંઇ ઓજાર કાયદેસર કારણ વગર હોય તે શખસને; કાયદેસર કારણ શાબીત કરવાનો બોજો તે સખસને માથે છે એમ સમજવું.

ત્રીજું.—જે શખસને આ કાયદા પ્રમાણે અથવા સ્થાનીક સરકારના હુકમથી ઢંઢેરા કાહાડીને ગુન્હેગાર તરીકે પ્રસિદ્ધ કરયો હોય તે શખસને;

ચોથું.—આ ચોરીની મીલકત છે એવો વાજબી રીતે શક હોય તેવી કાંઇ પણ વસ્તુ જે શખસના કબજામાં જડે અને જેણે સદરહુ વસ્તુના સંબંધમાં કાંઇ ગુન્હો કરયો છે એવો વાજબી રીતે શક હોય તે શખસને;

પાંચમું—કોઇ પોલીસ અમલદારને પોતાનું કામ કરવામાં જે શખસ હરકત કરે તે શખસને, અથવા જે શખસ કાયદાસર પેહેરામાંથી નાહાસી ગયો હોય, અથવા નાહાસી જવાની કોશીશ કરતો હોય તે શખશને; અને

છઠું—મલીકા માઆઝમાની જમીન પરની અથવા દરિયાઇ ફોજમાંથી કલાણો શખસ નાહાસી ગયો છે એવો વાજબી રીતે શક હોય તે શખસને,

આ કલમ કલકત્તા તથા મુંબાઇ એ શેહેરોમાં પોલીસને લાગુ છે.

ભટકનારાઓતથા અપહેરાણ કરવાનીટેવ હોય તેવાશખસો વીગેરેને પકડવા બાબત.

૫૫. અને તેમજ જેના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તેવો હરકોઇ અમલદાર હેઠળ લખેલા શખશોને પકડવાને અથવા પકડાવવાને મુખત્યાર છે, એટલે—

**(અ)** સદરહુ થાણાની હદમાં કોઇ પણ શખસ પોતે નજરે ન પડે એવા પુરવો પાય કરતો માલમ પડે અને તે શખસ કાંઇ કાગ્નિઝેબલ ગુન્હો કરવાના હેતુથી સદરહુ પુરવોપાય કરે છે એવું માનવાનું કારણ પ્રસંગ ઉપરથી દખાતું હોય તો તે શખસને; અથવા

(બ) સદરહુ થાણાની હદમાં જે શખસની પાસે પોતાના ગુજરાનને માટે કાંઇ સાધન જણાતું નહી હોય, અથવા જે પોતાને વિશે ખુલાસા ભરેલા જવાબ આપી શકતો નહી હોય તે શખસને; અથવા

[ક] જે શખસને અપહરણ કરવાની, ઘર ફોડવાની અથવા ચોરી કરવાની અથવા ફલાણી મિલકત ચોરીની છે એમ જાણીને તે ચોરીની મીલકત લેવાની ટેવ છે એવી રીતે મશહુર હોય તે શખસને અથવા જેને જબરાઇથી કહડાવવાની ટેવ છે અથવા જબરીથી કહડાવવાના કારણસારૂ કોઇ શખસોને હાની કરવાનો ભય દખાડવાની કોશિસ કરવાની ટેવ છે એવી રીતે મશહુર હોય તે શખસને.

પોલીસ અમલદાર વગર વારંટે પકડવા સારૂ પોતાના તાબામાં હેના અમલદારને મોકલે ત્યારે કેમ કરવું.

૫૬ જેના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય એવો હરકોઇ અમલદાર જે શખસને વગર વારંટે પકડવાનો કાયદેસર અધિકાર હોય તે સખસને (પોતાની સમક્ષ નહી પણ બીજી રીતે) વગર વારંટે પકડવાનું પોતાના તાબામાં હેના કોઇ પણ અમલદારને ફરમાવે, ત્યારે તે શખસને પકડવાનું જે અમલદારને પોતે ફરમાવે તે અમલદારને તેણે એક હુકમ લખીને આપવો અને તે હુકમ મધ્યે કયા શખશને પકડવો છે તે, તથા કયા ગુનાને માટે તેને પકડવો છે તે લખવું.

નામ તથા રેહેવાનું ઠેકાણું આપવાને ના પાડવા બાબત.

૫૭. કોઇ પોલીસ અમલદારની સમક્ષ કોઇ પણ શખસ કાંઇ નાનકાગ્નિઝેબલ ગુન્હો કરે અથવા એવો ગુન્હો કરવાનું તેના ઉપર તોહોમત મુકવામા આવે, અને કોઇ પોલીસ અમલદારના કહ્યા ઉપરથી તે શખસ પોતાનું નામ તથા રહેવાનું ઠેકાણું આપવાને ના પાડે, અથવા એવું નામ અથવા રેહેવાનું ઠેકાણું આપે કે જે ખોટું છે એમ સદરહુ અમલદારને માનવાનું કારણ હોય, ત્યારે તેનું નામ અથવા રેહેવાનું ઠેકાણું શું છે તે ખોળી કાહાડવા માટે સદરહુ અમલદાર તે શખસને પકડવાને મુખત્યાર છે; અને તેને પકડયા પછી ચોવીસ કલાકમાં પાસેમાં પાસેના માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો, પણ તે મુદત પુરી થતાં પેહેલાં તેનું ખરૂ નામ તથા રેહેવાનું ઠેકાણું જણાયાથી તેને કોઇ માજીસ્ત્રેટની આગળ હાજર થવાનું ફરમાવવામાં આવે તો એ પ્રમાણે હાજર થવા બાબતનું ખત તે કરી આપે એટલે તેને છુટો કરવો.

બીજી હકુમતમાં ગુન્હેગારોની પાછળ જવા બાબત.

૫૮. જે સખસને આ બાબ પ્રમાણે પકડવાનો અધિકાર કોઇ પોલીસ અમલદારને હોય તે શખસને વગર વારંટે પકડવાના કારણ સારૂ તે પોલીસ અમલદાર બ્રિટિશ ઇંડિયામાંની હરકોઇ જગામાં સદરહુ શખસની પુ

ળી જવાને મુખત્યાર છે.

ખાનગી શખસોએ પકડવા બાબત.

૫૯ કોઈ શખસ જામીન નહી લઈ શકાય તેવો અને કામનીઝુમલ ગુન્હો કોઇ ખાનગી શખસના દેખતાં કરે તો તે ખાનગી સખસ તેને પકડવાને મુખત્યાર છે; અને કોઇ સખસ ગુન્હેગાર છે એવુ જાહેરનામુ કાહાડયું હોય તો તેને પકડવાને કોઇ પણ ખાનગી સખસ મુખત્યાર છે

સદરહુપ્રમાણે પકડયા પછી શું કરવું.

અને સદરહુ પ્રમાણે પકડેલા સખસને તેણે નકામી ઢીલ કરયા વગર કોઇ પોલીસ અમલદારને સ્વાદીન કરવો, અથવા પોલીસ અમલદારની ગેરહાજરીમાં સદરહુ સખસને પાસેમાં પાસેના પોલીસ થાણામાં લઇ જવો.

સદરહુ સખસને ૫૪ મી કલમના ઠરાવો લાગુ પડે છે એમ માનવાનુ કારણ હોય, તો તેને કોઇપોલીસ અમલદારે ફ્રીથી પકડવો.

તેણે કોઇ નાનકાગ્નિઝુમલ ગુન્હો કરયો છે એમ માનવાનું કારણ હોય, અને કોઇ પોલીશ અમલદારના પુછ્યાથી તે પોતાનું નામ અથવા રેહેવાનુ ઠેકાણુ આપવાને ના પાડે અથવા એવુ નામ અથવા રેહેવાનુ ઠેકાણુ આપે કે જે ખોટું છે એમ માનવાનુ સદરહુ અમલદારને કારણ હોય, તો તેની તજવીજ ૫૭ મી કલમના ઠરાવો પ્રમાણે કરવી. તેણે કાંઇ ગુન્હો કરયો છે એમ માનવાંનુ કાંઇ કારણ ન હોતો તેને એકદમ છોડી મુકવો.

પકડેલાશખસનેમાજીસ્ત્રેટની આગળ અથવા જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેની આગળ લઇ જવો.

૬૦ વગર વારંટે પકડનાર પોલીસ અમલદારે પકડેલા સખસને તે કામમાં હકુમતવાળા માજીસ્ત્રેટની આગળ અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણુ હોય તેની આગળ નકામી ઢીલ કરયા વગર અને જામીન સંબધી આ કાયદા માંહેના ઠરાવોને અનુસરીને, લઇ જવો અથવા મોકલવો.

પકડેલાસખસને૨૪ કલકથી વધારેવાર અટકાવી રાખવો નહી.

૬૧ વગર વારંટે પકડેલા સખસને કોઇ પણ પોલીસ અમલદારે તે કામની સઘળી હકીકત જોતાં યોગ્ય હોય તે કરતાં વધારે મુદત સુધી પેહેરામાં અટકાવી રાખવો નહીં, અને ૧૬૭ મા કલમ પ્રમાણે કોઇ માજીસ્ત્રેટનો ખાસ હુકમ નહી થયો હોય તો સદરહુ મુદત ચોવીસ કલાકથી વધારે ન હોવી જોઇએ, પણ જે જગાએ તે સખસને પકડયો હોય ત્યાંથી માજીસ્ત્રેટની કોરટ સુધી જતાં જે ટલો વખત લાગે તેટલો વખત સદરહુ મુદતમાં ગણવો નહી.

પકડ્યાવિશેપોલીસે રીપોર્ટ કરવો.

૬૨ જે અમલદારોના હવાલામાં પોલીસનાં થાણાં હોય તેમણે પોત પોતની થાણાંઓની હદોમાં વગર વારંટે પકડેલા સઘળા સખસો વિશે જીલ્હા માજીસ્ત્રેટને અથવા જીલ્હા માજીસ્ત્રેટ ફરમાવે તો પેટા તુકડી માજીસ્ત્રેટને રીપોર્ટ કરવો, પછી સદરહુ સખસોના જામીન લીધા હોય કે નહી તોપણ.

પકડેલા સખસનેછો

૬૩ જે શખસને પોલીશ અમલદારે પકડયો હોય તેનુ

ડી મુકવા બાબત.

પોતાનું ખત લીધા વગર અથવા તેના જામીન લીધા વગર અથવા કોઇ માજીસ્ત્રેટના ખાસ હુકમ વગર તેને છોડી મુકવો નહી,

માજીસ્ત્રેટની સમક્ષ કરેલો ગુન્હો.

૬૪ જ્યારે કોઇ ગુન્હો કોઇ માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં તે માજીસ્ત્રેટની સમક્ષ કરવામાં આવે, ત્યારે ગુન્હેગારને પોતે જાતે પકડવાને અથવા પકડવાને અથવા પકડવાનો કોઇ પણ શખસને હુકમ કરવાને અને ત્યાર પછી, જામીન લેવા સંબંધી આ કાયદા માંહેના ઠરાવોને અનુસરીને, તે ગુન્હેગારને કેદ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

માજીસ્ત્રેટેઅથવામાજીસ્ત્રેટની સમક્ષ પકડવા બાબત.

૬૫ જે વખતે તથા જે પ્રસંગે કોઇ શખસને પકડવાનુ વારંટ કાહાડવાનો અધિકાર કોઇ માજીસ્ત્રેટને હશે તે વખતે તથા તે પ્રસંગે તે શખસને પોતાની હકુમતની સ્થાનિક હદ માંહે પોતાની સમક્ષ પકડવાને અથવા પકડવાનો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

નાશીજવા ઉપરથી પાછળ જવાનો તથા ફરીથીપકડવાનોઅધિકાર

૬૬ જે સખસ કાયદાસર કેદમાં હોય તે શખસ નાશી જાય અથવા તેને છોડવવામાં આવે, તો જે શખસના પેહેરામાંથી તે નાશી ગયો હોય અથવા તેને છોડાવ્યો હોય તે શખસ તુરત તેની પાછળ જઇને બ્રિટિશ ઇંડિયામાં હરકોઇ જગાએ તેને પકડવાને મુખત્યાર છે

૪૭મી તથા ૪૮મી તથા ૪૯ મી કલમોના ઠરાવો ૬૬ મી કલમ મુજબ પકડવાની બાબતોને લાગુ પાડવા બાબત.

૬૭. ૬૬ મી કલમ પ્રમાણે પકડનારો શખસ વારંટની રૂએ ચાલતો ન હોય અને તે શખસ પકડવાના અખત્યારવાળો પોલીશ અમલદાર ન હોય તોપણ સદરહુ કલમ પ્રમાણે પકડવાની બાબતોને ૪૭ મી તથા ૪૮ મી તથા ૪૯ મી કલમોના ઠરાવો લાગુ પડશે.

બાબ ૬ હી

હાજર થવાની જરૂર પાડવા વિશે પ્રોસેસો બાબત.

અ—સમન.

સમનનો નમુનો.

૬૮. આ કાયદા પ્રમાણે કોઇકોરટે કાહાડેલો દરેક સમન લખેલો જોઇએ, તથા તે ડુપ્લિકેટ* જોઇએ, અને તે ઉપર સદરહુ કોરટના પ્રમુખ અમલદારે, અથવા હાઇકોરટ વખતે વખત કાનુન કરીને ફરમાવે તેવા બીજા અમલદારે સહી કરવી તથા મોહોર કરવી.

સમનકોણેબજાવવો.

સદરહુ સમન કોઇ પોલીસ અમલદારે બજાવવો અથવા આ કાયદાને અનુસરતી હોય એવી જે કાનુનો સ્થાનિક સરકાર આ બાબત ઠરાવે તે કાનુનોને અનુસરીને, તે સમન કાહાડનારી કોર્ટના

*બે પ્રતો.

કોઈ અમલદારે બજાવવો જોઇએ.

આ કલમ કલકત્તા તથા મુંબાઇ એ શેહેરોમાં પોલીસને લાગુ છે,

સમન શીરીતે બજાવવો.

૬૯. સમન કરેલા શખસને જો બની શકે તો તે સમનની એક ડુપલીકેટ આપીને અથવા આપવા માટે કાહાડીને લો એમ કહીને ખુદ તેની ઉપર તે સમન બજાવવો જોઇએ.

સમન પોહોંચ્યાની સહી.

જેની ઉપર સદરહુ પ્રમાણે સમન બજાવ્યો હોય તેવા દરેક શખસે, જો સમન બજાવનારો અમલદાર કહતો તેની બીજી ડુપલીકેટની પછવાડે તે સમન પોહોંચ્યાની સહી કરવી જોઇએ,

સમન કરેલોશખસ જડે નહીં તોતે સમન શી રીતે બજાવવો.

૭૦, જ્યારે સમન કરેલો શખસ ઘટતી મેહેનત કરતાં ન જડે, ત્યારે તેના કુટબમાંના કોઇ પાકી ઉમરના મરદ માણસને અથવા ઇલાકાનાં મુખ્ય શેહેરમાં તેની સાથે રેહેનારા તેના ચાકરને તે સમનની એક ડુપલીકેટ તેને સારૂ સોંપીને તે સમન બજાવવાનો અધીકાર છે; અને જેને સદરહુ સમન આવી રીતે સોંપાયો હોય તે શખસે, જો સમન બજાવનારો અમલદાર કહે તો, તેની બીજી ડુપલીકેટની પછવાડે તે સમન પોહોંચ્યાની સહી કરવી જોઇએ.

જ્યારે પોંહાચ મળી શકે નહીં ત્યારે શુ કરવું.

૭૧. ૬૯મી અને ૭૦મી કલમમાં કહેલી સહી ઘટતી મેહેનત કરતા ન મળે, તો જે ઘરમાં અથવા ઘરવાડીમાં સમન કરેલો શખસ ઘણું કરાને રેહેતો હોય તે ઘરના અથવા ઘરવાડીના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર તે સમનની એક ડુપ્લિકેટ સમન બજાવનારા અમલદારે ચોહોડવી; અને પછી તે સમન યોગ્યરીતે બજાવ્યો છે એવુ સમજવામાં આવશે.

સરકારના અથવારેલવે કંપનીનાં નોકર ઉપર શમન શીરીતે બજાવવો.

૭૨. સમન કરેલો શખસ સરકારની અથવા કોઇરેલવે કપનીની નોકરીમાં કામગીરીમાં હોય ત્યારે જે કોરટે સમન કાહાડયો હોય તે કોરટે તે સમન સાધારણ રીતે જે કચેરીમાં સદરહુ શખસ નોકરીએ રેહેલો હોય તે કચેરીના ઉપરી ઉપર ડુપ્લિકેટ મોકલવો જોઇએ; અને પછી સદરહુ ઉપરીએ ૬૯મી કલમમાં ઠરાવેલી રીતે તે સમનની બજવણી કરાવવી, અને તે કલમથી ફરમાવેલા શેરા સાથે તે શમન તે કોરટની ઉપર પાછો મોકલવો જોઇએ,

સ્થાનિક શીમાની બાહાર સમન શી રીતે બજાવવો.

૭૩. જ્યારે કોઇ કોરટે કહાડેલો સમન પોતાની હકુમતની સ્થાનીક શીમાની બાહાર કોઇ પણ જગાએ બજાવવો એવી તે કોરટની મરજી હોય, ત્યારે સાધારણ રીતે કોરટે તે સમન જે માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક શીમામાં સમન કરેલો સખસ રેહેનો હોય અથવા હોય તે માજીસ્ત્રેટને, ત્યાં બજાવવા સારૂ ડુપ્લિકેટ મોકલવો જોઇએ.

સદરહુ બાબતોમાં તથા જ્યારે સમન બજાવનારો અમલદાર હાજર ન હોય ત્યારે બજાવણીની સાબીતી.

૭૪. જ્યારે કોઇ કોરટે કહાડેલો સમન પોતાની હકુમતની સ્થાનિક સીમાની બહાર બજાવ્યો હોય ત્યારે, અને જે અમલદારે સમન બજાવ્યો હોય તે અમલદાર મુકદમાની સુનાવણી વખતે હાજર ન હોય તેવે હરકોઇ પ્રસંગે, સદરહુ સમન બજાવ્યો છે એના કોઇ માજીસ્ત્રેટની આગળ કરેલી આફીડેવીટ; અને જે શખસને સદરહુ સમનની એક ડુપલિકેટ પ્રત આપી હોય અથવા આપવા માટે કાહાડાને લોએમ કહ્યું હોય અથવા જેને તે પ્રત સોંપી હોય તે શખસે [૬૯ મી અથવા ૭૦ મી કલમથી ઠરાવેલી રીતે) શેરો લખી આપેલી એવી પ્રત પુરાવામાં ગ્રાહ્ય થશે. અને તેમાં લખેલા મજકુરની વિરૂદ્ધ સાબીતી આપવામાં નહીં આવશે તો અને આપવામાં આવતાં સુધી તે મજકુર ખરો છે એમ સમજવું..

આ કલમમાં કહેલી આફીડેવીટ સદરહુ કોરટને મોકલી શકાય.

### બ.—પકડવાનું વારંટ.

પકડવાનાં વારંટનો નમુનો.

૭૫ આ કાયદા પ્રમાણે કોઇ કોરટે કહાડેલું દરેક પકડવાનું વારંટ લખેલું હોવું જોઇએ અને તે ઉપર તે કોરટના પ્રમુખ અમલદારે, અથવા, માજીસ્ત્રેટોની બેચ હોય ત્યારે, તે બેચના કોઇ પણ મેમ્બરે સહી કરવી જોઇએ; અને તે ઉપર કોરટની મોહોર કરવી જોઇએ.

પકડવાનુંવારંટક્યાં સુધીઅમલમાં રેહેશે.

જે કોરટે તે વારંટ કરાડયું હોય તેણે જ્યાં સુધી તે રદ કર્યું નથી ત્યાં સુધી, અથવા તે બજાવવામાં આવે ત્યાં સુધી, તે દરેક વારંટ અમલમાં રેહેશે.

કોરટ તારણ લેવાનું ફરમાવવા ને મુખત્યાર છે.

૭૬ હરકોઇ શખસને પકડવા સારૂ વારંટ કહાડનારી હરકોઇ કોરટની નજરમાં આવે તો તે કોરટ સદરહુ વારંટ ઉપર શેરો લખીને એવું ફરમાવવા ને મુખત્યાર છે કે, જો સદરહુ શખસ કોઇ અમુક વખત અને પછી કોરટ બીજી રીતે ફરમાવે-ત્યાં સુધી તે કોરટની આગળ હાજર રેહેવા સારૂ જોઇએ તેટલા જામીન સાથે એક ખત કરી આપે, તો જે અમલદારના નામનું તે વારંટ કર્યું હોય તેઅમલદારે સદરહુ તારણ લેવું અને સદરહુ શખસને પેહેરામાંથી છુટોકરવો.

સદરહુ શેરામાં હેઠળ લખેલી બાબતો લખવી, [અ) જામીનોની સંખ્યા, (બ) તેમણે તથા જે શખસને પકડવાશારૂ તે વારંટ કાહાડેલું હોય તેણે જે રકમનો મુચલકો કરી આપવો તે તથા (ક) જે વખતે તેણે કોરટની આગળ હાજર રેહેવું તે.

ખત રવાના કરવું

જ્યારે આ કલમ પ્રમાણે તારણ લેવામાં આવે ત્યારે જે અમલદારના નામનું સદરહુ વારંટ કર્યું હોય તે અમલદારે સદરહુ ખત સદરહુ કોરટની ઉપર રવાના કરવું.

વારંટ કોના નામ ના લખવા.

૭૭. પકડવાનું વારંટ ઘણું કરીને એક અથવા વધારે પોલીસ અમલદારના નામનું કાઢવું જોઇએ અને જ્યારે તે

* સોગન પુર્વક અથવા પ્રતિજ્ઞા પુર્વકલેખ.

વારંટ કોઇ પ્રેશિડેન્શી માજીસ્ત્રેટે કહાડયું હોય ત્યારે તે હમેશાં તે પ્રમાણેજ કાઢવું જોઇયે; પણ સદરહુ પ્રકારનું વારંટ કહાડનારી બીજી કોઇ પણ કોરટ, જો તે તાબડતાબ બજાવવાનો જરૂર હોય અને કોઇ પોલીસ અમલદાર તુરત મળતો ન હોય તો, બીજા કોઇપણ શખશ અથવા શખસોના નામનુ કાઢવાને મુખત્યાર છે અને સદરહુ શખસે અથવા શખસોએ તે વારંટ બજાવવું જોઇયે.

ઘણા શખસોનાં નામનું એક વારંટ.

જ્યારે કોઇ વારંટ એક કરતાં વધારે અમલદારોનાં અથવા શખસોનાં નામનું કાહાડયું હોય, ત્યારે તે સઘળા અથવા તેઓમાંથી ગમે તે એક અથવા વધારે અમલદારો અથવા શખસો તે વારંટબજાવવાનો મુખત્યારછે.

વારંટોજમીનદારો વગેરેનાં નામનાં લખવાનો અધીકાર છે.

૭૮. કોઇ જીલ્હા માજીસ્ત્રેટ પોતાનાં જીલ્લામાં અથવા કોઇ પેટા ટુકડી માજીસ્ત્રેટ પોતાની પેટા ટુકડીમાં હરકોઇ જમીનદારનાં અથવા જમીનના ઇજારદારનાં અથવા વહીવટદારનાં નામનું વારંટ તકશીરવાર ઠરેલો હરકોઇ શખસ નાસી ગયો હોય તેને અથવા જે ગુન્હેગાર બાબત જાહેરનામું કાહાડયું હોય તે ગુન્હેગારને અથવા કોઇ શખસ ઉપર જામીન લઇ નહીં શકાય એવા કોઇ ગુન્હાનું તોહોમત આવ્યું હોય અને તે તેની પાછળ લાગનારાના દાવમાંથી છટકી ગયો હોય તો તેને પકડવા સારૂ કાહાડવાને મુખત્યાર છે.

સદરહુ જમીનદારે, અથવા ઇજારદારે અથવા વહીવટદારે તે વારંટની પોહોંચ લખીને આપવી. અને શખસને પકડવા સારૂ તે વારંટ કાહાડયું હોય તે શખસ પોતાની જમીનમાં અથવા ઇજારાની જમીનમાં, અથવા પોતાના હવાલા માંહેની જમીનમાં હોય, અથવા પેશે, તો તેણે તે વારંટ બજાવવું.

જે શખસની ઉપર સદરહુ વારંટ કાહાડયું હોય તે શખસ પકડાય ત્યારે તેને વારંટ સુદ્ધાં પાસેનાં પાસેના પોલીસ અમલદારને સ્વાધીન કરવો, અને ૭૬ મા કલમ પ્રમાણે તારણ નહીં લીધું હોય તો, તેને તે કામમાં હકુમત વાળા માજીસ્ત્રેટની પાસે મોકલી દેવો.

પોલીસ અમલદારનાનામનું વારંટ.

૭૯. જે પોલીશ અમલદારનાં નામનું કોઇ વારંટ કહાડેલું હોય તે પોલીસ અમલદાર અથવા જે અમલદારનું નામ તે વારંટની પાછળ લખ્યું હોય તે અમલદાર તે વારંટની પાછળ બીજા જે પોલીસ અમલદારનું નામ લખે તે પોલીસ અમલદાર પણ તે વારંટ બજાવવાને મુખત્યાર છે.

વારંટનોસારજાહેરકરવો.

૮૦ પકડનારનું વારંટ બજાવનાર પોલીશ અમલદારે અથવા બીજા શખસે જે શખશને પકડવો હોય તે શખશને તે વારંટનો શાર જણાવવો, અને, તે શખશ કહે તો તેને તે વારંટ બતાવવું.

પકડેલા શખસને વગર ઢીલે કોરટનીઆગળ આણવો.

૮૧ પકડવાનું વારંટ બજાવનારા પોલીસ અમલદારે અથવા બીજા સખસે નકામી ઢીલ ન કરતાં, (જામીન સંબંધી ૭૬ મી કલમોના ઠરાવોને અનુસરીને), જે કોર્ટની

આગળ કાયદા પ્રમાણે તે પકડેલા સખસને રજુ કરવો જોઇએ તે કોરટની આગળ તેને આણવો.

વારંટ ક્યાં બજાવવાનો અધિકાર છે.

૮૨ પકડવાનું વારંટ બ્રિટિશ ઇંડિયામાં કોઇ પણ જગાએ બજાવવાનો અધિકાર છે.

હકુમતની બાહાર બજાવવા માટે માજીસ્ત્રેટને મોકલેલું વારંટ

૮૩ જયારે કોઇ વારંટ કાહાડનારી કોરટની હકુમતની સ્થાનિક સીમાની બાહાર તે વારંટ બજાવવું હોય, ત્યારે સદરહુ કોરટ તે વારંટ કોઇ પોલીસ અમલદારનાં નામનું કાહાડવાને બદલે જે માજીસ્ત્રેટની અથવા પોલીસ કમીશનરની હકુમતની સ્થાનિક હદમાં તે વારટ બજાવવુ હોય તે માજીસ્ત્રેટને અથવા પોલીસ કમીશનરને સદરહુ વારટ ટપાલ મારફતે અથવા બીજી રીતે મોકલવાને મુખત્યાર છે.

જે માજીસ્ત્રેટને અથવા કમીશનરને સદરહુ વારંટ સદરહુ પ્રમાણે મોકલ્યુ હોય તેણે તેની પાછળ પોતાનાં નામની સહી કરવી, અને પોતાની હકુમતની સ્થાનિક હદની અંદર, બજાવી શકાતુ હોય તો, તે વારંટની બજાવણી કરાવવી.

હકુમતનીબહારબજાવવા સારૂ પોલીસ અમલદારના નામનું લખેલું વારંટ.

૮૪ જયારે કોઇ પોલીસ અમલદારના નામનું કાહાડેલું વારંટ જે કોરટે તે વારંટ કાહાડયું હોય તે કોરટની હકુમતની સ્થાનિક હદની બાહાર બજાવવું હોય, ત્યારે જે માજીસ્ત્રેટની અથવા જે અમલદારના હવાલામાં કોઇ થાણુ હોય તે અમલદારના કરતાં ઉતરતા દરજ્જાનો ન હોય એવા જે પોલીસ અમલદારની હકુમતની સ્થાનિક હદમાં તે વારંટ બજાવવું હોય તે માજીસ્ત્રેટની અથવા પોલીસ અમલદારની પાસે સહી કરાવવા સારૂ તેણે તે વારંટ સામાન્યતઃ લઈ જવુ

સદરહુ માજીસ્ત્રેટે અથવા પોલીસ અમલદારે તે વારંટની પાછળ પોતાના નામની સહી કરવી, અનેસદરહુ સહી ઉપરથી; જે પોલીસ અમલદારના નામનું સદરહુ વારંટ કાહડયું હોય તે પોલીશ અમલદારને તે વારટ સદરહુ હદમાં બજાવવાનો પુરતો અધિકાર મળશે, અને સદરહુ અમલદાર કહે તો સ્થાનિક પોલીસે તેને સદરહુ વારંટ બજાવવામાં મદદ કરવી.

જે માજીસ્ત્રેટની અથવા પોલીસ અમલદારની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ વારંટ બજાવવું હોય તે માજીસ્ત્રેટની અથવા પોલીસ અમલદારની સહી મેળવાથા જે ઢીલ થાય તેથી સદરહુ બજાવણી થતી અટકશે એવું માનવાનું જ્યારે કારણ હોય ત્યારે જે પોલીસ અમલદારના નામનું તે વારંટ કાહાડયું હોય તે પોલીશ અમલદાર તે વારંટ કાહાડનારી કોરટની હકુમતની સ્થાનિક હદની. બાહાર કોઇપણ જગામાં સદરહુ સહી લીધા વગર તે વારંટ બજાવવાને મુખત્યાર છે,

આ કલમ કલકત્તા તથા મુંબાઇ એ શેહેરમાં પોલીસને લાગુ છે.

જે શખસની ઉપર વારંટ કહાડયું હોય તેને પકડયા પછી શું ક

૮૫ જયારે પકડવાનું કોઇ વારંટ, જે જિલ્લામાં તે વારંટ કહાડયું હોય તેની બાહાર બજાવ્યું હોય, ત્યારે જે કોરટે તે વારંટ કહાડયું હોય તે કોરટ પકડવાની જગા

રવું                    થી વીસ મઇલની અંદર ન હોય તો, અથવા જે મા
જીસ્ત્રેટની અથવા પોલીસ કમીશનરની હકુમતની સ્થા
નિક હદમાં પકડવાનું કામ કરયું હોય તે માજીસ્ત્રેટ અથવા પોલીસ કમીશનર કર
તાં સદરહુ કોરટ પાસે ન હોય તો, અથવા ૭૬ મી કલમ પ્રમાણે તારણ લાધું ન
હોય તો પકડેલા શખસને સદરહુ માજીસ્ત્રેટની અથવા કમીશનરની આગળ લઇ જવો

પકડેલા શખસને જે માજીસ્ત્રેટની આગળ આણ્યો હોય તેણેશું કરવું.

૮૬ જે કોરટે સદરહુ વારંટ કહાડયું હોય તેણે જે શખસધારેલો તેજ પકડેલો શખસ છે એવું જણાય, તો સદરહુ માજીસ્ત્રેટે અથવા કમિશનરે તે શખસને પેહેરામાં આપી ને સદરહુ કોરટની પાસે લઈ જવાનું ફરમાવવું; પણ એવું ઠરાવ્યું છે કે જો જામીન લઇ શકાય એવો ગુન્હોય અને તે શખસ સદરહુ માજીસ્ત્રેટની અથવા કમીશનરની ખાત્રી લાયક જામીન આપવાને તઇયાર તથા રાજી હોય, અથવા ૭૬ મી કલમ પ્રમાણે તે વારંટ ઉપર શેરો લખીને હુકમ કરેલો હોય, અને તે શખસ સદરહુ હુકમથી ફરમાવેલું તારણ આપવાને તઇયાર તથા રાજી હોય, તો તે માજીસ્ત્રેટે અથવા કમીશનરે સદરહુ જામીન અથવા તારણ અથવા જેમ હોય તેમ લેવું; અને જે કોરટે વારંટ કહાડયું હોય તેની ઉપર તે ખત રવાના કરવું.

આ કલમ માંહિના કોઇ પણ મજકુરથી કોઇ પોલીસ અમલદારને ૭૬ મી કલમ પ્રમાણે તારણ લેવાની મના છે એમ સમજવું નહી.

## ૬—જાહેરનામું તથા જપ્તી.

નાશી જનારશખસની બાબતમાં જાહેરનામું.

૮૭ જો કોઇ કોરટને [પુરાવો લીધાપછી પેહેલા] એમ માનવાનું કારણ હોય કે જે શખસની ઉપર પોતે વારંટ કહાડયું છે તે શખસ નાશી ગયો છે અથવા સંતાઇ જાય છે તેથી સદરહુ વારંટ બજાવી શકાય એમ નથી તો સદરહુ કોરટે એક લખેલું જાહેરનામું પ્રસિદ્ધ કરીને તેમાં સદરહુ શખસને કોઇ મુકરર કરેલી જગાએ તથા કોઇ મુકરર કરેલી મુદતે હાજર થવાનું ફરમાવવાને મુખત્યાર છે. તે મુદત સદરહુ જાહેરનામું પ્રસિદ્ધ કરયાની તારીખથી ત્રીશ દીવશ કરતાં ઓછી ઠરાવવી નહી,

તે જાહેરનામું હેઠળ લખ્યા પ્રમાણે પ્રસિદ્ધ કરવું:—

(અ) જે શેહેરમાં અથવા ગામમાં સદરહુ શખસ ઘણું કરીને રેહેતો હોય તે શેહેરની અથવા ગામની કોઇ પ્રસિદ્ધ જગામાં તે જાહેરનામું જાહેર રીતે વાંચવું.

(બ) તે શખસ જે ઘરમાં અથવા ઘરવાડીમાં ઘણું કરીને રેહેતો હોય તે ઘરના અથવા ઘરવાડીના કોઇ પ્રસિદ્ધ ભાગપર અથવા સદરહુ શેહેરની અથવા ગામની કોઇ પ્રસિદ્ધ જગાપર તે જાહેરનામું ચોહોડવું.

(ક) અને તે જાહેરનામાની એક નકલ તે કોરટના મકાનના કોઈ ભાગ પ્રસિદ્ધ પર ચોહોડવી.

તે જાહેરનામું કોઇ અમુક દિવસે યોગ્ય રીતે પ્રસિદ્ધ કરયું હતું એ મુજબ તે

જાહેરનામું કાહાડનારી કોરટે મજકુર લખ્યો હોય તે મજકુર હેઠળ લખેલી બાબતો નો નિરાણય કારક પુરાવો છે એવું સમજવું, એટલે આ કલમથી ફરમાવેલી વાતો નો અમલ કરવામાં આવ્યોછે, અને તે જાહેરનામું સદરહુ દિવશે પ્રસિદ્ધ કર્યું હતું.

નાશી જનારાશખસની મિલકત જપ્ત કરવા બાબત.

૮૮. ૮૭ મી કલમ પ્રમાણે જાહેરનામું કાહાડ્યા પછી જે શખસ બાબત તે જાહેરનામું કાહાડ્યું હોય તે શખસની જંગમ અથવા સ્થાર મિલકત અથવા એ બને મિલકત જપ્ત કરવાનું ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે.

તે હુકમ જે જીલ્લામાં કરયો હોય તે જીલ્લામાં સદરહુ શખસની કોઇ પણ મિલકત જપ્ત કરવાનો અખત્યાર તે હુકમ ઉપરથી છે એવું સમજવું અને સદરહુ જીલ્લાની બાહાર સદરહુ શખસની કોઇ પણ મિલકત જપ્ત કરવાનો અખત્યાર, જે જીલ્લા માજીસ્ત્રેટના જીલ્લામાં સદરહુ મિલકત આવેલી હોય તે જીલ્લા માજીસ્ત્રેટ તે હુકમ પાછળ સહી કરશે. એટલે તે હુકમ ઉપરથી છે એવું સમજવું.

જે મિલકત જપ્ત કરવાનો હુકમ કરયો હોય તે મિલકત લેહેણું હોય અથવા બીજી જંગમ મિલકત હોય તો આ કલમ પ્રમાણે કરવાની જપ્તી હેઠળ લખ્યા મુજબ કરવી, એટલે—

(અ) પકડીને અથવા

(આ) ઉપજ વસુલ કરનાર નીમીને; અથવા

(ક) જે શખસ બાબત જાહેરનામું કાહાડ્યું હોય તે શખસને અથવા તેની તરફથી કોઇને પણ સદરહુ મિલકત સ્વાધીન કરવાની મના કરવા બાબતનો લેખી હુકમ કરીને, અથવા

(ડ) કોરટને યોગ્ય લાગે તે પ્રમાણે સદરહુ પ્રકારની સઘળી અથવા કોઇ પણ બે રીતે.

જે મિલકત જપ્ત કરવાનો હુકમ કરયો હોય તે મિલકત સ્થાવર હશે, ત્યારે આ આ કલમ પ્રમાણે કરવાની જપ્તી, સરકારને મેહેસુલ ભરનારી જમીન હોય તો, જે જીલ્લામાં તે જમીન આવેલી હોય તે જીલ્લાના કલેકટરની મારફતે કરવી, અને બીજી સઘળી બાબતોમાં હેઠળ લખ્યા પ્રમાણે કરવી,—

(ઈ) કબજો લઇને; અથવા

(ફ) ઉપજ વસુલ કરનાર નીમીને; અથવા

(ગ) જે શખસ બાબત જાહેરનામું કાહાડ્યું હોય તે શખસને અથવા તેની તરફથી કોઇને પણ ભાડું અથવા ગણોત આપવાની અથવા મિલકત સ્વાધીન કરવાની મના કરવા બાબતનો લેખી હુકમ કરીને; અથવા

(હ) કોરટને યોગ્ય લાગે તે પ્રમાણે સદરહુ પ્રકારની સઘળી અથવા કોઇ પણ બે રીતે.

દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાના ૩૬ મા બાબ પ્રમાણે નિમેલા ઉપજ વસુલ કરનારના જે અધિકાર, કામ તથા જવાબદારી હોય તેજ અધિકાર, કામ તથા જવાબદારી આ કલમ પ્રમાણે નિમેલા ઉપજ વસુલ કરનારના છે એમ સમજવું.

જે શખસ બાબત જાહેરનામું કાહાડ્યું હોય તે શખસ જો જાહેરનામામાં ઠરાવેલી મુદતમાં હાજર ન થાય તો તે જપ્તી વાળી મીલકત ઉપર સરકારનો વ્યવસ્થાધિકાર થશે; પણ જપ્તીની તારીખથી છ મહીના પુરા થતા સુધી તે મીલકત વેચવી નહીં, પણ તે મીલકત બગડી જાય તેવી હોય અથવા તે વેચાણથી માલીકને ફાયદો થશે એમ કોરટની નજરમાં આવે તો, એ બંને પ્રસંગે કોરટને જ્યારે યોગ્ય લાગે ત્યારે તે સદરહુ મિલકત વેચાવવાને મુખત્યાર છે.

જપ્ત કરેલી મીલકત પાછી આપવા બાબત

૮૯. ૮૮ મી કલમના છેલ્લા પારગ્રાફ પ્રમાણે જે શખસની મીલકત ઉપર સરકારનો વ્યવસ્થાધિકાર થાય અથવા થયો હોય તે શખસ જે કોરટના હુકમથી તે મીલકત જપ્ત કરી હોય તે કોરટની આગળ જપ્તીની તારીખથી બે વરસમાં પોતાની મેળે હાજર થાય અથવા તેને પકડીને આણવામાં આવે, અને સદરહુ કોરટની ખાત્રી થાય એવી રીતે તે શાબીતી આપે કે પોતાની ઉપર વારંટ બજે નહીં એવા હેતુથી પોતે નાહાસી ગયો અથવા સંતાઇ ગયો નહોતો અને જાહેરનામામાં ઠરાવેલી મુદતમાં હાજર થવાનું બની શકે એવી રીતે તે જાહેરનામાંની ખબર પોતાને મળેલી ન હતી, તો સદરહુ મીલકત અથવા જો તે વેચી હોય તો તે વેચાણનું નકી ઉત્પન્ન, અથવા જો તે મીલકતનો ફક્ત થોડોક ભાગ વેચ્યો હોય તો તે વેચાણનું નકી ઉત્પન્ન તથા તે મીલકતનો બાકી રહેલો ભાગ, સદરહુ જપ્તીને લીધે થએલો સઘળો ખરચ તેમાંથી લીધા પછી, તે શખસને સ્વાધીન કરવો.

ડ.—પ્રોસેસ સંબંધી બીજા કાનુનો.

સમનને બદલે અથવા તે શીવાય વૉરંટ કાહાડવા બાબત.

૯૦. જે બાબતમાં હાજર થવા સારૂ જ્યુરર અથવા આસેસર શીવાય બીજા કોઇ પણ શખસના ઉપર સમન કાહાડવાનો કોઇ કોરટને આ કાયદા પ્રમાણે અધિકાર હોય તેવી હરકોઈ બાબતમાં તે કોરટ સદરહુ શખસને પકડવા સારૂ, પોતાનાં કારણ લખીને, વારંટ કાહાડવાને મુખત્યાર છે—

(અ) જો સદરહુ સમન કાહાડતાં પેહેલાં. અથવા તે કાહાડ્યા પછી પણ તે શખસ હાજર થાય તેને માટે મુકરર કરેલા વખત પેહેલાં, તે કોરટને એવું માનવાનું કારણ જણાય કે તે શખસ નાહાસી ગયો છે અથવા તે સમન નહીં માને તો; અથવા

(બ) જો સદરહુ વખતે તે શખસ હાજર ન થાય અને તે સમન પ્રમાણે હાજર થવાનું તેનાથી બની શકે એવે વખતે તે સમન યોગ્ય રીતે બજાવ્યાની સાબીતી થાય અને એ પ્રમાણે હાજર નહીં થયા બાબત કાંઇ વાજબી કારણ આપવામાં ન આવે તો,

હાજર થવા સારૂ ખત લેવાનો અધિકાર.

૯૧. જે શખસના હાજર થવા સારૂ અથવા જે શખસને પકડવા સારૂ સમન અથવા વારંટ કાહાડવાનો કોઇપણ કોરટના મુખ્ય અમલદારને અધીકારહશે તે શખસ જ્યારેસદરહુકોરટમાંહાજર હોયત્યારે સદરહુ અમલદારતે શખસને તે કોરટમાં હાજર થવાસારૂજામીનસાથે અથવાજામીનવગર એકખતકરીઆપવાનું ફરમાવવાનેમુખત્યારછે.

*હાજર થવા બાબત ના ખતનો કરાર તોડે થી પકડવા બાબત.

૯૨. આ કાયદા પ્રમાણે લીધેલાં કોઈ પણ ખત પ્રમાણે જે શખસ કોઈ કોરટની આગળ હાજર થવાને બંધાએલો હોય તે શખસ એ પ્રમાણે હાજર ન થાય, ત્યારે સદરહુ કોરટને પ્રમુખ અમલદાર વારંટ કાહાડીને સદરહુ શખસને પકડીને પોતાની આગળ રજુ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

આ બાબ માંહેના ઠરાવો સમનોને તથા પકડવાના વારંટોનેસામાન્યરીતે લાગુ પાડવા બાબત.

૯૩. સમન બાબત તથા વારંટ બાબત તથા તે કહાડવા બાબત તથા બજાવવા બાબત આ બાબ માંહેના ઠરાવો આ કાયદા પ્રમાણે કહાડેલા હરએક સમનને તથા પકડવાના દરએક વારંટને બનીશકે તેટલેસુધી લાગુ પડશે.

## બાબ ૭ મો.

### દસ્તાવેજો તથા બીજી જંગમ મીલકત રજુ કરવાની જરૂર પાડવા સારૂ. તથા ગેરવાજબી રીતે કેદ કરેલા શખસોને શોધી કહાડવા સારૂ પ્રોસેસો બાબત.

### અ—રજુ કરવા વીશે સમન.

દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવા વિશે સમન.

૯૪. જ્યારે કોઈપણ કોરટની, અથવા, કલકત્તા અને મુંબાઈ એ શેહેરોની હદ બહાર કોઈ પણ જગામાં જે અમલદાના હવાલામાં કોઈ પોલીસ થાણું હોય એવા કોઈ પણ અમલદારની નજરમાં એમ આવે કે આ કાયદા પ્રમાણે પોતે અથવા પોતાની આગળ કોઈ પણ તપાસ અથવા ચોકશી અથવા ઇનસાફ અથવા બીજુ કામ ચલાવવાના કારણ સારૂ કોઈ પણ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવી જરૂરની અથવા યોગ્ય છે, ત્યારે જે શખસના કબજામાં અથવા અખત્યારમાં સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ છે એવુ માનવામાં આવે તે શખસે ફલાણી વખતે અને જગાએ તે દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હાજર થઈને રજુ કરવી અથવા રજુ કરવી એવો તેને સમન કરવાને સદરહુ કોરટ અથવા એવો તેને લખેલો હુકમ કરવાને સદરહુ અમલદાર મુખત્યારછે.

જે શખસને ફક્ત કોઈ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાનું આ કલમપ્રમાણે ફરમાવ્યું હોય તે શખસ તેજ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાસારૂ જાતે હાજર થવાને બદલે રજુ કરાવે તો તે સદરહુ હુકમ પ્રમાણે ચાલ્યોછે એમ સમજવું.

સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આક્ટની ૧૨૩ મી તથા ૧૨૪ મી કલમોને અથવા ટપાલ ખાતાના અથવા તાર ખાતાના અધીકારીઓના હવાલામાં કોઈ કાગળ, પોસ્ટ કારડ, તાર અથવા બીજો દસ્તાવેજ હોય તેને આ કલમ માંહેના કોઈ પણ મજકુરથી બાધ થાય છે એમ સમજવું નહીં.

કાગળો તથા તારો સંબંધી કેમ કરવું.

૯૫. જો કોઈ પણ જીલ્હા માજીસ્ત્રેટના અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટનાં અથવા હાઇકોરટના અથવા સેશન કોરટના મત પ્રમાણે સદરહુ હવાલા માંહેનો કોઈ

પણ દસ્તાવેજ આ કાયદા પ્રમાણે કોઇ પણ તપાસ, ચોકશી, ઇનસાફ અથવા બીજું કામ ચલાવવાના કારણ સારૂ જોઇતો હોય, તો સદરહુ માજીસ્ત્રેટ અથવા કોરટ ફરે તેવા શખસને સદરહુ દસ્તાવેજ સ્વાધીન કરવાનું ટપાલ ખાતાના અથવા તાર ખાતાના, જેમ હોય તેમ, અધિકારીઓને ફરમાવવાને તે માજીસ્ત્રેટ અથવા કોરટ મુખત્યાર છે.

જો બીજા કોઇ પણ માજીસ્ત્રેટના અથવા કોઇ પણ પોલીસ કમીશનરના અથવા પોલીસના કોઇ પણ ડીસ્ત્રીકટ સુપરીન્ટેન્ડેંટના મત પ્રમાણે સદરહુ પ્રકારનો કોઇ દસ્તાવેજ સદરહુ પ્રકારના કોઇ પણ કારણ સારૂ જોઇતો હોય, તો સદરહુ જીલ્હા માજીસ્ત્રેટનો, અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટનો અથવા કોરટનો હુકમ થતાં સુધી સદરહુ દસ્તાવેજની શોધ કરાવીને તે અટકાવી રાખવાનું ટપાલ ખાતાને અથવા તાર ખાતાને જેમ હોય તેમ ફરમાવવાને તે મુખત્યાર છે.

બ;—ઝાડો લેવાનાં વારંટ બાબત

ઝાડો લેવાનું વારંટ ક્યારે કહાડવાનો અધિકાર છે.

૯૬. જે શખસને ૯૪ મી કલમ પ્રમાણે સમન અથવા હુકમ કરયો હોય અથવા કરવાનો અધિકાર હોય અથવા જે શખસને ૯૫ મી કલમના પેહલા પારેગ્રાફ પ્રમાણે ફરમાશ કરી હોય અથવા કરવાનો અધીકાર હોય તે શખસ સદરહુ સમનમાં અથવા ફરમાશમાં ફરમાવ્યા મુજબ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરશે નહીં એવુ માનવાનું કોઇ કોરટને કારણ હોય ત્યાર,

અથવા શદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ ફલાણા શખસના કબજામાં છે એવું કોરટના જાણવામાં ન હોય ત્યારે.

અથવા આ કાયદા પ્રમાણે કોઇ પણ ચોકશી, ઇનસાફ અથવા બીજા કામની મતલબ સામાન્યરીતે ઝાડો લેવાથી અથવા જઇને જોવાથી સરશે એવું કોરટની નજરમાં આવે ત્યારે.

તે કોરટ ઝાડો લેવાનું વારંટ કહાડવાને મુખત્યાર છે; અને જે શખસના નામનું સદરહુ વારંટ કરયું હોય તે શખસ તે વારંટ મુજબ અને આ કાયદામાં આગળ કહેલા ઠરાવો મુજબ ઝાડો લેવાને અથવા જઇને જોવાને મુખત્યાર છે.

ટપાલ ખાતાના અથવા તાર ખાતાના અધિકારીયોના હવાલામાં કોઇ દસ્તાવેજ હોય તે બાબત ઝાડો લેવાનું વારંટ આપવાનો જીલ્લામાજીસ્ત્રેટ અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ શિવાય બીજા કોઇ માજીસ્ત્રેટને આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી અધિકાર છે એવું સમજવું નહી.

વારંટની મર્યાદાબાંધવાનો અધિકાર.

૯૭ ફક્ત ફલાણી જગાનોજ અથવા તેના ફલાણા ભાગનોજ ઝાડો લેવો અથવા જઇને તે જોવો એવું કોરટ જો પોતાને યોગ્ય લાગે તો વારંટમાં લખીને જણાવવાને મુખત્યાર છે અને તે વારંટ બજાવવાનું કામ જે શખસને સોપ્યું હોય તે શખસે પછી ફક્ત સદરહુ પ્રમાણે લખેલી જગાનોજ અથવા ભાગનોજ ઝાડો લેવો અથવા જઇને તે જોવો.

ફલાણા ઘરમાંથી

૯૮ જો કોઇ જીલ્લામાજીસ્ત્રેટને, પેટાહુકડી માજીસ્ત્રેટને,

ગેની મીલકત બનાવટના દસ્તાવેજ વિગેરેછે એવો શક આવ્યોહોય તેઘરનો ઝાડો લેવા બાબત.

પ્રેસિડેન્શી માજીસ્ત્રેટને અથવા પેહેલા વર્ગના માજીસ્ત્રેટને ખબર મળ્યા ઉપરથી તથા તેની નજરમાં જરૂર જણાય તેવી ચોકશી કરયા પછી એવું માનવાનું કારણ હોય કે ફલાણી જગા ચોરીની મીલકત મુકવા સારૂ અથવા વેચાવાસારૂ વાપરવામાં આવે છે.

અથવા બનાવટના દસ્તાવેજો, ખોટી મોહોરો, અથવા ખોટા સ્ટાંપ, અથવા સિક્કા અથવા ખોટા શિકા અથવા સ્ટાંપબનાવવાના અથવા ખોટા દસ્તાવેજ બનાવવાના હથિયારો અથવા સામન મુકવા અથવા વેચવા અથવા બનાવવાસારૂ વાપરવામાં આવેછે,

અથવા ફલાણી જગાએ કોઇ પણ બનાવટના દસ્તાવેજો, ખોટી મોહોરો અથવા ખોટા સ્ટાંપ અથવા શીક્કા, અથવા ખોટા શીકા અથવા સ્ટાંપ બનાવવા માટે અથવા ખોટા દસ્તાવેજ બનાવવા માટે વાપરવાનાં હથીયારો અથવા સામાન રાખવામાં અથવા મુકવામાં આવ્યાં છે.

તો કાન્સ્ટેબલના કરતાં ઉંચા દરજાના કોઇ પણ પોલીસ અમલદારને તે પોતાના વારંટથી હેઠળ લખ્યા પ્રમાણે અખ્તીઆર આપવાને મુખત્યાર છે.

(અ) જેટલી મદદ જોઇએ તેટલી મદદ લઇને સદરહુ જગામાં પેસવાને, તથા

(બ) વારંટમાં લખેલી રીતેતે જગાનો ઝાડો લેવાને તથા.

(ક) કાંઇ મીલકત, દસ્તાવેજો, મોહોરો સ્ટાંપ અથવા શિકા તે જગાએ જડે, અને તે મીલકત ચોરીની છે અથવા ગેરકાયદેસર મેળવેલી છે અથવા તે દસ્તાવેજો બનાવટના છે અથવા તે મોહોરો ખોટી છે અથવા તે સ્ટાંપ અથવા શીકા ખોટા બનાવેલા છે એવો તેને શક આવે તો તે મીલકતનો દસ્તાવેજોનો, મોહોરોનો સ્ટાંપનો અથવા શીકાઓનો અને વળી સદરહુ પ્રકારનાં કાંઇ પણ હથીયારોનો તથા સામાનનો કબજો લેવાને, તથા

(ડ) સદરહુ મીલકત, દસ્તાવેજો, મોહોરો, સ્ઠાંપ, શિકા, હથીયારો અથવા સામાન કોઇ માજીસ્ત્રેટની આગળ લઇ જવાને, અથવા જ્યાં સુધી ગુન્હેગારને માજીસ્ત્રેટની આગળ લઇ જવામાં આવ્યો ન હોય ત્યાં સુધી તેજ જગાએ સંભાળી રાખવાને, અથવા કોઇ નીરભય જગાએ તેની બીજી રીતે વ્યવસ્થા કરવાને, તથા

(ઇ) સદરહુ પ્રકારની કોઇ મીલકત ચોરેલી છે અથવા બીજી રીતે ગેરકાયદેસર મેળવેલી છે, અથવા સદરહુ દસ્તાવેજો મોહોરો સ્ટાંપ, શીકા, હથીયારો અથવા સામાન ખોટો બનાવેલો છે, અથવા સદરહુ હથીયારો અથવા સામાન ખોઠા શીકા અથવા સ્ઠાંપ બનાવવા માટે અથવા ખોટા દસ્તાવેજ બનાવવા માટે વાપરેલો છે અથવા વાપરવા માટે યોજેલો છે, એવું જાણ્યા છતાં અથવા એવો શક લાવવાને વાજબી કારણ છતાં ફલાણા શખસે સદરહુ પ્રકારની મીલકત, દસ્તાવેજો, મોહોરો, સ્ટાંપ શીકા હથીયારો અથવા સામન મુકવામાં; વેચવામાં અથવા બનાવવામાં અથવા રાખવામાં અંદર ખાનેથી ભાગ લીધેલો છે એવું જણાય તેવો જે શખસ સદરહુ જગાએ માલુમ પડે તે શખસને પેહેરામાં લેવાને તથા કોઇ માજીસ્ત્રેટના

આગળ લઇ જવાને.

હકુમતનીબાહેરઝડા લેતાંજડેલી વસ્તુઓની વ્યવસ્થા.

૯૯ જો કોરટે ઝાડો લેવાનું વારંટ કાહાડ્યું હોય તે કોરટની હકુમતની સ્થાનિક સીમાની બાહાર કોઇ પણ જગાએ તે વારંટ બજાવતાં જે વસ્તુઓને માટે ઝાડો લેવામાં આવે તેમાંની કોઇપણ વસ્તુઓ જડે ત્યારે સદરહુ વસ્તુઓ તેમજ આ કાયદામાં આગળ કહેલા ઠરાવો મુજબ તે વસ્તુઓના તઇયાર કરેલી ટીપ તાબડતોબ તે વારંટ કાહાડનારી કોરટની આગળ લઇ જવી, પણ સદરહુ જગા તે કોરટ કરતાં જે માજીસ્ત્રેટને તે જગામાં હકુમત હોય તે માજીસ્ત્રેટની વધારે નજીક હોય તો, તે ટીપ અને તે વસ્તુઓ સદરહુ માજીસ્ત્રેટની આગળ લઇ જવી; અને જો વિરૂદ્ધ પડતું પાકું કારણ ન હોય તો, સદરહુ માજીસતરેટે હુકમ કરીને તે ટીપ તથા વસ્તુઓ સદરહુ કોરટની પાશે લઇ જવાનો અધિકાર આપવો.

ક.—ગેરવ્યાજબી રીતે કેદ કરેલા શખસોની શોધ કરવા બાબત.

ગેરવ્યાજબી રીતેકેદકરેલા શખશોને માટે ઝાડો લેવા બાબત.

૧૦૦ જો કોઇ પણ પ્રેસીડેન્શી માજીસતરેટને, અથવા પેહેલા વર્ગના માજીસતરેટને અથવા પેટા તુકડી માજિસતરેટને એવું માનવાનું કારણ હોય કે કોઇ પણ શખસને એવી રીતે અટકાયતમાં રાખ્યો છે કે જેથી કરીને એ પ્રમાણે અટકાયતમાં રાખવાનું ફક્ત ગુન્હો થાય છે તો ઝાડો લેવાનું વારંટ કાહાડવાને તે મુખત્યાર છે; અને જે શખસનાં નામનું તે વારંટ કાઢવામાં આવે તે શખસને સદરહુ પ્રમાણે કેદ કરેલા શખસ માટે ઝાડો લેવાનો અધિકાર છે; અને તે વારંટ મુજબ સદરહુ ઝાડો લેવો અને જો તે શખસ જડે તો તેને કોઇ માજીસતરેટની આગળ તાબડતોબ લઇ જવો, અને તે કામની હકીકત ઉપરથી યોગ્ય જણાય એવો હુકમ તે માજીસતરેટે કરવો.

ડ.—ઝાડો લેવા સંબંધી સામાન્ય ઠરાવો.

ઝાડો લેવાનાંવારંટો કોનાં નામનાં કરવાંવિગેરે.

૧૦૧. ૪૩ મી ૭૫ મી. ૭૭ મી. ૭૯ મી ૮૨ મી ૮૩ મી, અને ૮૪ મી કલમોના ઠરાવો, જેટલે સુધી બની શકે તેટલી સુધી, ૯૬ મી, ૯૮ મીઅથવા ૧૦૦ મી. કલમ પ્રમાણે કહાડેલાં સઘળાં ઝાડો લેવાના વારંટો ને લાગુ છે એવું સમજવું,

બંધકરેલી જગા જે શખસોનાહવાલામાંહોય તેઓએઝાડો લેવા દેવો.

૧૦૨, આ બાબ પ્રમાણે જે જગા ઝાડો લેવાને અથવા જઇને જોવાને પાત્ર હોય તે જગા બંધ હોય ત્યારે જે શખસ તે જગામાં રેહેતો હોય અથવા જે શખસના હવાલામાં તે જગા હોય તે શખસે વારંટ બજાવનારા અમલદારની અથવા બીજા શખસની માગણી ઉપરથી તથા વારંટ રજુ કરયા ઉપરથી તે અમલદારને અથવા બીજા શખસને તે જગાની અંદર જવા દેવો, તથા ત્યાં શોધ કરવો જેમ સેહેલ પડે તેવા સઘળા ઘટતા ઉપાયો કરી દેવા,

જો સદરહુ જગાની અંદર સદરહુ પ્રમાણે જવા દેવામાં ન આવે, તો વારંટ

અવનારો અમલદાર અથવા બીજો શાખસ ૪૮મી કલમથી ઠરાવેલી રીતે આલેવા મુખત્યાર છે.

ઝાડો લેવો તે શાહેદાની સમક્ષ લેવો.

૧૦૩. આ બાબ પ્રમાણે ઝાડો લેતા પેહેલાં, ઝાડો લેવા જનારો અમલદારે અથવા બીજા શાખસે જે જગાનો ઝાડો લેવો હોય તે જગા જે સત્તામાં આવેલી હોય તે સત્તાના બે અથવા વધારે આબરૂદાર રેહેવાસીઓને ઝાડો લેતી વખતે હાજર રેહેવા તથા તે જોવા સારૂ બોલાવવા.

તે ઝાડો તેઓની સમક્ષ લેવો, અને તે ઝાડો લેતી વખતે જપ્ત કરેલી સઘળી ચીજોની તથા જે જે જગાએ તે ચીજો જડી હોય તે તે જગાઓની એક ટીપ સદરહુ અમલદારે અથવા બીજા શખસે તઇયાર કરવી અને તની ઉપર સદરહુ સાહેદોએ સહી કરવી પણ આ કલમ પ્રમાણે લેવાતો ઝાડો જોનારા કોઇ પણ શખસને કો રટે ખાસ સમન કરયો નહીં હોય તો તેને કોરટમાં શાહેદ દાખલ હાજર થવાનું ફરમાવવું નહીં,

ઝાડો લેવાની જગાનો ભોગવટો કરનારાને હાજર રહુવાનો અખ્તિકાર છે.

ઝાડો લેવાની જગાનો ભોગવટો કરનારાને અથવા તેની તરફથી કેઇ શખસને, દરએક પ્રસંગે, ઝાડો લેવાતો હોય ત્યારે હાજર રેહેવા દેવો, અને સદરહુ ભોગવટો કરનારો અથવા સદરહુ શખસ કેહે એટલે તને આ કલમ પ્રમાણે તઇયાર કરેલી ટીપની એક નકલ સદરહુ શાહેદાની સહી કરાવીને સ્વાધિન કરવી.

## ઈ—પરચુરણ.

રજુ કરેલો દસ્તાવેજ વિગેરે અટકાવી રાખવાનો અધિકાર.

૧૦૪ આ કાયદા પ્રમાણે પોતાની આગળ રજુ કરેલા હરકોઇ દસ્તાવેજને અથવા બીજી વસ્તુને પોતાને યોગ્ય લાગે તો અટકાવી રાખવાનો હરકોઇ કોરટ મુખત્યારછે:

માજીસતરેટ પોતાની સમક્ષ ઝાડો લેવાનું ફરમાવવાને મુખત્યા છે.

૧૦૫ જે જગાનો ઝાડો લેવાસારૂ વારંટ કાહાડવાનો પોતાને અખત્યાર હોય તે જગાનો ઝાડો પોતાની સમક્ષ લેવાનું ફરમાવવાને હરકોઇ માજિસતરેટ મુખત્યાર છે.

---

# ભાગ ૪ થો.

### ગુન્હા અટકાવવા બાબત.

---

## બાબ ૮ મો.

### સુલેહ રાખવા સારૂ તથા સારી રીતે ચલાવવાસારૂ તારણ બાબત.

### અ—ગુન્હો ઠરયા ઉપરથી સુલેહ રાખવા સારૂ તારણ.

ગુન્હો ઠર્યે ઉપરથી સુલેહરાખવાસારૂતારણ.

૧૦૬ જ્યારે હંગામો, હુમલો અથવા સુલેહનો બીજો ભંગ કરવાનું, અથવા તેમાં મદદગારી કરવાનું; અથવા તેમ કરવાના સારૂ ઇરાદાથી હથીયારવાળાં માણસોને એકઠાં કરવાનું અથવા કાયદા વિરૂદ્ધ બીજા ઉપાયો કરવાનું અથવા શરીરને અથવા

મિલકતને નુકશાન કરવાનો ડર દેખાડીને શાપરાત્ર ધમકી આપવાનું તોહમત જે શખસની ઉપર આવ્યું હોય તે શખસની ઉપર કોઇ હાઇકોરટની આગળ અથવા સેશન કોરટની આગળ અથવા પ્રેશીડેન્સી માજિસતરેટ જિલ્લા માજિસતરેટની પેટા તુકડી માજિસતરેટની અથવા પેહેલા વર્ગના માજિસતરેટની કોરટ આગળ તે ગુન્હો કરે.

અને તે કોરટનો એવો અભિપ્રાય હોય કે સુલેહ રાખવા સારૂ ખત કરીને આપવાનું સદરહુ શખસને ફરમાવવાની જરૂર છે.

ત્યારે સદરહુ કોરટ તે શખસની ઉપર શિક્ષાનો હુકમ કરતી વખતે ત્રણ વરસ કરતાં વતી ન હોય એવી જે મુદત તે કોરટ મુકરર કરવાનું યોગ્ય ધારે તે મુદત સુધી સુલેહ રાખવા સારૂ, જામીન સાથે કે વગર જામીને તેની સ્થિતીને ઘટતાં રકમનું ખત કરી આપવાનો તે કોરટ તે શખસને હુકમ કરવાને મુખત્યારછે.

અપીલ ઉપરથી અથવા બીજી કોઇ રીતે જો ગુન્હો શાબિત થયાનો ઠરાવ રદ થાય તો એ પ્રમાણે કરી આપેલું ખત રદ થશે

બ.—બીજાં કામોમાં સુલેહ રાખવા સારૂ તથા સારી રીતે ચાલવા સારૂ તારણ.

બીજાંકામોમાં સુલેહ રાખવાસારૂ તારણ

૧૦૭ જ્યારે કોઇ પ્રેશીડેન્સી માજિસતરેટને, જિલ્લા માજિસતરેટ, પેટા તુકડી માજિસતરેટને અથવા પેહેલા વર્ગના માજિસતરેટને એવી ખબર મળે કે પોતાની હુકમતની સ્થાનિક હદમા ફલાણો શખસ સુલેહનો ભંગ કરશે એવો સંભવ છે, અથવા જેથી સુલેહનો ભંગ ઘણું કરીને થાય એવું કાંઇ પણ ગેરવ્યાજબી કામ કરશે એવો સંભવ છે, અથવા સદરહુ હદમાં એવો કોઇ શખસ છે કે જે સદરહુ હદની બાહાર હરકોંઇ જગામાં સુલેહનો ભગ અથવા ઉપર કહ્યા મુજબ કાંઇ પણ ગેરવ્યાજબી કામ કરશે એવો સંભવ છે. ત્યારે એક વરશ કરતાં વત્તી ન હોય એવી જે મુદત. સદરહુ માજિસતરેટ મુકરર કરવાનું યોગ્ય ધારે તે મુદત સુધી સુલેહ રાખવાસારૂ, જામીન સાથે કે વગર જામીને, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખશને શા શારૂ ન કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે શખશને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજિસાતરેટ મુખત્યાર છે.

૧૦૭ મી કલમ પ્રમાણેચાલવાનો જે માજીસ્ત્રેટવગરેનેઅધિકાર નહોય તેણે કેમકરવું.

૧૦૮ ૧૦૭ મી કલમ પ્રમાણે કામ ચલાવવાનો જે માજીસ્ત્રેટને અધિકાર ન હોય તે માજીસ્ત્રેટને અથવા સેશન કોરટને અથવા હાઇ કોરટને. એવું માનવાનું કારણ હોય કે ફલાણો શખસ સુલેહનો ભગ અથવા જેથી સુલેહનો ભંગ ઘણું કરીને થાય એવું કાંઇ ગેરવાજબી કામ કરશે એવો સંભવ છે. અને સદરહુ શખસને પેહેરામાં અટકાવી રાખ્યા વગર બીજી રીતે તે સુલેહના ભંગનો અટકાવ થઇ શકવાનો નથી, ત્યારે જો તે શખસ પેહેરામાં અથવા કોરટની આગળ આવી ચુકયો ન હોય તો) તેને પકડવા માટે વારંટ કહાડવાનો તથા ૧૦૭ મી કલમ પ્રમાણે તે મુકદમાની તજવીજ કરવાનો જે માજીસતરેટને અધિકાર હોય તેની આગળ તે શખશને મોકલવાનો, સદરહુ માજીસતરેટ

ને અથવા કોરટને અખત્યાર છે.

આ કલમ પ્રમાણે જે માજીસ્ત્રેટની આગળ કોઇ શખસને મોકલ્યો હોય તે મા જીસ્ત્રેટ આ કાયદામાં આગળ કહેલી ચોકશી પુરી થતાં સુધી પોતાની નજરમાં આવે તો તે શખસને અટકાવી રાખવાને મુખત્યાર છે.

ભટકનારાઓ તથા શક વાળા શખસોપાસેથી સારી રીતે ચાલવા સારૂ તારણ (લેવા બાબત.)

૧૦૯ જ્યારે જ્યારે કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટને, જીલ્હા માજીસ્ત્રેટને, પેટા તુકડી માજીસ્ત્રેટને અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટને એવી ખબર મળે.—

(અ) કે કોઇ પણ શખસ સદરહુ માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં પોતાની હાજરી છુપાવવાને પુરવેપાય કરે છે, અને સદરહુ શખસ કાંઇ ગુન્હો કરવાના હેતુથી આવા ઉપાયો કરેછે એવુ માનવાનુ કારણછે, અથવા

(આ) કે સદરહુ હદમાં એવો કોઇ શખસ છે કે જેની પાસે ગુજરાનનુ કાંઇ પણ સાધન દેખાતુ નથી અથવા જે પોતાને વિશે કાંઇ ખાત્રીલાયક હકીકત કહીશકતોનથી

ત્યારે ત્યારે છ મહિના કરતાં વધતી ન હોય એવી જે મુદત સદરહુ માજીસ્ત્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે, એક ખત કરી આપવાનો હુકમ સદરહુ શખસને શા સારૂ નહીં કરવો જોઇએ તેનુ કારણ બતાવવાનું તે શખસને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજીસ્ત્રેટ મુખત્યાર છે.

ગુન્હો કરવાની ટેવ હોય તેવા ગુન્હેગારો પાસેથી સારી રીતે ચાલવા સારૂ તારણ (લેવા બાબત.

૧૧૦ જ્યારે કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને; જીલ્લા માજીસ્ત્રેટને, પેટા તુકડી માજીસ્ત્રેટને અથવા પેહેલા વર્ગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેશે કરીને અખિત્યાર આપ્યો હોય તે માજીસ્ત્રેટને એવી ખબર મળે કે પોતાની હકુમતની સ્થાનિક હદમાં ફલાણા શખસને અપહરણ કરવાની, ઘર ફોડવાની અથવા ચોરી કરવાની ટેવ છે, અથવા ફલાણી મિલકત ચોરીની છે એમ જાણીને તે ચોરીનીમિલકત લેવાની ટેવ છે, અથવા તે શખસને જબરાઇથી કહડાવવાની ટેવછે અથવા જબરાઇથી કહાડવા સારૂ કોઇ શખસને હાની કરવાનો ભય ઉત્પન કરવાની ટેવ છે અથવા ભય ઉત્પન્ન કરવાની અથવા કોશિશ કરવાની ટેવ છે.

ત્યારે ત્રણ વરશ કરતાં વત્તાં ન હોય એવી જે મુદત સદરહુ માજિસ્ત્રેટ મુકરર કરવાનું દુરસ્ત ધારે તે મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ, જામીનો સાથે, એક ખત કરી આપવાનો હુકમ સદહુ શખસને શા સારૂ નહી કરવો જોઇએ તેનું કારણ બતાવવાનું તે સખસને, આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે, ફરમાવવાને સદરહુ માજીસ્ત્રેટ મુખત્યાર છે.

યુરોપીયનભટકનારા સંબંધી વિશેષ ઠરાવ.

૧૧૧ જે કામોમાં રાણીની વિલાયતી રઇયતની તજવીજ સન ૧૮૭૪ ના યુરોપિયન વેગ્રન્સી આકટ પ્રમાણે થઇ શકતી હોય તે કામોમાં તે રઇયતને ૧૦૯ મી

તથા ૧૧૦ મી કલમના ઠરાવો લાગુ નથી.

હુકમ કરવા બાબત.

૧૧૨. જ્યારે ૧૦૭ મી, ૧૦૯ મી અથવા ૧૧૦ મી કલમ પ્રમાણે ચાલનારા કોઇ માજીસતરેટને સદરહુ કલમ પ્રમાણે કારણ બતાવવાનું કોઇ પણ શખસને ફરમાવવાની જરૂર લાગે, ત્યારે તેણે એક લેખી હુકમ કરીને તેમાં જે ખબર મળી હોય તેનો સાર તથા કેટલી રકમનું ખત કરી આપવું તે, તથા કેટલી મુદત સુધી તે અમલમાં રેહેશે તે, તથા જામીન (જોઇતા હોય તો) કેટલા કેવા પ્રકારના, અને કયા વરગના જામીન જોઇએ તે જણાવવું.

જે શખસની કોરટમાં હાજર હોય તેની બાબતમાં કેમ કરવું.

૧૧૩. જે શખસની બાબતમાં સદરહુ હુકમ કરચા હોય તે સખસ જો કોરટમાં હાજર હોય, તો તે હુકમ તેને વાંચી સંભળાવવો, અથવા તે કેહે તો, તે હુકમનો સાર તેને સમજાવવો,

જે શખસ સદરહુ પ્રમાણે હાજર નહોય તેની બાબતોમાં સમન અથવા વારંટ(કાહાડવા બાબત.)

૧૧૪. જો સદરહુ શખસ કોટમાં જો હાજર ન હોય, તો માજીસ્ત્રેટે સમન કાહાડીને તે શખસને કોરટની આગળ હાજર થવાનું ફરમાવવુ, અથવા, જ્યારે સદરહુ શખસ પેહેરામાં હોય, ત્યારે માજીસ્ત્રેટે વારંટ કાહાડીને જે અમલદારના પેહેરામાં તે સખસ હોય તેને એવું ફરમાવવું કે એને કોરટની આગળ આણો:

પણ એવું ઠરાવ્યું છે કે, જ્યારે કોઈ પોલીસ અમલદારના રીપોર્ટ ઉપરથી અથવા બીજી ખબર ઉપરથી [તે રિપોર્ટનો અથવા ખબરનો સાર માજિસ્ત્રેટે દફતરમાં લખવો] સદરહુ માજિસ્ત્રેટને એવું જણાય કે સુલેહનો ભંગ થવાનો બીક રાખવાનું કારણ છે. અને સદરહુ શખસને તુરત પકડયા વગર બીજી રીતે તે સુલેહના ભંગનો અટકાવ થઈ શકશે નહી, તો તે માજીસ્ત્રેટ તેને પકડવા સારૂ ગમે તે વખતે વારંટ કાહાડવાને મુખત્યાર છે.

૧૧૨મી કલમ પ્રમાણે કરેલા હુકમની એક નકલ સમન અથવા વારંટની સાથે મોકલવી.

૧૧૫ ૧૧૪ મી કલમ પ્રમાણે કાહાડેલા દરેક સમન અથવા વારંટની સાથે ૧૧૨ મી કલમ પ્રમાણે કરેલા હુકમની એક નકલ મોકલવી. અને જે શખસને સદરહુ સમન પોહોંચાડવામાં આવે અથવા જે શખસને સદરહુ વારંટ પ્રમાણે પકડવામાં આવે તે શખસને તસમન પોંહોંચાડનારા અથવા તે વારંટ બજાવનારા અમલદારે સદરહુ નકલ આપવી.

જાતે હાજર થવાનું માફ કરવાનો અધિકાર,

૧૧૬. સુલેહ રાખવા સારૂ ખત કરી આપવાનો હુકમ શા સારૂ નહી કરવો જોઇએ તેનું કારણ બતાવવા માટે જે શખસને ફરમાવ્યું હોય તેને જો માજીસતરેટને પુરતુ કારણ જણાય તો જાતે હાજર થવાનું માફ કરવાનો તે માજિસતરેટને અધિકાર છે. તથા કોઇ પ્લીડર મારફતે હાજ થવાની પરવાનગી આપવાનો તે માજિસતરેટને અધિકાર છે.

ખબરખરી છેકે ન હી તે વિષે ચોકશી.

૧૧૭ જે શખસ કોરટમાં હાજર હોય તે શખસને ૧૧૨ મી કલમ પ્રમાણે કરેલો હુકમ ૧૧૩ મીકલમપ્રમાણે વાંચી સભળાવ્યો હોય અથવા સમજાવ્યો હોય અથવા કોઇ પણ શખસ ૧૧૪ મી કલમ પ્રમાણે કાહાડેલા સમનની રૂઇએ કોઇ માજીસતરે ટની આગળ હાજર થાય; અથવા તે કલમ પ્રમાણે કાઢેલા વારંટની બજાવણી કરીને તેને માજીસતરેટની આગળ આણ્યો હોય, ત્યારે જે ખબરને આધારે પોતે ચાલ્યો હોય તે ખબર ખરી છે કે નહી તે વિશે માજિસતરેટે ચોકશી કરવી, અને જે જાસ્તી પુરાવાની જરૂર જણાય તે લેવો.

જ્યારે સદરહુ હુકમમાં સુલેહ રાખવા સારૂ તારણ માગ્યું હોય, ત્યારે સમનના મુકદમામાં ઇનસાફ ચલાવવા સારૂ આ કાયદામાં આગળ જે રીત કહી છે તે રીતે બની શકે તેટલે સુધી, સદરહુ ચોકશી કરવી; અને જ્યારે સદરહુ હુકમમાં સારી રીતે ચાલવા સારૂ તારણ માગ્યું હોય ત્યારે વારંટના મુકદમામાં ઇનસાફ ચલાવવા સારૂ આ કાયદામાં આગળ જે રીત કહી છે તે રીતે, બની શકે તેટલે સુધી, સદરહુ ચોકશી કરવી. પણ એમાં તોહુમતનામું તઇયાર કરવાની જરૂર નથી.

આ કલમના કારણ સારૂ, કોઇ શખસને ગુન્હો કરવાની ટેવ છે એ વાત (તેની) સાધારણ લૌકીક સંબંધી પુરાવો આપીને અથવા બીજી કોઇ રીતે શાબીત કરવાનો અધિકાર છે.

તારણઆપવાનોહુકમ

૧૧૮ જે શખસની બાબતમાં સદરહુ ચોકશી કરી હોય તે શખસે સુલેહ રાખવા સારૂ અથવા સારી રીતે ચાલવા સારૂ, જેમ હોય તેમ જામીન સાથે કે વગર જામીને ખત કરી આપવું જરૂરનું છે એવું જો સદરહુ ચોકશી ઉપરથી શાબીત થાય તો માજીસ્ત્રેટે તે મુજબ હુકમ કરવો.

પણ એવું ઠરાવ્યું છે—

પેહેલું—કે ૧૧૨ મી કલમ પ્રમાણે કરેલા હુકમમાં જે પ્રકારનું, જે રકમનું અથવા જે મુદતનું તારણ કહ્યું હોય તેથી જુદા પ્રકારનું અથવા વધતી રકમનું, અથવા વત્તી મુદત સુધીનું તારણ આપવાનો કોઇપણ શખસને હુકમ કવો નહી.

બીજું—દરએક ખતની રકમ તે કામની હકીકત ઉપર ઘટતું ધ્યાન આપીને મુકરર કરવી અને તે અતિશય ભારે હોવી નહી જોઇએ.

ત્રીજું—જે શખસ સંબધી ચોકશી કરવામાં આવે તે શખસ સગીર હોય ત્યારે ફકત તેના જામીનોએજ ખત કરી આપવું.

જે શખસનીવિરૂદ્ધ ખબર આપવામાં આવી હોય તેને છોડી મુકવા બાબત.

૧૧૯ જે શખસની બાબતમાં ૧૧૭ મી કલમ પ્રમાણે ચોકશી કરી હોય તે શખસે સુલેહ રાખવા સારૂ અથવા સારી રીતે ચાલવા સારૂ, જેમ હોય તેમ, ખત કરી આપવું જરૂરનું છે એવુ સદરહુ ચોકશી ઉપરથી શાબિત ન થાય, તો તે માજીસ્ત્રેટે દફતરમાં તેની મતલબની નોંધ કરવી; અને જો સદરહુ શખસને ફકત તે ચોકશીના કારણ સારૂજ પેહેરામાં રાખેલો હોય તો તેને છુટો કરવો, અથવા જો સદરહુ શખસને પેહેરામાં રા

ખેલો નહી હોય તો તેને છોડી મુકવો.

૬—તારણ આપવાનો હુકમ કરયા પછી સઘળી બાબતમાં કામ ચલાવવા બાબત

જે મુદત સુધી તારણ જોઈતું હોય તે મુદતની શરૂઆત.

૧૨૦ જે શખસની બાબતમાં ૧૦૬ ઠી અથવા ૧૧૮ મી કલમ પ્રમાણે તારણ આપવાનો હુકમ કરયો હોય તે શખસની ઉપર, સદરહુ હુકમ કરયો હોય તે વખતે, જો કેદની શિક્ષાનો હુકમ કરયો હોય, અથવા કેદની શિક્ષા તે ભોગવતો હોય, તો જે મુદત સુધી સદરહુ તારણ માગ્યું હોય તે મુદત સદરહુ શિક્ષાના હુકમની મુદત પુરી થએથી શરૂ થવી જોઈએ.

બીજાં કામોમાં સદરહુ મુદત તે હુકમની તારીખે સરૂ થવી જોઈએ.

ખતમાંશું શુ લખવું.

૧૨૧ જે ખત સદરહુ પ્રકારના કોઈ શખસે કરી આપવાનું હોય ખતમાં, પ્રસંગ પ્રમાણે, સુલેહ રાખવી અથવા સારી રીતે ચાલવું એ પ્રમાણે તે શખસને બાંધી લેવો અને સારી રીતે ચાલવા બાબત ખત હોય તો કેદની શિક્ષા કરવા લાયક કાંઈ પણ ગુનહો કરવાથી અથવા કરવાની કોશીશ કરવાથી અથવા કરવામાં મદદગારી કરવાથી, પછી તે ગુનહો ગમે તે ઠેકાણે બને, તે ખતની શરત તુટી એવું સમજવું.

જામીનો નાકબુલ કરવાનો અધિકાર.

૧૨૨. સારી રીતે ચાલવા સારૂં આ બાબ પ્રમાણે આપવા માંડેલો કોઈ પણ જામીન ના લાયક શખસ છે એ સબબ ઉપરથી તેને કબુલ કરવાનો અધિકાર માજીસ્ત્રેટને છે, પણ તે માજીસ્ત્રેટે તેમ કરવાનાં કારણો દફતરમાં લખવાં.

તારણન આપે તો કેદ

૧૨૩. ૧૦૬ ઠી અથવા ૧૧૮ મી કલમ પ્રમાણે તારણ આપવાનો જે શખસને હુકમ કરયો હોય તે સખસ જે મુદત સુધી સદરહુ તારણ આપવાનું હોય તે મુદત જે તારીખે શરૂ થતી હોય તે તારીખે અથવા તે પેહેલાં જો સદરહુ તારણ ન આપે તો. આનીજ હેઠળ લખેલા પ્રસંગ ખારેજ કરીને, સદરહુ મુદત પુરી થતાં સુધી, તે શખસને તુરંગમાં મોકલવો અથવા તે અગાઉથીજ કેદમાં હોય તો તેને કેદમાં અટકાવી રાખવો. એ પ્રમાણે તુરંગમાં મોકલવો અથવા અટકાવી રાખવો એ તે તારણ માગવાનો હુકમ કરનારી કોરટને અથવા માજીસ્ત્રેટને અથવા જે તુરંગમાં સદરહુ પ્રમાણે હુકમ કરેલા શખસને અટકાવી રાખ્યો હોય તે તુરંગ જે અમલદારના હાલામાં હોય તે અમલદારને સદરહુ મુદતની અંદર તે તારણ આપે ત્યાં સુધી તેને તુરંગમાં મોકલવો જોઈએ, અથવા કેદમાં અટકાવી રાખવો જોઈએ.

હાઈકોરટની અથવા સેસન કોરટની આગળ કયારે કામ રજુ કરવુ.

જ્યારે એક વરસ કરતાં વધતી મુદત સુધી તારણ આપવાનો સદરહુ શખસને કોઈ માજીસ્ત્રેટે હુકમ કરયો હોય ત્યારે જો સદરહુ શખસ ઉપર કહ્યા મુજબ તારણ ન આપે તો તે માજીસ્ત્રેટે વારંટ કાહાડીને એવું ફરમાવવું કે સેસન કોરટનો હુકમ થતાં સુધી, અથવા, સદરહુ માજીસ્ત્રેટ પ્રેસિડેન્સિ માજીસ્ત્રેટ હોય તો હાઈકોરટનો હુકમ થતાં સુધી, તે શખસને તુરંગમાં અટકાવી રાખવો, અને, બની શકે તેટલી તાકીદે, તે કામ સદરહુ કોરટની આગળ રજુ કરવું.

સદરહુ કોરટ તે કામ તપાશીને અને કાંઇ પણ વધારે ખબર અથવા સુગ વોં પોતાને જરૂરનો લાગે તે માગીને તે કામમાં પોતે દુરસ્ત ધારે તેવો હુકમ કરવાને મુખત્યાર છે. પણ એવું ઠરાવ્યું છે કે તારણ નહીં આપવા બાબત કાંઇ પણ શખસને કેદ કરયો હોય તો તે કેદની મુદત ત્રણ વરસ કરતાં વધતી હોવી નહીં જોઇએ.

કેદનો પ્રકાર.

સુલેહ રાખવા સારૂ તારણ નહીં આપવા બાબત કેદ આસાન હોવી જોઇએ.

સારી રીતે ચાલવા સારૂ તારણ નહીં આપવા બાબત કેદ દરેક કામમાં કોરટ અથવા માજીસ્ત્રેટ ફરમાવે તે પ્રમાણે સખત મજુરી સાથે અથવા આસાન થઇ શકે

તારણ નહીં આપવા બાબત કેદ કરેલા શખસોને છુટા કરવાનો અધિકાર.

૧૨૪. જ્યારે જ્યારે જીલ્હા માજીસ્ત્રેટનો અથવા કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટનો એવો મત હોય કે આ બાબ પ્રમાણે તારણ નહી આપવા બાબત કેદ કરેલા કોઇ પણ સખસને છુટો કરવાથી લોકને અથવા કોઇ પણ બજા સખસને જોખમ પોંચશે નહી, ત્યારે ત્યારે તે સદરહુ શખસને છુટો કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે, પછી તે શખશને કેદ કરવાનો હુકમ તેણે પોતે કરેલો હોય કે પોતાના હુદા ઉપર અગાઉ જે અમલદાર હોય તેણે કરેલો હોય કે કોઇ તાબા માંહેના માજીસ્ત્રેટે કરેલો હોય તોપણ.

જ્યારે જ્યારે જીલ્લા માજીસ્ત્રેટનો અથવા કોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટનો એવો મત હોય કે આ બાબ પ્રમાણે તારણ નહી આપવા બાબત સેશન કોરટના અથવા હાઇ કોરટના હુકમ પ્રમાણે કેદ કરેલા કોઇ પણ શખસને સદરહુ જોખમ વગર છુટો કરી શકાય એવું છે, ત્યારે ત્યારે સદરહુ માજીસ્ત્રેટે, પ્રસગ પ્રમાણે, સેશનકોરટના અથવા હાઇ કોર્ટના હુકમ સારૂ તે કામનો તુરત રીપોર્ટ કરવો, અને સદરહુ કોરટ દુરસ્ત ધારે તો તે, સદરહુ શખસને છુટો કરવાનો હુકમ કરવાને મુખત્યારછે.

સુલેહરાખવા બાબતનું કોઇપણ ખત રદ કરવાનો જિલ્લા માજીસ્ત્રેટોનો અધિકાર.

૧૨૫ જિલ્લા માજીસ્ત્રેટ પોતાના જિલ્લામાંની જે કોરટ પોતાની કોરટથી ઉતરતા દરજ્જાની ન હોય તેવી કોઇ કોરટના હુકમથી સુલેહ રાખવા સારૂ જે ખત આ બાબ પ્રમાણે કરી આપ્યુ હોય તે ખત પાકાં કારણો સારૂ ગમે તે વખતે રદ કરવાને મુખત્યાર છે. તેકારણો દફતરમાં લખવા..

જામીનોનાછુટકારો.

૧૨૬ કોઇ પણ શખશની સુલેહ ભરેલી અથવા સારી ચાલ માટે બીજો જે શખસ જામીન થયો હોય તે શખસ કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની, જિલ્લા માજિસ્ત્રેટની, પેટા તુકડી માજીસતરેટની અથવા પેહેલા વરગના માજિસતરેટની હકુમતની સ્થાનિક હદ માંહે આ બાબ પ્રમાણે કરી આપેલું હરકોઇ ખત રદ કરવા બાબતની અરજી ગમે તે વખતે સદરહુ માજીસતરેટને કરવાને મુખત્યાર છે.

સદરહુ અરજી થયા ઉપરથી તે માજીસતરેટે પોતાને દુરસ્ત લાગે તે પ્રમાણે પોતાનો સમન અથવા વારંટ કાહાડીને જે શખસને માટે સદરહુ જામીન બંધાયલો હો

૪ તે સખશને પોતાની આગળ હાજર થવાનું અથવા આણવાનું ફરમાવવું,

જ્યારે તે માજીસ્ત્રેટની આગળ સદરહુ શખસ હાજર થાય અથવા તેને આણ્યો હોય, ત્યારે સદરહુ માજિસ્ત્રેટે તે ખત રદ કરવું, અને તે ખતની મુદતના બાકી રહેલા ભાગને માટે અસલ તારણના જેવાજ પ્રકારનું નવું તારણ આપવાનો સદર હુ શખસને હુકમ કરવો. સદરહુ પ્રકારનો દરેક હુકમ ૧૨૧ મા ૧૨૨ મી, ૧૨૩ મી, અને ૧૨૪ મી કલમનાં કારણ સારૂ, પ્રસગ પ્રમાણે ૧૦૬ ઠી અથવા ૧૧૮ મી, કલમ મુજબ કરેલો હુકમ છે એમ સમજવું.

---

## ભાગ ૯ મો.

### કાયદા વિરૂદ્ધ મંડળીઓ.

માજીસ્ત્રેટના અથવા પોલીસ અમલદારના હુકમ ઉપરથી મંડળી એ વીખરાઈ જવું

૧૨૭. કોઇ પણ કાયદા વિરૂદ્ધ મંડળીને, અથવા જેથી લોકની સુલેહમાં ગહબડ થવાનો સંભવ હોય એવી પાંચ અથવા વધારે શખસોની મંડળીને, વીખરાઇ જવાનો હુકમ કરવાને કોઇ પણ માજીસ્ત્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર મુખત્યાર છે: અને એવો હુકમ થએથી તે હુકમ મુજબ વિખરાઇ જવાની તે કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુતાની ફરજ છે.

આ કલમ કલકત્તા તથા મુંબાઇ એ શેહેરો પોલીસને લાગુ છે.

વિખરી નાખવા સારૂ બિન લશકરીજ બરી કરવા બાબત.

૧૨૮. એ પ્રમાણે હુકમ કરયા ઉપરથી સદરહુ પ્રકારની કોઇ મંડળી વિખરાઇ નહીં જશે, અથવા એ પ્રમાણે હુકમ કરયા વગર તો તેની વરતણુંક ઉપરથી વિખરાઈ નહીં જવાનો તેનો નિશ્ચય જણાય તો હરકોઇ માજીસ્ત્રેટ અથવા જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર; પછી તે ઇલાકાના મુખ્ય શેહેરોની અંદર કે બહાર હોય, સદરહુ મંડળીને જબરાઈથી વિખરી નાંખવાને મુખત્યાર છે, અને સદરહુ મંડળી વિખરી નાંખવાના કારણ સારૂ અને, જરૂર હોય તો, સદરહુ મંડળી વીખરી નાખવાને અથવા તે મંડળીના માણસોને કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે તે માટે તે માણસોને પકડવા તથા કેદ કરવા સારૂ મલીકા માઆબમાના લશકરમાંના અમલદાર અથવા સિપાઇ નહીં હોય તેવા અથવા ૧૮૬૯ ના હીંદુસ્તાનના વાલન્ટીયરોના આકટ પ્રમાણે નોંધેલા વાલન્ટીયર નહીં હોય અને તેવા તરીકે કામ કરતો ન હોય એવા કોઇ પણ મરદ માણસની મદદ માંગવાને મુખત્યાર છે.

લશકરી જબરી કરવા બાબત.

૧૨૯. જો સદરહુ પ્રકારની કોઇ મંડળી બીજી રીતે વિખરી નંખાતી નહી હોય. અને લોકોની સહી સલામતી રાખવા સારૂ તે મંડળી વિખરી નાંખવાની જરૂર હોય, તો ઉંચામાં ઊંચા દરજજાનો જે માજીસ્ત્રેટ હાજર હોય તેને તે મંડળી લશકરી જબરીથી વીખરીનંખાવવાનો અખત્યારછે.

લશકરના જેકમાં

૧૩૦. જ્યારે કોઇ માજીસ્ત્રેટ સદરહુ પ્રકારની કોઇ

ડિંગ અફીસરને મંડળી વીખરી નાખવાનું ફરમાવ્યું હોય તે કમાંડિંગ આફીસરનું કામ.

પણ મંડળી લશકરી જબરીથી વીખરી નાંખવાનો નિશ્ચય કરે, ત્યારે મલીકા માઆઝમાના લશકરમાં હરકેઇ સિપાઇયોની અથવા ૧૮૯૯ ના હિંદુસ્તાનના વાલેન્ટીયરાના આકટ પ્રમાણે નોંધેલા હરકેઇ વાલેન્ટીયરોની, કમાંડ જે કોઇ સનંદી અથવા બીન સનંદી અમલદારની પાસે હોય તે અમલદારને સદરહુ મંડળી તેવી જબરીથી વિખરી નાંખવાનું, તથા પોતે ફરમાવે તેવા, અથવા તે મંડળી વાખરી નાખવાને અથવા કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે તે માટે જેમને પકડી અટકાવી રાખવાની જરૂર હોય તેવા, તે મંડળીના માણસોને પકડી અટકાવી રાખવાનું, ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે,

સદરહુ પ્રકારના દરેક અમલદારે પોતાને દુરસ્ત લાગે એવી રીતે સદરહુ હુકમ પ્રમાણે ચાલવું; પણ તેમ કરવામાં તેણે તે મંડળી વીખરી તો નાંખવીજ તથા સદરહુ માણસોને પકડીને અટકાવી તો રાખવાંજ, પણ તેમ કરવામાં જેટલી ઓછી જબરી થાય તેટલી ઓછી જબરી કરવી, અને જાન માલને જેટલું ઓછું નુકશાન થાય તેટલું ઓછું નુકશાન કરવું.

મંડળી વિખરી નાખવાને કમીશન્ડ (સનદી) લશકરી અમલદારોનો અખ્તીઆર.

૧૩૧ જ્યારે સદરહુ પ્રકારની કોઇ પણ મંડળીથી લોકોની સહી સલામતીને ઉઘાડી રીતે ધોકો પોહોંચતો હોય, અને કોઇ માજીસ્ત્રેટને જણાવી શકાતું નહીં હોય, ત્યારે મલીકા માઆઝમાના લશકરના હરકોઇ કમીશન્ડ (સનંદી) અમલદારને સદરહુ મંડળી લશકરી જબરીથી વીખરી નાખવાનો અધીકાર છે. તથા સદરહુ મંડળી વીખરી નાંખવા માટે અથવા કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવે તે માટે તે મંડળીના હરકોઇ માણસોને પકડીને કેદ કવાનો તેને અધિકાર છે; પણ જયારે આ કલમ પ્રમાણે તે ચાલતો હોય તેવામાં કોઇ માજિસ્ત્રેટને તે બાબતની હકીકત જણાવવાની તક મળી આવે તો તેણે તેમ કરવું અને ત્યાર પછી પોતે સદરહુ પ્રમાણે કરવાનું જારી રાખવું કે નહીં તે બાબત તેણે તે માજીસ્ત્રેટના હુકમ પ્રમાણે ચાલવું.

આ બાબ પ્રમાણે કરેલાં કામ બાબત ફરીયાદ માંડવાની વિરૂદ્ધ બચાવ.

૧૩૨. આ બાબ પ્રમાણે કરેલાં છે એવું કેહેવામાં આવતું હોય તેવાં કોઇ પણ કામ બાબત કોઇ પણ માજીસ્ત્રેટ, લશકરી અમલદાર, પોલીસ અમલદાર, સિપાઇ અથવા વાલેંટિયરની ઉપર કોઇ પણ ફરીયાદ, ગવરનર જનરલ ઇન કાઉન્સિલની મન્જુરી વગર. કોઇ પણ ફોજદારી કોરટમાં માંડવી નહીં, તથા

(અ) આ બાબ પ્રમાણે શુદ્ધ બુદ્ધિથી ચાલનારા કોઇ પણ માજીસ્ત્રેટે અથવા પોલીસ અમલદારે;

[બ) ૧૩૧ મી કલમ પ્રમાણે શુદ્ધ બુદ્ધિથી ચાલનારા કોઇ પણ અમલદારે;

[ક] ૧૨૮ મી અથવા ૧૩૦ મી કલમ પ્રમાણે કોઇ હુકમ મુજબ શુદ્ધ બુદ્ધિથી હરકાંઇ કરનારા કોઇ પણ શખસે, અને

(૬) લશકરી કાયદા પ્રમાણે જે હુકમ માનવાને પોતે બંધાએલો હોય તે હુકમને તાબે થઈને કાંઈ પણ કામ કરનારા કોઈ હલકા દરજ્જાના અમલદારે અથવા સિપાઈએ, અથવા વાલેંટિયરે,
તે ઉપરથી કાંઈ ગુન્હો કરયો છે એવું સમજવું નહીં.

---

## આખ ૧૦ મો.

લોકાપ કારક કૃત્યો.

અપકારક વસ્તુખસેડવાબાબતશરટીહુકમ.

૧૩૩. જ્યારે જ્યારે કોઈ રીપોરટ અથવા બીજી ખબર મળ્યા ઉપરથી તથા પોતે દુરસ્ત ધારે એવો પુરાવો [જો જોઈતો હોય તો) લીધા ઉપરથી, કોઈ જીલ્હા માજીસ્ત્રેના અથવા કોઈ પેટા ડુકડી માજીસ્ત્રેટના અથવા પેહેલા વરગના જે માજીસ્ત્રેટને "સ્થાનિક સરકારે આ બાબત અધીકાર આપ્યો હશે તે માજીસ્ત્રેટના વિચારમાં એમ આવે કે,

ફલાણો રસ્તો અથવા નદી અથવા કાંસ લોકો કાયદેસર વાપરે છે અથવા લોકોને કાયદેસર વાપરવાનો અધીકાર છે તે રસ્તામાંથી અથવા નદીમાંથી અથવા કાંસમાંથી અથવા ફલાણી સારવજનિક જગામાંથી ફલાણી કાયદા વિરૂદ્ધ અડચણ અથવા અપકારક વસ્તુ ખસેડવી જોઈએ અથવા

ફલાણો વેપાર અથવા ધંધો, અથવા ફલાણો માલ અથવા વેપારની જણસ રાખવી એ લોકની તંદુરસ્તીને અથવા શરીર સુખને નુકશાન કારક હોવાના સબબથી તે વેપાર અથવા ધંધો બંધ કરી નાંખવો જોઈએ અથવા ખશેડવો જોઈએ અથવા તે બાબત મના કરવી જોઈએ અથવા તે માલ અથવા વેહેપારની જણશ રાખવાનું બંધ કરી નાંખવુ જોઈએ અથવા ખશેડવું જોઈએ અથવા તે બાબત મના કરવી જોઈએ, અથવા

ફલાણી ઈમારત બાંધવાથી અથવા ફલાણા પદાર્થની વ્યવસ્થા થયાથી આગ લાગવાનો અથવા અવાજ થઈને ફુટવાનો સંભવ છે માટે તે અટકાવવી જોઈએ, અથવા બંધ કરવી જોઈએ; અથવા

ફલાણી ઈમારત એવી હાલતમાં છે કે તે પડશે તેથી પડોશમાં રેનારા અથવા ધંધા ચલાવનારા લોકોને અથવા પાસે થઈને આવનાર જનાર લોકોને નુકશાન થશે એવો સંભવ છે; અને તેટલા માટે તેને ખશેડવાની અથવા તેની મરામત કરવાની અથવા તેને ટેકો આપવાની જરૂર છે.

અથવા સદરહુ પ્રકારના ફલાણા રસ્તા પાસેના અથવા ફલાણી સારવજનિક જગા પાસેનાં ફલાણાં તળાવની અથવા કુવાની અથવા ખાડાની આસપાસ વાડ અથવા પાળુ એવી રીતે બાંધી લેવી જોઈએ કે પછી તેથી લોકોને કાંઇ ભય ઉત્પન્ન થાય નહીં.

ત્યારે ત્યારે જે શખસ તે અડચણ અથવા અપકારક વસ્તુ કરતો હોય અથવા તે વેપાર કે ધંધો ચલાવતો હોય અથવા તે માલ કે વેપારની જણસ રાખતો હોય, અથવા તે ઈમારતનો, પદારથનો, તળાવનો, કુવાનો અથવા ખાડાનો માલીક અથવા કબજેદાર હોય અથવા તે ઉપર અખત્યાર ચલાવનાર હોય, તે શખસની ઉ

અથવા તે ઈમારતનો, પદાર્થનો, તળાવનો, કુવાનો અથવા ખાડાનો માલીક અથવા કબજેદાર હોય અથવા તે ઉપર અખત્યાર ચલાવનાર હોય; તે શખસની ઉપર એક શરતી હુકમ મોકલવાને તે માજીસ્ત્રેઠ મુખત્યાર છે. તે હુકમમાં તે શખસને એમ ફરમાવવું કે આ હુકમમાં ઠરાવેલી આટલી મુદતમાં તમેઃ—

તે અડચણ અથવા અપકારક વસ્તુ કાહાડી નાખજો; અથવા

તે વેપાર અથવા ધંધો બંધ કરજો અથવા ખસેડજો; અથવા

તે માલ અથવા વેપારની જણસ ખસેડજો; અથવા

તે ઈમારત બાંધશો નહીં અથવા બાંધવી બંધ રાખજો; અથવા

તે ખસેડી લઈ જજો અથવા તેની મરામત કરજો અથવા તેને ટેકો આપજો; અથવા

તે પદાર્થની વ્યવસ્થામાં ફેરફાર કરજો; અથવા

તે તળાવને અથવા કુવાને અથવા ખાડાને વાડ અથવા પાળ બાંધી લેજો. (આટલી બાબતોમાંથી પ્રસંગ હોય તે બાબત તે હુકમમાં લખવી.)

અને તેમાં બીજું એમ ફરમાવવું કે અગર તમે એ પ્રમાણે ન કરો, તો આ હુકમથી ઠરાવેલી ફલાણી વખતે તથા જગાએ તમે અમારી આગળ અથવા કોઈ, પેહેલા અથવા બીજા વરગના માજીસ્ત્રેટની આગળ હાજર થજો, અને આ કાયદામાં આગળ ઠરાવેલી ફલાણી રીતે તે હુકમ રદ કરાવવાની અથવા બદલાવવાની દરખાસ્ત કરજો.

આ કલમ પ્રમાણે કોઈ માજીસ્ત્રેટે યોગ્ય રીતે હુકમ કરયો હોય તે હુકમ વિશે કોઈ પણ દિવાની કોરટમાં તકરાર ઉઠાવવી નહી.

ખુલાસો—"સાર્વજનિક જગા" આ શબ્દોમાં સરકારની માલ મિલકતનો તથા છાવણીની જગાનો અને લોકોની તંદુરસ્તી ઠીક રાખવા સારૂ અને તેઓની ગમતને સારૂ જે જગા છુટી રાખેલી હોય તે જગાનો પણ સમાવેશ થાય છે.

હુકમ પોહોંચાડવા અથવા જાહેર કરવા બાબત.

૧૩૪ જે શખસની ઉપર સદરહુ હુકમ કરયો હોય તે શખસને, બની શકે તો, આ કાયદામાં સમન બજાવવાસારૂ ઠરાવેલી રીતે, તે હુકમ પોંહોંચાડવો.

જો સદરહુ હુકમ એ પ્રમાણે પોંહોંચાડી શકાતો ન હોય તો સ્થાનિક સરકાર કાનુન કરીને ફરમાવે તે રીતે જાહેરનામું પ્રસિદ્ધ કરીને તે હુકમ જાહેર કરવો, તથા તેની ખબર તે શખસને પોંચાડવા માટે સઉથી લાયક હોય એવી જગાપર અથવા જગાઓપર તેની નકલ ચોહોડવી.

૧૩૫, જે શખસની ઉપર સદરહુકમ કરયો હોય તેણે—

જે શખસને હુકમ કરયો હોય તેણે તે હુકમ માનવો.

(અ) તે હુકમમાં લખેલી મુદતમાં તે હુકમથી ફરમાવેલું કામ કરવું અથવા.

અથવા કારણ બતાવવું અથવા જ્યુરી માગવી.

(આ) સદરહુ હુકમ પ્રમાણે હાજર થવું અને તેની વિરૂદ્ધ કારણ બતાવવું અથવા તે હુકમ વ્યાજબી તથા યોગ્ય છે કે નહી તેનો ઇનસાફ કરવાને એક જ્યુરી

મુકરર કરવા સારૂ, જે માજીસ્ત્રેટે તે હુકમ કરયો હો
ય તે માજીસ્ત્રેટને અરજી કરવી.

તેમનહીંકરવાનુંફળ ૧૩૬ ૧૩૫ મી કલમમાં ફરમાવ્યા મુજબ સદરહુ શ
ખસ સદરહુ કામ ન કરે અથવા હાજર થઇને કારણ ન
બતાવે અથવા જ્યુરી મુકરર કરવા સારૂ અરજી ન કરે, તો તે બાબત હિંદુસ્તાન
ના ફોજદારી કાયદાની ૧૮૮ મી કલમમાં ફરમાવેલી શિક્ષાને તે પાત્ર થસે, અને
તે હુકમ નિઃસકેત કરવામાં આવશે.

તે કારણબતાવવા ને હાજર થાય ત્યારે કેમ કરવું. ૧૩૭. જો તે શખસ હાજર થાય અને તે હુકમની
વિરૂદ્ધ કારણ બતાવે, તો માજીસ્ત્રેટે તે બાબતમાં પુરાવો
લેવો.

જો માજીસ્ત્રેટની એવી ખાત્રી થાય કે તે હુકમ વ્યાજબી તથા યોગ્ય નથી,
તો તે બાબતમાં આગળ કામ ચલાવવું નહી.

જો તે માજીસ્ત્રેટની એવી ખાત્રી ન થાય તો તે હુકમ નિઃસંકેત કરવો.

તે શખસ જ્યુરીમાગે ત્યારે કેમ કરવું. ૧૩૮ જ્યુરી મુકરર કરવા સારૂ ૧૩૫ મી કલમ પ્ર
માણે અરજી આવે એટલે માજસ્ત્રેટે,—

[અ) તુરત એક જ્યુરી મુકરર કરવી તેમાં પાંચ શખસો કરતાં ઓછા નહી
હોય તેવી વિષમ સંખ્યા હોવી જોઇએ, અને તેનો પ્રમુખ તથા બાકી
ના સભાસદો માંહેના અડધા સભાસદો તે માજીસ્ત્રેટે મુકરર કરવા, અને
બીજા સભાસદો તે અરજદારે મુકરર કરવા;

(બ) સદરહુ પ્રમુખને તથા સભાસદોને માજીસ્ત્રેટ દુરસ્ત ધારે તેવી જગાએ ત
થા વખતે હાજર થવા સારૂ સમન કરવા; અને

(ક) તેમણે પોતાનો ઠરાવ કેટલી મુદતમાં આપવો તે મુદત મુકરર કરવી.

જોજ્યુરીમાજીસ્ત્રેટનો હુકમ વ્યાજબી ઠરાવે તોકેમ કરવું. ૧૩૯ જો તે જ્યુરીને અથવા જ્યુરરો માંના અડધાથી
વધારે જાણને, માજીસ્ત્રેટનો અસલનો હુકમ વ્યાજબી
તથા યોગ્ય એવું છે, અથવા તે હુકમમાં કાંઇ એક ફેરફાર
કરયો હોય તો તે હુકમ વ્યાજબી તથા યોગ્ય થશે એવુ
દેખાશે અને તે ફેરફાર માજીસ્ત્રેટ કબુલ કરશે તો સદરહુ પ્રકારના ફેરફાર (જો
કાંઇ ફેરફાર હોય તો તેને) અનુસરીને તે માજીસ્ત્રેટે તે હુકમ નિઃસંકેત કરવો.

બીજી બાબતોમાં આગળ કામ ચલાવવું નહીં.

હુકમ નિઃસંકેત કરેથી કેમ કરવું. ૧૪૦ જ્યારે ૧૩૬ મી, ૧૩૭, અથવા ૧૩૯ મી ક
લમ પ્રમાણે કોઇ હુકમ નિઃસંકેત કરવામાં આવ્યો હોય.
ત્યારે જે શખસની ઉપર તે હુકમ કરયો હોય તેને તે મા
જીસ્ત્રેટે તે હુકમની નોટીસ આપવી અમે તે નોટીસમાં જે મુદત ઠરાવવામાં આ
વે તે મુદતમાં તે હુકમથી ફરમાવેલું કામ કરવાનું તે શખસને વળી ફરમાવવું. અ
ને તેને ખબર આપવી કે જો તમે આ હુકમ નહી માનો તો હિંદુસ્તાનના ફોજદા
રી કાયદાની ૧૮૮ મી કલમમાં ઠરાવેલી શિક્ષાને તમે લાયક થશો.

હુકમનહીમાનવાનાંફળ. જો તે ઠરાવેલી મુદતમાં સદરહુ કામ કરવામાં ન

આવે, તો તે માજીસ્ત્રેટ તે કામ કરાવવાને મુખત્યાર છે. અને તે કરવાનો ખરચ જે કોઇ ઇમારત અથવા માલ અથવા બીજી મિલકત તેના હુકમથી ખશેડવામાં આવે તેનું વેચાણ કરીને, અથવા સદરહુ શખસની બીજી કોઇ જંગમ મિલકત સદરહુ માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદની અંદર કે બાહાર હોય, તે મીલકત જપ્ત કરીને તથા વેચીને, વસુલ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે. જો સદરહું પ્રકારની બીજી મિલકત સદરહુ હદની બાહાર હોય, તો જપ્ત કરવાની મિલકત જે માજિસતરેટની હકુમતની સ્થાનિક હદમાં માલમ પડે તે માજીસતરેટ તે હુકમની પાછળ સહી કરે એટલે તે મિલકત જપ્ત કરીને વેચવાનો અધિકાર તે હુમથકી મળશે.

આ કલમ પ્રમાણે શુદ્ધબુદ્ધિથી કાંઇ પણ કરયું હોય તે સંબધી કાંઇ પણ દાવો ચાલશે નહી.

જ્યુરી મુકરરનહીક રેથી અથવા જ્યુરી પોતાનો ઠરાવ નહી કહી સંભળાવેથીકેમકરવું.

૧૪૧ જો ગફલતથી કે કોઇ બીજી રીતે અરજદાર જ્યુરી મુકરર થતી અટકાવે, અથવા મુકરર કરેલી જ્યુરી ઠરાવેલી મુદતમાં અથવા જેટલી મુદત વધારે આપવાનું માજીસ્ત્રેટની નજરમા આવે તેટલી મુદતમાં કાંઇ પણ કારણને લીધે પોતાનો ઠરાવ નહીં કહી સંભળાવે, તો પોતે દુરસ્ત ધારે એવો હુકમ કરવાને તે માજિસતરેટ મુખત્યાર છે, અને ૧૪૦ મી કલમમાં ઠરાવેલી રીતે સદરહુ હુકમ અમલમાં લાવવો.

ચોકશી થતાં સુધી તાકીદ આપવાબાબત.

૧૪૨ જો ૧૩૩ મી કલમ પ્રમાણે હુકમ કરનારા કોઇ માજિસતરેટના વિચારમાં એવું આવે કે લોકને તુરત થાય એવું જોખમ અથવા ભારે નુકશાન અટકાવવાને તાબડતોબ ઇલાજ કરવો જોઇએ, તો તે જોખમ અથવા નુકશાન દુર કરવાને અથવા અટકાવવાને, જ્યુરી મુકરર કરવાની હોય અથવા ન હોય અથવા જ્યુરી મુકરર કરી હોય કે ન કરી હોય તોપણ જે શખસની ઉપર તે હુકમ કરયો હોય તે શખસને જેવી જોઇએ તેવી તાકીદ મોકલવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

સદરહુ તાકીદ પ્રમાણે તુરત ચાલવામાં જો તે શખસ કસુર કરે, તો તે જોખમ દુર કરવાને અથવા તે નુકશાન અટકાવવાને પોતે દુરસ્ત ધારે એવા ઇલાજો પોતે કરવાને અથવા કરાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કોઇ માજીસતરેટે કાંઇ પણ શુદ્ધબુદ્ધિથી કરયું હોય તે સંબધી કાંઇ પણ દાવો ચાલશે નહી.

લોકાપકારકકૃત્યફરીથી કરવાની અથવાજારીરાખવાની મના કરવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૧૪૩. લોકાપકારક કૃત્ય આ શબ્દોની વ્યાખ્યા હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં લખી છે, અથવા કોઈ વિશેષ કે સ્થાનિક કાયદામાં લખી હોય તે લોકાપકારક કૃત્ય ફરીથી નહી કરવાનો અથવા જારી નહી રાખવાનો હુકમ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા તુકડી માજીસતરેટ અથવા બીજા જે માજીસતરેટને સ્થાનિક સરકારે અથવા જીલ્લા માજીસતરેટે આબાબત અધિકાર આપ્યો હોય તે માજીસતરેટ કરવાને મુખત્યાર છે.

## બાબ ૧૧ મો.

### અપકારક કૃત્ય સંબંધી તાકીદના મુકદમાઓમાં હંગામી હુકમો.

અપકારક કૃત્યસંબંધી તાકીદના મુકદમાઓમાં એકદમ નિસક્ત હુકમ કહાડવાનો અધિકાર.

૧૪૪ જે બાબતોમાં કોઈ જીલ્લામાજીસ્ત્રેટની પેટા હુકડી માજીસ્ત્રેટની, અથવા બીજા જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે અથવા ડિસ્ત્રકટ માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે ચાલવાનો વિશેષ કરીને અધિકાર આપ્યો હોય ને માજીસ્ત્રેટની નજરમાં તાબડતોબ અટકાવ કરવો અથવા વેહેલો ઈલાજ કરવો યોગ્ય જણાય તે બાબતોમાં,

જો સદરહુ માજીસ્ત્રેટના વિચારમાં એવું આવે કે ફલાણા શખસને હેઠળ લખ્યા પ્રમાણે ફરમાવ્યાથી કાયદાસરરીતે કામ કરનારા કોઈ પણ માણસોને અડચણ, દુખ અથવા નુકશાન થતું. અથવા અડચણ, દુખ અથવા નુકશાનનું જોખમ થતું, અથવા માણસની જીંદગીને અથવા તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થતું, અથવા કાંઈ હંગામો અથવા બખેડો થતો, ઘણું કરીને અટકશે અથવા અટકે એવું છે, તો તે માજીસ્ત્રેટ એક ખેલેલો હુકમ કહાડીને તથા તેમાં તે કામની મુદાની હકીકત જણાવીને તથા ૧૩૪ મી કલમમાં ઠરાવેલી રીતે તે હુકમ પોંહોચાડીને તેશખસને એવું ફરમાવવાને મુખત્યાર છે કે તમરે ફલાણા કામથી દુર રેહેવું અથવા તમારા કબજામાંની અથવા વહીવટમાંની ફલાણી માલકતની તમારે ફલાણી વ્યવસ્થા કરવી.

જરૂરીને પ્રસંગે અથવા જે શખસને તે હુકમ ફરમાવ્યો હોય તે શખસની ઉપર યોગ્ય વખતમાં નોટિશ બજાવવાનું બનતું ન હોય એવી હકીકત હોય તેવે પ્રસંગે આ કલમ પ્રમાણે એક તરફી હુકમ કરવાનો અધીકાર છે,

આ કલમ પ્રમાણે હુકમ કોઈ મુકરર શખસનું નામ લખીને અથવા કોઈ મુકરર જગાએ લોકો મળતાં હોય અથવા જતાં હોય ત્યારે સામાન્ય રીતે સઘળા લોકોને ફરમાવવાનો અખત્યાર છે.

પોતાની જાતે અથવા પોતાના તાબા માંહેના કોઈ માજીસ્ત્રેટે અથવા પોતાના હુદા ઉપર પોતાની અગાઉ જે અમલદાર હોય તે અમલદારે આ કલમ પ્રમાણે જે હુકમ કરયો હોય તે હુકમ રદ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અખત્યાર હરકોઈ માજીસ્ત્રેટને છે.

માણસની જીંદગીને અથવા તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય તેવે પ્રસંગે અથવા કાંઈ હંગામો અથવા બખેડો થવાનો સંભવ હોય તેવે પ્રસંગે સરકારી ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને સ્થાનિક સરકાર બીજી રીતે ફરમાવે નહીં તો આ કલમ મુજબ કરેલો કાંઈ પણ હુકમ, તે કરયા પછી બે મહીના કરતાં વધારે મુદત સુધી અમલમાં રેહેશે નહીં.

---

## બાબ૧૨મો.

### સ્થાવર મિલકત સંબંધી તકરારો બાબત.

જમીન વગેરે બાબતની તકરારથી સુલેહ

૧૪૫. જ્યારે જ્યારે કોઈ પોલીસ રીપોર્ટ ઉપરથી અથવા બીજી ખબર ઉપરથી કોઈ જીલ્લા માજીસ્ત્રેટનો અ

ના ભંગ થવાનો સં ભવ હોય ત્યારે કેમ કરવું.

થવા પેટા તુકડી માજીસ્ત્રેટની અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટની એમ ખાત્રી થાય કે પોતાની હુકુમતની સ્થાનિક હદમાં કોઇ પણ સ્થાવર મીલકત સંબંધી અથવા તેની હદ સંબંધી એવી કાંઇ તકરાર છે કે જેથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે, ત્યારે ત્યારે તેણે એક લેખી હુકમ કરવો અને તેમાં પોતાની ઉપલી ખાત્રીનાં કારણો લખવાં, અને પોતે મુદત ઠરાવીને તે તકરારમાં જેઓનું લાગતું વળગતું હોય તેવા સઘળા પક્ષકારોને ફરમાવવું કે આટલી મુદતમાં તમે જાતે અથવા પ્લીડરની મારફતે હમારી કોરટમાં હાજર થઇને તે તકરારની વસ્તુ ખરેખર કોના કબજામાં છે તે વિશે તમે તમારા પોતપોતાના દાવાની લખેલી કેફિયત આપો,

કબજાબાબતચોકશી.

પછી તે તકરારની વસ્તુના કબજાના હક બાબત સદરહુ પ્રકારના કોઇ પણ પક્ષકારના દાવાના ગુણ દોષનો વિચાર ન કરતાં તે માજીસ્ત્રેટે ઉપર લખ્યા મુજબ આપેલી કેફિયત વાંચી જોવી, તે પક્ષકારોનું કેહેવું સાંભળવું. તેઓએ રજુ કરેલો પુરાવો લેવો, તે પુરાવાનું શું પરીણામ થાયછે તે ધ્યાનમાં લેવું પોતાને જરૂરનો લાગે એવો જાસ્તી પુરાવો (જો હોય તો) લેવો, અને તકરારની વસ્તુ તે પક્ષકારોમાંથી તે વખતે કોઇના પણ કબજામાં સદરહુ પ્રમાણે છે કે કેમ અને કોના કબજામાં છે તે, બની શકે તો ઠરાવવું.

જે શખસના કબજામાં તે વસ્તુ હોય તે શખસના કબજામાંથી તે વસ્તુ કાયદા પ્રમાણે લઇ લેવામાં આવે ત્યાં સુધી તે તેની પાસે રાખવી.

જો સદરહુ વસ્તુ તે વખતે તે પક્ષકારોમાંથી ફલાણા પક્ષકારના કબજામાં સદરહુ પ્રમાણે છે એવું તે માજીસ્ત્રેટ ઠરાવે તો તેણે એક હુકમ કાહાડવો અને તેમાં લખવું કે સદરહુ પક્ષકારના કબજામાંથી તે વસ્તુ કાયદાના ક્રમથી લઇ લેવામાં આવે ત્યાં સુધી તે વસ્તુનો કબજો રાખવાનો તેનો હક છે, અને ત્યાં સુધી તે કબજામાં કોઇએ હરકત કરવી નહી.

જે પક્ષકારને સદરહુ પ્રમાણે હાજર થવાનું ફરમાવ્યું હોય તે પક્ષકારને સદરહુ પ્રકારની કાંઇ તકરાર નથી અથવા થએલી નથી એવું બતાવવામાં આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી હરકત છે એમ સમજવું નહી; અને એવું બતાવવામાં આવે ત્યારે માજીસ્ત્રેટે પોતાનો સદરહુ હુકમ રદ કરવો, અને પછી આગળ સઘળું કામ ચલાવવાનું બંધ થવું જોઇએ.

તકરારની વસ્તુ જપ્ત કરવાનો અખ્તિયાર.

૧૪૬. જો માજીસ્ત્રેટ એવો ઠરાવ કરે કે તકરારની વસ્તુ તે પક્ષકારોમાંના કોઇના કબજામાં સદરહુ પ્રમાણે તે વખતે નથી અથવા તે કયા પક્ષકારના કબજામાં સદરહુ પ્રમાણે તે વખતેછે એ બાબત પોતાની ખાત્રી ન થઇ શકે તો પક્ષકારોના તે સંબંધી હક બાબત અથવા તેનો કબજો કોને મળવાનો હક છે તે બાબત, કોઇ યોગ્ય અખ્તીકારવાળી દીવાની કોરટનો ફેસલો થતાં સુધી તે તકરારની વસ્તુ જપ્ત કરવાને તે મુખત્યાર છે.

ઇઝમેન્ટના હક વિગેરે સંબધી તકરારો.

૧૪૭ જ્યારે જ્યારે ઉપર કહ્યા મુજબ શદરહુ મહારના હરકોઇ માજીસ્ત્રેટની એવી ખાત્રી થાય કે પોતાની હકુમતની સ્થાનીક હદમાં આવેલી કોઇ પણ સ્પર્શજ્ઞેય સ્થાવર મીલકતમાં અથવા મિલકત ઉપર કાંઇ પણ વસ્તુ કરવાના અથવા નહીં કરવા દેવાના હક બાબત એવી કાંઈ તકરાર છે કે તેથી સુલેહને ભંગ થવાનો સંભવ છે, ત્યારે ત્યારે તે બાબત ચોકશી કરવાને તે મુખત્યાર છે; અને સદરહુ હક વિદ્યમાન છે એમ તેને જણાય તો જે શખસ સદરહુ વસ્તુ કરવામાં હરકત કરતો હોય અથવા જે સદરહુ વસ્તુ કરવાનો દાવો કરતો હોય તે શખસનો પ્રસંગપ્રમાણે સદરહુ વસ્તુ નહીં કરવા દેવાનો, અથવા કરવા દેવાનો, હક છે એ પ્રમાણે કોઇ યોગ્ય અધીકાર વાળી દીવાની કોરટનો ઠરાવ તે શખસ મેળવે ત્યાં સુધી, સદરહુ વસ્તુ કરવા દેવા બાબત અથવા તે વસ્તુ નહીં કરવા દેવા બાબત પ્રસગ પ્રમાણે, એક હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે કોઇ પણ વસ્તુ કરવાનો હક વરસમાં સઘળી વખતે બજાવી શકાય એવો હોય ત્યારે જો તે ચોકશીની સરૂઆત થતાં પેહલાં તુરત ત્રણ મહિનામાં સદરહુ હક બજાવ્યો ન હોય તો તે વસ્તુ કરવા દેવાનો, અથવા, જ્યારે તે હક ફક્ત મુકરર મોસમેજ બજાવી શકાય એવો હોય, ત્યારે. જો સદરહુ ચોકશી શરૂ થયાની તુરત પેહલાંની તે મોસમે ત હક બજાવ્યો ન હોય તો. આ કલમ પ્રમાણે તે વસ્તુ કરવા દેવાનો કાંઇ પણ હુકમ કરવો નહીં.

સ્થાનિક ચોકશી.

૧૪૮. જ્યારે જ્યારે આ બાબનાં કારણ સારૂ કાંઇ સ્થાનિક ચોકશી કરવાની જરૂર હોય ત્યારે ત્યારે ત ચોકશી કરવાને પોતાના તાબા માંહેના હરકોઇ માજીસ્ત્રેટને મોકલવાને, તથા તેણે શા રીતે ચોકશી કરવી તે બાબતમાં તેની સમજુત થવા સારૂ જરૂર જણાય તેવો લખવો હુકમ ચાલુ કાયદાનું ધોરણ રાખીને તેને કરવાને. કરવાને. અને ચોકશી કરવાનો જરૂરનો સઘળો ખરચ અથવા તેમાંના કોઇ પણ ભાગ કોણે આપવો તે ઠરાવવાને હરકોઇ જલા માજીસ્ત્રેટ અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટ મુખત્યાર છે.

એ પ્રમાણે મોકલેલા શખશનો રીપોર્ટ તે મુકદમામાં પુરાવા તરીકે વાંચવાનો અધીકાર છે

ખરચબાબતહુકમ.

આ બાબ પ્રમાણે ચલાવેલાં કોઇ કામમાં કોઇ પણ પક્ષકારને શાહેદોની અથવા પ્લીડરોની અથવા એ બન્નેની ફી બાબત કાંઇ ખરચ થયો હોય ત્યારે તે ખરચ કોણે આપવો, સદરહુ પક્ષકારે આપવો કે તે કામના બીજા કોઇ પક્ષકારે આપવો કે તે અને તે ખરચ સઘળો આપવો કે થોડો આપવો કે કેટલા પડતો આપવો તે ફરમાવવાનો અધીકાર ૧૪૫ મી અથવા ૧૪૬મીઅથવા ૧૪૭ મી કલમ પ્રમાણે કરનારા માજીસ્ત્રેટને છે. જે ખરચ આપવાનું એ પ્રમાણે ફરમાવ્યું હોય તે સઘળો ખરચ જાણે દંડ હોય એવી રીતે વસુલ કરવાને અધીકાર છે,

## બાબ ૧૩ મો.

### અટકાવ કરવા બાબત પોલીસનું કામ.

કાગ્નિઝેબલ ગુન્હા નો અટકાવ પોલીસે કરવો.

૧૪૯ કોઇ પણ કાગ્નીઝેબલ ગુન્હો થતો અટકાવવા નાં કામગુમારૂ દરેક પોલીસ અમલદાર વચ્ચે પડવાને મુખ ત્યાર છે, અને તેણે બનતો પ્રયત્ન કરીને સદરહુ ગુન્હો થતો અટકાવવો જોઇયે.

સદરહુ ગુન્હા કરવાની ધારણા બાબત ખબર

૧૫૦ કોઇ પણ કાગ્નીઝેબલ ગુન્હા કરવાની ધારણા વિશે જે પોલીસ અમલદારને ખબર પડે તે પોલીસ અમલદારે તે ખબર જે પોલીસ અમલદારના તાબામાં પોતે હોય તે પોલીસઅમલદારને તથા તે ગુન્હો થતો અટકાવવાનું અથવા તે સાંભળવાનું બીજા જે અમલદારનું કામ હોય તે અમલદારને આપવી.

સદરહુ ગુન્હા અટકાવવા સારૂ પકડવા બાબત.

૧૫૧ કોઇ પણ કાગ્નીઝેબલ ગુન્હો કરવાની ધારણા જે પોલીસ અમલદારના જાણ્યામાં હોય તે પોલીસ અમલદારને જો એમ જણાય કે તે ગુન્હો થતો બીજી રીતે અટકાવી શકાશે નહીં તો કોઇ માજીસ્ત્રેટના હુકમ શીવાય અને વગર વારંટે તેવી ધારણ કરનાર શખસને પકડવાને તે અમલદાર મુખત્યાર છે.

સાર્વજનિક મિલકતને નુકશાન થતું અટકાવવા બાબત.

૧૫૨ કોઇ પોલીસ અમલદારના દેખતાં કાંઇ સાર્વજનીક સ્થાવર અથવા જંગમ મિલકતને જે નુકશાન કરવાની કોશીશ કરવામાં આવે તે નુકશાન થતું અટકાવવા સારૂ, અથવા કાંઇ સાર્વજનિક ભુમીચિન્હ અથવા બોયું અથવા વાહાંણ ચલાવવાના કામમાં વપરાતી હોય એવી બીજી કોઇ નિશાણી કાઢી નંખાતી અથવા તેને નુકશાન થતું અટકાવવા સારૂ, પોતાનાજ અખત્યારથી વચ્ચે પડવાને તે પોલીસ અમલદાર મુખત્યાર છે.

કાટલાં તથા માપ જોવા બાબત.

૧૫૩ કોઇ પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને જ્યારે એમ માનવાનું કારણ હોય કે પોતાના થાણાની હદમાંહેની ફલાણી જગામાં કાંઈ ખોટાં કાટલાં અથવા માપ અથવા તોળવાનાં યંત્ર છે ત્યારે તે જગામાં વપરાતાં અથવા રાખેલાં કાટલાં અથવા માપ અથવા તોળવાનાં યંત્ર તપાસવાને અથવા તેનો શોધ કરવાને વગર વારંટે તે જગામાં પેસવાને તે અમલદાર મુખત્યાર છે.

જો તે અમલદારને તે જગામાં કાંઇ ખોટાં કાટલાં, માપ અથવા તોળવાનાં યંત્રો જડે, તો તે પકડવાને પોતે મુખત્યાર છે, અને હકુમતવાળા માજીસ્ત્રેટને તેણે તે પકડયાની તુરત ખબર આપવી.

---

# ભાગ ૫ મો.

---

## પોલીસને ખબર આપવા બાબત તથા તપાસ કરવાના તેના અધિકાર બાબત

### બાબ ૧૪ મો.

**કાગ્નિઝેબલમુકદમામાંખબર કરવાબાબત.**

૧૫૪ જે અમલદારના હવાલામાં કોઇ પણ પોલીસ થાણું હોય તેને કાગ્નિઝેબલ ગુન્હો કરયા સબંધી જે જે ખબર મોહોડેથી આપવામાં આવે તે દરેક ખબર તેણે અથવા તેના હુકમ પ્રમાણે લખી લેવી અને ખબર આપનારને વાંચી સંભળાવવી; અને સદરહુ પ્રકારની ગમે તે ખબર લખીને આપી હોય કે ઉપર કહ્યા મુજબ લખી લીધી હોય તોપણ તે આપનાર સખસે તે ઉપર સહી કરવી; અને આ બાબત સ્થાનિક સરકાર ફરમાવે તેવા નમુનાની જે એક બુક તે અમલદારે રાખવી જોઇએ તે બુકમાં તેનો સાર નોંધવો.

**નાનકાગ્નિઝેબલમુકદમામાં ખબર કરવા બાબત**

૧૫૫ જ્યારે કોઇ પોલીસ થાણાની હદમાં કોઇ નાનકાગ્નિઝેબલ ગુન્હો કરયાની ખબર જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તેને આપવામાં આવે ત્યારે તે અમલદારે ઉપર કહ્યા મુજબ એક બુક રાખીને તેમાં સદરહુ ખબરનો સાર નોંધવો અને તે ખબર આપનારને માજીસ્ત્રેટની આગળ જવાનું ફરમાવવું.

**નાનકાગ્નિઝેબલમુકદમાની તપાસ.**

કોઇ નાનકાગ્નિઝેબલ મુકદમાની તપાસ પેહેલા વરગના અથવા બીજા વરગના જે માજિસ્ત્રેટને તે મુકદમાનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ કરવા સારૂ તે મુકદમો કમિટ કરવાનો અધિકાર હોય તે માજિસ્ત્રેટના અથવા પ્રેસિડેન્સી માજિસતરેટના હુકમ વગર કોઇ પણ પોલીસ અમલદારે કરવી નહી,

જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદાર જેટલો અધિકાર કાગ્નિઝેબલ મુકદમામાં ચાલાવી શકતો હોય તેટલોજ અધિકાર (વગર વારંટે પકડવાના અધિકાર શિવાય) સદરહુ હુકમ પોહોંચેથી હરકોઇ પોલીસ અમલદાર તે તપાસના સંબંધમાં ચલાવવાને મુખત્યાર છે.

**કાગ્નિઝેબલ મુકદમાની તપાસ.**

૧૫૬ કોઇ પોલીસ થાણાની હદ માંહેના સ્થાનિક ક્ષેત્ર ઉપર જે કોરટને હકુમત હોય તે કોરટને ચોકશી અથવા ઇનસાફની જગા સંબંધી ૧૫ મા બાબના ઠરાવો પ્રમાણે જે કાગ્નિઝેબલ મુકદમાની ચોકશી અથવા ઇનસાફ કરવાનો અધિકાર હોય તેવા હરકોઇ કાગ્નિઝેબલ મુકદમાની તપાસ, કોઇ માજિસતરેટના હુકમ વગર કરવાનો અધિકાર સદરહુ પોલીસથાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને છે.

સદરહુ પ્રકારના કોઇ પણ મુકદમામાં કોઇ પોલીસ અમલદાર જે કાંઇ કામ ચલાવે તે વિશે, સદરહુ અમલદારને આ કલમ પ્રમાણે તે મુકદમાની તપાસ કરવાનો અધિકાર ન્હોતો એ સબબ ઉપરથી મુકદમો ચાલતાના દરમિયાન કોઇ પણ વખતે તકરાર ઉઠાવવી નહી.

**કાગ્નિઝેબલગુન્હોથયાનોશક આવે ત્યારે કેમ કરવું.**

૧૫૭ જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદારને ૧૫૬ મી કલમ પ્રમાણે જે ગુન્હાની તપાસ કરવાનો અધિકાર હોય તે ગુન્હો થયોછે

એ મુજબ તે અમલદારને, ખબરે મળ્યા ઉપરથી અથવા બીજી રીતે. શક આણવાનું કારણ હોય, તો જે માજીસ્ત્રેટને પોલીસના રીપોરટ ઉપરથી સદરહુ ગુન્હો સાંભળવાનો અધીકાર હોય તે માજીસ્ત્રેટને તે બાબતનો તાબડતોબ રીપોરટ મોકલવો, અને તે મુકદમાની હકીકતની તથા બીનાની તપાસ કરવા સારૂ, તથા ગુન્હેગારને શોધી કાહાડવા તથા પકડવા માટે જરૂર હોય તેવા ઉપાયો કરવા સારૂ પોતે જાતે તે ઠેકાણે જવું, અથવા પોતાના તાબા માંહેના અમલદારોમાંના એક અમલદારને મોકલવો.

સ્થાનિક તપાસ કરવાની ક્યારે જરૂર નથી.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

(અ) જ્યારે સદરહુ પ્રકારનો કોઇ પણ ગુન્હો થયા વિસે કાંઇ પણ ખબર કોઇ શખસનુ નામ લઇને તે શખસની વિરૂદ્ધ આપવામાં આવે અને તે કામ ભારે ન હોય, ત્યારે જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તેને તે ઠેકાણે તપાસ કરવા સારૂ જાતે જવાની અથવા તાબા માંહેના કોઇ અમલદારને મોકલવાની જરૂર નથી.

જે અમલદારના હવાલામાં થાણું હોય તે અમલદારને તપાસ કરવાનો પુરતો સબબ જણાય નહીં તો શું કરવું.

(બ) જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદારને જો એમ જણાય કે તપાસ કરવા માંડવાનો કાંઇ પુરતો સબબ નથી, તો તેણે તે મુકદમાની તપાસ કરવી નહીં.

(અ) તથા (બ) રકમોમાં કહેલે દરેએક પ્રસંગે, જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદારે આ કલમના પહેલા પારેગ્રાફમાં ફરમાવ્યા પ્રમાણે પુરેપુરી રીતે નહીં ચાલવાનાં પોતાનાં કારણ સદરહુ રીપોરટમાં લખવાં.

૧૫૭ મી કલમ પ્રમાણે રીપોરટ કેવી રીતે મોકલવા.

૧૫૮. સ્થાનિક સરકાર ફરમાવે તો ૧૫૭ મી કલમ પ્રમાણે માજીસ્ત્રેટને મોકલવાનો દરેક રીપોરટ સ્થાનિક સરકાર, સામાન્ય અથવા વીસેષ હુકમ કરીને, પોલીસના જે ઉપરી અમલદારને આ બાબત નીમે તે અમલદારની મારફતે મોકલવો.

જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તેને સદરહુ ઉપરી અમલદાર પોતાને દુરસ્ત લાગે એવી સમજુત આપવાને મુખત્યાર છે, અને તેણે તે સમજુત સદરહુ રીપોરટ ઉપર લખીને તે માજીસ્ત્રેટને તે રિપોર્ટ વગરઢીલે મોકલી દેવો.

તપાસ કરવાનો અથવા પ્રથમ ચોકસી કરવાનો અધીકાર.

૧૫૯ સદરહુ રિપોર્ટ પોહોંચ્યેથી પોતાને દુરસ્ત લાગે તો આ કાયદામાં ઠરાવેલી રીતે તે કામની તપાસ અથવા પ્રથમ ચોકસી કરવા સારૂ, અથવા બીજી રીતે તે કામની વ્યવસ્થા કરવા સારૂ સદરહુ માજીસ્ત્રેટ તુરત ત્યાં જવાને અ

થવા પોતાના તાબા માંહેના કોઇ માજીસ્ત્રેટને મોકલવાને મુખત્યાર છે.

શાહેદાને હાજર થવાનું ફરમાવવાનો પોલીસ અમલદારનો અધિકાર.

૧૬૦ આ બાબ પ્રમાણે હરકોઇ પોલીસ અમલદાર જે કામની તપાસ કરતો હોય તે કામની હકીકતથી પોતાના થાણાની અથવા કોઇ પાસેના થાણાની હદ માંહેનો ફલાણો શખસ વાકેફ છે એમ, મળેલી ખબર ઉપરથી અથવા બીજી રીતે, તેને જણાય તો તે અમલદાર લેખી હુકમ કરીને તે શખસને પોતાની આગળ હાજર થવાનું ફરવવાને મુખત્યાર છે; અને તે હુકમમાં ફરમાવ્યા પ્રમાણે તે શખસે હાજર થવુ જોઇએ.

પોલીસે શાહેદાની જબાની લેવા બાબત

૧૬૧ આ બાબ પ્રમાણે તપાસ કરનાર હરકોઇ પોલીસ અમલદાર તે કામની બાના તથા હકીકતથી ફલાણો શખસ વાકેફ છે એમ ધારવામાં આવે તે શખસની મુખજબાની લેવાને અને એ પ્રમાણે જે શખસની જબાની લેવામાં આવે તે શખસ જે કેહે તે લખી લેવાને મુખત્યાર છે.

સદરહુ કામ સંબંધી જે સવાલોના જવાબ દેતાં પોતાની ઉપર કાંઇ ફોજદારીગુન્હાનું તોહોમત આવી પડે અથવા કાંઇ દંડ અથવા ગુન્હેગારી આપવી પડે તે સવાલો સિવાય બીજા જે સવાલો પોતાને સદરહુ અમદાર પુછે તે સઘળા સવાલોના ખરા જવાબ સદરહુ શખસે દેવા જોઇએ.

પોલીસને કહેલા મજકુર ઉપર સહી કરવી નહીં અથવા તે પુરાવમાં દાખલ કરવા નહીં.

૧૬૨ મરતી વખતે કહેલા મચકુર સીવાય બીજો જે મચકુર આ બાબ પ્રમાણે તપાસ ચાલતી હોય ત્યારે પોલીસ અમલદારને કોઇ પણ સખસે કહયો હોય તેવો કોઇપણ મચકુર લખી લેવામાં આવ્યો હોય તો તે મચકુર કેહનાર શખસે તે ઉપર સહી કરવી નહી અથવા તે તોહમતવાળાની વિરૂદ્ધ પુરાવા તરીકે વાપરવો નહી.

આ કલમ માંહેના કોઇપણ મચકુરથી સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૨૭ મી કલમના ઠરાવોને બાધ થાય છે એમ સમજવું નહી.

કાંઇ લાલચ દેખાડવી નહી.

૧૬૩. કોઇ પણ પોલીસ અમલદારે અથવા અધિકારવાળા સખસે સન ૧૮૭૨ ના હિંદુસ્તાનના પુરાવાના આકટની ૨૪ મી કલમમાં કહ્યું છે તેવી કાંઇ પણ લાલચ અથવા ધમકી દેખાડવી નહી અથવા દેખડાવવી નહી અથવા તેવું વચન આપવુ નહી અથવા અપાવવું નહી.

પણ આ બાબ પ્રમાણે કોઇ પણ તપાસ ચાલતી હોય ત્યારે કાંઇ મચકુર પોતાની રાજી ખુશીથી કેહેવાની કોઇ પણ સખસની મરજી હોય તો કાંઇ પણ પોલીસ અમલદારે અથવા બીજા સખસે ચેતવણી આપીને અથવા બીજી રીતે તે શખસને તે મચકુર કેહેતાં અટકાવવો નહી.

કહેલા મચકુર તથા કબુલ કરેલી વાતદફતરમાં

૧૬૪ જે માજીસ્ત્રેટ પોલીસ અમલદાર ન હોય તે માજીસ્ત્રેટ, આ બાબ પ્રમાણે કોઇ તપાસ ચાલતી હોય

દાખલકરવાનોઅધિકાર. ત્યારે, અથવા પછી પણ ચોકશી અથવા ઇનસાફ શરૂ થતાં પહેલાં કોઇ પણ વખતે પોતાને કહેલો કાંઇ પણ મચકુર અથવા પોતાની આગળ કબુલ કરેલી કાંઇ પણ વાત દફતરમાં દાખલ કરવાને મુખત્યાર છે.

પુરાવો દફતરમાં દાખલ કરવા સારૂ આ કાયદામાં આગળ કહેલી રીતોમાંની જે રીત તે કામની હકીકત જોતાં પોતાની નજરમાં ઘણીજ યોગ્ય આવે તે રીતે સદરહુ મચકુરો દફતરમાં દાખલ કરવા. ૩૬૪ મી કલમમમાં ઠરાવેલી રીતે સદરહુ કબુલ કરેલી વાતો દફતરમાં દાખલ કરવી તથા તે ઉપર સહી કરવી, પછી જે માજીસ્ત્રેટ તે કામની ચોકશી અથવા ઇનસાફ કરવાનો હોય તે માજીસ્ત્રેટની ઉપર તે કબુલ કરેલી વાતો રવાના કરવી.

સદરહુ પ્રકારની કોઇ પણ કબુલત રાજી ખુશીથી કરવામાં આવી છે એમ, તે તે કબુલ કરનાર શખસને સ્વાલ પુછ્યા ઉપરથી, માનવાનું કારણ ન હોય તો કોઇ પણ માજીસ્ત્રેટે તે કબુલત દફતરમાં દાખલ કરવી નહી. અને તે કબુલતની નીચે માજીસ્ત્રેટે હેઠળ લખ્યા પ્રમાણે ટીપ લખવી:—

“મને લાગે છે કે આ કબુલત રાજી ખુશીથી કરી છે. આ મારી સમક્ષ તથા મારા સાંભળતાં લીધી છે, અને આ કબુલત કરનાર સખસને તે વાંચી સંભળાવી છે, અને તે ખરી છે એવો તેણે અંગીકાર કરયો છે, અને તેણે કહેલા મચકુરનો પુરે પુરો તથા ખરો હેવાલ તેમાં છે.

(સહી) અ. બ.
“માજીસ્ત્રેટ,”

પોલીસ અમલદારે ઝાડો લેવા બાબત. ૧૬૫ જે અમલદારના હેવામાં કોઇ પોલીસ થાણું હોય તેને અથવા કોઇ પોલીસ અમલદાર તપાસ કરતા હોય તેને જે ગુન્હા બાબત તપાસ કરવાનો અખત્યાર હોય તે ગુન્હાની તપાસ કરવા સારૂ ફલાણો દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હાજર થવાની જરૂર છે એમ તે અમલદારની નજરમાં આવે, અને જે સખસને ૯૪ મી કલમ પ્રમાણે સમન અથવા હુકમ મોકલ્યો હોય અથવા મોકલી શકાય તે સખસ તે સમનમાં અથવા હુકમમાં ફરમાવ્યા મુજબ સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ હાજર કરશે નહી અથવા નહી કરે એમ માનવાનું કારણ હોય, અથવા સદરહુ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ ફલાણા સખસના કબજામાં છે એવું જાણવામાં ન હોય, ત્યારે ત્યારે જે થાણું પોતાના હવાલામાં હોય અથવા જે થાણામાં તેને નિમ્યો હોય તે થાણાની હદ માંહેની કોઇ પણ જગામાં તેને માટે ઝાડો લેવાને અથવા ઝાડો લેવરાવવાને તે અમલદાર મુખત્યાર છે.

સદરહુ અમલદારે, બની શકે તો, ઝાડો લેવો તે જાતે લેવો

જો તે ઝાડો તેનાથી જાતે લેવાનું ન બની શકે, અને તે ઝાડો લેવાને બીજો કોઇ પણ લાયક સખસ તે વખતે હાજર ન હોય, તો પોતાના હાથ તળેના કોઇ પણ લાયક અમલદારને તે ઝાડો લેવાનું ફરમાવવાને તે અમલદાર મુખત્યાર છે અને તેણે તે હાથ તળેના અમલદારને એક હુકમ લખીને આપવો, અને કયા દસ્તાવે

જ અથવા બીજી વસ્તુને માટે ઝાડો લેવો છે તે, તથા કઇ જગાનો ઝાડો લેવો છે તે તે હુકમમાં લખવું; અને ત્યાર પછી તે જગામાં તેને માટે ઝાડો લેવાને તે હાથ તળેનો તે અમલદાર મુખત્યાર છે.

ઝાડો લેવાના વારંટો બાબત આ કાયદાના ઠરાવો, આ કલમ પ્રમાણે લીધેલા ઝાડાને, બની શકે તેટલે સુધી લાગુ પડશે.

પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર બીજા તેવા અમલદારને ઝાડો લેવાનું વારટ કાહાડવાનું ક્યારે ફરમાવવાને મુખત્યાર છે.

૧૬૬ પોલીસનું એક થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદાર જે કામમાં પોતાના થાણાની હદમાં કાંઇ ઝાડો લેવરાવવાને મુખત્યાર હોય તે કામમાં તેવો ઝાડો કોઇ પણ જગામાં લેવરાવવાનું, પોલીસનુ કોઇ બીજું થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને ફરમાવવાને મુખત્યાર છે, પછી તે બીજું થાણું તેજ જીલ્લામાં હોય કે જુદા જીલ્લામાં હોય તોપણ.

સદરહુ પ્રકારના અમલદારને સદરહુ પ્રમાણે ફરમાવ્યું હોય ત્યારે તેણે ૧૬૫ મી કલમના ઠરાવો પ્રમાણે ચાલવું, અને કાંઇ વસ્તુ જડે તો જે અમલદારના ફરમાવ્યાથી ઝાડો લીધો હોય તે અમલદારની ઉપર તેણે તે વસ્તુ મોકલી દેવી.

જ્યારે ચોવીસ કલાકમાં તપાસ પુરી થઇ શકે નહી ત્યારે કેમ કરવું.

૧૬૭ જ્યારે જ્યારે આ બાબ પ્રમાણે કોઇ પણ તપાસ ૬૧ મી કલમથી મુકરર કરેલી ચોવીસ કલાકની મુદતમાં પુરી થઇ શકશે નહી એમ જણાય, અને તોહોમત પાકો ધારાવાળુ છે એમ માનવાના સબબ હોય, ત્યારે ત્યારે પોલીસ થાણું જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે આ કાયદામાં આગળ ફરમાવેલા રોજનામામાંમાં તે મુકદમા સબંધી કરેલી નોંધની એક નકલ પાસેમાં પાંતુના માજીસ્ત્રેટને તાબડતોબ મોકલવી અને તેજ વખતે તે તોહોમતવાળાને સદરહુ માજીસ્ત્રેટની આગળ મોકલી દેવો.

જે માજીસ્ત્રેટની આગળ આ કલમ પ્રમાણે તોહોમતવાળા સખસને મોકલેલો હોય તે માજીસ્ત્રેટ તે કામનો ઇનસાફ કરવાની પોતાને હકુમત હોય કે નહી તોપણ, તે તોહુમતવાળાને બધી મળીને ૧૫ દીવસની મુદત સુધી પોતાને યોગ્ય લાગે તેવા પેહેરામાં અટકાવી રાખવાનો વખતે વખતે અધિકાર આપવાને મુખત્યાર છે. જો તે કામનો ઇનસાફ કરવાની અથવા ઇનસાફ કરાવવા સારૂ તે કામ કમિટ કરવાની પોતાને હકુમત ન હોય, અને પોતાના વિચારમાં એવું આવે કે તોહુમતવાળાને વધારે વાર અટકાવી રાખવાની જરૂર નથી, તો તે માજીસ્ત્રેટ તેને સદરહુ હકુમતવાળા માજીસ્ત્રેટની પાસે મોકલવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે પોલીસના પેહેરામાં અટકાવી રાખવાનો અધિકાર આપનારા માજીસ્ત્રેટે તેમ કરવાનાં પોતાનાં કારણે દફતરમાં લખવાં.

જો તે હુકમ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા તુકડી માજીસ્ત્રેટ શિવાય બીજા કોઇ માજીસ્ત્રેટે કર્યો હોય, તો તેણે પોતાનાં હુકમની નકલ તથા તે હુકમ કરવાનાં કારણે, પોતે જે માજીસ્ત્રેટના મતહતાબામાં હોય તે માજીસ્ત્રેટને લખી મોકલવાં.

તાબા માંહેના પોલીસ અમલદારે તપાસનો રિપોર્ટ કરવો.

૧૬૮ જ્યારે તાબા માંહેના કોઇ પોલીસ અમલદારે આ બાબ મુજબ કાંઇ તપાસ કરી હોય, ત્યારે જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદારને તેણે તે તપાસના પરિણામનો રિપોર્ટ કરવો.

જ્યારે પેરાવો બરોબર ન હોય ત્યારે તોહોમતવાળાને છુટો કરવો

૧૬૯. તોહોમતવાળાને કોઇ માજીસ્ત્રેટની પાસે મોકલવાનું વાજબી થાય એટલો પુરતો પુરાવો અથવા એવા વાજબી આધારવાળો શક નથી એમ જે અમલદારના હવાલામાં તે પોલીસથાણું હોય તે અમલદારને, આ બાબ પ્રમાણે તપાસ કરચા ઉપરથી જણાયતો જે માજીસ્ત્રેટને પોલીસ રીપોર્ટ ઉપરથી તે ગુન્હો સાંભળવાનો અખ્તિયાર તથા તોહોમતવાળાનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો અખ્તિયાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની આગળ હાજર થવાનું ફરમાવવામાં જો અને જ્યારે આવે તો અને ત્યારે હાજર થવા બાબત, સદરહુ અમલદાર ફરમાવે તે મુજબ, જામીનસાથે અથવા જામીન વગર, તે શખસ એક ખત લખી આપે એટલે, જો તે પેહેરામાં હોય તો, તેને તે અમલદારે છુટો કરવો.

જ્યારે પુરાવો પુરતો હોય ત્યારે કામ માજીસ્ત્રેટની પાસે મોકલવું

૧૭૦. ઉપર કહ્યા પ્રમાણે પુરતો પુરાવો અથવા વાજબી આધારવાળો શક છે એમ જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તે અમલદારને, આ બાબ પ્રમાણે તપાસ કરચા ઉપરથી, જણાય. તો જે માજીસ્ત્રેટને પોલીસ રીપોરટ ઉપરથી તે ગુન્હો સાંભળવાનો અખ્તિયાર તથા તોહોમત વાળાનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો અખ્તિયાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની પાસે સદરહુ અમલદારે તોહોમતવાળાને પેહેરામાં આપીને મોકલી દેવો; અથવા જો તે ગુન્હો જામીન લઇ શકાય એવો હોય અને તોહોમતવાળો તારણ આપી શકતો હોય તો કોઇ મુકરર દીવશે સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂ તથા જ્યાં સુધી બીજી રીતે ફરમાવવામાં આવે નહી ત્યાં સુધી સદરહુ માજીસ્ત્રેટની આગળ રોજ રોજ હાજર રેહેવાસારૂ તેના પાસેથી તે અમલદારે તારણ લેવું.

જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર જ્યારે આ કલમ પ્રમાણે કોઇ તોહોમત વાળા શખસને માજીસ્ત્રેટની પાસે મોકલે અથવા સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂ તેની પાસેથી તારણ લે. ત્યારે તે માજીસ્ત્રેટની આગળ જે હથીયાર અથવા બીજી વસ્તુ હાજર કરવાની જરૂર હોય તે પણ તેણે મોકલવાં, અને કોઇ ફરીયાદી હોય તો તેને તથા ફલાણા શખસો તે કામની હકીકતથી વાકેફ છે એમ તે અમલદારને જણાય તેમાંના જેટલાની પોતાને જરૂર લાગે તેટલા શખસોને તોહોમતવાળાની ઉપર મુકેલા તોહોમતનાં કામમાં માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂ, તથા પ્રસંગ પ્રમાણે. ફરીયાદનું કામ ચલાવવા સારૂ અથવા પુરાવો આપવા સારૂ એક ખત લખી આપવાનું ફરમાવવું.

જો તે ખતમાં જીલ્હા માજીસ્ત્રેટની અથવા પેટા ટુકડી માજીસ્ત્રેની કોરટ કહી

હોય તો જે કોરટની પાસે સદરહુ માજીસ્ત્રેટ તે કામ ચોકસી અથવા ઇનસાફ કરવા સારૂ મોકલે તે કોરટનો તેમાં સમાવેશ થાયછે. એવું સમજવુ, પણ એવું ઠરાવ્યુ છે કે આ પ્રમાણે કામ મોકલવાની વાજબી નોટીસ સદરહુ ફરીયાદીને અથવા શખસોને આપવી જોઇએ.

આ કલમ પ્રમાણે મુકરર કરવાનો દાહાડો તોહોમતવાળા શખસ પાસેથી હાજર થવાનું તારણ લીધું હોય તો તેને જે દાહાડે હાજર થવાનું હોય તે દાહાડો. અથવા તે શખસને પેહેરામાં આપીને મોકલવો હોય તો, જે દાહાડે તે માજીસ્ત્રેટની કોરટ આગળ આવી પોહોચવાની તેની વકી હોય તે દાહાડો હોવો જોઇએ.

જે અમલદારની સમક્ષ તે ખત લખી આપ્યું હોય તે અમલદારે તેની એક નકલ જે શખસોએ તે ખત લખી આપ્યું હોય તેમાંના એક જણને આપવી, અને પછી તે અસલ ખતને પોતાના રીપોરટ સાથે માજીસ્ત્રેટ ઉપર મોકલવું.

ફરીયાદીઓને તથા શાહેદાને પોલીસ અમલદારની સાથે જવાનું ફરમાવવું નહીં.

૧૭૧. કોઇ પણ ફરીયાદી અથવા શાહેદ માજીસ્ત્રેટની કોરટમાં જતા હોય ત્યારે રસ્તે તેને કોઇ પોલીસ અમલદારની સાથે જવાનુ ફરમાવવું નહીં,

ફરીયાદીઓને તથા શાહેદાનેપ્રતીબંધ કરવો નહીં.

અથવા કોઇ પણ ફરીયાદીને અથવા શાહેદને નકામો પ્રતિબંધ અથવા અટકાવ કરવો નહીં, અને હાજર થવા બાબત તેનાં પોતાનાં જાત મુચલકા શિવાય કાંઇ બીજું તારણ આપવાનું તેને ફરમાવવું નહીં.

હુકમ નહીં માનનારા ફરિયાદીને અથવા શાહેદને પેહેરામાં આપીને મોકલવાનો અખીતાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે, ૧૭૦ માં કલમમાં ફરમાવ્યા મુજબ અગર કોઇ પણ ફરીયાદી અથવા શાહેદ હાજર થવાની ના કહે અથવા ખત લખી આપવાની ના કહે તો, જે અમલદારના હવાલામાં પોલીસથાણું હોય તે અમલદાર તે ફરીયાદીને અથવા શાહેદને પેહેરામાં આપીને માજીસ્ત્રેટની પાસે મોકલવાને મુખત્યાર છે, અને તે ફરીયાદી અથવા શાહેદ સદરહુ ખત લખી આપે ત્યાં સુધી. અથવા તે કામની સુનાવણી પુરી થાય ત્યાં સુધી, તેને પેહેરામાં અટકાવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

તપાસમાં ચલાવેલાં કામનું રોજનામું.

૧૭૨ આ બાબ મુજબ તપાસ કરનારા દરેક પોલીસ અમલદારે તે તપાસમાં ચલાવેલું પોતાનું કામ રોજે રોજ એક રોજ નામામાં લખવું તે મધ્યે પોતાની પાસે ખબર કયારે આવી તે વખત પોતે તપાસ કયારે કરવા માંડી તથા કયારે બંધ કરી તે વખત, જે જે જગાએ પોતે જઇ આવ્યો હોય તેઓનાં નામ, તથા પોતે કરેલી તપાસથી જે જે હકીકત માલમ પડી હોય તેની વીગત. એટલી વાત લખવી.

પોતાની આગળ જે મુકદમાની ચોકશી અથવા ઇનસાફ ચાલતો હોય તે મુકદમા બાબત પોલીસનાં રોજનામાં હોય તે રોજનામા મંગાવવાનો. અને તે રોજનામા તે મુકદમામાં પુરાવા દાખલ નહીં પણ તે ચોકસીમાં અથવા ઇનસાફમાં પોતાને

મદદ મળે એટલા સારૂ વાપરવાનો હરકોઇ ફોજદારી કોરટને અખત્યાર છે. તોહમત વાળાને અથવા તેના મુખત્યારોને તે રોજનામાં મંગાવવાનો હુકમથી અથવા કોરટે તે જોવા લીધાં એટલાજ સબબથી તે જોવાને તોહોમત વાળાને અથવા તેના મુખત્યારોને હક નથી; પણ જે પોલીસ અમલદારે તે રોજનામાં લખ્યાં હોય તેણે પોતાનીયાદદાસ્ત તાજી કરવા સારૂ તે કામાં લીધાં હોય; અથવા તે પોલીસ અમલદારને ખોટો પાડવા સારૂ કોરટે તે કામમાં લીધાં હોય, તો સન ૧૮૭૨ ના હીંદુસ્તાનના પુરાવાના આકટની ૧૬૧ મી અથવા ૧૪૫ મી, જેમ હોય તેમ કલમના ઠરાવો લાગુ પડશે.

પોલીસ અમલદારનો રીપોરટ.

૧૭૩ આ બાબ પ્રમાણે દરેક તપાસ નકામી ઢીલ ન કરતાં પુરી કરવી જોઇએ, અને તે પુરી થઇ રહે કે તુરત, જે અમલદારના હવાલામાં તે પોલીસ થાણું હોય તેણે સ્થાનિક સરકારે ફરમાવેલા નમુના મુજબ એક રીપોરટ જે માજીસ્ત્રેટને રીપોરટ ઉપરથી તે ગુન્હો સાંભળવાનો અધીકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટની પાશે મોકલવો. તેમાં પક્ષકારોનાં નામ, ખબરનો પ્રકાર, તથા જે શખશો તે મુકદમાની હકીકતથી વાકેફ જણાતા હોય તેઓનાં નામ એ વીગત લખવી, અને તોહોમતવાળો શખસને પેહેરામાં આપીને મોકલ્યો છે કે તેને તેનાં ખત ઉપરથી છુટો કરયો છે, અને, અગર તેને એ પ્રમાણે છુટો કરયો હોય તો, જામીન સાથે કે જામીન વગર તેમ કરયું છે, તેપણ લખવું.

જ્યારે ૧૫૮ મી કલમ પ્રમાણે કોઇ ઊંચા દરજાના પોલીસ અમલદારને નીમ્યો હોય ત્યારે તે રીપોરટ તેની મારફતે મોકલવો. અને માજીસ્ત્રેટનો હુકમ થતાં સુધી જે અમલદારને હવાલે તે પોલીસ થાણું હોય તે અમલદારને વધારે તપાસ કરવાનું ફરમાવવાને સદરહુ અમલદાર મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે મોકલેલા રીપોર્ટ ઉપરથી જ્યારે એમ જણાય કે તોહોમતવાળાને પોતાના ખત ઉપરથી છુટો કરયો છે ત્યારે તે માજીસ્ત્રેટે તે ખત રદ કરવાનો અથવા બીજી રીતનો જે હુકમ તેને વાજબી લાગે તે હુકમ કરવો.

આતમઘાતવિગેરેની ચોકસી કરીને પોલીસે રીપોરટ કરવો.

૧૭૪. જે અમલદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદારને એવી ખબર મળે કે,—

(અ) કોઇ શખસે આત્મઘાત કરયો છે, અથવા

(બ) કોઇ શખસને કોઇ બીજા શખસે અથવા કોઇ જાનવરે મારી નાખ્યોં છે અથવા કોઇ શખસ સંચાથી અથવા અકસ્માતથી મરણ પામ્યો છે, અથવા

(ક) કોઇ શખસ એવી રીતે મરણ પામ્યો છે કે તે ઉપરથી કોઇ બીજા શખસે ગુન્હો કરયાનો વાજબી શક ઉત્પન્ન થાય છે,

એટલે તુરત તે અમલદારે પાસેમાં પાશેના જે માજીસ્ત્રેટને*ઇનકવેષ્ટ ભરવાનો

---

* કાંઇ પણ ચોકશી અથવા તપાસ વિશેષે કરીને અકસ્માતથી અથવા બીજી રીતે આકસ્મિક મરણ નિપજ્યું હોય ત્યારે.

અધીકાર આપો હોય તે માજીસ્ત્રેટને તે બાબત ખબર આપવી અને સ્થાનિક સરકારે કરેલી કાંઈ પણ કાનુનથી અથવા જીલ્લા માજીસ્ત્રેટના અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટના કોઇ પણ સામાન્ય અથવા વિશેષ હુકમથી બીજી રીતે ફરમાવ્યુ ન હોય તો જે જગાએ સદરહુ મરેલા શખસનું મુડદુ હોય તે જગાએ જવું, અને ત્યાં પડોસમાંના બે અથવા વધારે આબરૂદાર રેહેવાશીઓની સમક્ષ તપાસ કરીને મોતનાં દખાતાં કારણનો રીપોરટ તઈયાર કરવો, અને તેમાં તે મુડદાં ઉપર જે જખમ, ભાંગેલા અવયવ ચગદાયાની તથા નુકસાનની બીજી નીશાણીઓ માલમ પડે તેનું વરણન કરવુ તથા શી રીતે અથવા કેવાં (જો હોય તો શસ્ત્ર વડે અથવા હથીયાર વડે સદરહુ નિશાણીઓ કરેલી જણાય છે તે લખવું,

તે રીપોરટપર તે પોલીસ અમલદારે તથા બીજા શખસોએ અથવા તેઓમાંના જેટલાનો વીચાર તેમાં લખ્યા પ્રમાણે હોય તેટલાઓએ સહી કરવી, અને પછી તુરત તે રીપોરટ જીલ્લા માજીસ્ત્રેટની પાસે અથવા પેટા ટુકડી માજીસ્ત્રેટની પાશે મોકલી દેવો;

જ્યારે મોતના કારણ સબંધી કાંઇ પણ શક હોય, અથવા જ્યારે બીજા કોઇ પણ કારણ સારૂ પોલીસ અમલદાર યોગ્ય ધારતો હોય ત્યારે આ બાબત સ્થાનિક સરકાર જે જે કાનુનો ફરમાવે તે તે કાનુનોને અનુસરીને તે પોલીસ અમલદારે તે મુડદુ પાંશેમાં પાશેના સિવીલ સરજન પાશે તપાસાવવા સારૂ અથવા આ બાબત સ્થાનિક સરકારે બીજા જે વઇદ્યકીય અમલદારને નીમ્યો હોય તે અમલદાર પાશે તપાસાવવા સારૂ મોકલી દેવું. પણ હવા તરફ જોતાં તથા કેટલે દુર તે મુડદું મોકલવું છે તેનો વીચાર કરતાં એમ જણાય કે સદરહુ તપાસ નિરૂપયોગી થઇ પડે એવી રીતે તે મુડદુ રસ્તે જતાં જતાં સડી જવાનો ભય નથી તો એ પ્રમાણે મોકલવું

મદ્રાસ ઇલાકામાં તથા મુંબઇ ઇલાકામાં આ કલમ પ્રમાણે તપાસ કરવાનો અધિકાર ગામના મુખીને છે. અને પછી તે મુખીએ પાશેમાં પાશેના જે માજીસ્ત્રેટને ઇનકવેસ્ટ ભરવાનો અધિકાર મળ્યો હોય તેમાજીસ્ત્રેટને તે તપાસનાં પરિણામનો રિપોરટ કરવો.

હેઠળ લખેલા માજીસ્ત્રેટોને ઇનકવેસ ભરવાનો અધિકાર આપ્યો છે; એટલે હરકોઇ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટાટુકડી માજીસ્ત્રેટ, તથા જે માજીસ્ત્રેટને આ બાબત સ્થાનિક સરકારે અથવા જીલ્લા માજીસ્ત્રેટે વિસેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ.

માણસોને બોલાવવાનો અખત્યાર.

૧૭૫. સદરહુ તપાસ કરવા સારૂ ઉપર કહ્યા પ્રમાણે બે અથવા વત્તાં માણસોને, અને તે કામની હકીકતથી બીજુ જે માણસ વાકેફ જણાતું હોય તે માણસને હુકમ લખીને, બોલાવવાનો અખત્યાર જે અમદારના હવાલામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદારને છે એ પ્રમાણે બોલાવેલો દરએક માણસ હાજર થવાને અને જે સવાલોના જવાબ દેતાં કાંઇ ફોજદારી ગુન્હાનું તેહેમત પોતાની ઉપર આવી પડે અથવા કાંઇ દંડ અથવા ગુન્હેગારી આપવી પડે એવા સવાલો શિવાય બીજા સઘળા સવાલોના ખરા જવાબ દેવાને બંધાએલો છે એમ સમજવું.

એવો કોઇ કાગ્નિઝેબલ ગુન્હો હકીકત ઉપરથી દેખાતો ન હોય કે જેને ૧૭૦

મી કલમ લાગુ પડતી હોય,તો તે માણસને માજીસ્ત્રેતની કોરટમાં હાજર થવાનું તે પોલીસ અમલદારે ફરમાવવું નહી.

મોતના કારણની ચોકશી માજીસ્ત્રેટેકરવી — ૧૭૬. જ્યારે કોઇ શખસ પોલીસના હવાલામાં હોય તેવામાં તે મરણ પામે ત્યારે પાસેમાં પાસેના જે માજીસ્ત્રેટને ઇનકુવેસ્ટ ભરવાનો અધિકાર મળ્યો હોય તેણે, તે પોલીસ અમલદારે કરેલી તપાસને બદલે અથવા તે ઉપરાંત મોતનાં કારણની ચોકશી કરવી, અને ૧૭૪ મી કલમની (અ), [બ] અને (ક) રકમોમાં કહેલી બીજી કોઇ પણ બાબતમાં, જે માજીસ્ત્રેટને એ પ્રમાણે અધિકાર મળ્યો હોય તે માજીસ્ત્રેટ તે પોલીસ અમલદારે કરેલી તપાસને બદલે અથવા તે ઉપરાંત મોતના કારણની ચોકશી કરવાને મુખત્યાર છે; અને તે એ પ્રમાણે ચોકશી કરે તો, કોઇ ગુન્હાની ચોકશી કરવા બાબત તેને જેટલો અધિકાર હોય તેટલો સઘળો અધિકાર તેને સદરહુ પ્રકારની ચોકશી કરવા બાબત છે એવું સમજવું; સદરહુ પ્રકારની કોઇ ચોકશી કરનારા માજીસ્ત્રેટે તે ચોકશીના સંબંધમાં પોતે લીધેલો પુરાવો, કામની હકીકત પ્રમાણે, આ કાયદામાં આગળ કહેલી રીતો માંહેની ગમે તે રી દફતરમાં દાખલ કરવો.

દાટેલું મુડદુ ખોદી કાઢવાનો અધિકાર — જે સખસનું મુડદું દાટી દીધું હોય તે શખસના મોતનું કારણ શોધી કાહાંડવા માટે તેના મુડદાની તપાસ કરવાનું જ્યારે સદરહુ માજીસ્ત્રેટ યોગ્ય ધારે ત્યારે તે મુડદું ખોદી કાહાડાવવાને તથા તેની તપાસ કરાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

---

# ભાગ ૬ ઠો.

## ચાલેલા મુકદમામાં કામ ચલાવવા બાબત.

---

## બાબ ૧૫ મો.

### ચોકશી તથા ઇનસાફ કરવામાં ફોજદારી કોરટોની હકુમત બાબત

### અ,—ચોકશી અથવા ઇનસાફ કરવાની જગા.

ચોકશી તથાઇનસાફ કરવાની મામુલજગા — ૧૭૭. દરેક ગુન્હાની ચોકશી તથા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમા તે ગુન્હો કરયો હોય તે કોર્ટે ઘણું કરીને કરવો.

મુકદમાનોઇનસાફ જુદી સેશનતુકડીયોમાં કરવાનું ફરમાવવાનો અધિકાર. — ૧૭૮. ૧૭૭ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં ફલાણા જીલ્લામાં ઇનસાફ કરવા સારૂ ક્રમીટ કરેલા ફલાણા ફલાણા મુકદમાનો અથવા ફલાણા વરગના મુકદમાનો ઇનસાફ ફલાણી સેશન તુકડીમાં કરવાનો અધિકાર છે એવો હુકમ ફરમાવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે વિક્ટોરીયાની કારકીરદીના ૨૪ મા તથા ૨૫ મા વરસના સ્ટાટચુટના ૧૦૪ થા બાબની ૧૫ મી કલમ પ્રમાણે. અથવા આ કાયદાની ૫૨૬ મી કલમ પ્રમાણે કોઇ હુકમ અગાઉથી કાહાડયો હોય તેની વિરૂદ્ધ સદરહુ

હુકમ હોવો નહી જોઇએ.

જે જીલ્લામાં કૃત્યક રયુ હોય અથવા જે જીલ્લામાં પરિણામ થયું હોય તે જીલ્લામાં તોહમતવાળાનો ઇનસાફ થઇ શકશે.

૧૭૯. કાંઇ વસ્તુ કરવાના સબબથી, અને તેથી કાંઇ પરીણામ થયુ હોય તે સબબથી, કાંઇ ગુન્હો કરવાનું તોહમત કોઇ શખસ ઉપર આવ્યું હોય, ત્યારે જે કોરટની હકુમતની સ્થાનીક હદમાં તે વસ્તુ કરી હોય અથવા તે પરીણામ થયું હોય તે કોરટને તે ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ કરવાનો અધીકાર છે.

દ્રષ્ટાંતો

[અ]. અ. નામનો શખસ ક્ષ. કોરટની હકુમતની સ્થાનિક હદમાં જખમી થયો અને તે ઝ. કોરટની હકુમતની સ્થાનિક હદમાં મરણ પામ્યો. અ. ના શિક્ષણીય મનુષ્યવધના ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ ક્ષ. ને અથવા ઝ. ને કરવાનો અખત્યાર છે.

(બ] અ. નામનો શખસ ક્ષ. કોરટની હકુમતની સ્થાનિક હદમાં જખમી થયો અને દસ દાહાડા સુધી ય. કોરટની હકુમતની સ્થાનિક હદમાં અને બીજા દસ દાહાડા સુધી ઝ. કોરટની હકુમતની સ્થાનિક હદમાં રહયો અને ય. કોરટની કે ઝ. કોરટની હકુમતની સ્થાનિક હદમાં તેનાથી પોતાનો મામુલ ધંધો કરાયો નહી. અ. ને મહાવ્યથા કરવાના ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ ક્ષ. ને અથવા ય.ને કરવાનો અખત્યારછે.

[ક] અ. નામના શખસને નુકશાન કરવાનો ભય ક્ષ. કોરટની હકુમતની સ્થાનિક હદમાં ઉત્પન્ન કરયો, અને જે માણસે એને ભય ઉત્પન કરયો તેને તે કારણથી માલ સ્વાધીન કરવાને ય. કોરટની હકુમતની સ્થાનીક હદમાં અ. લલચાયો. અ. ની ઉપર જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરયો તેની ચોકશી તથા ઇનસાફ ક્ષ. ને અથવા ય. ને કરવાનો અખત્યાર છે.

જયારે બીજા ગુન્હા સાથે સંબંધ હોવાના સબબથી કાંઇ કૃત્ય ગુન્હો થાય ત્યારે ઇનસાફ કરવાની જગા.

૧૮૦ જે કૃત્ય ગુન્હો હોય અથવા જે કૃત્યનો કરનાર ગુન્હો કરી શકતો હોય તો તે ગુન્હો થાય તેવાં કાંઇ કૃત્યની સાથે સંબંધ હોવાના સબબથી બીજું કાંઇ કૃત્ય પણ ગુન્હો હોય ત્યારે આ છેલા કહેલા ગુન્હાના તોહમતની ચોકશી અથવા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં એ બે માનું ગમે તે કૃત્ય કરયું હોય તે કોરટને કરવાનો અધીકાર છે.

દ્રષ્ટાંતો.

[અ] મદદગારીના તોહમતની ચોકશી અથવા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં મદદગારી કરી તે કોરટને, અથવા મદદગારી કરેલો ગુન્હો જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં કરયો તે કોરટને કરવાનો અધિકારછે

(બ] ચોરીનો માલ લેવાના અથવા રાખવાના તોહમતની ચોકશી અથવા ઇનસાફ, જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં માલ ચોરયો હોય તે કોર્ટનો અથવા તે માલમાંનો કાંઇ પણ માલ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં

કોઇ પણ વખતે બદ દયાનતથી લીધો અથવા રાખ્યો હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

(૬). કોઇ શખસનુ હરણ થયું છે એવુ જાણીને તે શખસને ગેરવાજબી રીતે સંતાડવાના તોહોમતની ચોકશી અથવા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં ઘેરવાજબી રીતે સંતાડવાનુ કામ બન્યું હોય તે કોરટને અથવા જે કોરટની હકુમતની સ્થાનીક હદમાં તે શખસનું હરણ થયુ હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

ઠગ હોવાબાબત અથવા ડાકાઇટોની ટોળીમાં હોવા બાબત અથવા પેહેરામાંથી નાહાશી જવાબાબતવિગેરે

૧૮૧ ઠગ હોવાના, ઠગ થઇને ખુન કરવાના, ડાકાઇટી કરવાના ખુન કરીને ડાકાઇટી કરવાના, ડાકાઇટોની ટોળીમાં હોવાના અથવા પેહેરામાંથી નાહાશી જવાના ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ જે કોરટની હકુમતનીસ્થાનિક હદમાં તોહોમતવાળો શખસ હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

સાપરાધ ખોટો ઉપયોગતથા સાપરાધ વિશ્વાસઘાત.

સાપરાધ ખોટો ઉપયોગ કરવાના અથવા સાપરાધ વિશ્વાશઘાત કરવાના ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ જે મિલકત બાબત તે ગુન્હો કર્યો હોય તે મીલકતનો કોઇ પણ ભાગ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તોહોમતવાળા શખશે લીધો હોય તે કોરટને અથવા જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં ત ગુન્હો કર્યો હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

ચોરવાબાબત

કંઇ પણ વસ્તુ ચોરવાના ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે વસ્તુ ચોરી હોય અથવા ચોરના કબજામાં હોય અથવા તે ચોરલી છે એવું જાણ્યા છતાં અથવા એવુ માનવાનું કારણ છતાં તે વસ્તુ લેનારા અથવા રાખનારા કોઇપણ શખસના કબજામાં હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

ગુન્હાનુ સ્થળ નક્કી ન થાય ત્યારે.

૧૮૨. ઘણાએક સ્થાનિક ક્ષેત્રોમાંના કયાં સ્થાનિક ક્ષેત્રમાં ગુન્હો થયો તેનો નિશ્ચય નહીં હોય ત્યારે, અથવા

અથવા એકજ જીલ્લામાં ગુન્હો થયો ન હોય ત્યારે,

ગુન્હાનો કાંઇક ભાગ એક સ્થાનિક ક્ષેત્રમાં અને કાંઇક ભાગ બીજાં સ્થાનિક ક્ષેત્રમાં થયો હોય ત્યારે, અથવા

અથવા ગુન્હો ચાલુ રેહે તેવો હોય ત્યારે

ગુન્હો ચાલુ રેહે તેવો હોય, અને એક કરતાં વધ્તાં સ્થાનિક ક્ષેત્રમાં તે કરવાનું ચાલુ રહેલુ હોય ત્યારે, અથવા

અથવા ઘણાંએક કૃત્યો મળીને ગુન્હો થયો હોય ત્યારે,

જુદાં જુદાં સ્થાનિક ક્ષેત્રોમાં કરેલાં ઘણાંએક કૃત્યો મળીને એક ગુન્હો થયો હોય ત્યારે,

ચોકશી અથવા ઇનસાફ કરવાની જગા.

સદરહુ પ્રકારના ગમે તે સ્થાનિક ક્ષેત્ર ઉપર જે કોરટને હકુમત હોય તે કોરટને તે ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ કરવાનો અધિકાર છે.

મુસાફરીમાં કરેલો ગુન્હો.

૧૮૩. કાંઇ ગુન્હો જ્યારે ગુન્હેગાર મુસાફરી અથવા સફર કરતો હોય ત્યારે કરયો હોય તે ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ, ગુન્હેગાર અથવા જે શખસની વિરૂદ્ધ અથવા જે વસ્તુના સંબંધમાં તે ગુન્હો કરયો હોય તે શખસ અથવા વસ્તુ. એ પ્રત્યેક તે મુસાફરી અથવા સફર કરતાં કરતાં જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં થઇને અથવા હદમાં ગયા હોય તે કોરટને કરવાનો અધિકાર છે.

રેલવે, ટેલેગ્રાફ ટપાલઆફીસ તથા લડાઇનાં શસ્ત્ર સંબંધી આકટો ની વિરૂદ્ધ ગુન્હા.

૧૮૪. રેલવે, ટેલેગ્રાફ, ટપાલઆફીસ અથવા લડાઇનાં શસ્ત્ર અને લડાઇના સામાન સંબંધી હરકોઇ ચાલુ કાયદાના ઠરાવો વિરૂદ્ધ સઘળા ગુન્હાઓની ચોકશી તથા ઇનસાફ ઇલાકાના મુખ્ય શેહેરમાં કરવાનો અધિકાર છે, પછી તે ગુન્હો સદરહુ શેહેર માંહે કરેલો છે એવું જણાવ્યું હોય કે નહી હોય તોપણ; પણ એવું ઠરાવ્યું છે કે ગુન્હેગાર તથા તેની ઉપર મુકરદમો ચલાવવા માટે જરૂરના સઘળા શાહેદો સદરહુ શેહેરમાં માલમ પડવા જોઇએ

કયા જીલ્લામાં ચોકશી અથવા ઇનસાફ કરવો તે; સંસયને પ્રસંગે, હાઇકોરટે ઠરાવવું,

૧૮૫ જ્યારે જ્યારે ફલાણા ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ આ બાબમાં પાછળ કહેલા ઠરાવો પ્રમાણે કઇ કોરટે કરવો તે બાબત કાંઇ પણ સંસય પડે, ત્યારે ત્યારે જે હાઇ કોરટની અપેલેન્ટ ફોજદારી હકુમતની સ્થાનિક હદમાં ગુન્હેગાર ખરેખર હોય તે હાઇકોર્ટ તે ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ કઇ કોરટે કરવો તે ઠરાવવાને મુખત્યાર છે.

બ્રિટિશ બરમામા જ્યારેગુન્હેગાર રાણીની વિલાયતી રઇયત હોય ત્યારે રંગુનનો રીકાર્ડર, અને બીજે સઘળે પ્રસંગે, જુડીશિયલ કમીશનર આ કલમનાં કારણો સારૂ હાઇ કોરટ છે એમ સમજવું.

સ્થનિક હકુમતની બાહાર કરેલા ગુન્હા સારૂ સમન અથવા વારંટ કાહડવા અધિકાર

૧૮૬ જ્યારે કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટને જીલ્લા માજીસ્ત્રેટને કોઈ પેટા ટુકડી માજીસરેટને અથવા પેહેલા વરગના જે માજીસતરેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસતરેટને એવું માનવાનું કારણ જણાય કે પોતાની હકુમતની સ્થાનીક હદ માંહેના કોઇ પણ શખશે સદરહુ હદની બાહારે ( પછી બ્રિટિસઇંડિયાની અંદર કે બાહાર ) એવો કોઇ ગુન્હો કરયો છે કે જેની ચોકશી અથવા ઇનસાફ ૧૭૭ થી ૧૮૪ સુધીની કલમો [ એ બને કલમો શુદ્ધાં ) કલમો ના ઠરાવો પ્રમાણે, અથવા બીજા હરકોઇ ચાલુ કાયદા પ્રમાણે સદરહુ હદની અંદર થઇ શકે એમ નથી, પણ જેનો ઇનસાફ કોઇ ચાલુ કાયદા પ્રમાણે બ્રિટિશઇંડિયામાં થઇ શકે એમ છે ત્યારે તે ગુન્હો જાણે સદરહુ હદમાં. થયો હોય એવી રીતે તેની ચોકશી કરવાને તથા સદરહુ શખસને પોતાની આગળ હાજર થવાની આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે જરૂર પાડવાને તથા સદરહુ ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ કરવાની હકુમત જે માજીસરેટને હોય તે માજીસતરેટની પાસે તે શખસને મોકલવાને, અથવા, સદરહુ ગુન્હો જામીન

પકડયા પછી માજીસરેટે કેમ કરવું.

થઇ શકાય એવો હોય તો, સદરહુ માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂ તેની પાસેથી જામીન સાથે કે વગર જામીને ખત લેવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

જ્યારે સદરહુ હકુમતવાળા એક કરતાં વધારે માજીસ્ત્રેટો હોય અને સદરહુ શખસને કયા માજીસ્ત્રેટની પાસે મોકલવો, અથવા કયા માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂ બાંધી લેવો, તે બાબત આ કલમ પ્રમાણે ચાલનારા માજીસ્ત્રેટની ખાત્રી થાય નહીં, ત્યારે હુકમ મળવા માટે હાઇકોરટને તે કામનો રીપોર્ટ કરવો.

તાબા માંહેના માજીસ્ત્રેટે વારંટ કહાડયું હોય ત્યારે કેમ કરવું.

૧૮૭. ૧૮૬ મી કલમ પ્રમાણે કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્હા માજીસ્ત્રેટ શિવાય બીજા કોઇ માજીસ્ત્રેટે કાહાડેલા વારંટ ઉપરથી જો તે શખસને પકડવામાં આવ્યો હોય, તો સદરહુ માજીસ્ત્રેટે તે શખસને જે જીલ્હા માજીસ્ત્રેટના તાબામાં પોતે હોય તે જીલ્લા માજીસ્ત્રેટને મોકલવો, પણ તેવા ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ કરવાની જે માજીસ્ત્રેટને હકુમત હોય તે માજીસ્ત્રેટે જો તે શખસને પકડવા માટે પોતાનું વારંટ કહાડયું હોય, તો તે પકડેલા શખસને જે પોલીસ અમલદાર તે વારંટ બજાવતો હોય તે પોલીસ અમલદારને હવાલે કરવો. અથવા જે માજીસ્ત્રેટે તે વારંટ કહાડયું હોય તેની પાસે મોકલવો.

જો તે પકડેલા શખસે જે ગુન્હો કરયાનું કહેવામાં આવ્યું હોય અથવા કરયાનો શક આવ્યો હોય તે ગુન્હાની ચોકસી અથવા ઇનસાફ તેજ જીલ્લામાં ૧૮૬ મી કલમ પ્રમાણે ચાલનારા માજીસ્ત્રેટની કોરટ શીવાય બીજી કોઇ ફોજદારી કોરટને કરવાનો અખીકાર હોય, તો સદરહુ માજીસ્ત્રેટે તે શખસને સદરહુ કોરટની પાસે મોકલવો.

બ્રિટિશ ઇંડિયાની બહાર કરેલા ગુન્હા બાબત બ્રિટિશ રઇયતની જવાબદારી.

૧૮૮. જ્યારે રાણીની કોઇ વીલાયતી રઇયત હિંદુસ્તાન માંહેના અને મલિકા માઆઝમાની સાથે મૈત્રી રાખનારા કોઇ રાજાના અથવા સંસ્થાનના મુલકોમાં કાંઇ ગુન્હો કરે, અથવા.

જ્યારે મલીકા માઆઝમાની હિંદુસ્તાન માંહેની કોઇ દેશી રઇયત બ્રિટિશ ઇંડિયાની હદની બાહાર કોઇ પણ જગાએ કાંઇ ગુન્હો કરે,

ત્યારે બ્રિટિશ ઇંડિયા માંહેની જે જગાએ તે રઇયત જડી આવે તે જગાએ જાણે તે ગુન્હો કરયો છે એવી રીતે. તે ગુન્હા સંબંધી તેની તજવીજ કરવાનો અખ્તિકાર છે.

તોહોમતબાબત ચોકશી કરવાની યોગ્યતા સંબંધી પોલિટીકલ એજંટે દાખલો આપવો.

પણ એવુ ઠરાવ્યું છે કે જે મુલકમાં સદરહુ પ્રકારનો કોઇ પણ ગુન્હો કરયાનું કહેવામાં આવ્યું હોય તે. મુલકમાં કોઇ પોલીટીકલ એજંટ હોય તો તેના મત પ્રમાણે તે તોહોમતની ચોકશી બ્રિટિશ ઇંડિયામાં કરવી જોઇએ એવો દાખલો તે આપે નહીં તો સદરહુ ગુન્હા સંબંધી કોઇ પણ તોહોમતની ચોકશી બ્રિટિશ ઇંડિયામાં કરવી નહી;

વળી એવું પણ ઠરાવ્યું છે કે આ કલમ પ્રમાણે કોઇ પણ શખસની ઉપર કાંઇ પણ કામ ચલાવ્યું હોય તેથી, જો તેજ ગુન્હો બ્રિટિશ ઇંડિયામાં કરયો હોત તો

તે ગુન્હા બાબત સદરહુ શખસની ઉપર પછીથી કામ ચલાવતાં જેમ અટકાવ થાત તેમજ સદરહુ ચલાવેલા કામથી બ્રિટિશ ઇંડિયાની હદની બાહાર કોઇ પણ મુલક માં તેજ ગુન્હા સંબંધી સન ૧૮૭૯ ના પરરાજ માંહેની હકુમત બાબતના અને ગુન્હેગારો સ્વાધીન કરવા બાબતના આકટ પ્રમાણે આગળ બાજુ કામ ચલાવતાં અટકાવ થશે એમ સમજવું.

જબાનીની તથા રજુ કરેલા કાગળોનીન કલો પુરાવામાં લેવાનું ફરમાવવાનોઅખત્યાર

૧૮૯. જ્યારે જ્યારે ૧૮૮ મી કલમમાં કહેલા કોઇ પણ ગુન્હાની એકશી અથવા ઇનસાફ ચાલતો હોય ત્યારે ત્યારે, સ્થાનિક સરકારને યોગ્ય લાગે તો જે મુલકમાં સદરહુ ગુન્હો કર્યાનું કેહેવામાં આવ્યું હોય તે મુલકમાંના અથવા તે મુલકના પોલીટીકલ એજંટ અથવા કોઇ જુડિશિયલ (ન્યાય ખાતાના) અમલદારની આગળ આપેલી જબાની અથવા રજુ કરેલા કાગળો જે બાબતો સાથે સંબંધ રાખતા હોય તે બાબતો સંબંધી પુરાવો લેવા સારૂ સદરહુ એકશી અથવા ઇનસાફ કરનારી કોરટ જે પ્રસંગે કમીશન કાહાડી શકે તે પ્રસંગે સદરહુ જબાનીની અથવા રજુ કરેલા કાગળોની નકલો સદરહુ કોરટે પુરાવા દાખલ લેવી એવું સ્થાનીક સરકાર ફરમાવવાને મુખત્યાર છે.

"પોલિટીકલ અજંટ" આ શબ્દોની વાખ્યા.

૧૯૦. ૧૮૮ મી તથા ૧૮૯ મી કલમમાં "પોલિટિકલ એજંટ" આ શબ્દોનો અરથ હેઠળ લખ્યા પ્રમાણે છે અને તે શબ્દોમાં હેઠળ લખેલા અમલદારોનો સમાસથાય છે.

(અ) બ્રિટિશ ઇંડિયાની હદ બહારના કોઇ મુલકમાં હિંદુસ્તાનની બ્રિટિશ સરકારની તરફથી મુખ્ય અમલદાર હોય તે અમલદાર;

(બ) જે મુલક બ્રિટિશ ઇંડિયાનો ભાગ નહીં હોય તે મુલકમાં સન ૧૮૭૯ ના પરરાજ માંહેની હકુમત બાબતના અને ગુન્હેગારો સ્વાધિન કરવા બાબતના આકટ પ્રમાણે પોલિટીકલ એજંટના સઘળા અથવા હરકોઇ અધિકાર ચલાવવાને ગવરનર જનરલ ઇન કાંઉનસીલે અથવા મદ્રાસ અથવા મુંબઇ ઇલાકાના ગવરનર ઇન કાંઉન્સીલે બ્રિટિશ ઇંડિયા માંહેનો કોઇ અમલદાર નિમ્યો હશે તે અમલદાર.

બ.—કામ ચલાવવા માટે જે શરતો અવશ્ય છે તે.

માજીસ્ત્રેટોએગુન્હા સાંભળવા બાબત.

૧૯૧. આ કાયદામાં આગળ ઠરાવ્યું છે તે શિવાય હરકોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ, જલ્લા માજીસ્ત્રેટ, પેટા તુકડી માજીસ્ત્રેટ, અને બીજા જે માજીસ્ત્રેટને આ બાબત વિશેષે કરીને અખ્તિઆર આપ્યો હોય તે માજીસ્ત્રેટ હેઠળ લખ્યા પ્રમાણે હરકોઇ ગુન્હો સાંભળવાને મુખત્યાર છે.

(અ) જે હકીકતનો સદરહુ ગુન્હો બનેલો હોય તે હકીકતની ફરીયાદ આવ્યા ઉપરથી

(બ) સદરહુ હકીકત વિશે કોઇ પોલીસ રિપોર્ટ ઉપરથી;

(ક) પોલીસ અમલદાર શિવાય બીજા કોઇ પણ શખસ પાસેથી ખબર મળ્યા ઉપરથી, અથવા સદરહુ ગુન્હો થયો છે એવું પોતેજ જાણ્યા ઉપરથી અથવા એવો પોતાનેજ શક આવ્યા ઉપરથી

જે માજીસ્ત્રેટને જે ગુન્હાઓનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અધિકાર હોય તે માજીસ્ત્રેટને તે ગુન્હા રકમ (અ) પ્રમાણે અથવા રકમ (બ) પ્રમાણે સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકાર, અથવા સ્થાનિક સરકારના સામાન્ય અથવા વીશેષ હુકમને અનુસરીને જીલ્હા માજીસ્ત્રેટ આપવાને મુખત્યારછે

પહેલા અથવા બીજા વરગના જે માજીસ્ત્રેટને જે ગુન્હાઓનો ઇનસાફ કરવાને અથવા ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અધિકાર હોય તે માજીસ્ત્રેટને તે ગુન્હા રકમ (ક) પ્રમાણે સાંભળવાનો અધિકાર સ્થાનીક સરકાર આપવાને મુખત્યાર છે.

**માજીસ્ત્રેટોએ મુકદમા બીજાની પાસે મોકલવા બાબત.**

૧૯૨: જે મુકદમો પોતે હાથમાં લીધો હોય તે મુકદમાની ચોકશી અથવા ઇનસાફ કરવા સારૂ પોતાના તાબામાં હેના હરકોઇ માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવાને હરકોઇ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટાટુકડી માજીસ્ત્રેટ મુખત્યાર છે.

પેહેલા વરગના જે માજીસ્ત્રેટે જે મુકદમો હાથમાં લીધો હોય તે માજીસ્ત્રેટને તે મુકદમો પોતાના જીલ્લામાંનો બીજો વિશેષ કરીને કહેલો જે કોઇ માજીસ્ત્રેટ આ કાયદા પ્રમાણે તે તોહોમતવાળાનો ઇનસાફ કરવાને અથવા ઇનસાફ થવાસારૂ કમિટ કરવાને લાયક હોય. તે માજીસ્ત્રેટની પાસે ચોકશી અથવા ઇનસાફ કરવાસારૂ મોકલવાનો અધિકાર આપવાને હરકોઇ જીલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે; અને તે મુજબ સદરહુ માજીસ્ત્રેટને તે મુકદમાની વ્યવસ્થા કરવાનો અધિકાર છે.

**સેસન કોરટોએ ગુન્હા સાંભળવા બાબત.**

૧૯૩. આ કાયદાથી અથવા બીજા હરકોઇ ચાલુ કાયદાથી બીજી રીતે સ્પષ્ટ ઠરાવ કર્યા હોય તે શિવાય કોઇ યોગ્ય અધીકારવાળા માજીસ્ત્રેટે તોહોમતવાળા શખસને કમિટ કર્યા વગર કોઇ પણ સેસન કોરટે અસલ હુકમતની કોરટ દાખલ કોઇપણ ગુન્હો સાંભળવો નહીં.

**આડીશનલ સેસન જડજોએ અને જાઇન્ટ સેસન જડજોએ ઇનસાફ કરવાના મુકદમા.**

આડિશનલ સેસન જડજોએ તથા જાઇન્ટ સેસન જડજોએ ફકત જે મુકદમાના ઇનસાફ કરવાનું સ્થાનિક સરકાર સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને તેને ફરમાવે અથવા જે મુકદમા તે તુકડીના સેસન જડજ ઇનસાફ કરવા સારૂ તેને સોંપે તેવાજ મુકદમાનો ઇનસાફ કરવો.

**આસિસ્ટન્ટ સેસન જડજોએ [ઇનસાફ કરવાના મુકદમા.]**

આસિસ્ટંટ સેસન જડજોએ ફકત જે મુકદમા તુકડીના સેસન જડજ ઇનસાફ કરવા સારૂ પોતાને સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને સોંપે તેવાજ મુકદમાનો ઇનસાફ કરવો.

**હાઇકોરટે ગુન્હા સાંભળવા બાબત.**

૧૯૪ હાઇકોરટે હરકોઇ ગુન્હો આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે પોતાને ત્યાં કમિટ કર્યા ઉપરથી સાંભળવાને મુખત્યાર છે.

વિક્ટોરિયારાણીની કારકિર્દીના ચોવીસમા તથા પચીસમા વરસના સ્ટાટયુટના ૧૦૪થા બાબ પ્રમાણે આપેલા હરકોઇ લેટર્સપેટન્ટના ઠરાવોને આ કલમ માંહેના કોઇપણ મજકુરથી બાધ થાયછે એવું સમજવું નહીં.

**સરકારી નોકરોના**

૧૯૫.—(અ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૨થી

કાયદેસર અખત્યારના તીરસ્કાર બાબત ફરીયાદનું કામ ચલાવવું.

૧૮૮ સુધીની કલમો (એ બને કલમો સુદ્ધાં) પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઇ પણ ગુન્હો, જે સરકારી નોકરનું લાગતું વળગતુ હોય તેની અથવા તે જે સરકારી નોકરના તાબામાં હોય તેની પ્રથમ મંજુરીયત લીધા વગર અથવા તેની ફરીયાદ વગર, કોઇ પણ કોરટે સાંભળવો નહી;

સરકારી ઇનસાફની વિરૂદ્ધ કેટલાએક ગુન્હાઓ બાબત ફરીયાદનું કામ ચલવવું.

[ખ] સદરહુ કાયદાની ૧૯૩ મી, ૧૯૪ મી, ૧૯૫મી ૧૯૬ મી, ૧૯૯ મી, ૨૦૦ મી; ૨૦૫ મી, ૨૦૬ ઠી, ૨૦૭ મી, ૨૦૮ મી, ૨૦૯ મી, ૨૧૦ મી, ૨૧૧ મી, અથવા ૨૨૮ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઇ પણ ગુન્હો; જ્યારે તે હરકોઇ કોરટમાં ચાલેલાં હરકોઇ કામમાં અથવા કામના સંબંધમાં કરચો હોય ત્યારે, તે કોરટની અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય તેની, પ્રથમ મંજુરીયત લીધા વગર, અથવા તેની ફરીયાદ વગર કોઇ પણ કોરટે સાંભળવો નહી.

પુરાવામાં આપેલા દસ્તાવેજો સંબંધી કેટલાએક ગુન્હે બાબત ફરીયાદનુકામચલાવવું.

(ક) સદરહુ કાયદાની ૪૬૩ મી કલમમાં વરણવેલો અથવા ૪૭૧ મી. ૪૭૫ મી, અથવા ૪૭૬ માં કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કોઇ પણ ગુન્હો જ્યારે તે હરકોઇ કોરટમાં હરકોઇ કામના કોઇ પક્ષકારે તે કામમાં પુરાવામાં આપેલા કોઇ દસ્તાવેજના સંબંધમાં કરચો હોય, ત્યારે તે કોરટની, અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય તે કોરટની પ્રથમ મંજુરીયત લીધા વગર અથવા તેની ફરીયાદ વગર કોઇ પણ કોરટે સાંભળવો નહી.

મંજુરીયત કેવા પ્રકારની જોઇએ.

આ કલમમાં સુચવેલી મંજુરીયત મોઘમ રીતે આપવાનો અખત્યાર છે, અને તેમાં તોહોમત વાળા શખસનું નામ લખવાની જરૂર નથી; પણ, બની શકે તેટલે સુધી જે કોરટમાં અથવા બીજી જગામાં, અને જે પ્રસંગે તે ગુન્હો કરચો હોય તે કોરટ અથવા જગા, અને તે પ્રસંગ એ વિશેષે કરીને તેમાં જણાવવા.

જ્યારે આ કલમમાં સુચવેલા હરકોઇ ગુન્હાના સંબંધમાં મંજુરીયત આપી હોય ત્યારે તે મુકદમો સાંભળનારી કોરટને સદરહુ પ્રમાણે સુચવેલો બીજો જે ગુન્હો હકીકત ઉપરથી જણાઇ આવે તે ગુન્હાનું તોહોમતનામું તઇયાર કરવાનો અધીકાર છે,

જે મંજુરીયત આ કલમ પ્રમાણે આપી હોય અથવા આપવાની ના કહી હોય તે મંજુરીયત રદ કરવાનો અથવા આપવાનો અખત્યાર જે અધિકારીના તાબામાં તે મંજુરીયત આપનારો અથવા આપવાની ના કેહેનારો અધિકારી હોય તે અધિકારીને છે; અને જે તારીખે સદરહુ પ્રકારની કોઇ પણ મંજુરીયત આપી હોય તે તારીખથી છ મહીના કરતાં વત્તી મુદત સુધી તે મંજુરીયત અમલમાં રેહેશે નહી.

આ કલમના કારણો સારૂ સ્માલકાજ કોરટ શિવાય બીજી દરેક કોરટ, ફકત જે કોરટમાં તેની ઉપર અપીલો ઘણું કરીને ચાલી શકતી હોય તે કોરટને તાબા

માં છે એવું સમજવું.

ઈલાકાના મુખ્ય શેહેરો માંહેની સ્માલકાજ કોરટો હાઈ કોરટના તાબામાં છે, એવું સમજવું; અને બીજી દરેક સ્માલકાજ કોરટ, જે શેશન તુકડીમાં તે કોરટ આવેલી હોય તે શેશન તુકડીની સેશન કોરટના તાબામાં છે એવું સમજવું.

રાજ્ય વિરૂદ્ધ ગુન્હાબાબત ફરીયાદનું કામ ચલાવવું,

૧૯૬ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૭ મી કલમ શિવાય ૬ ઠા બાબ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો અથવા તેજ કાયદાની કલમ ૨૯૪ અ. પ્રમાણે શિક્ષા થઇ શકે એવો કોઇ પણ ગુન્હો ગવરનર જનરલ ઇન કાંસીલના અથવા સ્થાનિક સરકારના અથવા જે અમલદારને ગવરનર જનરલ ઇન કોંસીલે આ બાબત અધિકાર આપ્યો હોય તે અમલદારના હુકમથી અથવા અખત્યારથી ફરીયાદ કરયા વગર કોઇપણ કોરટે સાંભળવો નહી.

જડજો તથા સરકારી નોકરો ઉપર ફરીયાદનું કામ ચલવવુ

૧૯૭ ઇંડિયા સરકારની અથવા સ્થાનિક સરકારની મંજુરીયત વગર પોતાના હોદ્દા ઉપરથી ખશેડી ન શકાય એવા હરકોઇ જડજની ઉપર અથવા એવા હરકોઇ સરકારી નોકરની ઉપર તે સદરહુ પ્રકારનો જડજ છે અથવા સરકારી નોકર છે તે સબબથી કોઇ ગુન્હાનું તોહમત મુકવામાં આવે ત્યારે તેને ખશેડવાનો હુકમ કરવાનો જે સરકારને અધિકાર હોય તે સરકારની અગાઉથી મંજુરીયત લીધા વગર અથવા એવી મંજુરીયત આપવા બાબત જે અમલદારને તે સરકારે અધિકાર આપ્યોહોય તે અમલદારની અથવા જે કોરટના અથવા બીજા અધીકારીના તાબામાં સદરહુ જડજ અથવા સરકારી નોકર હોય અને સદરહુ મંજુરીયત આપવાના જેના અધીકારની સદરહુ સરકારે મરીયાદા કરી ન હોય તે કોરટની અથવા બીજા અધીકારીનીઅગાઉથી મંજુરીયત લીધા વગર કોઇ પણ કોરટે તે ગુન્હો સાંભળવો નહી.

ફરીયાદનું કામ ચલાવવા બાબત સરકારનો અધિકાર.

ક્યા સખસે તથા કઇ રીતે સદરહુ જડજ અથવા સરકારી નોકરની ઉપર ફરીયાદનું કામ ચલાવવું તે નક્કી કરવાને, તથા જે કોરટની આગળ ઇનસાફ કરાવવો હોય તે કોરટ વિશેષે કરીને જણાવવાને સદરહુ સરકાર મુખત્યાર છે.

કરાર તોડવા બાબત, આબરૂ લેવા બાબત અને લગ્ન વિરૂદ્ધ ગુન્હા બાબતફરીયાદનું કામ ચલાવવું.

૧૯૮, જે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૯ મા અથવા ૨૧મા બાબમાં અથવા તેજ કાયદાની ૪૯૩ થી ૪૯૬ સુધીની (એ બંને કલમો સુધાં) કલમોમાં આવતો હોય તે ગુન્હાથી જે સખસને નુકશાન પોહોચ્યું હોય તે સખસે કરેલી ફરીયાદ વગર કોઇ પણ કોરટે તે ગુન્હો સાંભળવો નહી.

છિનાળા બાબત અથવા પરણેલી સ્ત્રી ફોસલાવી જવાબાબતફરીયાદનું કામ ચલાવવુ.

૧૯૯. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૯૭ મી અથવા ૪૯૮ મી કલમ મુજબના કોઇ ગુન્હા બાબત, તે સ્ત્રીના ધણીએ, અથવા તેની ગેરહાજરીમાં, તેની તરફથી જે સખસના હવાલામાં સદરહુ સ્ત્રી તે ગુન્હો કરતા

માં આવ્યો તે વખતે હોય તે સખસે ફરીયાદ ન કરી હોય, તો કોઇ પણ કોરટે તે ગુન્હો સાંભળવો નહી.

---

## બાબ ૧૬ મો.

### માજીસ્ત્રેટોને ફરિયાદ કરવા બાબત

ફરીયાદની જબનની લેવા બાબત.

૨૦૦ ફરીયાદ ઉપરથી કોઇ ગુન્હો સાંભળનારા માજીસ્ત્રેટે તુરત ફરીયાદીની કસમ ઉપર જબાની લેવી અને તે જબાની નો સાર લખી લેવો તથા તે ઉપર ફરીયાદીએ અને માજીસ્ત્રેટે પણ સહી કરવી

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.–

(અ) જ્યારે ફરીયાદ લખીને કરવામાં આવે ત્યારે આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી, ૧૯૨ મી કલમ પ્રમાણે તે મુકદમા બીજાની પાસે મોકલતાં પેહેલાં કોઇ માજીસ્ત્રેટને ફરીયાદીની જબાની લેવાની જરૂર છે એવું સમજવું નહી.

(બ) જ્યારે માજીસ્ત્રેટ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ હોય; ત્યારે દરેક મુકદમામાં તે માજીસ્ત્રેટ દુરસ્ત ધારે તે પ્રમાણે સદરહુ જુબાની કસમ ઉપર અથવા તે વગર લેવાનો અધિકાર છે પણ પોતે દુરસ્ત ધારે તો; ફરીયાદની બાબત પોતાની આગળ આણતાં પેહેલાં, તે માજીસ્ત્રેટ તે બાબત લખી આપવાનું ફરમાવવાને મુખત્યાર છે.

(ક) જ્યારે તે મુકદમો ૧૯૧ મી કલમ પ્રમાણે કોઇ બીજા પાસે મોકલવામાં આવ્યો હોય અને આ પ્રમાણે મોકલનારો માજીસ્ત્રેટ ફરીયાદીની જુબાની લઇ ચુક્યો હોય ત્યારે જે માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવામાં આવ્યો હોય તે માજીસ્ત્રેટ ફરીયાદીની ફરીથી જબાની લેવાને બંધાયલો નથી.

જે માજીસ્ત્રેટને ફરીયાદ લેવાનો અધીકાર ન હોય તેણે શું કરવું.

૨૦૧. જો તે ફરીયાદ લખીને કરી હોય અને તે મુકદમો સાંભળવાનો માજીસ્ત્રેટને અધિકાર ન હોય તો, તેણે તે ફરીયાદ યોગ્ય કોરટની આગળ રજુ કરવા સારૂ પાછી આપવી અને તેની ઉપર તે મતલબનો શેરો લખવો.

પ્રોસેસ કહડાવાનું મુલતવી રાખવું.

૨૦૨ ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને અથવા બીજા જે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને લોકલ સરકાર આ બાબત વખતો વખત અધિકાર આપે તે પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને અથવા પેહેલા અથવા બીજા વરગના માજીસ્ત્રેટને જે ગુન્હો સાંભળવાનો જેને અધિકાર હોય તે ગુન્હાની ફરીયાદનાં ખરા પણા બાબત શક આણવાનું કારણ જણાય, તો ફરીયાદીની જબાની લીધા પછી તે ફરીયાદના ખરા પણા બાબત શક આણવાનાં પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાને અને પછી જે શખસની ઉપર ફરીયાદ થઇ હોય તે શખસને હાજર થવાની જરૂર પાડવા માટે પ્રોસેસ કહડાવાનું મુલતવી રાખવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને ફરિયાદનું ખરાપણું અથવા ખોટાપણું નકી કરવા સારૂ માજીસ્ત્રેટ તે મુકદમાની પોતાની જાતે ચોકસી કરવાને અથવા પોતાના તાબા માંહેના હરકોઇ અમલદારને અથવા કોઇ પોલીસ અમલદાર અથવા પોતે યોગ્ય ધારે એવો બીજો જે શખસ માજીસ્ત્રેટ અથવા પોલીસ

અમલદારને ન હોય, તે શખસને પ્રથમ સ્થાનિક તપાસ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

જે સખસ માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદાર ન હોય તેવો કોઈ શખસ સદરહુ તપાસ કરે તો જે અમલદારના હવાલામાં પોલીસ થાણું હોય તે અમલદારને આ કાયદાથી આપેલા સઘળા અખ્તીઆર તે શખસે ચલાવવા, પણ વગર વારંટે પકડવાનો અખ્તીઆર તેને નથી.

આ કલમ કલકત્તા અને મુંબાઈ શેહેરમાં પોલીસને લાગુ છે.

ફરિયાદ કાહાડી નાંખવા બાબત.

૨૦૩ જે માજીસ્ત્રેટની આગળ ફરીયાદ કરી હોય અથવા જે માજીસ્ત્રેટની પાસે તે ફરીયાદ મોકલી હોય તે માજીસ્ત્રેટ ફરીયાદીની જબાની લીધા પછી અને ૨૦૨ જી કલમ પ્રમાણે તપાસ કરી હોય તો તેના પરિણામ ઉપર વિચાર કર્યા પછી આગળ કામ ચલાવવાનો પુરતો સબબ નથી એવું તેની નજરમાં આવે, તો તે ફરીયાદ કાહાડી નાંખવાને મુખત્યાર છે.

---

### બાબ ૧૭ મો.

માજીસ્ત્રેટોની આગળ કામ શરૂ કરવા બાબત.

મોસોસકાઢવાબાબત.

૨૦૪ કોઈ ગુનેહો સાંભળનારા માજીસ્ત્રેટના મત પ્રમાણે આગળ કામ ચલાવવાનો પુરતો સબબ હોય, અને બીજા પરીશીષ્ટના ચોથા આસન પ્રમાણે પ્રથમજ સમન [illegible]કાવો જોઈએ એવો તે મુકદમો જણાય તો, તોહોમત વાળો હાજર થાય એટલા માટે તે માજીસ્ત્રેટ પોતાનો સમન કાહાડયો. જો તે મુકદમો એવો જણાતો હોય કે તેમાં તે આસન પ્રમાણે પ્રથમજ વારંટ નિકળવું જોઈએ તો, તે માજીસ્ત્રેટ તોહોમતવાળા પોતાની આગળ અથવા હકુમતવાળા બીજા કોઈ માજીસ્ત્રેટની આગળ અમુક વખતે પકડી મંગાવવા સારૂ અથવા હાજર કરાવવા સારૂ વારંટ, અથવા પોતાને યોગ્ય લાગે તો, સમન કાહાડવાને મુખત્યાર છે,

આ કલમ માંહેના કોઈ પણ મજકુરથી ૯૦ મી કલમના ઠરાવોને બાધ થાય છે એવું સમજવું નહી

માજીસ્ત્રેટ તોહમત વાળાને જાતે હાજર થવાનુ માફકરવાને મુખત્યાર છે.

૨૦૫ જ્યારે માજીસ્ત્રેટ સમન કાહાડે, ત્યારે, તોહુમતવાળાને જાતે હાજર થવાનું માફ કરવાનું અને તેના પ્લીડરની મારફતે હાજર થવાની છુટ આપવાનું પોતાને કારણ જણાય તો તેમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે

પણ તે મુકદમાની ચોકશી અથવા ઇનસાફ કરનારા માજીસ્ત્રેટની નજરમાં આવે તો, કામ ચાલતું હોય ત્યારે ગમે તે વખતે, તે માજીસ્ત્રેટ તોહુમતવાળાને જાતે હાજર થવાનું ફરમાવવાને, અને જરૂર હોય તો; આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે તેને જબરીથી હાજર કરાવવાને મુખત્યાર છે.

### બાબ ૧૮ મો.

શેસન કોરટ તથા હાઇ કોરટ ઇનસાફ કરી શકે એવા મુકદમાની

ચોકશી બાબત.

ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અધિકાર. ૨૦૬. હરકોઇ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ, જીલ્હા માજીસ્ત્રેટ, પેટા તુકડી માજીસ્ત્રેટ, પેહેલા વરગનો માજીસ્ત્રેટ અથવા જે માજીસ્ત્રેટને આ બાબત સ્થાનિક સરકારે અખાત્યાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ સેશન કોરટથી અથવા હાઇકોરટથી ઇનસાફ થઇ શકે એવા હરકોઇ ગુન્હા બાબત હરકોઇ શખસને સદરહુ કોરટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરવાને મુખત્યાર છે.

પણ આ કાયદામાં બીજી રીતે ઠરાવ્યું છે તે શીવાય, જે શખસનો ઇનસાફ સેશન કોરટથી થઇ શકતો હોય તે શખસને હાઇકોરટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરવો નહીં.

કમિટ કરતાં પેહેલાં ચોકશીમાં કામ ચલાવવાની રીત. ૨૦૭. જે મુકદમાનો ઇનસાફ ફકત સેશન કોરટજ અથવા હાઇકોરટજ કરી શકે, અથવા જે મુકદમાનો ઇનસાફ, માજીસ્ત્રેટના મત પ્રમાણે, સદરહુ કોરટે કરવો જોઇએ, તેવા મુકદમાની ચોકશી માજીસ્ત્રેટોની આગળ ચાલતી હોય ત્યારે હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.

રજુ કરેલો પુરાવો લેવા બાબત. ૨૦૮, જ્યારે માજીસ્ત્રેટની આગળ તોહોમત વાળો હાજર થાય અથવા તેને આણવામાં આવે, ત્યારે ફરિયાદી હોય તો તેનો મચકુર માજીસ્ત્રેટે સાંભળવો, અને ફરીયાદી પક્ષની સાબેતીમાં અથવા તોહોમત વાળાની તરફથી જે પુરાવો રજુ કરવામાં આવે અથવા જે પુરાવો માજીસ્ત્રેટ માગે તે સઘળો પુરાવો આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે લેવો.

વધારે પુરાવો રજુ કરવા બાબત પ્રોસેસ જો ફરીયાદી અથવા ફરીયાદી પક્ષ ચલાવનારો અમલદાર અથવા તોહોમતવાળો હરકોઇ શાહેદને હાજર થવાની અથવા હરકોઇ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત પ્રોસેસ કાઢવાની માજીસ્ત્રેટને અરજી કરે તો તે પ્રોસેસ કાઢવાની જરૂર નથી એમ ધારવાનાં માજીસ્ત્રેટને કારણ નહીં હોય તો, જો હોય તો તે દફતરમાં દાખલ કરવાં જોઇએ, તેણે તે પ્રોસેસ કાહાડવું જોઇએ.

આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી કોઇ પરેસીડેન્સી માજીસ્ત્રેટને પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાની જરૂર છે એવું સમજવું નહીં.

તોહોમત વાળા શખસને ક્યારે છોડીમુકવો. ૨૦૯, જ્યારે ૨૦૮ મી કલમના ૧ લા તથા ૨ જા પારેગ્રાફમાં કહેલો પૂરાવો લીધા હોય અને જે હકીકત તોહોમતવાળાની વિરૂદ્ધ પુરાવામાં જણાતી હોય તે હકીકતનો તે ખુલાસો કરી શકે એટલા સારૂ તે તોહોમતવાળાની પોતે જબાની લીધી હોય, ત્યારે, જો પોતે એવું ઠરાવે કે ઇનસાફ થવા સારૂ તોહોમતવાળા શખસને કમીટ કરવાના પુરતા સબબ નથી તો સદરહુ માજીસ્ત્રેટે તેને છોડી મુકવો, પણ પોતાની આગળ અથવા બીજા કોઇ માજીસ્ત્રેટની આગળ સદરહુ શખસનો ઇનસાફ કરવો જોઇએ એવું તે માજીસ્ત્રેટને જણાય તો તે બાબતમાં તેણે તે મુજબ કરવું.

જો માજીસટરેટ એમ ધારતો હોય કે તોહોમત પાયા વગરનું છે તો મુકદમો ચાલતો હોય તેવામાં અગાઉ કોઇ પણ વખતે તોહોમતવાળાને છોડી મુકતાં તેને આ કલમના કોઇ પણ મજકુરથી અટકાવ થશે એવું સમજવું નહીં; પણ સદરહુ માજીસતરેટે તેમ કરવાનાં કારણો દફતરમાં નોંધવાં.

તોહોમતનામું ક્યારે તઇયાર કરવું.

૨૧૦ જ્યારે સદરહુ પુરાવો લીધા ઉપરથી અને સદરહુ જુબાની (જો હોય તો) લીધા ઉપરથી માજીસતરેટને એવું દેખાય કે તોહોમતવાળાનો ઇનસાફ થવા સારૂ તેને કમીટ કરવાનો પુરતો સબબ છે. ત્યારે તેણે પોતાની સહી વાળું એક તોહોમતનામું તઇયાર કરવું, અને તોહોમતવાળાની ઉપર કયા ગુન્હાનું તોહોમત મુકયું છે તે તેમાં જણાવવું.

તોહોમત વાળાને તોહોમતનામું સમજાવવું, અને તેની નકલ આપવી.

તે તોહોમતનામું તઇયાર થઇ રહે એટલે તુરત તોહોમતવાળાને તે વાંચી સંભળાવવું તથા સમજાવવું અને, તે માગે તો, તેની એક નકલ તેને મફત આપવી.

ઇનસાફની વખતે તોહોમત વાળાના બચાવ સારૂ શાહેદોની ટીપ.

૨૧૧. પોતાના ઇનસાફની વખતે પુરાવો આપવા સારૂ જો કોઇ શખસોને સમન કરાવવાની તોહોમતવાળાની મરજી હોય તો તે શખસોની ટીપ મોહોડેથી બોલીને અથવા લખીને, આપવાનું તેને તુરત ફરમાવવું.

બીજી ટીપ.

માજીસતરેટની નજરમાં આવે તો પાછળથી કોઇ વખતે તે તોહોમતવાળાને શાહેદોની કાંઇ બીજી ટીપ આપવા દેવાને તે માજીસતરેટ મુખત્યાર છે; અને તોહમતદારને તેનો ઇનસાફ થવા સારૂ હાઇકોરટમાં કમિટ કરયો હોય ત્યારે તેના ઇનસાફની વખતે પુરાવો આપવા સારૂ જે શખસોને સમન કરાવવાની તે તોહોમતવાળાની મરજી હોય તે શખસોની બીજી ટીપ, પોતાનો ઇનસાફ થવાની અગાઉ કોઇ પણ વખતે, કલાર્ક આફધી ક્રાઉનને આપવામાં આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી તે તોહોમતવાળાને બાધ છે એવું સમજવું નહીં.

સદરહુ શાહેદોની જબાની લેવાનો માજીસતરેટનો અધિકાર

૨૧૨ માજીસતરેટની નજરમાં આવે તો ૨૧૧ મી કલમ પ્રમાણે પોતાને આપેલી હરકોઇ ટીપમાં જે શખસનું નામ લખેલુ હોય તે શખસને સમન કરીને તેની જબાની લેવાને તે માજીસતરેટ મુખત્યાર છે.

કમિટ કરવાનો હુકમ.

૨૧૩ જ્યારે ૨૧૧ મી કલમ પ્રમાણે ટીપ આપવાનું તોહોમતવાળાને ફરમાવેથી તેણે તેમ કરવાની ના કહી હોય, અથવા જ્યારે સદરહુ ટીપ તેણે આપી હોય અને તે માંહેના (જો હોય તો) જે શાહેદોની જબાની લેવાની તે માજીસતરેટની મરજી હોય તે શાહેદોને ૨૧૨ મી કલમ પ્રમાણે સમન કરીને તેમની જબાની લીધી હોય, ત્યારે તે માજીસતરેટ તોહોમતવાળાનો હાઇકોરટમાં અથવા સેસન કોરટમાં (જેમ હોય તેમ) ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરવાનો હુકમ કરવાને મુખ

ન્યાય છે અને [તે માજીસતરેટ પ્રેસિડેન્સી માજીસતરેટ ન હોય તો) તેણે આ વી રીતે કમિટ કરવાના કારણ પણ મુખતેસરમાં નોંધવા.

ઈલાકાના મુખ્યશેહેરોની બહાર જે શખસની ઉપર રાણીસાહેબની વિલાયતી રઈયતની સાથે એકઠું તોહમત આવ્યું હોય તે શખસ બાબત.

૨૧૪. (રાણીસાહેબની વિલાયતિ રઈયત નહી હોય એવા) કોઇ શખસે રાણીસાહેબની કોઇ વિલાયતી રઈયતનાં સાથે મળીને કાંઇ ગુન્હો કરયો છે એવું તે શખસની ઉપર પ્રેસિડેન્સિ માજીસતરેટ શિવાય બીજા કોઇના જીસતરેટની આગળ તોહોમત મુકવામાં આવે, અને રાણી સાહેબની સદરહુ વિલાયતી રઈયતને તજ કામમાંથી ઉઠેલાં તેવાજ તોહોમત ઉપરથી હાઇકોરટમાં તેનો ઇનસાફ થવાસારૂ કમિટ કરવાની, અથવા તેનો ઇનસાફ કરવાની, તઈયારી હોય. અને તોહમતવાળાને તેનો ઇનસાફ થવાસારૂ કમિટ કરવાના પુરતા સબબ છે એવું તે માજીસતરેટ ઠરાવે. તો તેણે તોહમતવાળાને તેનો ઇનસાફ થવાસારૂ સેશનકોરટમાં કમિટ ન કરતાં હાઇકોરટમાં કમિટ કરવો.

૨૧૩મી અથવા ૨૧૪મી કલમ પ્રમાણે કમિટ કરવાના હુકમ રદ કરવાબાબત.

૨૧૫ કોઇ યોગ્ય અધિકારવાળા માજીસતરેટે ૨૧૩મી અથવા ૨૧૪મી કલમ પ્રમાણે કમિટ કરવાનો હુકમ એક વખત કરયો એટલે પછી તે ફકત હાઇકોરટથીજ રદ થઇ શકે, અને ફકત કાયદાની કોઇ બાબત ઉપરથીજ રદ થઇ શકે.

જ્યારે તોહમતવાળાને કમિટ કરયો હોય ત્યારે તેના બચાવ સારૂ શાહેદોને સમન કરવા બાબત.

૨૧૬ જ્યારે તોહમતવાળા શખસે ૨૧૧મી કલમ પ્રમાણે શાહેદોની કેઇ પણ ટીપ આપી હોય અને તેનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરયો હોય ત્યારે તે ટીપ માં હેના જે શાહેદો પોતાની આગળ હાજર થયા ન હોય તે શાહેદોને જે કોરટમાં તોહમતવાળાને કમિટ કરયો હોય તે કોરટની આગળ હાજર થવાસારૂ તે માજીસતરેટે સમન કરવું.

પણ એવું ઠરાવ્યું છે કે જ્યારે સદરહુ શખસને હાઇકોરટમાં કમિટ કરયો હોય ત્યારે માજીસતરેટની નજરમાં આવે તો સદરહુ શાહેદોને સમન કરવાનું કામ કલાર્ક ઑફ ધી ક્રાઉનની પાસે રેહેવા દેવાને તે માજીસતરેટ મુખત્યાર છે અને સદરહુ શાહેદોને તે પ્રમાણે સમન કરવા જોઇએ.

[શાહેદના ખરચની રકમ અનામત મુકવામાં ન આવે તો નકામા શાહેદને સમન કરવાની ના કેહેવી.

વળી એવું પણ ઠરાવ્યું છે કે જો તે ટીપમાં કેઇ પણ શાહેદનું નામ તસદી આપવા સારૂ અથવા વિલંબ કરવા સારૂ અથવા ન્યાયની મતલબ પાર ન પડે એમ કરવા સારૂ દાખલ કરેલું છે એવું તે માજીસટરેટ ધારે તો સદરહુ શાહેદનો પુરાવો મુદ્દાનો છે એવું માનવાનાં યોગ્ય કારણો છે એવી પોતાની ખાત્રી કરી આપવાનું તોહોમત વાળાને ફરમાવવાને તે માજીસટરેટ મુખત્યાર છે, અને પોતાની તેવી ખાતરી ન થાય તો, તે શાહેદને સમન કરવાની ના કેહેવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે, [એ પ્રમાણે ના કેહેવાનાં પોતાનાં કારણ દફતરમાં દાખલ કરવાં', અથવા તે શાહે

ને સમન કરતાં પેહેલાં તેને હાજર કરાવવાનો ખરચ પુરો પાડવા સારૂ પોતે જરૂરની ધારે તેવી રકમ અનામત મુકવાનું ફરમાવવાને તે માજીસટરેટ મુખત્યાર છે.

ફરિયાદીઓનું તથા શાહેદાનું ખત.

૨૧૭. ફરિયાદીઓ તથા ફરિયાદી પક્ષના અને તોહમતવાળાના શાહેદો જેઓની હાજરી સેશન કોરટમાં અથવા હાઇ કોરટમાં જરૂરની હોય, અને જેઓ તે માજીસટરેટની આગળ હાજર થાય, તેઓએ જ્યારે તેમને ફરમાવવામાં આવે ત્યારે, પ્રસંગ પ્રમાણે, ફરીયાદનું કામ ચલાવવા સારૂ અથવા સાક્ષી આપવા સારૂ સેશન કોરટમાં અથવા હાઇ કોરટમાં હાજર થવા બાબતનાં ખત તે માજીસતરેટની આગળ લખી આપવાં.

હાજર થવાની અથવા ખત લખી આપવાની ના કેહે તો પેહેરામાં અટકાવી રાખવા બાબત.

જો કોઇ ફરિયાદી અથવા શાહેદ સેશન કોરટના અથવા હાઇકોરટની આગળ હાજર થવાની, અથવા ઉપર ફરમાવ્યા મુજબ મુચલકો લખી આપવાની, ના કેહે, તો તે સદરહુ ખત લખી આપે ત્યાં સુધી અથવા સેશન કોરટમાં અથવા હાઇકોરટમાં તેની હાજરીની જરૂર પડે ત્યાં સુધી, તેને પેહેરામાં અટકાવી રાખવાને તે માજીસટરેટ મુખત્યાર છે, અને જ્યારે સદરહુ પ્રમાણે જરૂર પડે ત્યારે તે માજીસટરેટે તેને પેહેરામાં આપીને પ્રસંગ પ્રમાણે, સેશન કોરટની અથવા હાઇ કોરટની પાસે મોકલી દેવો.

કમિટ કરયાની વાત ક્યારે જાહેર કરવી.

૨૧૮ જ્યારે તોહોમતવાળાને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવામાં આવે ત્યારે જે શખસને સ્થાનિક સરકાર આબાબત નીમે તે શખસની ઉપર તે માજીસતરેટે એક હુકમ મોકલવો. તેમાં કમિટ કરયાની વાત જણાવવી અને તોહોમતનામાના નમુના પ્રમાણેજ ગુનો લખી જણાવવો, પણ કમિટ કરયાની તથા તોહોમતનામાના નમુનાની ખબર સદરહુ શખસને થઇ ચુકી છે એવી તે માજીસતરેટની ખાત્રી થાય તો તેમ કરવાની જરૂર નથી.

તોહોમતનામું વિગેરે હાઇકોરટનાપાસેઅથવા સેસન કોરટનીપાસે મોકલવા બાબત.

અને તોહોમતનામું, ચોકશીનું દફતર તથા જે હથિયાર અથવા બીજી જંગમ મિલકત પુરાવામાં રજુ કરવાની હોય તે એટલું તે માજીસતરેટે સેસન કોરટને અથવા (જ્યારે તે કામ હાઇકોરટમાં કમિટ કરયું હોય ત્યારે) કુલાર્ક આફ ધી ક્રાઉનને અથવા બીજા જે અમલદારને હાઇ કોરટે આ બાબત નીમ્યો હોય તે અમલદારને મોકલવું.

હાઇકોરટની પાસે અંગ્રેજી તરજુમો મોકલવા બાબત.

જ્યારે તે કામ હાઇકોરટમાં કમીટ કરયું હોય અને દફતરનો કોઇ પણ ભાગ અંગરેજી ભાષામાં ન હોય ત્યારે સદરહુ ભાગનો અંગરેજી તરજુમો દફતર સાથે મોકલવો.

પુરવણી શાહેદાને સમન કરવાનો અખ

૨૧૯ કામ કમિટ કરયા પછી અને ઇનસાફ સરૂ થતાં પેહેલાં પુરવણી શાહેદાને સમન કરીને તેઓની જબાની લે

ત્યાર.

વાને અને હાજર થઇને શાક્ષી આપવા સારૂ આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે તેમને બાંધી લેવાને તે માજીસતરેટ મુખત્યાર છે.

સદરહુ જબાની બની શકે તો તોહમતવાળાની સમક્ષ લેવી અને જ્યારે તે માજીસતરેટ પ્રેસીડેન્સી માજીસતરેટ ન હોય ત્યારે તોહમતવાળો માગેતો, સદરહુ શાહેદાના પુરાવાની એક નકલ તેને મફત આપવી.

ઇનસાફ થતાં સુધી તોહોમતવાળાને પેહેરામાં રાખવાબાબત

૨૨૦ ઇનસાફ થતાં સુધી અને ઇનશાફનું કામ ચાલતું હોય ત્યારે માજીસતરેટે જામીન લેવા સંબંધી આ કાયદાના ઠરાવોને અનુસરીને, તોહમતવાળાને પોતાનુ વારંટ કાહાડીને કેદ કરવો.

---

## બાબ ૧૯ મો.

### તોહમતનામા બાબત.

### તોહમતનામાંનો નમુનો.

તહોમતનામામાં ગુનો લખવો.

૨૨૧ તહોમતવાળાની ઉપર જે ગુન્હાનું તહોમત મુક્યું હોય તે ગુનો આ કાયદા મુજબના દરએક તહોમતનામામાં લખવો.

ગુન્હાનું વરણનકરવાને તેનું મુકરરનામ લખવું બસ છે.

જે કાયદા પ્રમાણે તે ગુન્હો થતો હોય તે કાયદામાં તેનું કાંઇ મુકરર નામ પાડ્યું હોય તો તોહમતનામામાં ફક્ત તે નામ લખીને તે ગુન્હાનું વર્ણન કરવામાં આવે તો ચાલે.

ગુન્હાનું કાંઇ મુકરરનામ ન હોય ત્યારેતે કેમ લખવો.

જે કાયદા પ્રમાણે તે ગુન્હો થતો હોય તે કાયદામાં તેનું કાંઇ મુકરર નામ પાડ્યુ ન હોય તો તોહમતવાળાનાં ઉપર જે બાબતનું તોહમત મુક્યું હોય તે બાબતની તેને ખબર મળે એટલો તે ગુન્હાની વ્યાખ્યાનો ભાગ લખવો જોઇએ.

જે કાયદાની તથા તેની જે કલમની હિરૂદ્ધ તે ગુન્હો કરયાનું કેહેવામાં આવ્યું હોય તે કાયદો તથા કલમ તોહમતનામામાં જણાવવાં,

તોહમતનામાઉપરથી શું શું સમજવું.

તોહમતનામું કરયું છે એ વાત જે ગુન્હાનું, તોહમત મુકયું હોય તે ગુન્હો થવાને કાયદાસર જે જે શરત કાયદા પ્રમાણે જોઇએ તે તે શરત તે અમુક કામમાં પાર પડી છે એવું કહ્યા સમાન છે.

તોહમતનામાંનીભાષા.

ઇલાકાના મુખ્ય શેહેરોમાં તોહમતનામું ઇંગ્રેજીમાં લખવું બીજે ઠેકાણે તે અંગરેજીમાં અથવા કોરટની ભાષામાં લખવુ.

અગાઉ ગુન્હો શાબિત થયાનો ઠરાવ

તોહમતવાળાની ઉપર અગાઉ કાંઇ ગુન્હો શાબિત થયાનો ઠરાવ થયો હોય અને જે શિક્ષા ઠરાવવાનો ૧૨૮

ક્યારે લખવો. જે અધિકાર હોય તે શિક્ષા ઉપર અસર થવા સારૂ અગાઉનો ઠરાવ શાબિત કરવાનો ઇરાદો હોય, તો અગાઉ ગુન્હો શાબિત થયાના ઠરાવની વાત તથા તેની તારીખ તથા જગા તોહમત નામામાં લખવી. તે મજકુર લખ્યો નહી હોય તો શિક્ષાનો હુકમ કરતાં પહેલાં કોઇ પણ વખતે તે મજકુર વધારવાનો કોરટને અધિકાર છે.

દ્રષ્ટાંત.

(અ) બ. નું ખુન કરયાનું તોહમત અ. ની ઉપર મુક્યુ છે. એ વાત હેઠળ કહ્યા સમાન છેઃ એટલે, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૯૯ મી અને ૩૦૦ મી કલમમાં ખુનની વાખ્યા લખી છે તે વાખ્યામાં અનુકૃત્ય આવે છે; અને તેજ કાયદાના સાધારણ અપવાદમાંના કોઇ અપવાદમાં તે કૃત્ય આવતું નથી; અને ૩૦૦ મી કલમમાં પાંચ અપવાદ છે. તેમાના કોઇ અપવાદમાં તે કૃત્ય આવતુ નથી; અથવા પેહેલા અપવાદમાં તે કૃત્ય આવતું હોય તો તે અપવાદમાં ત્રણ શરતો છે તેમાંની એક નહી તો બીજી સરત તેને લાગુ પડે છે.

(બ) ગોળી મારવાનાં હથીયાર વડે બ ને બુદ્ધિ પુરવક મહાવ્યથા કરવાનું તોહમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૬ મી કલમ પ્રમાણે અ ની ઉપર મુકયુ છે એ વાત હેઠળ કહ્યા સમાનછે એટલે, હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૩૫ મી કલમમાં તે બાબત સંબધી ઠરાવ્યું નથી, અને તે બબાને સાધારણ અપવાદો લાગુ પડતા નથી.

(ક) અ ની ઉપર ખુનનું અથવા ઠગાઇનું અથવા ચોરીનું અથવા જબરાઇથી કઢાવવાનું અથવા છિનાળાનું અથવા સાપરાધ ધમકાનું અથવા મિલકતની ખોટી નીશાણી વાપરવાનું તોહમત આવ્યું છે. હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં એ ગુન્હાઓની જે વાખ્યાઓ લખી છે તે વિશે કાંઇ પણ કહ્યા વગર, અ એ ખુન અથવા ઠગાઇ અથવા ચોરી અથવા જબરાઇથી કઢાવવાનો ગુન્હો અથવાછિનાળુ કરયું છે અથવા સાપરાધ ધમકી દેખાડી છે, અથવા મિલકતની ખોટી નીશાણી વાપરી છે એટલુજ તોહમતનામામાં લખવામાં આવે તો ચાલે. પણ તે ગુન્હા બાબત જે કલમ મુજબ શિક્ષા થઇ શકતી હોય તે કલમ પ્રત્યેક પ્રસંગે, તોહોમતનામાંમાં લખવી.

(ડ) સરકારી નોકરના કાયદેસર અખત્યારથી વેચવા કાહાડેલી મીલકતના વેચાણમાં ઇરાદા પુરવક અડચણ કરવાનું તોહમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૮૪ મી કલમ પ્રમાણે અ ની ઉપર મુક્યું છે. ત્યારે તોહમતનામાંમાં એ શબ્દો લખવા.

વખત, જગા અને શખસસંબંધી વિગત. ૨૨૨. જે ગુન્હો કરયાનુ કેહેવામાં આવતુ હોય તે ગુન્હાના વખત સંબંધી તથા જગા સબંધી અને [કોઇ શખસની વિરૂદ્ધ તે ગુન્હો કરવામાં આવ્યો હોય તો] તે શખસ સંબંધી અથવા (કોઇ વસ્તુની બાબતમાં તે ગુન્હો કરવામાં આવ્યો હો

ય તો) તે વસ્તુ સંબંધી જેટલી વિગત તોહમત વાળાની ઉપર મુકેલાં તોહમતની બાબત વિશે તેને ખબર આપવાને વાજબી રીતે બસ થાય તેટલી વિગત તોહમ તનામાં લખવી.

ગુન્હો કર્યાની રીત ક્યારે લખવી જોઇએ.

૨૨૩ જ્યારે કામનું સ્વરૂપ એવું હોય કે ૨૨૧ મી તથા ૨૨ મી કલમમાં કહેલી વિગત ઉપરથી તોહમત વાળાની ઉપર મુકેલુ તોહમત તેને પુરતુ સમજાતું ન હી હોય, ત્યારે જે ગુન્હો કરવાનું કેહેવામાં આવતું હોય તે ગુન્હો જે રીતે કરયો હોય તે રીત સંબંધી જેટલી વીગત તે કારણસારૂ બસ થાય તટલી વિગત તોહમ તનામામાં લખવી.

દ્રષ્ટાંતો.

[અ] ફલાણી વખતે ફલાણી જગાએ ફલાણી જણશની ચોરી કરયાનું તોહમ ત અ. નો ઉપર આવ્યું છે. ત્યારે કઇ રીતે ચોરી કરી તે રીત તોહમ તનામામાં લખવાની જરૂર નથી.

(બ] ફલાણી વખતે ફલાણી જગાએ બ. ને ઠગ્યાનું તોહમત અ. ની ઉપર આવ્યુ છે. ત્યારે અ. એ બ. ને શી રીતે ઠગ્યો તે રીત તોહમત નામામાં લખવી જોઇએ.

(ક) ફલાણી વખતે ફલાણી જગાએ ખોટી શાહેદી આપવાનું તહોમત અ. ની ઉપર આવ્યું છે, ત્યારે અ એ આપેલી શાહેદીના ફલાણો ભાગ ખોટો છે એવું કેહવામાં આવ્યુ હોય તે ભાગ તહોમતનામામાં લખવો જોઇએ.

[ડ) ફલાણી વખતે ફલાણી જગાએ બ, નામનો કોઇ સરકારી નોકર પોતાનું સરકારી કામ કરતો હતો ત્યારે તેને અડચાણ કરવાનું તોહમત અ. ના ઉપર આવ્યુ છે ત્યારે બ. પોતાનુ કામ કરતો હતો ત્યારે તેને અ. એ જે રીતે અડચાણ કરી તે રીત તહોમતનામામાં લખવી જોઇએ.

(ઇ) ફલાણી વખતે ફલાણી જગાએ બ. નું ખુન કરયાનું તહોમત અ. ની ઉપર આવ્યું છે. ત્યરે અ. એ બ. નું ખુન શી રીતે કરયું તે રીત તહોમતનામામાં લખવાની જરૂર નથી,

(ફ] બ. ને શિક્ષામાંથી બચાવવાના ઇરાદાથી કાયદામાં ફરમાવેલો હુકમ નહી માનવાનું તહોમત અની ઉપર આવ્યુ છે. ત્યારે જે હુકમ નહી માન્યાનુ તહોમત હોય તે હુકમ નહી માન્યાની વાત અને જે કાયદો તોડયો હોય તે કાયદો એ બેઉ વાનાં તહોમતનામામાં લખવાં જોઇએ.

તહોમતનામાંમાંહેના શબ્દોનો અર્થ જે કાયદા પ્રમાણે ગુન્હો શિક્ષા કરવા લાયક હોય તે કાયદાપ્રમાણે કરવો.

૨૨૪. દરએક તહોમતનામામાં ગુન્હાનું વરણન કરવામાં વાપરેલા શબ્દો, જે કાયદા પ્રમાણે સદરહુ ગુન્હો શિક્ષા કરવા લાયક હોય તે કાયદામાં તેમનો જે અરથ કરયો હોય તે અરથમાં વાપરેલા છે એવું સમજવું

ચુકનું ફળ.

૨૨૫. તહોમતનામમા જે ગુન્હો અથવા વીગત લખવી જોઇએ તે લખવામાં કાંઇ ચુક પડે તેથી, અને તે

ગુનો અથવા વીગત લખવામાં કાંઇ કસુર થાય તેથી તહોમતવાળો ઉલટું સમજ્યો નહીં હોય તો તે ચુક અથવા કસુર મુદ્દાની છે એવું મુકદમો ચાલતો હોય ત્યારે કોઇ પણ વખતે સમજવું નહીં.

દ્રષ્ટાંતો.

[અ] "ખોટો શીક્કો પોતાના કબજામાં આવ્યો તે વખતે તે ખોટો છે એ જાણ્યા છતાં તે શીક્કો પોતાના કબજામાં રાખ્યાનું" તહોમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૨ મી કલમ પ્રમાણે અ. ની ઉપર મુક્યું છે. "દગલબાજીથી" આ શબ્દ તોહમતનામામાં મુકી દીધો છે આ શબ્દ મુકી દીધાથી અ. ખરેખર ઉલટું સમજ્યો એવું જણાતું નહી હોય તો તે ચુક મુદ્દાની છે એવું સમજવું નહી.

(બ) બ. ને ઠગવાનું તોહમત અ. ની ઉપર મુક્યું છે, અને તેણે બ. ને શી રીતે ઠગ્યો તે રીત તહોમતનામામાં લખી નથી અથવા ખોટી લખી છે અ. પોતાનો બચાવ કરે છે, અને શાહેદોને બોલાવે છે. તથા એ કામ શી રીતે બન્યું તે વિશે પોતાનો હેવાલ આપે છે. ત્યારે ઠગાઇ શી રીતે કરી તે રીત તહોમતનામામાં લખવાની કસુર કરી તે મુદ્દાની નથી એવું અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

(ક) બ. ને ઠગવાનું તહોમત અ. ની ઉપર મુક્યું છે, અને તેણે બને શી રીતે ઠગ્યો તે રીત તહોમતનામામાં લખી નથી. અ. ને તથા બ. ને ઘણાં આપ લે થઇ હતી, અને તહોમત કાંઇ આપ લે બાબત છે તે જાણવાનું સાધન અ. ની પાશે નહી હતું માટે તેણે કાંઇ જવાબ દરચો નહી. ઠગાઇ શી રીતે કરી તે રીત તહોમતનામામાં લખવાની કસુર કરી તે મુદ્દાની ચુક છે એવું અનુમાન સદરહુ વાતો ઉપરથી કરવાનો કોરટને અખત્યાર છે.

(ડ) સન ૧૮૮૨ ના જાન્યુઆરી મહિનાની ૨૧ મી તારીખે ખુદાબક્ષનું ખુન કરવાનું તહોમત અ. ની ઉપર મુક્યું છે. ખરૂં જોતાં જે માણસનું ખુન કર્યું તેનું નામ હઇદરબક્ષ હતું. અને ખુન થયાની તારીખ ૨૦ મી જાન્યુઆરી સન ૧૮૮૨ એ હતી. એક ખુન શીવાય બીજા કોઇ ખુનનું તહોમત અ. ની ઉપર મુકેલું નહી હતું, અને માજીસ્ત્રેટની આગળ જે ચોકશી થઇ તે હઇદરબક્ષના મુકદમા બાબતજ હતી, અને તે ચોકશી અ.એ સાંભળી છે. અ. ઉલટું સમજ્યો નથી, અને તહોમતનામામાં માંહેની તે ચુક મુદ્દાની નથી એવું એ વાતો ઉપરથી અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

(ઇ) અની ઉપર સન ૧૮૮૨ ના જાનેવારી મહિનાની ૨૦ મી તારીખે હઇદરબક્ષનું ખુન કરવાનું અને તેને તે ખુન બાબત પકડવાનો યત્ન ખુદાબક્ષ કરતો હતો તેનું સન ૧૮૮૨ ના જાનેવારી મહિનાની ૨૧ મી તારીખે ખુન કરવાનું તહોમત મુક્યું છે. હઇદરબક્ષના ખુનનું તહોમત મુક્યું હતું ત્યારે ખુદાબક્ષના ખુનના તહોમત બાબત તેનો ઇનસાફ થયો. તેનો જ

વાબ કરતી વખતે જે શાહેદો હાજર હતા તે હૈદરબક્ષના મુકદમાના શાહેદો હતાં. એ ઉપરથી. અ. ઉસકુ સમજ્યો હતો, અને તે ચુક મુકાની હતી એવું અનુમાન કરવાનો અખત્યાર કોરટને છે.

**તહોમતનામાંવગર અથવા અધુરૂ તહોમતનામુ મુકીને કમીટ કરવામાં આવે ત્યારે કેમ કરવુ.**

૨૨૬ જ્યારે કોઇ પણ સખસને તહોમતનામા વગર અથવા અધુરૂં અથવા ભુલ ભરેલું તહોમત મુકીને તેનો ઇનસાફ થવા સારૂ કમીટ કરવામાં આવે, ત્યારે કોરટને અથવા હાઇકોરટની બાબતમાં કલારક આફ ધી ક્રાઉનને તહોમતનામું તઇયાર કરવાનો અથવા તહોમતનામામાં ઉમેરો કરવાનો અથવા બીજી રીતે ફેરફાર કરવાનો, જેમ હોય તેમ, અખ્તિકાર છે, અને તેમ કરવામાં તહોમતનામા બાબત આ કાયદા માંહેના નમુના સંબંધી કાનુનો ઉપર ધ્યાન આપવું.

**કોરટને તોહમતનામામાં ફેરફાર કરવાનો અખ્તિકાર છે.**

૨૨૭ કોઇ પણ કોરટ ફેસલો જણાવતાં પેહેલાં અથવા સેશન કોરટની અથવા હાઇકોરટના આગળ ઇનસાફનાં કામ ચાલતાં હોય તે બાબતમાં, જ્યુરી પોતાનો ઠરાવ કહે તેની પેહલાં અથવા આસેસરો પોતાના અભિમાય જણાવે તેની પેહેલાં કોઇ પણ વખતે કોઇ પણ તહોમતનામામાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

સદરહુ પ્રકારનો દરેક ફેરફાર તહોમતવાળાને વાંચી સંભળાવવો તથા સમજાવવો,

**ફેરફાર કરયા પછી ઇનસાફનું કામ તુરત ક્યારે ચલાવી શકાય.**

૨૨૮. ૨૨૬ મી કલમ મુજબ અથવા ૨૨૭ મી કલમ મુજબ તઇયાર કરેલું તહોમતનામુ અથવા કરેલો ફેરફાર જો એવી તરેહનો હોય કે પછી તુરત તે ઇનસાફનું કામ ચલાવવાથી કોરટના અભિપ્રાયપ્રમાણે, તહોમતવાળીને પોતાનો જવાબ કરવામાં અથવા ફરીયાદનું કામ ચલાવનારને તે મુકદમો ચલાવવામાં કાંઇ નુકશાન થવાનો સંભવ નથી, તો સદરહુ તોહમતનામું તઇયાર કરયા પછી અથવા સદરહુ ફેરફાર કરયા પછી, જાણે તે નવું અથવા ફેરફાર કરેલું તહોમતનામું અસલ તહોમતનામુ હોય એવી રીતે, તે ઇનસાફનુ કામ, પોતાની નજરમાં આવે તો, ચલાવવાને તે કોરટ મુખત્યાર છે.

**નવેસરથી ઇનસાફ કરવાનું ક્યારે ફરમાવી શકાય અથવા ઇનસાફ ક્યારે મુલતવી રાખી શકાય.**

૨૨૯. જો તે નવું અથવા ફેરફાર કરેલું તહોમતનામુ એવી તરેહનુ હોય કે પછી તુરત તે ઇનસાફનું કામ ચલાવવાથી. કોરટના અભિપ્રાય પ્રમાણે, તહોમતવાળાને અથવા ફરીયાદનું કામ ચલાવનારને ઉપર કહ્યા મુજબ નુકશાન થયાનો સભવ છે, તો નવેસરથી ઇનસાફ કરવાનું ફરમાવવાને, અથવા જેટલી મુદત જરૂરની હોય તેટલા મુદતમુધી ઇનસાફનુ કામ મુલતવી રાખવાને તે કોરટ મુખત્યારછે

**ફેરફાર કરેલાં તોહમતનામાંમાંહેના ગુન્હા બાબત ફરીયાદનું કામ**

૨૩૦ જો તે નવાં અથવા ફેરફાર કરેલાં તહોમત નામાંમાં લખેલા ગુન્હાબાબત ફરીયાદનું કામ ચલાવવા સારૂ અગાઉથી સંમ્મતીયત લેવી જરૂરની હોય તો ત મજુરીયત

ચલાવવા સારૂ અગાઉ મંજુરીયત જોઈતી હોયતોકામબંધ રાખવું.

મેળવાવમાં આવે ત્યા સુધી તે મુકદમો ચલાવવો નહીં, પણ જે હકીકતોને આધારે તે નવું અથવા ફેરફાર કરેલું તોહમતનામું બનાવ્યું હોય તેજ હકીકતોને આધારે ફરીયાદનું કામ ચલાવવા સારૂ મંજુરિયત લેવાઇ ચુકી હોય તો તે મુકદમો ચલાવવાને હરકત નથી.

જ્યારે તોહમતનામાંમાં ફેરફાર કરવામાં આવેત્યારેશાહેદોને પાછા બોલાવવા બાબત.

૨૩૧ જ્યારે ઇનસાફ શરૂ થયા પછી કોરટ કોઇ તોહમતનામામાં ફેરફાર કરે, ત્યારે જે શાહેદની જબાની લેવાઇ હોય તે શાહેદને ફરીથી બોલાવીને અથવા ફરીથી સમન કરીને સદરહુ ફેરફાર સંબંધમાં તેની જબાની લેવાની છુટ ફરીયાદનું કામ ચલાવનારને તથા તોહમતવાળાને આપવી.

મુદ્દાની ચુકનું ફળ.

૨૩૨ કોઇ પણ અપીલ કોરટના અથવા હાઇકોરટ તપાસ કરવાનો અથવા ૨૭ મા બાબ મુજબનો પોતાનો અખ્તીકાર ચલાવતી હોય ત્યારે હાઇકોરટના મતમાં એમ આવે કે જે શખસની ઉપર કોઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થએલો છે તે શખસ કાંઇ તોહોમતનામું નહીં હોવાને લીધે અથવા તોહોમતનામાંના કાંઇ ચુકને લીધે પોતાનો જબાબ કરવામાં ઉલટું સમજ્યો છે, ત્યારે પોતે દુરસ્ત ધારે એવી ગમે તે રીતે તોહોમતનામું તઇયાર કરીને તે ઉપરથી ઇનસાફ નવેસરથી કરવાનું તે કોરટે ફરમાવવું.

જો તે કોરટની નજરમા આવુ આવે કે સાબીત થએલી હકીકતોના સંબંધમાં તોહોમત વાળાની ઉપર કંઇ કાયદેસર તોહમત મુકી શકાય નહીં એવી તે મુકદમાની હકીકત છે, તો તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ તે કોરટે રદ કરવો.

દ્રષ્ટાંત.

અ. ની ઉપર હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૬ મી કલમ પ્રમાણે ગુંન્હો સાબીત થયાનો ઠરાવ કરવામાં આવ્યો છે, અને જે શાહેદી અથવા પુરાવાને ખરી શાહેદી અથવા ખરા પુરાવાની માફક તેણે દુષ્ટ ભાવથી વાપરયો અથવા વાપરવાની કોશીસ કરી તે શાહેદી ખોટી છે અથવા તે પુરાવો બનાવટનો છે એવું તે જાણતો હતો એવો મજકુર તોહેમતનામામાં મુકી દીધો છે અ ને સદરહુ પ્રકારનું જ્ઞાન હતું અનેતે વાતનો મજકુર તોહમતનામામાં મુકી દેવાથી તે પોતાનો જવાબ કરવામાં ઉલટુ સમજેલો એવું તે કોરટને સંભવીત લાગે, તો તહોમતનામામાં સુધારો કરીને તે ઉપરથી ઇનસાફ નવેસરથી કરવાનું તે કોરટે ફરમાવવું; પણ અ, ને સદરહુ પ્રકારનું કાંઇ જ્ઞાન હતુંજ નહીં એવુ ચલાવેલા કામ ઉપરથી સંભવિત જણાય, તો તે ગુન્હો સાબીત થયાનો તે કોરટે રદ કરવો.

તોહોમત એકઠાં કરવા બાબત.

જુદા જુદા ગુન્હા બાબત જુદાં જુદાં તોહમતનામાં.

૨૩૩, કોઇ શખસની ઉપર જુદા જુદા ગુન્હાનાં તોહમત મુકવામાં આવે ત્યારે તે દરએક ગુન્હા બાબત જુદું જુદું તોહમત મુકવું, અને તે દરએક તહોમતનો ઇનસાફ જુદો જુદો કરવો જોઇએ, પણ ૨૩૪ મી, ૨૩૫ મી, ૨૩૬

મી. અને ૨૩૯ મી કલમમાં કહેલી બાબતોમાં તેમ નહીં કરવું.

દ્રષ્ટાંત.

એક વખતે ચોરી કરયાનું અને બીજી વખતે મહાવ્યથા કરયાનું તોહમત અ ની ઉપર આવ્યું છે. ચોરી બાબત અને મહા વ્યથા કરયા બાબત અ ની ઉપર જુદું જુદું તહોમત મુકીને જુદો જુદો ઇનસાફ કરવો.

એક વરસમાં એક જ જાતના ત્રણ ગુન્હા કરયા હોય તેઓનું એકઠું તોહોમત મુકવાનો અધિકાર છે.

૨૩૪. જ્યારે એકજ જાતના એક કરતાં વત્તા ગુન્હા પેહેલેથી તે છેલ્લા ગુન્હા સુધી બાર મહિનાની મુદતમાં કે કરયાનું તહોમત કોઇ શખસની ઉપર આવ્યું હોય ત્યારે તે ગુન્હાઓમાંના ઘણામાં ઘણા ત્રણ ગુન્હા સુધી ગમે તેટલા ગુન્હાઓનું તોહમત તે શખસની ઉપર મુકીને તે બાબત તેનો એકજ વખતે ઇનસાફ કરવાનો અધિકાર છે.

જે ગુન્હાઓ બાબત હીંદુસ્તાનના ફોજદારી કાયદાની અથવા હરકોઇ વિશેષ અથવા સ્થાનિક કાયદાની એકજ કલમ પ્રમાણે એક સરખી શિક્ષા થઇ શકે તે ગુન્હાઓ એકજ જાતના છે.

૧.—એક કરતાંવત્તા ગુન્હા બાબતઇનસાફ.

૨૩૫. ૧.—કેટલાંએક કૃત્યોનો એકબીજા સાથે એવો સંબંધ હોય કે તેથી તે કૃત્યો મળીને એકજ કામ થાય તેવાં કૃત્યો કરવામાં જો એકજ શખસે એક કરતાં વધતા ગુન્હા કરયા હોય, તો એવા દરેક ગુન્હાનું તહોમત તે શખસની ઉપર મુકીને તે બાબત તેનો ઇનસાફ એકજ વખતે કરવાનો અધિકાર છે.

૨.—એકગુન્હાને બે વાખ્યા લાગુ હોય તે ગુન્હો.

૨.—જે કૃત્યો કરયાનું કેહેવામાં આવતું હોય તે કૃત્યો મળીને એક ગુન્હો થાય અને જે કોઇ ચાલુ કાયદામાં ગુન્હાઓની વાખ્યા અથવા શિક્ષા કહેલી હોય તે કાયદાની બે અથવા વધારે જુદી જુદી વાખ્યા તે ગુન્હાને લાગુ હોય. તો જે સખસની ઉપર તે કૃત્યોનું તહોમત આવ્યું હોય તે સખસની ઉપર સદરહુ ગુન્હાઓમાંના દરેક ગુન્હાનું તહોમત મુકીને તે બાબત તેનો એકજ વખતે ઇનસાફ કરવાનો અધિકાર છે.

૩.—જે કૃત્યો (છુટાં છુટાં લેવાથી) એક ગુન્હો થાય, પણ એકઠાં લેવાથી કાંઇ જુદો ગુન્હો થાય તેવાં કૃત્યો.

૩.—જે કૃત્યોમાંનું એક અથવા એક કરતાં વધારે કૃત્ય જાતેજ કાંઇ ગુન્હો થાય તેવાં કેટલાંએક કૃત્યોને જ્યારે એકઠાં કરવામાં આવે ત્યારે કાંઇ જુદોજ ગુન્હો થાય, તો જે શખસની ઉપર તે કૃત્યોનું તહોમત આવ્યું હોય તે સખસની ઉપર જે ગુન્હો સદરહુ કૃત્યો એકઠાં કરવાથી થતો હોય તે ગુન્હાનું અથવા જે ગુન્હો સદરહુ કૃત્યોમાંના એક અથવા વધારે કૃત્યથી થતો હોય તે ગુન્હાનું તહોમત મુકીને તે બાબત તેનો એકજ વખતે ઇનસાફ કરવાનો અધિકાર છે.

આ કલમના કોઇ પણ મજકુરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૭૧ મી કલમને બાધ આવશે નહી.

દ્રષ્ટાંત.

૧ લા પારેગ્રાફનાં—

(અ) બ. નામનો સખસ કાયદાસર કેદમાં છે તેને અ. છોડાવે છે, અને તે કરવામાં, ક. નામના જે કાનસ્ટેબલના પેહેરામાં બ. હતો તે કાનસ્ટેબલને મહાવ્યથા કરે છે. અ. નીઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૨૫ મી તથા ૩૩૩ મી કલમમાં કહેલા ગુન્હાના તહોમત મુકવાનો અને તે ગુન્હા બાબત તેનો ઇનસાફ કરવાનો અખ્તિયાર છે.

(બ) છીનાળું કરવાના ઇરાદાથી અ. દાહાડે ઘર ફોડે છે, અને જે ઘરમાં એ પ્રમાણે પ્રવેશ કરયો તે ઘરમાં બ. ની બાયડી સાથે છિનાળું કરે છે. અ. ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૫૪ મી તથા ૪૯૭ મી કલમ મુજબના ગુન્હાનું જુદું જુદું તહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા શાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અખ્તિયાર છે.

(ક) બ. જે ક. ની બાયડી છે તેની સાથે છિનાળું કરવાના ઇરાદાથી અ. બ. ને ફોસલાવીને ક. ની પાસે લઇ જાય છે, અને પછી તેની સાથે છીનાળું કરે છે. અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૯૮ મી તથા ૪૯૭ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તોહમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા શાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અખ્તિયાર છે.

(ડ) અ. ના કબજામાં કેટલીએક મોહોરો છે અને તે ખોટી છે એવું તે જાણેછે અને હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૬ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક કેટલાએક ખોટા લેખ બનાવવાના ગુન્હા કરવા સારૂ તે મોહોરોનો ઉપયોગ કરવાનો તે ઇરાદો રાખે છે. અ. ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૭૩ મી કલમ પ્રમાણે દરએક મોહોર રાખવા બાબત જુદું જુદું તહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા શાબીત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અખ્તિયાર છે.

(ઇ) બ. ને નુકશાન કરવાના ઇરાદાથી અ. તેની ઉપર ફોજદારી કામ માંડે છે અને એ પ્રમાણે કામ માંડવા માટે કાંઇ વ્યાજબી અથવા કાયદેસર આધાર નથી એવું તે જાણે છે; અને વળી તે બ. ની ઉપર કાંઇ ગુન્હો કરયાનું જુઠું તહોમત મુકે છે; અને તે તહોમત માટે કાંઇ વ્યાજબી અથવા કાયદેસર આધાર નથી એવું તે જાણે છે. અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૧૧ મી કલમ પ્રમાણે બે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તહોમત મુકવાનો અને તેની ઉપર તે ગુન્હા શાબીત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અખ્તિયાર છે.

(ફ) બ. ને નુકશાન કરવાના ઇરાદાથી અ. તેની ઉપર કાંઇ ગુન્હો કરયાનું જુઠું તહોમત મુકે છે; અને તે તહોમત માટે કાંઇ વાજબી અથવા કાયદેસર કારણ નથી એવું તે જાણે છે. ઇનસાફની વખતે અ બ. ની વિરૂદ્ધ ખોટી શાહેદી આપે છે, અને એ પ્રમાણે બ ની ઉપર દેહાન્ત શિક્ષા કર

વા લાયક કોઇ ગુન્હો શાબિત થયાનો ઠરાવ કરવાનો ઇરાદો રાખે છે. અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૧૧ મી અને ૨૯૪ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુન્હા શાબિત થવાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ગ) અ બીજાં છ માણસોની સાથે મળીને હંગામાનો, મારામારીથાનો; અને કોઇ સરકારી નોકર પોતાના હોદાનું કામ બજાવતાં તે હંગામો બંધ પાડવાનો યત્ન કરતો હોય ત્યારે તેની ઉપર હુમલો કરવાનો ગુન્હો કરે છે. અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૪૭ મી, ૩૨૫ મી અને ૧૫૨ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તહોમત મુકવાનો અને તેની ઉપર તે ગુન્હા શાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(ઙ) બ, ક, અને ડ, ના મનમાં દેહેશત ઉત્પન્ન કરવાના ઇરાદાથી અ તેમના શરીરને નકશાન કરવાની ધમકી એકજ વખતે ત્રણને દેખાડે છે. અ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૫૦૬ ઠી કલમ પ્રમાણે એ ત્રણ ગુન્હામાંના દરેક ગુન્હા બાબત જુદું જુદું તહોમત મુકવાનો અને તેની ઉપર તે ગુન્હા શાબિત થવાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(અ) થી (ઙ) સુધીનાં દ્રષ્ટાંતોમાં કહેલાં જુદા જુદાં તહોમતાનો ઇનસાફ એકજ વખતે કરવાનો અધિકાર છે.

૨ જા પારેગ્રાફનાં—

(આઇ) અ. એક નેતરવતી બ. ને ગેરવ્યાજબી રીતે મારે છે. અ. ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૫૨ મી તથા ૩૨૩ મી કલમ પ્રમાણે ગુન્હા કરવા બાબત જુદાં જુદાં તહોમત મુકવાનો, અને તેની ઉપર તે ગુના શાબિત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(જે) કેટલીએક ચોરેલી દાણાની ગુણો અ ને તથા બ ને સંતાડવાનાં કારણસારૂ સ્વાધીન કરવામાં આવી છે તે ચોરીની મિલકત છે એવું તેઓ જાણે છે. પછી તે ગુણો એક કોઠારને તળાએ સંતાડવાને અ તથા બ એક બાજાને બુદ્ધિપુરવક મદદ દરે છે. અ તથા બ ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૧૧ મી તથા ૪૧૪ મી કલમ પ્રમાણે ગુના કરવા બાબત જુદાં જુદાં તહોમત મુકવાનો અને તેમની ઉપર તે ગુના શાબીત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે

(કે) અ પોતાનું બચ્ચું ખુલ્લું મુકે છે તેથી તે એનું મોત આણશે એવું તે જાણે છે. સદરહુ પ્રમાણે ખુલ્લું મુકાથી તે બચ્ચું મરી જાય છે. અની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૧૭ મી તથા ૩૦૪ થી કલમ પ્રમાણે ગુના કરવા બાબત જુદાં જુદાં તહોમત મુકવાનો અને તેની ઉપર તે ગુના શાબીત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

(લ) બ નામના એક સરકારી નોકરની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૬૭ મી કલમ પ્રમાણે ગુનો શાબિત કરવા માટે અ એક બનાવટના

દસ્તાવેજના ખરા પુરાવા માફક બદ દયાનતથી ઉપયોગ કરે છે અ ની ઉ પર તેજ કાયદાની ૪૭૧ મી કલમ (સાથે ૪૬૬ માં કલમ ધ્યાનમાં લેઈ ને) અને ૧૯૬ મી કલમ પ્રમાણે ગુના કરવા બાબત જુદાં જુદાં તહોમત મુકવા નો અને તેની ઉપર તે ગુનાની શાબિતીના જુદા જુદા ઠરાવ કરવાનો અધિકાર છે.

૩ જા પારેગ્રાફનું—

[મ] અ બનું અપહરણ કરે છે અને તેમ કરવામાં તેને બુદ્ધિપુરઃસર વ્યથા કરેછે અની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૨૩ મી તથા ૩૯૨ મી તથા ૩૯૪ મી કલમ પ્રમાણે ગુના કરવા બાબત જુદાં જુદાં તહોમત મુકવાનો અને તેની ઉપર તે ગુના શાબીત થયાના જુદા જુદા ઠરાવ કરવાનો અખિકાર છે.

કયો ગુન્હો કરયોછે તેનો શક હોય ત્યારે [કિમ કરવુ.)

૨૩૬. જે વાતો સાબીત થઈ શકે છે તે ઉપરથી કેટલા એક ગુન્હાઓમાંનો કયો ગુન્હો થાય છે તે બાબત શક પડે એવાં પ્રકારનું એકજ કૃત્ય હોય અથવા કૃત્યોનો સમુદાય હોય ત્યારે તોહમત વાળાની ઉપર સદરહુ પ્રકારનાસઘળા ગુના અથવા તેમાંનો હરકોઈ ગુનો કર્યાનું તોહામત મુકવાનોઅધીકાર છે, અને સદરહુ પ્રકારનાં ગમે તેટલાં તોહોમતનો એકી વખત ઇનસાફ કરવાનો અધીકાર છે; અથવા સદરહુ ગુન્હાઓમાંનો એક નહીં તો બીજો ગુન્હો કરયાનું તોહમત વિકલ્પની રીતે તેની ઉપર મુકવાનો અધીકાર છે.

દ્રષ્ટાંત.

ચોરી કરવાનો અથવા ચોરીના મિલકત લેવાનો, અથવા સાપરાધ વિશ્વાસઘાત કરવાનો, અથવા ઠગાઈ કરવાનો ગુન્હો થયો હોય એવાં કાંઈ કૃત્યનું તહોમત અ ની ઉપર આવ્યુ છે. ત્યારે ચોરી કરવાનું તથા ચોરીની મીલકત લેવાનું તથા સાપરાધ વિશ્વાસઘાત કરવાનું તથા ઠગાઇ કરવાનુ તહોમત તેની ઉપર મુકવાનો અધીકાર છે, અથવા ચોરી કરયાનું અથવા ચોરીની મિલકત લીધાનું અથવા સાપરાધ વિશ્વાસઘાત કરયાનું અથવા ઠગાઇ કરયાનુ તોહોમત તેની ઉપર મુકવાનો અધીકારછે.

જ્યારે કોઈશખસની ઉપર એક ગુન્હાનું તહોમત મુકયું હોય ત્યારે તેની ઉપર બીજો ગુન્હો ઠરીશકે.

૨૩૭. ૨૩૬ મી કલમમાં કહેલી બાબતમાં જો તહોમત વાળાની ઉપર એક ગુન્હાનું તોહોમત મુકયું હોય અને જો જુદા ગુન્હા બાબત તે કલમના ઠરાવો પ્રમાણે તેની ઉપર તહોમત મુકી સકાય તેવો જુદોજ ગુન્હો તેણે કર્યો છે એવું પુરાવા ઉપરથી દેખાય તો ફલાણો ગુન્હો તેણે કરયો છે એવું બતાવવામાં આવે તે ગુન્હાનું તોહોમત તેની ઉપર મુકેલું ન હોય તો પણ તે ગુન્હો તેની ઉપર સાબીત થયાનો ઠરાવ કરવાનો અધીકાર છે.

દ્રષ્ટાંત.

અ ની ઉપર ચોરીનું તોહોમત મુકયું છે. તેણે સાપરાધ વિશ્વાસઘાત કરવાનો અથવા ચોરીનો માલ લેવાનો ગુન્હો કરયો એવુ જણાય છે. સાપરાધ વિશ્વાસઘાત

કરવાનું, અથવા ચોરીનો માલ લેવાનું, (પ્રસંગ પ્રમાણે) તોહોમત તેની ઉપર મુકેલું નથી તોપણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

(જે ગુન્હાનું તોહોમત મુકયું હોય તે ગુન્હામાં સાબિત થએલા ગુન્હાનો સમાવેશ થાય ત્યારે કેમ કરવું.)

૨૩૮ જે ન્હાનું તહોમત કોઇ શખસની ઉપર મુકયું હોય તે ગુન્હો કેટલીએક બાબતોનો બનેલો હોય અને તે બાબતોમાંની ફકત કેટલીક બાબતોને એકઠી કરવાથી કોઇ પુર્ણ નાહાનો ગુન્હો થતો હોય અને સદરહુ રીતે એકઠી કરેલી બાબતો સાબિત કરવામાં આવે પણ બાકી રહેલી બાબતો સાબીત ન કરવામાં આવે ત્યારે તે નાહાના ગુન્હાનુ તહોમત તેની ઉપર મુકેલુ નથી તો પણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

કોઇ શખસ ઉપર કોઇ ગુન્હાનું તહોમત મુકયું હોય અને એવી હકીકત સાબિત થાય કે તેથી તે ગુન્હો એછો થઇને નાહાનો ગુન્હો થાય ત્યારે તે નાહાના ગુન્હાનું તહોમત તેની ઉપર મુકેલુ નથી તો પણ તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

જ્યારે ૧૯૮ ની અથવા ૧૯૯મી કલમથી ફરમાવ્યા પ્રમાણે કાંઇ ફરિયાદ કરવામાં આવી ન હોય ત્યારે તે કલમમાં કહેલો કોઇપણ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર આ કલમ માંહેના કોઇપણ મજકુરથી છે એવું સમજવું નહીં.

દ્રષ્ટાંતો.

(અ) અને ભારવાહક દાખલ કાંઇ મિલકત સોંપી તેબાબત સામરાય વિશ્વાસઘાત કરયાનું તહોમત હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૦૭મી કલમ પ્રમાણે તેની ઉપર મુકયું છે તે મીલકત બાબત તેણે ૪૦૬ઠી કલમ પ્રમાણે વિશ્વાસઘાત કરયો પણ તે મિલકત તેને ભારવાહક દાખલ સોંપેલી નહીં એમ જણાયછે ૪૦૬ઠી કલમ પ્રમાણે એ અપરાધ વિશ્વાસઘાતનો ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

(બ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૫મી કલમ મુજબ અની ઉપર મહાવ્યથા કરયાનું તહોમત મુકયું છે ભારે તથા આકસ્મીક ક્રોધ ચડયાથી તેણે એમ કરયુ, એવું તે સાબીત કરે છે. તે કાયદાની ૩૩૫મી કલમ મુજબ તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવાનો અધિકાર છે.

(કયા શખસો ઉપર એકઠાં તોહોમત મુકવાનો અધિકર છે.)

૨૩૯. જયારે એકજ ગુન્હો કરયાનું અથવા એકજ કામમાં જુદા જુદા ગુના કરયાનું તોહોમત એક કરતાં વધતા શખસો ઉપર આવ્યું હોય અથવા કોઇ પણ ગુનો કરયાનું તોહોમત એક શખસની ઉપર આવ્યું હોય અને તે ગુનામાં મદદગારી કરવાનું અથવા તે ગુનો કરવાની કોશિસ કરવાનુ તોહોમત કોઇ બીજા સખસ ઉપર આવ્યું હોય ત્યારે કોરટની નજરમાં યોગ્ય આવે તે પ્રમાણે તે સખસો ઉપર એકઠું તહોમત મુકીને ઇનસાફ કરવાનો અથવા જુદાં જુદાં તહોમત મુકીને ઇનસાફ કરવાનો અધીકાર છે. અને આ બાબનાં પાછલા ભાગ માંહેના ઠરાવો એવાં સઘળાં તહોમતોને લાગુ પડશે.

દ્રષ્ટાંતો.

(અ) અ તથા બની ઉપર એકજ ખુનનું તહોમત આવ્યું છે. તે ખુન બાબત અ તથા બ ની ઉપર એકઠું તહોમત મુકીને ઇનસાફ કરવાનો અખત્યાર છે

(બ) અ તથા બ ની ઉપર અપહરણ કરવાનું તહોમત આવ્યું છે તે અપહરણ કરવામાં અ એ ખુન કરયું તેખુનમાં બ નો કાંઇસંબંધ નથી; અ તથા બ એ બઉની ઉપર અપહરણ કરવાનું તહોમત મુકીને અને એકલા અ ની ઉપર ખુનનું તહોમત મુકીને તેઓનો એકઠો ઇનસાફ કરવાનો અધિકાર છે.

(ક) અ તથા બ એ બંનેની ઉપર એક ચોરી કરવ્યાનું તહોમત મુકર્યું છે અને તેજ કામમાં બ એ બીજી બે ચોરી કરવ્યાનું તહોમત બ ની ઉપર મુક્યું છે. અ તથા બ એ બંનેની ઉપર એક ચોરીનું તહોમત મુકીને અને એકલા બ ની ઉપર બીજી બે ચોરીનું તહોમત મુકીને એ બંન્નેનો એકઠો ઇનસાફ કરવાનો અધિકાર છે.

કેટલાંએક તહોમતોમાંના એક તહોમત ઉપરથી ગુનો ઠરે તોબાકીનાં તહોમત પાછાં લઇ લેવા બાબત.

૨૪૦. જ્યારે એકજ શખસની ઉપર એક કરતાં વધતાં તહોમત મુકયાં હોય અને જ્યારે તેમાંના એક અથવા વધારે તહોમત ઉપરથી ગુનો ઠરે ત્યારે ફરીયાદી અથવા ફરીયાદનું કામ ચલાવનારો અમલદાર કોરટની સંમતી લઇને બાકીનું તહોમત અથવા બાકીનાં તહોમતો પાછાં લઇ લેવાને મુખત્યાર છે, અથવા તે કોરટે તે બાકીનાં તહોમતની અથવા તહોમતોની ચોકશી અથવા ઇનસાફ કરવાનું પોતાનીજ મેળે બંધ રાખવાને મુખત્યાર છે. સદરહુ પ્રમાણે તહોમત અથવા તહોમતો પાછાં લઇ લેવાનું ફળ, સદરહુ તહોમત અથવા તહોમતો બાબત ગુન્હો ના સાબીત થયાના ઠરાવ જેવું થશે, પણ જો ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ કરવામાં આવે તો તે પ્રસંગે (તે ગુનો સાબિત થયાનો ઠરાવ રદ કરનારી કોરટના હુકમને અનુસરીને) સદરહુ કોરટ એ પ્રમાણે લઇ લીધેલાં તહોમતની અથવા તહોમતોની ચોકશી અથવા ઇનસાફનું કામ ચલાવવાને મુખત્યાર છે.

---

## બાબ ૨૦ સો.

### સમનના મુકદમાઓનો માજીસ્ટ્રેટોએ ઇનસાફ કરવા બાબત.

સમનનામુકદમામાં કામ ચલાવવાનીરીત.

૨૪૧. સમનના મુકદમાઓનો ઇનસાફ કરતી વખતે માજીસ્ટ્રેટોએ હેઠળ લખેલી રીત પ્રમાણે કામ ચલાવવું.

તહોમતનો સાર કહી જણાવવો.

૨૪૨. જ્યારે માજીસ્ટ્રેટની આગળ તહોમતવાળો હાજર થાય અથવા તેને આણવામાં આવે ત્યારે જે ગુનાનું તહોમત તેની ઉપર આવ્યું હોય તે ગુનાની વીગત તેને કહી જણાવવી અને તેને પુછવું કે તમારી ઉપર ગુનો સાબિત થયાનો ઠરાવ શા સારૂ નહી કરવો જોઇએ તેનું કોઇ કારણ તમારે બતાવવાનું છે પણ કાંઇ પદ્ધતી પ્રમાણે તહોમતનામું તઇઆર કરવાની જરૂર નથી.

તહોમત સાચુંછેએ

૨૪૩ તહોમતવાળાની ઉપર જે ગુનાનું તહોમત મુકયું

મુકે મુન કર્યાથી ગુના ની સાબીતીને ઠરાવ. હોય તે ગુનો મે કરયો છે એવું તે કબુલ કરે તો તેની ક બુલત બના શકે તેટલે સુધી તેણે વાપરેલા શબદોમાં નોંધી લેવી; અને તેની ઉપર ગુનો સાબીત થયાનો ઠરાવ શા સારૂ નહીં કરવો જોઇએ તેનું પુરતું કારણ તે ન બતાવે તો એ પ્રમાણે તેની ઉપર ગુનો સાબીત થયાનો ઠરાવ માજીસ્ત્રેટે કરવો.

સદરહુ પ્રકારની કાંઇ કબલત કરવામાં ન આવે ત્યારે કેમ કરવું. ૨૪૪ જો તહોમતવાળો સદરહુ પ્રકારની કાંઇ કબુલત કરે નહીં તો માજીસ્ત્રેટે ફરીયાદી હોય તો તેની વાત સાંભળવી, અને ફરીયાદનું કામ ચલાવવાની પુષ્ટિમાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો લેવો અને વળી તહોમત વાળાની વાત સાંભળી તથા તે પોતાના જવાબમાં જે પુરાવો રજુ કરે તે સઘળો લેવો

જો માજીસ્ત્રેટ દુરસ્ત ધારે તો તે ફરીયાદીની અથવા તહોમત વાળાની અરજી ઉપરથી કોઇ પાગુશાહેદને હાજર થવાની જરૂર ન પાડવા બાબત અથવા કોઇપણ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત પ્રોસેસ કાહાડવાને મુખત્યાર છે.

સદરહુ અરજી ઉપરથી કોઇ પણ શાહેદને સમન કરતાં પેહેલાં તેને તેહુઇનસાફનાં કારણ સારૂ હાજર થવામાં જે વાજબી ખરચ થાય તે કોરટમાં અનામત મુકવો એવું ફરમાવવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

ગુનો ના સાબીત થયાનો ઠરાવ. ૨૪૫. ૨૪૪ મી કલમમાં કહેલો પુરાવો અને પોતે પોતાનીજ મેળે કાંઇ વધારે પુરાવો રજુ કરાવે તો તેપુરાવો લીધા ઉપરથી અને (પોતે યોગ્ય ધારે તો) તહોમત વાળાની જબાની લીધા ઉપરથી જો માજીસ્ત્રેટ એવું ઠરાવે કે તહોમત વાળો તકસીરવાર નથી તો તેણે ગુનો ના સાબીત થયાના ઠરાવનો હુકમ દફતરમાં નોંધવો.

શિક્ષાનો હુકમ. તોહમત વાળો તકસીરવાર છે એવું માજીસ્ત્રેટ ઠરાવે તો તેણે તેની ઉપર કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવો.

ફરીયાદ અથવા સમન પ્રમાણે ઠરાવ કરવો એવી કાંઇહદનથી. ૨૪૬. ફરીયાદનો અથવા સમનનો પ્રકાર ગમે તેવો હોય તોપણ આ બાબ પ્રમાણે ઇનસાફ થઇ શકે એવો કોઇ પણ ગુનો કબુલ કરેલી અથવા સાબીત થએથી હકીકત ઉપરથી તહોમત વાળાએ કરેલો છે એમ જણાય તે ગુના બાબત તેની ઉપર ૨૪૩ મી અથવા ૨૪૫ મી કલમ પ્રમાણે ગુનો સાબીત થયાનો ઠરાવ કરવાને કોઇ માજીસ્ત્રેટ મુખત્યાર છે.

ફરીયાદીનીગેરહાજરી. ૨૪૭. જો સમન ફરીયાદ થયા ઉપરથી કાહાડયો હોય અને તહોમતવાળાને હાજર થવા સારૂ મુકરર કરેલે દીવસે અથવા ત્યાર પછી જે દીવસ સુધી સુનાવણી મુલતવી રાખવામાં આવે તે દીવસે ફરીયાદી હાજર ન થાય તો આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, માજીસ્ત્રેટે તહોમત વાળાની ઉપર ગુનો ના સાબિત થયાનો ઠરાવ કરવો. પણ કાંઇ કારણ સારૂ પોતે તે કામની સુનાવણી બીજા કોઇ દીવસ સુધી મુલતવી રાખવાનું યોગ્ય ધારે તો તેમ કરવું નહીં.

ફરીયાદ પછી લઇ ૨૪૮. આ બાબ પ્રમાણે કોઇ પણ કામમાં છેવટનો

લેવાં બાબત. હુકમ થતાં પેહલાં કોઇ પણ વખતે જો કોઇ ફરીયાદી મા જીસ્ત્રેટની એવી ખાત્રી કરી આપે કે પોતાની ફરીયાદ પાછી લઇ લેવાની પોતાને પરવાનગી આપવાનાં પાકાં કારણ છે તો તે ફરીયાદ પાછી લેઇ લેવાની તેને પરવાનગી આપવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે અને તે ઉપરથી તહોમતવાળાની ઉપર ગુનો ના શાબિત થયાનો ઠરાવ કરવો.

જ્યારે કોઇ ફરીયાદી ન હોય ત્યારે કામ બંધ કરવાને અધિકાર ૨૪૯ ફરીયાદ શિવાય બીજી રીતે માંડેલા કોઇ પણ મુકદમામાં, ગુન્હો ના શાબિત થવાનો અથવા શાબીત થયાનો ફેંસલો આપ્યા વગર ગુઇ પણ વખતે કામ બંધ કરવાને પ્રેસીડેનસી માજીસ્ત્રેટ અથવા પેહેલા વરગનો માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટની અગાઉથી મંજુરી લઇને બીજો કોઇ પણ માજીસતરેટ મુખત્યાર છે. પણ તેમ કરવાનાં કારણો તેણે દફતરમાં લખવાં. અને પછી તહોમતદારને છોડી મુકવાને તે મુખત્યાર છે.

નજીવી અથવા તસ્દી આપે એવી ફરીયાદો બાબત. ૨૫૦ ફરીયાદ ઉપરથી માંડેલા કોઇ પણ મુકદમામાં જો કોઇ માજીસતરેટ તહોમતવાળાની ઉપર ૨૪૫ મી અથવા ૨૪૭ મી કલમ પ્રમાણે ગુન્હો ના શાબિત થયાનો ઠરાવ કરે અને તેની નજરમાં એવું આવે કે તે ફરીયાદ નજીવી અથવા તસ્દી આપે એવી છે તો તેની મરજીમાં આવે તો તે માજીસતરેટ ગુન્હો ના શાબીત થયાના પોતાના હુકમથી તહોમતવાળાને, અથવા જ્યારે એક કરતાં વધારે તહોમતવાળા હોય ત્યારે તેમાંના દરેકને, ઘણામાં ઘણા પચાસ રૂપીયા સુધી પોતે યોગ્ય ધારે તેટલો નુકશાનીનો અવેજ આપવાનું ફરીયાદીને ફરમાવવાને મુખત્યાર છે.

નુકશાનીનો અવેજ વસુલ કરવા બાબત. એ પ્રમાણે જે રકમ આપવાનો હુકમ કરવામાં આવે તે રકમ જાણે દંડ હોય એવી રીતે વસુલ થઇ શકશે; પણ એવું ઠરાવ્યું છે કે તે રકમ વસુલ ન થઇ શકે તો જે કેદ ઠરાવવી તે આસાન હોવી જોઇએ અને ઘણામાં ઘણાં ત્રીસ દીવસ સુધીની જેટલી મુદત માજીસતરેટ ફરમાવે તેટલી મુદત સુધીની હોવી જોઇએ.

પછી તેજ બાબત સંબંધી દાવાનીમાં કાંઇ પણ ફરીયાદ કરવામાં આવે તેમાં નુકશાનીનો અવેજ આપવાનો હુકમ કરતી વખતે આ કલમ મુજબ જે રકમ નુકશાનીના અવેજ દાખલ આપેલી અથવા વસુલ કરેલી હોય તે રકમ કોરટે હીસાબમાં લેવી.

---

## બાબ ૨૧ મો.

### વારંટના મુકદમાઓનો માજીસ્ત્રેટોએ ઇનસાફ કરવા બાબત.

વારંટના મુકદમામાં કામ ચલાવવાની રીત. ૨૫૧ વારંટના મુકદમાનો ઇનસાફ કરતી વખતે માજીસતરેટોએ હેઠળ લખેલી રીતે પ્રમાણે કામ ચલાવવું.

ફરીયાદનું કામ ચલાવનારની તરફનો પુરાવો ૨૫૨. જ્યારે માજીસતરેટની આગળ તહોમતવાળો હાજર થાય અથવા તેને આણ્યો હોય ત્યારે તે માજીસતરે

કે ફરીયાદી [જો હોય તો] જે કહે તે સાંભળવું અને ફરીયાદનું કામ ચલાવનારના ટેકામાં જે પુરાવો રજુ કરવામાં આવે તે સઘળો પુરાવો લેવો.

જે શખસો તે મુકદમાની હકીકતથી વાકેફ હોય એવો અને ફરીયાદનું કામ ચલાવનારની તરફથી શાહેદી આપી શકે એવો સંભવ હોય તે સખસોનાં નામ ફરીયાદી પાસેથી અથવા બીજી રીતે માજિસતરેટ નકી કરી લેવાં, અને તેમાંના જે સખસોની પોતે જરૂર ધારી તેઓને પોતાની આગળ શાહેદી આપવા સારૂ સમન કરવા

તહોમતવાળાને છોડી મુકવા બાબત.

૨૫૩ ૨૫૨ મી કલમમાં કહેલો સઘળો પુરાવો અને પોતાને જરૂર લાગે એવી તહોમતવાળાની જુબાની [જો હોય તો] લીધા ઉપરથી જો માજીસતટ એવું ઠરાવે કે તહોમતવાળાની વિરૂદ્ધ એવી કાંઈ બાબત શાબિત કરવામાં આવી નથી કે જે તોડી પાડવામાં ન આવે તો તેની ઉપર ગુન્હો શાબિત થયાનો ઠરાવ કરવાનું વાજબી થાય તો તે માજીસ્ત્રેટે તેને છોડી મુકવો.

જો કાંઇ કારણસર કોઇ માજીસ્ત્રેટની નજરમાં એમ આવે કે તહોમત પાયા વગરનું છે, તો તે માજીસતરેટને મુકદમો ચાલતો હોય ત્યારે અગાઉ કોઇ પણ વખતે તહોમતવાળાને છોડી મુકવામાં અટકાવ થશે એવું આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી સમજવું નહી. સદરહુ કારણો તેણે દફતરમાં નોંધવા જોઈએ.

ગુન્હો શાબિત થયેલો જણાય ત્યારે તહોમતનામું તૈયારકરવું

૨૫૪ સદરહુ પુરાવો તથા જુબાની લીધા પછી જો તે માજીસતરેટની નજરમાં એમ આવે કે આ ભાગ પ્રમાણે ઇનસાફ થઇ શકે એવા જે ગુન્હાનો ઇનસાફ કરવાનો પોતાને અખત્યાર છે તથા જે બાબત પોતાના મત પ્રમાણે પોતે ઘટતી શિક્ષા કરી શકશે તેવો કાંઇ ગુન્હો તહોમતવાળાએ કરયો છે એવુ અનુમાન કરવાનો સબબ છે; તો તે માજીસતરેટે તહોમતવાળાની ઉપર એક તહોમતનામું લખીને તઇયાર કરવુ.

જવાબ.

૨૫૫ પછી તે તહોમતનામું તહોમતવાળાને વાંચી સંભળાવવું તથા સમજાવવું, અને તેને પુછવુ કે તું તકશીરવાર છે કે તારે કાંઇ જવાબ કરવાનો છે.

જો તે તહોમતવાળો હું તકશીરવાર છું એવો જવાબ આપે, તો તે જવાબ માજીસતરેટે દફતરમાં લખી લેવો અને તે ઉપરથી પોતાની નજરમાં આવે તો માજીસતરેટ તેની ઉપર ગુન્હો શાબિત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે.

તહોમતવાળાનો જવાબ.

૨૫૬ જો તે તહોમતવાળો જવાબ આપવાની ના કહે અથવા જવાબ આપે નહી અથવા મારો ઇનસાફ થવો જોઇએ એવો દાવો કરે તો તેને પોતાનો જવાબ કરવાનું અને પોતાનો પુરાવો રજુ કરવાનું ફરમાવવું, અને તે પોતાનો જવાબ કરતો હોય ત્યારે, કોઇ પણ વખતે ફરીયાદી તરફનો કોઇ પણ શાહેદ કોરટમાં અથવા કોરટના મકાનની હદમાં હાજર હોય તેને પાછો બોલાવીને તેની ઉલટ તપાસણી કરવાની તે તહોમતવાળાને રજા આપવી.

જો તહોમતવાળો કાંઇ લખેલો જવાબ આપશે તો તે દફતરમાં માજીસતરેટે દાખલ કરવો.

તહોમતવાળાની અરજી ઉપરથી પુરાવો જુબાની જરૂર પાડવા બાબત પ્રોસેસ.

૨૫૭ કાંઇ પણ શાહેદની તપાસણી અથવા ઉલટ તપાસણી કરવા સારૂ [પછી તે મુકદમામાં તે શાહેદને અગાઉ તપાસ્યો હોય કે નહી હોય તોપણ] તેને હાજર થવાની જરૂર પાડવા બાબત અથવા કાંઇ દસ્તાવેજ અથવા બીજી વસ્તુ રજુ કરવાની જરૂર પાડવા બાબત કાંઇ પણ પ્રોસેસ કાહાડવાની તહોમતવાળો માજીસતરેટને અરજી કરે, અને સદરહુ અરજી તસ્દી આપવા સારૂ અથવા વીલંબ કરવા સારૂ અથવા ઇનસાફનો હેતુ પાર ના પડે એમ કરવા સારૂ કરી છે એવું તેને દેખાઇ ન આવે તો માજીસતરેટે તે પ્રોસેસ કાહાડવું જોઇએ: તે સબબ માજિસતરેટે દફતરમાં લખવો.

સદરહુ અરજીપરથી કોઇપણ શાહેદને સમન કરતાં પેહેલાં તે ઇનસાફના કારણ સારૂ તે શાહેદને હાજર થવામાં જે વાજબી ખરચ થાય તે કોરટમાં અનામત મુકવો એવું ફરમાવવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે.

ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ.

૨૫૮ આ બાબ પ્રમાણે જે મુકદમામાં તહોમતનામું તઇયાર કરયું હોય તે મુકદમામાં જો માજીસ્ત્રેટ એમ ઠરાવે કે તહોમતવાળો તકશીરવાર નથી તો તેણે ગુનો નાસાબિત થયાનો હુકમ દફતરમાં નોંધવો.

ગુનો સાબિત થયાનો ઠરાવ.

સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં જો તહોમતવાળો તકસીરવાર છે એમ માજીસ્ત્રેટ ઠરાવે તો તેણે કાયદા પ્રમાણે તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો.

ફરિયાદીની ગેરહાજરી.

૨૫૯ જ્યારે ફરીયાદ થયા ઉપરથી કામ ચલાવવા માંડયું હોય અને મુકદમાની સુનાવણી માટે મુકરર કરેલ કોઇપણ દીવસે ફરીયાદી ગેરહાજર હોય અને ગુનો કાયદા પ્રમાણે માંડીવાળવાનો અખ્તિયાર હોય તો આ કાયદામાં પાછળ ગમે તે કહયું હોય તે છતાં તહોમતનામું તઇયાર કરયાની અગાઉ કોઇપણ વખતે પોતે દુરસ્ત ધારે તો માજીસ્ત્રેટ તહોમતવાળાને છોડી મુકવાને મુખત્યાર છે.

---

## ભાગ ૨૨ મો.

### સંક્ષપરીતે ઇનસાફ કરવા બાબત.

સંક્ષેપરીતે ઇનસાફ કરવાનો અખ્તિયાર.

૨૬૦ આ કાયદામાં ગમે તે કહયું હોય છે છતાં:—૨)

(૧) જીલ્લા માજીસ્ત્રેટ,

(૨) પહેલા વરગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત વિશેષે કરીને અધિકાર આપ્યો હોય તે માજીસ્ત્રેટ, અને

(૩) માજીસતરેટોની જે બેંચને પેહેલા વરગના માજીસતરેટનો અધીકાર આપ્યો હોય અને જેને સ્થાનીક સરકારે આ બાબત વિશેષે કરીને

અધિકાર આપ્યો હોય તે બેંચ હેઠળ લખેલા સઘળા અથવા હરકોઇ ગુન્હાનો ઇનસાફ સંક્ષેપ રીતે કરવાને મુખત્યાર છે.

[અ) જે ગુન્હા મોતની, સમુદ્ર પોરની, અથવા છ મહિના કરતાં વધતી મુદતની કેદની શિક્ષા કરવા લાયક નહીં હોય તેવા ગુન્હા;

[બ) હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૬૪ મી, ૨૬૫ મી અને ૨૬૬ મી, કલમ પ્રમાણે કાટલાં તથા માપ સંબંધી ગુન્હા;

[ક) તેજ કાયદાની ૩૨૩ મી કલમ પ્રમાણે વ્યથા;

(ડ) તેજ કાયદાની ૩૭૯ મી અથવા ૩૮૦ મી અથવા ૩૮૧ મી કલમ પ્રમાણે ચોરી—ચોરીની મીલકતની કિંમત પચાસ રૂપીયા કરતાં વધારે નહીં હોય ત્યારે.

(ઇ) તેજ કાયદાની ૪૧૧ મી કલમ પ્રમાણે ચોરીની મીલકત લેવી અથવા રાખવી સદરહુ મીલકતની કીંમત પચાસ રૂપીયા કરતાંવધારે નહીં હોયત્યારે;

[ફ) તેજ કાયદાની ૪૧૪ મી કલમ પ્રમાણે ચોરીની મીલકત સંતાડવામાં અથવા તેની વ્યવસ્થા કરવામાં મદદ કરવી—સદરહુ મીલકતની કીંમત પચાસ રૂપીયા કરતાં વધારે નહીં હોય ત્યારે.

(ગ) તેજ કાયદાની ૪૨૭ મી કલમ પ્રમાણે બિગાડ;

[હ) તેજ કાયદાની ૪૪૮ મી કલમ પ્રમાણે ગૃહપ્રવેશ;

[આઇ) તેજ કાયદાની ૫૦૪ થી કલમ પ્રમાણે સુલેહનો ભંગ કરવાના ઇરાદાથી અપમાન કરવું, અને તેજ કાયદાની ૫૦૬ ઠી કલમ પ્રમાણે સાપરાધ ધમકી,

(જ] ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઇ પણ ગુન્હામાં મદદગારી કરવી.

(કે) ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઇ પણ ગુન્હો કરવાની કોશિસ—તે કોશિસ ગુન્હો હોય ત્યારે.

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદમાં કોઇ જીલ્લા માજીસ્ત્રેટ ૩૪ મી કલમમાં આપેલો વિશેષ અધિકાર ચલાવતો હોય તેવા કોઇ પણ મુકદમાનો ઇનસાફ સંક્ષેપ રીતે કરવો નહીં.

માજીસ્ત્રેટની જેબેંચને ઓછો અધિકાર આપ્યો હોય તેબેંચને અધિકાર આપવાને અખત્યાર.

૨૬૧. માજીસ્ત્રેટોની જે કોઇ બેંચને બીજા અથવા ત્રીજા વરગના માજીસ્ત્રેટનો અધિકાર આપેલો હોય તે બેંચને હેઠળ લખેલા સઘળા ગુન્હાઓનો અથવા તેઓમાંના કોઇ પણ ગુન્હાનો સંક્ષેપ રીતે ઇનસાફ કરવાનો અધિકાર આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે:—

(અ) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૭ મી, ૨૭૮ મી, ૨૭૯ મી, ૨૮૫ મી, ૨૮૬મી, ૨૮૯ મી, ૨૯૦ મી, ૨૯૨ મી, ૨૯૩ મી, ૨૯૪ મી, ૩૨૩ મી, ૩૩૪ મી, ૩૩૬ મી ૩૪૧, ૩૫૨ મી, ૪૨૬ મી તથા ૪૪૭ મી કલમ વિરૂદ્ધ ગુન્હા;

(બ) મ્યુનિસિપાલ આકટો વિરૂદ્ધ અને શેહેરનું જતન કરવા બાબત જે કલમો પોલીસ આકટોમાં છે તે કલમો વિરૂદ્ધ જે ગુન્હા માટે ફકત દંડની, અથવા

એક મહિના સુધીની મુદતની કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હા,

(ક) ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઇ પણ ગુન્હામાં મદદગારી;

(ડ) ઉપર કહેલા ગુન્હાઓમાંના કોઇ પણ ગુન્હો કરવાની કોશિસ—તે કોશિસ ગુન્હો હોય ત્યારે.

સમનના તથા વારંટના મુકદમા માટે કામ ચલાવવાની જે રીત છે તે રીત લાગુ પાડવા બાબત.

૨૬૨. આ બાબ પ્રમાણે ઇનસાફ કરતી વખતે સમનના મુકદમા માટે ફરમાવેલી રીત પ્રમાણે સમનના મુકદમામાં કામ ચલાવવું અને વારંટના મુકદમા માટે ફરમાવેલી રીત પ્રમાણે વારંટના મુકદમામાં કામ ચલાવવું, પણ આ કાયદામાં આગળ કહેલી બાબતોમાં તેમ કરવું નહીં.

કેદની હદ.

આ બાબ પ્રમાણે હરકોઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવે ત્યારે ત્રણ મહિના કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવો નહીં.

જે મુકદમામાં અપીલ ચાલતી ન હોય તે મુકદમાનું દફતર.

૨૬૩. જે મુકદમામાં અપીલ ચાલતી નહીં હોય તે મુકદમામાં માજીસ્ત્રેટને અથવા માજીસ્ત્રેટોની બેંચને શાહેદોનો પુરાવો દફતરમાં દાખલ કરવાની અથવા પદ્ધતી પ્રમાણે તોહમતનામું તઇયાર કરવાની જરૂર નથી; પણ સ્થાનિક સરકાર ફરમાવે એવાં પત્રકમાં હેઠળ લખેલી વિગત માજીસ્ત્રેટે અથવા માજીસ્ત્રેટોની બેંચે દાખલ કરવી-

[અ) અનુક્રમે ચઢતો નંબર.

(બ] ગુન્હો થયાની તારીખ.

(ક) રિપોરટની અથવા ફરીયાદની તારીખ;

[ડ) ફરીયાદી હોય તો તેનું નાંમ,

(ઇ) તોહમતવાળાનું નામ, તેના બાપનું નામ, તથા તેનું રહેવાનું ઠેકાણું.

(ફ) જે ગુન્હાની ફરીયાદ થઇ હોય તે ગુન્હો તથા કાંઇ ગુન્હો સાબિત થયો હોય તો તે ગુન્હો અને ૨૬૦ મી કલમની રકમ (ડ), રકમ (ઇ] અથવા રકમ (ફ] માં આવે એવી બાબતોમાં જે મીલકતના સંબધમાં ગુનો કરયો હોય તે મીલકતની કીંમત;

(ગ) તોહોમતવાળાનો જવાબ તથા તેની જબાની (જો હોય તો);

(હ] ગુના બાબત ઠરાવ અને ગુનો સાબીત થયાનો ઠરાવ કરયો હોય તો તેનાં કારણનો મુખતેસરમાં મજકુર;

(આઇ) શિક્ષાનો હુકમ અથવા બીજો આખરનો હુકમ; અને

(જ) જે તારીખે કામ પુરૂ થયું તે તારીખ.

જે મુકદમામાં અપીલ ચાલતી હોય તે મુકદમાનું દફતર.

૨૬૪. જે મુકદમાનો ઇનસાફ કોઇ માજીસ્ત્રેટ અથવા બેંચ સંક્ષિપ્ત રીતે કરે અને જેમાં અપીલ ચાલતી હોય તેવા દરએક મુકદમમાં તે માજીસ્ત્રેટે અથવા બેંચે શિક્ષાનો હુકમ કરતાં પહેલાં ફેસલો દફતરમાં દાખલ કરવો અને તે ફેસલામાં સાક્ષી પુરાવાનો સાર દાખલ કરવો અને ૨૬૩ મી કલમમાં કહેલી

વિગત પણ દાખલ કરવી,

ફક્ત સદરહુ પ્રકારનો ફેંસલો આ કલમ લાગુ હોય તેવા મુકદમાઓનું દફતર છે એવું સમજવું.

દફતર અને ફેંસલા ની ભાષા.

૨૬૫. ૨૬૩મી કલમ પ્રમાણે તઇયાર કરેલાં દફતર તથા ૨૬૪મી કલમ પ્રમાણે દફતરમાં દાખલ કરેલા ફેંસલા પ્રમુખ અધિકારીએ અંગ્રેજીમાં અથવા કોરટની ભાષામાં, અથવા તે પ્રમુખ અધિકારી જે કોરટના પ્રત્યક્ષ તાબામાં હોય તે કોરટ ફરમાવે તો પોતાની સ્વભાષામાં લખવા.

બેંચને ફલાર્કના પતાનો અધિકારઆપવાનો અખત્યારછે.

માજીસતરેટોની જે બેંચને ગુન્હાઓનો સંક્ષિપરીતે ઇનસાફ કરવાનો અધિકાર આપેલો હોય તે બેંચ જે કોરટના પ્રત્યક્ષ તાબામાં હોય તે કોરટે આ બાબત નિમેલા કોઇ અમલદાર પાસે સદરહુ દફતર અથવા ફેંસલો તઇયાર કરાવવાનો અધીકાર તે બેંચને આપવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, અને એ પ્રમાણે તઇયાર કરેલાં દફતર ઉપર અથવા ફેંસલા ઉપર તે બેંચના જે મેંબર હાજર રહીને કામમાં ભાગ લેતા હોય તેવા દરએક મેંબરે સહી કરવી.

---

## બાબ ૨૩ મો.

### હાઇકોરટની આગળ તથા સેસન કોરટની આગળ ઇનસાફ ચલાવવા બાબત.

### અ.—પ્રથમ નીયમો.

"હાઇ કોરટ" એ શબ્દોની વ્યાખ્યા.

૨૬૬. ૩૦૭ મી કલમ શીવાય આ બાબમાં "હાઇકોરટ" એ શબ્દોનો અરથ વિક્ટોરિયાની કારકિર્દીના ચોવીસમા તથા પચીસમાં વરશના સ્ટાટયુટના ૧૦૪ થા બાબ પ્રમાણે ઇનસાફની જે હાઇ કોરટ સ્થાપી હોય અથવા સ્થાપવાની હોય તે હાઇ કોરટ એવો સમજવો, અને તેમાં પંજાબની ચીફ કોરટનો તથા બીજી જે કોરટોનો ગવરનર જનરલ ઇન કાઉનસીલ વખતે વખતે ઇંડિયા ગ્યાઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને આ બાબનાં કારણ સારૂ હાઇકોરટ ઠરાવે એવી કોરટોનો સમાવેશ થાય છે.

હાઇકોરટનીઆગળ ઇનસાફજ્યુરીથીકરવો.

૨૬૭. હાઇકોરટની આગળ આ બાબ પ્રમાણે સઘળા મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી કરવો.

અને આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં આ કાયદા પ્રમાણે અથવા વિક્ટોરીયાની કારકીરદીના ચોવિસમા તથા પચીસમા વરસના સ્ટાટયુટના ૧૦૪થાબાબ પ્રમાણે સ્થાપેલી કોઇ પણ હાઇકોરટના લેટર્સપેટંટ પ્રમાણે કોઇ હાઇકોરટની પાશે મોકલેલા સઘળા ફોજદારી મુકદમામાં, જો તે હાઇ કોરટ ફરમાવે તો, ઇનસાફ જ્યુરીથી કરવાનો અધીકાર છે.

સેશન કોરટની આગળ ઇનસાફજ્યુરીથા કરવો અથવા આસેસ

૨૬૮. સેશન કોરટની આગળ સઘળા મુકદમાઓનો ઇનસાફ જ્યુરીથી અથવા આસેસરોની મદદથી કરવો.

રોની મદદથી કરવો.

સેસન કોરટની આગળ ઇનસાફ જ્યુરીથી કરવાનો હુકમ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

૨૬૯ કોઇપણ સેસન કોરટની આગળ સઘળા ગુનાઓનો અથવા કોઇ પણ અમુક વરગના ગુનાઓનો ઇનસાફ કોઇ પણ જીલામાં જ્યુરીથી કરવો એવું સ્થાનિક સરકાર સરકારી ગેઝીટમાં હુકમ પ્રસિદ્ધ કરીને ફરમાવવાને અને વખતે વખતે તે હુકમ રદ કરવાને અથવા તેમાં ફેરફાર કરવાને મુખત્યાર છે.

જ્યારે કેટલાએક ગુનાનું તહોમત તહોમતવાળા ઉપર એકજ ઇનસાફની વખતે મુકવામાં આવ્યું હોય અને તેમાંના થોડા એક ગુનાઓનો ઇનસાફ જ્યુરીથી થઇ શકે અને થોડાએકનો ઇનસાફ તેવી રીતે ન થઇ શકે એમ હોય ત્યારે તે સઘળા ગુના માટે તેનો ઇનસાફ જ્યુરીથી કરવો.

સેસન કોરટની આગળ ઇનસાફનું કામ પબ્લિક પ્રાસિક્યુટરે ચલાવવું.

૨૭૦ સેસન કોરટની આગળ જે જે ઇનસાફ થાય તેમાં ફરિયાદનું કામ પબ્લીક પ્રાસિક્યુટરે ચલાવવુ.

બ— કામ ચલાવવાની સરૂઆત.

ઇનસાફની સરૂઆત

૨૭૧ જ્યારે ઇનસાફ સરૂ કરવાને કોરટ તઇયાર હોય ત્યારે તેની આગળ તહોમતવાળાએ હાજર થવું અથવા તેને આણવો અને તહોમતનામું કોરટમાં વાંચી સંભળાવવું તથા તેને સમજાવવું અને તેને પુછવું કે જે ગુનાનું તહોમત મુકયું છે તેનો તું તકસીરવાર છે કે તારો ઇનસાફ થાય એવો તું દાવો કરે છે.

તકસીરવાર છું એવો જવાબ આપવો,

જો તહોમતવાળો એવો જવાબ આપે કે હું તકસીરવાર છું તો તે જવાબ દફતરમાં દાખલ કરવો અને તે ઉપરથી તે તહોમતવાળાને ગુનેગાર ઠરાવવો.

જવાબ દેવાની ના કહેવી અથવા ઇનસાફ કરવાનું કહેવું.

૨૭૨. જો તહોમતવાળો જવાબ આપવાની ના કહે અથવા જવાબ આપે નહી અથવા મારો ઇનસાફ થવો જોઇએ એવો દાવો કરે તો કોરટે જ્યુરરો અથવા આસેસરો આ કાયદામાં આગળ કહ્યા પ્રમાણે પસંદ કરીને તે મુકદમાનો ઇનસાફ કરવા માંડવો.

એક પછી એક કેટલાએક ગુનેગારોનો ઇનસાફ તેજ જ્યુરીથી અથવા આસેસરોથી કરવા બાબત.

પણ એવું ઠરાવ્યુ છે કે આ કાયદામાં આગળ હરકત લેવાનો જે હક કહ્યો છે તેને અનુસરીને કોરટને યોગ્ય લાગે તેટલા તહોમતવાળા શખસોનો એક પછી એક જુદો ઇનસાફ તેની તેજ જ્યુરી કરી શકે, અથવા તેના તેજ આસેસરો તે ઇનસાફના કામમાં મદદ કરી શકે.

સાબિત ન થઇ શકે એવાં તહોમતનામાં ઉપર નોંધ.

૨૭૩ હાઇકોરટની આગળ ઇનસાફ ચાલે તેમાં જે શખસની ઉપર તહોમત મુકયું હોય તે શખસનો ઇનસાફ સરૂ થતાં પહેલાં કોઇપણ વખતે તે હાઇકોરટને એમ જણાય કે તહોમતનામું અથવા તેનો કોઇ ભાગ સાબિત થઇ શકશે

હી એ સ્પષ્ટ છે ત્યારે જડજે તે તહોમતનામાં ઉપર તે મતલબની એક નોંધ કરવી.

નોંધનું ફળ. — સદરહુ નોંધનું ફળ એવું થશે કે, પ્રસંગ પ્રમાણે તહો મતનામા ઉપરથી અથવા તેના ભાગ ઉપરથી ચલાવવાનું કામ બંધ થશે.

ક—જ્યુરી પસંદ કરવા બાબત.

જ્યુરીમાં કેટલાં મા ણસો જોઇએ. — ૨૭૪ હાઇકોરટની આગળ ઇનસાફ થતી વખતે જ્યુ રીમાં નવ માણસો હોવાં જોઇએ.

સેશનકોરટની આગળ જ્યુરીથી ઇનસાફ થતી વખતે, ત્રણ કરતાં ઓછી ન હોય અને નવ કરતાં વતી ન હોય એવી જે વીષમ સંખ્યા સ્થાનિક સરકાર કોઇ પણ અમુક જીલ્લાને અથવા તે જીલ્લામાં કોઇ પણ અમુક વર્ગના ગુન્હાઓને લાગુ પડે એવા હુકમથી વખતે વખતે ફરમાવે તે સંખ્યા જ્યુરીના માણસોની હોવી જોઇએ.

યુરોપિયન અથવા અમેરીકન ન હોય એવા સખસોનો સેશન કોરટની આગળ ઇનસાફ કરવાસારૂ જ્યુરી. — ૨૭૫ યુરોપિયન અથવા અમેરીકન ન હોય એવા કોઇ સખસના ઇનસાફ સેશન કોરટની આગળ જ્યુરીથી કરવામાં આવે ત્યારે જો તે સખસની ઇચ્છા હોય તો તે જ્યુરીમાં અર્ધાધિક યુરોપિયન અથવા અમેરી કન ન હોય એવા માણસો હોવા જોઇએ.

ચીઠીકાહાડીને જ્યુરરો પસંદ કરવા. — ૨૭૬ જ્યુરરો ચુંટી કાહાડવા તે જ્યુરર તરીકે કામ કરવાસારૂ સમન કરેલા માણસો મધેથી હાઇ કોરટ વખતે વખત કાનુન કરીને ફરમાવે તેવી રીતે ચીઠી કાહાડીને ચુંટી કાહાડવા.

વિષેશ ઠરાવ. — પણ એવું ઠરાવ્યું છે કે—

હાલનો રીવાજ કાયમ રાખ્યો. — પ્રથમ.—આ કલમ પ્રમાણે કોઇ પણ કોરટને માટે કાનુનો કાહાડવામાં આવે ત્યાંહાં સુધી તે કોરટમાં જ્યુરરો પસંદ કરવાની બાબતમાં જે રીવાજ હાલ ચાલુ હોય તે રીવાજ પ્રમાણે ચાલવુ;

જે માણસોને સમન ન કર્યા હોય તે કયારે ચુંટી કાહાડવા લાયક છે. — બીજું—સમન કરેલા માણસો પુરતા ન હોય તો બીજા જે માણસો હાજર હોય તે મધેથી કોરટની રજા લઇને જ્યુરરોની જોઇતી સંખ્યા પસંદ કરવાનો અધિકાર છે, અને

વિષેશ જ્યુરરોની આગળ ઇનસાફ. — ત્રીજું—ઇલાકાના મુખ્ય શેહેરોમાં—

(અ) તહોમતવાળા સખસની ઉપર મોતની શિક્ષા કરવા લાયક કોઈ ગુન્હો કર્યાનું તહોમત મુક્યું હોય તો, અથવા

(બ) બીજા કોઇ મુકદમામાં હાઇકોરટનો કોઇ જડજ ફરમાવે તો.

આ કાયદામાં આગળ વિષેશ જ્યુરીની જે ટીપ કહી છે તે ટીપ મધ્યેથી જ્યુરરો ચુંટી કાહાડવા.

જ્યુરરોના નામ — ૨૭૭ જ્યુરર ચુંટી કહાડવામાં આવતા જાય તેમ

બોલાવવાં.

તેમ તે દરએકનું નામ મોઢેથી બોલાવવું અને તે હાજર થાય એટલે તોહોમતવાળાને પુછવું કે એ જ્યુરરથી તારો ઇનસાફ થાય એમા તેને હરકત નથી.

જ્યુરરોબાબતહરકત.

તે વખતે જ્યુરર બાબત તોહોમત વાળો અથવા ફરીયાદનું કામ ચલાવનારો હરકત લેવાને મુખત્યાર છે, અને તે હરકતના જે કારણ હોય તે કેહેવાં.

કારણો કહ્યા વગર હરકત.

પણ એવું ઠરાવ્યું છે કે, હાઇકોરટમાં સરકારની તરફથી આઠ સંખ્યા સુધી અને જે સખસની અથવા સખસોની ઉપર તહોમત મુકયું હોય તે સખસની અથવા આઠ સંખ્યા સુધી કારણો કહ્યા વગર હરકતો લેવા દવી.

સઘળાં સખસોની તરફથી હરકતનાં કારણો.

૨૭૮, કોઇ જ્યુરર બાબત હેઠળ લખેલાં કારણોમાંનાં કોઇ પણ કારણ પરથી હરકત લીધી હોય અને કોરટની ખાત્રી થાય એવી રીતે તે સાબિત થાય તો તે હરકત મંજુર રાખવી.

(અ) તે જ્યુરર અનુમાન પ્રમાણે અથવા ખરેખરો પક્ષપાતી છે.

(બ) જાતનું કાંઇ કારણ. જેમકે પરદેશના વતની હોવું, અથવા કોઇ પણ ચાલુ કાયદાથી અથવા કાયદા પ્રમાણે અમલ થતો હોય એવી કોઇ પણ કાનુનથી ફરમાવેલી યોગ્યતામાં ખામી હોવી, અથવા ૨૧ વરસની અંદરની વયના અથવા સાઠ વરસની વત્તી વયના હેવું;

[ક] તેણે પોતાની રીતથી અથવા ધર્મ સબંધી સંકલ્પથી દુનિયાંદારીની વાતોની સઘળી ચીંતા તજી દીધી છે,

(ડ) તે કોરટ મધે અથવા તેના હાથ તળે કાંઇ હુદ્દો ધરાવે છે;

(ઇ) તે પોલીસનું કાંઇ કામ કરે છે અથવા પોલીસનું કાંઇ કામ તેને સોંપેલુ છે

[ફ] તેની ઉપર કોઇ પણ ગુન્હો સાબીત થયો છે જે પરથી તે કોરટની નજરમાં જ્યુરીમાં કામ કરવાને તે યોગ્ય થાય;

(ગ] જે ભાષામાં શાહેદી અપાતી હોય તે ભાષા અથવા જયારે તે શાહેદી સમજાવાતી હોય ત્યારે જે ભાષામાં તે સમજાવાતી હોય તે ભાષા સમજવાને તે અશક્ત છે.

(હ) બીજી કેઇ હકીકતથી તે કોરટની નજરમાં, તે જ્યુરર તરીકે ના લાયક થાય તે હકીકત.

હરકત વિષે ઠરાવ.

૨૭૯. કેઇ જ્યુરર બાબત જે હરકત લેવામાં આવે તે દરએક હરકત વિશે કોરટે ઠરાવ કરવો અને તે ઠરાવ દફતરમાં નોંધવો અને તે આખરનો છે એવું સમજવુ.

જે જ્યુરરની વિરૂદ્ધ હરકત મંજુરકરવામાં આવે તે જ્યુરરની જગા પુરવા બાબત.

જો તે હરકત મંજુર કરવામાં આવે, તો તે જ્યુરરને ઠેકાણે સમન મુજબ હાજર થયલા અને ૨૭૬ મો કલમથી ઠરાવેલી રીતે ચુઠી કાહાડેલા બીજા કોઇ પણ જ્યુરરને નિમવો; અથવા જો તેવો બીજો કોઇ જ્યુરર હાજર ન હોય તો જેનું નામ જ્યુરરોની ટીપમાં હોય

અથવા જે માણસ કોરટની નજરમાં તે જ્યુરીમાં કામ કરવાને યોગ્ય જણાય એવો બીજો જે માણસ કોરટમાં હાજર હોય તે માણસને નિમવો, પણ એવું ઠરાવ્યું છે. કે સદરહુ જ્યુરર અથવા બીજા માણસ બાબત ૨૭૮ મી કલમ પ્રમાણે હરકત લીધી ન હોય અને મન્જુર રાખી ન હોય તો તેમ કરવું.

**જ્યુરીનો અગરેસર.**

૨૮૦ જ્યારે જ્યુરરોને પસંદ કરવામાં આવે ત્યારે તેમણે પોતાનામાંથી એક જણને અગરેસર નીમવો.

તે અગરેસરે જ્યુરીની તકરારોમાં ઉપરીપણું કરવું. જ્યુરીનો ઠરાવ કોરટને કહી સંભળાવવો, અને જ્યુરીને અથવા તેમાંના કોઇ પણ જ્યુરરને કાંઇ ખબર જોઇતી હોય તે કોરટ પાસેથી પુછી લેવી.

જડજને વ્યાજબી લાગે એટલા વખતમાં જો જ્યુરીમાંના ઘણ જણ કોઇ અગરેસર નીમવામાં એકમત ન થાય તો તેની નિમણુક કોરટે કરવી.

**જ્યુરરોને સમ ખવડાવવા બાબત.**

૨૮૧ જ્યારે અગરેસર નિમવામાં આવે ત્યારે સન ૧૮૭૩ ના હિંદુસ્તાનના સમના આકટ પ્રમાણે જ્યુરરોને સમ ખવડાવવા.

**જ્યુરર હાજર રહેતો બંધ થાય ત્યારે કેમ કરવું.**

૨૮૨ જ્યુરીથી ઇનસાફનું કામ ચાલતું હોય તે દરમિયાનમાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતાં પહેલાં કોઇ પણ વખતે; કાંઇ પુરતા કારણસર કોઇ જ્યુરર તે ઇનસાફનું કામ પુરૂં થતાં સુધી હાજર ન થઇ શકે અથવા કોઇ જ્યુરર ગેરહાજર રહે અને તેને હાજર ન કરી શકાય એવું હોય અથવા જે ભાષામાં શાહેદી અપાતી હોય તે ભાષા કોઇ જ્યુરર સમજી શકતો નથી અથવા તે શાહેદી સમજાવાતી હોય ત્યારે જે ભાષામાં તે સમજાવાતી હોય તે ભાષા સમજી શકતો નથી એવું જો દેખાય તો, એક નવો જ્યુરર માંહે લેવો અથવા તે જ્યુરીને રજા આપવી. અને નવી જ્યુરી પસંદ કરવી.

સદરહુ પ્રસંગોમાંના દરએક પ્રસંગે ઇનસાફ નવેસરથી કરવો.

**કેદી માંદો હોય ત્યારે જ્યુરીને રજા આપવા બાબત.**

૨૮૩ જ્યારે કેદી પાંજરામાં રહેવાને અશક્ત થાય ત્યારે જ્યુરીને રજા આપવાને પણ જડજ મુખત્યાર છે.

### ડ.—આસેસરો પસંદ કરવા બાબત.

**આસેસર કેવી રીતે પસંદ કરવા.**

૨૮૪ જ્યારે ઇનસાફ આસેસરોની મદદથી કરવાનો હોય ત્યારે આસેસર તરીકે કામ કરવાને સમન કરેલા માણસોમાંથી જડજને યોગ્ય લાગે તે પ્રમાણે બે અથવા વધારે માણસો ચુંટી કાહાડવા.

**આસેસરથી હાજર થવાતું ન હોય ત્યારે કેમ કરવું.**

૨૮૫. આસેસરોની મદદથી કોઇ ઇનસાફનું કામ ચાલતું હોય તે દરમિયાનમાં જો ઠરાવ થતાં પહેલાં કોઇ પણ વખતે કાંઇ પુરતાં કારણસર કોઇ આસેસર તે ઇનસાફનું કામ પુરૂં થતાં સુધી હાજર ન થઇ શકે અથવા ગેરહાજર રહે અને તેને હાજર કરવાનું બની શકે નહી તો બાકીના આસેસરની

અથવા આસેસરોની મદદથી તે ઇનસાફનું કામ ચલાવવું.

જો મધ્ગા આશેસરો હાજર થતા અટકે અથવા ગેરહાજર રહે તો કામ ચલાવવાનું બંધ રાખવું અને નવા આસેસરોની મદદથી ઇનસાફનું કામ નવેસરથી ચલાવવુ

ઈ.—ફરીયાદી તરફનો તથા તહોમતવાળા તરફનો મુકદમો પુરો થતાં સુધી ઇનસાફનું કામ.

ફરીયાદનું કામ ચલાવનારની તરફનો મુકદમો શરૂ કરવાબાબત

૨૮૬ જ્યુરરો અથવા આસેસરો ચુંટી કાહાડવામાં આવ્યા બાદ ફરીયાદનુ કામ ચલાવનારે હિંદુસ્તાનના ફોજદારી કાયદામાંથી અથવા બીજા કાયદામાંથી જે ગુન્હાનું તહોમત મુકયુ હોય તે ગુન્હાનું વર્ણન વાંચીને તથા કયા પુરાવા ઉપરથી તે તહોમતવાળાની તકશીર શાબિત કરવાની આશા રાખે છે તે ટુંકામા કેહી જાણાવીને પોતાનો મુકદમો શરૂ કરવો.

શાહેદોની જબાની

પછી ફરીયાદનું કામ ચલાવનારો પોતાના શાહેદોને તપાસે.

માજીસ્ત્રેટની આગળ તહોમતવાળાએ આપેલી જબાનીને પુરાવો ગણવો

૨૮૭. તોહમતવાળાની જે જબાની કમીટ કરનારા માજીસ્ત્રેટે અથવા તેની રૂબરૂ યોગ્ય રીતે દફતરમાં દાખલ કરી હોય તે જબાની ફરીયાદનું કામ ચલાવનારે રજુ કરવી અને તે પુરાવા દાખલ વાંચવી.

પ્રથમ ચોકશીની વખતે આપેલો પુરાવો દાખલ થઇ સકશે.

૨૮૮. કમીટ કરનારા માજીસ્ત્રેટની આગળ તહોમતવાળાની સમક્ષ કોઇ શાહેદની જબાની યોગ્ય રીતે લેવામાં આવી હોય તે જબાની કોરટમાં અધ્યક્ષ સ્થાને બેસનાર જડજની નજરમાં આવે તો, જો સદરહુ શાહેદને રજુ કરવામાં આવે અને તેની તપાસ કરવામાં આવે તો તે કામમાં પુરાવા દાખલ ગણવાનો અખ્તિયાર છે.

ફરિયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની લીધા પછી કેમ કરવું.

૨૮૯. ફરીયાદનુ કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની અને તોહમતવાળાની જબાની (જો હોય તો) પુરી થઇ રહે ત્યારે તોહમતવાળાને પુછવું કે તારે પુરાવો રજુ કરવો છે કે નહી.

તે કહે કે મારે પુરાવો રજુ કરવો નથી તો ફરીયાદનું કામ ચલાવનારે પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવવો, અને જો કોરટની નજરમાં એવું આવે કે તહોમતવાળાએ ગુન્હો કરયો છે એવો કાંઇ પુરાવો નથી તો પછી આસેસરોની મદદથી જે કામમાં ઇનસાફ થતો હોય તે કામમાં તકશીરવાર નથી એવો ઠરાવ દફતરમાં દાખલ કરવાને. અથવા જે કામમાં જ્યુરીથી ઇનસાફ થતો હોય તે કામમાં તકશીરવાર નથી એવો ઠરાવ કહી સંભળાવવાનું જ્યુરીને ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

જો તોહમતવાળો અથવા કેટલાએક તોહમતવાળાઓમાંનો હરકોઇ તહોમતવાળો કેહે કે મારે પુરાવો રજુ કરવો છે અને કોરટની નજરમાં એમ આવે કે તહોમતવાળાએ ગુન્હો કરયો છે એવો કાંઇ પુરાવો નથી તો પછી આસેસરોની મદદથી જે કા

મમાં ઇનસાફ થતો હોય તે કામમાં તકશીરવાર નથી એવો ઠરાવ દફતરમાં દાખલ કરવાને, અથવા જે કામમાં જ્યુરીથી ઇનસાફ થતો હોય તે કામમાં તકશીરવાર નથી એવો ઠરાવ કહી સંભળાવવાનું જ્યુરીને ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

જો તોહોમત વાળો અથવા કેટલાએક તોહમતવાળાઓમાંનો હરકોઇ તોહોમત વાળો એમ કહે કે પુરાવો રજુ કરવો છે, અને કોરટની નજરમાં એમ આવે કે તેણે ગુન્હો કરયો છે એવો પુરાવો છે. અથવા મારે પુરાવો રજુ કરવો નથી એવું તેના કેહવા ઉપરથી ફરીયાદનું કામ ચલાવનાર પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવે અને કોરટની નજરમાં એમ આવે કે તહોમતવાળાએ ગુન્હો કરયો છે એવો પુરાવો છે, તો તોહોમતવાળાને તેનો જવાબ કરવા માંડવાનું કોરટે ફરમાવવું.

જવાબ.

૨૯૦. પછી તોહમતવાળો અથવા તેનો પ્લીડર પોતાની તરફનો મુકદમો સરૂ કરવાને મુખત્યાર છે, અને તેણે તેમાં જે હકીકત ઉપર અથવા કાયદા ઉપર આધાર રાખવાનો પોતાનો ઇરાદો હોય તે હકીકત અથવા કાયદો કેહેવો. તથા ફરિયાદનું કામ ચલાવનારની તરફના પુરાવા ઉપર જે જે ટીકા પોતાને જરૂરની લાગે તે કરવી. પછી તે પોતાના શાહેદો હોય તો તેઓને તપાસવાને મુખત્યાર છે. અને તેઓની ઉલટ તપાસણી અથવા ફરી તપાસણી કરવી હોય તો તે કરયા પછી પોતાની તરફના મુકદમાનો સાર કહી સંભળાવવાને મુખત્યાર છે.

શાહેદોની જબાની લેવા બાબત તથા તેઓને સમન કઢાવવા બાબત તહોમતવાળાનો હક.

૨૯૧. જે સાહેદનું નામ તોહોમત વાળાએ અગાઉ નહીં કહ્યું હોય તે શાહેદ હાજર હોય તો તેની જબાની તહોમતવાળાને લેવા દેવી; પણ જે માજીસ્ત્રેટે તેનો ઇનસાફ થવા સારૂ તેને કમિટ કરયો હોય તે માજીસ્ત્રેટને આ પેલી ટાંપમાં જે શાહેદનાં નામ લખ્યાં હોય તે સિવાય બીજા કોઇ પણ શાહેદને સમન કરીને બોલાવવાનો હક ૨૧૧ મી તથા ૨૩૧ મી કલમમાં કહેલા પ્રસંગ સિવાય બીજે પ્રસંગે નથી.

પ્રત્યુત્તર આપવાનો ફરિયાદનું કામ ચલાવનારનો હક.

૨૯૨ જો તહોમતવાળાએ અથવા તહોમતવાળાઓમાંના હરકોઇએ ૨૮૯ મી કલમ મુજબ પોતાને પુછ્યા ઉપરથી એવું કહ્યું હશે કે મારે પુરાવો રજુ કરવો છે તો ફરીયાદનું કામ ચલાવનારને પ્રત્યુતર આપવાનો હક છે એવું સમજવું.

જ્યુરીએ અથવા આસેસરોએ કાંઇ જગા નજરે જોવા બાબત.

૨૯૩. જ્યારે કોરટ એમ ધારે કે જે ગુન્હાનું તહોમત મુકયુ છે તે ગુન્હો જે જગાએ કરયાનું કેહવામાં આવ્યું છે તે જગા, અથવા બીજી કો જગાએ ઇનસાફને લગતી મુદાની બીજી કોઇ પણ વાત બન્યાનું કેહેવામાં આવ્યું છે તે જગા જ્યુરીએ અથવા આસેસરોએ નજરે જોવી જોઇએ ત્યારે કોરટે તે પ્રમાણે હુકમ કરવો, અને કોરટના કોઇ અમલદારના હવાલામાં તે જ્યુરીને અસેસરોને એકઠા તે જગાએ લઇ જવા, અને તે જગા કોરટે નીમેલા કોઇપણ શખસે તેઓ

ન દેખાડવી.

તે અમલદારે કોરટની રજા શીવાય બીજા કોઇ પણ શખસને તે જ્યુરીમાંના અ થવા આસેસરોમાંના કોઇની જોડે બોલાવવા અથવા ચિઠીપત્રી વગેરે વડે વ્યવહાર ચ લાવવા દેવો નહીં અને કોરટ બીજી રીતે ફરમાવે નહીં તો તે જગા જોવાનું કા મ પુરૂં થઇ રહે એટલે તુરત તેઓને પાછા કોરટમાં લઇ જવા.

જ્યુરરની અથવા આસેસરની જબાની કયારે લેવાનો અખત્યા ર છે.

૨૯૪. કોઇ જ્યુરર અથવા આસેસર સંબંધ રાખ નારી કોઇ લગતી હકીકતથી જાતે વાકેફ હોય તો હું એ વાતથી વાકેફ છું એવું જડજને જાહેર કરવાની તેની ફર જ છે, અને પછી બીજા કોઇ શાહેદની માફકજ તેને સમ આપીને તેની તપાસણી ઉલટ તપાસણી અથવા ફરી તપાસણી કરવાનો અખ્તિઆર છે.

જે દીવસ પર બેઠક મુલતવી હોય તે દી વસે જ્યુરીએ અથવા આસેસરોએ હાજર રહેવું.

૨૯૫. જો કોઇ ઇનસાફનું કામ મુલતવી રાખવામાં આવે તો જ્યુરીએ અથવા આસેસરોએ મુલતવી રાખેલી બેઠકે હાજર થવું અને ઇનસાફનું કામ પુરૂ થતાં સુધી પ છીની દરએક બેઠકે હાજર રેહવું.

જ્યુરીને પુરી રાખ વા બાબત.

૨૯૬. હાઇકોરટની આગળ કોઇ મુકદમાનો ઇનસા ફ એક કરતાં વધારે દિવસ સુધી ચાલે તે દરમિયાનમાં જ્યુરી ને એકઠી રાખવા બાબત તે હાઇકોરટ વખતે વખતે કા નુનો કરવાને મુખત્યાર છે, અને જ્યુરરોને તે કોરટના કોઇ અમલદારના હવાલામાં એકઠા રાખવા કે તેમને પોતપોતાને ઘેર પાછા જવા દેવા અને રાખવા તો કેવી રી તે રાખવા તે બાબત પ્રમુખ જડજ સદરહુ કાનુનોને અનુસરીને કરવાને મુખત્યાર છે.

**૬—જે મુકદમાનો ઇનસાફ જ્યુરીથી કરવો હોય તે મુકદમાઓમાં ઇનસાફનો છેડો.**

જ્યુરીને આદેશ.

૨૯૭. જે મુકદમાનો ઇનસાફ જ્યુરીથી કરવો હોય તે મુકદમાઓમાં તહોમત જવાબ દેવાનુ કામ પુરૂ થઇ ર હે અને ફરીયાદનું કામ ચલાવનારને પ્રત્યુતર આપવો હોય તો તે પ્રત્યુત્તર આપે એ ટલે કોરટે જ્યુરીને આદેશ આપવા માંડવો તેમા ફરીઆદનું કામ ચલાવનારની તર ફના તથા તહોમતવાળાની તરફના શાહેદી પુરાવાનો સાર કહી સંભળાવવો અને જે કાયદા પ્રમાણે જ્યુરીએ ચાલવું તે કાયદા કહેવો.

જડજનું કામ.

૨૯૮. સદરહુ મુકદમાઓમાં જડજનુ કામ હેઠળ લ ખ્યા પ્રમાણે છે.

(અ) કાયદાની જે તકરારો ઇનસાફ ચાલતી વખતે નિકળે તે સઘળી તકરારો નો અને વિશેસે કરીને જે હકીકતો સાબીત કરવાનો વિચાર હોય ત હકી કતોનાં લાગુ પણા બાબત તથા કાંઇ પણ પુરાવો દાખલ થઇ શકે કે નહીં તે બાબત અથવા પક્ષકારોએ અથવા તેમની તરફથી પુછેલા સવાલોની યો ગ્યતા બાબત સઘળી તકરારોનો ફેસલો કરવો; અને પોતાની નજરમાં આ વે તો દાખલ ન થઇ શકે એવો પુરાવો રજુ થતો અટકાવવો, પછી તે પુ

રાશ બાબત પક્ષકારોએ હરકત લીધી હોય કે નહીં હોય તોપણ.

[ખ] ઇનસાફની વખતે પુરાવામાં આપેલા સઘળા દસ્તાવેજોના અરથ તથા અ ન્વય બાબત ફેંસલો કરવો;

(ક) મુકરર બાબતોનો પુરાવો અપાય એટલા માટે હકીકતની જે બાબતો સાબિ ત કરવાની જરૂર હોય તે સઘળી બાબતોનો ફેંસલો કરવો;

[ડ] કાંઇ તકરાર નીકળે તેનો નિકાલ પોતે કરવો કે જ્યુરીએ કરવો તે બાબત ફેંસલો કરવો, અને એ બાબત તેનો ફેંસલો જ્યુરીને બંધક છે.

સાહેદી પુરાવાનો સાર કહી સંભળાવતી વખતે પોતાની નજરમાં યોગ્ય જણાય તે હકીકતની કાંઇ તકરાર અથવા કાયદાની અને હકીકતની એ બેઉની ભેગી કાંઇ તક રાર તે કામને લગતી હોય તે બાબત પોતાનો અભિપ્રાય જ્યુરીને જણાવવાને જડ જ મુખત્યાર છે.

દ્રષ્ટાંતો.

[અ] જે શખસ તે કામમાં શાહેદ ન હોય તે શખસે કાંઇ મચકુર કહયો હોય તે મચકુરનો પુરાવો જે હકીકત પરથી દાખલ થઇ શકે તે હકીકત સાબિત થઇ છે એ સબબ પરથી તે મચકુર સાબિત કરવનો વિચાર છે.

તેવી હકીકત હતી એવું સાબિત થયું છે કે નહીં તેનો નિશ્ચય કરવો એ જડજ નું કામ છે જ્યુરીનું કામ નથી.

(બ) જે અસલ દસ્તાવેજ ખોવાઇ ગયાનું અથવા જેનો નાશ થઇ ગયાનું કહેતા હોય તે દસ્તાવેજનો ઉપપુરાવો આપવાનો વીચાર છે.

તે અસલ દસ્તાવેજ ખોવાઇ ગએલો છે કે નહીં અથવા તેનો નાશ થઇ ગ યો છે કે નહીં તેનો નીશ્ચય કરવો એ જડજનું કામ છે.

જ્યુરીનું કામ. ૨૯૯ જ્યુરીનું કામ હેઠળ લખ્યા પ્રમાણે છેઃ—

[અ] મુકદમામાંની હકીકતોની કઇ બાજુ ખરી છે તે નક્કી કરવુ અને પછી તે બાજુને આધારે જે ઠરાવ જડજના આદેશ પ્રમાણે કહી સંભળાવવો જોઇ એ તે ઠરાવ કહી સંભળાવવો;

(બ) કાયદાના સબ્દો સિવાય બીજા જે પારિભાષિક શબ્દોનો તથા જે શબ્દોનો અર્થ અસાધારણ અર્થમાં કર્યો હોય તથા તે નક્કી કરવાની જરૂર હોય ત નો અર્થ નક્કી કરવો, પછી તે શબ્દો દસ્તાવેજમાં આવ્યા હોય કે ન હીં તો પણ;

[ક] જે તકરારોને કાયદા પ્રમાણે હકીકતની તકરારો ગણવી જોઇએ તે સઘળી ત કરારોનો ફેંસલો કરવો.

[ડ] સામાન્ય મોઘમ વાકયો હોય તે અમુક પ્રસંગને લાગુ છે કે નહીં તેનો ઠ રાવ કરવો, પણ તે વાકયોના સંબંધ કાયદા પ્રમાણે કામ ચલાવવાની રીત સાથે હોય અથવા તેઓનો અર્થ કાયદાથી નક્કી કરયો હોય તો એ બેઉ પ્ર સંગે તેઓનો અર્થ ઠરાવવો એ જડજનું કામ છે, જ્યુરીનું નથી.

દ્રષ્ટાંતો,

(અ) બનાં ખુન બાબત અનો ઇનસાફ ચાલે છે.

ખુનમાં અને શિક્ષાણીય મનુષ્યવધમાં કેટલો ફેર છે તે જ્યુરીને સમજાવવો અને હ
કીકતોની કઇ કઇ સમજ પ્રમાણે અની ઉપર ખુનના, અથવા શિક્ષણીય
મનુષ્યવધનો, ગુનો સાબીત થયાનો ઠરાવ કરવો. અથવા કઇ સમજ પ્રમા
ણે અએ ગુનો કરયો નથી એવો ઠરાવ કરવો એ તેઓને કેહેવું જડજ
નું કામ છે.

હકીકતોની કઇ સમજ ખરી છે એનો નીશ્ચય કરવો અને જડજનો આદેશ ખ
રો અથવા ખોટો હોય અને તે પ્રમાણેજ પોતાનું મત હોય કે નહી હોય
તો પણ તે આદેશ પ્રમાણે પોતાનો ઠરાવ કહી સંભળાવવો એ જ્યુરીનુ કામછે

(બ) તકરાર એવી છે કે કોઇ અમુક બાબત ઉપર કાઇ શખસે વાજબી મત ધાર
ણ કરેલો કે નહી— કામ ઘટીત હુંશીઆરીથી અથવા બરાબર મેહેનત ક
રીને કરેલુ કે નહી.

આમાંની દરએક તકરારનો નિશ્ચય કરવો એ જ્યુરીનું કામ છે.

વીચાર કરવાનેએકાંતમાં જવા બાબત.

૩૦૦ જે મુકદમાનો ઇનસાફ જ્યુરીથી કરયો હોય તે મુકદમામાં જડજે પોતાનો આદેશ પુરો કરયા પછી જ્યુરી થાપોતાના ઠરાવ બાબત વીચાર કરવાને એકાંતમાં જવાને મુખત્યાર છે.
કોરટની રજા વગર જ્યુરર શિવાય બીજા કેઇ શખસે સદરહુ જ્યુરીના કેઇપણ મેબરની જોડે બોલવું નહીં અથવા ચીઠી પત્રી વગેરે વ્યવહાર ચલાવવો નહીં.

ઠરાવ કહી સંભળાવવા બાબત.

૩૦૧ જ્યારે જ્યુરી પોતાના ઠરાવ બાબત વીચાર કરી રેહે ત્યારે તેમનો જે ઠરાવ હોય તે અથવા તેમાંના અધિકાધિકોનો જે ઠરાવ હોય તે જ્યુરીના અગરેસરે જડજને જણાવવો.

જ્યુરી વાળાઓનાં જુદાં જુદાં મત હેય ત્યારે કેમ કરવું.

૩૦૨ જ્યુરીના સઘળાં માણસો એક મત ન હોય તો વધારે વીચાર કરવા એકાંતમાં જવાનું તે જ્યુરીને ફરમાવવાને જડજ મુખત્યાર છે. જડજ યોગ્ય ધારે તટલી મુદત પછી જ્યુરીના સઘળાં માણસો એક મત ન હોય તો પણ ત જ્યુરી પોતાનો ઠરાવ કહી સંભળાવવાને મુખત્યાર છે.

દરએક તોહોમત બાબતઠરાવ કહી સંભળાવવો

૩૦૩ કોરટે બીજીરીતે હુકમ કરયો ન હોય તો જે તહોમત ઉપરથી તહોમતવાળાનો ઇનસાફ કરયો હોય તે સઘળાં તહોમત બાબત જ્યુરીએ પોતાનો ઠરાવ કહી સંભળાવો. અને તેમનો ઠરાવ શો છે તેનો નિશ્ચય કરવાસારૂ જે સવાલો પુછવાની જરૂર હોય તે સવલો તેઓને પુછવાને જડજ મુખત્યાર છે.

જ્યુરીને સવાલ પુછવાનો જડજ નેઅધિકાર છે.

સવાલોતથાજવાબો દફતરમાં દાખલકરવા.

સદરહુ સવાલો તથા તેમના જવાબો દફતરમાં દાખલ કરવા.

જ્યુરીનો ઠરાવ સુધારવા બાબત.

૩૦૪ જ્યારે અકસ્માતથી અથવા ભુલથી ખોટો ઠરાવ કહી સંભળાવ્યો હોય ત્યારે તે દફતરમાં દાખલ કરતાં પેહેલાં અથવા દાખલ કરયા પછી તુરત ત ઠરાવમાં સુધારો કરવાને જ્યુરી મુખત્યાર છે અને આખરે સુધારયા પ્રમા

તે ઠરાવ થવો જોઇએ.

હાઇકોરટમાં જ્યુરી ના ઠરાવ પ્રમાણે ક્યારે ચાલવું.

૩૦૫ જ્યારે હાઇ કોરટની આગળ જે મુકદમાનો ઇનસાફ કરયો હોય તે મુકદમામાં જ્યુરીના સઘળાં માણસો એક મત હોય અથવા જ્યારે તેમાંના છ જણ એક મત હોય અને જડજ તેમની સાથે મળતો આવે ત્યારે જ ડજે સદરહુ મત પ્રમાણે ઠરાવ આપવો.

જ્યારે સદરહુ પ્રકારના કોઇપણ મુકદમામાં જ્યુરીની ખત્રી થાય કે અમે એક મત થઇશું નહીં, પણ તેમાંના છ જણ એક મત હોય ત્યારે અગ્રેસરે જડજને તે મુજબ ખબર આપવી.

બીજે પ્રસંગે જ્યુરીનેરજાઆપવાબાબત.

જો જ્યુરીમાંના અધિકાધિક સાથે જડજ મળતો ન આવે તો તેણે જ્યુરીને એકદમ રજા આપવી.

જ્યુરીમાંના છ જણ એકમત ન હોય તો, પોતાને યોગ્ય લાગે એટલો વખત વીત્યા પછી જડજે જ્યુરીને રજા આપવી.

સેશન કોરટમાં જ્યુરીના ઠરાવ પ્રમાણે ક્યારે ચાલવું.

૩૦૬ જે મુકદમાનો ઇનસાફ સેશન કોરટની આગળ કરયો હોય તે મુકદમામાં જ્યુરીનો ઠરાવ અથવા જ્યુરરોમાંના અધિકાધિકનો ઠરાવ ના કબુલ કરવાની જરૂર નથી એમ જડજને લાગે, ત્યારે તેણે તે ઠરાવ મુજબ ફેસલો આપવો;

તહોમતવાળો બિન તકસીર ઠરે તો જડજે તેની ઉપર ગુન્હો નાસાબિત થયાનો ફેસલો દફતરમાં દાખલ કરવો. તહોમતવાળો તકસીરવાર ઠરેતો જડજે કાયદા મુજબ તેની ઉપર શિક્ષાનો હુકમ કરવો.

જ્યારે જ્યુરીનો ઠરાવ સેસન જડજ ના કબુલ કરે ત્યારે કેમ કરવું.

૩૦૭ સદરહુ પ્રકારના કોઇ પણ મુકદમામાં જે તહોમતો ઉપરથી તહોમતવાળાનો ઇનસાફ કર્યો હોય તે સઘળાં તહોમતો બાબત અથવા તેમાંના કોઇપણ તહોમત બાબત જ્યુરરોના ઠરાવથી અથવા જ્યુરરોમાંના અધિકાધિકના ઠરાવથી જડજ એટલો બધા જુદો પડે કે ઇનસાફની મતલબ પાર પાડવાસારૂ તે મુકદમો હાઇકોરટમાં મોકલવાની તેને જરૂર લાગે તો તે મુજબ તે મુકદમો તેણે મોકલવો અને પોતાના મનના કારણ દફતરમાં દાખલ કરવાં અને જ્યારે જ્યુરીનો ઠરાવ ગુન્હો નાસાબિત થયાનો હોય ત્યારે જે ગુન્હો થયલો પોતાને લાગે તે ગુન્હો જણાવવો.

આ કલમ પ્રમાણે જડજ કોઇ મુકદમો મોકલે ત્યારે જે તહોમત ઉપરથી તહોમતવાળાનો ઇનસાફ કરયો હોય તેમાંના કોઇ પણ તહોમત બાબત તેણે ગુન્હો નાસાબિત થયાનો અથવા સાબિત થયાનો ફેસલો દફતરમાં દાખલ કરવો નહી, પણ તહોમતવાળાને પાછો પેહેરામાં મોકલવાને અથવા તેના જામીન લેવાને તે મુખત્યાર છે.

અપીલમાં હાઇકોરટ જે અખત્યાર ચલાવી શકે તેમાંનો હરકોઇ અખત્યાર આવી રીતે મોકલેલા મુકદમાની તજવીજ કરતી વખતે ચલાવવાને તે કોરટ મુખત્યાર છે; પણ જે તહોમત તઇયાર કરીને પોતાની આગળ રજુ કરયુ હોય તે તહોમત ઉ

પરથી જે ગુન્હો તહોમતવાળાની ઉપર જ્યુરી ઠરાવી શકત તેવા કોઈપણ ગુન્હાબા બત તહોમતવાળાને બીન તકસીરવાર અથવા તકસીરવાર ઠરાવવાને હાઈકોરટ મુખ ત્યાર છે અને જો તેને પોતે તકસીરવાર ઠરાવે તો જે શિક્ષાનો હુકમ સેસન કોર ટ કરી શકત તે શિક્ષાનો હુકમ કરવાને હાઈકોરટ મુખત્યાર છે.

ગ.— જ્યુરીને રજા આપ્યા પછી તહોમતવાળાનો ફરીથી ઈનસાફ કરવા બાબત.

જ્યુરીને રજા આપ્યા પછી તહોમતવાળાનો ફરીથી ઈનસાફ કરવા બાબત.

૩૦૮ જ્યારે જ્યુરીને રજા આપવામા આવે ત્યારે તહોમતવાળાને [પ્રસંગ પ્રમાણે] પેહેરામાં અટકાવી રાખવો અથવા જામીન ઉપર છોડવો અને બીજી કોઈ જ્યુરીથી તેનો ઈનસાફ કરવો પણ જો જડજની નજરમાં એમ આવે કે તહોમતવાળાનો ફરીથી ઈનસાફ નહીં કરવો જોઈએ તો તે પ્રસંગે જડજે તહોમતનામાની ઉપર તે મતલબની નોંધ કરવી અને તે નોંધનું ફળ ગુન્હો નાસાબિત થયાના ઠરાવ જેવું થશે.

ઙ.—આસેસરો લઈને જે મુકદમાનો ઈનસાફ કરવો હોય તે મુકદમામા ઈનસાફનો છેડો.

આસેસરોનાં મત કહી સંભળાવવા બાબત.

૩૦૯ જે મુકદમાનો ઈનસાફ આસેસરોની મદદથી કરવો હોય તે મુકદમામાં જ્યારે તહોમતનો જવાબ દેવાનું કામ પુરૂં થઈ રેહે અને ફરિયાદનું—કામ— ચલાવનારને પ્રત્યુતર આપવો હોય તો તે આપે એટલે કોરટ ફરિયાદનું—કામ—ચલાવનારની તરફના અને તહોમતવાળાની તરફના શાહેદી પુરાવાનો સાર કહી સંભળાવવાને મુખત્યાર છે, અને પછી કોરટે હરએક આસેસરને તેનો મત મોહાડેથી કહેવાનું ફરમાવવું અને તે મત દફતરમાં દાખલ કરવો.

ફેસલો

પછી જડજે ફેસલો આપવો પણ તેમ કરવામાં તે આસેસરોના મત પ્રમાણે ચાલવાને બંધાએલો નથી.

જો તહોમતવાળો તકસીરવાર ઠરે તો જડજે તેની ઉપર કાયદા મુજબ શીક્ષાનો હુકમ કરવો.

આઈ—અગાઉ ગુન્હાની શાબીતીનો ઠરાવ થયો હોય તો કામ ચલાવવાની રીત.

અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયો હોય તો કેમ કરવું.

૩૧૦ જ્યુરીથી અથવા આસેસરોની મદદથી ઈનસાફ કરવામાં આવે તેમાં તહોમતવાળાની ઉપર જે ગુન્હાનું તહોમત મુકયું હોય તે ગુન્હો અગાઉ કોઈ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયા પછી કરેલો હોય ત્યારે ૨૭૧મી, ૨૮૬મી, ૩૦૫મી, ૩૦૬ઠી અને ૩૦૯મી કલમમાં કામ ચલાવવાની જે રીત ઠરાવી છે તેમાં હેઠળ લખ્યા મુજબ ફેરફાર કરવો:—

(અ) પછવાડેના ગુન્હાનો હું તકસીરવાર છું એવો જવાબ તહોમતવાળાએ દીધો ન હોય અથવા પછવાડેનો ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કર્યો નહી હોય તો અને ત્યાં સુધી તહોમતનામાંનાં જે ભાગમાં અગાઉ ગુન્હાની સાબિતીનો ઠરાવ થયાની વાત લખી હોય તે ભાગ કોરટમાં વાંચી સંભળાવવો નહીં અને તહોમતનામાંમાં કહ્યા મુજબ અગાઉ તમારી ઉપર

ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો છે કે નહીં એવું તહોમતવાળાને પુછ વું નહીં.

(બ) પછાડીના ગુન્હાનો હું તકશીરવાર છું એવો જવાબ તે આપે અથવા તે ગુન્હો તેની ઉપર સોબિત થયાનો ટરાવ કરવામાં આવે, તો પછી તેને પૂછવું કે તહોમતનામામાં કહ્યા મુજબ તમારી ઉપર અગાઉ ગુન્હો શાબિત થયાનો ઠરાવ કરેલો છે કે નહીં.

(ક) મારી ઉપર સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હો શાબિત થયાનો ઠરાવ કરેલો છે એવો જવાબ તે આપે તો જડજ તેની ઉપર તે મુજબ શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે; પણ મારી ઉપર સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હો શાબિત થયાનો ઠરાવ કરેલો નથી એમ તે કહે, અથવા સદરહુ સ્વાલનો જવાબ દેવાની ના કહે અથવા જવાબ દે નહીં, તો પછી જ્યુરીએ અથવા કોરટે અને આસેસરોએ [ જેમ હોય તેમ] સદરહુ પ્રમાણે અગાઉ ગુન્હાની શાબિતીનો ઠરાવ થયાની વાત સબંધી ચોકશી કરવી. અને તે પ્રસંગે [જ્યુરીથી ઇનસાફ થતો હોય ત્યારે) જ્યુરરોને ફરીથી સમનઆપવાની જરૂર નથી.

જ.—હાઇકોરટ સારૂ જ્યુરરોની ટીપ તથા તે કોરટસારૂ જ્યુરરોને સમન કરવા બાબત

જ્યુરરોની બુક. ૩૧૧ આ કાયદો અમલમાં આવે ત્યારે ચાલતા વર્ષની જુરરોની બુકમાં આ બાબ પ્રમાણે જુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સખસોની ખરી ટીપ આપેલી છે એવું સમજવું નહીં.

સ્પેશિયલજ્યુરરોને માફી. માત્ર સ્પેશિયલ જ્યુરીઓમાં કામ કરવાને પાત્ર છે એ પ્રમાણે જેઓનાં નામ સદરહુ બુકમાં નોંધ્યાં હોય તે સખસો જે વર્ષ માટે સદરહુ ટીપ તઇયાર કરેલી હોય તે વર્ષમાં આ બાબ પ્રમાણે સ્પેશિયલ જુરર દાખલજ કામ કરવાને હકદાર તથા પાત્ર છે એવું સમજવું.

સ્પેશિયલ જુરરોની સંખ્યા. ૩૧૨. સ્પેશિયલ જુરરોની ટીપમાં એકી વખતે ખસો કરતાં વત્તા સખસોનાં નામ નોંધવાં નહીં.

કામન તથા સ્પેશિયલજુરરોની ટીપ. ૩૧૩ દરેક વરસમાં અપ્રેલ મહિનાની પહેલી તારીખની અગાઉ અને હાઇકોરટ વખતે વખતે ફરમાવે તેવી કાનુનોને અનુસરી કલાર્ક આફ ધી ક્રાઉને.—

(અ) કામન જુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સઘળા સખસોની ટીપ તઇયાર કરવી; અને

[બ] ફક્ત સ્પેશિયલ જુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સખસોની ટીપ તઇયાર કરવી.

આ બીજી ટીપ તઇયાર કરવામાં, જે શખસોનાં નામ તેમાં નોંધવામાં આવે તે સખસોની મિલકત, આબરૂ તથા કેળવણી ઉપર નજર રાખવી.

કોઇ સખસનું નામ કોઈ અગાઉના વરસની સ્પેશિયલ જુરરોની ટીપમાં દા

બલ કરેલું હતું તેટલાજ સબબપરથી તે સખસનું નામ સ્પેશિયલ જુરરોની ટીપમાં દાખલ કરાવવાનો તેનો હક્ક થશે નહી.

કલકત્તાની હાઈકોરટની બાબતમાં ગવરનર જનરલ ઇન કોંસિલ, અને બીજી હાઈકોરટોની બાબતમાં સ્થાનિક સરકાર, કોઇ પણ પગારવાળા અમલદારને જુરર દાખલ કામ કરવાનું માફ કરવાને મુખત્યાર છે.

ટીપ તઈયાર કરનાર અમલદારની મુખત્યારી.

ઉપર કહેલી કાનુનને અનુસરીને સદરહુ ટીપ પોતાને વ્યાજબી જણાય તેવી રીતે તઈયાર કરવાની કલારક આફ ધી ક્રાઉનને પુરતી છુટ છે એવું સમજવું, અને તેના ઠરાવ ઉપર કાંઇ અપીલ ચાલશે નહી અથવા તે ઠરાવની તપાસ થશે નહી.

પ્રારંભની તથા સુધારેલી ટીપો જાહેર કરવા બાબત.

૩૧૪ કામન જુરર દાખલ અને સ્પેશિયલ જુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સખસોની પ્રારંભની ટીપો ઉપર કલારક આફ ધી ક્રાઉને સહી કરવી અને તે તઈયાર થાય ત્યાર પછીના અપ્રેલ મહિનાની ૧૫ મી તારીખ પેહેલાં એક વખત સ્થાનિક સરકારી ગેઝીટમાં તે ટીપો પ્રસિદ્ધ કરવી.

કામન જુરર દાખલ તથા સ્પેશિયલ જુરર દાખલ કામ કરવાને પાત્ર હોય એવા સખસોની સુધારેલી ટીપો ઉપર સદરહુ મુજબ સહી કરીને તે તઈયાર થાય ત્યાર પછીના મેએ મહિનાની પેહેલી તારીખ પેહેલાં એક વખત સ્થાનિક સરકારી ગેઝીટમાં તે ટીપો પ્રસિદ્ધ કરવી

સદરહુ ટીપોની નકલો કોરટના મકાનના કોઇ પ્રસિદ્ધ ભાગ ઉપર ચોહડવી.

ઇલાકાનાં મુખ્યશેહેરમાં કેટલા જુરરોને સમન કરવા.

૩૧૫ સદરહુ સુધારેલી ટીપોમાં જે સખસોનાં નામ લખ્યાં હોય તે સખસોમાંથી જેઓ સ્પેશિયલ જુરીઓમાં કામ કરવાને પાત્ર હોય તેઓમાંના ઓછામાં ઓછા સતાવીસ સખસોને, અને જેઓ કામન જુરીઓમાં કામ કરવાને પાત્ર હોય તેઓમાંના ઓછામાં ઓછા ચોપન સખસોને, દરેક ઇલાકાના મુખ્ય શેહેરમાં દરએક સેશન માટે સમન કરવા.

કોઇ શખસને છ મહિનામાં એક કરતાં વધારે વાર તેના વગર સંખ્યા પુરી થઇ શકતી ન હોય તો એ પ્રમાણે સમન કરવો નહી.

પુરવણી સમન.

કોઇ પણ શેસન ચાલતી હોય તે દરમિયાનમાં જો એમ જણાય કે સદરહુ પ્રમાણે સમન કરેલા સખસોની સંખ્યા પુરતી નથી, તો ઉપર કહ્યા મુજબ કામ કરવાને પાત્ર હોય એવા બીજા સખસોની જેટલી સંખ્યાની જરૂર હોય તેટલી સંખ્યાને સદરહુ શેસન માટે સમન કરવી.

ઇલાકાનાં મુખ્ય શેહેરોની બાહાર જુરરોને સમન કરવા બાબત

૩૧૬ જ્યારે કોઇ હાઇકોરટે પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવવા સારૂ ઇલાકાના મુખીય શેહેરોની બહાર કેઇ પણ જગાએ બેઠક કરવાના પોતાના ઇરાદાની નોટીસ આપી હોય, ત્યાં તે હાઇકોરટ કાંઇ પણ હુકમ ક

રે તેને અનુસરીને સદરહુ જગાની શેશન કોરટે પોતાની આગળ જુરરોને સમન કરવા બાબત આ કાયદામાં આગળ ફરમાવેલી રીતે પોતાની ટીપમાંથી જુરરોની પુરતી સંખ્યાને સમન કરવી.

લશકરી જુરરો. ૩૧૭ એ પ્રમાણે જુરર દાખલ સમન કરેલા સખસો ઉપરાંત જો સદરહુ સેશન કોરટને જરૂર લાગે તો મલીકા માઆઝમાના લશ્કરમાંના જે સનદી તથા વગર સનદી અમલદારો પોતાની બેઠક ની જગાથી દસ માઇલની અંદર રેહતા હોય તે અમલદારોની જેટલી સંખ્યા ઉપર કહ્યા મુજબ હાઈકોરટની આગળ જે સખસોની ઉપર ગુન્હાના તહોમત મુકયાં હોય તે શખસોનો ઇનસાફ કરવા સારૂ જોઈતી જુરીઓ પુરી કરવાને પોતે જરૂરની ધારે તેટલી સંખ્યાને તે શેસન કોરટે, કમાંડીંગ અમલદારને લખી જણાવ્યા પછી સમન કરાવવી.

એ પ્રમાણે સમન કરેલા સઘળા અમલદારો, આ કાયદામાં ગમે તે કહ્યું હોય તે છતાં સદરહુ જુરીઓમાં કામ કરવાને પાત્ર થશે, પણ સદરહુ પ્રકારના જે અમલદારને તેનો કમાંડીંગ અમલદાર તાકીદના લસ્કરી કામના સબબથી, અથવા બીજા કોઈ પણ વિશેષ લશકરી કારણ સારૂ, માફ કરાવવા માગતા હોય તે અમલદારને સમન કરવો નહી.

જુરરો હાજર થવા ને ચુકે તે બાબત. ૩૧૮. ૩૧૫ મી, ૩૧૬ મી અથવા ૩૧૭ મી કલમ પ્રમાણે સમન કરેલો જે સખસ કાયદેસર કારણ વગર તે સમનથી ફરમાવ્યા મુજબ હાજર થવાને ચુકે, અથવા હાજર થઇને જડજની રજા લીધા વગર જતો રેહે અથવા કોરટે કામ મુલત્વી રાખીને પછી હાજર થવાનો હુકમ કરયો હોય તે વખતે હાજર થવાને ચુકે. તે સખસે તીરસ્કારનો ગુન્હો કરયો છે એવું સમજવું, અને જડજને યોગ્ય લાગે એટલો દંડ તેના હુકમથી આપવાને તે સખસ પાત્ર થશે. અને સદરહુ દંડ આપવામાં કસુર થાય તો, તે આપે ત્યાં સુધી દીવાની તુરંગમાં કેદને પાત્ર થશે.

ક.---સેશન કોરટ સારૂ જ્યુરરોની તથા આસેસરોની ટીપ, અને તે કોરટ સારૂ જ્યુરરોને તથા આસેસરોને સમન કરવા બાબત.

જ્યુરરો અથવા આસેસરો દાખલ કામ કરવાની પાત્રતા. ૩૧૯ હેઠળ કહ્યું છે તે શિવાય કરીને એકવીસથી તે સાઠ વરસની ઉમર સુધીના સઘળા મરદો જે જીલ્લામાં તેઓ રેહેતા હોય તે જીલ્લાની અંદર જે ઇનસાફ કરવામાં આવે તેમાં જ્યુરરો અથવા આસેસરો દાખલ કામ કરવાને પાત્ર છે એવું સમજવું.

માફી. ૩૨૦ હેઠળ લખેલા સખસોને જ્યુરર અથવા આસેસર દાખલ કામ કરવાની જવાબદારીમાંથી માફી છે એટલે:—

(અ) જીલ્લા—માજીસ્ત્રેટથી ઉંચા દરજજાના જે અમલદારો મુલકી ખાતામાં ચાકરીમાં હોય તે અમલદારો;

(બ) જડજો;

(ક) રેવિન્યુ અથવા કસ્ટમના કમિશનરો તથા કલેકટરો;

(ડ) કસ્ટમ ખાતામાં પ્રિવેનટિવ સર્વીસમાં કામે લાગેલા સઘળા સખસો;

(ઈ) રેવન્યુની વસુલાતના કામમાં લાગેલા જે શખસોને તેઓના હુદ્દાના કામના શ્રમથી માફ કરવાનું કલેકટર યોગ્યધારે તે શખસો;

(ફ) જે શખસો પોતપોતાના ધર્મમાં ખરેખર ઉપાધ્યાય અથવા ઉપદેશનું કામ કરતા હોય તે શખસ;

(ગ] મલીકા માઆઝમાંનાં લશ્કરમાંના શખસો પણ જ્યારે કોઇ ચાલુ કાયદાથી તેઓને જ્યુરર અથવા અસેસર દાખલ કામ કરવાને વિશેષે કરીને પાત્ર ક રયા હોય તે શિવાય કરીને;

(હ] સર્જન તથા બીજા જે શખસો ખુલ્લી રીતે તથા હમેશ વૈદ્યના ધંધો કરતા હોય તે શખસો;

(આઇ) જે શખસો ટપાલ આફીસમાં તથા તાર ખાતાઓમાં નોકરયા તે શખસો;

[જે) દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૬૪૦ મી તથા ૬૪૧ મી કલમના ઠરાવો પ્રમાણે જે શખસોને કોરટમાં જાતે હાજર થવાનુ મા ફ કરયુ હોય તે શખશો;

[કે) બીજા જે શખશોને જ્યુરર અથવા આશેશર દાખલ કામ કરવાની જવાબ દારીમાંથી સ્થાનિક સરકારે માફી આપી હોય તે શખશો:

જુરરો તથા આશેસરોની ટીપ.

૩૨૧. જે શખશો જુરર અથવા આશેસર દાખલ કામ કરવાને પાત્ર હોય; અને જેઓ શેશન જડજના તથા જીલ્લાના કલેકટરના અથવા બીજા જે અમલદારને સ્થાનિક સરકાર આ બાબત નીમે તે અમલદારના વીચાર પ્રમાણે જ્યુરર અથવા આશેસર દાખલ કામ કરવાને યોગ્ય હોય, અને જેઓની વીરૂદ્ધ ૨૭૮ મી કલમની બ થી હ સુધીની (એ બને સુદ્ધાં) રકમો મુજબ સકળ થાય એવી રીતે હરકત લેવાનું સંભવતું ન હોય તે શખસોની કક્કાવાર એક ટીપ શેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર કહ્યા મુજબ બીજા અમલદારે તઈઆર કરવી.

તે ટીપમાં સદરહુ પ્રકારના દરએક શખસનું નામ, રેહેવાનું ઠેકાણુ અને તે કોણ છે તે અથવા તેનો ધંધો શો છે, એ લખવું; અને જો તે શખસ યુરોપિયન અથવા અમેરિકન હોય, તો તેની નેમ તે ટીપમાં લખવી.

ટીપ પ્રસિદ્ધ કરવા બાબત.

૩૨૨. સદરહુ ટીપની નકલો કલેકટરની અથવા ઉપર કહેલા બીજા અમલદારની આફીસમાં, તથા જીલ્હા માજીસ્ત્રેટની કોરટના તથા જીલ્લા કોરટનાં મકાનોમાં, તથા જે શેહેર અથવા શેહેરોમાં અથવા જે શેહેર અથવા શેહેરોની પાશે તે ટીપમાં કહેલા શખશો રેહેતા હોય તે શેહેર અથવા શેહેરોમાંની કોઇ પ્રસિદ્ધ જગામાં ચોડવી.

ટીપ બાબત હરકતો.

૩૨૩ તેવી દરએક નકલ નીચે એક નોટીસ જોડવી એવી રીતે કે એ ટીપ બાબત જે હરકતો કરવી હોય તે શેશન કોરટનાં મકાનમાં ફલાણી વખતે શેશન જડજ તથા કલેકટર અથવા ઉપર લખેલો બીજો અમલદાર સાંભળીને તેનો ફેસલો કરશે, અને તે વખત નોટીસમાં લખવી.

ટીપની તપાસણી. ૩૨૪. સદરહુ હરકતો સાંભળવા માટે શેશન જડજે કલેક્ટર અથવા ઉપર કહેલા બીજા અમલદારની સાથે બેસવું, અને; તે નોટીસમાં લખેલી વખતે તથા જગાએ, તે ટીપ તપાસવી અને તે સુધરાવવામાં જેઓનું લાગતુ વળગતું હોય તેવા શાખશોની હરકતો (અગર હોય તો સાંભળવી અને પોતાની નજરમાં જે શાખસ જુરર અથવા આશેસર દાખલ કામ કરવાને યોગ્ય ન જણાય તેવા શાખસનુ નામ અથવા જે શાખસ ૩૨૦ મી કલમમાં કહેલી માફી ઉપર પોતાનો હક સાબિત કરે તેવા શાખસનું નામ કાહાડી નાખવુ, અને તે ટીપ મધે જે શાખસનું નામ લખ્યું નહીં હોય પણ જેને તે કામ સારૂ પોતે યોગ્ય સમજે તે શાખસનું નામ તેમાં દાખલ કરવું-

શેશન જડજનું અને કલેકટરનું અથવા ઉપર લખેલા બીજા અમલદારનુ મત જુદુ.પડે તો જે શાખસને જુરર અથવા આશેસર કરવાનો વિચાર હોય તેનું નામ ટીપમાંથી કાહાડી નાખવું.

તે તપાશેલી ટીપની એક નકલ ઉપર સદરહુ શેશન જડજે તથા કલેકટરે અથવા ઉપર લખેલા બીજા અમલદારે સહી કરી અને શેશન કોરટને તે નકલ મોકલવી.

તે ટીપ તઈયાર કરવામાં તથા તપાસવામાં સદરહુ શેશન જડજે તથા કલેકટર અથવા ઉપર લખેલા બીજા અમલદારે કાંઈ પણ હુકમ કરયો હોય તે આખરનો છે એવું સમજવું.

આ કલમ મુજબ માફીનો દાવો કરયો નહીં હોય તો તે ટીપ પાછી તપાસવામાં આવે ત્યાં સુધી તે માફીનો હક છોડી દીધો છે. એમ સમજવું.

ટીપની વરશો વરસ તપાસણી. ૩૨૫, એ પ્રમાણે તઈઆર કરેલા તથા તપાશેલી ટીપ દરવરશે એકવાર ફરી તપાસવી.

એ પ્રમાણે તપાસેલી ટીપને નવી ટીપ ગણવી. અને અસલ તઈયાર કરેલી ટીપ બાબત આ કાયદામાં પાછળ કહેલી બધી કાનુનો તેને લાગુ પડશે.

છલ્લા માજીસ્ત્રેટે જુરરોને તથા આસેસરોને સમન કરવા બાબત. ૩૨૬ સેશન ભરવા સારૂ વખતે વખતે જે દીવસ શેશન જડજ ઠરાવે તે દીવસથી ઓછું કરીને ઓછામાં ઓછા ત્રણ દીવસ પહેલાં શેશન જડજે છલ્લા માજીસ્ત્રેટને પત્ર મોકલવો અને તેમાં લખવું કે તે શેશનમાં જ્યુરીથી જે કામોનો ઈનસાફ થવાનો હોય તથા આસેસરોની મદદથી જે કામોનો ઈનસાફ થવાનો હોય તે કામોના ઈનસાફને સારૂ જેટલાનો ખપ શેશન જડજને જણાય તેટલા સદરહુ તપાશેલી ટીપ મધ્યે લખેલા શાખસોને સમન કરવા તેવા હરકોઈ કામના ઈનસાફને સારૂ જેટલા શાખશોને સમન કરવા તેવા હરકોઈ કામના ઈનસાફને સારૂ જેટલા શાખસોનો ખપ હોય તેથી બમણા કરતાં ઓછાને સમન કરવા નહીં.

જે શાખસોને સમન કરવા હોય તેઓનાં નામ ખુલી કોરટમાં ચિઠ્ઠીથી કાહાડવાં અને તપાસેલી ટીપ માંહેના જે શાખસોએ છ મહિના મધે કામ કરયુ હોય તે શાખસોને બાતલ કરવા, પણ જોઈતી સંખ્યા તેમના વગર પુરી ન થાય તો તેમને બાતલ કરવા નહીં; અને એ પ્રમાણે કાહાડેલાં નામ સદરહુ પત્રમાં વિસેષે કરીને જણાવવાં.

બીજાં જ્યુરરોને અથવા આસેસરોને સમન કરવાનો અધિકાર.

૩૨૭. સેશન કોરટની આગળ એટલાં બધાં કામનો ઇનસાફ થવાનો હોય કે એકજ વરગના જ્યુરરોને અથવા આસેસરોને એક આખી સેશન સુધી હાજર રાખવા એ ઉલમ ભરેલું થાય, અથવા બીજાં કારણને લીધે તેમ કરવાની જરૂર જણાય, ત્યારે ૩૨૬ મી કલમમાં કહેલા વખત સિવાય બીજે વખતે જ્યુરરોને અથવા આશેસરોને સમન કરવાનું ફરમાવવાને તે શેશન કોરટ મુખત્યાર છે.

સમનનો નમુનો તથા તેની બજાવણી.

૩૨૮. જ્યુરર અથવા આશેશરને જે સમન કરવો તે લખીને કરવો, અને તેમાં એ પ્રમાણે ફરમાવવું કે તમે જ્યુરર અથવા આશેસર દાખલ જેમ હોય તેમ ફલાણી વખતે તથા જગાએ હાજર થાઓ; તે વખત તથા જગા સમનમાં લખવી જોઇએ.

સરકારી અથવા રેલવેના નોકરને ક્યારે માફ કરવાનો અધિકાર છે.

૩૨૯. જ્યુરર અથવા આશેસર દાખલ કામ કરવાને સમન કરેલો કોઇ પણ શખસ સરકારની અથવા કોઇ રેલવે કંપનીની ચાકરીમાં હોય, અને જે આફીસમાં તે નોકર હોય તે આફીસના ઉપરીએ જાહેર કરવા ઉપરથી એમ જણાય કે લોકોને અડચણ થયા વગર તે શખસથી, પ્રસગ પ્રમાણે, જ્યુરર અથવા આશેશરનું કામ થઇ શકસે નહીં; તો જે કોરટનાં કામ કરવા સારૂ તે શખસને એ પ્રમાણે સમન કરયો હોય તે કોરટ તે શખશને હાજર થવાનું માફ કરવાને મુખત્યાર છે.

જ્યુરર અથવા આશેસરને હાજર થવાનું માફ કરવાને કોરટ મુખત્યાર છે.

૩૩૦. યોગ્ય કારણસર કોઇ પણ જ્યુરરને અથવા આશેસરને કોઇ પણ અમુક શેશનમાં હાજર થવાનું માફ કરવાને શેશન કોરટ મુખત્યાર છે.

હાજરથયેલા જ્યુરરો અનેઆશેસરોનીટીપ.

૩૩૧. દરએક શેશને તે શેશનમાં જ્યુરર અથવા આશેસર દાખલ જે શખશો હાજર થયા હોય તેઓનાં નામની ટીપ સદરહુ કોરટે તઇયાર કરાવવી.

૩૨૪ મી કલમ પ્રમાણે તપાશેલી જ્યુરરોની તથા આશેશરોની ટીપની સાથે સદરહુ ટીપ રાખવી.

આ કલમ પ્રમાણે તઇયાર કરેલી ટીપમાં જે નામો લખેલાં હોય તેમાંના દરએક નામ વિસે સદરહુ તપાશેલી ટીપના હાંશીઆમાં હવાલો આપવો.

જ્યુરર અથવા આશેસર હાજરન થાય તો દંડ કરવો તે બાબત.

૩૩૨ જ્યુરર અથવા આશેશર દાખલ હાજર થવાને સમન કરેલો જે શખશ કાયદેસર કારણ વગર, શમનમાં ફરમાવ્યા મુજબ હાજર થવાને ચુકે, અથવા હાજર થઇને કોરટની રજા લીધા વગર જતો રહે, અથવા કોરટે કામ મુલતવી રાખીને પછી હાજર થવાનો હુકમ કર્યો હોય તે વખતે હાજર થવાને ચુકે, તે શખશ શેશન કોરટના હુકમથી સો રૂપીયા સુધી દંડનપાત્ર થશે.

સદરહુ જ્યુરરની અથવા આસેશરની કાંઇ પણ જંગમ મીલકત તે હુકમ કરનારી કોરટની હકુમતની સ્થાનિક હદ માંહે હોય તે મિલકત જપ્ત કરીને તથા વેચીને જીલ્લા માજીસ્ત્રેટે સદરહુ દંડ વસુલ કરવો.

સદરહુ જપ્તિ તથા વેચાણથી જો તે દંડ વસુલ ન થાય તો સદરહુ જ્યુરરને અથવા આસેસરને સેસન કોરટના હુકમથી પંદર દીવસની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ કરવાનો અધીકાર છે, પણ જો સદરહુ મુદત પુરી થતાં પેહેલાં તે દંડ આપવામાં આવે તો તેને તરત છોડી મુકવો.

લ.—હાઇકોરટો બાબત વીશેષ ઠરાવો.

ફરીયાદનું કામબંધ કરવાનો આડવોકેટ જનરલનો અધિકાર.

૩૩૩ આ કાયદા પ્રમાણે કોઇ હાઇકોરટની આગળ કોઇ પણ કામનો ઇનસાફ થાય ત્યારે જ્યુરીનો ઠરાવ કહી સંભળાવવામાં આવે તેની અગાઉ કોઇપણ વખતે આડવોકેટ જનરલને યોગ્ય લાગે તો મલિકા માઆઝમાની તરફથી કોરટને એવું જાહેર કરવાને તે મુખત્યાર છે કે તહોમતવાળાની ઉપર મુકેલાં તહોમત બાબત હું ફરિયાદનું કામ આગળ ચલાવીશ નહીં; અને તે ઉપરથી સદરહુ તહોમત બાબત તહોમતવાળાની ઉપર સઘળું કામ ચલાવવાનું બંધ કરવું; અને તને તેત હોમત બાબત અને તેમાંથી છોડી મુકવો. પણ મજકુર જરૂર બીજી રીતે નહી ફરમાવે તો એ પ્રમાણે છોડી મુકવાની વાત ગુન્હો નાસાબીત થયાના ઠરાવની બરાબર છે એમ સમજવું નહીં.

બેઠકો કરવાનો વખત.

૩૩૪ દરએક હાઇકોરટે પોતાની અસલ ફોજદારી હકુમત ચલાવવાસારૂ તે કોરટનો ચીફ જસ્ટીસ વખતે વખતે ઠરાવે એવે દીવસે તથા એવે ફાવતે અંતરે બેઠકો કરવી.

બેઠકોકરવાનીજગા

૩૩૫ હાઇકોરટે પોતાની બેઠકો જે જગાએ તે હાલ કરતી હોય તે જગાએ, અથવા કલકતાની હાઇકોરટની બાબતમાં ગવર્નર જનરલ ઇનકાંઉસીલ અને બીજી હાઇકોરટોની બાબતમાં સ્થાનિક સરકાર ફરમાવે તેવી બીજી (જો હોય તો) જગાએ કરવી.

પણ કલકતાની હાઇકોરટ ગવરનર જનરલ ઇન કાંઉસીલની સંમતીથી, અને બીજી સઘળી હાઇકોરટ સ્થાનિક સરકારની સંમતીથી પોતાની અપેલેટ હકુમતના સ્થાનિક હદ માંહેની બીજી જે જગાઓ પોતે મુકરર કરે તે જગાએ વખતે વખતે બેઠકો કરવાને મુખત્યાર છે.

બેઠકોની નોટીસ.

જે અમલદારને ચીફ જસ્ટીશ ફરમાવે તે અમલદારે હાઇકોરટની અસલ ફોજદારી હકુમત ચલાવવાસારૂ જે બેઠકો કરવાનો વીચાર હોય તે સઘળી બેઠકોની નોટીસ અગાઉથી સ્થાનીક સરકારી ગ્યાઝેટમાં આપવી.

રાણીની વીલાયતી રઇયતનો ઇનસાફ કરવાની જગા.

૩૩૬ હાઇકોરટને એવું ફરમાવવાનો અધીકાર છે કે રાણીની જે વીલાયતી રઇયતનો તથા જે શખસોનો ઇનસાફ ૨૧૫મી કલમ મુજબ હાઇકોરટથી કરવા યોગ્ય હોય તેઓનો ઇનસાફ હાઇકોરટથી કરવાસારૂ તેઓને કેટલાએક વી

ષ જીલ્હામાં અથવા વસ્તી કોઇવિશેષ મુદત મહિ કમીટ કરયા હોય તેવી સઘળી વિલાયતી રઈયતનો અને તેવા સઘળા શખ્સોનો ઇનસાફ પોતાની મામુલ બેઠકની જગાએ કરવામાં આવશે,

અથવા એવું ફરમાવવાનો અધિકાર છે કે ફલાણી જગાએ તેઓનો ઇનસાફ કરવામાં આવશે.

---

## બાબ ૨૪ મો

ચોકશી તથા ઇનસાફ બાબત સામાન્ય ઠરાવો.

જેશખ્સ ગુન્હામાં સમીલ હોય તે શખ્સને માફીઆપવાનુંકહેવાબાબત.

૩૩૭ જે ગુન્હાનો ઇનસાફ સેસન કોરટથીજ અથવા હાઇકોરટથીજ થઇ શકે તેવા કોઇપણ ગુન્હાની બાબતમાં ગુન્હાની ચોકશી કરનારો જીલ્લામાજીસ્ત્રેટ પ્રેસિડેન્શી માજીસ્ત્રેટ, પેહેલા વરગનો કોઇપણ માજીસ્ત્રેટ, અથવા જીલ્લામાજીસ્ત્રેટની મંજુરીયત લઇને બીજો કોઇપણ માજીસ્ત્રેટ જે ગુન્હાની ચોકશી ચાલતી હોય તેગુન્હામાં ફલાણો શખ્સ પોતે જાતે અથવા પરંપરાથી સામીલ છે અથવા તે બાબત જાણીતો છે એમ ધારવામાં આવતુ હોય તે શખ્સની શાહેદી લેવાના હેતુથી તેને, તે ગુન્હા સબંધી તથા બીજો જે શખ્સ તે ગુન્હો કરવામાં મુખ્ય અથવા મદદગાર તરીકે સામીલ હોય તે શખ્સ સબંધી જે જે કેફિયત તેના જાણ્યામાં હોય તે સઘળી કેફિયત પુરેપુરી તથા ખરે ખરી તેણે જાહેર કરવી એવા શરતથી માફી આપવાનું વચન આપવાને મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે માફી આપવા માંડી હોય તે કબુલ કરનાર દરએક શખ્સની તે મુકદમામાં શાહેદ દાખલ જુબાની લવી,

સદરહુ શખ્સને જો જામીન ઉપર છોડયો ન હોય તો, પ્રસંગ પ્રમાણે, સેસનકોરટ અથવા હાઇકોરટ તે ઇનસાફનું કામ પુરૂં કરે ત્યાં સુધી તેને પેહેરામાં અટકાવી રાખવો.

પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ શીવાય બીજો જે માજીસ્ત્રેટ આ કલમ પ્રમાણે માફી આપવાનું કેહે તે માજીસ્ત્રેટે તેમ કરવાના પોતાના કારણ દફતરમાં દાખલ કરવાં; અને જ્યારે કોઇ પણ માજીસ્ત્રેટે એ પ્રમાણે માફી આપવાનું કહ્યુ હોય અને જે શખ્સને તે આપવાનું કહ્યું હોય તે શખ્સની જુબાની લીધી હોય, ત્યારે તે મુકદમાનો ઇનસાફ તેણે જાતે કરવો નહીં; પછી જે ગુન્હો સદરહુ શખ્સે કરયાનું જણાતું હોય તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધિકાર તે માજીસ્ત્રેટને હોય તોપણ.

માફી આપવાનું કેહેવાનો હુકમ કરવાનો અધિકાર.

૩૩૮, મુકદમો કમિટ થયા પછી પણ ફેસલો કરતાં પેહેલાં ગમે તે વખતે જે કોરટમાં મુકદમો કમિટ કરયો હોય તે કોરટ સદરહુ પ્રકારના કોઇ પણ ગુન્હામાં ફલાણો શખ્સ પોતે જાતે અથવા પરંપરાથી સામિલ છે અથવા તે બાબત જાણીતો છે એમ ધારવામાં આવતું હોય તે શખ્સની શાહેદી ઇનસાફની વખતે લેવાના હેતુથી તે શખ્સને તેજ શરતથી માફીનું વચન આપવાને અથવા કમીટ કરનારા માજીસ્ત્રેટે અથવા જીલ્લા માજીસ્ત્રેટે તેજ શરતે તેવા શ

ખસને માફીનું વચન આપવું એવું ફરમાવવાને મુખત્યાર છે.

જે શખસને માફી આપવાનું કહ્યું હોય તે શખસને કમિટ કરવા બાબત.

૩૩૯. જ્યારે ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે માફીનું વચન આપ્યું હોય, અને જે શખશે સદરહુ માફીનું વચન કબુલ કરયું તે શખસ જાણી જોઈને કાંઈ મુદ્દાની વાત છુપાવીને અથવા ખોટી શાહદી આપીને જે શરતથી સદરહુ માફી આપેલી તે શરત પ્રમાણે ચાલો નહીં હોય ત્યારે જે ગુન્હા બાબત તે માફી એ પ્રમાણે આપવાનું કહ્યું તે ગુન્હા માટે, અથવા તેજ બાબતના સબંધમાં બીજા જે ગુન્હાનો તે તકસીરવાર થએલો જણાય તે ગુન્હા માટે, તેનો ઇનસાફ કરવાનો અધિકાર છે.

તે શખસે માફીનું વચન કબુલ કરયું હોય તે શખસે જે મજકુર કહ્યો હોય તે મજકુર. જ્યારે તે માફી આ કલમ પ્રમાણે રદ કરી હોય ત્યારે, તેની વિરૂદ્ધ પુરાવામાં આપવાનો અધિકાર છે.

સદરહુ મચકુરના સંબધમાં ખોટી શાહેદી આપ્યાના ગુન્હા બદલ હાઇ કોરટની મંજુરી વગર કાંઇ પઇ ફરિયાદ લેવી નહીં.

જવાબ કરવાનો તહોમતવાળાનો હક્ક.

૩૪૦. કોઇ પણ ફાજદારી કોરટની આગળ જે શખસની ઉપર તહોમત આવ્યું હોય તેવા દરેક શખસને કોઇ પીલીડરની મારફતે પોતાનો જવાબ કરવાનો હક છે.

તહોમતવાળો ચાલેલુ કામ સમજતો નહીં હોય ત્યારે કેમ કરવું.

૩૪૧. તહોમતવાળો દિવાનો નહીં હોય તોપણ ચાલેલું કામ તેને સમજાવી શકાતું નહીં હોય તો ચોકશી અથવા ઇનસાફનું કામ ચલાવવાનો કોરટને અખત્યાર છે; અને હાઇકોરટ શિવાય બીજી કોઇ કોરટની બાબતમાં જો તે ચોકશી કરતાં તહોમતવાળાને કમિટ કરવો પડે; અથવા તે ઇનસાફ કરતાં તેની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવો પડે, તો ચલાવેલાં કામના કાગળ તથા તે કામની હકીકતનો રિપોરટ હાઇકોરટમાં મોકલવો, અને હાઇકોરટને યોગ્ય લાગે તેવો તે બાબત હાઇકોરટે હુકમ કરવો.

તહોમતવાળાની જબાની લેવાનો અધિકાર.

૩૪૨ તહોમતવાળાની વિરૂદ્ધ પુરાવામાં કાંઇ હકીકત જણાતી હોય તેનો ખુલાસો તહોમતવાળો કરી શકે એટલા સારૂ, હરકોઇ ચોકશી અથવા ઇનસાફ ચાલતો હાય ત્યારે કોઇ પણ વખતે તેને અગાઉથી તાકીદ આપ્યા વગર તેને જે સવાલો પુછવા જરૂર જણાય તે સવાલો પુછવાને તે કોરટ મુખત્યાર છે, અને ફરીયાદનું કામ ચલાવનારની તરફના શાહેદોની જબાની લેવાઇ રહ્યા પછી અને તે તહોમતવાળાને જવાબ આપવાનું ફરમાવતાં પેહલાં ઉપર કહેલાં કારણ સારૂ કોરટે તે મુકદમા બાબત તેને સવાલ સામાન્યતઃ પુછાવા.

તે સવાલોના જવાબ આપવાની ના કેહેવાથી અથવા તે સવાલોના ખોટા જવાબ દેવાથી તે તહોમતવાળો શિક્ષાને લાયક થશે નહીં; પણ એ પ્રમાણે ના કેહેવા ઉપરથી અથવા એવા જવાબ આપવા ઉપરથી પોતાને વાજબી લાગે એવું અનુમાન કોરટ તથા જ્યુરી હોય તો તે કરવાને મુખત્યાર છે.

તહોમત વાળાએ આપેલા જબાબો સદરહુ ચોકશી અથવા ઇનસાફની વખતે ધ્યાનમાં લેવાનો અખત્યાર છે. અને સદરહુ જવાબો ઉપરથી બીજો જે ગુન્હો તેણે કરયાનું દખાતું હોય તે ગુન્હા બાબત ચોકશી અથવા ઇનસાફ થતી વખતે તે જવાબો તેની તરફ અથવા તેની વિરૂદ્ધ પુરાવામાં આપવાનો અખત્યારછે.

તોહોમતવાળાને કાંઈ સોગન આપવા નહીં.

લલચાવીને કાંઇવાત પ્રગટ કરાવવાને કાંઈ દાબવાપરવો નહીં.

૩૪૩. ૩૩૭ મી અને ૩૩૮ મી કલમમાં ઠરાવ્યું છે તે સિવાય કોઇ તહોમતવાળા શખસના જાણવામાં કાંઇ પણ વાત હોય તે પ્રગટ કરવાને અથવા નહીં કરવાને તે લલચાય એટલા માટે તેને કાંઇ પણ વચન અથવા ધમકી આપીને અથવા બીજી રીતે તેની ઉપર કાંઇ દાબ વાપરવો નહીં.

કામ ચલાવવાનું સરૂથી અથવા વચમાં મુલતવી રાખવાનો અખત્યાર.

૩૪૪ કોઇ શાહેદની ગેરહાજરીને લીધે અથવા બીજા કાંઇ યોગ્ય કારણને લીધે કોઇ પણ ચોકશી અથવા ઇનસાફનું કામ શરૂથી અથવા વચમાં મુલતવી રાખવું જરૂર અથવા યોગ્ય જણાય, તો કોરટ વખતે વખતે લખેલો હુકમ કરીને અને તે બાબતનાં કારણ જણાવીને પોતાને દુરસ્ત લાગે એવી શરતે, અને પોતાને યોગ્ય લાગે એટલી મુદત સુધી, સદરહુ ચોકશી અથવા ઇનસાફનું કામ સરૂથી અથવા વચમાંથી મુલતવી રાખવાને મુખત્યાર છે, અને તહોમતવાળો પેહેરામાં હોય તો વારંટ કાહાડીને તેને પાછો મોકલવાને મુખત્યાર છે.

પાછો મોકલવો.

પણ એવું ઠરાવ્યું છે કે કોઇ પણ માજીસ્ત્રેટે આ કલમ પ્રમાણે કોઇ તહોમત વાળા શખસને એકી વખતે પંદર દીવસ કરતાં વધતી મુદત સુધી પેહેરામાં પાછો મોકલવો નહીં.

હાઇ કોરટ શીવાય બીજી કોઇ કોરટે આ કલમ પ્રમાણે કરેલો દરએક હુકમ લખેલો હોવો જોઇએ અને તેની ઉપર પ્રમુખ જડજે અથવા માજીસ્ત્રેટે સહી કરવી.

પાછો મોકલવાનો વાજબી સબબ.

ખુલાસો.— તહોમત વાળાએ કાંઇ ગુન્હો કરયો હશે એવો વેહેમ આવે તેવો પુરતો પુરાવો મળ્યો હોય, અને તેને પાછો મોકલવાથી વધારે પુરાવો મળે તેવું છે એવું દેખાય તો તેને પાછો મોકલવાનો આ વાજબી સબબ છે.

ગુન્હા માંડી વાળવા બાબત.

૩૪૫ આ નીચેનાં કોષ્ટકનાં પેહેલાં બે આસનમાં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જે કલમોનું વરણન કેરયું છે તે કલમો મુજબ શિક્ષા કરવા લાયક ગુન્હાઓ તે કોષ્ટકનાં ત્રીજાં આસનમાં કહેલા શખસોને માંડી વાળવાનો અધિકાર છેઃ—

| ગુન્હો. | હિંદુસ્તાનના ફોજદારી કાયદાની લાગુ પડતી કલમો | જે સખસને ગુન્હો માંડીવાળવાનો અધિકાર છે તે સખસ. |
|---|---|---|
| ધરમ સંબંધી કોઇપણ સખસનું દીલ દુખાવવાના પાકા ઇરાદાથી કાંઇ શબ્દો બોલવા વગેરે. | ૨૯૮ | ધરમ સંબંધી જે સખસનું દીલ દુખાવવાનો ઇરાદો હોય તે સખસ. |
| વ્યથા કરવી. | ૩૨૩, ૩૩૪ | જે સખસને વ્યથા કરી હોય તે સખસ. |
| હરકોઇ સખસને ગેરવ્યાજબી અટકાવ કરવો અથવા કેદ કરવો. | ૩૪૧, ૩૪૨ | જે સખસને અટકાવ કરયો હોય અથવા કેદ કરયો હોય તે સખસ. |
| હુમલો અથવા સાપરાધ બળ વાપરવું | ૩૫૨, ૩૫૫ ૩૫૮ | જે શખસની ઉપર હુમલો કરયો હોય અથવા સાપરાધ બળ વાપરયું હોય તે શખસ. |
| કાયદા વિરૂદ્ધ જબરાઇથી મજુરી કરાવવી. | ૩૭૪ | જે સખસ પાસે જબરાઇથી મજુરી કરાવી હોય તે શખસ. |
| બિગાડ—જ્યારે જે હાની અથવા નુકશાન કરવામાં આવે તે ફક્ત કોઇ ખાનગી સખસને કરેલી હાની અથવા નુકશાન હોય ત્યારે.— | ૪૨૬, ૪૨૭ | જે શખસને હાની અથવા નુકશાન કરવામાં આવે તે શખસ. |
| સાપરાધ પ્રવેશ. | ૪૪૭ | જે મિલકતમાં પ્રવેશ કરયો હોય તે મિલકત જે શખસના કબજામાં હોય તે શખસ. |
| ગ્રહ પ્રવેશ. | ૪૪૮ | |
| નોકરી કરવાનો કરાર સાપરાધ રીતે તોડવો. | ૪૯૦,૪૯૧,૪૯૨ | જે શખસની સાથે ગુન્હેગારે કરાર કરયો હોય તે શખસ. |
| છિનાળું | ૪૯૭ | જે સ્ત્રી હોય તેનો ધણી. |
| સાપરાધ ઇરાદાથી પરણેલી સ્ત્રીને ફોસલાવી જવી અથવા લઇ જવી અથવા રોકી રાખવી. | ૪૯૮ | |
| આબરૂ લેવી. | ૫૦૦ | |
| કાંઇ બાબત આબરૂ લેવા જેવી છે એવું જાણીને તે છાપવી અથવા કોતરવી. | ૫૦૧ | |
| છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી બાબત છે એવું જાણીને તે વસ્તુ વેચવી. | ૫૦૨ | જે શખસની આબરૂ લીધી હોય તે શખસ. |
| સમાધાનીનો ભંગ કરાવવાના ઇરાદાથી તીરસ્કાર કરવો. | ૫૦૪ | જે શખસને તીરસ્કાર કરયો હોય તે શખસ. |
| સપરાધ ધમકી, જ્યારે તે ગુન્હો સાત વરસની કેદની શિક્ષા કરવા લાયક નહોય ત્યારે. | ૫૦૬ | જે શખસને ધમકી આપી હોય તે શખસ. |

બુદ્ધિ પુર્વક વ્યથા કરવાનો અથવા બુદ્ધિ પુરવકમ હાવ્યથા કરવાનો અથવા જીંદગી જોખમમાં આવે એવુ કામ કરીને વ્યથા કરવાને અથવા જીંદગી જોખમમાં આવે એવુ કામ કરીને મહાવ્યથા કરવાનો જે ગુનો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૪ મી અથવા ૩૩૫ મી અથવા ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક છે તે ગુન્હો જે સખસને વ્યથા કરી હોય તે શખસને જે કોરટની આગળ તે ગુન્હા બાબત કાંઇ પણ ફરીયાદનું કામ ચાલુ હોય તે કોરટની રજા લઇને માંડી વાળવાનો અધિકાર છે.

આ કલમ મુજબ હરકેઇ ગુન્હો માંડી વાળવાનો અધિકાર હોય ત્યારેતે ગુન્હામાં મદદગારી કરવાનો ગુન્હો અથવા (જ્યારે સદરહુ ગુન્હો કરવાની કોસિસ ખાતે ગુન્હો હોય ત્યારે] તે કોશીશ કરવાનો ગુનો એજ રીતે માંડી વાળવાનો અધિકાર છે.

જો કોઇ શખસ બાળક અથવા ગાંડો અથવા દિવાનો હોય અને જો તેઓ નહોત તો તે આ કલમ મુજબ કાંઇ ગુન્હો માંડી વાળવાને લાયક થાત તો તે શખસની તરફથી કરાર કરવાનો જે શખસને અધિકાર હોય તે શખસ સદરહુ ગુન્હો માંડી વાળવાને મુખત્યાર છે.

આ કલમ મુજબ કાંઇ ગુન્હો માંડી વાળવાનું ફળ એવું થશે કે તહોમતવાળાની ઉપર ગુન્હો ના સાબિત થયાનો ઠરાવ થસે.

જે ગુન્હો આ કલમમાં કહ્યો નથી તેવો કોઇ પણ ગુન્હો માંડી વાળવો નહીં.

જે મુકદમા પ્રાંતમાંનો માજીસ્ત્રેટ ચુકવી શકતો નહીં હોય તે મુકદમામાં તેણે કેમ કરવું.

૩૪૬. ઇલાકાનાં મુખ્ય સેહેરોની બાહાર કોઇ પણ જીલામાં કોઇ માજીસ્ત્રેટની આગળ કાંઇ ચોકશી અથવા ઇનસાફનું કામ ચાલતુ હોયત્યારે જોપુરાવા ઉપરથીતે મજીસ્ત્રેટને એવું અનુમાન કરવું વાજબી જણાય કે સદરહુ જીલ્હામાં બીજા કોઇ માજીસ્ત્રેટે તે મુકદમાનો ઇનસાફ કરવો જોઇએ અથવા ઇનસાફ કરવા સારૂ તે કમિટ કરવો જોઇએ. તો તેએ તે કામ ચલાવવુ બંધ રાખીને જે માજીસ્ત્રેટના હાથતળે પોતે હોય તે માજીસ્ત્રેટની આગળ અથવા જીલ્હા માજીસ્ત્રેટ ફરમાવે તેવા બીજા હકુમત વાળા માજીસ્ત્રેટની આગળ તે મુકદમો મોકલવો, અને તેની સાથે ટુંકામાં એક રિપોર્ટ કરીને તેમાં તે મુકદમાનો પ્રકાર સમજાવવો.

જે માજીસ્ત્રેટની પાસે તે મુકદમો મોકલવામાં આવે તેને જોઇનસાફ કરવાનો અખત્યાર આપેલો હોય તો તે મુકદમાનો ઇનસાફ તેજાતે કરવાને અથવા પોતાના હાથ તળેના જે માજીસ્ત્રેટને હકુમત હોય તે માજીસ્ત્રેટને તે મુકદમો સોંપવાને, અથવા તહોમત વાળાને તેનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાને મુખત્યાર છે.

ચોકશી અથવા ઇનસાફનું કામશરૂ કરયા પછી માજીસ્ત્રેટને એમ જણાયકે મુકદમો કમીટ કરવો જોઇએ ત્યારે કેમ કરવુ.

૩૪૭ કોઇ માજીસ્ત્રેટની આગળ કોઇપણ ચોકશીનું કામ ચાલે તેમાં અથવા કોઇ માજીસ્ત્રેટની આગળ કોઇપણ ઇનસાફનું કામ ચાલે તેમાં ફેસલા ઉપર સહી કરતાં પહેલાં તેને કોઇપણ વખતે એમ જણાય કે તે કામનો ઇનસાફ સેસનકોરટે અથવા હાઇકોરટે કરવો જોઇએ, અને જો ઇનસાફ થવાસારૂ કમિટ કરવાનો અખત્યાર તેને આપેલો હો

થ, તો તેણે કામ અગાડી ચલાવવાનું બંધ કરવું અને ૩ ૪૬મી કલમમાં પાછળ કહેલા ઠરાવો પ્રમાણે તહોમતવાળાને કમિટ કરવો.

જો ઇનસાફ થવાસારૂ કમિટ કરવાનો અખત્યાર સદરહુ માજીસ્ત્રેટને આપેલો હોય તો તેણે ૩૪૬મી કલમ પ્રમાણે ચાલવું.

શિક્ષા, સ્થાપના કાયદાથી મીલકતવિરૂદ્ધ ગુન્હા જે શખસો ની ઉપર અગાઉ ઠરયા હોય તે શખસોના ઇનસાફ બાબત.

૩૪૮ હીંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૨ મા અથવા ૧૭મા બાબ પ્રમાણે ત્રણવરસની અથવા તે ઉપરાંતની મુદત સુધી કેદની શિક્ષા કરવા લાયક કોઇ ગુન્હા જે શખસની ઉપર શાબીત થયાનો ઠરાવ કરયો હોય તે શખસની ઉપર એ બેમાંના ગમે તે બાબ પ્રમાણે ત્રણવરસની અથવા તે ઉપરાંતની મુદતસુધી કેદની શિક્ષા કરવા લાયક કોઇગુન્હાનું ફરીથી તહોમત આવ્યું હોય; ત્યારે જે માજીસ્ત્રેટની આગળ તે શખસની ઉપર તહોમત આવ્યું હોય તેની નજરમાં એમ આવે કે તે શખસને ગુન્હો કરવાની ટેવ છે, તો તેને સામાન્યતઃ પ્રસંગ પ્રમાણે શેશન કોરટમાં અથવા હઇકોરટમાં કમીટ કરવો અથવા જે જીલ્હામાં જીલ્લામાજીસ્ત્રેટને૩૦ મી કલમ પ્રમાણે અખ્તીકાર આપ્યો હોય તે જીલ્લામાં તેનો ઇનશાફ સદરહુ માજીસ્ત્રેટની આગળ કરવો.

જોઇએ તેટલી શખત શિક્ષાનો હુકમ માજીસ્ત્રેટ કરી શકેનહી ત્યારે કેમ કરવું

૩૪૯ જ્યારે બીજા અથવા ત્રીજા વરગના જે માજીસ્ત્રેટને હકુમત હોય તે માજીસ્ત્રેટ ફરિયાદનું કામ ચલાવનારની તરફનો તથા તહોમતવાળાની તરફનો શાહેદી પુરાવો સાંભળે ત્યાર પછી તેનો મત એવો થાય કે તોહમતવાળો તકશીરવાર છે, અને તેને જે શિક્ષા કરવાનો પોતાને અધિકાર છે તેથી જુદી જાતની અથવા તે કરતાં વધારે શખત શિક્ષા તે તહોમતવાળાને મળવી જોઇએ; અથવા તેને ૧૦૬ ઠી કલમ પ્રમાણે ખત કરી આપવાનું ફરમાવવું જોઇએ ત્યારે તે માજીસ્ત્રેટ પોતાનો મત દફતરમાં દાખલ કરીને; પોતે ચલાવેલુ કામ તથા તહોમતવાળાને જે જીલ્લા માજીસ્ત્રેટના અથવા પેટા તુકડી માજીસ્ત્રેટના તાબામાં પોતે હોય તેની પાસે મોકલવાને મુખત્યાર છે.

જે માજીસ્ત્રેટની પાસે તે કામ મોકલવામાં આવે તે માજીસ્ત્રેટને દુરસ્ત લાગે તો તે પક્ષકારોની જુબાની લેવાને તથા જેશાહેદ તે મુકદમામાં શાહદી આપી ચુકયો હોય તે શાહેદને પાછો બોલાવીને તેની જુબાની લેવામે મુખત્યાર છે. અને કાંઇ પણ વધારે પુરાવો માંગવાને તથા લેવાને મુખત્યાર છે, અને તે મુકદમામાં પોતાને યોગ્ય લાગે એવો અને કાયદા પ્રમાણે હોય એવો ફેસલો અથવા શિક્ષાનો હુકમ અથવા હુકમ તે માજીસ્ત્રેટે કરવો પણ એવું ઠરાવ્યું છે કે ૩૨ મી તથા ૩૩ મી કલમ પ્રમાણે જેટલી શિક્ષા કરવાનો પોતાને અખ્તેકાર હોય તે કરતાં વધારે સખત શિક્ષા તેણે કરવી નહીં.

થોડોક પુરાવો એક માજીસ્ત્રેટે અને થોડોક પુરાવો બીજા માજી

૩૫૦. જ્યારે કોઇ મુકદમાની ચોકશીમાં અથવા ઇનસાફમાં સઘળો પુરાવો અથવા તેમાંનો કાઇ ભાગ સાંભળ્યાં પછી તથા દફતરમાં દાખલ કરયા પછી કોઇ પણ માજીસ્ત્રે

સ્ત્રેટે દફતરમાં દાખલ કરયો હોય તે ઉપરથી ગુન્હો ઠરાવવા બાબત અથવા કમિટ કરવા બાબત.

ટ તેમાં હકુમત ચલાવતો બંધ પડે, અને તેની પછી તે ની જગા ઉપર બીજો જે માજીસ્ત્રેટ આવે તેને સદરહુ હકુમત હોય અને તે સદરહુ હકુમત ચલાવતો હોય ત્યારે જે પુરાવો પોતાની અગાઉના માજીસ્ત્રેટે એ પ્રમાણે દફતર માં દાખલ કરયો હોય તે પુરાવાને આધારે, અથવા જે પુરાવો થોડો પોતાની અગાઉના માજીસ્ત્રેટે અને થોડો પોતે જાતે દફતરમાં દાખલ કરયો હોય તે પુરાવાને આધારે, સદરહુ પછીથી આવેલો માજીસ્ત્રેટ કામ ચલાવવાને મુખત્યાર છે; અથવા તે શાહેદોને ફરીથી સમન કરવાને અને તે ચોકશી અથવા ઇનસાફ ફરીથી સરૂ કરવાને મુખત્યાર છે.

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છેઃ—

(અ) કોઈ પણ ઇનસાફનાં કામમાં તે બીજો માજીસ્ત્રેટ પોતાનું કામ શરૂ કરે ત્યારે શાહેદોને અથવાં તેઓમાંના હરકોઇને ફરીથી સમન કરવાની તથા તેઓની જબાની ફરીથી સાંભળવાની માગણી કરવાને તહોમતવાળો મુખત્યાર છે.

(બ) કોઇ માજીસ્ત્રેટની આગળ ગુન્હો સાબિત થયો હોય તે સાબિતી જે પુરાવા ઉપરથી થઇ તે સઘળો તેણે લીધેલો નથી તેથી તહોમતવાળાને મુદાની બાબતમાં ન્યાય મળવામાં હરકત થઇ છે. એમ હાઇ કોરટની અથવા જે મુકદમાઓનો ઇનસાફ જીલ્લા માજીસ્ત્રેટના તાબામાંહના માજીસ્ત્રેટો કરે તે મુકદમામાં જીલ્હા માજીસ્ત્રેટની, નજરમાં આવે. તો સદરહુ કોરટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ તે ગુન્હો સાબિત થયાનો ઠરાવ રદ કરવાને મુખત્યાર છે, પછી તે ઠરાવ ઉપર અપીલ થઇ હોય કે નહીં હોય તોપણઃ અને નવેસરથી ચોકશી અથવા ઇનિસાફ કરવાનો હુકમ કરવાને મુખત્યાર છેઃ

જે મુકદમામાં ૩૪૬મી કલમ પ્રમાણે કામ આગળ ચલાવવાનું બંધ કરયું હોય તે મુકદમાઓને આ કલમ માંહેનો કોઇપણ મજકુર લાગુ નથી.

કોરટમાં હાજર થએલા ગુન્હેગારોને અટકાવી રાખવા બાબત.

૩૫૧. કેઇ શખસ ફોજદારી કોરટમાં હાજર હોય, પછી તે પકડાઇને અથવા સમન થઇને નહીં આવ્યો હોય તોપણ, તે શખસે સદરહુ કોરટ સાંભળી શકે એવો ફલાણો ગુન્હો કરયો છે એવું પુરાવા ઉપરથી જણાય તે ગુન્હા બાબત તેની જુબાની લેવા સારૂ તેને અટકાવી રાખવાનો તે કોરટને અખત્યાર છે; અને જાણે તેને પકડેલો હોય અથવા સમન કરેલો હોય એવી રીતે તેની ઉપર કામ ચલાવવાનો અખત્યાર છે.

અટકાવી રાખવો તે ૧૮ મા બાબ પ્રમાણે ચોકશી ચાલતી હોય ત્યારે અથવા ઇનસાફનું કામ ચલાવા માંડયા પછી રાખ્યો હોય ત્યારે તે શખસ બાબત કામ નવેસરથી ચલાવવું અને શાહેદોની જબાની ફરીથી સાંભળવી.

કોરટો ખુલી છે.

૩૫૨. કોઇ ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ કરવા સારૂ જે જગાએ કોઇ ફોજદારી કોરટ બેઠી હોય તે જગા ખુલી કોરટ સમજવી, અને તેમાં વગર અડચણે માઇ શકે તેટલે સુધી સામાન્ય રીતે લ

ઘણા લોકોને તેમાં જવાનો અધિકાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે કોઈપણ અમુક મુકદમાની ચોકશી અથવા ઈનસાફ ચા લે ત્યારે કોઈ પણ વખતે પ્રમુખ જડજ અથવા માજીસ્ત્રેટ જો તેને યોગ્ય લાગેતો એવો હુકમ કરવાને મુખત્યાર છે કે સામાન્ય રીતે લોકોએ, અથવા કોઈ પણ અમુક સખસે કોરટના ઉપયોગ માંહેના ઓરડામાં અથવા મકાનમાં આવવુ, રેહેવું અથવા હોવું નહી.

---

## ભાગ ૨૫ મો.

### ચોકશી તથા ઈનસાફ કરતી વખતે પુરાવો લેવાની તથા દફતરમાં દાખલ કરવાની રીત બાબત.

પુરાવો તોહમતવાળાની સમક્ષ લેવો.

૩૫૩ સ્પષ્ટ રીતે જુદી રીતનો ઠરાવ કરયો છે તે શિવાય ૧૮ મા, ૨૦ મા, ૨૧ મા. ૨૨ મા અને ૨૩ મા ભાગ પ્રમાણે લેવાનો સઘળો પુરાવો તહોમતવાળાની સમક્ષ લેવો; અથવા જ્યારે તેને જાતે હાજર થવાનું માફ કરયું હોય ત્યારે તેના પ્લીડરની સમક્ષ લેવો.

ઈલાકાનાં મુખ્ય શેહેરોની બાહાર શાહેદી દફતરમાં દાખલ કરવાની રીત.

૩૫૪ આ કાયદા પ્રમાણે (પ્રેસીડેન્સી માજીસતરેટ શિવાય બીજા] કોઈ માજિસતરેટે અથવા માજીસતરેટની આગળ અથવા સેશન જડજે અથવા શેશન જડજના આગળ કરવાની ચોકશીઓમાં તથા [સંક્ષેપ રીતે કરવાના ઈનસાફ શિવાય બીજા) ઈનસાફમાં સાહેદોની શાહેદી હેઠળ લખેલી રીતે દફતરમાં દાખલ કરવી.

સમનના મુકદમાનું તથા અમુક ગુન્હા બાબત પેહેલા અને બીજા વરગના માજીસ્ત્રેટોએ કરવાના ઈનસાફનું દફતર.

૩૫૫ પ્રેસીડેન્સી માજીસતરેટ શિવાય બીજા કોઈ માજીસતરેટની આગળ સમનના જે મુકદમાઓનો ઈનસાફ કરવામાં આવે તેમાં તથા ૨૬૦ મી કલમની બ થી ત કે (એ બંને સુદ્ધાં) રકમોમાં કહેલા ગુન્હાઓનો ઈનસાફ પેહેલા અથવા બીજા વરગનો માજીસ્ત્રેટ કરે ત્યારે તે ગુન્હાઓની બાબતમાં દરેક શાહેદની જબાની ચાલતી જાય તેમ તેની શાહેદીની મતલબની યાદ તે માજીસતરેટે લખવી.

તે યાદ માજીસ્ત્રેટે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી અને દફતરની સાથે રાખવી.

ઉપર ફરમાવ્યા મુજબ જો તે માજીસ્ત્રેટને યાદ લખવામા પ્રતીબંધ થયો હોય તો તે પોતે કાં લખી શકતો નથી તેનું કારણ દફતરમાં દાખલ કરવું; અને ખુલ્લી કોરટમાં પોતે મોડેથી બોલીને તે યાદ કરાવીને તે ઉપર સહી કરવી અને તે યાદ દફતરની સાથે રાખવી.

ઈલાકાનાં મુખ્ય શેહેરોની બાહાર બીજા મુકદમાઓનું દફતર.

૩૫૬. શેશન કોરટોની આગળ તથા (પ્રેસીડેન્સી માજીસ્ત્રેટો સિવાય બીજા) માજીસ્ત્રેટોની આગળ બીજા સઘળા મુકદમાઓનો ઈનસાફ ચાલે તેમાં, અને ૧૨ મા

તથા ૧૮મા બાબ પ્રમાણે ચોકશીઓ ચાલે તે સઘળી ઓમાં દરએક શાહેદની શાહેદી માજીસ્ત્રેટે અથવા શેશન જડજે, અથવા તેની હજુરમાં તે સાંભળે તેમ તેના ફરમાવ્યા મુજબ તથા તેની નગેહબાની નીચે કોરટની ભાષામાં લખી લેવી. અને તે ઉપર તે માજીસ્ત્રેટે અથવા સેશન જડજે સહી કરવી.

અંગ્રેજીમાં આપેલી શાહેદી.

જ્યારે સદરહુ શાહેદની શાહેદી અંગ્રેજીમાં આપવામા આવે ત્યારે તે માજીસ્ત્રેટ અથવા શેશન જડજ તે શાહેદી પોતાને હાથે તે ભાષામાં લખી લેવાને મુખત્યાર છે. અને તહોમત વાળો અંગરેજી સારી રીતે જાણતો ન હોય, અથવા કોરટની ભાષા અંગરેજી ન હોય, તો કોરટની ભાષામાં સદરહુ શાહેદીનો સહી સાથેનો તરજુમો દફતરમાં રાખવો.

જ્યારે માજીસ્ત્રેટે અથવા જડજે જાતે શાહેદી લખી લીધી નહીં હોય ત્યારે યાદ.

જે કામોમાં તે માજીસ્ત્રેટ અથવા સેશન જડજ પોતે શાહેદી લખી લેતા ન હોય, તે કામોમાં તેણે દરેક શાહેદની શાહેદી લેવાતી જાય તેમ તે શાહેદની જુબાનીની મતલબની એક યાદ કરવી અને તે યાદ તે માજીસ્ત્રેટે અથવા શેશન જડજે પોતાને હાથે લખીને તે પર સહી કરવી, અને તે દફતરની સાથે રાખવી.

ઉપર ફરમાવ્યા મુજબ તેમાજીસ્ત્રેટને અથવા શેશન જડજને યાદ લખવામાં પ્રતિબંધ થયો હોય તો તે પોતે કાં લખી શકતો નથી તેનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું.

શાહેદીના દફતરની ભાષા.

૩૫૭. કોઇ જીલ્લા માં અથવા જીલ્લાના કોઇ પણ ભાગમાં, અથવા કાઇ સેશન કોરટની આગળ, અથવા કોઇ માજીસ્ત્રેટની અથવા કોઇ પણ માજીસ્ત્રેટના વરગની આગળ ચાલેલા કામમાં ૩૫૬ મી કલમમાં કહેલે પ્રસંગે દરએક શાહેદની શાહેદી સેશન જડજે અથવા માજીસ્ત્રેટે પોતાને હાથે પોતાની ભાષામાં લખી લેવી એવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, પણ કાંઈ પુરતાં કારણને લીધે કોઇ પણ શાહેદની શાહેદી તેનાથી લખી ન લેવાય તો તેનું કારણ તેણે દફતરમાં દાખલ કરવું અને પોતે ખુલ્લી કોરટમાં મોઢેથી બોલીને તે શાહેદી લખાવવી એવું ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

એ પ્રમાણે લખી લીધેલી શાહેદી ઉપર તે સેશન જડજે અથવા માજીસ્ત્રેટે સહી કરવી, અને તે દફતરના ભાગ દાખલ ગણવો જોઇએ;

પણ એવું ઠરાવ્યું છે કે સેશન જડજે અથવા માજીસટરેટે શાહેદી અંગરેજી ભાષામાં અથવા કોરટની ભાષામાં લખી લેવી એવું તેને ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે, તે ભાષા તેની સ્વભાષા ન હોય તોય પણ.

૩૫૫ મી કલમ માં હેના મુકદમામાં માજીસતરેટને છુટ.

૩૫૮. ૩૫૫ મી કલમમાં કહેલી જાતના મુકદમામાં જો માજીસટરેટને દુરસ્ત લાગે તો તે કોઇ પણ શાહેદની શાહેદી ૩૫૬ મા કલમમાં ઠરાવેલી રીતે લખી લે

વાને મુખત્યાર છે, અથવા, જો સદરહુ માજીસટરેટની હકુમતની સ્થાનિક હદની અંદર ૩૫૭ મી કલમમાં કહેલો હુકમ સ્થાનિક સરકારે કરયો હોય તો, તેજ કલમમાં ઠરાવેલી રીતે લખી લેવાને મુખત્યાર છે.

૩૫૬મીઅથવા૩૫૭ મી કલમ પ્રમાણે શાહેદી દફતરમાં દાખલ કરવાની રીત.

૩૫૮ ૩૫૬મી અથવા ૩૫૭ મી કલમ પ્રમાણે લીધેલી શાહેદી ઘણું કરીને સવાલ અને જવાબના રૂપમાં લખી લેવી નહીં, પણ બ્યાનના રૂપમાં લખી લેવી.

માજીસટરેટની અથવા શેશન જડજની નજરમાં આવે તો કોઇ પણ અમુક સવાલ તથા જવાબ લખી લેવાને અથવા લખી લેવડાવવાને તેમુખત્યાર છે.

સદરહુ શાહેદી પુરી થઇ રહે ત્યારે તેના સંબંધમાં કેમ કરવું.

૩૬૦. ૩૫૬ મી અથવા ૩૫૭ મી કલમ પ્રમાણે લીધેલી દરએક શાહેદની શાહેદી પુરી થાય ત્યારે જો તહોમતવાળો હાજર હોય તો તેની સમક્ષ, અથવા તે પીલીડર મારફતે હાજર થાય તો તેના પીલીડરની સમક્ષ, તે શાહેદી તે શાહેદને વાંચી સંભળાવવી, અને જરૂર હોય તો સુધારવી.

જ્યારે તે શાહેદી શાહેદને વાંચી સંભળાવવામાં આવે ત્યારે તે શાહેદ તે શાહેદીના કોઇ ભાગનાં ખરાપણાંની ના કહે. તો તે શાહેદી સુધારવાને બદલે તે ભાગ પર શાહેદે જે હરકત લીધી હોય, તેની તે ઉપર યાદ કરી લેવાને માજીસતરેટ અથવા શેશન જડજ મુખત્યાર છે, અને પોતાને જરૂર જણાય એવો અભિપ્રાય માજીસટરેટે અથવા શેશન જડજે લખવો.

જે ભાષામાં તે શાહેદી આપી હોય તેથી જુદી ભાષામાં તે લખી લીધી હોય અને જે ભાષામાં તે લખી લીધી હોય તે ભાષા શાહેદ સમજતો ન હોય, તો તે લખી લીધેલી શાહેદી જે ભાષામાં આપી હોય તે ભાષામાં, અથવા જે ભાષા શાહેદ સમજતો હોય તે ભાષામાં તેને સમજાવવી.

તહોમતવાળાને અથવા તેના પીલીડરનેશાહેદીનો અરથ કહેવો.

૩૬૧. તહોમતવાળો સમજતો ન હોય એવી ભાષામાં કાંઇ પણ શાહેદી આપવામાં આવે, અને તે જાતે હાજર હોય, ત્યારે તે સમજતો હોય એવી ભાષામાં તે શાહેદી તેને ખુલ્લી કારટમાં સમજાવવી.

જો તે પીલીડરની મારફતે હાજર થાય અને તે શાહેદી કોરટની ભાષા શિવાય બીજી કોઇ ભાષામાં આપવામાં આવે, અને તે ભાષા તે પીલીડર સમજતો ન હોય, તો તેશાહેદી સદરહુ પીલીડરને કોરટની ભાષામાં સમજાવવી.

જ્યારે પદ્ધતિ પ્રમાણે પુરાવા સારૂ દસ્તાવેજો રજુ કરયા હોય, ત્યારે કોરટની નજરમાં આવશે તો તે દસ્તાવેજના જેટલા ભાગનો તરજુમો કરીને સમજાવવાની જરૂર જણાય તેટલા ભાગનો તરજુમો કરીને સમજાવવો.

પરેસિડેન્સી માજીસટરેટોની કોરટોમાં શાહેદીનું દફતર.

૩૬૨. જે મુકદમામાં કોઇ પરેસીડેન્સી માજીસટરેટ બસેં રૂપીયાથી વધતા દંડની, અથવા છ મહિનાથી વધતી મુદત સુધી કેદની શિક્ષા કરે તેવા દરએક મુકદમામાં તેણે

શાહુદાની શાહેદી પોતાને હાથે લખી લેવી, અથવા ખુલી કોરટમાં પોતે મોડેથી બોલીને લખી લેવડાવવી. એ પ્રમાણે લખી લીધેલી સઘળી શાહદી ઉપરતે માજીસટરેટે સહી કરવી અને તેને દફ્તરનાભાગ દાખલ ગણવી જોઇએ.

એ પ્રમાણે લખી લીધેલી શાહેદી ઘણું કરીને બ્યાનનાં રૂપમાં દફ્તરમાં દાખલ કરવી. પણ માજીસટરેટની નજરમાં આવે તો કોઇ પણ અમુક સવાલ અથવા જવાબ લખી લેવાને અથવા લખી લેવડાવવાને તે મુખત્યાર છે.

એકજ કામમાં ૩૫ મી કલમ પ્રમાણે કરેલા શિક્ષાના હુકમ, આ કલમનાં કારણ સારૂ એકજ શિક્ષાના હુકમ દાખલ ગણવા જોઇએ.

શાહેદની વરતણુક બાબતનો શેરો.

૩૬૩ સેશન જડજે અથવા માજીસટરેટે શાહેદની શાહેદી દફ્તરમાં દાખલ કરી હોય ત્યારે તેણે શાહેદ શાહેદી આપતા હોય તે વખતની તેની વરતણુક સંબંધી પોતાને મુદ્દાનો લાગે એવો કાંઇ શેરો હોય તો તે શેરો પણ દફ્તરમાં દાખલ કરવો.

તહોમતવાળાની જુબાની દફ્તરમાં કેવી રીતે દાખલ કરવી,

૩૬૪. જ્યારે કોઇ પણ માજીસટરેટે અથવા રાયલ ચારટરથી સ્થાપેલી હાઇકોરટ શિવાય અથવા પંજાબની ચીફ કોરટ સિવાય બીજી કોઇ પણ કોરટ તહોમતવાળાની જુબાની લે, ત્યારે તેને પુછેલો દરેક સવાલ અને તેણે આપેલો દરએક જવાબ સુધાં તે સઘળી જુબાની જે ભાષામાં લીધી હોયતેભાષામાંઅથવા તેમ ન બની શકેતો કોરટની ભાષામાં અથવા અંગરેજીમાં પુરે પુરી દફ્તરમાં નોંધવી; અનેતે જબાની તે તહોમતવાળાને બતાવવી અથવા વાંચી સંભળાવવી. અથવા જે ભાષામાં તે જબાની લખેલી હોય તે ભાષા તે સમજ તે નહીં હોય તો જે ભાષા તે સમજતો હોય તે ભાષામાં તેને સમજાવવી અને તેના જવાબો માંહેની કોઇ વાતનો ખુલાસો કરવાને અથવા કાંઇ વાત વધારવાને તે મુખત્યાર છે.

એ સઘળી જબાની બરોબર છે એવું તે કહે ત્યારે તે દફ્તર ઉપર તહોમતવાળાએ તથા માજીસટરેટે અથવા સદરહુ કોરટના જડજે સહી કરવી, અને તે જુબાની મારી સમક્ષ અને મારા સાંભળતાં લીધી છે તથા તહોમતવાળાએ કહેલા મચકુરનું પુરે પુરૂં તથા ખરૂં બયાન તે દફ્તરમાં છે એ પ્રમાણે સદરહુ માજીસટરેટે અથવા જડજે લખીને તે પર સહી કરવી.

જે મુકદમામાં તહોમતવાળાની જુબાની તે માજીસ્ત્રેટ અથવા જડજ પોતાની જાતે દફ્તરનાં દાખલ ન કરે તે મુકદમમાં, જુબાની લેવાતી જાય તેમ તેની યાદ કોરટની ભાષામાં, અથવા, અંગ્રેજી ભાષા પોતાને બરાબર આવડતી હોય તો, તે ભાષામાં, તે માજિસ્ત્રેટે અથવા જડજે, પોતે પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ ન હોય તો, કરવી જોઇએ; અને સદરહુ યાદ તે માજીસતરેટે અથવા જડજે પોતાને હાથે લખીને તે ઉપર સહી કરવી, અને તે દફ્તરની સાથે રાખવી. ઉપર ફરમાવ્યા મુજબ તે માજીસતરેટથી અથવા જડજથી યાદ ન થાય તો, તે પોતાથી ન થવાનું કારણ તેણે દફ્તરમાં દાખલ કરવું.

આ કલમ માંહેનો કોઇ પણ મજકુર ૨૬૩ મી કલમ મુજબની કોઇ ટોહમત

વાળા શખ્સની જુબાનીને લગુ છે એવું સમજવું નહીં.

હાઇકોરટમાં શાહેદીનું દફતર.

૩૬૫ રાયલ ચારટરથી સ્થાપેલી દરએક હાઇકોરટ તથા પંજાબની ચીફ કોરટ પોતાની આગળ જે મુકદમા આવે તેમાં શાહેદો લેવાની રીત વખતે વખતે સામાન્ય કાનુન કરીને ફેરમાવવાને મુખત્યાર છે, અને એ પ્રમાણે કાંઇ કાનુન કરવામાં આવી હોય તો સદરહુ કોરટના જડજોએ શાહેદી અથવા તેની મતલબ તે કાનુનપ્રમાણે લખી લેવી.

---

## બાબ ૨૬ મો.

### ફેસલા બાબત.

ફેસલોઆપવાનીરીત.

૩૬૬ અસલ હકુમતની કોઇ પણ ફોજદારી કોરટમાં દરએક મુકદમાના ઇનસાફમાં ફેસલો ખુલી કોરટમાં તુરત અથવા ત્યાર પછી કોઇ વખતે કહી સંભળાવવો, પણ પછાથી આપવો હોય તો વખતની યોગ્ય નોટીસ પક્ષકારોને અથવા તેઓના પ્લીડરોને આપવી; અને ફેસલો આપવામાં આવે તે સાંભળવા માટે, જો તહોમતવાળો પેહેરામાં હોય તો, તેને આણવો જોઇએ, અથવા જો તે પેહેરામાં ન હોય તો તેને હાજર થવાનું ફરમાવવું જોઇએ, પણ ઇનસાફ ચાલે ત્યારે જાતે હાજર થવાનું તેને માફ કરયું હોય અને ફકત દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે તો તે પ્રસંગે તે ફેસલો તેના પ્લીડરની સમક્ષ કહી સંભળાવવાનો અધિકાર છે.

ફેસલાનીભાષા.

ફેસલામાં શું લખવુ જોઇએ.

૩૬૭ આ કાયદાથી બીજી રીતનો ઠરાવ સ્પષ્ટ રીતે કરેલો હોય તે શીવાય સદરહુ પ્રકારનો દરેક ફેસલો તે કોરટના પ્રમુખ અમલદારે કોરટની ભાષામાં અથવા અંગરેજીમાં લખવો; અને જે મુદાની વાત અથવા વાતો ઠરાવવાની હશે તે તથા તે વિશે કરેલો ઠરાવ, તથા તે ઠરાવનાં કારણ તે ફેસલામાં લખવાં, અને તે ફેસલો કહી સંભળાવતી વખતે પ્રમુખ અમલદારે ખુલી કોરટમાં તેની ઉપર તારીખ લખીને શાહી કરવી.

તહોમતવાળાની ઉપર કાંઇ ગુન્હો ઠરયો હોય તો તે ગુન્હો અને હિંદુસ્તાનના ફોજદારી કાયદાની અથવા બીજા કાયદાની જે કલમ પ્રમાણે તેની ઉપર ગુન્હો ઠરયો હોય તે કલમ, તથા તેની ઉપર જે શિક્ષાનો હુકમ કરયો હોય તે શિક્ષા, એટલું તે ફેસલામાં લખવું જોઇએ.

વિકલ્પની રીતે ફેસલો

જ્યારે હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે ગુન્હો ઠરયો હોય, અને તે કાયદાની બે કલમોમાંની કઇ કલમમાં અથવા તે કાયદાની એકજ કલમના બે ભાગોમાંના કયા ભાગમાં તે ગુનો આવે છે એ વિશે શક હોય, ત્યારે કોરટે તે શક સ્પષ્ટ રીતે બતાવીને વિકલ્પની રીતે ફેસલો કરવો.

જો તે ફેસલામાં ગુન્હો ના શાબિત થયાનો ઠરાવ કરયો હોય તો તહોમતવાળાની પર જે ગુનો ના શાબિત થયાનો ઠરાવ કરયો હોય તે ગુનો તે ફેસલામાં લખવો

અને તહોમતવાળાને છુટો કરવો એવું તેમાં ફરમાવવું.

જે ગુના બાબત મોતની શિક્ષા થઇ શકતી હોય તે ગુનો તહોમતવાળાની ઉપરઠરે અને તેની ઉપર મોતની શિક્ષા શિવાય બીજી કોઇ પણ શિક્ષાનો હુકમ તે કોરટ કરે, તો મોતની શિક્ષાનો હુકમ નહી કરયાનું કારણ પોતાના ફેસલામાં તે કોરટે લખવું પણ એવું ઠરાવ્યું છે કે જ્યુરીથી ઇનસાફ કરયો હોય તેમાં ફેસલો લખવાની કોરટને જરૂર નથી, પણ સેશન કોરટે જ્યુરીને આપેલા આદેશના મથાળાં દફતરમાં દાખલ કરવાં.

મોતનીશિક્ષાનોહુકમ — ૩૬૮ જ્યારે કોઇ સખસની ઉપર મોતની સિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે તે સિક્ષાના હુકમમાં એમ ફરમાવવું કે એ સખસને મરતાં સુધી ગળેથી લટકાવવો.

સમુદ્રપારની સિક્ષાનો હુકમ. — સમુદ્રપારની શિક્ષાના કોઇ પણ હુકમમાં, જે શખસની ઉપર તે શિક્ષાનો હુકમ કરયે હોય તે શખસને સમુદ્રપાર કઇ જગાએ લઇ જવો તે લખવું નહી.

કોરટે ફેસલામાંફેરફાર કરવો નહી. — ૩૬૯ હાઇકોરટ શિવાય બીજી કોઇ કોરટે પોતાના ફેસલા ઉપર સહી કરી એટલે પછી ૩૯૫ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય અથવા કોઇ હસ્તદોશની ચુક સુધારવાની હોય તે શિવાય તે કોરટે તે ફેસલામાં ફેરફાર કરવો નહી અથવા તે તપાસવો નહી.

પરેસીડેનસિમાજીસતરેટનો ફેસલો — ૩૭૦ પરેસીડેન્સી માજીસતરેટે આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે ફેસલો દફતરમાં દાખલ કરવાને બદલે હેઠળ લખેલી વિગત દફતરમાં દાખલ કરવી.

[અ) મુકદમાનો અનુક્રમે ચહડતો નંબર.

[બ] ગુનો કરયાની તારીખ.

(ક] ફરીયાદી હોય તો તેનું નામ.

[ડ) તહોમતવાળા શખસનું નામ અને (તહોમતવાળો રાણીની વીલાયીત રઇયત ન હોય તો) તેના બાપનું નામ અને રેહેવાનું ઠેકાણું

(ઇ) જે ગુન્હા વિશે ફરિયાદ થઇ હોય અથવા જે ગુનો શાબિત થયો હોય તે ગુન્હો;

(ફ) તહોમતવાળાનો જવાબ અને તેની જબાની (જો હોય તો);

(ગ) આખરનો હુકમ;

[હ) સદર હુકમની તારીખ; અને

(આઇ) જે મુકદમામાં તે માજીસતરેટ કેદની અથવા બસે રૂપિયાથી વત્તા દંડની અથવા એ બનેની, શિક્ષા કરે તે સઘળા મુકદમામાં ગુનો ઠરાવ્યાના કારણોની મુખ્તેસરની વિગત.

તહોમતવાળાને ફેસલો સમજાવવો તથા નકલ આપવી. — ૩૭૧. તહોમતવાળાને ફેસલો સમજાવવો અને તેની અરજી ઉપરથી ફેસલાની એક નકલ, અથવા તે માંગે ત્યારે, બની શકે તો, તેની પોતાની ભાષામાં, અથવા કોરટની ભાષામાં તે ફેસલાનો તરજુમો તેને વગર

રીતે આપવો. સમનના મુકદમા સિવાય બીજા કેઈ પણ મુકદમામાં સદરહુ નકલ મફત આપવી,

શેશન કોરટમાં જ્યુરીથી ઇનસાફ કરવામાં આવે તેમાં તહોમતવાળો માંગે તો, જ્યુરીને આપેલા આદેશનાં મથાળાંની એક નકલ તેને વગર ઢીલે અને મફત આપવી.

જે શખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ કરયો હોય તે શખસ ની બાબત.

જ્યારે તહોમતવાળાની ઉપર સેશન જડજ મોતની શીક્ષાનો હુકમ કરે ત્યારે તે જડજે તેને એ પ્રમાણે કહેવુ કે અપીલ કરવાની તમારી મરજી હોય તો, આટલી મુદતમાં તમારે અપીલ કરવી જોઇએ.

ફૈસલાનો તરજુમો ક્યારે કરવો.

૩૭૨. અસલ ફૈસલો કામનાં કાગળોની સાથે દફતરમાં દાખલ કરવો, અને તે અસલ ફૈસલો કોરટની ભાષાથી જુદી ભાષામાં લખ્યો હોય, અને તહોમતવાળો કહે ત્યારે, કોરટની ભાષામાં તેનો તરજુમો કરીને સદરહુ દફતરમાં દાખલ કરવો જોઇએ.

શેશન કોરટે ઠરાવ ની તથા શિક્ષાનાહુકમની નકલ જીલ્હા માજીસટરેટની ઉપર મોકલવી.

૩૭૩. શેશન કોરટે જે મુકદમાનો ઇનસાફ કરયો હોય તે મુકદમામાં, તે કોરટે પોતાના ઠરાવની તથા (જો હોય તો) શિક્ષાના હુકમની એક નકલ જે જીલ્હા માજીસટરેટની હકુમતની સ્થાનિક હદમાં ઇનસાફ કરયો હોય તે જીલ્લા માજીસટરેટની ઉપર મોકલવી.

---

## બાબ ૨૭ મો.

### શિક્ષાના હુકમ મંજુર થવા માટે મોકલવા બાબત.

સેશનકોરટે મોતની શિક્ષાનો હુકમ [મંજુ થવા માટે] મોકલવા બાબત.

૪૭૪ જ્યારે શેસન કોરટની મોતની શિક્ષાનો હુકમ કરે, ત્યારે ચલાવેલાં કામના કાગળ પત્ર હાઇ કોરટમાં મોકલવા જોઇએ, અને તે શિક્ષાનો હુકમ હાઇ કોરટે મંજુર કરયા વગર અમલમાં લાવવો નહીં.

વધારે ચોકશી કરવાનું અથવા વધારે પુરાવો લેવાનું ફરમાવવાનો અધિકાર.

૩૭૫. જ્યારે તે ચલાવેલા કામનું દફતર હાઇકોરટમાં મોકલવામાં આવે ત્યારે જો હાઇકોરટ એમ ધારે કે જે શખસની ઉપર ગુન્હો ઠરયો છે તે શખસ તકસીરવાર છે કે બીન તકસીરવાર છે એ વિશેની ફેસલાણી બાબત સારૂ વધારે ચોકશી કરવી જોઇએ અથવા વધારે પુરાવો લેવો જોઇએ, તો તે સદરહુ ચોકશી જાતે કરવાને અથવા તે સદરહુ પુરાવો જાતે લેવાને અથવા ચોકસી કરવાનુ અથવા તે પુરાવો લેવાનું સેશન કોરટને ફરમાવવાને મુખત્યાર છે.

જ્યુરરોની અથવા આસેસરોની સમક્ષ સદરહુ ચોકશી કરવી નહી અથવા સદરહુ પુરાવો લેવો નહી, અને હાઇકોરટ બીજી રીતનો હુકમ ન કરે તો જે શખસની ઉપર ગુન્હો ઠરયો હોય તે સખસને તે ચોકશી કરતી વખતે અથવા તે પુરાવો લેતી વખતે હાજર નહી રાખશે તો ચાલશે.

જ્યારે હાઇકોરટે તે ચોકશી કરી નહી હોય તથા તે પુરાવો લીધો ન હોય ત્યારે

તે મીકશીના પરીણામનું તથા તે પુરાવાનું સર્ટીફીકેટ તે કોરટને લખી જણાવવું.

શિક્ષાનો હુકમ બા હાલ કરવાનો અથવા ગુન્હાની શાબિતીનો ઠરાવ રદ કરવાનો હાઇ કોરટનો અખત્યાર.

૩૭૬ જે મુકદમો ૩૭૪ મી કલમ પ્રમાણે મોકલ્યો હોય તે મુકદમાનો ઇનસાફ આસેસરોની મદદથી અથવા જ્યુરીથી કરેલો હોય તે મુકદમામાં હાઇ કોરટ.

(અ) શિક્ષાનો હુકમ બાહાલ કરવાને અથવા બીજી જે શિક્ષાનો હુકમ કરવાનો કાયદાથી અધિકાર હોય તે શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે, અથવા

(બ) ગુન્હાની શાબિતીનો ઠરાવ રદ કરવાને તથા જે ગુન્હો તહોમતવાળાની ઉપર સાબિત થયાનો ઠરાવ સેસનકોરટ કરી શકત તેવો કોઇ ગુન્હો તેની ઉપર શાબિત થયાનો ઠરાવ કરવાને અથવા તેજ તહોમત બાબત અથવા સુધારેલાં તહોમત બાબત નવેસરથી ઇનસાફ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે, અથવા

(ક) તહોમતવાળા સખસની ઉપર ગુનો નાંશાબિત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે અપીલ કરવા સારૂ જે મુદત આપી હોય તે મુદત પુરી થાય ત્યાં સુધી અથવા અપીલ સદરહુ મુદતની અંદર કરી હોય તો તે અપીલનો નીકાલ થાય ત્યાં સુધી આ કલમ પ્રમાણે મંજુરીયતનો કાંઇ પણ હુકમ કરવો નહી.

મંજુરીયત ઉપરઅથવા શિક્ષાના નવા હુકમ ઉપર બે જડજોએ સહી કરવી.

૩૭૭. એ પ્રમાણે મોકલેલા દરેક મુકદમામાં તે શિક્ષાના હુકમની મંજુરીયત અથવા હાઇકોરટ જે નવો શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કરે તે, સદરહુ કોરટમાં બે અથવા વધારે જડજો હોય ત્યારે તેમાંના ઓછામાં ઓછા બે જડજોએ કરવો જોઇએ અને કેહેવો જોઇએ અને તેની ઉપર સહી કરવી જોઇએ

મતભેદ પડે ત્યારે કેમ કરવુ.

૩૭૮. જ્યારે સદરહુ પ્રકારના કોઇ પણ મુકદમાની સુનાવણી જડજોની બેંચ આગળ થાય અને સદરહુ જડજોના બે પક્ષ થઇને તે બેઉ પક્ષના સરખા મત પડે ત્યારે તેઓના મત સુદ્ધાં તે મુકદમો બીજા કોઇ જડજની પાસે મુકવો, અને સદરહુ જડજે પોતાને યોગ્ય લાગે એવી તપાસણી તથા સુનાવણી કરયા પછી પોતાનો મત આપવો. અને સદરહુ મતને અનુસરીને ફેસલો અથવા હુકમ થવો જોઇએ.

મંજુર થવા માટે હાઇકોરટમાં મોકલેલા મુકદમામાં કેવી રીતેકામ ચલાવવું.

૩૭૯ મોતની શિક્ષાનો હુકમ મંજુર થવા સારૂ સેશન કોરટ જે મુકદમો હાઇકોરટમાં મોકલે તે મુકદમામાં હાઇ કોરટ મંજુરીયતનો અથવા બીજો હુકમ કરે ત્યાર પછી હાઇકોરટના યોગ્ય અમલદારે તે હુકમની એક નકલ ઉપર હાઇકોરટની મોહોર કરીને અને પોતાના હોદાની સહી કરીને તે નકલ સેશન કોરટને વગર ઢીલે મોકલી દેવી.

આસીસ્ટંટ સેશન જડજ અથવા ૩૪ મી કલમ પ્રમાણે ચાલનારો માજીસતરેટ જે શિક્ષાનો હુકમ કરે તેની મંજુરીયત બાબત.

૩૮૦. જે શિક્ષાનો હુકમ આસીસ્ટંટ સેશન જડજે અથવા ૩૪ મી કલમ પ્રમાણે ચાલનરા કોઇ જીલ્લામાજીસ્ત્રેટે કરયો હોય તે શિક્ષાનો હુકમ મંજુર થવા સારૂ સેશન જડજની પાસે મોકલવામાં આવે ત્યારે સદરહુ સેશન જડજ—

(અ) તે શિક્ષાનો હુકમ મંજુર કરવાને અથવા બીજો જે શિક્ષાનો હુકમ નીચલી કોરટ કરી શકત તે શિક્ષાનો બીજો કાંઇ પણ હુકમ કરવાને મુખત્યાર છે, અથવા

[બ] ગુન્હાની સાબિતીનો ઠરાવ રદ કરવાને, તથા જે ગુન્હો તહોમતવાળાની ઉપર સાબિત થયાનો ઠરાવ નીચલીકોરટ કરી શકત તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો ઠરાવ કરવાને, અથવાં તેજ તહોમત બાબત અથવા સુધારેલાં તહોમત બાબત અથવા નવેસરથી ઇનસાફ કરવાનું ફરમાવવાને મુખત્યાર છે; અથવા

(ક) તહોમતવાળાની ઉપર ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ કરવાને મુખત્યાર છે; અથવા

(ડ) તહોમતવાળો તકસીરવાર છે કે બિન તકસીરવારછે એ વિશેની ફલાણી બાબતસર વધારે ચોકશી કરવાની અથવા વધારે પુરાવો લેવાની જરૂર છે. એમ તેને લાગે તો, તે પોતાની જાતે સદરહુ ચોકશી કરવાને અથવા સદરહુ પુરાવો લેવાને મુખત્યાર છે, અથવા તે ચોકશી કરવાનું અથવા તે પુરાવો લેવાનું ફરમાવવાને મુખત્યાર છે.

શેશન કોરટ બીજી રીતનો હુકમ ન કરે તો, જે શખસની ઉપર ગુન્હો ઠરયો હોય તે શખસને સદરહુ ચોકશી કરતી વખતે અથવા પુરાવો લેવાતી વખતે હાજર નહીં રાખશે તો ચાલશે; અને તે શિક્ષાનો હુકમ આસિસ્ટંટ શેશન જડજે મોકલ્યો હોય ત્યારે જ્યુરોની અથવા આસેસરની સમક્ષ સદરહુ ચોકશી કરવી નહીં અથવા સદરહુ પુરાવો લેવો નહીં.

જ્યારે શેશન કોરટે તે ચોકશી કરી નહી હોય અને તે પુરાવો લીધો નહીં હોય ત્યારે સદરહુ ચોકશીનું તથા પુરાવાનું પરીણામ સરટીફીકેટ સાથે તે કોરઠને લખી જણાવવું.

---

## બાબ ૨૮ મો.

### અમલમાં લાવવા બાબત.

૩૭૬ મી કલમ પ્રમાણે કરેલો હુકમ અમલમાં લાવવા બાબત.

૩૮૧. શેશન કોરટે મોતની શિક્ષાનો હુકમ કરયો હોય તે મંજુર થવા સારૂ હાઇ કોરટની પાસે મોકલ્યો હોય ત્યારે તે ઉપરથી હાઇકોરટ જે મંજુરીયતનો અથવા બીજો હુકમ કરે તે પોહોંચેથી, સદરહુ શેશન કોરટે વારંટ કાહાડીને અથવા બીજા જે ઉપાયો જરૂરના હોય તે ઉપા

ધો કરીને સદરહુ હુકમ અમલમાં આણાવવો.

ગર્ભવંતી સ્ત્રીને મોતનીશિક્ષાનોહુકમ કર્યો હોય તે બંધ રાખવો.

૩૮૨. જે સ્ત્રીને મોતની શિક્ષાનો હુકમ કરયો હોય તે ગર્ભવંતી છે એવું દેખાય તો હાઇકોરટે તે શિક્ષાના હુકમનો અમલ બંધ રાખવાનો હુકમ કરવો, અને તે શિક્ષાને બદલે જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવાને હાઇકોરટ મુખત્યાર છે.

બીજા મુકદમામાંસમુદ્રપારની અથવા કેદની શિક્ષાના હુકમ અમલમાં લાવવા બાબત.

૩૮૩. જે મુકદમા બાબત ૩૮૧ મી કલમમાં ઠરાવ્યું છે તે મુકદમા સિવાય બીજા મુકદમામાં તહોમતવાળાને સમુદ્રપારની અથવા કેદની શિક્ષાનો હુકમ કરયો હોય, ત્યારે તે શિક્ષાનો હુકમ કરનારી કોરટે જે તુરંગમાં તેને કેદ રાખેલો હોય તે તુરંગમાં તાબડતોબ એક વારંટ મોકલવું, અને તહોમતવાળાને તે તુરંગમાં અગાઉથીજ કેદ રાખેલો નહીં હોય તો તે વારંટ સુધાં તેને તે તુરંગમાં મોકલવો.

અમલમાંલાવવા બાબતનુંવારંટ કોના નામનું કરવું.

૩૮૪. કેદની શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબતનું દરએક વારંટ, જે તુરંગમાં અથવા બીજી જગામાં કેદીને કેદ રાખ્યો હોય અથવા કેદ રાખવો હોય તે તુરંગ અથવા બીજી જગા જે અમલદારના હવાલામાં હોય તે અમલદારના નામનું કરવું.

વારંટ કોનીપાસે રાખવું.

૩૮૫. જ્યારે કેદીને કોઇ તુરંગમાં કેદ રાખવો હોય ત્યારે તે વારંટ જેલરની પાસે રાખવું.

દંડ વસુલ કરવા બાબતનું વારંટ.

૩૮૭. કોઇ ગુનહેગારની ઉપર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે તે દંડ ન આપવામાં આવે તો તે ગુનહેગારને કેદ કરવો એમ તે શિક્ષાના હુકમમાં ફરમાવ્યું હોય તોપણ તે શિક્ષાનો હુકમ કરનારી કોરટની નજરમાં આવે તો તે સદરહુ ગુનહેગારની કાંઇ પણ જંગમ મીલકત જપ્ત કરીને તથા તે વેચીને તે દંડની રકમ વસુલ કરવાનું વારંટ કાહાડવાને મુખત્યાર છે.

સદરહુ વારંટનું ફળ.

૩૮૬. સદરહુ વારંટ સદરહુ કોરટની હકુમતની સ્થાનિક હદમાં બજાવી શકાશે, અને સદરહુ હદની બાહાર જે જીલ્લા માજીસ્ત્રેટની અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં સદરહુ પ્રકારની કાંઇ પણ મિલકત જડે તે જીલ્હા માજીસટરેટ અથવા ચીફ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ તે વારંટની પાછળ શેરો કરશે એટલે તે વારંટ ઉપરથી તે મિલકત જપ્ત કરીને વેચી શકાશે.

કેદની શિક્ષાનો હુકમ અમલમાં લાવવાનું બંધ રાખવાબાબત.

૩૮૮. કોઇ ગુનહેગારની ઉપર માત્ર દંડનીજ શિક્ષાનો અને તે દંડ ન આપે તો કેદની શિક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય અને ૩૮૬ મી કલમ પ્રમાણે કોરટ વારંટ કાહાડે ત્યારે તે કોરટને એવો અધિકાર છે કે તે કોરટ કેદની શીક્ષાનો હુકમ બજાવવાનું મોકુફ રાખે અને સદરહુ વારંટનાં રિટર્ન માટે

મુકરર કરેલે દિવસે સદરહુ કોરટની આગળ હાજર થવાની શરતનું એક ખત તે કોરટ ને દુરસ્ત લાગે પ્રમાણે જામીન સાથે કે વગર જામીને, તે ગુન્હેગાર પોતાની સહી સાથે કરી આપે એટલે તેને છુટો કર, અને સદરહુ રિટર્ન સારૂ દિવસ મુકરર કરવો તે જે વખતે તે ખત કરી આપવામાં આવે તે વખતથી પંદર દીવશ કરતાં વધારે લાંબી મુદતનો નીમવો નહી જોઇએ, અને તે દંડ વસુલ ન થાય તો તે કેદની શિક્ષાનો હુકમ તાબડતોબ બજાવવો એવું ફરમાવવાનો અધીકાર તે કોરટને છે.

વારંટ કાહાડવાનો કોને અખત્યાર છે.

૩૮૯ જે જડજે અથવા માજીસ્ત્રેટે શિક્ષાનો હુકમ કરયો હોય તે જડજને અથવા માજીસ્ત્રેટને અથવા તેના હુદા ઉપર જે સ્થાનાપન્ન થાય તેને તે શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબતનું દરેક વારંટ કાહાડવાનો અખત્યાર છે.

ફકત ફટકા મારવાની સિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબત

૩૯૦ જ્યારે તહોમતવાળાની ઉપર ફકત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે કોરટ ફરમાવે તેવી જગાએ તથા વખતે તે શિક્ષાનો હુકમ અમલમાં લાવવો.

કેદ શિવાય વળી ફટકા મારવાનીશિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબત.

૩૯૧ જે મુકદમામાં અપીલ ચાલી શકતી હોય તે મુકદમામાં તહોમતવાળાની ઉપર કેદ શીવાય વળી ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરયો હોય, ત્યારે તે શિક્ષાના હુકમની તારીખથી ૧૫ દીવશ સુધી, અથવા તે મુદતમાં અપીલ કરી હોય તો તે શિક્ષાનો હુકમ અપીલકોરટ મંજુર કરે ત્યાં સુધી. તે ફટકા મારવા નહી; પણ પંદર દીવશ પછી જેમ બને તેમ જલદીથી, અથવા, અપીલ કરી હોય તો, શિક્ષાનો હુકમ મંજુર કરયાનો અપીલ કોરટનો હુકમ આવી પોહોચ્યા પછી જેમ બને તેમ જલદીથી તે ફટકા મારવા

જડજ અથવા માજીસ્ત્રેટ તે ફટકા પોતાના દેખતાં મારવાનો હુકમ ન કરે તો જે અમલદારના હવાલામાં તુરંગ હોય તે અમલદારના દેખતાં તે ફટકા મારવા.

શિક્ષા કરવાનીરીત

૩૯૨ સોળ વરસની ઉમરનો અથવા તે કરતાં વત્તી ઉમરનો સખસ હોય ત્યારે જેનો વ્યાસ અડધા ઇંચ કરતાં ઓછો ન હોય એવી ઝીણી નેતર વડે સ્થાનિક સરકાર ફરમાવે તે રીતે અને શરીરના તે ભાગ ઉપર ફટકા મારવા અને સોળ વરસ કરતાં ઓછી ઉમરનો સખસ હોય તો ઝીણી નેતર વડે નીશાળમાં શિક્ષા કરે છે તે રીતે ફટકા મારવા.

કેટલા ફટકા મારવા તેની હદ.

કોઇ પણ પ્રસંગે સદરહુ શિક્ષા ૩૦ ફટકા કરતાં વધતી હોવી નહી જોઇએ.

કડકે કડકે અમલમાં લાવવો નહી.

૩૯૩. ફટકા મારવાની શિક્ષાનો કોઇપણ હુકમ કડકે કડકે અમલમાં લાવવો નહી; અને હેઠળ લખેલા શખસોમાંના કોઇ પણ શખસને ફટકા મારવાની શિક્ષા કરી શકાશે નહી (એટલે]:—

માફી.

[અ) સ્ત્રીઓને;

(બ] જે મરદોની ઉપર મોતની અથવા સમુદ્રપારની અથવા શાસનિકદાસત્વ

ની અથવા પાંચ વરસ કરતાં વધતી મુદતની કેદની શિક્ષાનો હુકમ કરેલો હોય તે મરદોને;

(૬) જે મરદો પીસતાળીસ વરસ કરતાં વધતી ઉમરના છે એવું કોરટને લાગ હોય તે મરદોને;

તુગુન્હેગારનીપ્રકૃતી ઠીક નહી હોય તો ફટકા મારવા નહી.

૩૯૪ ફટકા મારવાની શિક્ષા ખમવા લાયક ગુન્હેગારની પ્રકૃતી છે એવો દાખલો વઇદક અમલદાર હાજર હોય તો તેણે આપ્યા વગર, અથવા વઇદક અમલદાર હાજર નહી હોય તો માજીસ્ત્રેટ અથવા અમલદાર હાજ હોય તેની નજરમાં એ પ્રમાણે આવ્યા વગર સદરહુ શિક્ષા કરવી નહી,

ફટકા મારવાનું મોકુફ રાખવું.

ફટકા મારવાની શિક્ષાનો હુકમ અમલમાં આવતો હોય ત્યારે બાકી રહેલી શિક્ષા ખમવા લાયક ગુન્હેગારની પ્રકૃતી નથી, એવો દાખલો વઇદક અમલદાર આપે અથવા માજીસ્ત્રેટ અથવા અમલદાર હાજર હોય તેની નજરમાં એ પ્રમાણે આવે તો ફટકા મારાનું છેક મોકફ રાખવું.

૩૯૪મીકલમપ્રમાણે શિક્ષા કરાતી નહી હોય ત્યારે કેમ કરવું.

૩૯૫- ૩૯૪ મી કલમ પ્રમાણે ફટકા મારવાની શિક્ષાનો હુકમ મુદલ અથવા થોડો ઘણો અમલમાં આણાયો નહી હોય એવે કોઇ પણ પ્રસંગે, જે કોરટે તે શિક્ષાનો હુકમ કરયો હોય તે કોરટ તે હુકમ દુરસ્ત કરે ત્યાં સુધી ગુન્હેગારને કેદમાં રાખવો, અને સદરહુ કોરટની નજરમાં આવે તો તે સદરહુ શિક્ષા માફ કરવાને મુખત્યાર છે, અથવા ફટકા મારવાને બદલે અથવા ફટકા મારવાની જેટલી શિક્ષાનો હુકમ અમલમાં આણ્યો નહી હોય તેટલી શિક્ષાને બદલે બાર મહિના સુધીની હરકાંઇ મુદતની કેદની સિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે. અને આ ફટકા મારવાને બદલે કરેલી શિક્ષા તેજ ગુન્હા બાબત ગુન્હેગાર ઉપર કાંઇ પણ બીજી શિક્ષા કરી હશે તે શિક્ષા ઉપરાંત થઇ શકશે.

કાયદા પ્રમાણે જેટલી મુદતની કેદના શિક્ષાને તોહમતવાળો લાયક હોય તેટલી મુદત કરતાં અથવા કોરટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર હોય તેટલી મુદત કરતાં વધતી મુદતની કેદની શિક્ષા કરવાનો અધિકાર તે કોરટને આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી છે એમ સમજવું નહી.

ફરારી થએલા ગુન્હેગારની ઉપર શિક્ષાનો હુકમ અમલમાં લાવવા બાબત.

૩૯૬ જ્યારે કોઇ ફરારી થએલા ગુન્હેગારની ઉપર આ કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે જો સદહુ શિક્ષા મોતની, દંડની અથવા ફટકા મારવાની હોય તો આ કાયદામાં પાછળ કહેલા ઠરાવોને અનુસરીને તે તાબડતોબ અમલમાં આવશે, અને જો સદરહુ શિક્ષા કેદની, દેશનિકાલસત્વની અથવા સમુદ્રપારની હોય તો તે હેઠળ લખેલી કાનુનો પ્રમાણે અમલમાં આવશે એટલે:—

જ્યારે નવી શિક્ષા સદહુ ગુન્હેગાર ફરારી થયો ત્યારે જે શિક્ષા તે ભોગવતો હતો તે કરતાં વધારે સખત પ્રકારની હોય, તો તે નવી શિક્ષાનો હુકમ તાબડતોબ અમલ

માં આવશે.

જ્યારે નવી શિક્ષા તે ગુન્હેગાર ફરારી થયો ત્યારે જે શિક્ષા તે ભોગવતો હતો તે કરતાં વધારે સખ્ત પ્રકારની ન હોય, ત્યારે તે ગુન્હેગાર ફરારી થયો તે વખતે તેની આગલી શિક્ષાની જેટલી મુદત બાકી રહેલી હોય તેટલી બીજી મુદત સુધી તેણે, કેદ અથવા શાસનિકદાસત્વ અથવા સમુદ્રપાર, જેમ હોય તેમ, ભોગવ્યા પછી તે નવી શિક્ષાનો હુકમ અમલમાં આવશે.

ખુલાસો.—આ કલમનાં કારણ સારૂ—

(અ) સમુદ્રપારની અથવા શાસનિકદાસત્વની શિક્ષા કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવુ, અને

(બ) એકાંત કેદ સાથે કેદની શિક્ષા, એકાંત કેદ સાથે કે એકાંત કેદ વગર આસાન કેદ કરતાં વધારે સખત છે એમ સમજવું.

[ક] સખત મજુરી સાથે કેદની શિક્ષા, એકાંત કેદ સાથે કે એકાંત કેદ વગર આસાન કેદની શિક્ષા કરતાં વધારે સખત છે એમ સમજવું.

ગુન્હેગાર શિક્ષા ભોગવતો હોય તેને બીજા ગુન્હા બાબત શીક્ષા.

૩૯૭. કોઇ શખસ કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શીક્ષા ભોગવતો હોય તેવામાં તેની ઉપર કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે તેની ઉપર આગળ થએલા શિક્ષાના હુકમમાં ફરમાવેલી કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષાની મુદત પુરી થએથી શદરહુ કેદની, શાસનિકદાસત્વની અથવા સમુદ્રપારની શિક્ષા શરૂ થશે.

પણ એવું ઠરાવ્યું છે કે જો તે શખસ કેદની શિક્ષા ભોગવતો હોય, અને તેને એ પ્રમાણે પછવાડેથી ગુન્હેગાર ઠેરવીને કરેલી શિક્ષા સમુદ્રપારની હોય, તો તે કોરટની નજરમાં આવે તો આ બીજી શિક્ષાના હુકમનો અમલ તુરત શરૂ થાય એવું ફરમાવવાને અથવા તે શખસને આગળ કરેલી કેદની શિક્ષાની મુદત પુરી થએથી તે શરૂ થાય એવુ ફરમાવવાને કોરટ મુખત્યાર

૩૯૬મી તથા ૩૯૭મી કલમો બાબત વિશેષ ઠરાવ.

૩૯૮ ૩૯૬ મી અથવા ૩૯૭ મી કલમ માંહેના ઠરાવ ઉપરથી એમ સમજવું નહીં કે કોઇ પણ શખસ તેના આગલા કે પાછલા સાબિત થએલા ગુન્હાને માટે જે શિક્ષાને લાયક થયો હોય તે શિક્ષાના કોઇ પણ ભાગમાંથી તે શખસ બચી જસે.

નાની ઉમરના ગુન્હેગારોને સન્માર્ગ પ્રવર્તક શાળામાં કેદ કરવા બાબત.

૩૯૯ જ્યારે સોળ વરશ કરતાં ઓછી ઉમરના કોઇ પણ શખસની ઉપર કોઇ પણ ગુન્હા માટે કોઇ પણ ફોજદારી કોરટ કેદની શિક્ષાનો હુકમ કરે, ત્યારે, તેને ફોજદારી તુરંગમાં કેદ કરવાને બદલે હેઠળ લખેલા પ્રકારની કોઇપણ સન્માર્ગપ્રવર્તક શાળામાં કેદ રાખવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે, એટલે કેદ રાખવાની લાયક જગા દાખલ જે સન્માર્ગ પ્રવર્તક શાળા સ્થાનિક સરકારે કાહાડી હોય, અને જેમાં ઘટિત કેળવણી આપવાનાં તથા કાંઇ ઉપયોગી ધંધો શિખ

વવાનાં સાધન હોય, સન્માર્ગ પ્રવર્તક શાળામાંહોય, અથવા સન્માર્ગ પ્રવર્તક શાળામાં, કેદ કરેલા શખશોને કેળવણી આપવા તથા શિખવવા સંબંધી સ્થાનિક સરકાર ફરમાવે એવા નિયમ પ્રમાણે ચાલવાને રાજી હોય એવા કોઇ શખશે જે સન્માર્ગ પ્રવર્તક શાળા રાખેલી હોય તેમાં કેદ કરવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે.

આ કલમ મુજબ કેદ કરેલા સઘળા શખસોને ઉપર મુજબ ઠરાવેલા નિયમો લાગુ પડશે.

શિક્ષાનો હુકમ અમલમાંલાવ્યાપછી વારંટ પાછુ મોકલવાબાબત.

૪૦૦ જ્યારે કોઇ શિક્ષાનો હુકમ પુરેપુરો બજી રેહે ત્યારે તે બજાવનાર અમલદારે તે શિક્ષાનો હુકમ શી રીતે બજાવ્યો છે તે વિસે પોતાની સહી સાથેનો તે વારંટની પાછળ શેરો કરીને તે વારંટ જે કોરટમાંથી નીકળ્યુ હોય તે કોરટમાં પાછું મોકલી દેવું.

---

## ભાગ ૨૯ મો.

શિક્ષા મોકુફ રાખવા, માફ કરવા તથા બદલવા બાબત.

શિક્ષા મોકુફ રાખવાનો અથવા માફ કરવાનો અધીકાર.

૪૦૧ જ્યારે કોઇપણ શખસની ઉપર કાંઇ ગુન્હા બાબત શિક્ષાનો હુકમ કરયો હોય ત્યારે કોઇ પણ વખત; બીન સરતે અથવા જે શખસની ઉપર શિક્ષાનો હુકમ કરયો હોય તે શખસ કબુલ કરે એવી કાંઇ શરત કરીને તેની ઉપર જે શિક્ષાનો હુકમ કરયો હોય તે અમલમાં લાવવાનુ મોકુફ રાખવાને અથવા જે શીક્ષાનો હુકમ તેની ઉપર કરેલો હોય તે સઘળી શિક્ષા અથવા તેમાંનો કોઇપણ ભાગ માફ કરવાને ગવરનર જનરલ ઇનકૌંસિલ અથવા સ્થાનીક સરકાર મુખત્યારછે.

જ્યારે કોઇ શીક્ષા મોકુફ રાખવા અથવા માફ કરવા સારૂ ગવરનર જનરલ ઇનકૌંસિલને અથવા સ્થાનીક સરકારને અરજી કરવાંમાં આવે ત્યારે જે કોરટની આગળ અથવા જે કોરટે ગુન્હાની સાબીતીનો ઠરાવ કરયો હોય અથવા મંજુર કરયો હોય તે કોરટના પ્રમુખ જડજને, ગવરનર જનરલ ઇનકાઉન્સીલ અથવા સ્થાનિક સરકાર, જેમ હોય તેમ, એવુ ફરમાવવાને મુખત્યાર છે કે તે અરજી કબુલ કરવી જોઇએ કે નાકબુલ કરવી જોઇયે તે વિશે તમારો મત તથા તે મતનાં કારણ જણાવો.

જે શખસના લાભમાં કોઇ શિક્ષા મોકુફ રાખી હોય અથવા માફ કરી હોય તે શખસ, ગવરનર જનરલ ઇનકાઉન્સીલે અથવા સ્થાનિક સરકારે જે શરત ઠરાવી હોય તે શરતો પાળવાને ચુકે તો સદરહુ શિક્ષા મોકુફ રાખવાનો અથવા માફ કરવાનો હુકમ રદ કરવાને, ગવરનર જનરલ ઇનકાઉન્સિલ અથવા સ્થાનિક સરકાર, જેમ હોય તેમ મુખત્યાર છે અને તે પછી, જો સદરહુ શખસ છુટો હોય તો, તેને કોઇ પણ પોલીસ અમલદાર વગર વારંટે પકડવાને મુખત્યાર છે, અને બાકી રહેલા ભાગની શિક્ષા ભોગવવા માટે તેને પાછો કેદમાં મોકલવાનો અખ્તિયાર છે.

શિક્ષા માફ કરવાનો અથવા મોકુફ રાખવાનો અથવા મુલતવી રાખવાનો અથવા ઓછી કરવાનો મલીકા માયાઝમાને અધિકાર છે તે અધિકારને આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી બાધ આવે છે એમ સમજવુ નહીં.

શિક્ષાબદલવાનો અખ્તિયાર.

૪૦૨. જે શખ્સની ઉપર સિક્ષાનો હુકમ કરયો હોય તે શખ્સની સંમતિ વગર ગવરનર જનરલ ઇન કાઉન્સિલ અથવા સ્થાનિક સરકાર હેઠળ કહેલી શિક્ષાઓમાંની કોઇ પણ શિક્ષાને બદલે તે શિક્ષાની આગળ લખેલી બીજી કોઇ પણ શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે:—

મોત, સમુદ્રપાર, શાસનિકદાસત્વ, સખત મંજુરી સાથે જેટલી મુદતની કેદની શિક્ષાનો હુકમ તે શખસના ઉપર થઇ શકત તેટલી મુદત સુધીની કેદ, તેવીજ મુદત સુધીની આસાન કેદ, દંડ.

---

બાબ ૩૦ મો.

અગાઉ બીન તકસીરવાર અથવા તકસીવાર ઠરચા હોય તે બાબત.

જે શખ્સની ઉપર એક વખત ગુન્હો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસનો તેજ ગુન્હા બાબત ફરીઇનસાફ કરવો નહીં.

૪૦૩ યોગ્ય હકુમત વાળી કોઇ કોરટે કાંઇ ગુન્હા બાબત કોઈ શખસનો એક વખત ઇનસાફ કરયો હોય અને તે ગુન્હો તેની ઉપર સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ કરયો હોય ત્યારે જ્યાં સુધી તે ગુનો સાબિત થયાનો અથવા ના સાબિત થયાનો ઠરાવ અમલમાં રેહે ત્યાં સુધી તે શખસ તેજ ગુન્હા બાબત ફરીથી ઇનસાફને પાત્ર થશે નહી, અથવા તેની ઉપર મુકેલાં તહોમતથી કંઇ જુદુ તહોમત બીજા જે ગુન્હા બાબત તેની ઉપર ૨૩૬ મી કલમ મુજબ મુકી શકાત તે ગુન્હા બાબત, અથવા બીજો જે ગુન્હો ૨૩૭ મી કલમ મુજબ તેની ઉપર ઠરી શકત તે ગુન્હા બાબત, તેને તેજ હકીકત ઉપરથી તે શખસ ફરીથી ઇનસાફને પાત્ર થશે નહીં.

જે શખસની ઉપર કાંઇ ગુન્હા ના સાબીત થયાનો અથવા સાબિત થયાનો ઠરાવ થયો હોય તે શખસનો અગાઉ ઇનસાફ થયો તે વખતે જે જુદા ગુન્હા બાબત તેની ઉપર ૨૩૫ મી કલમના ૧ લા પારેગ્રાફ મુજબ જુદુ તહોમત મુકી શકાત તેવા ગુન્હા બાબત પછી ઇનસાફ કરવાનો અખત્યાર છે.

કોઇ શખસના ઉપર કાંઇ ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હોય અને જે કૃત્યથી તે ગુન્હો બનેલો હોય તે કૃત્ય તથા તે ઉપરથી થએલાં પરિણામ એ બેઉ મળીને એવો એક ગુન્હો થાય કે તે સદરહુ શખસની ઉપર સાબિત થએલા ગુન્હાથી જુદો ગુન્હો હોય ત્યારે આ છેલા કહેલા ગુન્હા બાબત તે શખસનો પછી ઇનસાફ કરવાનો અખત્યાર હેઠળ લખેલે પ્રસંગે છે. એટલે, તે શખશની ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ કરયો તે વખતે સદરહુ પરીણામ થએલાં નહોતાં અથવા તે થયાંછે એવી કોરટને ખબર ન હતી એમ હોય તો.

કાંઇ પણ કૃત્યોથી બનેલો કાંઇ ગુન્હો જે શખસની ઉપર ના સાબીત થયાનો અથવા સાબીત થયાનો ઠરાવ થયો હોય તે શખશે તેજ કૃત્યોથી બનેલો બીજો જે ગુન્હો કર્યો હોય તે ગુન્હા બાબત આગળ તેની ઉપર, સદરહુ ઠરાવ થયો હોય તો પણ પણ, તહોમત મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર હેઠળ લખેલે પ્રસંગે

છે, એટલે, જે કોરટથી તેનો પ્રથમ ઇનસાફ થયો તે કોરટને તેની ઉપર જે ગુન્હા નું તહોમત પછી મુક્યું તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અખ્તિયાર નહતો એમ હશે તો.

ખુલાસો,—કોઇ ફરીયાદ કાઢી નાંખવી, અથવા ૨૭૯ મી કલમ મુજબ કામ ચલાવવાનું બંધ કરવું, અથવા તહોમતવાળાને છોડી મુકવો, અથવા ૨૭૩ મી કલમ પ્રમાણે તહોમતનામાં ઉપર નોંધ કરવી, એ આ કલમનાં કારણ સારૂ ગુન્હો ના સાબી ત થયાનો ઠરાવ બરાબર નથી.

દ્રષ્ટાંતો.

(અ) અ એ ચાકર થઇને ચોરી કરી તે વિસેનાં તહોમત બાબત તેનો ઇનસા ફ થયો અને તે બીન તકસીરવાર ઠરયો. જ્યાં લગી તે ઠરાવ અમલ માં હોય ત્યાં લગી તેની ઉપર ચાકર થઇને ચોરી કરયાનુ અથવા તેની તેજ હકીકત ઉપરથી એકલી ચોરી કરયાનું અથવા સાપરાધ વિશ્વાસઘાત કરયાનું તહોમત પછી મુકાસે નહીં.

(બ) ખુનનાં તહોમતબાબત અનો ઇનસાફ થયો અને તે બીન તકસીરવાર ઠરયો અપહરણ કરવાનું તહોમત તેની ઉપર નહીં હતુ પણ ખુન કરયુ તે વ ખતે અએ અપહરણ કરયું એવું હકીકત ઉપરથી જણાય છે; અપહરણ કરવાનુ તહોમત તેની ઉપર પછી મુકીને તેનો ઇનસાફ કરવાનો અખત્યારછે

(ક) મહાવ્યથા કરવા બાબત અનો ઇનસાફ થયો અને તે તકસીરવાર ઠરયો જે શખસને નુકશાન કરયું તે શખસ પછી મરણ પામ્યો શિક્ષાર્ણીય મનુષ્યવધ ના ગુન્હા બાબત અનો ફરીથી ઇનસાફ કરવાનો અખત્યાર છે.

[ડ) બ નું શિક્ષાર્ણીય મનુષ્યવધ કરયાંનું તહોમત અની ઉપર સેસનકોરટની આગળ મુકવામાં આવ્યું અને તેની ઉપર તે ગુન્હો સાબીત થયો પછી તે હકીકત ઉપરથી બનાં ખુન બાબત અનો ઇનસાફ કરી શકસે નહીં.

[ઇ) બ ને બુદ્ધીપુરવક વ્યથા કરવાનું તહોમત પેહેલા વરગના માજીસ્ત્રેટે અ ની ઉપર મુકીને તે ગુન્હો તેની ઉપર શાબીત થયાનો ઠરાવ કરયો. તે કામને આ કલમનો ત્રીજો પારેગ્રાફ લાગુ નહોય તો બ ને બુદ્ધિપુરવક મ હાવ્યથા કરવા બાબત તેજ હકીકત ઉપરથી અ નો પાછો ફરીથી ઇનસાફ કરી શકાશે નહીં.

(ફ) બ ના શરીર ઉપરથી મિલકત ચોરવાનુ તહોમત બીજા વરગના માજીસ્ત્રે ટે અ ની ઉપર મુકીને તે ગુન્હો તેની ઉપર શાબિત થયાનો ઠરાવ કરયો પછી તેજ હકીકત ઉપરથી અપહરણ કરવાનું તહોમત અ ની ઉપર મુકી ને તેનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

[ગ] ડ નું અપહરણ કરયાનું તહોમત પેહેલા વરગના માજીસ્ત્રેટે અ, બ તથા ક ની ઉપર મુકીને તે ગુન્હો તેઓની ઉપર શાબિત થયાનો ઠરાવ કરયો. પછી તેજ હકીકત ઉપરથી ડાકાઇટી કરયાનું તહોમત અ, બ તથા ક ની ઉપર મુકીને તેઓનો ઇનસાફ કરવાનો અખત્યાર છે.

# ભાગ ૭ મો.

## અપીલ તથા લખી મોકલવા બાબત તથા તપાસ બાબત.

---

### બાબ ૩૧ મો.

#### અપીલો બાબત.

બીજી રીતે ઠરાવ્યું ન હોય તો અપીલ ચાલશે નહી.

૪૦૪. આ કાયદાથી અથવા બીજા કોઇ પણ ચાલુ કાયદાથી ઠરાવ્યું હોય તે શિવાય ફોજદારી કોરટના કોઇપણ ફેસલા અથવા હુકમ ઉપર અપીલ ચાલશે નહી.

જપ્ત કરેલી મીલકત પાછી આપવા બાબતની અરજી જેના હુકમથી નાકબુલ કરી હોય તે હુકમ ઉપર અપીલ.

૪૦૫ ૮૯ મી કલમ મુજબ મિલકત અથવા તેના વેચાણનું ઉત્પન્ન પાછું આપવા બાબતની જે સખસની અરજી કોઇ કોરટે નાકબુલ કરી હશે તે સખસને તે કોરટે કરેલા શિક્ષાના હુકમો ઉપર જે કોરટમાં સામાન્યત અપી ચાલતી હશે તે કોરટને અપીલ કરવાનો અધિકાર છે.

સારી રીતે ચાલવા બાબત તારણ માગવાના હુકમ ઉપરઅપીલ.

૪૦૬ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ શીવાય બીજા કોઇ માજીસ્ત્રેટે ૧૧૮ મી કલમ પ્રમાણે સારી રીતે ચાલવા બાબત તારણ આપવાનું જે શખસને ફરમાવ્યું હોય તે શખસ જીલ્લા માજીસ્ત્રેટને અપીલ કરવાને મુખત્યાર છે.

બીજાઅથવા ત્રીજા વરગના માજીસ્ત્રેટે કરેલા શીક્ષાના હુકમ ઉપર અપીલ.

૪૦૭ બીજા અથવા ત્રીજા વરગના કોઇ પણ માજીસ્ત્રેટે ઇનસાફ કરીને જે સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરયો હોય તે સખસ, અથવા ૩૪૯ મી કલમ પ્રમાણે બીજા વરગના કોઇ પેટા તુકડી માજીસ્ત્રેટે જે સખસની ઉપર શીક્ષાનો હુકમ કરયો હોય તે શખસ જીલ્લા માજીસ્ત્રેટને અપીલ કરવાને મુખત્યાર છે.

પેહેલા વરગના માજીસ્ત્રેટની પાસે અપીલો મોકલવા બાબત.

આ કલમ પ્રમાણે કોઇ પણ અપીલ અથવા સદરહુ પ્રકારના કોઇ પણ વરગની અપીલો જીલ્લા માજીસ્ત્રેટના તાબા માંહેના પેહેલા વરગના જે માજીસ્ત્રેટોને સદરહુ અપીલો સાંભળવાનો અધિકાર સ્થાનિક સરકારે આપ્યો હોય તે માજીસ્ત્રેટે સાંભળવી એવું ફરમાવવાને જીલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને તે ઉપરથી સદરહુ અપીલ અથવા સદ્દહુ વરગની અપીલો તે તાબા માંહેના માજીસ્ત્રેટને કરવી, અથવા તે જીલ્લા માજીસ્ત્રેટને કરવામાં આવી ચુકી હોય તો તે સદરહુ પ્રકારના તાબા માંહેના માજીસ્ત્રેટ પાસે મોકલવી. એ પ્રમાણે કરેલી અથવા મોકલેલી કોઇ પણ અપીલ અથવા કોઇ પણ વરગની અપીલો સદરહુ માજીસ્ત્રેટની પાસેથી લઇ લેવાને જીલ્લા માજીસ્ત્રેટ મુખત્યાર છે.

આસિસ્ટંન્ટ શેશન જડજે અથવા પહેલા

૪૦૮, આસિસ્ટંટ સેશન જડજે અથવા જીલ્હા માજીસ્ત્રેટે અથવા પેહેલા વરગના બીજા માજીસ્ત્રેટે ઇનસાફ ક

પેહલા વરગના માજીસ્ત્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

કરીને જે શખસની ઉપર ગુન્હો શાબિત થયાનો ઠરાવ કર્યો હોય તે શખસ અથવા પેહેલા વરગના કોઇ માજીસ્ત્રેટે ૩૪૯ મી કલમ પ્રમાણે જે શખસની ઉપર શિક્ષાનો હુકમ કરયો હોય તે શખસ, સેશન કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

પણ હેઠળે લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

(અ) જ્યારે કોઇ પણ મુકદમામાં કોઇ આસિસટંટ સેશન જડજે અથવા જીલ્લા માજીસ્ત્રેટ જે શિક્ષાના હુકમને સેસન કોરટની મંજુરીયત જોઇએ તેસી ક્ષાનો હુકમ કરે ત્યારે સદરહુ મુકદમામાં દરેક અપીલ હાઇકોરટમાં ચાલશે, પણ જ્યાં સુધી સેશન કોરટે તે મુકદમાનો નિકાલ ન કરયો હોય ત્યાં સુધી તે અપીલ કરવી નહીં.

[બ] શાણીની કોઇ વીલાયતી રઇયત ઉપર એ પ્રમાણે ગુન્હો શાબિત થયાનો ઠરાવ થયો હોય તે રઇયત પોતાની નજરમાં આવે તે મુજબ હાઇકોરટને અથવા સેશન કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

સેશનકોરટને કરેલી અપીલો કેવી રીતે સાંભળવી.

૪૦૯ સેશન કોરટને અથવા સેશન જડજને કરેલી અપીલ સેશન જડજે અથવા આડિશનલ અથવા જાઇન્ટ સેશન જડજે સાંભળવી.

સેશનકોરટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

૪૧૦ કોઇ શેશન જડજે અથવા આડિશનલ અથવા જાઇન્ટ સેશન જડજે ઇનસાફ કરીને જે શખસની ઉપર ગુન્હો શાબીત થયાનો ઠરાવ કરયો હોય તે શખસ હાઇ કોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

પ્રેસીડેન્સીમાજીસ્ત્રેટે કરેલા શિક્ષાના હુકમ ઉપર અપીલ.

૪૧૧ કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે ઇનસાફ કરીને કોઇ પણ સખસની ઉપર ગુન્હો શાબીત થયાનો ઠરાવ કરયો હોય, ત્યારે જો તે માજીસ્ત્રેટે તે શખસની ઉપર છ મહીના કરતાં વત્તી મુદતની કેદની શિક્ષાનો હુકમ અથવા બસેં રૂપીયા કરતાં વત્તા દંડની શાક્ષાનો હુકમ કરયો હોય તો તે સખસ હાઇકોરટને અપીલ કરવાને મુખત્યાર છે.

જે કામોમાં તહોમતવાળો પોતે તકશીરવાર છે એવો જવાબ આપે તે કામોમાં અપીલ ચાલશે નહી.

૪૧૨ આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જ્યારે તહોમતવાળા સખસે પોતે તકસીરવાર છે એવો જવાબ આપ્યો હોય અને સેશન કોરટે અથવા પ્રેસીડેન્સી માજીસ્ત્રેટે સદરહુ જવાબ ઉપરથી તેની ઉપર ગુન્હો શાબિત થયાનો ઠરાવ કરયો હોય, ત્યારે શિક્ષા ઘણી છે અથવા કાયદાસર નથી એવા સબબ શીવાય બીજા કોઇપણ સબબથી અપીલ ચાલશે નહીં.

નહાના મુકદમામાં અપીલ નથી.

૪૧૩ આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં, જે મુકદમામાં સેશન કોરટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેહેલા વરગના બીજો માજી માજીસ્ત્રેટ ફકત

એક મહીના સુધી કેદની અથવા ફક્ત પચાસ રૂપીયા સુધી દંડની, અથવા ફક્ત ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરે; તે મુકદમામાં જે શખસની ઉપર ગુન્હો શાબીત થયાનો ઠરાવ થયો હોય તે સખસની અપીલ ચાલશે નહી.

ખુલાસો.—દંડ ન આપવામાં આવે તો કેદની જે શીક્ષાનો હુકમ સદરહુ કોરટે અથવા માજીસતરેટે કરયો હોય તે શીક્ષાના હુકમ ઉપર, જ્યારે સ્વતંત્ર કેદની શીક્ષાનો હુકમ કરયો ન હોય ત્યારે; કાંઇ પણ અપીલ ચાલશે નહી.

સંક્ષેપરીતેગુન્હોશાબીત થયાનો ઠરાવ કરયો હોય તે ઉપરઅપીલ નથી.

૪૧૪ આ કાયદામાં પાછળ ગમે તે કહ્યું હોય તે છતાં જે મુકદમાનો ઇનસાફ સંક્ષેપ રીતે કરયો હોય તે મુકદમામાં ૨૬૧ મી કલમ પ્રમાણે કામ કરવાને જે માજીસતરેટને અધિકાર આપ્યો હોય તે માજીસતરેટ ફક્ત ત્રણ મહીના સુધી કેદની, અથવા ફક્ત બસેં રૂપીઆ સુધી દંડની, અથવા ફક્ત ફટકા મારવાની શીક્ષાનો હુકમ કરે તે મુકદમામાં જે સખસની ઉપર ગુન્હો શાબીત થયાનો ઠરાવ થયો હોય તે સખસની અપીલ ચાલશે નહી.

૪૧૩મી તથા૪૧૪મી કલમ બાબત વિશેષ ઠરાવ.

૪૧૫. ૪૧૩ મી અથવા ૪૧૪ મી કલમમાં કહેલા કોઇ પણ શીક્ષાના હુકમથી તે કલમોમાં કહેલી કોઇ પણ બે અથવા વધારે શીક્ષા એકઠી કરી હોય તે શીક્ષાના હુકમ ઉપર અપીલ કરવાનો અખત્યાર છે; પણ જે શીક્ષાના હુકમ ઉપર બીજી રીતે અપીલ થઇ શકતી નહીં હોય તે શીક્ષાના હુકમ ઉપર, જે સખસની ઉપર ગુન્હો ઠરયો હોય તે શખસને સુલેહ રાખવા માટે તારણ આપવાનું ફરમાવ્યું હોય તેટલાજ સબબથી અપીલ કરવાનો અખત્યાર નથી.

ખુલાસો.—દંડ ન આપવામાં આવે તો કેદની શીક્ષાથી આ કલમના અર્થ પ્રમાણે બે અથવા વધારે શીક્ષા એકઠી કરવામાં આવી છે એમ સમજવું નહી.

રાણીસાહેબની વીલાયતી રઇયત ઉપર કરેલા શીક્ષાના હુકમ બાબત અપવાદ.

૪૧૬. ૩૩ મા બાબ પ્રમાણે રાણીસાહેબની વીલાયતી રઇયત ઉપર કરેલા શીક્ષાના હુકમ ઉપર જે અપીલો કરવામાં આવે તે અપીલોને ૪૧૩ મી તથા ૪૧૪ મી કલમ માંહેનો કોઇ પણ મચકુર લાગુ નથી.

ગુન્હો ના સાબીત થયાનોઠરાવ કરયોહોય તેબાબતમાં સરકાર તરફથી અપીલ.

૪૧૭, હાઇકોરટ શિવાય બીજી કોઇપણ કોરટે ગુન્હો ના સાબીત થયાનો ઠરાવ અસલ કામમાં અથવા અપીલમાં કરયો હોય તે હુકમ ઉપર હાઇકોરટને અપીલ કરવાનું પબ્લીક પ્રાસિક્યુટરને ફરમાવવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

કેવી વાતો બાબત અપીલ દાખલ થઇશકે.

૪૧૮. હકીકતની કોઇ વાત બાબત તેમજ કાયદાની કોઇ વાત બાબત અપીલ કરવાનો અધિકાર છે પણ જ્યારે ઇનસાફ જ્યુરીએ કરયો હોય ત્યારે ફક્ત કાયદાનીજ કોઇવાત બાબત અપીલ ચાલશે.

ખુલાસો.—કોઇ શિક્ષાનો હુકમ સખત છે એવું કેહેવામાં આવ્યું હોય તે વાત આ કલમના કારણ સારૂ કાયદાની વાત છે એમ સમજવું.

અપીલની અરજી. ૪૧૯ દરએક અપીલ લખેલી અરજીના રૂપમાં કરવી અને તે અરજી અપેલેન્ટે અથવા તેના પ્લીડરે આપવી અને (જે કોરટને તે અરજી આપવામાં આવે તે કોરટ બીજી રીતે નહી ફરમાવે તોજ) જે ફેસલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ કરી હોય તે ફેસલાની અથવા હુકમની એક નકલ. અને જે મુકદમાનો ઇનસાફ જ્યુરીએ કરયો હોય તે મુકદમામાં ૩૬૭મી કલમ પ્રમાણે દફતરમાં દાખલ કરેલાં આદેશનાં મથાળાની એક નકલ સદરહુ પ્રકારની દરેક અરજી સાથે આપવી.

અપેલેન્ટ તુરગમાં હોય ત્યારે કેમ કરવું. ૪૨૦ જો અપેલેન્ટ તુરગમાં હોય, તો જે અમલદારના હવાલામાં તે તુરંગ હોય તે અમલદારને પોતાની અપીલની અરજી તથા તેની સાગે જોડેલી નકલો આપવાનેમુખત્યાર છે અને પછી તે અમલદારે સદરહુ અરજી તથા નકલો યોગ્ય અપીલ કોરટની પાસે મોકલવી.

સંક્ષેપરીતે અપીલ નામંજુર કરવા બાબત. ૪૨૧. ૪૧૯મી અથવા ૪૨૦મી કલમ પ્રમાણે અરજી તથા નકલ આવી એટલે અપીલ કોરટે તે વાંચી જોતી, અને તે કામમાં હાથ ઘાલવાનો કાંઇ પુરતો સબબ નથીએમ તેની નજરમાં આવે તો તે અપીલ સંક્ષેપ રીતે નામંજુર કરવાને તે કોરટ મુખત્યાર છે પણ એવું ઠરાવ્યું છે કે ૪૧૯મી કલમ પ્રમાણે અપીલ કરવામાં આવે ત્યારે તેના ટેકામાં તકરાર કહી સંભળાવાની વાજબી તક અપેલેન્ટને અથવા તેના પ્લીડરને આપ્યા વગર તે અપીલ કાહાડી નાખવીનહી.

આ કલમ પ્રમાણે કોઈ અપીલ નામંજુર કરતાં પેહલાં, સદરહુ કોરટ તે મુકદમાના કાગળ પત્ર મંગાવવાને મુખત્યાર છે પણ તેમ કરવાને તે બંધાએલા છે એમ સમજવું નહીં.

અપીલની નોટીસ. ૪૨૨ જો અપીલકોરટ તે અપીલ સંક્ષેપરીતે નામંજુર કરે તો તે અપીલ સાંભળવાના વખતની તથા જગાની નોટીસ અપેલેન્ટને તથા તેના પ્લીડરને તથા જે અમલદારને સ્થાનિક સરકાર આ બાબત નીમે તેને તે કોરટે અપાવવી અને અપીલના સબબોની એક નકલ સદરહુ અમલદાર માંગે તો તેને તે કોરટે આપવી.

અને ૪૧૭મી કલમ પ્રમાણે કરેલી અપીલની બાબતમાં તેવીજ એક નોટીસ તહોમતવાળાને અપીલકોરટે અપાવવી.

અપીલનો નીકાલ કરવામાં અપીલકોરટનો અધિકાર. ૪૨૩ પછી તે મુકદમાના કાગળ પત્ર અપીલકોરટમાં આવી ચુક્યા ન હોય તો તે કાગળ પત્ર તે કોરટે મંગાવવા સદરહુ કાગળ પત્ર વાંચી જોયા પછી અને અપેલેન્ટ અથવા તેનો પ્લીડર હાજર થાય તો તેની તકરાર તથા પબલીક પ્રાસિક્યુટર હાજર થાય તો તેની તકરાર અને ૪૧૭મી કલમ મુજબ કરેલી અપીલની બાબતમાં તહોમતવાળો હાજર થાય તો તેની તકરાર સાંભળ્યા પછી જો તે કોરટની નજરમાં એમ આવે કે તે કામમાં હાથ ઘાલવાનો કાંઇ પુરતો સબબ નથી તો તે સદરહુ અપીલ કાહાડી નાખવાને મુખત્યાર છે. અથવા

[અ] ગુન્હો ના સાબીત થયાના હુકમ ઉપર અપીલ કરી હોય તેમાં સદરહુ હુકમ રદ કરીને વધારે ચોકશી કરવાનું ફરમાવવાને, અથવા તહોમત વાળાનો ફરીથી ઇનસાફ કરવાનું અથવા તેને ઇનસાફ સારૂ કમિટ કરવાનું જેમ હોય તેમ ફરમાવવાને, અથવા તેને તકસીરવાર ઠેરવીને તેની ઉપર કાયદા પ્રમાણે શિક્ષાનો હુકમ કરવાને મુખત્યાર છે;

(બ) ગુન્હો સાબિત થયાના ઠરાવ ઉપર અપીલ કરી હોય તેમા [૧) ઠારાવ તથા શિક્ષાનો હુકમ રદ કરીને તોહોમતવાળાની ઉપર ગુન્હો નાસાબિત થયાને ઠરાવ કરવાને અથવા તેને છોડી મુકવાને, અથવા પોતાના તાબામાં હેની યોગ્ય હકુમતવાળી ફલાણી કોરટે તેનો ફરીથી ઇનસાફ કરવો એમ ફરમાવ વાને, અથવા તેને ઇનસાફ સારૂ કમિટ કરવો એમ ફરમાવવાને મુખત્યાર છે, અથવા (૨) શિક્ષાનો હુકમ કાયમ રાખીને ઠરાવમાં ફેરફાર કરવાને અથવા ઠરાવમાં ફેરફાર કરીને અથવા કરયા વગર શિક્ષા ઓછી કરવાને મુખત્યાર છે, અથવા (૩) એ પ્રમાણે શિક્ષા ઓછી કરીને અથવા કરયા વગર, તથા ઠરાવમાં ફેરફાર કરીને અથવા કરયા વગર શિક્ષાના પ્રકારમાં ફેરફાર કરવાને મુખત્યાર છે; પણ તેથી તે શિક્ષા વધે એમ કરવી નહીં જોઇએ.

(ક) બીજા કોઇ પણ હુકમ ઉપર અપીલ કરી હોય તેમાં સદરહુ હુકમમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને મુખત્યાર છે;

(ડ] આ કલમ માંહેના કોઇ પણ મચકુરથી જ્યુરીના ઠરાવમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અધિકાર તે કોરટને છે એમ સમજવું નહીં. પણ તે કોરટનાં મત પ્રમાણે. જડજે ખોટો આદેશ કરયો તેથી અથવા તેણે કહ્યા પ્રમાણે કાયદો જ્યુરી ખોટો સમજી તેથી સદરહુ ઠરાવ ભુલ ભરેલો હોય તો અધિકાર છે.

તાબા માંહેની અપીલ કોરટોના ફેંસલા.

૪૨૪. અસલ હકુમતની ફોજદારી કોરટના ફેંસલા બાબત ૨૬ મા બાબ માંહેની કાનુનો બની શકે તેટલે સુધી, હાઇકોરટ વગર બીજી કોઇ પણ અપીલ કોરટના ફેંસલાને લાગુ પડશે.

પણ એવું ઠરાવ્યું છે કે અપીલ કોરટ બીજી રીતનો હુકમ નહીં કરે તો ફેંસલો આપવામાં આવે તે સાંભળવા સારૂ તહોમતવાળાને આણવો નહીં અથવા તેને હાજર થવાનું ફરમાવવું નહીં.

અપીલમાં હાઇકોરટે કરેલા હુકમ બાબતનિચલી કોરટને દાખલો આપવો.

૪૨૫. જ્યારે આ બાબ પ્રમાણે હાઇકોરટ અપીલમાં કોઇ મુકદમાનો ફેંસલો કરે ત્યારે જે ઠરાવ અથવા શિક્ષાના હુકમ અથવા [બીજા] હુકમ ઉપર અપીલ કરી હોય તે જે કોરટે દફતરમાં નોંધ્યો હોય અથવા કરયો હોય તે કોરટને સદરહુ હાઇકોરટે પોતાના ફેંસલા બાબત દાખલો આપવો જો તે ઠરાવ અથવા શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ જીલ્લા માજીસ્ત્રેટ સિવાય બીજા કોઇ માજીસ્ત્રેટે દફતરમાં નોંધ્યો હોય અથવા કરયો હોય, તો તે દા

ખલો જીલ્લા માજીસ્ત્રેટની મારફને મોકલવો.

જે કોરટને હાઈકોરટ પોતાના ફેસલા બાબત અથવા હુકમ બાબત દાખલો આપે તે કોરટે તે ઉપરથી હાઇ કોરટના ફેસલાને અથવા હુકમને અનુસરતા હુકમ કરવા; અને, જરૂર હોયતો, દફતરમાં તે પ્રમાણે સુધારો કરવો.

અપીલ ચાલુ હોય ત્યાં સુધી, જે શિક્ષાઓ ફેર રાખવા બાબત,

૪૨૬. જે શખ્સની ઉપર ગુન્હો સાબિત થવાનો ઠરાવ થયો હોય તે શખસે કરેલી અપીલ ચાલતી હોય ત્યાંહાં સુધી જે શિક્ષાના હુકમ ઉપર અથવા [બીજા) હુકમ ઉપર અપીલ કરી હોય તે અમલમાં લાવવાનુ મોકુફ રાખવાનો અને જો તે શખસ કેદમાં હોય તો, તેને જામીન ઉપર અથવા તેનાં પોતાનાં ખત ઉપર છોડવાનો હુકમ કરવાને અપીલ કોરટ મુખત્યાર છે; પણ તેમ કરવાનાં કારણો દફતરમાં લખવાં જોઈએ.

અપેલેન્ટને જામીન ઉપર છોડવા બાબત.

આ કલમથી અપીલ કોરટને અધિકાર આપ્યો છે તે અધિકાર, જે શખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયે હોય તે શખસે હાઇ કોરટના તાબા માંહેની કોરટમાં અપીલ કરી હોય તે બાબતમાં હાઇકોરટને પણ ચલાવવાનો અખત્યાર છે.

જ્યારે અપેલન્ટની ઉપર આખરે કેદની અથવા શાસનિકવાસની અથવા સમુદ્ર પારની શિક્ષાનો હુકમ કરવામાં આવે, ત્યારે જેટલો વખત તે એ પ્રમાણે છુટો રહેલો હોય તેટલો વખત તેની ઉપર સદરહુ પ્રમાણે કરેલા શિક્ષાના હુકમની મુદત ગણવામાં બાતલ કરવો.

ગુન્હોના સાબિત થયાના ઠરાવ ઉપર અપીલ કરી હોય તેમાં તહોમતવાળાને પકડવા બાબત.

૪૨૭. જ્યારે ૪૧૭ મી કલમ પ્રમાણે અપીલ કરવામાં આવે, ત્યારે હાઇકોરટ વારંટ કાઢીને તેનાં તહોમતવાળાને પકડીને પોતાની આગળ અથવા પોતાના તાબા માંહેની કોઇ પણ કોરટની આગળ આણવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને જે કોરટની આગળ તેને આણ્યો હોય તે કોરટ તે અપીલનો નિકાલ થતાં સુધી તેને કેદ કરવાને અથવા તેના જામીન લેવાને મુખત્યાર છે.

અપીલ કોરટ વધારે પુરાવો લેવાને અથવા લેવાનુ ફરમાવવાને મુખત્યાર છે.

૪૨૮ આ બાબ પ્રમાણે કોઇ પણ અપીલની તજવીજ કરવામાં જો અપીલ કોરટને જાસ્તી પુરાવાની જરૂર લાગે તો તે કોરટ સદરહુ પુરાવો પોતાની જાતે લેવાને, અથવા તે લેવાનું કોઇ માજીસ્ત્રેટને ફરમાવવાને અથવા અપીલ કોરટ હાઇકોરટ હોય ત્યારે શેશન કોરટને અથવા કોઇ માજીસ્ત્રેટને ફરમાવવાને મુખત્યાર છે.

જ્યારે તે સેશન કોરટ અથવા તે માજીસ્ત્રેટ જાસ્તી પુરાવો લે, ત્યારે તેણે અપીલ કોરટને તે પુરાવાનો દાખલો આપવો, અને તે પછી સદરહુ કોરટે તે અપીલનો નીકાલ કરવો.

અપીલ કોરટ બીજી રીતે ફરમાવે નહી તો. જ્યારે તે જાસ્તી પુરાવો લેવાય ત્યારે તહોમતવાળાએ અથવા તેના પ્લીડરે હાજર રહેવું; પણ પુરાવો જ્યુરરોની

અથવા આસેસરોની સમક્ષ લેવો નહી.

આ કલમ પ્રમાણે પુરાવો લેવો તે ૨૫ મા બાબતનાં કારણસારૂ મોકલી છે એમ સમજવું.

અપીલકોરટના જડજોના બે પક્ષ થઈને બેઉ પક્ષનાં સરખાં મત પડે ત્યારે કામ ચલાવવાની રીત.

૪૨૯ જ્યારે અપીલ કોરટના જડજોના બે પક્ષ થઈને બેઉ પક્ષના સરખા મત પડે ત્યારે તે મુકદમો તેઓના અનુમત સુધાં તેજ કોરટના બીજા કોઈ જડજની પાસે મોકલવો, અને તેજ જડજને યોગ્ય લાગે એવી તપાસણી તથા સુનાવણી કરયા પછી તેણે પોતાનો મત આપવો અને ફૈસલો અથવા હુકમ તે મત પ્રમાણે થવો જોઈએ.

અપીલમાં કરેલા હુકમો આખરના સમજવા.

૪૩૦. અપીલ ઉપરથી જે ફૈસલા તથા હુકમ અપીલ કોરટ કરે તે ફૈસલો તથા હુકમ આખરના છે એમ સમજવું, પણ ૪૧૭ મી કલમમાં તથા ૩૨ મા બાબમાં જે બાબતો વિશે ઠરાવ્યું છે તે બાબતોમાં તેમ સમજવું નહીં.

અપીલો રદ થવા બાબત.

૪૩૧. ૪૧૭મી કલમ મુજબ કરેલી દરએક અપીલ જ્યારે તહોમતવાળો મરણ પામે ત્યારે બિલકુલ બંધ પડશે, અને આ બાબ પ્રમાણે કરેલી બીજી દરેક અપીલ જ્યારે અપેલેન્ટ મરણ પામે ત્યારે, બિલકુલ બંધ પડશે.

---

## બાબ ૩૨ મો.

### લખી મોકલવા બાબત તથા દુરસ્તી બાબત.

પ્રેસિડેન્સી માજીસ્ત્રેટે હાઈકોરટને લખી મોકલવા બાબત.

૪૩૨. કોઈ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટને યોગ્ય લાગે તો તે પોતાની આગળ ચાલતા કોઈ પણ મુકદમાની સુનાવણી વખતે કાયદાની જે તકરાર નિકળે તે તકરાર હાઈકોરટના અભિપ્રાય માટે લખી મોકલવાને મુખત્યાર છે, અને એ પ્રમાણે લખી મોકલ્યા ઉપરથી હાઈકોરટ જે ઠરાવ કરે તે ઠરાવને પાત્ર રહે એવા સદરહુ પ્રકારના કોઈ પણ મુકદમામાં ફૈસલો આપવાનો મુખત્યાર છે; અને સદરહુ ઠરાવ થતાં સુધી, તહોમતવાળાને તુરંગમાં પુરવાને અથવા જ્યારે તેને ફરમાવવામાં આવે ત્યારે ફૈસલા માટે હાજર થવાને તેના જામીન લઈને તેને છોડાવવાને મુખત્યાર છે.

હાઈકોરટના ઠરાવ પ્રમાણે મુકદમાનો નીકાલ કરવા બાબત.

૪૩૩. જ્યારે એ પ્રમાણે કાંઈ તકરાર લખી મોકલી હોય, ત્યારે તે ઉપરથી હાઈકોરટે પોતાને યોગ્ય લાગે તેવો હુકમ કરવો, અને જે માજીસ્ત્રેટે તે તકરાર લખી મોકલી હોય તે માજીસ્ત્રેટને સદરહુ હુકમની એક નકલ મોકલાવવી, અને તે માજીસ્ત્રેટે સદરહુ હુકમને અનુસરીને તે મુકદમાનો નિકાલ કરવો.

ખરચ બાબત હુકમ.

એ પ્રમાણે લખી મોકલવાનો ખરચ કોણે આપવો તે બાબત હાઈકોરટ હુકમ કરવાને મુખત્યાર છે.

હાઈકોરટની અસલ હકુમતમાં જે તકરારોની કળે તે તકરારો અનામત રાખી મુકવાનો અધિકાર

૪૩૪. એક કરતાં વધારે જડજોવાળી અને અસલ ફોજદારી હકુમત ચલાવનારી કોઇ હાઇકોરટના કોઇ જડજની આગળ કરેલા ઇનસાફમાં કોઇપણ શખસની ઉપર કાંઇ ગુન્હો શાબીત થયાનો ઠરાવ કરયો હોય ત્યારે તે શખસનો ઇનસાફ થતી વખતે કાયદાની જે તકરાર નીકળી હોય અને જેના નીકાલની અસર તે ઇનસાફના પરીણામ ઉપર થતી હોય તે તકરાર પોતાને યોગ્ય લાગે તો, અનામત રાખીને સદરહુ કોરટના બે અથવા વધારે જડજોવાળી કોઇ કોરટના ઠરાવ માટે લખી મોકલવાને તે જડજ મુખત્યાર છે.

તકરાર અનામત રાખી મુકવામાં આવે ત્યારે કેમ કરવું.

જો તે જડજ સદરહુ પ્રકારની કાંઇ પણ તકરાર અનામત રાખી મુકે, તો, તે તકરાર બાબત ઠરાવ થતાં સુધી જે સખસની ઉપર ગુન્હો ઠરયો હોય તે સખસને તુરંગમાં પાછો મોકલવો, અથવા, જો તે જડજને યોગ્ય લાગે તો, તે સખસના જામીન લેવા.

અને મુકદમો અથવા તેનો જેટલો ભાગ જરૂરનો હોય તેટલો ભાગ તપાસવાનો તથા સદરહુ તકરારનો છેવટ નિકાલ કરવાનો, અને તે ઉપરથી, અસલ હકુમતવાળી કોરટે જે શિક્ષાનો હુકમ કરયો હોય તે શિક્ષાના હુકમમાં ફેરફાર કરવાનો, અને પોતાને યોગ્ય લાગે એવો ફેંસલો અથવા હુકમ કરવાનો અધિકાર તે હાઇકોરટને છે એમ સમજવું.

નીચા દરજાનીકોરટોનાં દફતર મંગાવવાનો અધિકાર.

૪૩૫ હાઇકોરટની અથવા કોઇપણ શેશન કોરટની અથવા જીલ્લા માજીસ્ત્રેટની અથવા પેટાતુકડી માજીસ્ત્રેટને આ બાબત સ્થાનીક સરકારે અખત્યાર આપ્યો હોય તેની હકુમતની સ્થાનીક હદમાં આવેલી કોઇ પણ નીચા દરજાની ફોજદારી કોરટે દફતરમાં દાખલ કરેલો કોઇ પણ ઠરાવ, અથવા તેણે કરેલો કોઇ પણ શીક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ ખરો અથવા કાયદેસર અથવા વાસ્તવીક છે કે નહી તે બાબત, અને સદરહુ નીચા દરજાની કોરટમાં ચલાવેલુ કાંઇ કામ નિયમસર ચલાવેલું છે કે નહી તે બાબત પોતાની ખાત્રી કરવા સારૂ તે હાઇકોરટ અથવા સેશન કોરટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા તુકડી માજીસ્ત્રેટ સદરહુ નીચા દરજાની કોરટ આગળ ચાલેલાં કોઇ પણ કામનું દફતર મંગાવીને તપાશી જોવાને મુખત્યાર છે.

આ કલમ મુજબ ચાલનારા કોઇ પણ પેટાતુકડી માજીસ્ત્રેટની નજરમાં એમ વે કે સદરહુ પ્રકારનો કોઇ પણ ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કાયદેસર અથવા વાસ્તવીક નથી, અથવા સદરહુ પ્રકારનું કોઇ પણ કામ નીયમસર ચલાવેલું નથી તો તેણે તે દફતર ઉપર જે શેરો પોતાને યોગ્ય લાગે તે સેરો કરીને જીલ્લા માજીસ્ત્રેટ ઉપર તે દફતર મોકલી દેવું.

૧૪૩ મી અથવા ૧૪૪ મી કલમ પ્રમાણે કરેલા હુકમો તથા ૧૭૬ મી કલમ મુજબ ચલાવેલાં કામ આ કલમના અર્થ પ્રમાણે ચલાવેલાં કામ નથી.

કમિટ કરવાનું ફરમાવવાનો અધિકાર.

૪૩૬ જ્યારે ૪૩૫ મી કલમ પ્રમાણે અથવા બીજી કોઇ રીતે કોઇ પણ મુકદમાનું દફતર તપાશી જોયા ઉપરથી શેશન કોરટની અથવા જીલ્લા માજીસ્રેટના નજરમાં એમ આવે કે ફકત શેશન કોરટ ઇનસાફ કરી શકે એવો સદરહુ મુકદમો છે, અને નીચલી કોરટે તહોમતવળા શખસને ગેરવ્યાજબી રીતે છોડી મુકયો છે, ત્યારે શેશન કોરટ અથવા જીલ્લા માજીસતરેટ તેને પકડવાને અને ત્યાર પછી નવેસરથી ચોકશી કરવાનું ફરમાવવાને બદલે પોતાના મત પ્રમાણે જે બાબતમાં તને ગેરવ્યાજબી રીતે છોડી મુકયો હોય તે બાબતપર ઇનસાફ થવા સારૂ તેને કમીટ કરવાનું ફરમાવવાને મુખત્યાર છેઃ

પણ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

(અ) કે તહોમતવાળાને શા સારૂ કમીટ નહી કરવો જોઇએ તેનું કારણ સદરહુ કોરટને અથવા માજીસતરેટને બતાવવાની તક તહોમતવાળાને મળેલી જોઇએ.

(બ) કે પુરાવો જોતાં તહોમતવાળાએ બીજો કોઇ ગુન્હો કરેલો છે એમ સદરહુ કોરટ અથવા માજીસતરેટ ધારે, તો નીચલી કોરટને સદરહુ ગુન્હાની ચોકશી કરવાનું ફરમાવવાને સદરહુ કોરટ અથવા માજીસતરેટ મુખત્યાર છે.

ચોકશી કરવાનું ફરમાવવાનો અધિકાર.

૪૩૭. ૪૩૫ મી કલમ પ્રમાણે અથવા બીજી કોઇ રીતે કેઇ પણ દફતર તપાશી જોયા ઉપરથી હાઇકોરટ અથવા સેશન કોરટ ૨૦૩ જી કલમ પ્રમાણે કહાડી નાંખેલી કેઇ પણ ફરીયાદ બાબત અથવા જે તહોમતવાળાને છોડી મુકવામાં આવ્યો હોય તે તહોમતવાળાના મુકદમા બાબત વધારે ચોકશી જીલ્લા માજીસતરેટે પોતાની જાતે કરવી અથવા પોતાના તાબા માંહેના કોઇપણ માજીસતરેટ પાસે કરાવવી એવું ફરમાવવાને મુખત્યાર છે. અને જીલ્લા માજીસતરેટ જાત તે ચોકશી કરવાને અથવા કેઇ પણ તાબા માંહેના માજીસતરેટને તેમ કરવાનુ ફરમાવવાને મુખત્યાર છે.

હાઇ કોરટને રીપોર્ટ કરવા બાબત.

૪૩૮. સેશન કોરટને અથવા જીલ્લા માજીસતરેટને યોગ્ય લાગે તો તે કોઇ પણ ચલાવેલા કામનું દફતર ૪૩૫ મી કલમ પ્રમાણે અથવા બીજી કોઇ રીત તપાશી જોઇને તે તપાસનાં પરીણામનો રીપોરટ હાઇકોરટના હુકમ માટે કરવાને મુખત્યાર છે, અને જ્યારે સદરહુ રીપોરટમાં કોઇ શીક્ષાનો હુકમ ફેરવવાની ભલામણ કરવામાં આવે ત્યારે સદરહુ શિક્ષાનો હુકમ અમલમાં લાવવાને મોકુફ રાખવાનો અને જો તહોમતવાળો કેદમાં હોય તો તેને જામીન ઉપર અથવા તેનાં પોતાનાં ખત ઉપર છોડવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

તપાસ કરવાનો હાઇકોરટનો અધિકાર.

૪૩૯ જ્યારે કોઇ પણ ચાલેલાં કામનું દફતર હાઇકોરટે પોતેજ મંગાવ્યુ હોય, અથવા હુકમ થવા માટે તે કામનો રીપોરટ આવ્યો હોય, અથવા બીજી રીતે તે કામ હાઇકોરટના જાણવામાં આવે, ત્યારે, ૧૯૫મી, ૪૨૩મી; ૪૨૬મી ૪૨૭મી અને

૪૨૮ મી કલમથી અપીલ કોરટને અથવા ૩૩૮ મી કલમથી કોઇ કોરટને આપેલા અધીકારમાંનો કોઇ પણ અધિકાર પોતાની નજરમાં આવે તો, ચલાવવાને અને શિક્ષા વધારવાને હાઇકોરટ મુખત્યાર છે, અને જયારે તપાસની કોરટના જડજોના બે પક્ષ થઇને બેઉના સરખા મત પડે, ત્યારે ૪૨૯ મી કલમથી ઠરાવેલી રીતે તે કામનો નિકાલ કરવો જોઇએ.

તહોમતવાળાને પોતાના જવાબમા જે કેહેવું હોય તે જાતે અથવા પ્લીડરની મારફતે કહી સંભળાવવાની તેને તક આપ્યા વગર તેનેનુકશાન થાય એવો કાંઇ પણ હુકમ આ કલમ પ્રમાણે કરવો નહીં.

જે શિક્ષાના હુકમની તજવીજ આ કલમ પ્રમાણે કરવામાં આવે તે શિક્ષાનો હુકમ ૩૪ મી કલમમાં ઠરાવ્યું છે તે શિવાય બીજી રીતે કામ કરનારા કોઇ માજીસ્ત્રેટે કરયો હોય, ત્યારે જે ગુન્હો તે કોરટના મત પ્રમાણે તહોમતવાળાએ કરયો હોય તે ગુન્હા બાબત જેટલી શિક્ષા કોઇ પ્રેસીડેન્સી માજીસતરેટ અથવા પેહેલા વરગનો માજીસતરેટ કરી શકત તે કરતાં વધતી શિક્ષા તે ગુન્હા બાબત તે કોરટે કરવી નહી

આ કલમ માંહેના કોઇ પણ મચકુર ૨૭૩ મી કલમ પ્રમાણેકરેલી નોંધને લાગુ પડતો નથી. અથવા આ કલમ માંહેના કોઇ પણ મચકુરથી હાઇકોરટને ગુન્હો ના શાબીત થયાનો ઠરાવ બદલીને ગુન્હો શાબિત થયાનો ઠરાવ કરવાનો અખ્તિકાર છે એમ સમજવું નહી.

પક્ષકારોની હકીકત સાંભળવી કે નહીં એ કોરટની મુખત્યારી ઉપર છે.

૪૪૦ જ્યારે કોઇપણ કોરટ તપાસ કરવાનો પોતાનો અખ્તિયાર ચલાવતી હોય ત્યારે તેની આગળ જાતે અથવા પ્લીડરની મારફતે પોતાની હકીકત કહી સંભળાવવાનો હક કોઇ પણ પક્ષકાર ને નથી; પણ એવું ઠરાવ્યુંછે કે સદરહુ અધીકાર ચલાવતી વખતે કોઇ પણ પક્ષકાર જાતે અથવા પ્લીડરની મારફતે જે કહે તે સાંભળવાનું કોરટને દુરસ્ત લાગે તો, તે કોરટ સાંભળવાને મુખત્યાર છે, અને આ કલમ ઉપરથી ૪૩૯ મી કલમના બીજા પારેગ્રાફને બાધ આવે છે એમ સમજવું નહી.

પ્રેસીડેન્સી માજીસતરેટ પોતાનાઠરાવનાં કારણોનો મચકુર મોકલે તે હાઇકોરટે ધ્યાનમાં લેવો.

૪૪૧ જ્યારે કોઇ પણ પ્રેસીડેન્સી માજીસતરેટે ચલાવેલા કોઇ પણ કામનું દફતર ૪૩૫ મી કલમ પ્રમાણે હાઇકોરટે મંગાવ્યું હોય ત્યારે તે માજીસતરેટ પોતાના ઠરાવનાં અથવા હુકમનાં કારણોનો તથા જે હકીકત તકરારી વાત બાબત પોતાને મુદાની લાગે તે હકીકતનો મચકુર તે દફતરની સાથે મોકલવાને મુખત્યાર છે. અને સદરહુ ઠરાવ અથવા હુકમ રદ કરતાં પેહેલાં અથવા ના મંજુર કરતાં પેહેલાં તે કોરટે સદરહુ મચકુર ધ્યાનમાં લેવો.

હાઇકોરટના હુકમ બાબત નીચલી કોરટને અથવા માજીસ્ત્રેટને

૪૪૨ જ્યારે આ બાબ પ્રમાણે હાઇકોરટે કોઇ મુકદમો તપાસ્યો હોય, ત્યારે તપાસેલો ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ જે કોરટે દફતરમાં દાખલ કરયો

દાખલો આપવો.

હોય અથવા કરચો હોય તે કોરટને હાઇકોરટે પોતાનો ઠરાવ અથવા હુકમ દાખલા સહીત લખી જાણાવવો; અને પછી જે કોરટને અથવા માજીસ્ત્રેટને તે ઠરાવ અથવા હુકમ એ પ્રમાણે દાખલા સહીત લખી જાણાવ્યો હોય તે કોરટે અથવા માજીસ્ત્રેટે એ પ્રમાણે દાખલા સહીત લખી જાણાવેલા ઠરાવને અનુસરતો હુકમ કરવો; અને જરૂર હોય તો તે મુજમ દફતર સુધારવું.

# ભાગ ૮ મો

## વિશેષ કામ ચલાવવા બાબદ.

### બાબ ૩૩ મો

અમેરીકનો ઉપર ફોજદારી કામ ચલાવવા બાબત.

યુરોપિયનો તથા રાણીસાહેબની વીલાયતી રઇયત ઉપર મુકેલ તહોમત બાબત ચોકશી તથા ઇનસાફ કરવાનો અધિકાર કયા માજીસતરેટનેછે.

૪૪૩ જે માજીસ્ત્રેટ જસ્ટીસ આફ ધી પીસ ન હોય અને (પ્રેસીડેન્સી માજીસતરેટની બાબતમાં શિવાય કરીને] પેહેલા વરગનો માજીસતરેટ તથા રાણીસાહેબની વીલાયતી રઇયત ન હોય તેવા કોઇ પણ માજીસતરેટે રાણીસાહેબની કોઇ પણ વીલાયતી રઇયત ઉપર મુકેલાં કાંઇપણ તહોમતની ચોકશી અથવા ઇનસાફ કરવો નહી.

સેશનજડજ રાણીસાહેબની વીલાયતી રઇયત હોવી જોઇએ.

૪૪૪ શેશનકોરટનો જે કોઇ પ્રમુખ જડજ પોતે રાણીસાહેબની વીલાયતી રઇયત ન હોય તેણે રાણીસાહેબની વીલાયતી રઇયત ઉપર હકુમત ચલાવવી નહી; અને જો તે આસીસ્ટંટ સેશન જડજ હોય તો તેણે આસીસ્ટંટ સેશન જડજના હોદ્દા ઉપર ઓછામાં ઓછા ત્રણ વરસ સુધી રહ્યા વગર અને આ બાબત સ્થાનિક સરકાર તરફથી પોતાને વિશેષે કરીને અધિકાર મળ્યા વગર સદરહુ હકુમત ચલાવવી નહી.

આસીસ્ટંટ સેશન જડજ પોતાના હુદાઉપર ત્રણ વરસ સુધી રહેલો હોવો જોઇએઅને તેને વિશેષે કરીને અધિકાર આપવો જોઇએ

રાણીસાહેબની વીલાયતી રઇયતે કરેલો ગુન્હો સાંભળવાબાબત.

૪૪૫. ૪૪૩ મી અથવા ૪૪૪ મી કલમ માહેના કોઇ પણ મચકુરથી એમ સમજવું નહી કે બીજા કોઈ શખસે કાંઇ ગુન્હો કરચો હોત તો જે બાબતમાં તે ગુન્હો જે માજીસતરેટ સાંભળી શકત તે માજીસતરેટને તેવો ગુન્હો રાણીસાહેબની કોઇ પણ વીલાયતી રઇયતે કરચો હોય, તો તે બાબતમાં તે સાંભળવાનો મના છે.

પણ એવું ઠરાવ્યું છે કે રાણીસાહેબની જે વીલાયતી રઇયત ઉપર કાંઇ ગુન્હાનું તહોમત આવ્યું હોય તે વીલાયતી રઇયતને હાજર થવાની જરૂર પાડવા સારૂ

જો તે માજીસતરેટ કાંઇ પણ પ્રોસેસ કાહાડે, તો તે મુકદમાની ચોકશી અથવા ઇનસાફ કરવાની હુકુમત જે માજીસતરેટને હોય તે માજીસતરેટની પાસે સદરહુ પ્રોસેસ પાછું મોકલાય તેમ કરવું.

જે શિક્ષાનો હુકમ કરવાનો અધિકાર જીલ્લા માંહેના માજીસતરેટોને છે તે.

૪૪૬. ૩૨ મી અથવા ૩૪ મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં, પરેસીડેન્સી માજીસતરેટ શિવાય બીજા કોઇ પણ માજીસતરેટે રાણીસાહેબની વીલાયતી રઇયત ઉપર ત્રણ મહિના સુધીની મુદતની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા શિવાય બીજી કોઇ પણ શિક્ષાનો હુકમ કરવો નહી.

[તહોમતવાળાને] સેશનકોરટમાં કયારે અને હાઇકોરટમાં કયારે કમિટ કરવો.

૪૪૭ જ્યારે કોઇ માજીસતરેટની આગળ રાણીસાહેબની વીલાયતી રઇયત ઉપર કોઇ ગુન્હાનું તહોમત આવ્યું હોય, અને સદરહુ માજીસતરેટના મત પ્રમાણે તે ગુન્હા બાબત પોતે યોગ્ય શિક્ષા કરી શકતો નહી હોય અને તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક ન હોય. ત્યારે, તહોમતવાળાને કમીટ કરવો જોઇએ એમ પોતે ધારેતો તે માજીસટરેટે તેને સેશન કોરટમાં કમીટ કરવો,. અથવાતો પરેસીડેન્સી માજીસતરેટ હોય તો, હાઇકોરટમાં કમિટ કરવો જોઇએ.

જે ગુન્હો કરેલો જણાતો હોય તે ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક હોય, ત્યારે તહોમતવાળાને હાઇકોરટમાં કમિટ કરવો જોઇએ,

જે ગુન્હાઓમાંનો એક ગુન્હો મોતની અથવા સમુદ્રપારનીશિક્ષાને લાયક હોય અનેબીજા તેવી શિક્ષાને લાયક ન હોય તેવા ગુન્હાઓનો ઇનસાફ.

૪૪૮ જ્યારે ૪૪૭ મી કલમ પ્રમાણે હાઇકોરટમાં કમિટ કરેલા કોઇપણ શખસ ઉપર કેટલાએક ગુન્હાનાં તહોમત મુકયાં હોય તેમાંનો એક ગુન્હો મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક હોય, અને બીજા ગુન્હા ઓછી શિક્ષાને લાયક હોય, અને જે ગુન્હો મોતની અથવા સમુદ્રપારની શિક્ષાને લાયક હોય તે ગુન્હા બાબત તે શખસનો ઇનસાફ કરવો નહી જોઇએ. એમ હાઇકોરટની નજરમાં આવે, ત્યારે તેમ હોય તોપણ બીજા ગુન્હાઓ બાબત તે શખસનો ઇનસાફ કરવાને હાઇકોરટ મુખત્યાર છે.

જે શિક્ષાના હુકમ કરવાનો અધિકાર સેશન કોરટને છે તે.

૪૪૯. ૩૧મી કલમમાં ગમે તે કહ્યું હોય તે છતાં કોઇપણ સેશનકોરટે રાણીસાહેબની કોઇ પણ વિલાયતી રઇયત ઉપર એક વરસ સુધીની મુદતની કેદની અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા શીવાય બીજી કોઇપણ શિક્ષાનો હુકમ કરવો નહીં.

શેશન જડજનેપોતાનો અધિકાર અયોગ્ય જણાય ત્યારે કેમ કરવું.

જો કમિટ થયા પછી અને ફેસલા ઉપર સહી કરતા પેહલાં કોઇપણ વખતે પ્રમુખ જડજને એમ લાગે કે જે ગુન્હો સાબીત થએલો જણાય છે તે ગુન્હા બાબત સદરહુ પ્રકારની શિક્ષાના હુકમથી પુરતી શિક્ષા થઇ શકે એમ ન

થી, તો તેણે તેવી મતલબનો પોતાનો મત દફતરમાં દાખલ કરવો અને તે મુકદમો હાઇકોરટની પાશે મોકલી દેવો સદરહુ જડજે ફરીયાદીને તથા શાહેદોને હાઇકોરટની આગળ હાજર થવા માટે પોતાની જાતે બાંધી લેવા અથવા બાંધી લેવાનુ કમિટ કરનારા માજીસ્ત્રેટને ફરમાવવું.

સેસન જડજ રાણી સાહેબની વિલાયતી રઇયત નહી હોય ત્યારે કેમ કરવું.

૪૫૦ જે શેસન તુકડીમાં તે ગુન્હાનો ઇનસાફ સામાન્યતઃ થઇ શકે તે સેશન તુકડીનો જડજ રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય, તો કમિટ કરનારા માજીસ્ત્રેટે જે પ્રાંત માંહે સદરહુ તુકડી આવેલી હોય તે માંતની ઊંચામાં ઊંચી ફોજદારી અપીલની કોરટના હુકમ માટે તે મુકદમાનો રીપોર્ટ કરવો.

બ્રિટિશ બર્મામાં રંગુનના રિકાર્ડરની કોરટ આ કલમનાં કારણો સારૂ ઊંચામાં ઊંચી ફોજદારી અપીલની કોરટ છે એમ સમજવું.

રાણીસાહેબની વિલાયતી રઇયતનો ઇનસાફ કરવા માટે મિશ્રજ્યુરી,

૪૫૧ હાઇકોરટની અથવા સેસનકોરટની આગળ રાણીસાહેબની વીલાયતી રઇયતનો ઇનસાફ કરવામાં આવે ત્યારે, પેહેલા જ્યુરરને બોલાવવામાં આવે અને કબુલ રાખવામાં આવે તે પેહેલાં, અથવા પેહેલા આસેસરને નીમવામાં આવે તે પેહેલાં, જેમ હોય તેમ, સદરહુ પ્રકારની કોઇપણ રઇયત મિશ્ર જ્યુરીથી અથવા મિશ્ર આસેસરોથી પોતાનો ઇનસાફ કરવાનું માગે તો ઓછામાં ઓછા અડધા જ્યુરરો અથવા આસેસરો યુરોપિયન અથવા અમેરીકન જોઇએ, અથવા યુરોપિયન તથા અમેરીકન એ બન્ને જોઇએ.

રાણીસાહેબની વિલાયતી રઇયત ઉપરતથા દેશી ઉપર એકઠું તહોમત આવે ત્યારે તેઓનો ઇનસાફ કરવા બાબત.

૪૫૨ રાણીસાહેબની કોઇ વિલાયતી રઇયત ઉપર, રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય તેવા શખસની સાથે એકઠું તહોમત આવે અને રાણીસાહેબની સદરહુ વિલાયતી રઇયતને હાઇકોરટની અથવા સેસનકોરટની આગળ ઇનસાફ થવાસારૂ કમિટ કરવામાં આવે ત્યારે સદરહુ રઇયતનો તથા શખસનો ઇનસાફ એકઠો કરવાનો અખિકાર છે, અને રાણીસાહેબની સદરહુ વીલાયતી રઇયતનો જુદો ઇનસાફ કરયો હોત તો જે રીત પ્રમાણે કામ ચલાવવામાં આવત તેજ રીતે સદરહુ ઇનસાફની વખતે કામ ચલાવવું.

દેશી જુદો ઇનસાફ થવાનો દાવો કરવાને કયારે મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યુ છે કે જો રાણીસાહેબની સદરહુ વીલાયતી રઇયત ૪૫૧મી કલમ પ્રમાણે મિશ્ર જ્યુરીથી અથવા મિશ્ર આસેસરોથી પોતાનો ઇનસાફ કરવાનુ માગે, અને જે શખસ રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય તે શખસ પોતાનો ઇનસાફ જુદો કરવાનુ માગે તો આ છેલા શખસનો ઇનસાફ ૨૩મા બાબના ઠરાવો મુજબ જુદો કરવો.

હું રાણીસાહેબની વીલાયતી રઇયત છું

૪૫૩ જ્યારે કોઇપણ શખસ રાણીસાહેબની વિલાયતી રઇયત પ્રમાણે પોતાની તજવીજ થવી જોઇએ એવો દાવો

માટે મારી તે પ્રમાણેત જવીજ થવીજોઇએએ વો કોઇ શખસદાવોક રે ત્યારે કેમ કરવું.

કરે ત્યારે જે માજીસ્ત્રેટની આગળ ચેકશી અથવા ઇનસાફના કારણ સારૂ તેને આણવામાં આવે તે માજીસ્ત્રેટનેતે શખસે સદરહુ દાવાના સબબો જાહેર કરવાઃ અને તે માજીસ્ત્રેટે સદરહુ મચકુરના ખરાપણા બાબત ચેકશી કરવી અને તે મચકુર ખરો છે એવું સાબિત કરવા માટે તે મચકુર કહેનારા શખસને યોગ્ય વખત આપવો, અને પછી તે રાણીસાહેબની વિલાયતી રઇયત છે કે નહીં તે બાબત નિશ્ચય કરવો અને તે પ્રમાણે તે શખસની તજવીજ કરવી જો સદરહુ પ્રકારના કોઇ પણ શખસની ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ સદરહુ માજીસ્ત્રેટ કરે અને તે ઠરાવ ઉપર તે શખસ અપીલ કરે તો તે માજીસ્ત્રેટનો સદરહુ નીશ્ચય ખોટો છે એવું સાબિત કરવાનો બોજો તે શખસને માથેછે.

જ્યારે સદરહુ પ્રકારના કોઇ પણ શખસને તે માજીસ્ત્રેટ શેસન કોરટની આગળ ઇનસાફ થવા સારૂ કમિટ કરે અને તે શખસ રાણીસાહેબની વીલાયતી રઇયતપ્રમાણે પોતાની તજવીજ થવી જોઇએ એવો દાવો સદરહુ કોરટની આગળ કરે ત્યારે કાંઇપણ જાસ્તી ચોકશી કરવાનું સદરહુ કોરટને યોગ્ય લાગે તો તે કરયા પછી તે સખસ રાણીસાહેબની વિલાયતી રઇયત છે કે નહીં તે બાબત નીશ્ચય કરવો અને તે મુજબ તે એખસની તજવીજ કરવી, જો સદરહુ કોરટ તે સખસના ઉપર ગુન્હો સાબીત થયાનો ઠરાવ કરે અને તે ઠરાવ ઉપર તે શખસ અપીલ કરે તો તે કોરટનો સદરહુ નીશ્ચય ખોટો છે એવુ સાબિત કરવાનો બોજો તેને માથે છે.

જે કોરટની આગળ કોઇ પણ શખસનો ઇનસાફ કરવામાં આવે તે કોરટ એવો નીશ્ચય કરે કે તે શખસ રાણીસાહેબની વીલાયતી રઇયત નથી, ત્યારે સદરહુ ઇનસાફમાં જે શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કરવામાં આવે તે ઉપર અપીલ કરવાને સદરહુ નીશ્ચય એક સબબ થશે.

પોતાની સ્થિતી વિશે તકરાર ન કરવીએ હક્ક છોડી દેવાબરાબર છે.

૪૫૪ જો જે માજીસ્ત્રેટની આગળ રાણીસાહેબની વિલાયતી રઇયતનો ઇનસાફ કરવામાં આવે, અથવા જે માજીસ્ત્રેટ તે રઇયતને કમિટ કરે તે માજીસ્ત્રેટે તેની તજવીજ રાણીસાહેબની વિલાયતી રઇયત પ્રમાણે કરવી જોઇએ એવો દાવો તે ન કરે, અથવા જો સદરહુ દાવો કમિટ કરનારા માજીસ્ત્રેટની આગળ કરયાં છતાં તે માજીસ્ત્રેટે નામંજુર કરયા પછી જે કોરટમાં તેને કમિટ કરવામાં આવે તે કોરટની આગળ તે દાવો જો ફરીથી કરવામાં ન આવે, તો તેણે રાણીસાહેબની વિલાયતી રઇયત પ્રમાણે પોતાની તજવીજ થવાનો પોતાનો હક્ક છોડી દીધો છે એમ ગણવું, અને તેજ મુકદમો ચાલે તેમાં પછી કોઇ પણ વખતે તે હક્ક તેણે જાહેર કરવો નહીં.

માજીસ્ત્રેટની આગળ જે શખસને આણ્યો હોય તે શખસ રાણીસાહેબની વીલાયતી રઇયત નથી એવું માનવાનુ કારણ તે માજીસ્ત્રેટને ન હોય તો તે શખસ સદરહુ રઇયત છે કે નહીં તે બાબ તેને તે માજીસ્ત્રેટે પુછવું.

જે શખસ રાણી સાહેબની વિલાયતી રઇયત

૪૫૫. જે શખસ રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય તે શખસની તજવીજ આ બાબ મુજબ રાણી સા

**ता न હોય તે શખસ નો આ બાબ પ્રમાણે ઈનસાફ કરવામાં આવે તે બાબત.**

તેમની વિલાયતી રઈયત પ્રમાણે કરવામાં આવે, અને તે બાબત તે શખસ હરકત ન લે તો, તેની એ પ્રમાણે તજવીજ કરયાના સબબથી, તેની ચોકશી અથવા તેને કમીટ કરવાનો હુકમ અથવા ઇનસાફ અથવા શિક્ષાનો હુકમ, જેમ હોય તેમ ગેરવાજબી થશે નહીં.

**રાણી સાહેબની વિલાયતી રઈયતને અટકાવી રાખી હોય ત્યારે પોતાને હાઇકોરટની આગળ આણવાનો હુકમ થવા સારૂ અરજી કરવાનો હક.**

૪૫૬. જ્યારે રાણી સાહેબની કોઇ વિલાયતી રઈયતને કોઇ પણ શખસે કાયદા વિરૂદ્ધ પેહેરામાં અટકાવી રાખી હોય ત્યારે જે જગાએ, તે રઈયતને અટકાવી રાખી હોય તે જગાએ. રાણીસાહેબની સદરહુ વિલાયતી રઈયતે કરેલા કોઇપણ ગુન્હા બાબત તેની ઉપર જે હાઇકોરટને હકુમત હોય તે હાઇકોરટને, અથવા સદરહુ પ્રકારનો કોઇ પણ ગુન્હો તેની ઉપર સાબિત થયાના ઠરાવ ઉપરથી જે હાઇકોરટમાં અપીલ કરવાનો તે રઇયતને હક હોય તે હાઇકોરટને સદરહુ રઈયત અથવા તેની તરફથી કોઇ પણ શખસ એવી અરજી કરવાને મુખત્યાર છે કે તે રઇયતને અટકાવી રાખનાર માણસ, તેને તે હાઇ કોરટના આગળ હાજર કરે અને તે કોરટ બીજો જે હુકમ કરે તે પ્રમાણે તે માણસ ચાલે એવો હુકમ કરો.

**સદરહુ અરજી કરવામાં આવે ત્યારે કેમ કરવું.**

૪૫૭. સદરહુ હુકમ કરતાં પહેલાં જો તે હાઇકોરટને યોગ્ય લાગે તો જે સબબો પરથી તે હુકમ થવા બાબત અરજી કરી હોય તે સબબો વિશે, સોગનનામું લઇને અથવા બીજી રીતે ચોકશી કરીને પછી સદરહુ અરજી કબુલ કરવાને અથવા ના કબુલ કરવાને તે હાઇ કોરટ મુખત્યાર છે; અથવા તે હુકમ પ્રથમ કરીને પછી જ્યારે તે હુકમ થવા બાબત અરજી કરનારા શખસને તેની આગળ આણવામાં આવે ત્યારે તેને કાંઇ પણ ચોકશી કરવાની જરૂર લાગે તો તે કરયા પછી તેને યોગ્ય લાગે એવો બીજો હુકમ તે કામમાં કરવાને તે હાઇકોરટ મુખત્યાર છે.

**કયા મુલકોમાં હાઇકોરટ સદરહુ પ્રકારના હુકમ કરવાને મુખત્યાર છે.**

૪૫૮. હાઇકોરટને પોતાની અપેલેન્ટ ફોજદારી હકુમતની સ્થાનિક હદમાંહેના મુલકોમાં અને ગવરનરજનરલ ઇનકાઉન્સિલ વખત વખતે ફરમાવે તેવા બીજા મુલકોમાં સઘળે ઠેકાણે સદરહુ પ્રકારના હુકમ કરવાનો અખત્યાર છે.

**માજીસ્ત્રેટોને અથવા સેશનકોરટને હકુમત આપનારા આકટો લાગુ પાડવા બાબત.**

૪૫૯. આગલા પાછલા સંબંધ ઉપરથી બાધ આવતો ન હોય તો, ગવરનર જનરલ ઇનકાઉન્સિલે અત્યાર સુધીમાં જે જે આકટો તથા કાયદાઓ કરયા હોય અથવા હવે પછી તે કરે કે જેમાં ગુન્હાઓ સંબંધી હકુમત માજીસ્ત્રેટોને અથવા સેશન કોરટને આપી હોય તે સઘળા આકટો તથા કાયદાઓ રાણીસાહેબની વિલાયતી રઈયતને લાગુ છે એમ સમજવું પછી તે રઈયત વિશે તે આકટોમાં સ્પષ્ટ રીતે જણાવ્યું ન હોય તોપણ આ કલમ માંહેના કોઇ પણ મચકુરથી, રાણીસાહેબની વિલાયતી રઈયતને જેટલી

શિક્ષા કંઇ પણ કરી શકે તે બાબત આ બાબથી ઠરાવેલી હદ ઉપરાંત જવાનો તે કોરટને અધિકાર છે એમ સમજવું નહીં. અને જે માજીસ્ત્રેટ જસ્ટીસ આફ ધી પીસ ન હોય તે માજીસ્ત્રેટને અથવા ઇલાકાનાં મુખ્ય શેહેરોની બાહાર જે કોઇ માજીસ્ત્રેટ અથવા સેશન જડજ રાણી સાહેબની વિલાયતી રઇયત ન હોય તે માજીસ્ત્રેટને અથવા શેશન જડજને, હકુમત મળશે એમ સમજવું નહીં.

યુરોપીયનો અથવા અમેરિકનોનો ઇનસાફ કરવા માટે જ્યુરી

૪૬૦. જે મુકદમાનો ઇનસાફ જ્યુરીથી અથવા આસેસરોની મદદથી થઇ શકે તેવા દરેક મુકદમામાં તહોમતવાળો શખસ અથવા, તહોમતવાળાઓમાંનો એક સખસ યુરોપિયન (રાણીસાહેબની વીલાયતી રઇયત ન હોય એવો) અથવા અમેરિકન હોય ત્યારે બની શકે તો અને સદરહુ યુરોપિયન અથવા અમેરિકન દાવો કરે તો ઓછામાં ઓછા અડધા જ્યુરરો અથવા આશેસરો યુરોપીયન અથવા અમેરીકન હોવા જોઇએ.

યુરોપિયનઅથવાઅમેરિકન ઉપર અને બીજી કોઇ જાતના શખસ ઉપર એકઠું તહોમત મુકવામાં આવે ત્યારે જ્યુરી બાબત.

૪૬૧. જ્યારે જ્યારે શેશનકોરટની આગળ કોઇ યુરોપિયન અથવા અમેરિકન ઉપર, યુરોપિયન અથવા અમેરિકન ન હોય એવા શખસ સાથે એકઠું તહોમત મુકવામાં આવે, અને ૪૬૦ મી કલમ મુજબ કરેલો દાવો મંજુર કરીને જેમાં ઓછામાં ઓછી અડધી સંખ્યા યુરોપિનોનીય તથા અમેરિકનોની હોય એવી જ્યુરીથી અથવા એવા વરગના આસેસરોની મદદથી સદરહુ યુરોપિયનનો અથવા અમેરિકનનો ઇનસાફ કરવામાં આવે ત્યારે ત્યારે, જો સદરહુ પાછળ કહેલો શખશ દાવો કરે, તો, તેનો ઇનસાફ જુદો કરવો.

૪૫૧ મીઅથવા૪૬૦ મી કલમ પ્રમાણે જ્યુરરોને સમન કરીને તેઓની યાદી કરવાબાબત.

૪૬૨. જ્યારે શેશનકોરટની આગળ કોઇ મુકદમાનો ઇનસાફ થવાનો હોય અને તેમાં તહોમતવાળા શખસને અથવા તહોમતવાળાઓમાના એક શખસને પોતાનો ઇનસાફ ૪૫૧ મી અથવા ૪૬૦ મી કલમના ઠરાવો પ્રમાણે રચેલી જ્યુરીથી થવાનો હક હોય, ત્યારે સદરહુ ઇનસાફ કરવા માટે મુકરર કરેલા દિવસથી ઓછામાં ઓછા ત્રણ દીવસ પહેલાં તે કોરટે સદરહુ ઇનસાફ સારૂ જેટલા જોઇએ તેટલા યુરોપિયન તથા અમેરિકન જુરરોને. આ કાયદામાં પાછળ ઠરાવેલી રીને, સમન, કરાવવા.

અને વળી તપાસેલી ટીપમાં બીજા જે શખશોનાં નામ લખ્યાં હોય તે શખશોમાંની તેટલીજ શખ્યા તે કોરટે તેજ વખતે અને તેવીજ રીતે શમન કરાવવાં, પણ જો તે શેશનમાં જ્યુરીએ કરવાના ઇનસાફ સારૂ સદરહુ પ્રકારના બીજા શખશોની સદરહુ સંખ્યા સમન થઇ ચુકી હોય તો તેમ કરવાની જરૂર નથી.

સમન પોહાચાડીને જેઓનાં નામ રિટર્ન કરયાં હોય તે સઘળાં શખશોમાંથી જ્યુરી રચવા માટે ર૭૬ મી કલમમાં ઠરાવેલી રીતે ચીઠી કરીને જ્યુરરો પસંદ કરવા અને જ્યુરી માટે યુરોપિયનોની અથવા અમેરિકનોની યોગ્ય સખ્યા અથવા બની શકે તેટલે સુધી તે સંખ્યાનીલગભગ હાય એવી સંખ્યાપુરી થઇ રહે ત્યાં સુધી તેમ કરવું

પણ એવું ઠરાવ્યું છે કે જે મુકદમામાં યુરોપિયનોની અથવા અમેરિકનોની ચોગ્ય સંખ્યા બીજી કોઇ રીતે પુરી ન થઇ શકે તો કોરટની ધ્યાનમાં આવેતો જયુરી રચવા માટે, જે શખસને ૩૨૦ મી કલમ મુજબ માફ કરવાના સબબથી ટીપમાંથી બાતલ કરયા હશે તેવા કોઇ પણ શખસને સમન કરવાને તે કોરટ મુખત્યાર છે.

રાણીસાહેબની વીલાયતી રઇયત વિગરે ઉપર ફોજદારી કામ ચલાવવા બાબત.

૪૬૩. બીજી રીતનો સ્પષ્ટ ઠરાવ કરયો હોય તે શિવાય, શેશન કોરટની તથા હાઇકોરટની આગળ રાણીસાહેબની વિલાયતી રઇયત ઉપર, તથા રાણીસાહેબની વિલાયતી રઇયત ન હોય એવા યુરોપિયનો ઉપર તથા અમેરિકનો ઉપર ફોજદારી કામ આ કાયદાના ઠરાવો પ્રમાણે ચલાવવું.

---

## બાબ ૩૪ મો.

### ગાંડા માણસો બાબત.

તહોમતવાળો ગાંડો હોય તો કેમ કરવું.

૪૬૪. કોઇ મુકદમાની ચોકશી અથવા ઇનસાફ કરનારા માજીસ્ત્રેટને એમ માનવાનું કારણ હોય કે તહોમતવાળો ગાંડો અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશક્ત છે, ત્યારે તે ગાંડપણની વાત બાબત તે માજીસ્ત્રેટે ચોકશી કરવી, અને તે જીલ્હાના સિવિલ સરજન પાસે અથવા સ્થાનિક સરકાર ફરમાવે એવા બીજા વઇદ્યક અમલદાર પાસે તે શખસની પરિક્ષા કરાવવી, અને તે ઉપરથી સદરહુ સરજન અથવા બીજા અમલદારની શાહેદ દાખલ જબાની લેવી, અને તે જબાની લખી લેવી.

તહોમતવાળો ગાંડો છે અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશક્ત છે એવો સદરહુ માજીસ્ત્રેટનો મત થાય તો તેણે તે મુકદમામાં આગળ કામ ચલાવવાનું મુલતવી રાખવું.

શેશન કોરટમાં અથવા હાઇકોરટમાં કમિટ કરેલો શખસ ગાંડો હોય તો કેમ કરવું.

૪૬૫. શેશનકોરટમાં અથવા હાઇકોરટમાં ઇનસાફ થવા સારૂ કમિટ કરેલો શખસ પોતાના ઇનસાફની વખતે તે કોરટને ગાંડો અને તેથી કરીને પોતાનો જવાબ કરવાને અશક્ત જણાય તો તે શખસ એ પ્રમાણે ગાંડો તથા અશક્ત છે કે કેમ તે વાતનો જ્યુરીએ અથવા આશેસરની મદદથી તે કોરટે પ્રથમ ઇનસાફ કરવો, અને તે શખસ એ પ્રમાણે ગાંડો તથા અશક્ત છે એવી તે કોરટની ખાત્રી થાય તો તેણે તે મુજબ ફેસલો કરવો, અને તે ઉપરથી તે ઇનસાફ મુલતવી રાખવો.

તહોમત વાળો ગાંડો તથા અશક્ત છે કે નહીં તે વાતનો જે ઇનસાફ કરવામાં આવે તે સદરહુ કોરટની આગળ તહોમતવાળાના ઇનસાફનો ભાગ છે એમ સમજવું

તપાસ અથવા ઇનસાફ થતાં સુધી ગાંડા શખસને છુટો કરવા

૪૬૬ જ્યારે કોઇ તહોમતવાળો શખસ ગાંડો તથા પોતાનો જવાબ કરવાને અશક્ત છે એવું ઠરે ત્યારે જોતે મુકદમો એવો હોય કે તેમાં જામીન લેવાનો અધિકાર છે તો

બાબત. તે શખસની બરાબર સંભાળ લેવા બાબત તથા તેનીજાત ને અથવા બીજા કોઇપણ શખસને નુકશાન નહીં કરવા દેવા બાબત, અને તે માજીસ્ત્રેટની આગળ અથવા કોરટની આગળ અથવા આ બાબત જે અમલદારને તે માજીસ્ત્રેટ અથવા કોરટ નીમે તેની આગળ, હાજર થવાનું ફરમાવવામાં આવે ત્યારે હાજર થવા બાબત પુરતું તારણ આપેથી તે શખસ ને છુટો કરવાને તે માજીસ્ત્રેટ અથવા કોરટ, જેમ હોય તેમ મુખત્યાર છે.

ગાંડાને સંભાળીને રાખવા બાબત. જો તે મુકદમો એવો હોય કે તેમાં જામીન લેવાનો અધિકાર નથી, અથવા પરંતુ તારણ આપવામાં નહીં આવે તો તે માજીસ્ત્રેટે અથવા કોરટે તે કામનો રિપોર્ટ સ્થાનિક સરકારને કરવો, અને સ્થાનિક સરકાર તહોમતવાળાને ગાંડા માણસનાં કોઈ આશ્રય સ્થાનમાં અથવા સારો જાપતા વાળી બીજી યોગ્ય જગામાં પૂરી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે, અને તે માજીસ્ત્રેટે અથવા કોરટે સદરહુ હુકમ અમલમાં લાવવો,

ચોકશી અથવા ઇનસાફ પાછો જારી કરવા બાબત. ૪૬૭, ૪૬૪ મી અથવા ૪૬૫ મી કલમ પ્રમાણે કાંઇ ચોકશી અથવા ઇનસાફનું કામ મુલતવી રાખવામાં આવે, ત્યારે તે માજીસ્ત્રેટ અથવા કોરટ જેમ હોય તેમ કેઇ પણ વખતે તે ચોકશી અથવા ઇનસાફ પાછો જારી કરવાને તથા તહોમતવાળાને પોતાની આગળ હાજર થવાનું અથવા આણવાનું ફરમાવવાને મુખત્યાર છે.

જ્યારે તહોમતવાળાને ૪૬૬ મી કલમ પ્રમાણે છુટો કરયો હોય અને તેના હાજર થવા બાબત જેઓ તેના જામીન થયા હોય તેઓ, જે અમલદારને તે માજીસ્ત્રેટ અથવા કોરટ આ બાબત નીમે તે અમલદારની આગળ તહોમતવાળાને રજુ કરે, ત્યારે તહોમતવાળો પોતાનો જવાબ કરવાને શકતીવાન છે એવું સદરહુ અમલદારનું સરટીફિકેટ પુરાવામાં લઇ શકાશે,

માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તહોમતવાળો હાજર થાય ત્યારે કેમ કરવું. ૪૬૮ જ્યારે, તે માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ, જેમ હોય તેમ, તહોમતવાળો હાજર થાય અથવા તેને ફરીથી આણવામાં આવે, ત્યારે તે પોતાનો જવાબ કરવાને શકિતમાન છે એવું જો તે માજીસ્ત્રેટની અથવા કોરટની નજરમાં આવે તો તે ચોકશી અથવા ઇનસાફ આગળ ચલાવવો.

જો તહોમતવાળો પોતાનો જવાબ કરવાને હજુ અશકત છે એવું તે માજીસ્ત્રેટની અથવા કોરટની નજરમાં આવે, તો તે માજીસ્ત્રેટે અથવા કોરટે, જેમ હોય તેમ. ૪૬૪ મી અથવા ૪૬૫ મી કલમના ઠરાવો પ્રમાણે પાછું કામ ચલાવવું

જ્યારે તહોમત વાળો દિવાનો જણાય ત્યારે કેમ કરવું. ૪૬૯, જ્યારે ચોકશી અથવા ઇનસાફની વખતે તહોમતવાળો ગાંડો નથી એમ જણાય, અને તે માજીસ્ત્રેટની આગળ આપેલા પુરાવા ઉપરથી તેની એવી ખાત્રી થાય

કે જે કૃત્ય તહોમતવાળાએ કરેલું છે તે કૃત્ય, જો તે ગાંડો ન હોત તો, ગુન્હો થાત અને જ્યારે તે કૃત્ય કરેલું તે વખતે, ગાંડો હોવાને લીધે, તહોમતવાળો તે કૃત્યનો પ્રકાર, અથવા તે ખોટું અથવા કાયદા વિરૂધ છે એવું જાણવાને અશક્ત હતો એમ માનવાનું કારણ છે, ત્યારે તે માજીસ્ત્રેટે તે મુકદમો આગળ ચલાવવો, અને, જો તહોમતવાળાને શેશનકોરટમાં અથવા હાઇકોરટમાં કમિટ કરવો જોઇએ એમ હોય તો તેને શેશનકોરટની અથવા હાઇકોરટની આગળ, જેમ હોય તેમ. ઇનસાફ સારૂ મોકલવો.

**ગાંડાપણાના સબબ પરથી તહોમતવાળાને બિન તકસીરવાર ઠરાવવાનો ફૈસલો.**

૪૭૦ જ્યારે જ્યારે કોઇ માણસને એવાં કારણ ઉપરથી બિન તકશીરવાર ઠરાવવામાં આવે કે તેણે જે વખતે કાંઇ ગુન્હો કરયાનું કેહેવામાં આવ્યું હોય તે વખતે તે ગાંડો હોવાને લીધે. તેનું જે કૃત્ય ગુન્હો થાય છે એવું કેહેવામાં આવ્યું હોય તે કૃત્યનો પ્રકાર જાણવાને, અથવા તે ખોટું અથવા કાયદા વીરૂધ છે એવું જાણવાને તે શખસ અશકત હતો ત્યારે ત્યારે ઠરાવમાં તે શખસે તે કૃત્ય કરેલું કે નહીં તે વિશેશે કરીને જણાવવું.

**સદરહુ સબબ પર થીબિનતકશીરવારઠરાવેલાશખસનેસારાજાપતામાં રાખવા બાબત.**

૪૭૧. જ્યારે જ્યારે તે ફૈસલામાં એમ જણાવવામાં આવે કે જે કૃત્ય કરયાનું કેહેવામાં આવ્યું હોય તે કૃત્ય તહોમત વાળા શખસે કરેલું છે, ત્યારે ત્યારે જે મનની અશક્તી ઠરાવવામાં આવી તે અશકતી ન હોત તો સદરહુ કૃત્ય ગુન્હો થાત એમ હોય તો, જે માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તે શખસનો ઇનસાફ થયો હોત તે માજીસ્ત્રેટની અથવા કોરટની આગળ તે શખસનો ઇનસાફ થયો હોય તે માજીસ્ત્રેટને અથવા કોરટને યોગ્ય લાગે એવી જગાએ તથા રીતે સદરહુ શખસને સારા જાપતામાં રાખવાનો હુકમ તે માજીસ્ત્રેટે અથવા કોરટે કરવો. અને સ્થાનિક સરકારના હુકમ માટે તે મુકદમાનો રિપોર્ટ કરવો.

સ્થાનિક સરકાર સદરહુ શખસને ગાંડા માણસનાં કોઇ આશ્રય સ્થાનમાં અથવા તુરંગમાં અથવા સારા જાપતા વાળી બીજી યોગ્ય જગામાં પુરી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

**ઇન્સ્પેક્ટર જનરલે ગાંડા કેદીઓનેજોવાં જવું.**

૪૭૨ જ્યારે કોઇ શખસને ૪૬૯મી અથવા ૪૭૧મી કલમના ઠરાવો મુજબ કેદ રાખ્યો હોય, ત્યારે, જો તે શખસને કોઇ તુરંગમાં કેદ રાખ્યો હોય તો, તુરંગનો ઇનીસ્પેકટર જનરલ, અથવા, જો ગાંડા માણસોના આશ્રય સ્થાનમાં કેદ રાખ્યો હોય તો ગાંડા માણસોના આશ્રયસ્થાનના વિજીટરો અથવા તેઓમાંના કોઇ બે તે શખસના મનની સ્થીતી કેવી છે એ નક્કી કરવા સારૂ તે સખશને જોવા જવાને મુખત્યાર છે અને દર છ મહીનામાં ઓછામાં ઓછી એક વાર સદરહુ ઇનીસ્પેકટર જનરલે અથવા ઉપર લખેલા વીજીટરો માંના બે વિજીટરોએ જઇને તે શખસને જોવો અને સદરહુ ઇનીસ્પેકટર જનરલે અથવા વીજીટરોએ

તે શખ્સના મનની સ્થિતીસંબંધી એક વિશેષ રિપોરટ સ્થાનીક સરકારને કરી મોકલવો.

ગાંડો કેદી પોતાનો જવાબ કરવાને શકિતમાન છે એવો રિપોરટ કરવામાં આવે ત્યારે કેમ કરવું.

૪૭૩ જો તે શખસને ૪૬૬ મી કલમના ઠરાવો પ્રમાણે કેદ રાખ્યો હોય અને સદરહુ ઇનીસ્પેકટર જનરલ અથવા વિઝીટરો તે શખસ પોતાનો જવાબ કરવાને શકતીમાન છે એવા પોતાના અભિપ્રાયનો દાખલો આપે, ત્યારે તે માજીસ્ત્રેટ અથવા કોરટ જેમ હોય તેમ મુકરરર કરે તે વખતે માજીસ્ત્રેટની અથવા કોરટની પાસે તે શખસને લઇ જવો અને તે માજીસ્ત્રેટ અથવા કોરટે તે શખસની તજવીજ ૪૬૮મી કલમના ઠરાવો મુજબ કરવી, અને સસરહુ ઇન્સ્પેકટર જનરલનું અથવા વિઝીટરોનું સટિફિકેટ પુરાવામાં લઇ શકાશે.

૪૬૬મી અથવા ૪૭૧મી કલમ પ્રમાણે કેદ રાખેલો ગાંડો શખસ છોડી મુકવાલાયક છે એમ જાહેર કરવામાં આવે ત્યારે કેમ કરવું.

૪૭૪ જો તે શખસને ૪૬૬મી અથવા ૪૭૧મી કલમના ઠરાવો મુજબ કેદ રાખ્યો હોય અને સદરહુ ઇન્સ્પેકટર જનરલ અથવા વિઝીટરો એવો દાખલો આપે કે તેને છોડી મુકવામાં આવે તો તે પોતાની જાતને અથવા બીજા કોઇ પણ શખસને નુકશાન કરે એવો ભય નથી એવુ અમારી નજરમાં આવે છે, તો દાખલા ઉપરથી સ્થાનિક સરકાર તે શખસને છોડી મુકવાનો અથવા કેદમાં અટકાવી રાખવાનો, હુકમ કરવાને મુખત્યાર છે; અથવા તેને ગાંડા માણસોના કોઇ સરકારી આશ્રયસ્થાનમાં નહીં મોકલ્યો હોય તો તેવા કોઇ આશ્રયસ્થાનમાં મોકલવાનો હુકમ કરવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે. અને સ્થાનીક સરકાર તેને આશ્રયસ્થાનમાં મોકલવાનો હુકમ કરે તો એક ઇનસાફખાતાના અને બે વૈદ્ય અમલદારનું કમીશન નીમવાને તે સરકાર મુખત્યાર છે.

જરૂર હોય તેવો પુરાવો લઇને સદરહુ કમીશને તે શખસનાં મનની સ્થિતિ વિશે પદ્ધતિ પ્રમાણે ચોકશી કરવી, અને સ્થાનિક સરકારને રિપોરટ કરવો, પછી પોતાની નજરમાં આવે તે પ્રમાણે સ્થાનિક સરકાર તે શખસને છોડી મુકવાનો અથવા અટકાવી રાખવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

ગાંડા માણસને અને તેનાં સગાં વાહાલાંને સંભાળને માટે સ્વાધીન કરવા બાબત.

૪૭૫. જ્યારે જ્યારે ૪૬૬ મી અથવા ૪૭૧ મી કલમના ઠરાવો પ્રમાણે કેદ રાખેલા કોઇ પણ શખસનો કોઇ સગો અથવા મીત્ર તે શખસને પોતાની સંભાળમાં તથા કબજામાં લેવાની ખાયશ બતાવે, ત્યારે ત્યારે તે સગો અથવા મીત્ર અરજી કરે એટલે અને તે હવાલે કરેલા શખસની બરાબર સંભાળ લેવા બાબત તથા તેની જાતને અથવા બીજા કોઇ પણ શખસને નુકશાન નહી કરવા દેવા બાબત, સ્થાનિક સરકારની ખાત્રી લાયક તારણ આપે, એટલે તે શખસને સદરહુ સગા અથવા મિત્રના હવાલામાં સોંપવાનો હુકમ કરવાને સદરહુ સરકાર મુખત્યાર છે.

જ્યારે તે શખસને એ પ્રમાણે હવાલે કરવામાં આવે, ત્યારે સ્થાનિક સરકાર ફર

માટે એવા અમલદાર તે સરકાર ફરમાવે એવે વખતે તે શખસને જોવા માટે તેને હાજર કરવામાં આવશે એવી શરતે તેને હવાલે કરવો.

૪૭૨ મી તથા ૪૭૪ મી કલમના ઠરાવો, બની શકે તેટલે સુધી, આ કલમના ઠરાવો પ્રમાણે સોંપેલા શખસોને લાગુ પડશે, અને આ કલમ પ્રમાણે જે જોનાર અમલદાર નિમવામાં આવે તેણે આપેલો દાખલો પુરાવામાં લેવામાં આવસે.

---

## ભાગ ૩૫ મો.

### ઇનસાફ ચલાવવામાં હરકત થાય એવા કેટલાએક ગુન્હાની બાબતમાં કામ ચલાવવા બાબત.

૧૯૫ મી કલમમાં કહેલા મુકદ્દમામાં કામ ચલાવવાની રીત

૪૭૬. જ્યારે કોઇ પણ દિવાની, ફોજદારી અથવા મુલકી કોરટને એમ લાગે કે ૧૯૫ મી કલમમાં કહેલા તથા પોતાની આગળ કરેલા અથવા ઇનસાફી મુકદમો આ લતો હોય તે દરમીયાનમાં પોતાની નજર હેઠળ આણેલા કોઇ ગુન્હાની ચોકશી કરવાનો સબબ છે ત્યારે તે કોરટ કાંઇ પણ પ્રથમ ચોકશીની જરૂર હોય તો તે કરયા પછી પાસેમાં પાસેના પહેલા વરગના માજીસ્ત્રેટની પાસે તે મુકદમો ચોકશી અથવા ઇનસાફ કરવા સારૂ મોકલવાને, તથા તહોમતવાળાને પેહેરામાં આપીને સદરહુ માજીસ્ત્રેટની પાસે મોકલવાને અથવા તે માજીસ્ત્રેટની આગળ હાજર થવા બાબત તેની પાસેથી પરંતુ તારણ લેવાને, મુખત્યાર છે; અને સદરહુ ઇનસાફની અથવા ચોકશીની વખતે હાજર થઇને પુરાવો આપવા માટે કોઇ પણ શખસને બાંધી લેવાને મુખત્યાર છે.

સદરહુ માજીસ્ત્રેટે પછી કાયદા મુજબ કામ ચલાવવુ જોઇએ અને ૧૯૨મી કલમ પ્રમાણે મુકદમા બીજાની પાશે મોકલવાનો તેને અધીકાર મળ્યો હોય તો બીજા કોઇ યોગ્ય અધીકાર વાળા માજીસ્ત્રેટની પાસે તે ચોકશી અથવા ઇનસાફ કરવાનું કામ મોકલવાને તે મુખત્યાર છે.

સદરહુ પ્રકારના ગુન્હા શેશનકોરટની આગળ કરવામાં આવે ત્યારે તે સંબંધી તેકોરટના અધીકાર.

૪૭૭. ૪૪મી કલમ માંહેના ઠરાવોને અનુશરીને શેશનકોરટ ૧૯૫મી કલમમાં કહેલા અને પોતાની આગળ કરેલા અથવા કાંઈ ઇનસાફી મુકદમો ચાલતો હોય તે દરમીયાનમાં તેની નજર હેઠળ આણેલા ગેન્હા બાબત કોઇ પણ શખશની ઉપર તહોમત મુકવાને અને પોતે મુકેલા તહોમત ઉપરથી તે શખશને કેદમાં મોકલવાને અથવા તેના જામીન લેવાને અને તેનો ઇનસાફ કરવાને, મુખત્યાર છે.

તે ચોકશીના કારણ સારૂ કોઇ પણ સાહેદોને હાજર કરાવવાનું માજીસ્ત્રેટને ફરમાવવાને સદરહુ કોરટ મુખત્યાર છે.

તપાસ પુરી કરવાનાતથા હાઇકોરટમાંઅથવા શેશનકોરટમાં કમિટ કરવાના દિવાની

૪૭૮ જ્યારે સદરહુ પ્રકારનો કોઇ પણ ગુન્હો કોઇ દિવાની અથવા મુલકી કોરટની આગળ કરવામાં આવે, અથવા કોઇ ઇનસાફી મુકદમો ચાલતો હોય તે દરમીયાનમાં કોઇ દીવાની અથવા મુલકી કોરટની નજર હેઠળ આણવા

તથા મુલકી કોરટનો અધીકાર. માં આવે અને તે મુકદમાનો ઈનસાફ ફક્ત હાઈકોરટ અ થવા સેસનકોરટ કરી શકે એમ હોય અથવા તે મુકદમાનો ઈનસાફ હાઈકોરટે અથવા શેશનકોરટે કરવો જોઇએ એમ સ દરહુ દીવાની અથવા મુલકી કોરટ ધારે, ત્યારે સદરહુ દીવાની અથવા મુલકી કોરટ ૪૭૬મી કલમ પ્રમાણે કોઈ માજીસ્ત્રેટની પાસે તે મુકદમો ચોકશી માટે મોકલવાને બદલે પોતાનીજ મેળે તે ચોકશી પુરી કરવાને, અને હાઈકોરટની અથવા સેશનકોર ટની જેમ હોય તેમ, આગળ ઈનસાફ થવાશારૂ તહોમતવાળા શખસને કમીટ કરવા ને અથવા તેના જામીન લેવાને મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કાંઈ ચોકશી કરવાના કારણ સારૂ, તે દીવાની અથવા મુલકી કો રટ ૪૪૩મી કલમ માંહેના ઠરાવોને અનુશારીને માજીસ્ત્રેટના સઘળા અખત્યાર ચ લાવવાને મુખત્યાર છે; અને સદરહુ ચોકશીમાંનું તે કોરટનું કામ બની શકે તેટ લે સુધી, ૧૮મા બાબના ઠરાવો પ્રમાણે ચલાવવું, અને તે કામ કોઈ માજીસ્ત્રેટે ચલા વ્યું હતું એમ સમજવું.

સદરહુ પ્રકારના મુ કદમામાં દિવાની કોર ટે કેમ કરવુ. ૪૭૯. જ્યારે કોઈ દીવાની અથવા મુલકી કોરટ એ પ્રમાણે કોઈપણ મુકદમો મોકલે ત્યારે તે કોરટે તહોમત નામું તથા મુકદમો મોકલવા બાબતનો હુકમ તથા તે મુ કદમાનુ દફતર પ્રેશીડેન્સી માજીસ્ત્રેટની અથવા જીલ્લામાજી સ્ત્રેટની અથવા ઈનસાફ સારૂ કમિટ કરવાનો અખ્તિયાર બીજા જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટની પાસે મોકલીદેવું અને સદરહુ માજીસ્ત્રેટે તે મુકદમો તથા ફરીયા દી તરફના અને તહોમતવાળા તરફના શાહેદોને હાઈકોરટના અથવા સેશન કોરટ ની આગળ, જેમ હોય, તેમ, આણવા.

તિરસ્કારના કેટલા એક મુકદમામા કેમ કરવું. ૪૮૦ જ્યારે હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૭૫મી, ૧૭૮મી, ૧૭૯મી, ૧૮૦મી, અથવા ૨૨૮મી કલમમાં વરણાવેલો કોઈપણ ગુન્હો કોઈપણ દીવાની, ફોજદારી, અ થવા મુલકી કોરટના દેખતાં અથવા તેની સમક્ષ કરવા માં આવે ત્યારે તે કોરટ ગુન્હેગારને પેહેરામાં અટકાવી રાખવાને મુખત્યાર છે, પછી તે ગુનેગાર રાણીસાહેબની વિયાયતી રઈઅત હોય કે નહીં હોય તો પણ અ ને તેજ દીવસે તે કોરટ ઉઠે તેની પેહેલાં કોઈપણ વખતે પોતાને દુરસ્ત લાગે તો. તે કોરટ તે ગુન્હો સાંભળવાને અને ગુન્હેગારને વધારેમાં વધારે બસેં રૂપીયા સુધી દંડની અને, દંડ ન આપે તો, એક મહિના સુધીની મુદતની આસાન કેદની શિ ક્ષા કરવાને મુખત્યાર છે, પણ જો સદરહુ દંડ તે મુદત પુરી થતાં પેહેલાં આપવા માં આવે તો તેને તરત છોડી દેવો.

૪૪૩ મી અથવા ૪૪૪ મી કલમ માંહેનો કોઇપણ મજકુર આ કલમ પ્રમાણે ચલાવેલા કામને લાગુ પડે છે એમ સમજવુંનહી.

સદરહુ પ્રકારના મુ કદમાઓનુ દફતર. ૪૮૧ સદરહુ પ્રકારના દરેક મુકદમામાં. તે ગુન્હો જે હકીકતનો બનેલો હોય તે હકીકત, તથા ગુન્હેગારે કાંઈ મજકુર જાહેર કરેયો હોય તો તે મજકુર, તેમજ ઠરાવ

તથા શિક્ષાનો હુકમ, એ તે કોરટે દફતરમાં દાખલ કરવું

જો તે ગુન્હો હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૨૮ મી કલમ પ્રમાણે હોય, જે કોરટને હરકત કરી હોય અથવા જે કોરટનો બેઅદબી થઇ હોય તે કોરટ તે જેઇનસાફી મુકદમો ચલાવવાને બેઠા હતી તે ઇનસાફી મુકદમાનો પ્રકાર તથા તેનો ભાગ, અને જે હરકત અથવા બેઅદબી કરી હોય તેનો પ્રકાર તે દફતરમાં બતાવવો.

મુકદમાનીતજવીજ ૪૮૦ મી કલમ પ્રમાણે કરવી નહી જોઇયે એમ કોરટની નજરમાં આવે ત્યારે કેમ કરવું,

૪૮૨ જો કોઇ પણ કોરટને કોઇ પણ કામમાં એમ લાગે કે ૪૮૦ મી કલમમાં કહેલા ગુન્હોઓ માંનો કોઇ પણ ગુન્હો પોતાના દેખતાં અથવા પોતાની સમક્ષ કરચા તે તહોમત જે શખસની ઉપર આવ્યુ હોય તે શખસને દંડ ના આપેથી કેદની શિક્ષા કરવામાં આવે તે શિવાય બીજી રીતની કેદની શિક્ષા કરવી જોઇએ, અથવા બસેં રૂપીયા કરતાં વધતો દંડ તેને કરવો જોઇએ, અથવા જો બીજાં કોઇ પણ કારણને લીધે તે કોરટનો મત એમ હોય કે તે મુકદમાનો નિકાલ ૪૮૦ મી કલમ પ્રમાણે કરવો નહી જોઇએ, તો તે ગુન્હો આ કાયદામાં પાછળ ઠરાવ્યા પ્રમાણે જે હકીકતનો બનેલો હોય તે હકીકત તથા તહોમતવાળાનો મચકુર દફતરમાં દાખલ કરચા પછી સદરહુ કોરટ તે મુકદમાનો ઇનસાફ કરવાની હકુમત જે માજીસતરેટને હોય તે માજીસતરેટની પાસે તે મુકદમો મોકલવાને મુખત્યાર છે, અને તે તહોમતવાળા સખસે સદરહુ માજીસતરેટની આગળ હાજર થવા બાબત તારણ આપવાનું ફરમાવવાને મુખત્યાર છે, અથવા પુરતુ તારણુ આપવામાં ન આવે તો, તે કોરટે સદરહુ શખસને પેહેરામાં આપીને સદરહુ માજીસતરેટની પાસે મોકલવો.

જે માજીસતરેટની પાસે આ કલમ પ્રમાણે કોઇ પણ મુકદમો મોકલવામાં આવે તે માજીસતરેટે તહોમતવાળા શખસની ઉપર અસલી ફરીયાદ આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે સાંભળવા માંડવી.

રજીસ્ટરાર અથવા સબરજીસ્ટરાર ૪૮૦ તથા ૪૮૨ મી કલમના અર્થ પ્રમાણે દીવાનીકોરટ છે એમ ઠ ચારેસમજવુ

૪૮૩ સન ૧૮૭૭ ના હિંદુસ્તાનના નોંધવા બાબતના આકટ પ્રમાણે નિમેલો હરકોઇ રજીસ્ટરાર અથવા સબરજીસ્ટરાર, સ્થાનિક સરકાર એમ ફરમાવે ત્યારે ૪૮૦ મી તથા ૪૮૨ મી કલમના અર્થ પ્રમાણે દીવાની કોરટ છે એમ સમજવું.

ગુન્હેગારહુકમમાને અથવા માફ માગે એટલે તેને છોડી દેવા બાબત.

૪૮૪ કોઇ સખસને કાયદા મુજબ કાંઇ વસ્તુ કરવાનુ ફરમાવ્યું હોય તે કરવાની તેણે ના કહી હોય અથવા જાણી જોઇને બેઅદબી અથવા હરકત કરી હોય, તે બાબત કોઇ કોરટે ૪૮૦ મી કલમ પ્રમાણે તેને શિક્ષા કરવાનો ઠરાવ કરચો હોય, ત્યારે તે ગુન્હેગાર સદરહુ કોરટનો હુકમને અથવા માગણીને તાબે થાય; અથવા તે કોરટની ખાત્રી થાય તે રીતતે

માફ માગે, એટલે પોતાની મરજી મુજબ તેને છોડી દેવાને અથવા સિક્ષા માફ કરવાને તે કોરટ મુખત્યાર છે.

જે શખસ જવાબ દેવાની અથવા દસ્તાવેજ રજુકરવાની નાકેહે તે શખસને કેદ કરવા અથવા હવાલે કરવા બાબત.

૪૮૫ જો કોઇ ફોજદારી કોરટની આગળ કોઇ પણ શાહેદને જે સવાલો પુછવામાં આવે તે સવાલોના જવાબ દેવાની અથવા તે શખસના કબજા માંહેનો અથવા અખત્યાર માંહેનો જે દસ્તાવેજ રજુ કરવાનું તે કોરટ તને ફરમાવે તે દસ્તાવેજ રજુ કરવાની તે શખસ ના કેહે, અને એ પ્રમાણે ના કેહેવાનું, કોઈ પણ વ્યાજબી કારણ તે શખસ ન બતાવે તો સદરહુ કોરટ ઘણામાં ઘણા સાત દીવશ સુધીની ગમેતે મુદત સુધી તે શાહેદને આશાન કેદની શિક્ષાનો હુકમ કરવાને અથવા પ્રમુખ માજીસ્રતરેટની અથવા જડજની સહીનું વારંટ કાહાડીને કોરટના કોઇ અમલદારને હવાલે કરવાને મુખત્યાર છે; અને તેમ કરવાનાં કારણો તે કોરટે દફતરમાં લખવાં; પણ જો દરમ્યાનમાં સદરહુ શખસ જબાની આપવાને તથા જવાબ દેવાને અથવા સદરહુ દસ્તાવેજ રજુ કરવાને કબુલ થાય તો બાકીની શિક્ષા માફ કરવી; જો તે ઉપર મુજબ ના કહ્યા કરે તો ૪૮૦ મી અથવા ૪૮૨ મી કલમના ઠરાવો પ્રમાણે તેની તજવીજ કરવાનો અધિકાર છે, અને રાયલ ચારટરથી સ્થાપેલી કોઇ કોરટની બાબતમાં, તે શાહેદ તીરસ્કાર નો ગુન્હો કરયો છે એમ સમજવું.

તીરસ્કારનાં કામોમાં ગુન્હાની શાબિતીના ઠરાવ ઉપર અપીલ.

૪૮૬. કોઇ પણ શખસને ૪૮૦ મી અથવા ૪૮૫ મી કલમ પ્રમાણે કોઇ પણ કોરટે શિક્ષાનો હુકમ કરયો હોય ત્યારે આ કાયદામાં પાછળ ગમે તે લખું હોય ત છતાં, તે કોરટમાં કરેલાં હુકમનામાં અથવા હુકમો ઉપર અપીલો સામાન્યતઃ જે કોરટને થઇ શકતી હોય તે કોરટને તે શખસ અપીલ કરવાને મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કરેલી અપીલોને ૩૧ મા બાબના ઠરાવો જેટલે સુધી લાગુ પડી શકતા હોય તેટલે સુધી લાગુ પડશે, અને જે ઠરાવ ઉપર અથવા જે શિક્ષાના હુકમ ઉપર અપીલ કરવામાં આવી હોય તે ઠરાવમાં ફેરફાર કરવાને અથવા તેરદ કરવાને અથવા તે શિક્ષા ઓછી કરવાને અથવા તે રદ કરવાને અપીલ કોરટ મુખત્યાર છે.

ઇલાકાના કોઇ મુખ્ય સેહેરમાંની સ્માલકાજ કોરટે એ પ્રમાણે ગુન્હો ઠરાવ્યો હોય તે ઉપર અપીલ હાઇકોરટમાં ચાલશે. અને

બીજી કોઇ સ્માલકાજ કોરટે એ પ્રમાણે ગુનો ઠરાવ્યો હોય ત્યારે જે શેશન તુકડી માંહે સદરહુ કોરટ આવેલી હોય તે સૈસન તુકડીની સેશન. કોરટમાં તે ઉપર, અપીલ ચાલશે.

ઉપર કહ્યા મુજબ નિમેલા રજીસ્ટરાર અથવા સબ રજીસ્ટરાર તરીકે કોઇ પણ અમલદારે એ પ્રમાણે ગુન્હો ઠરાવ્યો હોય, અને સદરહુ અમલદાર કોઇ દિવાની કોરટનો જડજ પણ હોય, ત્યારે જો સદરહુ ઠરાવ તે અમલદારે સદરહુ મક

રના જડજ તરફે પોતાના હુદ્દાની રૂએ કરેલું હુકમનામું હોય તો આ કલમના ૫ છઠ્ઠા ભાગ પ્રમાણે, જે કરટન અપીલ કરવામાં આવે તે કોરટને સદરહુ ઠરાવ ઉપર અપીલ કરવાનો અધિકાર છે, અનેબીજાં કામોમાં જીલ્લા જડજને અથવા ઈલાકાના મુખ્ય શેહેરોમાં હાઇકોરટને તે અપીલ કરવાનો અધિકાર છે.

૧૯૫ મી કલમમાંક હેલા ગુન્હા કેટલાએક જડજોની તથા માજીસ તરેટોની આગળ કરવા માં આવે ત્યારે તેઓ એ તે ગુનાઓનો ઇન સાફ કરવો નહી.

૪૮૭. ૪૭૭ મી, ૪૮૦ મી અને ૪૮૫ મી કલમ માં ઠરાવ્યુ છે તે શિવાય બીજી રીતે કોઇ હાઇકોરટના જડજ શિવાયઃ તથા રગુનના રીકાર્ડર શિવાય, તથા પ્રેસીડેન્સી માજીસ્ત્રેટો શિવાય. બીજા કોઇ ફોજદારી કોરટના જડજે અથવા માજીસ્ત્રેટે ૧૯૫મી કલમમાં કહેલો કોઇ પણ ગુન્હો તેની આગળ અથવા તેના અધિકારનો તીરસ્કાર થાય એવી રીતે કરવામાં આવે અથવા કોઈ ઇનસાફી મુકદમો ચાલતો હોય ત્યારે સદરહુ જડજ અથવા માજીસ્ત્રેટ તરીકે તેની નજર હેઠળ આગુતામાં આવે ત્યારે તે ગુન્હા બાબત કોઇ પણ શખસનો ઇનસાફ કરવો નહી.

૪૭૬ મી અથવા ૪૮૨ મી કલમ માંહેના કોઇ પણ મચકુરથી એમ સમજવું નહી કે સેશન કોરટમાં અથવા હાઇકોરટમાં કમિટ કરવાનો અધિકાર જે માજિસતરેટને હોય તે માજીસતરેટ પોતેજ કોઇ પણ મુકદમો સદરહુ કોરટમા કમિટ કરે તેમાં, અથવા કોઇ પરેસીડેન્સી માજીસ્ત્રેટ કોઇ પણ મુકદમો બીજા કોઇ માજીસ્ત્રેટની પાશે ચોકશી કરવા સારૂ મોકલવાને બદલે પોતાનીજ મેળે તે મુકદમાનોની કાલ કરે તેમા અટકાવ થશે.

---

### ભાગ ૩૬ મો.

#### ઓરતોનાં તથા બાળકોનાં ગુજરાન બાબત.

ઓરતોનાંતથા બાળ કોનાં ગુજરાન બાબત હુકમ.

૪૮૮ જો કોઇ શખસની પુરતી દ્રવ્ય શકતી હોય અને તે પોતાની ઓરતનું અથવા પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવાને અશકત હોય એવાં કોઇ કાયદાસર અથવા ગેર કાયદાસર બાળકનું ગુજરાન ચલાવવાની ગફલત કરે અથવા ના કેહે તો, એ પ્રમાણે ગફલત કરયાનો અથવા ના કહ્યાનો પુરાવો થએથી, જીલ્લા માજીસ્ત્રેટ અથવા કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા કોઇ પેટા તુકડી માજીસ્ત્રેટ અથવા પેહેલા વરગનો કોઇ માજિસ્ત્રેટ તે શખસની ઓરતનાં અથવાસ સદરહુ પ્રકારના બાળકનાં ગુજરાનને માટે દર માહિને એકંદર પચાસ રૂપીયાથા વધારે નહી હોય એવું જે લવાજમ સદરહુ માજીસ્ત્રેટને યોગ્ય લાગે તે લવાજમ કાહાડીને તે માજીસ્ત્રેટ વખતે વખતે ફરમાવે તેવા શખશને આપવાનો હુકમ સદરહુ શખસની ઉપર કરવાને મુખત્યાર છે.

સદરહુ લવાજમ હુકમની તારીખથી આપવું પડશે.

હુકમ જબરીથીઅ મલમાં લાવવા બાબત

જે શખસને એ પ્રમાણે હુકમ કરયો હોય તે શખસ તે હુકમ માનવાની જાણી જોઇને ગફલત કરે, તો તે

હુકમ જેટલી વાર તોડવામાં આવે તેટલીવાર લેહેણી રકમ દંડ વસુલ કરવા માટે જે રીત આ કાયદામાં પાછળ ઠરાવી છે તે રીત પ્રમાણે વસુલ કરવા માટે સદરહુ પ્રકારનો કોઇ પણ માજીસ્ત્રેટ વારંટ કાઢવાને મુખત્યાર છે, અને તે વારંટ બજાવ્યા પછી બાકી રહેલું દરેક મહિનાનું જે લવાજમ તે સઘળા લવાજમ બાબત અથવા તેના કોઇ પણ ભાગ બાબત ઘણામાં ઘણા એક એક મહિના પ્રમાણે સદરહુ શખસને કેદની શિક્ષાનો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે:

વિશેષ ઠરાવ. પણ એવું ઠરાવ્યુ છે કે જો તે શખસ એમ કેહે કે મારી ઓરત મારી સાથે રેહે તો તેનુ ગુજરાન ચલાવવાને હું તઇયારછુ, અને તેની ઓરત તેની સાથે રહેવાની ના કેહે, તો એ પ્રમાણે ના કેહવાનાં જે કાંઇ કારણો તે ઓરત જણાવે તે કારણો ધ્યાનમાં લવાને સદરહુ માજીસ્ત્રેટ મુખત્યાર છે; અને તે પ્રમાણે તે શખસે પોતાની ખુશી બતાવ્યા છતા જો તે માજીસ્ત્રેટની એવી ખાત્રી થાય કે સદરહુ શખસ છીનાળુ કરે છે અથવા તે હમેસ પોતાની ઓરતની સાથે નીરદયપણાથી ચાલ્યો છે, તો તે માજીસતરેટ આ કલમ પ્રમાણે હુકમ કરવાને મુખત્યાર છે.

જો કોઇ ઓરત છીનાળુ કરતી હશે, અથવા કાંઇ પુરતા કારણ વિના પોતાના ધણીની સાથે રેહેવાની ના કેહશે, અથવા તઓ બેઉ માંહોમાંહે સમજુતી કરીને જુદાં રેહેતાં હશે, તો તે ઓરતને આ કલમ પ્રમાણે તેના ધણી પાસેથી કાંઇ લવાજમ મળવાનો હકક થશે નહી.

જે ઓરતના લાભમાં આ કલમ પ્રમાણે હુકમ કરયો હોય તે ઓરત છીનાળું કરે છે અથવા પુરતા કારણ વીના પોતાના ધણીની સાથે રેહવાની ના કેહે છે અથવા તેઓ બેઉ માંહોમાંહે સમજુતી કરીને જુદાં રેહે છે એવી શાબિતી થએથી તે માજીસતરેટે તે હુકમ રદ કરવો.

આ બાબ પ્રમાણે સઘળો પુરાવો, ધણીની અથવા બાપની, પ્રસંગ પ્રમાણે, સમક્ષ, લેવો; અથવા તેને જાતે હાજર થવાનું માફ કરયું હોય ત્યારે તેના પ્લીડરની સમક્ષ લેવો, અને સમનના મુકદમાઓની બાબતમાં ઠરાવેલી રીત લખી લેવો.

લવાજમમાં ફેરફાર કરવા બાબત. ૪૮૯. ૪૮૮ મી કલમ પ્રમાણે માસીક લવાજમ જે શખસને મળતું હોય તે શખસની, અથવા તેજ કલમ પ્રમાણે પોતાની ઓરતને અથવા બાળકને માસિક લવાજમ આપવાનો હુકમ જે શખસની ઉપર કરયો હોય તે શખસની હાલતમાં ફેરફાર થયો છે એવો પુરાવો થએથી તે લવાજમમાં પોતાને યોગ્ય લાગે એવો ફેરફાર કરવાને તે માજીસતરેટ મુખત્યાર છે, પણ એવું ઠરાવ્યું છે કે એકંદર રકમ દરમાસે પચાસ રૂપીયાથી વધારે થવી નહી જોઇએ.

ગુજરાનનો હુકમ જબરાઇથી અમલમાં લાવવા બાબત. ૪૯૦ ગુજરાનનો હુકમ જે શખસના લાભમાં કરયો હોય તે શખસને અથવા તેનો કોઇ વાલી હોય તો તેને, અથવા જે શખસને તે લવાજમ આપવાનું હોય તેને વગર ખરચે તે હુકમની એક નકલ આપવી; અને જે શખસની ઉપર તે હુકમ કરયો હોય તે શખસ જે જગાએ હોય તે જગામાં

કોઈ પણ માજીસતરેટની એવી ખત્રી થાય કે હુકમના પક્ષકાર તેજ છે, અને જે લવાજમ દેવું થયું છે તે લવાજમ આપ્યું નથી એટલે સદરહુ હુકમ અમલમાં લાવવાનો અધીકાર સદરહુ માજીસતરેટને છે.

---

## બાબ ૩૭ મો

### હેબિયસકાર્પસના જેવા પ્રકારના હુકમ બાબત.

હેબિયસકાર્પસનાજેવા પ્રકારનો હુકમ કાઢવાનો અધિકાર

૪૯૧ કલકત્તા, મદ્રાસ તથા મુંબાઇ માંહેની ઇનસાફી કોરટો માંની કોઇપણ હાઇકોરટને દુરસ્ત લાગે ત્યારે તે હેઠળ લખ્યા મુજબ ફરમાવવાને મુખત્યાર છે—

[અ] પોતાની મામુલ અસલ દિવાની હકુમતની હદ માંહેના કોઇ શખસનાં કાયદા મુજબ તજવીજ થવા માટે તેને પોતાના આગળ આણવો, એવું;

(બ) સદરહુ હદ માંહે સરકારી અથવા ખાનગી પેહેરામાં ગેર કાયદેસર અથવા ગેરવ્યાજબી રીતે અટકાવી રાખેલા કોઇ શખસને છોડી દેવો, એવું;

(ક) સદરહુ હદ માંહે આવેલી કોઇ પણ તુરંગમાં કોઇ કેદીને અટકાવી રાખ્યો હોય તે કેદીને સદરહુ કોરટમાં જે કામ ચાલુ હોય અથવા જે કામની ચોકશી કરવાની હોય તે કામમાં શાહેદ દાખલ તપાસવા માટે તેને તે કોરટની આગળ આણવો, એવું;

(ડ) ઉપર કહ્યા મુજબ કોઇ કેદીને અટકાવી રાખ્યો હોય તેને કોઇ કોરટ માર્શીયલની આગળ અથવા ગવરનર જનરલ ઇન કોંસિલ તરફથી કહાડેલાં કોઇપણ કમિસનને આધારે કામ કરનારા કોઇ પણ કમિશનરોના આગળ તેનો ઇનસાફ થવા સારૂ અથવા સદરહુ કોરટ માર્શીયલની અથવા કમીશનરોની આગળ જે બાબત ચાલુ હોય તે બાબત સંબંધી તેને તપાસવા સારૂ સદરહુ કોરટ માર્શીયલની અથવા કમિશનરોની આગળ આણવો, એવું;

(ઇ) સદરહુ હદ માંહેના કોઇ કેદીનો ઇનસાફ થવા સારૂ તેને એક પેહેરામાંથી ખસેડીને બીજા પેહેરામાં લઇ જવો એવું; અને

(ફ) પકડવાના હુકમ ઉપરથી શેરીફ સિપીકાર્પસનુ* રીટર્ન મોકલે એટલે સદરહુ હદ માંહેના કોઇ પ્રતિવાદીને જાતે આણવો એવું;

સદરહુ પ્રકારની દરેક હાઇકોરટ આ કલમ મુજબની બાબતામાં કામ ચલાવવાની રીત સંબંધી નિયમન કરવા સારૂ વખતે વખતે કાનુન કરવાને મુખત્યાર છે.

આ કલમ માંહેનો કોઇ પણ મચકુર બંગાળાના સન ૧૮૧૮ ના ૩ જા કાયદા પ્રમાણે અથવા મદ્રાસના સન ૧૮૧૯ ના ૨ જા કાયદા પ્રમાણે અથવા મુંબાઇના સન ૧૮૨૭ ના ૨૫ મા કાયદા પ્રમાણે અથવા ગવરનર જનરલ ઇન કાઉન્સિલના સન ૧૮૫૦ ના ૩૪મા અથવા સન ૧૮૫૮ ના ૩ જા આકટ પ્રમાણે અટકાવી રાખેલા શખસોને લાગુ નથી.

---

* જેને પકડવો હોય તેને કબજામાં લીધો છે એવું પત્રક.

# ભાગ ૯ મો.

## પુરવણી ઠરાવો.

---

### બાબ ૩૮ મો.

પબલીક પ્રાસિકયુટર બાબત એટલે સરકારની તરફથી ફરિયાદ પક્ષનું કામ ચલાવવા સારૂ ઠરાવેલા માણસ બાબત.)

પબલીક પ્રાસિકયુટરો નિમવાનો અધિકાર.

૪૯૨. સામાન્ય રીતે અથવા ગમે તે મુકદમામાં અથવા ગમે તે વરગના મુકદમા સારૂ કોઇ પણ સ્થાનિક ક્ષેત્રમાં એક અથવા વધારે અમલદારો નિમવાને ગવરનર જનરલ ઇનકાંઉસિલ અથવા સ્થાનિક સરકાર મુખત્યાર છે, અને તે અમલદારોને પબલીક પ્રાસિકયુટરો કેહેવા.

સેશનકોરટમાં ઇનસાફ થવા સારૂ કોઇ પણ મુકદમો કમિટ કરયો હોય તેમાં પબલીક પ્રાસિકયુટર ગેરહાજર હોય, અથવા કોઇ પણ પબલીક પ્રાસિકયુટરને નીમ્યો ન હોય ત્યારે બીજો જે શખસ આસિસ્ટંટ ડિસ્ટ્રિક્ટ સુપીનટેન્ડેન્ટથી ઉતરતા દરજ્જાનો પોલીસ અમલદાર ન હોય તે શખસને તે મુકદમાના કારણસારૂ પબલીક પ્રાસિકયુટર નિમવાને જીલ્લા માજિસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટના નિર્બંધ મુજબ રહીને પેટા તુકડી માજીસ્ત્રેટ મુખત્યાર છે.

પબલીકપ્રાસિકયુટર પોતાને સોંપેલા મુકદમામાં સઘળી કોર્ટમાં બોલવાને મુખત્યારછે.

૪૯૩ પબલીક પ્રાસિકયુટરને સોંપેલા હરકોઇ મુકદમાની ચોકશીનું અથવા ઇનસાફનું અથવા અપીલનું કામ કોઇ કોરટમાં ચાલુ હોય ત્યારે તેને તે કોર્ટમાં લખેલાં મુખત્યાર નામા વગર હાજર થઇને બોલવાનો અખત્યાર છે, અને સદરહુ પ્રકારના કોઇ પણ મુકદમામાં કોઇપણ શખસની ઉપર કોઇ પણ કોરટમાં ફરીયાદ ચલાવવા માટે કોઇપણ શખસ કોઇ પ્લીડરને નીમે તો ફરીયાદનું કામ પબલીક પ્રાસિકયુટરે ચલાવવુ અને જે પ્લીડરને એ પ્રમાણે નીમ્યો હોય તે પ્લીડરેતેના હુકમ પ્રમાણે તે મુકદમામાં ચાલવું.

ખાનગી રીતે કરેલા પ્લીડરોએ તેના તાબામાં રેહેવું.

ફરીયાદનું કામ ચલાવવાનુ છોડીદેવામાં આવે તેનુ પરીણામ.

૪૯૪ ગવરનર જનરલ ઇન કાંઉસિલે અથવા સ્થાનિક સરકારે નિમેલો કોઇ પણ પબલીક પ્રાસિકયુટર જ્યુરીથી ઇનસાફ કરવાના મુકદમાઓમાં જ્યુરીનો ઠરાવ કહી સંભળાવતાં પેહેલાં અને બીજા મુકદમાઓમાં ફેસલો આપતાં પેહેલાં કોરટની સંમતીથી કોઇ પણ શખસની ઉપર ફરીયાદનું કામ ચલાવવાનું છોડી દેવાને મુખત્યાર છે, અને આ પ્રમાણે છોડી દેવું તે,

[અ] જો તહોમતનામું તઇયાર કરયા પેહેલાં એ પ્રમાણે છોડી દેવામાં આવે તો તે ઉપરથી તહોમતવાળાને તેડી મુકવો;

(બ] જો તહોમતનામું તઇયાર કરયા પછી અથવા આ કાયદા પ્રમાણે તહોમતનામાંની જરૂર ન હોય ત્યારે જો એ પ્રમાણે છોડી દેવામાં આવે તો તહોમ

તવાળાને બીજા તકશીરવાર ઠેરવવો.

ફરિયાદ પક્ષનું કામ ચલાવવાની પરવાનગી

૪૯૫ કોઈપણ માજીસ્ટ્રેટ કોઈપણ મુકદમાની ચોકશી અથવા ઇનસાફનું કામ કરતો હોય ત્યારે પોલીસ ઈન્સ્પેક્ટરના દરજ્જા કરતાં ઉતરતા દરજ્જાના પોલીસ અમલદાર શિવાય બીજા કોઈપણ શખસને ફરીયાદ પક્ષનું કામ ચલાવવાની પરવાનગી આપવાનેતે મુખત્યાર છે; પણ સદરહુ પરવાનગી વગર એ પ્રમાણે કરવાનો હક, અડવોકેટજનરલ અથવા સ્ટાંડીંગ કાંઉસિલ અથવા સરકારી સોલીસિટર અથવા પબ્લિક પ્રાસિક્યુટર સિવાય અથવા બીજા જે અમલદારને સ્થાનિક સરકારે આ બાબત સામાન્યરીતે અથવા વિશેષે કરીને અધિકાર આપેલો હશે તે અમલદાર શિવાય બીજા કોઈ પણશખસને નથી.

ફરીયાદ પક્ષનુ કામ ચલાવનાર કોઈ પણ શખસ પોતાની જાતે અથવા કોઈ પ્લીડરની મારફતે એ પ્રમાણે કરવાને મુખત્યાર છે.

---

## બાબ ૩૯ મો

### જામીન બાબત.

જામીન લઈ શકાય એવો ગુન્હો હોયતોજામીન લેવા બાબત.

૪૯૬ જામીન નહીં લઈ શકાય એવા કોઈ ગુન્હાનું તહોમત જે શખસ ઉપર આવ્યુ હોય તે શખસ સિવાય બીજા કોઈપણ શખસને જે અમલદારના હવાલાનાં કોઈ પોલીસ થાણું હોય તે અમલદાર વગર વારંટે પકડે અથવા અટકાવી રાખે, અથવા કોઈ કોરટની આગળ તે શખસ હાજર થાય અથવા તેને આણવામાં આવે, અને તે શખસ સદરહુ અમલદારના કેદમાં હોય ત્યારે અથવા સદરહુ કોરટની આગળ કામ ચાલતુ હોય ત્યારે કોઈપણ વખતે તે શખસ જામીન આપવાને તઈયાર હોય ત્યારે તેને જામીન ઉપર છોડવો; પણ એવું ઠરાવ્યુ છે કે, જો સદરહુ અમલદારને અથવા કોરટને દુરસ્ત લાગે તો, તે સદરહુ શખસની પાશેથીજામીન લેવાને બદલે તે શખશ હાજર થવા બાબત આ કાયદામાં આગળ ઠરાવેલી રીતે વગર જામીને એક ખત કરી આપે એટલે તેને છોડી દેવાને મુખત્યાર છે.

જામીન નહીં લઈ શકાય એવોકોઈ ગુન્હો હોય તો જામીન ક્યારે લેવાનોઅધિકારછે.

૪૯૭ જામીન નહીં લઈ શકાય એવા કોઈપણ ગુન્હાનું તહોમત જે શખસની ઉપર આવ્યું હોય તે શખસને જે અમલદારના હવાલામાં કોઈ પોલીસથાણું હાય તે અમલદાર વગર વારંટે પકડે અથવા અટકાવી રાખે અથવાકોઈ કોરટની આગળ તે શખસ હાજર થાય અથવા તેનેઆણવામાં આવે, ત્યારે તેને જામીન ઉપર છોડવાનો અધિકાર છે, પણ જે ગુન્હાનું તહોમત તે શખસની ઉપર મુકયું હોય તે ગુન્હો તેણે કરયો છે એમ માનવાના વાજબી સબબ જણાય તો તેને એ પ્રમાણે છોડવો નહીં.

જો, તપાસ અથવા ચોકશી અથવા ઇનસાફ, જેમ હોય તેમ ચાલતો હોય ત્યારે કોઈપણ વખતે સદરહુ અમલદારને અથવા કોરટને એમ જણાય કે તહોમતવાળાએ સદરહુ ગુન્હો કરયો હોય એમ માનવાના વાજબી સબબ નથી, પણ તેની તકશીર

બાબત વધારે ચોકશી કરવાના પુરતા સબબ છે, તો સદરહુ ચોકશી થતાં સુધી તહોમતવાળાને જામીન ઉપર છોડવો, અથવા સદરહુ અમલદારની અથવા કોરટની નજરમાં આવે તો આ કાયદામાં અગાઉ ઠરાવ્યા પ્રમાણે તહોમતવાળો હાજર થવા માટે વગર જામીને ખત લખી આપે તો તેને છોડવો.

આ કલમ પ્રમાણે જે શખસને છોડવામાં આવ્યો હોય તે શખસને, આ કાયદા પ્રમાણે ચાલતાં કામમાં પછી કોઈપણ વખતે પકડાવવાને અને તેને કેદમાં મોકલવાને હરકોઈ કોઈ કોરટ મુખત્યાર છે.

જામીન લેવાનુ અથવા જામીનની રકમ ઓછી કરવાનું ફરમાવવાનો અધિકાર.

૪૯૮ આ બાબ પ્રમાણે કરી આપવાના હરેક ખતની રકમ, મુકદ્દમાની હકીકત તરફ યોગ્ય લક્ષ આપીને મુકરર કરવી અને તે અતીશય ભારે હોવી નહીં જોઈએ અને કોઈપણ મુકદ્દમામાં કોઈપણ શખસના જામીન લેવાનુ અથવા કોઈ પોલીસ અમલદારે અથવા માજીસ્ત્રેટે માંગેલા જામીનની રકમ ઓછી કરવાનુ ફરમાવવાને હાઈકોરટ અથવા સેસનકોરટ મુખત્યાર છે, પછી તે મુકદ્દમામાં ગુન્હો સાબીત થયાના ઠરાવ ઉપરથી અપીલ થાય કે નહીં તોપણ.

તહોમતવાળાનુ તથા જામીનોનું ખત.

૪૯૯ કોઈપણ શખસને જામીન ઉપર અથવા તેનાં પોતાના ખત ઉપર છોડતાં પેહેલાં જેટલી રકમ પોલીસ અમલદારને અથવા કોરટને, જેમ હોય તેમ, બસ લાગે તેટલી રકમનું ખત સદરહુ શખસે કરી આપવું, અને તેને જામીન ઉપર છોડવામાં આવે ત્યારે એક અથવા વધારે પુરતા જામીનોએ સદરહુ ખત કરી આપવુ એવી શરતે કે ફલાણે વખતે તથા જગાએ સદરહુ શખસ હાજર થશે, અને પ્રસંગ પ્રમાણે, તે પોલીસ અમલદાર અથવા કોરટ જુદી રીતે ફરમાવે ત્યાં સુધી તે તે પ્રમાણે હાજર થયા કરશે.

જરૂર હોય તો વળી જામીન ઉપર છોડેલા શખસને હાઈકોરટમાં અથવા સેસનકોરટમાં અથવા બીજી કોરટમાં તહોમતનો જવાબ દેવાને જ્યારે ફરમાવવામાં આવે ત્યારે હાજર થવાને તેને તે ખતથી બાંધી લેવો.

પેહેગમથી છોડીદેવા બાબત.

૫૦૦ તે ખત કરી આપવામાં આવે એટલે તુરત જે શખસે હાજર થવા બાબત તે ખત કરી આપવામાં આવ્યું હોય તે શખસને છોડવો અને તે તુરંગમાં હોય ત્યારે જે અમલદારના હવાલામાં તે તુરંગ હોય તે અમલદારની ઉપર તહોમતવાળાના જામીન લેનારી કોરટે છોડી દેવાનો હુકમ મોકલવો, અને તે હુકમ પોંહોચેથી સદરહુ અમલદારે તેને છોડવો.

આ કલમ માંહેના અથવા ૪૯૬ મી અથવા ૪૯૭ મી કલમ માંહેના કોઈપણ મચકુરથી એમ સમજવું નહીં કે જે બાબતના સંબંધમાં તે ખત કરી આપ્યું હોય તે સિવાય બીજી કોઈ બાબત સારૂ અટકાવી રાખવા લાયક કોઈ શખસને છોડવાની જરૂર છે.

જ્યારે મલીયેલા જામીન કાચ્ચા હોય ત્યારેપા

૫૦૧ જો ભુલથી અથવા દગાને લીધે અથવા બીજી રીતે કાચા જામીન કબુલ કરવામાં આવ્યા હોય અથવા પછ

કે જામીન આપવાના હુકમ કરવાનો અધિકાર.

વાડવા તેઓ કાચા થાય તો ફ્રાગટ પકડવાનું વારંટ કાહાડીને જામીન ઉપર છોડેલા શખસને પોતાની આગળ આગળ આણવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને પાકા જામીન ખોળી આપવાનો તેને હુકમ કરવાને, અને એ પ્રમાણે કરવામાં તે કસુર કરે તો તેને તુરંગમાં મોકલવાને કોરટ મુખત્યાર છે.

જામીનોને છુટા કરવા બાબત.

૫૦૨ જામીન ઉપર છોડેલા કોઇ શખસે હાજર રેહેવાબાબત તથા હાજર થવા બાબત જેઓ જામીન થયા હોય તે સઘળા અથવા હરકોઇ જામીન સદરહુ ખત તદન અથવા જેટલું પોતાની સાથે સંબંધ રાખતુ હોય તેટલું રદ કરવાની અરજી કોઇપણ વખતે કોઇ માજીસ્ત્રેટને કરવાને મુખત્યાર છે.

સદરહુ અરજી કરયા ઉપરથી તે માજીસતરેટે પોતાનું પકડવાનુ વારંટ કાહાડીને એ પ્રમાણે છોડેલા શખસને પોતાની આગળ આણવાનું ફરમાવવું જોઇએ.

સદરહુ શખસ તે વારંટની રૂઇએ હાજર થાય અથવા તે પોતાની મેળે આવીને તાબે થાય એટલે તે માજીસતરેટે તે ખત તદન અથવા જેટલું અરજદારની સાથે સંબંધ રાખતું હોય તેટલું રદ કરવાનું ફરમાવવું, અને સદરહુ શખસને બીજા પાકા જામીન ખોળી આપવાનું કેહેવુ. અને જો તે એમ પ્રમાણે ન કરે, તો તેને પેંહેરામાં મોકલવાને તે માજીસતરેટ મુખત્યાર છે.

---

બાબ ૪૦ મો.

શાહેદોની જબાની લેવા સારૂ કમિશનો બાબત.

શાહેદને હાજર થવાનુ કયારે માફ કરવાનો અધીકાર છે.

૫૦૩ આ કાયદા પ્રમાણે કોઇ ચોકશીનું અથવા ઇનસાફનું અથવા બીજુ કામ ચાલતું હોય તે દરમિયાનમાં કોઇ પ્રેસીડેન્સી માજીસતરેટને, જીલ્લામાજીસતરેટને, શેસન કોરટને અથવા હાઇકોરટને એમ જણાય કે ઇનસાફનો હેતુ પાર પાડવા માટે કોઇ શાહેદની જબાની લેવાની જરૂર છે, અને ઘણી વાર લાગ્યા વગર અથવા ઘણો ખરચ થયા વગર અથવા ઘણી અડચણ પડયા વગર સદરહુ શાહેદને હાજર કરી શકતો નથી, અને તેટલી બધી વાર લગાડવી અથવા ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી વાજબી નથી ત્યારે સદરહુ માજીસતરેટ અથવા કોરટ તે શાહેદ હાજર ન થાય તો ચાલે એવું ઠરાવવાને મુખત્યાર છે, અને જે જીલ્લા માજીસતરેટની અથવા પેહેલા વરગના માજીસતરેટની હકુમતની સ્થાનિક હદ માંહે સદરહુ શાહેદ રેહેતો હોય તે જીલ્લા માજીસતરેટની અથવા પેહેલા વરગના માજીસતરેટની ઉપર સદરહુ શાહેદનો પુરાવો લેવા સારૂ કમીશન મોકલવાને મુખત્યાર છે.

કમિશન મોકલવું તથા તે મુજબ કામ ચલાવવાની રીત.

જયારે શાહેદ મલિકા મોઆઝમાની સાથે સંપ રાખનારા કોઇ પણ રાજાના અથવા સંસ્થાનના મલકોમાં રેહેતો હોય અને તેમાં હિંદુસ્તાનની બ્રિટિશ સરકાર તરફનો અમલદાર હોય ત્યારે તે કમિશન અમલદાર ઉપર મોકલવાનો અધી કાર છે.

જે માજીસતરેટની અથવા અમલદારની ઉપર તે કમિશન મોકલવામાં આવે તે માજીસતરેટે અથવા અમલદારે અથવા જો તે જીલ્લા માજીસતરેટ હોય તો તેણે અથવા પેહેલા વરગના જે માજીસતરેટને તે આ બાબત નીમે તે માજીસતરેટે જે જગાએ તે શાહેદ હોય ત્યાંહાં જવું અથવા તે શાહેદને પોતાની આગળ સમન કરવો, અને આ કાયદા પ્રમાણે વારંટના મુકદમાઓનો ઇનસાફ કરવા સારૂ જબાની લખી લેવા ની જે રીત ઠરાવી છે તે રીતે જબાની લખી લેવી, અને સદરહુ પ્રકારના મુકદમા ઓનો ઇનસાફ કરવા સારૂ જે અધીકાર આપેલા છે તે અધીકાર આ કારણ સારૂ ચલા વવાને તે માજીસતરેટ મુખત્યાર છે.

શાહેદ ઇલાકાના મુખ્ય શેહેર માંહે હોય ત્યારે કમિશન બાબત.

૫૦૪ જો તે શાહેદ કોઇ પણ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદમાં હોય, તો કમિશન કાહાડના રો માજીસતરેટ અથવા કોરટ તે કમિશન સદરહુ પ્રેસી ડેન્સી માજીસ્ત્રેટની ઉપર મોકલવાને મુખત્યાર છે, અને તે પછી; સદરહુ શાહેદ જાણે પરેસીડેન્સી માજીસ્ત્રેટની આગળ કોઇ ચાલુ મુકદમા માં શાહેદ હોય એ પ્રમાણે તેને હાજર થવાની જરૂર પાડવાને અને તેની જબા ની લેવાને તે મુખત્યાર છે.

આ કલમ માંહેના કોઇ પણ મચકુરથી એમ સમજવું નહી કે વિકટોરીયાની કારકીર્દીના ૩૯ મા તથા ૪૦ મા સ્ટાટયુટના ૪૬ મા બાબની ૩ જી કલમ પ્રમા ણે કમીશનો કાહાડવાનો હાઇકોરટને જે અધીકાર છે તેને બાધ થશે.

પક્ષકારોશાહેદનીજ બાનાલેવાનેમુખત્યારછે

૫૦૫ આ કાયદા પ્રમાણે ચલાવેલા કોઇપણ કામમાં કમિશન કાહડયું હોય તે કામના પક્ષકારો, જે સ્વાલોતે કમિશન મોકલનારો માજીસ્ત્રેટ અથવા કોરટ તકરારી બાબતને લગતા ધારે તેવા પોત પોતાના સ્વાલો લખીને મોકલવાને મુખત્યાર છે, અને જે માજીસ્ત્રેટની અથવા અમલદારની ઉપર તે કમિશન મોકલવામાં આ વે તે માજીસતરેટે અથવા અમલદારે સદરહુ સ્વાલો ઉપરથી તે શાહેદની જબાની લેવી જોઇએ.

સદરહુ પ્રકારનો હરકોઇ પક્ષકાર તે માજીસતરેટની અથવા અમલદારની આગળ પીલીડરની મારફતે અથવા જો તે પેહેરામાં ન હોય તો જાતે હાજર થવાને મુખ ત્યાર છે, અને સદરહુ શાહેદની તપાસણી, ઉલટ તપાસણી તથા ફેર તપાસણી (જેમ હોય તેમ) કરવાને મુખત્યાર છે.

કમીશન મોકલવા ની અરજી કરવાનો જીલ્લામાંના તાબાના મા જીસતરેટનો અધીકાર.

૫૦૬ જ્યારે જ્યારે પરેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા જી જીલ્લા માજીસતરેટ શિવાય બીજા કોઇ પણ માજીસતરેટ ની આગળ આ કાયદા પ્રમાણે કાંઇ ચોકશી અથવા ઇ નસાફ અથવા બીજું કામ ચાલે તે દરમ્યાનમાં એમ જ ણાય કે ઇનસાફના હેતુ પાર પાડવા માટે કોઇ શાહેદનો પુરાવો જરૂરનો છે તે શાહેદની જબાની લેવા માટે એક કમીશન મોકલવું જોઇએ અને ઘણી વાર લાગ્યા વગર અથવા ઘણો ખરચ થયા વગર અથવા ઘણી અડ ચણ પડ્યા વગર સદરહુ શાહેદને હાજર કરી શકાતો નથી અને તેટલી બધી વાર

લંગાડવી અથવા ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી જાણવામાં આવી નથી, ત્યારે ત્યારે સદરહુ માજીસતરેટે જીલ્લા માજીસતરેટને અરજી કરવી. અને તેનાં તે અરજી કરવાનાં કારણ જણાવવાં, અને જીલ્લા માજીસતરેટ આ કાયદામાં પાછળ ઠરાવેલી રીતે કમીશન મોકલવાને અથવા તે અરજી ના કબુલ કરવાને મુખત્યાર છે

કમિશન પાછું મોકલવા બાબત.

૫૦૭. ૫૦૩ જી અથવા ૫૦૬ ઠી કલમ પ્રમાણે મોકલેલુ કોઇ પણ કમીશન યોગ્ય રીતે બજાવી રહ્યા પછી, જે કોરટમાંથી તે મોકલ્યું હોય તે કોરટની ઉપર તે કમીશન અને તે ઉપરથી તપાસેલા શાહેદની જબાની; એ પાછાં મોકલવાં; અને તે કમીશન તથા તેનુ રીટર્ન [પરીણામની હકીકત] તથા સદહુ જબાની સઘળે યોગ્ય વખતે જોવાની તેપક્ષકારનેછુટ છે એમ સમજવું; અને સઘળા વ્યાજબી અપવાદોને અનુસરીને તે કમીશન તથા તેનું રીટર્ન તથ તે જબાની એમાંના ગમે તે પક્ષકારને તે મુકદમામાં પુરાવામાં વાંચવાનો અધિકાર છે, અને તે દફતરના ભાગ થશે.

ચોકશીઅથવાઇનસાફમુલતવી રાખવા બાબત.

૫૦૮ જે જે મુકદમમાં ૫૦૩ જી અથવા ૫૦૬ ઠી કલમ પ્રમાણે કમિશન મોકલવામાં આવે તે તે મુકદમામાં તે કમીશન બજાવવા તથા રાટને મોકલવા માટે જેટલો વખત વ્યાજબી રીતે જોઇએ તેટલા અમુક વખત સુધી ચોકશી અથવા ઇનસાફ અથવા બીજું કામ મુલતવી રાખવાનો અધિકાર છે.

---

## ભાગ ૪૧ મો.

### પુરાવા બાબત વિશેશ નિયમો

વઇદ્યક શાહેદની જબાની.

૫૦૯ કોઇ શીવિલસરજન અથવા બીજા વઇદ્યક શાહેદની જે જબાની કોઇ માજીસતરેટે લીધી હોય અને જે ઉપર તે માજીસતરેટે તથા તવાગાની સમક્ષ સહી કરી હોય તે જબાની આ કાયદા પ્રમાણે કોઇ પણ ચોકશી ઇનસાફ અથવા બીજા કામમાં પુરાવામાં આપવાનો અધિકાર છે પછી તે જબાની આપનાર શાહેદ દાખલ બોલાવ્યો ન હાય તો પણ હરકત નથી,

વઉદ્યક શાહેદને સમન કરવાનો અધિકાર

જો કોરટને દુરસ્ત લાગે તો તે સદરહુ જબાની આપનારને શમન કરીને તેની જબાનીના વિષય બાબત તેને તપાસવાને મુખત્યાર છે.

કેમિકલ એકઝામિનરના રીપોર્ટ.

૫૧૦આ કાયદા પ્રમાણે કેઇ પણ કામ ચાલતું હોય તે દરમિયાનમાં કાંઇ પદાર્થ અથવા વસ્તુની પરીક્ષા અથવા પ્રથક્કરણ કરીને તે બાબત રીપોરટ કરવાનુ કામ સરકારના *કેમિકલ એકઝામિનરને અથવા આસીસ્ટંટ કેમિકલ એકઝામિનરને બરાબર રીત સોંપ્યું હોય તે બાબત તેની સહી વાળા રીપોરટ તરીકે જે દસ્તાવેજ હોય તે દસ્તાવેજ આ કાયદા પ્રમાણે કોઇ પણ ચોકશી ઇનસાફ અથવા બીજા

---

*રસાયન પારક્ષક,

કામમાં પુરાવા દાખલ વાપરવાનો અધીકાર છે.

અગાઉ તકસીરવાર અથવા બિન તકસીર વાર ઠરયાની શાબીતી કેવી રીતે કરાય.

૫૧૧ આ કાયદા પ્રમાણે કોઈ પણ ચોકશી ઇનસાફ અથવા બીજું કામ ચાલે તેમાં, અગાઉ ગુન્હો શાબીત થયાનો અથવા ના શાબિત થયાનો ઠરાવ કોઈ પણ ચાલુ કાયદામાં ઠરાવેલી બીજી કોઈ પણ રીત શીવાય વળી હેઠળ લખેલી રીતે શાબિત કરવાનો અધિકાર છે, એટલે—

(અ) જે કોરટમાં સદરહુ ગુન્હો શાબિત થયાનો અથવા ના શાબિત થયાનો ઠરાવ થયો હોય તે કોરટનાં દફતર જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે જે ઇનતેખાબ બાબત પોતાની સહી કરીને દાખલો આપ્યો હોય કે એ ઇનતેખાબ શિક્ષાના હુકમની અથવા બીજા હુકમની નકલ છે તે ઇનતેખાબથી; અથવા.

(બ) ગુન્હો શાબીત થયાનો ઠરાવ થયો હોય તો, જે તુરંગમાં શિક્ષા અથવા તેનો કોઈ પણ ભાગ અમલમાં આણ્યો હતો તે તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારની સહીવાળા દાખલાથી, અથવા કેદ કરવાનાં જે વારંટ પ્રમાણે શિક્ષા ભોગવવામાં આવી હતી તે વારંટ રજુ કરયાથી;

અને આમાંના દરેક પ્રસંગે, જે શખસની ઉપર સદરહુ પ્રમાણે ગુન્હો શાબીત થયાનો અથવા ના શાબીત થયાનો ઠરાવ થયો હોય તે શખસ આજ તહોમતવાળો શખસ છે એવો પુરાવો આપ્યાથી.

તહોમતવાળાનીગેરહાજરીમાં પુરાવો દફતરમાં લખી લેવા બાબત.

૫૧૨ જો એવું શાબિત થાય કે કોઈ તહોમતવાળો શખસ નાશી ગયો છે, અને તેને તાબડતોબ પકડવાની કાંઈ આશા નથી, તો જે ગુન્હાની ફરીયાદ થઈ હોય તે ગુન્હા માટે સદરહુ શખસનો ઇનસાફ કરવાને અથવા ઇનસાફ કરવા માટે કમીટ કરવાને જે કોરટ લાયક હોય તે કોરટ તે શખસની ગેરહાજરીમાં ફરીયાદી તરફથી સાહેદો રજુ કરયા હોય તો તેઓની જબાની લેવાને અને તે જબાનીયો લખી લેવાને મુખત્યાર છે. સદરહુ શખસને પકડવામાં આવે એટલે, જો તે જબાની આપનાર મરણ પામ્યો હોય અથવા સાહેદી આપવાને અશકત હોય અથવા ઘણી વાર લાગ્યા વગર અથવા ઘણો ખરચ થયા વગર અથવા ઘણી અડચણ પડ્યા વગર તેને હાજર કરી શકાતો નહી હોય અને તેટલી બધી વાર લગાડવી અથવા ખરચ કરવો અથવા અડચણ કરવી તે વાત મુકદમાની હકીકત ઉપરથી વાજબી થતી નહી હોય તો, જે ગુન્હાનું તહોમત મુકયું હોય તે ગુન્હા બાબત તહોમતવાળાની ચોકશી અથવા ઇનસાફ થાય તે વખતે સદરહુ જબાની તેની વિરૂદ્ધ પુરાવામાં આપવાનો અધિકાર છે.

---

## બાબ ૪૨ મો.

### ખત સંબંધી ઠરાવો.

મુચલકાને બદલે ના

૫૧૩ જ્યારે કોઈ પણ કોરટ અથવા અમલદાર જા

ણાંની રકમ અનામત મુકવા બાબત.

મીન સાથે અથવા વગર જામીને ખત કરી આપવાનું કોઇ શખસને ફરમાવે, ત્યારે સારી રીતે ચાલવા બાબત ખત કરી આપવાનું હોય તે બાબત શિવાય કરીને તે ખત કરી આપવાને બદલે નાણાંની અથવા સરકારી પ્રામીસરી [વ્યાજની] નોટની જેટલી રકમ શદરહુ કોરટ અથવા અમલદાર ઠરાવે તેટલી રકમ અનામત મુકવાની પરવાનગી તે શખસને આપવાને શદરહુ કોરટ અથવા અમલદાર મુખત્યાર છે

ખતની શરત તોડેથી કેમ કરવું.

૫૧૪ જ્યારે જ્યારે હેઠળ લેખ્યા પ્રમાણે શાબેત થાય અને જે કોરટે આ કાયદા પ્રમાણે કાંઇ ખત લીધું હોય તેની, અથવા કોઇ પ્રેસીડેન્સી માજીસ્ત્રેટની અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટની કોરટની ખાત્રી થાય.

અથવા કોઇ કોરટની આગળ હાજર થવા બાબતનું હોય ત્યારે, તે કોરટની ખાત્રી થાય,

કે સદરહુ ખત દંડમાં લેવા જોગ થયું છે. ત્યારે સદરહુ કોરટે તે શાબીતીના શાબબ દફતરમાં દાખલ કરવા, અને તે ખતમાં કહેલો દંડ આપવાનું અથવા ત શા સારૂ નહી આપવો જોઇએ તેનું કારણ બતાવવાનું સદરહુ ખતથી બાંધી લીધેલા કોઇપણ શખસને ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે.

જો પુરતુ કારણ બતાવવામાં ન આવે, અને સદરહુ દંડ આપવામાં ન આવે, તો સદરહુ શખસની જગમ મિલકત જપ્ત કરવા તથા વેચવા સારૂ વારંટ કાહાડીને તે દંડ વસુલ કરવાને તે કોરટ મુખત્યાર છે.

સદરહુ વારંટ જે કોરટે કાહાડયું હોય તે કોરટની હકુમતની સ્થાનિક હદ માંહે તે વારંટ બજાવવાનો અધીકાર છે; અને સદરહુ હદની બાહાર તે શખસની કાંઇપણ જંગમ મીલકત હોય તો જે જીલ્લા માજીસ્ત્રેટની હકુમતની સ્થાનિક હદ માંહે સદરહુ મીલકત જડે તે જીલ્લા માજીસ્ત્રેટ તે વારંટના ઉપર શેરો કરે એટલે તે મીલકત જપ્ત કરીને વેચવાનો અધિકાર તે વારંટથી મળશે.

જો સદરહુ દંડ આપવામાં નહી આવે, અને સદહુ જપ્તી તથા વેચાણથી તે વસુલ કરા શકાય નહીં, તો શદરહુ પ્રમાણે જે શખસને બાંધી લીધો હોય તે શખસને વારંટ કાહાડનારી કોરટના હુકમથી દીવાની તુરંગમાં છ મહીના સુધીની મુદતની કેદને લાયક થશે.

કોરટની નજરમાં આવે તો તે લખી આપેલા દંડનો કોઇ પણ ભાગ માફ કરવાને અને ફકત થોડોજ ભાગ વસુલ કરવાને મુખત્યાર છે.

૫૧૪મી કલમ પ્રમાણે કરેલા હુકમોઉપર અપીલો બાબત તથા તે હુકમો તપાસવા બાબત.

૫૧૫ પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા જીલ્લા માજીસ્ત્રેટ શીવાય બીજા કોઇ પણ માજીસ્ત્રેટે ૫૧૪ મી કલમ પ્રમાણે કરેલા શઘળા હુકમો ઉપર જીલ્લા માજીસ્ત્રેટને અપીલ કરી શકાશે અથવા જો એ પ્રમાણે અપીલ કરવામાં નહી આવે તો તે હુકમો દુરસ્ત કરવાનો જીલ્લા માજીસ્ત્રેટને અધીકાર છે.

કેટલાએક મુચલકા ઉપરથી લેહેણી થયેલી રકમ વસુલ કરવાનું ફરમાવવાનો અધિકાર.

૫૧૬ હાઇકોરટમાં અથવા સેશન કોરટમાં હાજર થવા તથા હાજર રેહેવા બાબતનાં ખત ઉપરથી લેહેણી થયેલી રકમ વસુલ કરવાનું કોઇપણ માજીસતરેટને ફરમાવવાને સદરહુ હાઇકોરટ અથવા શેશન કોરટ મુખત્યારછે.

---

## બાબ ૪૩ મો.

### મિલકતની વ્યવસ્થા કરવા બાબત.

જે મિલકત સંબંધી ગુન્હો કરયો હોય તે મિલકતની વ્યવસ્થા કરવા બાબત હુકમ.

૫૧૭ જ્યારે કોઇ પણ ફોજદારી કોરટમાં કાંઇ ચોકશી અથવા ઇનસાફનું કામ પુરૂં થઇ રેહે, ત્યારે તે કોરટની આગળ રજુ કરેલા જે દસ્તાવેજ અથવા બીજી મિલકત સંબંધી કાંઇ પણ ગુન્હો કરયાનું જણાતું હોય અથવા કોઇ પણ ગુન્હો કરવા માટે જેનો ઉપયોગ કરવામાં આવ્યો હોય તેવા દસ્તાવેજની અથવા બીજી મિલકતની વ્યવસ્થા કરવા બાબત પોતાને યોગ્ય લાગે એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે.

જ્યારે કોઇ હાઇકોરટ અથવા શેશન કોરટ સદરહુ પ્રકારનો હુકમ કરે અને સદરહુ મિલકત ઉપર જે શખસનો હક હોય તે શખસને તે મિલકત તે કોરટના પોતાના અમલદારની મારફતે સ્વાધીન કરવાનું સુગમ પડી શકતું નહી હોય, ત્યારે જીલ્લા માજીસ્ત્રેટે તે હુકમ અમલમાં લાવવો એવું ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે.

જે મુકદમામાં અપીલ ચાલતી હોય તે મુકદમામાં આ કલમ મુજબ કાંઇ હુકમ કરવામાં આવે ત્યારે (તે મિલકત જીવતું જાનવર નહી હોય અથવા તે એની મેળે વેહેલી બગડી જાય એવી નહી હોય તો) સદરહુ અપીલ કરવા સારૂ આપેલી મુદત વીતી જાય ત્યાંહાં સુધી અથવા સદરહુ અપીલ તે મુદતની અંદર કરવામાં આવે ત્યારે સદરહુ અપીલનો નીકાલ કરવામાં આવે ત્યાંહાં સુધી સદરહુ હુકમ બજાવવો નહી.

ખુલાસો.—આ કલમમાં "મીલકત" એ શબ્દમાં, જે મિલકત સંબંધી ગુન્હો કરયાનું જણાતું હોય તેવી મીલકત હોય તો, જે મિલકત અસલ કોઇ પણ પક્ષકારના કબજામાં અથવા અખત્યારમાં હોય તેવી મિલકતનોજ સમાસ થાય છે એટલુજ નહી, પણ તે મિલકતનું રૂપ ફેરવીને બીજી જે મિલકત કરી હોય તેનો અથવા બીજી જે મિલકત સાથે તે મીલકતનો બદલો કરયો હોત તે મીલકતનો પણ સમાસ થાય છે, અને એ પ્રમાણે રૂપ ફેરવીને અથવા બદલો કરીને શાક્ષાત અથવા બીજી રીતે મેળવેલી કોઇ પણ વસ્તુનો શમાસ થાય છે.

જીલ્લામાજીસ્ત્રેટનેઅથવા પેટાતુકડી માજીસ્ત્રેટને સોપવાની રીતે હુકમ કરવાનો અધીકાર છે.

૫૧૮ કોરટ ૫૧૭ મી કલમ પ્રમાણે હુકમ પોતેજ કરવાને બદલે તે મીલકત જીલ્લા માજીસ્ત્રેટને અથવા પેટા તુકડી માજીસ્ત્રેટને સ્વાધીન કરવાનું ફરમાવવાને મુખત્યાર છે, અને તે માજીસ્ત્રેટે, એવે પ્રસંગે જાણે તે મીલકત પોલીસે પકડેલી હોય અને તે પકડ્યાને

રીપોર્ટ આ કાયદામાં આગળ કહેલી રીતે પોતાને કરચો હોય એવીં રીતે તે મીલકતની તજવીજ કરવી.

નિરપરાધી ખરીદદારને તહોમતવાળાનાશરીર ઉપરથી જડેલા પઇસા આપવા બાબત.

૫૧૯. જે ગુન્હામાં ચોરીનો અથવા ચોરીની મીલકત લેવાનો સમાસ થતો હોય તે ગુન્હો, અથવા જે ગુન્હો ચોરી અથવા ચોરીની મીલકત લેવી એવો થતો હોય, તે ગુન્હો કોઇ પણ શખસની ઉપર ઠરાવવામાં આવે અને એવું શાબીત થાય કે તે મિલકત ચોરેલી છે એવું જાણ્યા વગર અથવા એવું માનવાનું કારણ હોયા વગર બીજા કોઇ શખસે તે ચોરીની મીલકત તેની પાસેથી ખરીદ કરેલી તથા તકશીરવાર ઠરાવેલા શખસને પકડયો ત્યારે તેના કબજામાંથી કઇ પણ પઇસા કહાડેલા છે ત્યરે સદરહુ ખરીદદારની અરજી ઉપરથી અને ચોરીની મીલકતનો કબજો લેવાના જે શખસનો હક્ક હશે તે શખસને તે મિલકત પાછી આપવામાં આવેથી સદહુ ખરીદદારે આપેલી કિમત કરતાં વત્તી ન હોય એવી એક રકમ તેને સદરહુ પઇસામાંથી આપવી એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

૫૧૭મીઅથવાપ૫૧૮ મી અથવા ૫૧૯ મી કલમ મુજબ કરેલો હુકમ અમલમાં લાવવાનું બંધ રાખવા બાબત.

૫૨૦ અપીલની, મંજુરીયતની, લખીને મોકલવાની અથવા તપાસની કોઇ પણ કોરટ ૫૧૭ મી, ૫૧૮ મી, અથવા ૫૧૯ મી કલમ મુજબ પોતાના તાબા માંહેની કોઇ કોરટે કરેલા હુકમ બાબત પોતે વિચાર કરે ત્યાં સુધી તે હુકમ અમલમાં લાવવાનું બંધ રાખવું એવું ફરમાવવાને મુખત્યાર છે; અને તે હુકમ બદલવાને અથવા તેમાં ફેરફાર કરવાને અથવા તે રદ કરવાને તે કોરટ મુખત્યાર છે.

આબરૂ લેવા જેવી તથા બીજી બાબતોનો નાશ કરવા બાબત.

૫૨૧. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૯૨ મી, ૨૯૩ મી, ૫૦૧ લી અથવા ૫૦૨ જી કલમ પ્રમાણે ગુન્હો શાબીત થયાનો ઠરાવ કરવામાં આવે, ત્યારે જે વસ્તુના સબંધમાં તે ગુન્હો શાબીત થયો એવો ઠરાવ કરચો હોય તે વસ્તુની જે નકલો કોરટના હવાલામાં હોય અથવા તકશીરવાર ઠરેલા શખસના કબજામાં અથવા અખત્યારમાં રહેલી હોય તે સઘળી નકલોનો નાશ કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

તેવીજ રીતે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૭૨ મી, ૨૭૩ મી, ૨૭૪ મી, અથવા ૨૭૫ મી કલમ પ્રમાણે ગુન્હો શાબીત થયાનો ઠરાવ કરવામા આવે ત્યારે ખાવાની અથવા પીવાની જે વસ્તુના સંબંધમાં, અથવા જે વસાણાના સંબંધમાં અથવા તઇયાર કરેલાં જે અઉષધનાં સંબંધમાં તે ગુન્હો શાબીત થયાનો ઠરાવ કરચો હોય તેનો નાશ કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

સ્થાવર મીલકતનો કબજો પાછો આપવાનો અધીકાર.

૫૨૨ જે ગુન્હામાં સાપરાધ બળ વાપરચું હોય તે ગુન્હો કોઇ શખસની ઉપર ઠરાવવામાં આવે અને સદરહુ બળથી કાંઇ સ્થાવર મીલકતનો કબજો કોઇ શખસની પાસે

થી છીનવી લેવામાં આવ્યો છે એમ જો કોરટને જણાય, ત્યારે તે કોરટ જો યોગ્ય ધારે તો તે મીલકતનો કબજો તે શખસને પાછો આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

આ પ્રકારના કોઇ પણ હુકમ ઉપરથી કોઇ શખસ દિવાનીમાં ફરીયાદ કરીને તે સ્થાવર મિલકત ઉપર કાંઇ હક્ક અથવા તે મીલકતમાં કાંઇ હિત સંબંધ શાબિત કરી શકે તે હકને અથવા હિત સંબંધને હરકત પોહોંચશે નહી.

૫૧મી કલમ મુજબ લીધેલી મીલકત અથવા ચોરીની મીલકત પકડ્યા પછી પોલીસે કેમ કરવું.

૫૨૩. ૫૧મી કલમ મુજબ લીધેલી મીલકત અથવા કાંઇ મીલકત ચોરેલી છે એવું કેહેવામાં આવે અથવા એવો શક જાય તેવી મીલકત અથવા કાંઇપણ ગુન્હો થયાનો શક ઉત્પન થાય એવી સ્થીતીમાં જડેલી મીલકત કોઇપણ પોલીસ અમલદારના પકડવામાં આવે તે બાબત તુરત કોઇ માજીસ્ત્રેટને રિપોર્ટ કરવો, અને તે મીલકતનો કબજો લેવાનો જે શખસને હક હોય તે શખસને તે મિલકત સ્વાધીન કરવા સંબંધી અથવા સદરહુ શખસ કોણ છે તે નક્કી થઇ શકે નહીં તો, તે મીલકત પેહેરામાં રાખવા સંબંધી તથા રજુ કરવા સંબંધી પોતાને દુરસ્ત લાગે એવો હુકમ તે માજીસ્ત્રેટે કરવો.

પકડેલી મીલકતનો ધણી માલમ પડ્યો નહીં હોય ત્યારે કેમ કરવું.

જે શખસનો એ પ્રમાણે હક્ક હોય તે શખસ માલમ પડ્યો હોય તો તે માજીસ્ત્રેટને કાંઇ શરત કરવાનું દુરસ્ત લાગે તે શરતે મીલકત તે શખસને સ્વાધિન કરવાનો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે; જો સદરહુ શખસ માલમ નહીં પડ્યો હોય તો તે માજીસ્ત્રેટ તે મીલકત અટકાવી રાખવાને મુખત્યાર છે, અને તે પ્રસંગે તે માજીસ્ત્રેટે એક જાહેરનામુ કાહાડીને તે મીલકતમાં જે જે ચીજો હોય તે વિશેષે કરીને જણાવવી અને તેમાં એમ ફરમાવવું કે જે શખસનો એ મીલકત ઉપર દાવો હોય તે શખસે આ જાહેરનામાની તારીખથી છ મહીનામાં હાજર થઇને પોતાનો દાવો સાબીત કરવો.

છ મહીનામાં કોઇ દાવો કરનાર હાજર ન થાય તો શું કરવું.

૫૨૪ જો સદરહુ મુદતમાં કોઇ શખસ સદરહુ મીલકત ઉપર પોતાનો દાવો સાબિત ન કરે અને તે મીલકત જે શખસના કબજામાંથી જડેલી તે શખસને તે મીલકત કાયદાસર મળેલી એવું તે બતાવી નહીં શકે તો તે મીલકતપર સરકારનો વ્યવસ્થાધિકાર થશે, અને પ્રેસિડેન્સી માજીસ્ત્રેટના અથવા જીલ્હા માજીસ્ત્રેટના અથવા પેટાદુકડી માજીસ્ત્રેટના અથવા પેહેલા વરગના જે માજીસ્ત્રેટને સ્થાનિક સરકારે આ બાબત અધિકાર આપ્યો હોય તે માજીસતરેટના હુકમ પ્રમાણે તે મીલકત વેચવાનો અખત્યાર છે.

આ કલમ પ્રમાણે કરેલા દરએક હુકમની બાબતમાં અપીલ સદરહુ પ્રકારનો હુકમ કરનારી કોરટ સિક્ષાના જે હુકમો કરે તે હુકમો ઉપર અપીલો જે કોરટમાં ચાલતી હોય તે કોરટમાં ચાલશે.

બગડી જાય એવી

૫૨૫ જો સદરહુ મીલકતનો કબજો લેવાને જે સખસ

મીલક્ત વેચવાનો અધિકાર.

નો હક હોય તે સખસ માલમ પડયો ન હોય અથવા ગેરહાજર હોય અને સદરહુ મીલકત એની મેળે વેહેલી બગડી જાય એવી હોય અથવા જે માજીસતરેટને તે મીલકત પકડયાનો રીપોરટ કરયો હોય તે માજીસતરેટનો મત એવો હોય કે તે મીલકત વેચવાથી તેના ધણીને ફાયદો થશે તો તે માજીસતરેટ ગમે તે વખતે વેચવાનું ફરમાવવાને મુખત્યાર છે; અને સદરહુ વેચાણની નક્કી ઉત્પનને પ૨૩મી તથા પ૨૪મી કલમના ઠરાવો, બની શકે, તેટલે સુધી, લાગુ પડશે.

---

## બાબ ૪૪ મો.

### ફોજદારી મુકદમો બીજાની પાસે મોકલવા બાબત.

હાઈકોરટ મુકદમો બીજાની પાસે મોકલવાને અથવા પોતનીમેળે તેનો ઇનસાફ કરવાને મુખત્યાર છે.

પ૨૬ જ્યારે હાઇકોરટને એવું દેખાડવામાં આવેકે,—

(અ) તેના તાબા માંહેની કોઇ પણ ફોજદારી કોરટમાં કાંઇ ચોકશી અથવા ઇનસાફ વાજબી રીતે અને નીષ્પક્ષપાતથી થઇ શકશે નહીં અથવા,

(બ) કાયદાની અસાધારણ મુસ્કેલીવાળી કાંઇ તકરાર ઉઠે એવો સંભવ છે, અથવા

(ક) જે જગાએ અથવા જે જગાની પાસે કોઇ પણ ગુન્હો કરવામાં આવ્યો હોય તે જગા સદરહુ ગુન્હાની ખાત્રી લાયક ચોકશી અથવા ઇનસાફ કરવા માટે જોવાની જરૂર પડે અથવા,

[ડ] આ કલમ પ્રમાણે હુકમ કરવાથી પક્ષકારોને અથવા શાહેદોને સામાન્યરીતે સગવડ પડશે,

ત્યારે તે હેઠળ લખ્યા મુજબ હુકમ કરવાને મુખત્યાર છે,—

[૧] કોઇપણ ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ, ૧૭૭થી ૧૮૪મી (એ બંને કલમો સુદ્ધાં) કલમો પ્રમાણે અખ્તિયાર મળેલો ન હોય એવી પણ તે ગુન્હાની ચોકશી અથવા ઇનસાફ કરવાને બીજી રીતે લાયક હોય એવી કોઇપણ કોરટે કરવો એવો;

(૨) કોઇપણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ, અથવા કોઇપણ મુકરર વરગના સદરહુ પ્રકારના મુકદમા અથવા અપીલો, પોતાના અખત્યાર હેઠળની કોઇ ફોજદારી કોરટમાંથી ખસેડીને સમાન અથવા ઉંચી હુકમતવાળી સદરહુ પ્રકારની બીજી કોઇપણ ફોજદારી કોરટની પાસે મોકલવી એવો. અથવા

(૩) કોઇ પણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ પોતાની પાસે મોકલવી અને તેનો ઇનસાફ પોતે કરે એવો;

પ્રેસિડેન્સી માજીસ્ત્રેટની કોરટ શિવાય બીજી કોઇપણ કોરટ માંહેના કોઇપણ મુકદમાનો ઇનસાફ પોતાની આગળ કરવા માટે હાઇકોરટ તે મુકદમો તે કોરટમાંથી ખસેડી લે ત્યારે જો તે મુકદમો એ પ્રમાણે ખસેડી લેવામાં આવ્યો નહોત તો જે રીતે તે કોરટ કામ ચલાવત તેજ રીતે હાઇકોરટે, ૨૬૭મી કલમમાં ઠરાવ્યું છે તે

શિવાય બીજે પ્રસંગે સદરહુ ઇનસાફ કરવામાં કામ ચલાવવું.

આ કલમથી આપેલો અધિકાર ચલાવવા બાબતની દરએક અરજી દરખાસ્ત કરીને કરવી અને અરજદાર આડવોકેટ જનરલ નહોય ત્યારે તે દરખાસ્તના ટેકામાં આફિડેવિટ (સોગનનામું) અથવા પ્રતિજ્ઞા કરવી,

જ્યારે કોઇ તહોમતવાળો શખસ આ કલમ પ્રમાણે અરજી કરે ત્યારે જો મને તકશીરવાર ઠરાવવામાં આવશે, તો હું ફરીયાદી કામ ચલાવનારનો ખરચ આપીશ એવી શરતથી એક ખત જામીન સાથે કે વગર જામીને લખી આપવાનું તેને ફરમાવવાને હાઈકોરટ મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે કરેલી અરજીની નોટીસ પબ્લીક પ્રાસિક્યુટરને આપવા બાબત.

સદરહુ પ્રકારની કોઇપણ અરજી કરનારા દરએક તહોમતવાળા શખસે તે અરજીની લેખી નોટીસ તથા જે આધારે તે અરજી કરી હોય તે આધારોની એક નકલ પબ્લીક પ્રાસિક્યુટરને આપવી અને સદરહુ નોટીસ આપવામાં આવે ત્યારથી તે અરજીની સુનાવણી થતાં સુધીમાં ઓછામાં ઓછા ચોવીસ કલાક ગયા વગર તે અરજીના ગુણ દોષ ઉપરથી કાંઇ પણ હુકમ કરવો નહીં.

૧૯૭મી કલમ મુજબ કરેલા કોઇ પણ હુકમને આ કલમ માંહેના કોઇ પણ મજકુરથી બાધ થાય છે એવું સમજવું નહી

ફોજદારી મુકદમાત થા અપીલો બીજા પાસે મોકલવા બાબત ગવરનર જનરલ ઇન કાંઉસિલનો અધીકાર.

૫૨૭ કોઇ પણ મુકરર ફોજદારી મુકદમો અથવા અપીલ એક હાઇકોરટમાંથી બીજી કોઇ હાઇકોરટની પાસે અથવા એક હાઇકોરટના તાબા માંહેની કોઇ પણ ફોજદારી કોરટમાંથી બીજી કોઇ હાઇકોરટના તાબા માંહેની સમાન અથવા ઉચી હકુમતવાળી બીજી કોઇ પણ ફોજદારી કોરટની પાસે મોકલવાથી ન્યાયનો હેતુ પાર પડસે અથવા પક્ષકારોને અથવા શાહેદોને સામાન્ય રીતે સગવડ પડશે એમ ગવરનર જનરલ ઇન કાંઉસિલને જણાય ત્યારે ગ્યાઝેટ આફ ઇંડિયામાં જાહેરનામું પ્રસિદ્ધ કરીને તે પ્રમાણે તે મુકદમો અથવા અપીલ મોકલવી એવું ફરમાવવાને તે મુખત્યાર છે.

જે કોરટની પાસે સદરહુ મુકદમો અથવા અપીલ મોકલવામાં આવે તે કોરટે જાણે તે મુકદમો અસલ પોતાને ત્યાહાં માંડેલો હોય અથવા તે અપીલ પોતાને કરી હોય એવી રીતે તેની તજવીજ કરવી.

મુકદમા લઇલેવાને અથવા બીજાને સોંપવાને જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટાતુકડી માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૫૨૮. કોઇ પણ જીલ્લા માજીસ્ત્રેટ અથવા પેટા તુકડી માજીસ્ત્રેટ પોતાના તાબા માંહેના કોઇપણ માજીસ્ત્રેટની પાસેથી કોઇ પણ મુકદમો લઇ લેવાને અથવા સદરહુ પ્રકારના કોઇ પણ માજીસતરેટને જે મુકદમો પોતે સોંપ્યાં હોય તે મુકદમો પાંછો મંગાવી લેવાને મુખત્યાર છે, અને તે મુકદમાની ચોકશી અથવા ઇનસાફ પોતે કરવાને, અથવા તેની ચોકશી અથવા ઇનસાફ કરવાને લાયક હોય એવા સદરહુ પ્રકારના બીજા કોઇ પણ માજીસ્ત્રેટની પાસે ચોકશી અથવા ઇનસાફ થવા માટે તે મુકદમો

મોકલવાને મુખત્યાર છે.

(કેટલાએક)વરગના મુકદમા લઇ લેવાનો અધીકાર જીલ્લા માજીસતરેટને આપવાનો અખત્યાર.

જીલ્લા માજીસતરેટને પોતાના તાબા માંહેના માજીસટો પાસેથી પોતાને દુરસ્ત લાગે એવા વરગના મુકદમા થવા મુકરર વરગના મુકદમા લઇ લેવાનો અધીકાર આપવાને સ્થાનીક સરકાર મુખત્યાર છે.

---

## ભાગ ૪૫ મો.

### ગેરશિરસ્તે ચલાવેલા કામ બાબત.

ચલાવેલુંકામ જે ગેરશિરસ્તાના સબબથી રદ થતું નથી તેવા ગેર શીરસ્તા બાબત.

૫૨૯. હેઠળ લખેલી વાતોમાંની કોઇ પણ વાત કરવાનો અધીકાર જે માજીસતરેટને ન મળ્યો હોય એટલે:—

(અ) ૯૮ મી કલમ પ્રમાણે ઝાડો લેવાનું વારંટ કાહાડવું એવો.

(બ) ૧૫૫ મી કલમ પ્રમાણે પોલીસને કોઇ ગુન્હાની તપાસ કરવાનું ફરમાવવું એવો.

(ક] ૧૭૬ મી કલમ પ્રમાણે ઇનકવેસ્ટ ભરવી એવો.

(ડ] પોતાની હકુમતની સ્થાનિક હદ માંહેના કોઇ શખસે સદરહુ હદની બાહાર કાંઇ ગુન્હો કરયો હોય તે શખસને પોતાની હદમાં પકડવા માટે ૧૮૬ મી કલમ પ્રમાણે પરોસેસ કાહાડવી એવો.

(ઇ] ૧૯૧ મી કલમની રકમ (અ] અથવા રકમ (બ) પ્રમાણે કોઇ ગુન્હો સાંભળવો એવો;

(ફે) ૧૯૨ મી કલમ પ્રમાણે કોઇ મુકદમો બીજાની પાસે મોકલવો એવો;

[ગ) ૩૩૭ મી અથવા ૩૩૮ મી કલમ મુજબ માફીનું વચન આપવું એવો;

(હ) ૫૨૪ મી અથવા ૫૨૫ મી કલમ મુજબ મીલકત વેચવી એવો, અથવા

[આઇ) ૫૨૮ મી કલમ પ્રમાણે કોઇ મુકદમો ખેચી લેવો અને તેનો ઇનસાફ પોતાની જાતે કરવો એવો;

તે માજીસતરેટ ચુક કરીને શુદ્ધબુદ્ધિથી તે વાત કરે, તો તેને એવો અધીકાર મળ્યો ન હતો એટલાજ સબબથી તેનું ચલાવેલું કામ રદ કરવું નહી.

ચલાવેલુંકામ જે ગેર શિરસ્તાના સબબથી રદ થાય છે તેવા ગેરશિરસ્તા બાબત.

૫૩૦ જો કોઇ પણ માજીસ્ત્રેટને હેઠળ લખેલી વાતો કરવાનો અધિકાર કાયદાથી મળેલો ન છતાં તે માંહુની કેઇપણ વાત તે કરશે (એટલે):—

[અ) ૮૮ મી કલમ પ્રમાણે મિલકત જપ્ત કરીને વેચશે;

[બ] ટપાલ આફીસમાં કોઇ કાગળને માટે અથવા તાર ખાતામાં કોઇ તારને માટે ઝાડો લેવાનું વારંટ કાહાડશે.

(ક] સુલેહ રાખવા સારૂ તારણ માંગશે;

(ડી.સારી રીતે ચાલવા બાબત તારણ માગશે;
[ઈ] સારી રીતે ચાલવાને કાયદાની રૂએ બાંધી લીધેલા કોઇ શખસને છોડી દેશે;
[ફ] સુલેહ રાખવા બાબતનું ખત રદ કરશે;
[ગ] કોઇ સ્થાનિક અપકારક કૃત્ય સંબંધી ૧૩૩ મી કલમ પ્રમાણે કાંઇ હુકમ કરશે;
(હ) કોઇ લોકાપકારક કૃત્ય ફરીથી નહી કરવા બાબત અથવા જારી નહી રાખવા બાબત ૧૪૩ મી કલમ પ્રમાણે હુકમ કરશે;
(આઇ) ૧૪૪ મી કલમ પ્રમાણે કાંઇ હુકમ કાહાડશે;
(જ) ૧૨ મા બાબ પ્રમાણે કાંઇ હુકમ કરશે;
(કે) ૧૯૧ મી કલમની રકમ (ક) પ્રમાણે કોઇ ગુન્હો સાંભળશે;
(લ) બીજા કોઇ માજીસ્ત્રેટે ચલાવેલાં તથા લખી લીધેલાં કામ ઉપરથી ૩૪૯ મી કલમ પ્રમાણે શિક્ષાનો હુકમ કરશે;
(મ] ૪૩૫ મી કલમ પ્રમાણે કામ મગાવશે;
(ન] ગુજરાન બાબત કાંઇ હુકમ કરશે;
[ઓ] ૫૧૪ મી કલમ પ્રમાણે કરેલા કોઇ હુકમ ૫૧૫મી કલમ પ્રમાણે તપાસશે;
(પ) કોઇ ગુન્હેગારનો ઇનસાફ કરશે,
(ક્યુ) સંક્ષેપ રીતે કોઇ ગુન્હેગારનો ઇનસાફ કરશે અથવા
[ર) અપીલનો નિકાલ કરશે;
તો તેણે ચલાવેલું કામ રદ થશે.

ખોટી જગાએ ચલાવેલાં કામ બાબત.

૫૩૧ કોઇ પણ ચોકશી અથવા ઇનસાફ અથવા બીજું કામ ચાલતું હોય ત્યારે કોઇપણ ફોજદારી કોર્ટનો ઠરાવ થયો હોય અથવા તે કોર્ટે શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કરયો હોય ત્યારે તે ચોકશી અથવા ઇનસાફ અથવા બીજું કામ જે સેશન તુકડીમાં અથવા જીલ્લામાં અથવા પેટા તુકડીમાં અથવા બીજા સ્થાનિક ક્ષેત્રમાં થવું જોઇએ ત્યાંહાં નહી થયું એટલાજ સબબ ઉપરથી સદરહુ ઠરાવ અથવા શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ રદ કરવો નહી. પણ સદરહુ ચુકથી ઇનસાફ બરાબર થયો નહી એમ જણાય તો જુદી વાત છે.

કમિટ કરવાના હુકમ ગેરશીરસ્તે કરયા હોય તે કયારે વ્યવહારોપયોગી કરી શકાય.

૫૩૨ જો કોઇ પણ માજીસ્ત્રેટ અથવા બીજો અધીકારી જે અધિકાર પોતાને આપેલા ન હોય તે જાણે પોતાને યોગ્ય રીતે આપેલા છે એવી રીતે તે અધિકાર ચલાવીને કોઇ તહોમતવાળા શખસને સેશન કોરટ અથવા હાઇકોરટની આગળ તેનો ઇનસાફ થવા સારૂ કમીટ કરે તો જે કોરટમાં તેને કમીટ કરવામાં આવે તે કોરટ, તે કામના કાગળપત્રો તપાસી જોયા પછી જો એમ ધારે કે તહોમતવાળાને નુકશાન થયું નથી તો તે કમિટ કરવાનો હુકમ કબુલ રાખવાને મુખત્યાર છે, પણ જો તે કામની ચોકશી ચાલતાના દરમીયાન અને કમીટ કરવાનો હુકમ થતા પહેલાં સદરહુ માજીસ્ત્રેટની અથવા બીજા

અધિકારીની હુકુમત વિશે તહોમતવાળા તરફથી અથવા ફરીયાદી તરફથી હરકત લેવામાં આવી ન હોય તો માત્ર તેવો અધિકાર છે.

જો તહોમતવાળાને નુકશાન થયું છે એવું કોરટની નજરમાં આવે અથવા ઉપર કહ્યા મુજબ હરકત લેવામાં આવી હોય, તો તેણે કમિટ કરવાનો હુકમ રદ કરવો. અને કોઈ લાયક માજીસતરેટને નવી ચેકશી કરવાનુ ફરમાવવું.

૧૬૪ મી અથવા ૩૬૪ મી કલમમાંહેના ઠરાવો મુજબ ન ચાલવા બાબત.

૫૩૩ કોઇ તહોમતવાળા શખસની ૧૬૪ મી અથવા ૩૬૪ મી કલમ મુજબ લખી લીધેલી કબુલત અથવા બીજો મગકુર જે કોરટની આગળ પુરવામાં આવ્યો હોય તે કોરટ જો એવું ઠરાવે કે તે મચકુર લખી લેનારો માજીસ્ત્રેટ સદરહુ કલમના ઠરાવો પ્રમાણે પુર્ણ રીતે ચાલેલો નથી તો તે કોરટે લખી લીધેલો મજકુર સદરહુ શખસે યોગ્ય રીતે કહયો હતો તે બાબતનો પુરાવો લેવો; અને હિંદુસ્તાનના પુરાવાના આકટના ૯૧ મી કલમમાં ગમે તે કહ્યું હોય તોયપણ જો તે ચુકથી તહોમતવાળાને તે મુકદમાના ગુણ દોષ ઉપરથી પોતાનો જવાબ કરવામાં નુકશાન નહી પોંહચ્યું હોય તો સદરહુ મચકુર પુરાવામાં લેવો જોઇએ.

૪૫૪મી કલમની ૨ જી રકમથી ફરમાવેલો સવાલ નહી પુછવા બાબત

૫૩૪. ૪૫૪ મી કલમની ૨ જી રકમ લાગુ પડતી હોય એવી બાબતમાં, તમે રાણીસાહબની વીલાયતી રઇયત છો કે નહી એમ કોઇ પણ શખસને પુછવામાં ન આવ્યું તેથી કોઇ પણ ચલાવેલાં કામના વ્યવહારોપયોગીપણાને બાધ થશે નહી.

તહોમતનામું તઇયાર નહી કરવાનું ફળ.

૫૩૫. કોઇ ઠરાવ કહી સંભળાવ્યો હોય અથવા કોઇ શિક્ષાનો હુકમ કરયો હોય ત્યારે તહોમતનામું તઇયાર કરયું નહોતું એટલાજ સબબ ઉપરથી તે ઠરાવ અથવા શિક્ષાનો હુકમ વ્યવહારોપયોગી નથી એમ સમજવુ નહી, પણ જો તેથી ઇનસાફ બરાબર થયો નથી એમ અપીલ કોરટની અથવા તપાસની કોરટની નજરમાં નઆવે તો વ્યવહારોપયોગી નથી એમ સમજવું નહી.

જો અપીલકોરટ અથવા તપાસની કોરટ એમ ધારે કે તહોમતનામું તઇયાર નહી કરવાથી ઇનસાફ બરાબર થયો નથી, તો તેણે હુકમનામું તઇયાર કરવાનો તથા તે તઇયાર કરયા પછીના લગતના પર્યાયથી ઇનસાફ પાછો શરૂ કરવાનો હુકમ કરવો.

આસેસરોની મદદથી ઇનસાફ થઇ શકે એવા ગુન્હાનો ઇનસાફ જ્યુરીથી કરવા બાબત

૫૩૬. આશેસરોની મદદથી ઇનસાફ કરવો જોઇએ એવા કોઇ ગુન્હાનો ઇનસાફ જ્યુરીથી કરવામાં આવે, તો તેજ સબબ ઉપરથી તે ઇનસાફનું કામ બીન વ્યવહારોપયોગી થશે નહી

જ્યુરીથી ઇનસાફ થઇ શકે એવા ગુન્હાનો ઇનસાફ આશેસરોની મદદથી કરવા

જ્યુરીથી ઇનસાફ કરવો જોઇએ એવા કેઇ ગુન્હાનો ઇનસાફ આશેસરોની મદદથી કરવામાં આવે તો કોરટ પોતાનો ઠરાવ દફતરમાં દાખલ કરે તેની અગાઉ તે વિશે હરકત લેવામાં ન આવે તો તેજ સબબ ઉપરથી તે ઇન

બાબત.
ઠરાવ અથવા શિક્ષાનો હુકમ તહોમતનામામાં અથવા બીજાં ચલાવેલાં કામમાં ચુક અથવા કસુરના સબબથી કયારે રદ થઇ શકે.

સારૂનું કામ બીન વ્યવહારોપયોગી થશે નહી.

૫૩૭ યોગ્ય હુકુમતવાળી કોઇ કોરટે કાંઇ ઠરાવ, શિક્ષાનો હુકમ અથવા (બીજો) હુકમ કરયો હોય તે, આ કાયદામાં પાછળ કહેલા ઠરાવોનુ ધોરણ રાખીને ૨૭ મા બાબ પ્રમાણે અથવા અપીલમાં અથવા તપાસમાં હેઠળ લખેલાં કારણસર રદ કરવો નહી અથવા ફેરવવો નહી, એટલે—

ફરીયાદમાં અથવા સમનમાં અથવા વારંટમાં અથવા તહોમતનામામાં અથવા ફેસલામાં અથવા ઇનસાફ થતાં પેહેલાં અથવા ઇનસાફ થતો હોય ત્યારે ચલાવેલાં બીજાં કામમાં, અથવા આ કાયદા પ્રમાણે કાંઇ પણ ચોકશીમાં અથવા બીજાં ચલાવેલાં કામમાં કાંઇ પણ ચુક અથવા કસુર અથવા ગેર શીરસ્તો થયાને લીધે, અથવા

૧૯૫ મી કલમ પ્રમાણે જે મંજુરીયતની જરૂર હોય તે મંજુરીયત નહી હોવાને લીધે, અથવા

૩૨૪ મી કલમ પ્રમાણે જ્યુરરોની અથવા આશેસરોની ટીપ સુધારવાની કસુરને લીધે, અથવા

જ્યુરીને કરેલા આદેશમાં કોઇપણ ચુક થયાને લીધે;

પણ જો સદરહુ ચુકથી, કસુરથી, ગેરશીરસ્તાથી, મંજુરીયત ન હોવાથી અથવા જ્યુરીને કરેલા આદેશમાંહેની ચુકથી ગેરઇનસાફ થયો ન હોય તો ન રદ કરવો અથવા ન ફેરવવો.

ચલાવેલા કામમાં ખામીને લીધે અથવા રીતની કસુરને લીધેજ જપ્તિ ગેરકાયદેસર થશે નહી અને જપ્તી કરનાર સાપરાધ પ્રવેશ કરનાર થશે નહી.

૫૩૮ આ કાયદા પ્રમાણે કાંઇ જપ્તી કરવામાં આવે ત્યારે સમનમાં, ગુન્હાની શાબીતીના ઠરાવમાં, જપ્તીના હુકમમાં અથવા તે સંબંધી ચલાવેલાં બીજા કામમાં કાંઇ પણ ખામીને લીધે અથવા રીતની કસુરને લીધે તે જપ્તી બીન વ્યવહારોપયોગી ગણવી નહી, અને તે જપ્તી કરનાર શખસને સાપરાધ પ્રવેશ કરનાર ગણવો નહી.

---

બાબ ૪૬ મો.

પરચુરણ.

જે કોરટોની તથા શખસોની આગળ સોગનનામાં કરવાનો અખતીયાર છે તે

૫૩૯ કોઇપણ હાઇકોરટની આગળ અથવા સદરહુ કોરટના કોઇ પણ અમલદારની આગળ કામમાં લેવાનાં સોગનનામાં તથા પ્રતિજ્ઞાઓ સદરહુ કોરટની આગળ અથવા ક્લારક આફ ધી ક્રોઉનની આગળ, અથવા તે કામ માટે નિમેલા કોઇ પણ કમિશનર અથવા બીજા શખસની આગળ, અથવા કોઇ પણ જડજની આગળ, અથવા બ્રિટિશ ઇંડિયામાં રેકર્ડની કોઇ પણ કોરટમાં કોઇપણ સોગનનામાં લેવા માટે નિમેલા કોઇ પણ કમીશ

નરની આગળ, અથવા ઈંગ્લાંડમાં અથવા આયરલાંડમાં ચેન્સરીમાં શોગન આપવા માટે નિમેલા કોઈ પણ કમીશનરની આગળ, અથવા સ્કાટલંડમાં શોગનનામાં અથવા પ્રતિજ્ઞાઓ લેવાનો અધીકાર જે માજીસ્ટ્રેટને આપ્યો હોય તે માજીસતરેટની આગળ, કરવાનો અધિકાર છે.

મુદ્દાના શાહેદને સમન કરવાનો, અથવા હાજર હોય એવા સખસની જબાની લેવાનો અધિકાર.

૫૪૦ આ કાયદા પ્રમાણે કાંઈ પણ ચોકશી, ઈનસાફ અથવા બીજું કામ ચલાવવામાં આવતું હશે ત્યારે ગમે તે વખતે કોઈ પણ કોરટ કોઈ પણ શખસને શાહેદ દાખલ સમન કરવાને, અથવા કોઈ પણ શખસ હાજર હોય તેને શાહેદ દાખલ સમન કરયો ન હોય તો પણ તેની જબાની લેવાને, મુખત્યાર છે; અથવા જે શખસની જબાની લેવઈ ચુકી હોય તે શખસને ફરીથી બોલાવીને તેની ફરી તપાસ કરવાને મુખત્યાર છે; અને જો સદરહુ પ્રકારના કોઈ પણ શખસની શાહેદી તે મુકદમાનો વાજબી ફેસલો કરવા માટે તે કોરટને જરૂરની જણાય, તો તેણે તે શખસને સમન કરીને તેની તપાસ કરવી અથવા તે શખસને ફરીથી બોલાવીને તેની ફરીથી તપાસ કરવી.

કેદની જગા મુકરર કરવાનો અધિકાર.

૫૪૧ કોઈ પણ ચાલુ કાયદાથી બીજી રીતે ઠરાવ્યું નહી હશે તો જે શખસને આ કાયદા પ્રમાણે કેદ કરવાનો અથવા પેહેરામાં મોકલવાનો અધિકાર હશે તે શખસને કઈ જગામાં કેદ રાખવો એ ફરમાવવાનો સ્થાનિક સરકાર મુખત્યાર છે.

કેદી તુરંગમાં હોય તેની જબાની લેવા માટે તેને આણવાનો હુકમ કરવાનો પ્રેસીડેન્સી માજીસતરેટનો અખત્યાર.

૫૪૨ સન ૧૮૬૯ ના કેદીઓની શાહેદી બાબતના આકટમાં ગમે તે કહ્યું હોય તે છતાં કોઈ પણ પ્રેસીડેન્સી માજીસતરેટ પોતાની હકુમતની સ્થાનિક હદમાંહેની કોઈ પણ તુરંગમાં કેદ રાખેલા કોઈ પણ શખસને પોતાની આગળ કોઈ પણ ચાલુ મુકદમામાં શાહેદ દાખલ અથવા તોહમતવાળા શખસ દાખલ તપાસવાની ખાયશ રાખતો હોય તો સદરહુ તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારને હુકમ મોકલીને તે માજીસતરેટ એવું ફરમાવવાને મુખત્યાર છે કે તે કેદીને અમારી આગળ તેની જબાની લેવા સારૂ યોગ્ય પેહેરા સાથે ફલાણે વખતે આણજો, તે વખત તે હુકમમાં લખવો.

સદરહુ તુરંગ જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે સદરહુ હુકમ પહોંચ્યેથી તે મુજબ ચાલવું, અને ઉપર કહેલા કારણ સારૂ તે કેદી તુરંગમાંથી કેદી ગેહાજર રહે તે દરમિયાનમાં તેને સારી રીતે જાપતામાં રાખવા સારૂ બંદોબસ્ત કરવો.

દુભાશીયાએ ખરો તરજુમો કરીને સમજાવવું.

૫૪૩ જ્યારે કોઈ પુરાવો અથવા મચકુર સમજાવવા સારૂ કોઈ ફોજદારી કોરટને કોઈપણ દુભાશીયાનો ઉપયોગ કરવો પડે, ત્યારે તે પુરાવાનો અથવા મચકુરનો ખરેખરો તરજુમો કરીને કેહેવાની તે દુભાશીયાની ફરજ છે એમ સમજવું.

ફરીયાદીઓના ત

૫૪૪. ગવરનર જનરલ ઇન કાઉંસીલની આગાઉથી મ

**ચાહેદાના ખરચબાબત.** જુરી લઇને સ્થાનિક સરકારે કાંઇ પણ કાનુન કરી હોય તે કાનુનને અનુસરીને, કોઇ પણ ફોજદારી કોરટ આ કાયદા પ્રમાણે પોતાની આગળ કેઇ પણ ચોકશી; ઇનસાફ અથવા બીજું કામ ચલાવવામાં આવે તે કારણસારૂ કોઇ પણ ફરીયાદી અથવા શાહેદ હાજર થાય તેનો વ્યાજબી ખરચ, સરકાર તરફથી આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

**દંડમાંથી ખરચ અથવા નુકશાનીનો અવેજ આપવાનો કોરટનો અખત્યાર.** ૫૪૫ જ્યારે કોઇ ફોજદારી કોરટ કોઇ પણ ચાલુ કાયદા પ્રમાણે દંડ કરે અથવા અપીલમાં અથવા તપાસમાં અથવા બીજી રીતે દંડની શિક્ષા અથવા જે શિક્ષાનો એક ભાગ દંડ હોય તેવી શિક્ષા મંજુર કરે, ત્યારે ફેસલો કરતી વખતે તે કોરટ વસુલ કરેલો સઘળો દંડ અથવા તેમાંનો ગમે તે ભાગ હેઠળ લખ્યા પ્રમાણે ઉપયોગમાં લેવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

(અ) ફરીયાદનું કામ ચલાવવામાં વ્યાજબી રીતે થએલો ખરચ પુરો પાડવા સારૂ;

(બ) જ્યારે તે કોરટના મત પ્રમાણે, દિવાની દાવાથી નુકશાનનો ભરે બદલો મળી શકતો હોય ત્યારે કરેલા ગુન્હાથી થએલા નુકશાનનો બદલો આપવા સારૂ.

જેમાં અપીલ થઇ શકે એવા કોઇ મુકદમામાં જો તે દંડ કરવામાં આવે તો અપીલ કરવા માટે આપેલી મુદત વીતી ગયા પેહેલાં, અથવા; જો અપીલ કરવામાં આવે તો, તેનો ફેસલો થતાં પેહેલાં, સદરહુ ખરચ અથવા નુકશાનનો અવેજ આપવો નહી.

**પછીથી દિવાનીમાં કરેલી ફરીયાદમાં ઉપર મુજબ આપેલી રકમો હિસાબમાં લેવી.** ૫૪૬ પછી તેજ બાબત સંબંધી દીવાની દાવો કરવામાં આવે તેમાં નુકશાનીનો અવેજ આપવાનો હુકમ કરતી વખતે, ૫૪૫ મી કલમ પ્રમાણે નુકશાનીના અવેજ દાખલ જે રકમ આપી હોય અથવા વસુલ કરી હોય તે રકમ કોરટે હિસાબમાં લેવી.

**જે પઇસા આપવાનો હુકમ કર્યો હશે તે દંડ તરીકે વસુલ કરી શકાશે.** ૫૪૭ આ કાયદા પ્રમાણે કરેલા કાંઇ પણ હુકમની રૂએ (દંડ શિવાય બીજા) જે પઇસા આપવાના હશે તે જાણે દંડ હોય એવી રીતે વસુલ કરી શકાશે.

**ચલાવેલા કામના કાગળોની નકલો.** ૫૪૮ કાઇ ફોજદારી કોરટે કરેલા કોઇ ફેસલામાં અથવા હુકમમાં જે શખસનો સંબંધ હોય તે શખસ જ્યુરીને જડજે જે આદેશ કર્યો હોય તેની અથવા કોઇપણ હુકમની અથવા જબાનીની અથવા કાગળપત્રના બીજા કોઇ પણ ભાગની નકલ લેવાની ખાયશ રાખતો હોય, તો તે અરજી કરે એટલે તેને તે નકલ આપવી; પણ એવું ઠરાવ્યું છે કે કાંઇ વિશેષ કારણસર તે નકલ મફત આપવાનું કોરટને યોગ્ય લાગતું નહી હોય તો તે શખસે તે નકલોનો ખરચ આપવો.

**કોરટ માર્શલથી ઇનસાફ થવાને પાત્ર હોય તેવા શખસોને લશકરી અધિકારીઓ** ૫૪૯. જે શખશોને લશ્કરી કાયદો લાગુ હોય તે શખસોનો ઇનસાફ જે કોરટને આ કાયદો લાગુ થાય તે કોરટે કરવો જોઇએ કે કોરટ માર્શિયલથી કરવો જોઇએ તેવી બાબતો સંબંધી ગવનર જનરલ ઇનકાઉન્શીલ આ કાયદાને

**તેને સ્વાધીન કરવા બાબત.**

તથા સન ૧૮૮૧ના આર્મી આકટને અથવા એવા હરકોઇ ચાલુ કાયદાને અનુસરતી કાનુનો કરવાને મુખત્યાર છે; અને જ્યારે કોઇ પણ શખસને કોઇ માજીસ્ત્રેટ આગળ આણ્યો હોય અને જે ગુન્હા બાબત સન ૧૮૮૧ આર્મી આકટની ૪૧ મી કલમ પ્રમાણે તેનો ઇનસાફ કોરટ મારશીયલથી કરવા જોગ હોય તે ગુન્હે નું તહોમત તેની ઉપર મુક્યું હોય ત્યારે તે માજીસ્ત્રેટે સદરહુ કાનુનો નજરમાં રાખીને અને યોગ્ય પ્રસંગે તે શખસને કોરટ મારશીયલથી તેનો ઇનસાફ થવા માટે જે રેજીમેંટ પલટણ અથવા ટુકડીમાં તે શખસ હોય તે રેજીમેંટ, પલટણ અથવા ટુકડીના કમાંડીંગ અમલદારને, અથવા પાસેમાં પાસેની લશકરી છાવણીના કમાંડીંગ અમલદારને, જેગુન્હાનું તહોમત તે શખસની ઉપર આવ્યું હોય તે ગુન્હાની એક હકીકત સાથે સ્વાધીન કરવો.

**સદરહુ પ્રકારના શખશોને પકડવા બાબત**

સદરહુ પ્રકારની કોઇપણ જગાએ લશકરી સિપાઇની જે ટોળી છાવણી કરીને રહી હોય અથવા કામ કરતી હોય તે ટોળીના કમાંડીંગ અમલદાર જે શખસની ઉપર સદરહુ ગુન્હાનુ તહોમત આવ્યું હોય તે શખસને પકડીને જાપ્તામાં રાખવાસારૂ લખેલી દરખાસ્ત કરે તે માજીસ્ત્રેટને પહોંચેથી તેણે તેમ કરવાસારૂપોતાથી બનતી પરાકાષ્ટા કોશીશ કરવી.

**ઊંચા દરજાના પોલીસ અમલદારોનાઅધિકાર.**

૫૫૦ જે અમલદારના હવાલામાં પોલીસથાણું હોય તે અમલદાર પોતાના થાણાની હદમાં જે અધિકાર ચલાવી શકે તેજ અધીકાર સદરહુ અમલદારથી ઊંચા દરજાના અમલદારો જે સ્થાનીક હદમાં પોતાને નીમ્યા હોય તે સ્થાનીક હદમાંહે સઘળે ઠેકાણે ચલાવવાને મુખત્યાર છે

**જે સ્ત્રીયોનુ હરણ થયું હોય તે સ્ત્રીઓને છુટી કરી આપવાની જરૂર પાડવાનો અધીકાર**

૫૫૧. કાંઇપણ ગેર કાયદેસર કારણસારૂ કોઇ સ્ત્રીનું અથવા ચઉદ વરસની અંદરની ઊંમરની કોઇ છોકરાનુ હરણ થયા વીસે અથવા તેને ગેર કાયદેસરરીતે અટકાવી રાખ્યા વીસે કોઇપ્રસીડેન્સી માજીસતરેટને અથવા જીલા માજીસતરેટને સોગન ઉપર ફરીયાદ કરવમાં આવે તેઉપરથી સદરહુ સ્ત્રીને તુરત છુટી કરવાનો અથવા સદરહુ છોકરી તેના ધણીને, માબાપને. વાલીને અથવા બીજા જે શખસના કાયદેસર હવાલામાં તે હોય તે શખસને તુરત પાછી આપવાનો હુકમ કરવાને અને તે હુકમ પ્રમાણે ચાલવાની જરૂર પાડવાને અને જરૂર પડે તો બળ વાપરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

**ઇલાકાના મુખ્ય શેહેરમાં વગર સબબે જે શખસને હવાલામાંઆપ્યો હોય તે શખસને નુકશાનીઆપવા બા**

૫૫૨. જ્યારે ઇલાકાના મુખ્ય શેહેરમાં કોઇ પણ શખસ બીજા કોઇ શખસને કોઇ પોલીસ અમલદાર પાસે પકડાવે, ત્યારે જે માજીસતરેટ તે મુકદમો સાંભળે તે માજીસતરેટને જો એમ જણાય કે એ પ્રમાણે પકડાવવાનો કાંઇ પુરતો સબબ નહોતો તો પચાસ રૂપીયા સુધી જેટલી

ભત. નુકશાની તે માજીસતરેટ યોગ્ય ધારે તેટલી નુકશાની એ
પ્રમાણે પકડાવનાર શખશે એ પ્રમાણે પકડેલા શખસને
તેના વખતના નુકશાન બદલ તથા તે બાબતમાં થયલા ખરચ બદલ આપવાનો હુક
મ કરવાને તે માજીસ્તરેટ મુખત્યાર છે,

સદરહુ પ્રકારના મુકદમામાં જો એક કરતાં વધારે શખસોને પકડવામાં આવે અ
થવા એક કરતાં વધારે શખશોની ઉપર ફરીયાદ કરવામાં તો પચાસ રૂપીયાસુધી જે
ટલી નુકશાની સદરહુ માજીસતરેટ યોગ્ય ધારે તેટલી નુકશાની તેવીજ રીતે તેમાંના
દર એક શખસને આપવાનો હુકમ કરવાને તે માજીસતરેટ મુખત્યાર છે.

આ કલમ પ્રમાણે જે નુકશાની આપવાનો હુકમ કર્યો હોય તે સઘળી નુકશાની
જાણે તે દંડ છે એવી રીતે વસુલ કરવાનો અધીકાર છે અને જો તેએ પ્રમાણે વસુ
લ થઇ શકે નહીં તો જે શખશે ન આપવાની હોય તે શખસને ત્રીસ દીવસસુ
ધી જેટલી મુદત તે માજીસતરેટ ફરમાવે તેટલી મુદત સુધીની આસાન કેદની શિ
ક્ષાનો હુકમ કરવો, પણ જો સદરહુ રકમ તે મુદત પુરી થતાં પેહેલા આપવામાં આ
વે તો તેને છોડી મુકવો.

તાબામાંહેનીકોરટો ના દફતર તપાસવાસા રૂ કાનુનો કરવાનોચા ઈકોર્ટોનોઅધિ કાર.

૫૫૩ કલકત્તાની હાઇકોરટ, ગવરનર જનરલ ઇનકાઉ
ન્સીલની અગાઉથી મંજુરી લઇને અને રાયલ ચારટરથી
સ્થાપેલી બીજી કોઇ હાઇકોરટ સ્થાનીક સરકારની અગાઉ
થી મંજુરી લઇને તાબા માંહેની કોરટોના દફતર તપાસ
વા સારૂ વખતે વખતે કાનુનો કરવાને મુખત્યાર છે.

બીજી હાઈકોરટોને બીજાં કારણોસારૂ કા નુનોકરવાનોઅધીકાર.

જે હાઇકોરટ રાયલ ચારટરથી સ્થાપેલી ન હોય તેવી
દરેક હાઇકોરટ, સ્થાનિક સરકારની અગાઉથી મંજુરી લ
ઇને વખતે વખતે,

(અ) પોતાના તાબા માંહેની સઘળી ફોજદારી કોરટોમાં જે ચોપડીઓ, નોંધો,
તથા હિસાબો રાખવાના હોય તે સરવે ચોપડીઓ નોંધો તથા હિસાબો રા
ખવા માટે, તથા સદરહુ કોરટોએ જે રીટરનો અથવા વિગતો તઇયાર ક
રીને મોકલવાની હોય તે રીટર્નો અથવા વિગતો તઈયાર કરીને મોકલવા
માટે, કાનુનો કરવાને મુખત્યાર છે; તથા

(બ) સદરહુ કોરટોમાં જે જે કામ ચલાવવા માટે કાંઇ નમુનો ઠરાવવો જોઇએ એવું
પોતે ધારે તેવાં દરએક કામ માટે નમુના તઈયાર કરવાને મુખત્યારછે;તથા

(ક) પોતાનો વહિવટ તથા કામ ચલાવવા માટે તથા પોતાના તાબામાંહેની સઘ
ળી ફોજદારી કોરટોનો વહિવટ તથા કામ ચલાવવા માટે કાનુનો કરવને મુ
ખત્યાર છે; અને

(ડ) દંડ વસુલ કરવા સારૂ આ કાયદા પ્રમાણે કાહાડેલાં વારંટો બજાવવા બા
બત નિયમન કરવા સારૂ કાનુનો કરવાને મુખત્યાર છે.

પણ એવું ઠરાવ્યું છે કે આ કલમ મુજબ કરેલી કાનુનો તથા નમુના આ કાય
દાથી અથવા બીજા કોઇ પણ ચાલુ કાયદાથી વિરૂદ્ધ પડતા હોવા નહી જોઇએ.

આ કલમ પ્રમાણે કરેલી સઘળી કાનુનો સ્થાનિક સરકારી ગાઝેટમાં પ્રસિદ્ધ ક

રથી આઇએ.

**નમુના.**

૫૫૪. ૫૫૩ મી કલમથી તથા વિક્ટોરીયાની કારકીર્દીના ચોવીસમા તથા પચીસમાં વરસના સ્ટાટ્યુટના ૧૦૪ પ્રકરણની ૧૫ મી કલમથી આપેલા અધિકારને અનુસરીને પાંચમા પરિશિષ્ટમાં લખેલા નમુના તેમાં કહેલાં કારણો સારૂ દરેક કામની હકીકત પ્રમાણે જોઈતા ફેરફાર કરીને વાપરવા.

**જે મુકદમામાં જડજનો અથવા માજીસ્ટ્રેટનો પોતાનો હિતસંબંધ હોય તે મુકદમા બાબત**

૫૫૫ કોઈપણ જડજે અથવા માજીસ્ટ્રેટે, પોતાના કોરટ ઉપર જે કોરટમાં અપીલ ચાલતી હશે તે કોરટની રજા લીધા વગર જે મુકદમાનો પોતે પક્ષકાર હોય અથવા જે મુકદમામાં પોતાનો હિતસંબંધ હોય તે મુકદમાનો ઇનસાફ કરવો નહીં અથવા ઇનસાફ થવાસારૂ તે મુકદમો કમીટ કરવો નહીં અને કોઈપણ જડજે અથવા માજીસ્ટ્રેટે પોતે જાતે કરેલા કોઈપણ ફેસલા ઉપર અથવા હુકમ ઉપર અપીલ સાંભળવી નહીં.

ખુલાસો—કોઈ જડજ અથવા માજીસ્ટ્રેટ મ્યુનિસિપલ કમિશનર છે એટલાજ સબબથી તે આ કલમના અર્થ પ્રમાણે કોઈ મુકદમાનો પક્ષકાર છે અથવા કોઈ મુકદમામાં તેનો પોતાનો હિત સબંધ છે એવું સમજવું નહીં.

**કોરટોની ભાષા નક્કી કરવાનો અધિકાર**

૫૫૬ જે મુલકનો રાજ્ય કારભાર સ્થાનિક સરકાર ચલાવતી હોય તે મુલકોમાંની રાયલ ચારટરથી સ્થાપેલી હાઇકોરટો શિવાય બીજી હરએક કોરટની ભાષા, આ કાયદાના કારણ સારૂ કેવી જાણી સમજવી તે નક્કી કરવાને સદરહુ સરકાર મુખત્યાર છે.

**ગવરનર જનરલ ઇન કાઉન્સિલના તથા સ્થાનિક સરકારના અધીકાર વખતો વખત ચલાવી શકાય.**

૫૫૭. આ કાયદાથી ગવરનર જનરલ ઇન કાઉન્સીલને અથવા સ્થાનિક સરકારને આપેલા સઘળા અધીકાર જેમ પ્રસંગ પડે તેમ વખતો વખત ચલાવવાનો અખત્યાર છે.

**ચાલુ મુકદમા.**

૫૫૮. આ કાયદો અમલમાં આવે ત્યારે કોઈપણ ફોજદારી કોરટમાં જે મુકદમા ચાલુ હોય તે સઘળા મુકદમાને આ કાયદાના ઠરાવો, બની શકે તેટલે સુધી, લાગુ પડશે.

---

# પરિશિષ્ટ ૧ લું.

આકટો રદ કરયા ત.

## (અ) —સ્ટાટયુટ.

| વરસકારકીરદીતથાબાબ | મથાળું. | કેટલો રદ કીધો. |
|---|---|---|
| ૩ જા જારજબાદશાહના કારકીરદીના ૧૩ મા વરસના સ્ટાટયુટનો ૩૬ મો બાબ. | હિંદુસ્તાનમાં તેમજ યુરોપમાં ઇસ્ટ ઇંડયા કંપનીના મામલાસંબંધી વાહટ વધારેસારીરીતે ચલાવવામાટેકેટલએક ધારાબાંધવાં બાબતનો આકટ. | ૩૮ મી કલમ. |

## (બ)—ગવરનર જનરલ ઇન કૌંસિલના આકટો.

| નંબર તથા વરસ. | મથળુ. | કેટલો રદ કીધો. |
|---|---|---|
| ૧૮૪૦ ના ૨૩ મા | પાસિસના બાબતાળુ | જટલો રદ થયા નથી તેટલો |
| ૧૮૬૦ નો ૪૫ મો | ફોજદારી કાયદા | ૨૧૪ મી કલમનાં દ્રષ્ટાંતો |
| ૧૮૬૧ના આકટ ૫ મે. | પોલીસ આકટ | ૬ઠી કલમ તથા ૨૪મી કલમ માંના 'અને આખરનો ફેસલો થાય ત્યાંસુધી ગુન્હેગાર ઉપર ફરીયાદનું કામચલાવવાનો' આ શબ્દો ૩૫મી કલમના આરંભથી તે,પણ એવું ઠરાવ્યું છે કે એ શબ્દો સુધી અને એ શબ્દો સુધાં |
| ૧૮૬૨ નો ૧૮ મો | સુપ્રીમ કોરટોમાં ફોજદારી કામ ચલાવવાની રીત. | જેટલો રદથયો નથી તેટલો |
| ૧૮૬૪ નો ૬ ઠો | ફટકા મારવાનો | |
| ૧૮૬૬ નો ૨ જો | જસ્ટીસ આફધી પીસ. | ૭ મી કલમ. |
| ૧૮૭૦ નો ૨૨મો | સંક્ષેપ રીતે ઇનસાફ કરવાની હકુમત આપવા બાબતના આકટો રાણીસ હેમનો વીલાયતી રઇયતોને લાગુ પાડવા બાબત. | જેટલો રદ થયો નથીતેટલો<br>જેટલો રદ થયો નથીતેટલો |
| ૧૮૭૨ નો ૪ થો | પંજાબના કાયદા | બંગાળાના૧૮૨૫ના ર૭મારેગ્યુલેશન સબંધી જેટલો છે તેટલો |
| ૧૮૭૨ નો ૧૦મો | ફોજદારીકામચલાવવાનીરીતનોકાયદો. | જેટલો રદ થયોનથી તેટલો |
| ૧૮૭૪ નો ૧૧મો | ફોજદારી કામ ચલાવવાની રીતનોકાયદો સુધારવા બાબત. | સઘળો. |
| ૧૮૭૪નો ૧૫મો | કાયદાઓની સ્થાનિક વ્યાપ્તી. | બંગાળાના ૧૮૨૫ ના ૨૦મારેગ્યુલેશન સંબધીજેટલો છેતેટલો. |
| ૧૮૭૫ નો ૧૦મો | હૈકોર્ટોમાં ફોજદારીકામચલાવવાનીરીત | ૧૪૪મી કલમ સિવાય તથા ૧૪૬ મી કલમનો જેટલો ભાગ ખબરસંબંધીછે તેટલા ભાગ સિવાય, સઘળો આકટ. |

(ખ)—ગવરનર જનરલ ઈન કૌંસિલના આકટો.—(ચાલુ).

| નંબર તથા વરસ. | મથાળું. | કેટલો રદ કીધો. |
|---|---|---|
| ૧૮૭૫ નો ૨૦ મો | સેંટરલ પ્રાવિન્સિસલાઝ (મધ્ય પ્રાંતના કાયદા) | બંગાળાના ૧૮૨૫ના ૨૦ મા રેગ્યુલેશન સબંધી જેટલો છે તેટલો |
| ૧૮૭૬ નો ૧૮ મો | અયોધ્યાના કાયદા- | એજન |
| ૧૮૭૭ નો ૪ થો | પ્રેસિડેન્સી માજીસ્ત્રેટો | ૫૭ મી કલમ શિવાય સઘળો આકટ. |
| ૧૮૭૯ નો ૨૧ મો | અપરાધીઓને સ્વાધીન કરવા બાબત | ૩ જો બાબ. |
| ૧૮૮૧ નો ૧૦ મો | કારોનર. | ૮ મી તથા ૯ મી કલમો |

(ક)—રેગ્યુલેશનો

| નંબર તથા વરસ | મથાળું. | કેટલો રદ કીધો, |
|---|---|---|
| બંગાળાનો ૧૮૨૫ મો રેગ્યુલેશન | કોરટ માર્શલની હકુમત. | જેટલો રદ થયો નથી તેટલો. |
| ૧૮૭૨નો ૩ જો. | સોંતલ પરગણા સેટલમેંટ | ૧૮૭૨ ના ૧૦ મા આકટ સબંધી જેટલો છે તેટલો. |
| ૧૮૭૪ નો ૯ મો. | આરાકાન ટેકરીઓની ડિસ્ટ્રિકટના કાયદા. | ૧૮૬૯ના ૨ જા તથા ૧૮૭૨ ના ૧૦ મા તથા ૧૮૭૪ના ૧૧ મા આકટ સબંધી, જેટલો છે તેટલો. |
| ૧૮૭૭ નો ૨ જો. | અજમેરના કાયદા. | બંગાળાના ૧૮૨૫ના ૨૦ મા રેગ્યુલેશન સંબંધી જેટલો છે તેટલો.. |

[ડ—મદ્રાસના ગવરનર ઇનકૌંસલનો આકટ.

| નંબર તથા વરસ. | મથાળું. | કેટલો રદ કીધો. |
|---|---|---|
| ૧૮૬૭ નો ૮ મો | પોલીસ | ૯ મી કલમ |

# પરિશિષ્ટ ૬ ઠ્ઠું.

ગુન્હાઓની વિગતનું કોષ્ટક.

ખુલાસો.—"ગુન્હો" તથા "હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા" એહેવા મથાળાનાં આ પરિશિષ્ટનાં બીજાં તથા સાતમાં આસન મધ્યે જે મજકુર લખ્યો છે તે તેમના સંબંધની હિંદુસ્તાનના ફોજદારી કાયદાની જુદી જુદી કલમોમાં બયાન કરેલા ગુન્હાઓ તથા શિક્ષાઓની વાખ્યા દાખલ લખ્યો છે એમ, અથવા તે કલમોના સાર દાખલ લખ્યો છે એમ પણ, સમજવું નહી; તેમ પેહેલાં આસન મધ્યે જે કલમની સંખ્યા લખી છે તે કલમમાં શો વિષય છે તેહેની માત્ર સુચનાર્થે લખ્યો છે.

આ પરિશિષ્ટનું ત્રીજું આસાન કલકત્તા તથા મુંબાઇ શેહેરની પોલીસને લાગુ છે.

બાબ ૫ મો —મદદગારી બાબત.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| કલમ. | ગુન્હો. | વગર વારંટે પોલીસ પકડીશકે કે નહી. | ઘણું કરીને પ્રથમ સમનનો કે વારંટ. | જામિનલઇશકાય કે નહી. | માંડીવાળી શકાયકે નહી. | હિંદુસ્તાનના ફોજદારી કાયદા મુજબ શિક્ષા. | કઇ કોરટથી ઇનસાફ થઇ શકે. |
| ૧૦૯ | કોઇ ગુન્હાની મદદગારી, જો તે મદદગારીપરથી મદદગારી કરેલું કામ કરવામાં આવે અને તેહેવી મદદગારીને માટે બીજે કેથાં સાફ શિક્ષા નહી ઠરાવી હોય તો | જેગુન્હાની મદદગારી કરી હોયતે ગુન્હાને માટે અગર વગરવારંટે પકડી શકત હોયતો વગર વારંટે પકડીશકે, નહી તો નહી. | જેગુન્હાની મદદ ગારી કરીહોય તે ગુન્હાને માટે વારંટ નિકળી શકતુ હોયતોવારંટ અનેસમન નિકળી શકતો હોય તે સમન. | જેગુનાની મદદગારી કરીહોયતે ગુન્હાનેમાટે જામીન લઇશકાતા હોયતોલઇ શકાયનહી તો નહી. | જે ગુનાની મદદગારી કરીહોયતે માંડીવાળી શકાતોહોય તો માંડીવાળી શકાય નહી તો નહી. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાના ઇનસાફ જે કોરટથી થઇ શકે તે કોરટ. |
| ૧૧૦ | કોઇ ગુન્હાની મદદગારી અગર મદદગારી કરેલો શખસ તે કામ મદદ | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

[ ૭ ]

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | ગારના ઈરાદા કરતાં જુદા ઈરાદાથી કરે તો. | | | | | | |
| ૧૧૨ | એક કામમાં મદદગારી કરી હોય અને જુદુંજ કામ બનેતો તેહની શરત. | એજ | એજ | એજ | એજ | જે ગુન્હાની મદદગારી કરવાનો ઇરાદો કર્યો હોયતે ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | એજ |
| ૧૧૩ | મદદગારી કરેલા કામથી મદદગારનાં ધારેલાં કરતાં જુદી અસર પેદા થાય, તો. | એજ | એજ | એજ | એજ | થએલા ગુન્હાને માટે જે શિક્ષા હોય તેજ શિક્ષા. | એજ |
| ૧૧૪ | ગુન્હો થતી વખતે મદદગાર હાજર હોય તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૧૫ | મોતની અથવા જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી નહીં થાય તો. | એજ | એજ | જામીન ન લઇ શકાય. | એજ | ૭ વરસ સુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| | અગર જેથી વ્યથા થાય એવું કાંઇ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો. | એજ | એજ | એજ | એજ | ૧૪ વરસ સુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૧૧૬ | કેદની શિક્ષા થઇ શકે એવા ગુન્હામાં મદદગારી કરવામાં આવે. અને તે ગુન્હો મદદગારી ઉપરથી નહીં થાય તો. | એજ | એજ | જે ગુન્હાની મદદગારી કરી હોયતે ગુન્હાને માટે જામીન લઇ શકાતો હોય. તો લઇ શકાય. નહીં તો નહીં. | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેની એકચતુર્થાંશ મુદત સુધી કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | અગર તે મદદગાર અથવા મદદગારી કરેલો શખસ સરકારી નોકર હોય ને તેહની ફરજ તે ગુન્હો અટકાવાની હોય તો | એજ | એજ | એજ | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેની અડધી મુદત સુધી કેદ, અથવા દંડ અથવા બંને. | એજ |
| ૧૧૭ | લોક પાસે અથવા દસથી વધારે માણસો પાસે કાંઇ ગુન્હો કરાવવા માં મદદગારી કરવી. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી બેમાના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | એજ |
| ૧૧૮ | મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવાની ધારણા છુપાવવી અગર તે ગુન્હો થાય તો. | એજ | એજ | જામીન નહી લઇ શકાય. | એજ | ૭ વરસ સુધી બેમાના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| | અગર તે ગુન્હો નહી થાય તો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી બેમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૧૯ | જે ગુન્હો અટકાવવાની પોતાની ફરજ હોય એવો કોઇ ગુન્હો કરવાની ધારણા કોઇ સરકારી નોકરે છુપાવવી, અગર તે ગુન્હો થાય તો. | એજ | એજ | જે ગુન્હાની મદદગારી કરી હોય તે ગુન્હાને માટે જામિન લઇ શકાતો હોય તો લઇ શકાય નહીતો નહી | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવી હોય તેહની અડધી મુદત સુધી કેદ અથવા દંડ. અથવા બંને. | એજ |
| | અગર તે ગુન્હો મોત અથવા સમુદ્ર પારની શિક્ષા જોગ હોય. તો | એજ | એજ | જામીન નહી લઇ શકાય | એજ | ૧૦ વરસ સુધી બેમાંના ગમેતે પ્રકારની કેદ. | એજ |
| | અગર ગુન્હો નહી થાય તો. | એજ | એજ | જે ગુન્હાની મદદગારીકરી હોય તેગુન્હાનેમાટેજામાં | એજ | તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા ઘણામાં ઘણી મુદત જે ઠરાવીહોયતેનીએકચતુર્થાંસ મુદત સુધી કેદ અથવા દંડઅ | એજ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | ન લઇશકાતો હોય તે લઇ શકાય નહીતોનહી | | થવા બંને. | |
| ૧૨૦ કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવાની ધારણા છુપાવવી, અગર તે ગુન્હો થાય તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| અગર નહી થાય. તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

ભાગ ૬ ઠો—રાજ્ય વિરૂદ્ધ ગુન્હા.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૨૧ રાણીની સાહામાં લઢાઇ કરવી, અથવા લઢાઇ કરવાનીકોશીષકરવીઅથવાલઢાઇકરવામાં મદદગારી કરવી. | વગર વારંટે પકડાય નહી | વારંટ | જામિન નહી લઇ શકાય | માંડી વાળી નહી શકાય | મોત અથવા જીવતાં સુધી સમુદ્રપાર તથા મિલકત સરકાર જપ્ત થવી, | શેસન કોરટ |
| ૧૨૧ અ રાજ્ય વિરૂધ્ધ કેટલાએક ગુન્હા કરવા સારૂ સંપ કરવો. | એજ | એજ | એજ | એજ | જીવતાં સુધી અથવા હરકાંઇ થોડી મુદત સુધી સમુદ્રપારની શિક્ષા અથવા ૧૦ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ. | એજ |
| ૧૨૨ રાણીની સાહામા લડાઇ કરવાના ઇરાદાથી હથીયારોવિગરે એકઠા કરવાં | એજ | એજ | એજ | એજ | જીવતાંસુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા મીલકત સરકાર જપ્ત થવી. | એજ |
| ૧૨૩ લઢાઇનું કામ સેહલ કરવાના ઇરાદાથી લઢાઇની ધારણા છુપાવવી. | એજ | એજ | એજ | એજ | ૧૦ વરસસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૨૪ કાંઇ કાયદેસર અખત્યાર અમલમાં આણાવવા અથવા નહી આણાવવાના ઇરાદાથી ગવરનર જનરલ, ગવરનર વગેરેપર હુમલો કરવો. | એજ | એજ | એજ | એજ | ૭ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૨૪ અ બેદીલી ઉતપન કરવી; અથવા ઉતપન કરવાની કોશીશ કરવી | એજ | એજ | એજ | એજ | જીવતાંસુધી અથવા હરકાંઇ થોડી મુદતસુધી સમુદ્રપારની શિ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | | ક્ષા તથા દંડ અ.થવા ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ અથવા દંડ. | |
| ૧૨૫ | રાણીની સાથે મીત્રી અથવા સલાહ રાખનારા એશિયાના કોઇ રાજાની ઉપર લઢાઇ કરવી; અથવા તેવી લ ઢાઈ કરવામાં મદદગારી કરવી. | એજ | એજ | એજ | એજ | જીવતાંસુધી સમુદ્રપર તથા દંડ અથવા ૭ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ અથવા દંડ. | એજ |
| ૧૨૬ | રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનાર કોઇ રાજાના મુલુકપર લુટ કરવી. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ, તથા કાંઇ મુક્કરર મીલકત સરકારજપ્ત થવી. | એજ |
| ૧૨૭ | ૧૨૫ મી તથા ૧૨૬ મી કલમોમાં લખ્યા પ્રમાણે લઢાઇ અથવા લુટથી મળેલી મિલકત લેવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૨૮ | સરકારી નોકર ખુસીપુરવક પોતાના હવાલામાં કોઇ રાજકીય અથવા લઢાઇના કેદીને નાહાશી જવા દે તો | એજ | એજ | એજ | એજ | જીવતાંસુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૨૯ | સરકારી નોકર ગફલતીથી પોતાના હવાલામાંના કોઇ રાજકીય અથવા લઢાઇના કેદીને નાહાશી જવા દે તો | એજ | એજ | જામી નલઇ શકાય. | એજ | ૩વરસસુધી આસાન કેદ તથા દંડ. | સેસનકોર્ટ અથવા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા પેહેલા વરગનો માજીસ્ત્રેટ. |
| ૧૩૦ | એવા કેદીને નાશી જવામાં સાહ્ય કરવું, છોડાવવો, અથવા ઘરમાં રાખવો, અથવા તેને પાછો પકડે તેમાં સાહામા થવું. | એજ | એજ | જામીનનલઈ શકાય. | એજ | જીવતાંસુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | સેસન કોરટ |

બાબ ૭ મો—જમિનારની તથા દરયાઇ ફોજ સંબંધી ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩૧ | બંડમાં મદદગારી કરવી અથવા કોઇ આફિસરને અથવા સોલજરને કે ખલાસીને પોતાના નોકરીથી અથવા મ જાવર્મથી ભ્રષ્ટ કરવાની કોશિષ કરવી. | વગર વારંટે પકડી શકે. | વારંટ | જામીનનહી લઇ શકાય. | માંડીવળી નહી શકાય. | જીવતાંસુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસસુધી બેમાંના ગમે તેપ્રકારની કેદ તથા દંડ. | સેશન કોરટ |
| ૧૩૨ | બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય, તો. | એજ | એજ | એજ | એજ | મોત અથવા જીવતાંસુધી સમુદ્ર પાર અથવા ૧૦ વરસસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૧૩૩ | કોઇ ઉપરી અમલદાર પોતાનો હુદ્દો ચલાવતો હોય તે દરમોચાનમાં તહેની ઉપર કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાસીએ હુમલો કરવામાં મદદગારી કરવી. | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધી બેમાંના ગમે તેમ કારની કેદ તથા દંડ. | સેશનકોરટ અથવા પ્રેસિડેન્સી માજીસ્ટ્રેટ અથવા ૧ લા વર્ગના માજીસ્ટ્રેટ |
| ૧૩૪ | અગર તે મદદગારી કરેથી હુમલો થાય તો, | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધી બેમાંના ગમેતેમ કારની કેદ તથા દંડ. | સેશનકોરટ. |
| ૧૩૫ | કોઇ આફિસર સોલજર અથવા ખલાસીને નાહાસી જવામાં મદદગારી કરવી. | એજ | એજ | જામીન લઇ શકાય. | એજ | ૨ વરસસુધી બેમાંના ગમે તેમ કારની કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગના માજીસ્ત્રેટ. |
| ૧૩૬ | નાહાસી આવેલા સદરહુ પ્રકારના કોઇ આફિસર સોલજર, અથવા ખલાસીને ઘરમાં રાખવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૩૭ | કોઇ વેપારીના વાહાણમાં માસ્તરની અથવા જેના હવાલામાં તે વાહાણ હોય તેની ગફલતથી કોઇ નાહાસી જનારો સંતાયો હોય, તો. | વગર વારંટે પકડાયનહી. | સમન | એજ | એજ | ૫૦૦ રૂપીયા દંડ. | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩૮ | કોઈ આફિસર સોલજર અથવા ખલાસીને નાફરમાનીનું કાંઈ કામ કરવામાં મદદગારી કરવી, તે ગુન્હો થાય, તો | વગર વારંટે પકડી શકે. | વારંટ | એજ | એજ | ૬ મહિના સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | એજ |
| ૧૪૦ | સોલજરમાં ખપવાના ઈરાદાથી સોલજરનો પોશાક પેહેરવો, અથવા સોલજરનું કાંઈ ચિન્હ ધારણ કરવું. | એજ | સમન | એજ | એજ | ૩ મહીનાસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૫૦૦ રૂપીયા દંડ, અથવા બંને. | કોઈપણ માજીસ્ત્રેટ. |

બાબ ૮ મો— લોકની સમાધાનીની વિરૂદ્ધ ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪૩ | કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુતહોવું | વગર વારંટે પકડી શકે | સમન | જામિનનહીં લઈ શકાય | માંડી વાળી નહીશકાય. | ૬ મહીનાસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | કોઈપણ માજીસ્ત્ર |
| ૧૪૪ | જીવલે એહેવું કાંઈ હથિયાર પાસે છતાં કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થવું. | એજ | વારંટ | એજ | એજ | ૨ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |
| ૧૪૫ | કેઈ કાયદા વિરૂદ્ધ મંડળીને વિખરાઈ જવાનો હુકમ થયો છે એમ જાણ્યા છતાં તેમાં સામીલ થવું અથવા જારી રેહેવુ. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૪૭ | હુંગામો કરવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૪૮ | જીવ લે એવું હથિયાર પાસે રાખીને હુંગામોકરવો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | સેસનકોરટ અથવા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧લા વરગના માજીસ્ત્રેટ |
| ૧૪૯ | કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીના અંગભુત કાંઈ ગુન્હો કરે તો તે મંડળીના બીજા પ્રત્યેક અંગભુતને | તે ગુન્હાને માટે વગરવારંટે પકડી શકાય | તે ગુન્હાને માટે સમન્સ કે વારંટ નીકળી શકતો હોય | તે ગુનાને માટે જામીન લઈ શકાતો હોય | એજ | તે ગુન્હાને માટે જે હોય તેજ. | તે ગુનાનો જે કોરટથી ઇનશાફ થઈ શકતો હોય તે કોરટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | નોતકશીરવાર સમજવો. | તા હોય તો પકડીશકાય નહીં તે નહીં | હોયતોસમન અને વારંટ ની [illegible] હોય તો વારંટ. | પતો લઇશકાયનહીતો નહી. | | | |
| ૧૫૦ | કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થવાને પઇશા આપવા કરીને અથવા બીજીરીતે કોઇ શખશોને રાખવા. | વગર વારંટે પકડી શકે. | તેપઇસા આપવા કરીને અથવાબીજીરીતે રાખેલ શખશે જે ગુનોકરયો હોતે મુજબ | એજ | માંડી વાળી નહી શકાય. | તે મંડળીના અંગભુત્રનીજ શિક્ષા તથા તે મંડળીનો કોઇ પણ અંગભુત જે ગુનો કરે તે ગુનાની જે શિક્ષા હોય તેજ. | તે ગુનાનો જે કોરટ થી ઇનસાફ થઇશકતો હોયતે કોરટ. |
| ૧૫૧ | પાંચ અથવા વધારે શખશોની કોઇ મંડળીને વિખરાઇ જવાનો હુકમ થયા પછી જાણી બુઝીને તે મંડળીમાંસામિલ થવુ અથવા જારી રેહેવું | એજ | સમન | જામીન લઇ શકાય. | એજ | ૬ મહીનાસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | કોઇપણમાજીસ્ત્રેટ. |
| ૧૫૨ | હંગામો બંધ પાડવા વગેરેનુ કામ કરતો હોય તેવામાં કોઇ સરકારી નોકરનીઉપર હુમલો કરવો અથવા તેને હરકત કરવી. | એજ | વારંટ | એજ | એજ | ૩ વરશસુધી બેમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | શેસનકોરટ અથવા પ્રેસિડેન્શી માજીસ્ત્રેટ અથવા ૧લા વરગનોમાજીસ્ત્રેટ. |
| ૧૫૩ | હંગામો કરાવવાના ઇરાદાથી દુષ્ટતાથી કોઇના મનમાં ક્રોધ ઉસન કરવો અગર હંગામો થાયતો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસ સુધી બેમાંના ગમે તેપ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | કોઇ પણમાજીસ્ત્રેટ. |
| | અગર નહીં થાય તો. | એજ | સમન | એજ | એજ | ૬ મહીનાસુધી બેમાંના ગમેતે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને.. | એજ |
| ૧૫૪ | જમીનનો માલીક અથવા કબજેદાર હંગામા વગેરેની ખબર નહી આ | ખ્બર વારંટે પકડાય નહી | એજ | એજ | એજ | ૧૦૦ રૂપીયાનો દંડ. | પરેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| પે, તો. | | | | | | લા અથવા રજાવર ગનો માજીસ્ત્રેટ. |
| ૧૫૫ જે શખસના ફાયદાનેસારૂ અથવાજેની વતી કાંઈ હંગામો કરવામાં આવેતેશ શખસ અગર તે અટકાવવાંને સઘળા કાયદેસર ઈલાજો નહીં કરે તો. | એજ | એજ | એજ | એજ | દંડ | એજ |
| ૧૫૬ જે માલીક અથવાકબજેદારના ફાયદાને સારૂ કાંઈ હંગામો કરવામાં આવે, તે શખસોનો મુખત્યાર અગર તે અટકાવવાને સઘળા કાયદેસર ઈલાજો નહીં કરે, તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૫૭ કોઈ કાયદાવિરૂદ્ધ મંડળીને સારૂ પઈસા આપવા કરીને રાખેલા શખસોને ઘરમાં રાખવા. | વગર વારંટેપકડી શકે. | એજ | એજ | એજ | ૬ મહીનાસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |
| ૧૫૮ કોઈ કાયદા વિરૂદ્ધ મંડળીમાં અથવા હંગામામાં સામિલ થવાસારૂ પઈસા લેવા કરીને રેહવું. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| અથવા હથિયાર બંદ થઈને ફરવું | એજ | વારંટ | એજ | એજ | બે વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બને: | એજ |
| ૧૫૯ મખેડો કરવો. | વગર વારંટેપકડાય નહીં. | સમન | એજ | એજ | ૧ મહીનાસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦ રૂપીયાનો દંડ અથવા બંને. | કોઈપણ માજીસ્ત્રેટ. |

## બાબ ૯મો.— સરકારી નોકરોના અથવા તેઓ સંબંધી ગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬૧ | સરકારી નોકર છતાં અથવા થવાની ઉમેદ છતાં કોઇ નોકરીનાં કામસંબંધી કાયદેસર મેહેનતાણાં સિવાય કાંઇ બીજો અવેજ લેવો. | વગારવારંટેપકડય ન હી. | સમન્ | જામી નલઇ શકાય. | માંડીવાળીન હીં શકાય. | ૩ વરસસુધી બેમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બને | સેસન કોરટ અથવા પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧લા વર્ગનો માજીસ્ત્રેટ. |
| ૧૬૨ | કોઇ સરકારી નોકરની સાથે લાંચના અથવા કાયદા વીરૂદ્ધ ઉપાયથી વગ ચલાવવા માટે કાંઇ અવેજ લેવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૬૩ | કોઇ સરકારી નોકરની સાથે પોતાનોવગ ચલાવવા સારૂ કાંઇ અવેજ લેવો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસસુધી આસાન કેદ, અથવા દંડ અથવા બને. | પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧લાવરગનો માજીસ્ત્રેટ. |
| ૧૬૪ | સરકારી નોકર પોતાની બાબતમાં ઉપલી છેલી બે કલમોમાં બયાન કરેલા ગુન્હામાં મદદગારી કરેતો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બને. | સેસનકોરટ અથવા પ્રેસિડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧લા વરગનોમાજીસ્ત્રેટ |
| ૧૬૫ | કોઇ સરકારી નોકર કાંઇ મુકદમો અથવા મામલો ચલાવતો હોય તે મધે નીસબત રાખનારા કોઇ શખસ પાસેથી તે સરકારી નોકરે કીંમત આપ્યાવગરકાંઇ કીમતદાર વસ્તુ લેવી. | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધીની આસાન કેદ, અથવા દંડ અથવા બને. | પ્રેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસ્ત્રેટ. |
| ૧૬૬ | કોઇ શખસને નુકશાન કરવાના ઇરાદાથી કોઇ સરકારી નોકરે કાંઇ કાયદાનો હુકમ નહીં માનવો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસસુધી આસાન કેદ, અથવા દંડ, અથવા બને. | એજ |
| ૧૬૭ | નુકશાન કરવાના ઇરાદાથી કોઇ સરકારી નોકરે કાંઇ ખોટોલેખબનાવવો. | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બને. | સેસનકોરટ અથવા પ્રેસીડેન્સીમાજીસ્ત્રેટ અથવા ૧લા વરગનોમાજીસ્ત્રેટ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| १६८ | સરકારી નોકરે કાયદા વિરૂદ્ધ વેપાર કરવો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસસુધીની આસાન કેદ, અથવા દંડ, અથવા બંને. | પ્રેસિડેન્સી માજીસ્ત્રેટઅથવા પેહેલાવરગનોમાજીસ્ત્રેટ. |
| १६९ | સરકારી નોકરે કાયદા વિરૂદ્ધ કાંઈ મીલકતની ખરીદી અથવામાગણીકરવી. | એજ | એજ | એજ | એજ | ૨ વરસસુધી આસાન કેદ, અથવાદંડ, અથવા બને તથામીલકત ખરીદકરીહોયતો તે મીલકત સરકાર જપ્ત થશે. | એજ |
| १७० | કોઈ સરકારી નોકરનો વેશ લેવો. | વગર વારંટે પકડી શકે. | વારંટ | એજ | એજ | ૨ વરસસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | કોઈપણ માજીસ્ત્રેટ. |
| १७१ | કોઈ સરકારી નોકર જેવો પોશાક પેહેરતો હોય અથવા જેવી નીશાણી રાખતા હોય તેવો પોશાક અથવા તેવી નીશાણી દગલબાજીના ઈરાદાથી પેહેરવો અથવા સાથે રાખવો. | એજ | સમન | એજ | એજ | ૩ મહીનાસુધી એમાંના ગમેતે પ્રકારની કેદ, અથવા ૨૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને. | એજ |

બાબ ૧૦ મો— સરકારી નોકરોના કાયદેસર અખત્યારનો તીરસ્કાર.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| १७२ | કોઈસરકારી નોકરની તરફથી થયેલો સમનકે હુકમ નહીં પોહોચે એટલા માટે નાહાશી જવું. | વગર વારંટે પકડાયનહી | સમન | જામીન લઈ શકાય. | માડીવાળાનહી શકાય. | ૧ મહીનાસુધી આસાનકેદ, અથવા ૫૦૦ રૂપીયા દંડ અથવા બંને. | કોઈ માજીસ્ત્રેટ |
| | અગર તે સમન અથવા નોટીસમાં કોઈ શખસને કોઈ ઇનસાફની કોર્ટમાં જાતે હાજર થવા વિગરે ફરમાવ્યુ હોય તો. | એજ | એજ | એજ | એજ | ૬ મહીના સુધી આસાન કેદ અથવા ૧૦૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને. | એજ |
| १७३ | સમન અથવા નોટીસ પોહોચતી કે ચોહોડતી અટકાવવી અથવા ચોહેડયાપછી ઉખાડી નાંખવી અથવાજાહેરનામું નહીં થવા દેવું. | એજ | એજ | એજ | એજ | ૧ મહીના સુધી આસાન કેદ. અથવા ૫૦૦ રૂપીયાનો દંડ, અથવા બને. | પ્રેસીડેન્શીમાજીસ્ત્રેટ અથવા ૧લા અથવા ૨જા વરગનો માજીસ્ત્રેટ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | અગર તે પ્રમને વગેરેમાં કોઇ શખસને કોઇ ઇનસાફની કોરટમાં જાતે હાજરથવા વિગરે ફરમાવ્યું હોય તે | એજ | એજ | એજ | એજ | ૬ મહીના સુધીની આસાનકેદ, અથવા ૫૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને. | એજ |
| ૧૭૪ | કોઇ ઠેકાણે જાતે અથવા મુખત્યારની મારફતે હાજર થયાનો કાયદેસર હુકમ થયો હોય તેનહી માનવો, અથવા તે ઠેકાણેથી વગર રજાએ જવું. | એજ | એજ | એજ | એજ | ૧ મહીનાસુધીની આસાન કેદ, અથવા ૫૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને. | હરકોઇ માજીસતરેટ |
| | અગર તે હુકમમાં કોઇ શખશને કોઇ ઇનસાફની કોરટમાં જાતેહાજર થવા વગેરે ફરમાવ્યું હોય તો. | એજ | એજ | એજ | એજ | ૬ મહીનાસુધીની આસાનકેદ, અથવા ૧૦૦૦ રૂપીયાનો દંડ. અથવા બંને. | એજ |
| ૧૭૫ | કોઇ સરકારી નોકરની આગળ કાંઇલેખ હાજર કરવાની અથવા સ્વાધીન કરવાની જે શખસને કાયદા મુજબ ફરજ હોય તે શખસે તે લેખ હાજર કરવામાં ઇરાદાથી કસુરકરવી. | એજ | એજ | એજ | એજ | ૧ મહીનાસુધીની આસાન કેદ. અથવા ૫૦૦ રૂપીયાનો દંડ. અથવા બંને. | જે કોરટમાં તે ગુનો થયોહોય તે કોરટ એ કાયદાના ૩૫ માબાબના ઠરાવોને અનુસરીને; અથવાઅગર તે ગુનો કોઇ કોરટમાં નહીં થયો હોય તો પ્રેસિડેન્સી માજીસતરેટ અથવા ૧લા અથવા ૨ જા વર્ગનોમાજીસતરેટ |
| | અગર તે લેખ કોઇ ઇનસાફની કોરટમાં હાજર સ્વાધીન કરવાનું ફરમાવ્યું હોય; તો | એજ | એજ | એજ | એજ | ૬ મહીના સુધીની આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને. | એજ |
| ૧૭૬ | કોઇ સરકારી નોકરને નોટીસ અથવા ખબર આપવાની જે શખસની કાય | એજ | એજ | એજ | એજ | ૧ મહીન સુધીની આસાન કેદ. અથવા ૫૦૦ રૂપીયાનો દંડ, | પ્રેશીન્ડેસી માજીસતરેટ અથવા ૧લા |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | જે મુજબ ફરજ હોય તે શખસે તે નોટીસ અથવા ખબર ઇરાદાથી નહી આપવી. | | | | | અથવા બંને. | અથવા રજાવરગ નો માજીસતરેટ. |
| | અગરજે નોટીસ અથવા ખબર આપવી જોઇએ તે કાંઇ ગુન્હો થયા વગેના હોય તો. | એજ | એજ | એજ | એજ | ૬ મહીના સુધીની આસાન કેદ, અથવા ૧૦૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને. | એજ |
| ૧૭૭ | જાણી બુઝીને કોઇ સરકારી નોકરને ખોટી ખબર આપવી | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| | અગરે જે ખબર આપવી જોઇએ તે કાંઇ ગુન્હો થયા વગેરેની હોય તો. | એજ | એજ | એજ | એજ | બે વરસસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | એજ |
| ૧૭૮ | કોઇ સરાકારી નોકરે કાયદા મુજબશોગન ખાવાનું ફરમાવ્યા છતાં સોગન ખાવાની ના કેહેવી. | એજ | એજ | એજ | એજ | ૬ મહીના સુધીની આસાનકેદ. અથવા ૧૦૦૦ રૂપીયાનો દંડ અથવા બંને. | જે કોરટમાં તેગુન્હો થયો હોય તે કોરટથી આ કાયદાના ૩૫મા બાબના ઠરાવોનેઅનુસરીને અને અગર તે ગુન્હો કોઇારટમાં નહીં થયો હોય તો પ્રેસિડેનશી માજીસતરેટ અથવા ૧ લા અથવા રજાવરગનોમાજસ્ત્રેટ. |
| ૧૭૯ | સાચુબોલવાને કાયદા પ્રમાણે બંધાય છતાં કાંઇસવાલોના જવાબ દેવાની ના કેહેવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૮૦ | કોઇ શરકારીનોકરનીઆગળકહેલાકાંઇ મચડેર ઉપરસહીકરવાને કાયદા | એજ | એજ | એજ | એજ | ૩ મહીના સુદીની આસાન કેદ, અથવા ૫૦ રૂપીયાનો દંડ, અ૦ | એજ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | મુજબ ફરમાવ્યાં છતાં તેમ કરવાની ના કહેવી. | | | | | થવા બંને. | |
| ૧૮૧ | કોઇ સરકારી નોકરની આગળ સોગન ખાઇને જુઠો મચકુર જાણીબુઝીને કહેવો. | એજ | વારંટ | એજ | એજ | ૩ વરશ સુધીની બેમાંનાગમે તે પ્રકારનીકેદ અથવાદંડ. | શેશનકોરટ અથવા પરેડેન્સીમાજીસત રેટ અથવા ૧લાવ રગનોમાજીસ્ત્રેટ. |
| ૧૮૨ | કોઇ સરકારી નોકરપાસે તેનોકાયદેશર અખત્યાર અમલમાં આણાવીને બીજા શખશને નુંકશાન અથવા ઇજા કરાવવા શારૂ ખોટી ખબર આપવી. | એજ | સમન | એજ | એજ | ૬ મહીનાસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૧૦૦૦ રૂપીયાનો ડં, અથવા બંને. | પ્રેસિડેન્સીમાજીસત રેટઅથવા ૧લાઅ થવા ૨જા વરગ નો માજીસતરેટ, |
| ૧૮૩ | કોઇ સરકારી નોકરના કાયદેશર અખત્યારથી કઇ મીલકત જપ્ત થતી હોય તેમાં સામાથવું. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૧૮૪ | કોઇ સરકારીનોકરના અખત્યારથી વેચવા કાડેલી મીલકતનાવેચાણમાંઅડચાણકરવી. | એજ | એજ | એજ | એજ | ૧ મહીના સુધીની બેમાંનાગમેતે પ્રકારની કેદ, અથવા ૫૦૦ રૂપીયાના દંડ, અથવા બંને. | એજ |
| ૧૮૫ | કોઇ શરકારી નોકરના અખત્યારથી વેચવા કાહાડેલી મીલકત ખરીદવા ને જે શખશ કાયદા પ્રમાણે અશકત હોયતે શખશે તેની માગણીકરવી. અથવા માગણી કરયાથી જે ફરજ પોતાની ઉપર આવતી હોયતે અદાકરવાનો ઇરાદો નહીં છતાંમાગણી કરવી. | એજ | એજ | એજ | એજ | ૧ મહીનાસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૨૦૦ રૂપીયાના દંડ અથવા બંને. | એજ |
| ૧૮૬ | કોઇ સરકારી નોકરને તેના સરકારીકામ કરવામાં અડચાણ કરવી. | એજ | એજ | એજ | એજ | ૩ મહીનાસુધીની બેમાંનાગમેતે પ્રકારની કેદ અથવા ૫૦૦ રૂ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | દાથી અગ્નિવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદાર્થ વડેબીગાડ કરવો. | | | લઇ શકાય | | ૧૦વરશ સુધીની એમાના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ | |
| ૪૩૭ | તુતકવાળા વાહાણના અથવા ૨૦ ટનના ભારના વાહાણનો નાશ કરવાના ઇરાદાથી અથવા તેનાં વાહાણને જોખમ ભરેલુ કરવાના ઇરાદાથી બીગાડ કરવો. | એજ | એજ | એજ | એજ | ૧૦વરશ સુધી એમાંના ગમે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| ૪૩૮ | છેલી કલમમાં બયાન કરેલો બિગાડ અગ્નિવડે અથવા અવાજસાથે ફુટે એવા કાંઇ પદાર્થવડે કરયો હોય તો. | એજ | એજ | એજ | એજ | જીવતાંસુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસસુધી એમાંના ગમે કેદ, તથા દંડ. | સેશન કોરટ |
| ૪૩૯ | ચોરી વિગેરે કરવાના ઇરાદાથી વાહાણને કીનારાપર ચડાવી દેવુ. | એજ | એજ | એજ | એજ | ૧૦ વરસ સુધીની એમાંનાગમે પ્રકારની કેદ, તથા દંડ, | એજ |
| ૪૪૦ | મોત અથવા વ્યથા કરવાની તઇયારી કરીને બીગાડ કરવો વગેરે. | એજ | એજ | એજ | એજ | ૫ વરસસુધીની એમાંના ગમેતે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |

સાપરાધ પ્રવેશ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૪૭ | સાપરાધ પ્રવેશ. | વગરવારંટે પકડી શકે | સમન | જામીન લઇ શકાય. | માંડીવાળી શકાય | ૧ મહીનાસુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા ૫૦૦ રૂપીયાનો દંડ, અથવા બંને. | કોઇપણ માજીસ્ત્રેટ. |
| ૪૪૮ | ગ્રહ-પ્રવેશ. | એજ | વારંટ | એજ | એજ | ૧ વરસસુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા ૧૦૦૦રૂપીયાનો દંડ અથવા બંને | એજ |
| ૪૪૯ | મોતની શિક્ષા થઇશકે એવો કોઇ ગુન્હો કરવાસારૂ ગ્રહ પ્રવેશ કરવો. | એજ | એજ | જામીન નહી લઇ શકાય | માંડીવાળી નહી શકાય | જીવવાંસુધી સમુદ્રપાર અથવા ૧૦ વરસસુધી સખ્ત કેદ, તથા દંડ. | સેશન કોરટ |
| ૪૫૦ | જીવતાંસુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ ગ્રહ પ્રવેસ કરવો. | એજ | એજ | એજ | એજ | ૧૦ વરશ સુધીની એમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૫૧ | કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવાસારૂ ગ્રહ પ્રવેશ કરવો. | એજ | એજ | જામીન લઈ શકાય | એજ | ૨ વરસસુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | કોઇપણમાજીસ્તરેટ |
| | અગર તે ગુન્હો ચોરીનો હોય તો. | એજ | એજ | જામીન નહી લઈશકાય | એજ | ૭ વરસ સુધીની એમાંનાગમેતે પ્રકારની કેદ તથા દંડ. | સે૦ કો૦ મે૦ મા૦ અથવા ૧લા અથવા ૨ જા વ૦ મા૦ |
| ૪૫૨ | વ્યથા અથવા હુમલો વગેરે કરવાની તઈયારી કરયા પછી ગ્રહ પ્રવેશ કરવો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૫૩ | ગુપ્ત ગ્રહ પ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું. | એજ | એજ | એજ | એજ | ૨ વરસસુધી એમાંનાગમેતેપ્રકારની કેદ, અથવા દંડ, | મે૦ મા૦ અથવા ૧ લા અથવા ૨ જા વ૦ મા૦ |
| ૪૫૪ | કેદની શીક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુન્હો કરવાસારૂ ગુપત ગ્રહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની એમાંનાગમેતે પ્રકારનીકેદ તથ દંડ | સેસનકોરટ પરેસીડેન્સી માજીસ્તરેટ અથવા૧લા અથ ૨ જાવરગનો માજીસ્ત્રેટ. |
| | અગર તે ગુન્હો ચોરીનો હોય તો. | એજ | એજ | એજ | એજ | ૧૦ વરસસુધીનીએમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૪૫૫ | વ્યથા અથવા હુમલો વગેરે કરવાની તઈયારી કરીને ગુપત ગ્રહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. | એજ | એજ | એજ | એજ | એજ | સે૦ કો૦ મે૦ મા૦ અથવા પેહેલા વ૦ માજીસ્તરેટ. |
| ૪૫૬ | રાતે ગુપત ગ્રહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | સે૦ કો૦ પરેસીડેન્સી માજીસ્ત્રેટ અથવા ૧ લા અથવા ૨ જા ૧૦ મા૦ |
| ૪૫૭ | કેદની શીક્ષા થઇ શકતી હોય એવો ગુન્હો કરવાસારૂ રાતોગ્રહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. | એજ | એજ | એજ | એજ | ૫ વરસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |
| | અગર તે ગુન્હો ચોરીનો હોય તો. | એજ | એજ | જામીન નહી | એજ | ૧૪ વરસ સુધી એમાંના ગમેતે | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | લઇ શકાય | | પ્રકારની કેદ તથા દંડ | |
| ૪૫૮ | વ્યથા વગેરે કરવાની તઇયારી કરીને રાતે ગુપત ગ્રહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું. | એજ | એજ | એજ | એજ | એજ | સે૦કો૦પરે૦મા૦અથવા ૧ લા વરગના માજીસ્તરેટ. |
| ૪૫૯ | ગુપત ગ્રહ પ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઇને મહાવ્યથા કરવી. | એજ | એજ | એજ | એજ | જીવતાંસુધી સમુદ્રપાર, અથવા ૧૦ વરસસુધી એમાંનાગમેતે પ્રકારની કેદ, તથા દંડ, | સેશન કોરટ |
| ૪૬૦ | ઘણા શખસો રાતે ઘર ફોડવા વગેરેમાં સામીલ હોય અને તેઓ માંનો કોઇ એક મોત અથવા મહાવ્યથા કરે તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૬૧ | કાંઇ બંધ કરેલાં નીધાનમાં કાંઇ મીલકત હોય અથવા કાંઇ મીલકત છે એમ ધારણું હોય તે નીધાનને બદદયનતથી ફોડવું અથવા બીજી રીતે ઉઘાડવું | એજ | એજ | જામીન લઇ શકાય | એજ | ૨ વરસસુધી એમાંનાં ગમેતેપ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | પરેશીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગનો માજીસતરેટ. |
| ૪૬૨ | તેજ ગુન્હો જ્યારે તે નીધાન જેને સોંપ્યું હોય તે માણસ કરે ત્યારે. | એજ | એજ | એજ | એજ | ૩ વરસસુધીની એમાંના ગમેતે પ્રકારના કેદ, અથવા દંડ અથવા બંને. | સેસનકોર્ટ પરેશીડેન્શી માજીસ્ત્રેટ અથવા ૧ લા અથવા બીજા વરગનો માજીસ્ત્રેટ. |

બાબ ૧૮ મો—લેખ સબંધી તથા વેપારની અથવા મીલકતની નિશાણીઓ સબંધીગુન્હા.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૬૫ | લેખ ખોટો બનાવવો. | વગર વારંટે પકડાય નહીં | વારંટ | જામીન લઇ શકાય | માંડીવાળી ન શકાય | ૨ વરસસુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | સેશનકોરટ |
| ૪૬૬ | કોઇ ઇનસાફની કોરટનું દફતર અથવા જન્મ વિગેરે બાબતનો સરકારી નોકર રાખતો હોય તેહેવો રજીસ્ટર ખોટો બનાવવો. | એજ | એજ | જામીનનહીં લઇ શકાય. | એજ | ૭ વરસસુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ. | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૬૭ | કાંઈ કીમતી દસ્તાવેજ અથવા વિલઅથવા કાંઈ કીમતી દસ્તાવેજ એટોબનાવવો કે કોઈના નામપર કરી આપવાનો અથવા કાંઈ નાણા વગરે લેવાનો અખત્યાર ખોટો બનાવવો. | એજ | એજ | એજ | એજ | જીવતાંસુધી સમુદ્રપાર, અથવા ૧૦ વસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ | એજ |
| | તે કીમતી દસ્તાવેજ ઈંડિયા સરકારની પ્રામિસરી નોટ હોય તો. | વગરવારંટે પકડી શકે. | એજ, | એજ | એજ | એજ | એજ |
| ૪૬૮ | ઠગાઈ કરવાના કારણસ ખોટો લેખ બનાવવો. | વગર વારંટે પકડાયનહી | એજ | એજ | એજ | ૭ વસસુધીની એમાંના ગમે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૬૯ | કોઇ શખસની આબરૂને હાનીકરવાનાકારણસર અથવા તેટલામાટે વાપરવામ આવશે એમ જાણીને, ખોટો લેખ બનાવવો. | એજ | એજ | જામીન લઈ શકાય | એજ | ૩ વસસુધીની એમાંના ગમેતે પ્રકારની કેદ, તથા દંડ | એજ |
| ૪૭૧ | જાણી બુઝીને બનાવટનો લેખ ખરા દાખલ વાપરવો. | એજ | એજ | એજ | એજ | લેખ ખોટો બનાવવની શિક્ષા | એજ |
| | તે ખોટો બનાવટનો લેખ ઈંડીયા સરકારની પ્રામીસરી નોટ હોય તો. | વગર વારંટે પકડી શકે | એજ | જામીનનહી લઈ શકાય | એજ | એજ | એજ |
| ૪૭૨ | હિંદુસ્તાનના ફોજદારીકાયદાની ૪૬૭મી કલમ મુજબ શિક્ષા થઈ શકેએવો ખોટો લેખ બનાવતાનો ગુન્હોકરવાના ઈરાદાથી ખોટી મોહોર પતરૂં વગરે બનાવવું અથવા તેવું જાણી બુઝીને કબજામાં રાખવુ | વગરવારંટે પકડાયનહી | એજ | એજ | એજ | જીવતાંસુધી સમુદ્રપાર અથવા ૭ વસસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૪૭૩ | હિંદુસ્તાનના ફોજદારી કાયદાની૪૬૭ મીકલમ સીવાય બીજી કોઇ કલમ મુજબ શિક્ષાથઇ શકે એવોખોટો લેખ બનાવવાનો ગુન્હો કરવાના | એજ | એજ | એજ | એજ | ૭ વરસસુધી એમાંના ગમેતેપ્રકરની કેદ, તથા દંડ. | એજ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ઇરાદાથી ખોટી મોહોર પતરૂ વિગેરે બનાવવુ અથવા તેવા ઇરાદાથીકબજામાં રાખવુ. | | | | | | |
| ૪૭૪ કોઇ લેખ ખોટા બનાવેલો છે એવુ જાણીને તે ખરાદાખલ વાપરવાના ઇરાદાથી કબજામાં રાખવો અગર તેદસ્તાવેજ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૬ મી કલમમાં કહેલા કોઇ પ્રકાર માંનો હોય તો. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| તે અગર કીમતી દસ્તાવેજ અથવા વિલ હોય તો. | એજ | એજ | જએ | એજ | જીવતાંસુધી સમુદ્રપાર અથવા ૭ વર્સસુધી એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ | એજ |
| ૪૭૫ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના લેખોનુ ખરાપણુ દેખાડવાસારૂ વપરાતી હોય એવી કાંઈ મુદ્રા અથવા નીશાણી ખોટી બનાવવી અથવા ખોટીનીશાણીકરેલોપદાર્થકબજામાંરાખવો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૪૭૬ હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના લેખનુ ખરાપણુ દેખાડવાસારૂ વપરાતી હોય એવી કાંઇ મુદ્રા અથવાનીશાણી ખોટીબનાવવી અથવા ખોટી નીશાણી કરેલો પદાર્થ કબજામાં રાખવો. | એજ | એજ | એજ | એજ | ૭ વર્સસુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૭૭ કોઇ વીલને દગલબાજીથી છુપાવવું, ચેરી નાખવું અથવા તેનો નાશકરવો અથવા તેમકરવાની કોશીશ કરવી.. | એજ | એજ | એજ | એજ | જીવતાંસુધી સમુદ્રપાર, અથવા ૭ વરસસુધી એમાંના ગમેતે પ્રકારની, કેદ તથા દંડ! | એજ |

વેપારની તથા મીલકતની નિશાણીઓ બાબત.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૮૨ | કોઇ શખ્સને છેતરવા અથવા નુકશાન કરવાના ઇરાદાથી કાંઇ ખોટી વેપારની અથવા મીલકતની નીશાણી વાપરવી | વગર વારંટે પકડાયનહી | વારંટ | જામીન લઇ શકાય | માંડી વાળી ન હી શકાય | ૧ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને | મે૦ મા૦ અથવા ૧ લા અથવા ૨ જા વ૦ માજીસ્તરેટ |
| ૪૮૩ | કોઇ બીજો માણસ કાંઇ વેપારની અથવા મીલકતની નિશાણી વાપરતો હોય તેવી નીશાણી હાની અથવા નુકશાન કરવાના ઇરાદાથી ખોટી બનાવવી | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને | એજ |
| ૪૮૪ | કોઇ સરકારી નોકર જે મીલકતની નશાણી વાપરતો હોય અથવા કાંઇ નિલકતની બનાવટ, જાત, વગેરે બતાવવા સારૂ તેણે જે નીશાણી વાપરતો હોય તેવી નીશાણી ખોટી બનાવવી. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ. | સે૦ કો૦ પ્રે૦ મા૦ અથવા ૧ લા વરગના માજીસ્તરેટ |
| ૪૮૫ | કોઇ છાપ, પત્ર અથવા કાંઇ સરકારી કે ખાનગી મીલકતની અથવા વેપારની નિશાણી ખોટી બનાવવાનું કાંઇબીજુ હથીયાર દગલબાજીથી બનાવવું અથવા કબજામાં રાખવું. | એજ | એજ | એજ | એજ | ૩ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને | એજ |
| ૪૮૬ | ખોટી મીલકતની અથવા વેપારની નિશાણી જેઉપર હોય એવો માલ જાણી બુઝીને વેચવો. | એજ | એજ | એજ | એજ | ૧ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદ, તથા દંડ, અથવા બંને | મે૦ મા૦ અથવા ૧ લા અથવા ૨ જા વ૦ મા૦ |
| ૪૮૭ | કોઇ ગાંસડી કે બરદાન મધે માલ હોય તે ઉપરથી દગલબાજીથી કાંઇ ખોટી નીશાણી કરવી એવા ઇરાદાથી કે તેમધે માલ નહી હોય તે માલ તે મધે છે એમ માનવામાં આવે તોરે | એજ | એજ | એજ | એજ | ૨ વરસ સુધી એમાંનાં ગમે તે પ્રકારની કેદ, અથવા દંડ અથવા બંને. | સેસન કોર્ટ પ્રેસીડેન્સી માજીસ્તરેટ અથવા ૧ લા અથવા ૨ જા વરગના માજીસ્તરેટ. |
| ૪૮૮ | તેવી કાંઇ ખોટી નીશાણીનો ઉપયોગ કરવો | એજ | એજ | એજ | એજ | એજ | એજ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૯૪ | વર અથવા વહુની હયાતીમાં ફરીથી લગ્ન કરવું. | એજ | એજ | જામીન લઈ શકાય | એજ | ૭ વરસ સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદ તથા દંડ. | એજ |
| ૪૯૫ | તેજ ગુનેહોપણ જે શખસની સાથેપાછળનું લગ્ન થાય તેહેનાથી આગળનાં લગ્નની વાત છુપાવીને કરેલ | એજ | એજ | જામીન નહી લઈ શકાય | એજ | ૧૦ વરસસુધી બેમાંનાગમેતેપ્રકારની કેદ, અથવા દંડ, | એજ |
| ૪૯૬ | કાયદા મુજબ લગ્ન નહી થતાં કોઈશખસ દગાસબાજીના ઈરાદાથી અવાદી ધિએ લગ્ન વિધી. | એજ | એજ | એજ | એજ | ૭ વરસ સુધીની બેમાંનાગમેતે પ્રકારનીકેદ તથા દંડ | એજ |
| ૪૯૭ | છિનાળું. | એજ | એજ | એજ | એજ | ૫ વરસ સુધી બેમાંના ગમેતે પ્રકારની કેદઅથવા દંડ અથવા બંને | પ્રે૦ મા૦ અથવા ૧ લા વ૦ માજીસ્ટ્રેટ |
| ૪૯૮ | સાપરાધ ઈરાદાથી કોઈપરણેલીસ્ત્રીને ફોસલાવી લઈ જવી અથવા રોકી રાખવી. | એજ | એજ | એજ | એજ | ૨ વરસસુધી બેમાંના ગમે તે પ્રકારની કેદ અથવા દંડ અથવા બંને. | પ્રે૦ મા૦ અથવા ૧ લા અથવા ૨ જા વ૦ મા૦ |
| | બાબ ૨૧ મો—આબરૂ લેવા બાબત | | | | | | |
| ૫૦૦ | આબરૂ લેવી. | વગરવારંટેપકડાય નહી | વારંટ | જામીન લઈ શકાય | માંડીવાળીશકાય | ૨ વરસસુધી આસાનકેદ અથવા દંડ અથવા બંને. | સે૦ કો૦ પ્રે૦ મા૦ અથવા પેહેલા અથવા ૨ જા વ૦ મા૦ |
| ૫૦૧ | કોઈ બાબત આબરૂ લેવા જેવી છેએવું જાણીને તે છાપવી અથવા કોતરવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| ૫૦૨ | આબરૂ લેવા જેવી બાબતવાળી છાપેલી અથવા કોતરેલી વસ્તુ તે તેહેવી છે એમ જાણ્યાં છતાં વેચવી. | એજ | એજ | એજ | એજ | એજ | એજ |
| | બાબ ૨૨ મો—સાપરાધ ધમકી, તિરસ્કાર, તથા દુઃખબાબત. | | | | | | |
| ૫૦૪ | સુલેહનો ભંગ કરાવવાના ઈરાદાથી કોઈના તિરસ્કાર કરવો. | વગરવારંટેપકડાયનહી | વારંટ | જામીન લઈ શકાય | માંડીવાળીશકાય. | ૨ વરસસુધીની બેમાંનાગમેતેપ્રકારની કેદ, અથવા દંડ, અથવા બંને. | કોઈપણ માજીસ્ટ્રેટ |

| | લીતો નહી | વારંટ. | લઇશકાય ના લીતો નહી | | | | |
|---|---|---|---|---|---|---|---|
| બીજા કાયદા તોડીને કરેલા ગુન્હા. | | | | | | | |
| મોતની અથવા સમુદ્રપારકરવાનીઅથવા ૭ વરસસુધી અથવાં તે કરતાવધતી મુદતનીકેદનીશિક્ષાજોગહોયતો ત્રણવરસકરતાં વતી મુદતની અને ૭વરસથી ઓછી મુદતની શિક્ષા જોગ હોય તો. | વગર વારંટે પકડી શકે | વારંટ | જામીનનહી લઇ શકાય | માંડીવાળીન હીશકાય | | | આ કાયદાની ૨૯ મી કલમના ઠરાવ પ્રમાણે; |
| | એજ | એજ | એજ | એજ | | | |
| | | | સન ૧૮૭૮ નાહિંદુસ્તાનનાહથિઆરબંધતનાઆકટની ૯ મી કલમમુજબના મુકદમાઓ જ જે જામીન લઇ શકાય તેવા છેનેશીવાયના બીજા; | | | | |
| ત્રણ વરસથી ઓછી મુદતની શિક્ષા જોગ હોય તો. | વગ વારંટેપ; કડાય નહી | સમન | જામીન લઇ શકાય | એજ | | | |
| એકલા દંડની શિક્ષા જોગ હોય તો | એજ | એજ | એજ | એજ | | | |

## પરિશિષ્ટ ૩ જું

### જીલ્લામાંના માજીસતરેટોના સાધારણ અખત્યાર,

### ૧—ત્રીજા વરગના માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૧) ગુન્હેગારને પકડવાનો અથવા પોતાની સમક્ષ પકડવાનું ફરમાવવાનો અખત્યાર, કલમ ૬૫ મી.

(૨) વારંટ ઉપર શેરો લખવાનો અખત્યાર, અથવા વારંટની રૂએ પકડેલા કોઇ તોહોમતવાળા શખસને ખશેડવાનો હુકમ કરવાનો અખત્યાર, કલમ ૮૩ મી. ૮૪ મી, તથા ૮૬ મી.

(૩) પોતાની આગળ ન્યયાધીકારની રૂએ આવેલાં કામોમાં જાહેરનામાં કાહાડવાનો અખત્યાર, કલમ ૮૭ મી.

(૪) પોતાની આગળ ન્યાયાધીકારની રૂએ આવેલાં કામોમાં મીલકત જપ્ત કરીને વેચવાનો અખત્યાર, કલમ ૮૮ મી.

(૫) જપ્ત કરેલી મીલકત પાછી આપવાનો અધિકાર, કલમ ૮૯ મી.

(૬) ઝડો લેવાનું વારંટ કાહાડવાનો અખત્યાર, કલમ ૯૬ મી,

(૭) ઝડે પોતાનાં વારંટ ઉપર શેરો કરવાનો, તથા જડેલી વસ્તુ આપવાનો હુકમ કરવાનો, અખત્યાર, કલમ ૯૯ મી.

(૮) પોલીસની તપાસ ચાલતી હોય તે વખતે કબુલાતો અથવા મજકુરો લખી લેવાનો અખત્યાર, કલમ ૧૬૪ મી.

(૯) પોલીસની તપાસ ચાલતી હોય તે વખતે કોઇ શખસને અટકાવી રાખવાનો અખીતાર આપવાનો અખત્યાર, કલમ ૧૬૭ મી.

(૧૦) તોહોમતવાળો શખસ કોરટમાં માલુમ પડે તેને અટકાવી રાખવાનો અખત્યાર, કલમ ૩૫૧ મી,

(૧૧) શકવાળી મીલકત બગડીજાય એવી હોયતેને વેચવાનો અખત્યાર, કલમ ૫૫મ૨ મી.

### ૨—બીજા વરગના માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૧) ત્રીજા વરગના માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૨) જે મુકદમામાં તે માજીસતરેટને ઇનસાફ કરવાની અથવા ઇનસાફ થવા માટે કમીટ કરવાની હુકમત હોય તે મુકદમામાં ગુન્હાની તપાસ કરવાનો પોલીસને હુકમ કરવાનો અખત્યાર, કલમ ૧૫૫ મી

### ૩—પેહેલા વરગના માજીસતરેટોના સાધારણ અખત્યાર.

(૧) બીજા વરગના માજીસતરેટના સાધારણ અખત્યાર.

(૨) કાંઇ ચોકશી ચાલતી હોય તે પ્રસંગ શીવાય બીજે પ્રસંગે ઝડો લેવાનાં વારંટ કાહાડવાના અખત્યાર, કલમ ૯૮ મી.

[૩] ગેરવ્યાજબી રીતે કેદ કરેલા શખસોના શોધ કરવા સારૂ ઝડો લેવાનું વારંટ કાહાડવાનો અખત્યાર કલમ ૧૦૦ મી.

(૪) મુલેહ રાખવા બાબત તારણ માગવાનો અખત્યાર કલમ ૧૦૭ મી.

(૫) સારી રીતે ચાલવા બાબત તારણ માગવાનો અખત્યાર, કલમ ૧૦૯ મી,

(૬) કબજાનાં કામોમાં હુકમો વીગેરે કરવાનો અખત્યાર, કલમ ૧૪૫ મી, ૧૪૬ મી. તથા ૧૪૭ મી;

(૭) ઇનસાફ થવા માટે કમીટ કરવાનો અખત્યાર, કલમ ૨૦૬ મી;

(૮) ફરીઆદી ન હોય ત્યારે કામ બંધ કરવાનો અખત્યાર, કલમ ૨૪૯ મી;

(૯ ગુજરાન બાબત હુકમો કરવાનો અખત્યાર, કલમ ૪૮૮ મી તથા ૪૮૯ મી;

૪—પેટા તુકડી માજીસતરેટના સાધારણ અખત્યાર;

(૧) પેહેલા વરગના માજીસતરેટના સાધારણ અખત્યાર;

(૨ જામીનદારના નામનાં વારંટ લખવાનો અખત્યાર, કલમ ૭૮ મી;

(૩) સ્થાનીક અપકારક કૃત્યો સંબંધી હુકમો કરવાનો અખત્યાર કલમ ૧૩૩ મી

(૪) અપકારક કૃત્ય ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમ કરવાનો અખત્યાર કલમ ૧૪૩ મી;

(૫) ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખત્યાર,

(૬) તજવીજ કરવાનો અખત્યાર, કલમ ૧૭૪ મી;

(૭) સ્થાનીક હકુમત માંહેના જે શખસે તે હકુમતની બાહાર કાંઈ ગુન્હો કરયો હોય તે શખસને માટે મોસેસ કાહાડવાનો અખત્યાર, કલમ ૧૮૬ મી;

[૮] ફરીઆદ દાખલ કરવાનો અખત્યાર, કલમ ૧૯૧ મી.

(૯) પોલીસના રીપોર્ટો લેવાનો અખત્યાર, કલમ ૧૯૧ મી:

(૧૦) ફરીયાદ વગર મુકદમા દાખલ કરવાનો અખત્યાર, કલમ ૧૯૧ મી;

(૧૧) તાબા માંહેના માજીસતરેટની પાસે મુકદમા મોકલવાનો અખત્યાર કલમ ૧૯૨

(૧૨) તાબા માંહેના માજીસતરેટ લખી લીધેલાં કામ ઉપરથી શીક્ષાનો હુકમ કરવાનો અખત્યાર, કલમ ૩૪૯ મી.

(૧૩) ફલાણી મીલકત ચોરી વીગેરેની છે એવું કેહેવામાં આવ્યું હોય અથવા એવો શક આવ્યો હોય તે મિલકત વેચવાનો અખત્યાર, કલમ ૫૨૪ મી;

(૧૪) અપીલો શીવાય બીજા મુકદમા લઇ લેવાનો, તથા તેઓનો ઇનસાફ કરવાનો અથવા ઇનસાફ થવા માટે બીજા પાસે મોકલવાનો અખત્યાર, કલમ ૫૨૮;

૫—જીલા માજીસતરેટના સાધારણ અખત્યાર;

(૧) પહેલા વરગનો માજીસતરેટ હોય એવા પેટાતુકડી માજીસતરેટનાસાધારણઅખત્યાર;

(૨) ટપાલખાતાના અથવા તારખાતાના અધીકારીઓના કબજામાંના દસ્તાવેજ માટે ઝાડો લેવાનાં વારંટો કાહાડવાનો અખત્યાર, કલમ ૯૬ મી;

(૩) સારી રીતે ચાલવાને અથવા સુલેહ રાખવાને બાંધી લીધેલા શખસોને છુટા કરવાનો અખત્યાર, કલમ ૧૨૪ મી.

(૪) સુલેહ રાખવા બાબતનુ ખત રદ કરવાનો અખત્યાર, કલમ ૧૨૫ મી.

[૫] સંક્ષેપ રીતે ઇનસાફ કરવાનો અખત્યાર, કલમ ૨૬૦ મી;

(૬) કેટલાએક મુકદમામાં ગુન્હાની સાબેતીના ઠરાવરદકરવાનો અખત્યારકલમ૩૫૦ મી

(૭) સારી રીતે ચાલવા બાબતનુ તારણ માગવા બાબતના હુકમ ઉપર અપીલ સાંભળવાનો અખત્યાર, કલમ ૪૦૬ મી;

[૮], ૨ જા તથા ૩ જા વરગના માજીસતરેટોએ ગુન્હાની સાબીતીના જે ઠરાવ કરયા હોય તે ઉપરથી કરેલી અપીલો સાંભળવાનો અથવા બીજા પાસે મોકલવાનો અખત્યાર, કલમ ૪૦૭ મી;

(૯) ચમ તેમાં કામનુ દફતર મંગાવવાનો અખત્યાર, કલમ ૪૩૫ મી;

(૧૦) ૫૧૪ મી કલમ પ્રમાણે કરેલા હુકમ સુધારવાનો અખત્યાર, કલમ ૫૧૫ મી;

# પરિશિષ્ટ ૪ થું.

## ઈલાકામાંના માજીસ્ત્રેટોને જે જાસ્તી અખત્યાર આપી શકાયતે.

| | | |
|---|---|---|
| પહેલા વર્ગના માજીસ્ત્રેટને જે અખીકાર આપી શકાતે. | સ્થાનિક સરકારથી. | ૧. સારી રીતે ચાલવા બાબતનું તારણું માગવાનો અખત્યાર કલમ ૧૧૦ મી: |
| | | ૨. સ્થાનિક અપકારક કૃત્યો સંબંધી હુકમો કરવાનો અખત્યાર કલમ ૧૩૩ મી: |
| | | ૩. અપકારક કૃત્ય ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમ કરવાનો અખત્યાર કલમ ૧૪૩ મી. |
| | | ૪. ૧૪૪ મી કલમપ્રમાણે હુકમો કરવાનો અખત્યાર: |
| | | ૫. તજવીજો કરવાનો અખત્યાર, કલમ ૧૭૪મી: |
| | | ૬. સ્થાનિક હુકુમત માહેના જે શખશે સ્થાનિક હકુમતની બાહાર કાંઇ ગુન્હો કરયો હોય તે શખસને માટે આસેસ કાહડવાનો અખત્યાર કલમ ૧૮૬ મી: |
| | | ૭. ફરીયાદ ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧મી. |
| | | ૮. પોલીસના રીપોર્ટ ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર, કલમ ૧૯૧ મી. |
| | | ૯. ખબર ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર. કલમ ૧૯૧મી |
| | | ૧૦. સંક્ષેપરીતે ઇનસાફ કરવાનો અખત્યાર કલમ ૨૬૦ મી, |
| | | ૧૧. બીજા તથા ત્રીજા વરગના માજીસતરેટોએ ગુન્હાની સાબીતીના જે ઠરાવ કરયા હોય તે ઉપર અપીલો સાંભળવાનો અખત્યાર, કલમ ૪૦૭ની |
| | | ૧૨ ફલાણી મીલકત ચોરી વિગરેની છે એવું કહેવામાં આવ્યું હોય અથવા એવો શક આવ્યો હોય તે માલકત વેચવાનો અખત્યાર, કલમ ૫૨૪.મી |
| | જીલા 'મ જીસ્ત્રેટથી | ૧. અપકાર કૃત્યો ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમ કરવાનો અખત્યાર કલમ ૧૪૩મી. |
| | | ૨. ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખત્યાર: |
| | | ૩. તજવીજો કરવાનો અખત્યાર: કલમ ૧૭૪ મી, |
| | | ૪. ફરિયાદ ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧મી |
| | | ૫. પોલીસના રીપોર્ટો ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧ મી: |
| | | ૬, મુકદમા મોકલવાનો અખત્યાર, કલમ ૧૯૨ મી: |
| | | ૧, ફટકા મારવાની શિક્ષાના હુકમ કરવાનો અખત્યાર કલમ ૩૨મી |
| | | ૨. અપકાર કૃત્યો ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમો કરવાનો અખત્યાર, કલમ ૧૪૩,મી |
| | | ૩. ૧૪૪મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખત્યાર. |

સ્થાનિક સરકારથી

૪. તજવીજે કરવાનો અખત્યાર, કલમ ૧૭૪મી:
૫. ફરિયાદ ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર. કલમ ૧૯૧મી
૬. પોલીસના રીપોર્ટો ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર ક લમ ૧૯૧મી.
૭. ખબર ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર, કલમ૧૯૧મી
૮. ઈનસાફ થવામાટે કમીટ કરવાનો અખત્યાર કલમ ૨૦૬ ઠી:

બીજા વરગના માજીસ્ત્રેટને જે અધીકાર આપીશકાય

૧. અપકારક કૃત્યો ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમો કરવાનો અખત્યાર, કલમ ૧૪૩,મી:
૨. ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખત્યાર.
૩, તજવીજે કરવાનો અખત્યાર, કલમ ૧૭૪ મી:

જીલ્લા માજીસ્ત્રેટથી

૪, ફરીયાદ ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર, કલમ ૧૯૧મી
૫. પોલીસના રીપોર્ટો ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર, કલમ ૧૯૧ મી:

સ્થાનિક સરકારથી

૧. અપકારક કૃત્યો ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમો કરવાનો અખત્યાર, કલમ ૧૪૩ મી:
૨. ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખત્યાર:
૩, તજવીજે કરવાનો અખત્યાર. કલમ ૧૭૪ મી:
૪. ફરીયાદ ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર, કલમ૧૯૧મી
૫. પોલીસના રીપોર્ટો ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર, કલમ ૧૯૧ મી:
૬. ઈનસાફ થવા માટે કમીટ કરવાનો અખત્યાર કલમ ૨૦૬ઠી

ત્રીજા વરગના માજીસ્ત્રેટને જે અધીકાર આપી શકાય તે

૧, અપકારક કૃત્યો ફરીથી કરવાની મના કરવા બાબતના હુકમો કરવાનો અખત્યાર, કલમ ૧૪૩ મી:
૨. ૧૪૪ મી કલમ પ્રમાણે હુકમો કરવાનો અખત્યાર:
૩, તજવીજે કરવાનો અખત્યાર, કલમ ૧૭૪ મી,

જીલ્લા માજીસ્ત્રેટથી

૪. ફરીયાદ ઉપરથી ગુન્હા સાંભળવાનો અખત્યાર કલમ ૧૯૧મી:
૫, પોલીસના રીપોર્ટો ઉપરથી ગુના સાંભળવાનો અખત્યાર, કલમ ૧૯૧ મી,

પેટા તુકડીમ જીસ્ત્રેટને જે અધીકાર આપીશકાય તે — સ્થાનિક સરકારથી

દફતર મગાવવાનો અખત્યાર. કલમ ૪૩૫.

## પરિશિષ્ટપજુ

### નમુના.

**૧—તહોમતવાળા શખસની ઉપર સમન.**

(૬૮ મી કલમ જુઓ.)

ના રેહેવાસી જોગ

(આ ઠેકાણુ મુખ્તેસરમાં જે ગુન્હા તહોમતમાં મુકયું હોય તે ગુન્હો લખવો) ના તહોમતનો જવાબ દેવા સારૂ તમારે હાજર થવું જરૂર છે માટે તમને આ સમન ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમે જાતે (અથવા પ્લીડરની મારફતે હાજર થ

વાનું ફરમાવવું હોય તો લખવું કે પ્લીડરની મારફતે) ના (માજી સ્ટ્રેટની] આગળ ની તારીખે હાજર થજો એ પ્રમાણે કરવામાં કસુર કરશો નહીં. તારીખ માહે સન ૧૮

(મોહોર) (સહી)

૨.—પકડવાનું વારંટ

[૭૫મી કલમ જુઓ.]

[આ ઠેકાણે જે શખસ અથવા શખસો તે વારંટ બજાવવાના હોય તે શખસ અથવા શખસોના નામ તથા તે કોણ છે તે લખવું.) જોગ

ના રેહેવાશી ની ઉપર (આ ઠેકાણે જે ગુન્હો હોય તે લખવે) ના ગુન્હાનું તહોમત છે માટે તમને આ વારંટ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમે સદરહુ ને પકડીને હમારી આગળ હાજર કરો. એ પ્રમાણે કરવામાં કસુર કરશો નહીં. તારીખ માહે સન ૧૮

[મોહોર.] (સહી)

(૭૬ મી કલમ જુઓ.)

એ વારંટની પાછળ નીચે મુજબ શેરો લખી શકાય:—

સદરહુ જો અમારી આગળ ની તારીખે હાજર થવા સારૂઅને અમે બીજી રીતનો હુકમ કરીએ ત્યાં લગી એ પ્રમાણે હાજર થયા કરવાસારૂ પોતે રકમની જામીનની લખી આપે અને તેના સાથે રકમનો એક જામીન (અથવા બે જામીન દરએક રકમનો] આપે તો તેને છોડવાનો અધિકાર છે

તારીખ માહે સન ૧૮

(સહી.)

૩—વારંટની રૂએ પકડયા પછી ખત તથા જામીન ખત.

(૮૬ મી કલમ જુઓ.)

હું [આ ઠેકાણે નામ લખવું], ના રેહેવાશી નાં તહોમતનો જવાબ દેવા સારૂ મને હાજર થવાની જરૂર પાડવાને કાહાડેલાં વારંટની રૂએ ના જીલ્લા માજીસ્ટ્રેટની (અથવા જે હોય તેની] આગળ મને આણ્યા ઉપરથી આ ખત લખી આપીને બંધાઉ છું કે સદરહુ તહોમતનો જવાબ દેવાને આવતા ની તારીખે ની કોરટમાં હાજર થઇશ અને કોરટ બીજી રીતનો હુકમ કરે ત્યાં લગી એ પ્રમાણે હાજર થયા કરીશ; અને એ બાબતમાં જો હું કસુર કરૂં તો હું બંધાઉછું કે મલીકા માયાઝમા રાણીસાહેબ કૈસરે હિંદને રૂપીયાની રકમ મારે ગુન્હેગારીમાં આપવી તા૦ માહે સન ૧૮

(શહી)

આ ઉપરથી હું જાહેર કરૂંછું કે હું ઉપર લખેલા ના રેહેવાશી નો જામીન થઉંછું કે જે તહોમત ઉપરથી એને પકડવામાં આવ્યો છે તે તહોમતનો જવાબ દેવાને તે ની કોરટમાં ની આગળ આવતા ની તારીખે હાજર થશે, તથા કોરટ બીજી રીતનો હુકમ કરે ત્યાં લગી એ પ્રમાણે હાજર થયા કરશે, અને એ બાબતમાં જો એ કસુર કરે તો આ ઉપરથી હું બંધાઉ

છું કે મલીકા માયાલમા રાણીસાહેબ કઇસરે હિંદને રૂપીયાની રકમ મા

ફ ગુનેહગારીમાં આપવી. તા૦ માહે સન ૧૮

(સહી.)

---

૪—તહોમતવાળા શખસને હાજર થવાનું ફરમાવવા બાબતનું જાહેરનામું

(૮૭ મી કલમ જુઓ)

મારી આગળ ફરીયાદ કરવામાં આવી છે કે (આ ઠેકાણે નામ લખવું તથા વર્ણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક નો ગુનેહો કરયો છે [અથવા કરયો એવો શક આવ્યો છે], અને તે ઉપરથી પકડવાનું વારંટ કાહાડેલું તે ઉપર એવો સેરો લખાઇ આવેલો છે કે સદરહુ [આ ઠેકાણે નામ લખવું] જડતા નથી, અને મારી ખાત્રી કરીને બતાવવામાં આવ્યું છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) નાશી ગયો છે [અથવા સદરહુ વારંટ પોતાની ઉપર બજે નહીં તેટલા માટે સંતાઇ જાય છે];

વાસ્તે આ જાહેરનામું કરીને ફરમાવવામાં આવે છે કે સદરહુ ના રેહેવાશીએ આ તારીખથી દિવશ માંહે સદરહુ ફરીયાદનો જવાબ દેવાને (આ ઠેકાણે જગા લખવી) માં આ કોરટની આગળ (અથવા મારી આગળ) હાજર થવું.

તારીખ માહે સન ૧૮

(સહી)

(મોહોર)

---

૫—શાહેદને હાજર થવાનું ફરમાવવા બાબતનું જાહેરનામું.

(૮૭ મી કલમ જુઓ)

મારી આગળ ફરીયાદ કરવામાં આવી છે કે (આ ઠેકાણે નામ લખવું તથા વર્ણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું] (આ ઠેકાણે મુખતેસરમાં ગુનેહો લખવો) નો ગુનેહો કરયો છે (અથવા કરયો એવો શક આવ્યો છે) અને (આ ઠેકાણે શાહેદનું નામ, તે કોણ છે તે તથા તેનું ઠેકાણું લખવું] ને સદરહુ ફરયાદની બાબત સંબંધી જબાની આપવા કોરટની આગળ હાજર થવાની જરૂર પાડવાને વારંટ કાહાડવામાં આવ્યું છે; અને સદરહુ વારંટની ઉપર એવો શેરો લખાઇ આવેલો છે કે સદરહુ [આ ઠેકાણે શાહેદનું નામ લખવું) ની ઉપર બજાવણી થઇ શકતી નથી, અને મારી ખાત્રી કરીને બતાવવામાં આવ્યું છે કે તે નાશી ગયો છે (અથવા સદરહુ વારંટ પોતાની ઉપર બજે નહીં એટલા માટે સંતાઇ જાય છે)

વાસ્તે આ જાહેરનામું કરીને ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ના ગુનહાની ફરીયાદ થઇ છે તે ગુનહા સંબંધી જબાની આપવા માટે આવતા માસની તારીખે કલાકે (આ ઠેકાણે જગા લખવી) માં ના કોરટની આગળ હાજર થવું. તા૦ માહે સન ૧૮

(સહી)

(મોહોર.)

---

૬.—શાહેદને હાજર થવાની જરૂર પાડવા સારૂ જમીનો હુકમ.

(૮૮ મી કલમ જુઓ)

તું પોલીસ થાણું જે પોલીસ અમલદારના હવાલામાં હોય

તે પોલીશ અમલદાર જોગ.

આ કોરટની આગળ એક ચાલુ ફરીયાદ સંબંધી શાહેદી આપવા માટે (આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) ને હાજર થવાની જરૂર પાડવાને વારંટ યોગ્ય રીતે કાહાડવામાં આવ્યું છે, અને સદરહુ વારંટની ઉપર એવો શેરો લખાઇ આવ્યો છે કે તે બજાવી શકાતું નથી; અને મારી ખાત્રી કરીને એવું બતાવવામાં આવ્યું કે તે નાશી ગયો છે (અથવા સદરહુ વારંટ પોતાની ઉપર ન બજે એટલા માટે સતાઇ જાયછે; અને તે ઉપરથી એક જાહેરનામું યોગ્ય રીતે કાહાડીને તથા પ્રસિદ્ધ કરીને તેમાં કહેલી વખતે તથા જગાએ હાજર થઇને શાહેદી આપવાનું સદરહુ ને ફરમાવ્યું છે અને તેણે હાજર થવામાં કસુર કરી છે;

વાસ્તે આ ઉપરથી તમને અખત્યાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે તે સદરહુ ની રૂપીયાની કિમત જે જંગમ મિલકત જીલ્લામાં તમને જડે તે તમારે પકડીને જપ્ત કરવી અને આ કોરટનો બીજો હુકમ થતાં સુધી સદરહુ મીલકત તમારે જપ્તીમાં રાખવી, અને આ વારંટ કેવી રીત બજાવ્યું તેનો શેરો લખીને પાછું મોકલવું. તા૦ માહે સન ૧૮

(મોહોર) [સહી]

---

તોહોમતવાળા શખસને હાજર થવાની જરૂર પાડવા સારૂ જપ્તીનો હુકમ.

(૮૮ મી કલમ જુઓ.)

[આ ઠેકાણે જે શખસ અથવા શખસો તે વારંટ બજાવવાના હોય તે શખસ અથવા શખસોનાં નામ તથા તે કોણ છે તે લખવું) જોગ.

મારી આગળ ફરીયાદ કરવામાં આવી છે કે [આ ઠેકાણે નામ લખવું તથા વર્ણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો ના ગુન્હો કર્યો છે (અથવા કરયાનો શક આવ્યો છે.) અને તે ઉપરથી પકડવાનું વારંટ કાહાડેલું તેની ઉપર એવો શેરો લખઇ આવ્યો છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) જડતો નથી; અને મારી ખાત્રી કરીને એવું બતાવવામાં આવ્યું છે કે સદરહું [આ ઠેકાણે નામ લખવું] નાહશી ગયો છે (અથવા સદરહુ વારંટ પોતાની ઉપર ન બજે એટલા માટે સંતાઇ જાય છે) અને તે ઉપરથી એક જાહેરનામું યોગ્ય રીતે કાહાડીને તથા પ્રસિદ્ધ કરીને તેમાં એવું ફરમાવ્યું છે કે સદરહુ એ દીવસમાં સદરહુ તોહોમતનો જવાબ દેવાને હાજર થવું, અને જીલ્લાના ગામમાં (યવા કસબામાં) સરકારને મેહેસુલ આપનારી જમીન શિવાય બીજી હેઠળ લખેલી મિલકત સદરહુ ના કબજામાં છે, એટલે, અને તે મિલકત જપ્ત કરવા સારૂ હુકમ કરવામાં આવ્યો છે;

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ મિલકત પકડીને જપ્ત કરવી; અને આ કોરટનો બીજો હુકમ થતાં સુધી તેને જપ્તીમાં રાખવી અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખાને તે પાછું મોકલવું.

તારીખ માહે સન ૧૮
(મોહોર) ———— (સહી).

ડેપ્યુટી કમિશનરને કલેકટર તરીકે જમિ કરવાનો અધિકાર આપવા બાબતનો હુકમ.

[૮૮ મી કલમ જુઓ)

જીલ્લાના ડેપ્યુટી કમીશનર જોગ

મારી આગળ એવી ફરીયાદ કરવામાં આવી છે કે [આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) (હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો નો ગુન્હો કરયો છે (અથવા કરયાનો શક આવ્યો છે), અને તે ઉપરથી પકડવાનું વારંટ કાહાડેલું તેની ઉપર એવો શેરો લખાઇ આવ્યો છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું] જડતો નથી; અને મારી ખત્રી કરીને એવું બતાવવામાં આવ્યું છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું)નાશી ગયો છે (અથવા સદરહુ વારંટ પોતાની ઉપર ન બજે એટલા માટે સંતાઇ જાય છે) અને તે ઉપરથી એક જાહેરનામું યોગ્ય રીતે કાહાડીને તથા પ્રસિધ્ધ કરીને તેમાં ફરમાવ્યું છે કે સદરહુ એ દિવસમાં સદરહુ તહોમતનો જવાબ દેવાને હાજર થવું, પણ તે હાજર થયો નથી; અને જીલ્લાના ગામમાં (અથવા કસબામાં) સરકારને મેહેસુલ આપનારી અમુક જમિન સદરહુના કબજામાં છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવેછે તથા અરજકરવામાંઆવેછેકે તમારે સદરહુ જમીન જપ્ત કરવી, અને આ કોરટનો બીજો હુકમ થતાં સુધી તે જમીન જપ્તીમાં રખાવવી, અને આ હુકમની રૂએતમે જે કરયું હોય તે બાબત વગર ઢીલે લખી મોકલવુ.. તારીખ માહે સન ૧૮

(મોહોર) ———— - સહી.

૭—શાહેદને લઇ આવવા સારૂ પ્રથમજ વારંટ.

[૯૦ મી કલમ જુઓ)

(આ ઠેકાણે જે પોલીસ અમલદાર અથવા બીજો શખસ અથવા શખસો તે વારંટ બજાવવાના હોય તેનું નામ અથવા તેઓનાં નામ તથા તે કોણ છે તે લખવું ] જોગ.

મારી આગળ ફરીયાદ કરવામાં આવી છે કે ના રેહેવાશી એ (આ ઠેકાણે મુખ્તસરમાં ગુન્હો લખવો) નો ગુન્હો કરયો છે [અથવા કરયાનો શક આવ્યો છે, અને [આ ઠેકાણે શાહેદનું નામ તથા તેનું વરણન લખવું) સદરહુ ફરીયાદ સબંધી શાહેદી આપી શકશે એવો સંભવ છે; અને સદરહુ ફરીયાદની સુનાવણી વખતે તેને શાહેદ દાખલ હાજર થવાની જરૂર પાડવામાં નહી આવે તો તે એ પ્રમાણે હાજર થશે નહી એમ માનવાનું મને સારૂ અને લુગતુ કારણ છે;

વાસ્તે આ ઉપરથી તમને અધીકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને પકડવો અને જે ગુન્હાની ફરીયાદ થઇ છે તે ગુન્હા સબધી તેની જબાની લેવા માટે તેને નીતા

શીખે કોરટની આગળ આણવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે,

તારીખ માહે સને ૧૮

(મોહોર.) —— (સહી.)

૮.—કોઇ મુકરર ગુન્હાની ખબર આવ્યા પછી ઝાડો લેવાનું વારંટ,

(૯૬મી કલમ જુઓ)

(આ ઠેકાણે જે પોલીસઅમલદાર અથવા બીજો શખસ અથવા શખસો તે વારંટ બજાવવાના હોય તેનું નામ અથવા તેઓના નામ તથા તે કોણ છે તે લખવું ] જોગ.

(આ ઠેકાણે મુખતેસરમાં ગુન્હો લખવો] નો ગુનો કરયા વિશે (અથવા કરયાનો શક આવ્યા વિશે) મારી આગળ ખબર કરવામાં આવી છે (અથવા ફરીયાદ કરવામાં આવી છે] અને સદરહુ ગુન્હાની (અથવા શકવાળા ગુન્હાની) જે ચોકશી હાલ ચાલે છે, (અથવા ચાલવાની તઇયારી છે) તે ચોકશી માટે (આ ઠેકાણે જે વસ્તુ હોય તે વસ્તુ સ્પષ્ટ રીતે લખવી) રજુ કરવાની જરૂરછે એવું મને દેખાડવામાં આવ્યુંછે

વાસ્તે આ ઉપરથી તમને અખિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે તે વસ્તુ લખવી) માટે (આ ઠેકાણે જે ઘરનો અથવા જગાનો અથવા તેના જે ભાગનો ઝાડો લેવો હોય તેનું વરણન કરવું) માં શોધ કરવો, અને, તે જડે તો તાબડતોબ આ કોરટની આગળ તે રજુ કરવી,અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત, તમે એ વારંટની રૂએ જે કરયું હોય તેનો શેરો લખીને તે પાછું મોકલવુ.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે;

તારીખ માહે સને ૧૮

(મોહોર) —— (સહી)

૯—જે જગામાં ચોરીની મિલકત વિગેરે મુકવાનો શક આવ્યો હોય તે જગાનો ઝાડો લેવાનુ વારંટ

(૯૮ મી કલમ જુઓ)

(આ ઠેકાણે કાનસ્ટેબલથી ઉંચા દરજાના પોલીસ અમલદારનુ નામ તથા તેનો હુદો લખવો) જોગ.

મારી આગળ ખબર રજુ કરવામાં આવી છે, અને તે ઉપરથી યોગ્ય રીતે કરેલી ચોકશી ઉપરથી મારો મત થયો છે, કે (આ ઠેકાણે જે ઘર અથવા બીજી જગા હોય તેનું વરણન કરવુ] ચોરીની મિલકત મુકવાની (અથવા વેચવાની) જગા દાખલ વપરાય છે (અથવા તે કલમમાં જણાવેલા બીજા કારણો માંનાં અમે તે કાકારણ સારૂ તે ઘર અથવા બીજી જગા વપરાતી હોય તો તે કલમના શબ્દોમાં તે કારણ લખવું];

વાસ્તે આ ઉપરથી તમને અખિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે જેટલી મદદ જોઇએ તેટલી મદદ લઇને સદરહુ ઘરમાં (અથવા બીજી જગામાં) પેસવું, અને તે કારણસારૂ, જરૂર પડે તો, યોગ્ય જબરી કરવી, અને

સદરહુ ઘરના (અથવા બીજી જગાના, અથવા ઝાઝે થોડાએક ભાગના હેવો હોય તો તે ભાગ સ્પષ્ટ રીતે લખવો) દરએક ભાગના ઝાઝે લેવો, અને કાંઇ પણ મિલકત એ થવા દસ્તાવેજો, અથવા સ્ટાંપો, અથવા મોહોરો, અથવા (સિક્કાઓ, જેમ હોય તેમ) પકડીને કબજે લેવી— (જે પ્રસંગે જરૂર હોય તે પ્રસંગે) હેઠળ લખ્યા પ્રમાણે ઉમેરવું એટલે બનાવટના દસ્તાવેજ, અથવા ખોટા સ્ટાંપો, અથવા ખોટી મોહોરો, અથવા ખોટા શિક્કા, (જેમ હોય તેમ) બનાવવા માટે ફુલાણાં હથીયારો તથા સાહિત્ય રાખવામાં આવે છે, એમ તમને વાજબી રીતે લાગે તે હથીયારો તથા સાહીત્ય પણ પકડીને કબજે લેવાં) અને સદરહુ વસ્તુઓ માંની જેટલી કબજે લેવાય તેટલી વસ્તુ આ તાબડતોબ આ કોરટની આગળ આણવી અને આ વારંટ બજાવવામાં આવ્યે થકે તુરત તમે એ વારંટની રૂએ જે કરવું હોય તેનો શેરો લખીને પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે. તા૦ માહે સન ૧૮

(મોહોર) [સહી)

---

## ૧૦ સુલેહ રાખવા બાબત ખત.

(૧૦૬ ઠી કલમ જુઓ)

હું [આ ઠેકાણે નામ લખવું) (આ ઠેકાણે જગા લખવી] નો રેહેવાશી ની મુદત સુધી સુલેહ રાખવા બાબત ખત કરી આપવાનું મને ફરમાવવામાં આવ્યું છે, વાસ્તે આ ખતથી બંધાઉં છું કે હું સદરહુ મુદતની દરમિયાનમાં સુલેહનો ભંગ નહીં કરૂં અથવા જેથી સુલેહનો ભંગ ઘણું કરીને થય એવું કાંઇ પણ કૃત્ય નહી કરૂં; અને એ બાબતમાં હું કસુર કરૂં તો હું બંધાઉં છું કે રૂપીયાની રકમ મારે મલીકા માયાઝમા રાણીસાહેબ કઇસરે હિંદને ગુન્હેગારીમાં આપવી.

તા૦ માહે સન ૧૮

સહી.

---

## ૧૧—સારી રીતે ચાલવા બાબત ખત.

[૧૦૭ મી તથા ૧૧૦ મી કલમ જુઓ)

હું (આ ઠેકાણે નામ લખવું), [આ ઠેકાણે જગા લખવી) નો રેહેવાશી, મલીકા માયાઝમા રાણીસાહેબ કઇસરે હિંદ તરફ તથા તેમની સઘળી રઇયત તરફ (આ ઠેકાણે મુદત લખવી) ની મુદત સુધી સારી રીતે ચાલવા બાબત ખત કરી આપવાનું મને ફરમાવવામાં આવ્યું છે, વાસ્તે આ ખતથી બંધાઉં છું કે હું મલીકા માયાઝમા તરફ તથા તેમની સઘળી રઇયત તરફ સદરહુ મુદત સુધી સારી રીતે ચાલીસ, અને એ બાબતમાં હું કસુર કરૂં તો હું બંધાઉં છું કે રૂપીયાની રકમ મારે મલીકા માયાઝમાને ગુન્હેગારીમાં આપવી. તા૦ માહે સન ૧૮

સહી.

(જામિનો સાથે ખત કરી આપવાનું હોય ત્યારે હેઠળ લખેલો મચકુર ઉમેરવો)

આ ઉપરથી અમે જાહેર કરીએ છીએ કે અમે ઉપર લખેલા ના જામીન થઇએ છીએ કે તે શખસ સદરહુ મુદત સુધી મલીકા માયાઝમા રાણીસાહેબ કઇસરે હિંદ તરફ તથા તેમની સઘળી રઇયત તરફ સારી રીતે ચાલશે; અને એ બાબતમાં તે શખસ કસુર કરે તો અમે એકઠા તથા જુદા જુદા બંધાઇએ છીએ કે રૂપીયા

ની રકમ અમારે મલીકાસાયાઝમાને ગુન્હેગારીમાં આપવી. તા૦ માહે સન ૧૮

(સહી)

૧૨—સુલેહનો ભંગ થવાના સંભવ વિશે ખબર આવ્યા ઉપરથી સમન.

(૧૨૪ મી કલમ જુઓ)

ના રેહેવાશી જોગ. ખાત્રી લાયક ખબર ઉપર થી મને એવું દેખાડવામાં આવ્યું છે કે (આ ઠેકાણે તે ખબરનો સાર લખવો] અને તમે સુલેહનો ભંગ (અથવા જેથી સુલેહનો ભંગ ઘણુંકરીને થશે એવું કાંઇ કૃત્ય] કરશો એવો સંભવ છે, વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે ની મુદત સુધી તમે સુલેહ રાખશો એવું એક ખત રૂપીયાનું કરી આપવાનું. (જામીનો જોઈતા હોય ત્યારે આ પ્રમાણે ઉમેરવું—અને વળી એક [અથવા બે જેમ હોય તેમ લખવું] જામીન પાસે (અથવા એક કરતાં વધારે જામીનો હોય તો લખવું કે દરેકની પાસે, રૂપીયાના રકમનું ખત લખાવી આપી ને તારણ આપવાનું), તમને શા સારૂ નહી ફરમાવવું જોઇએ તેનું કારણ બતાવ વાને તમારે સન ૧૮ ના ની તારાખે સવારમાં દસ કલાકે ના માજીસ્ત્રેટની આફીસમાં જાતે (અથવા કોઇયોગ્યઅધિકારવાળા મુખત્યારની માર ફતે) હાજર થવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે. તા૦ માહે સન૧૮

(મોહોર) [સહી]

૧૩—સુલેહ રાખવા બાબત તારણ ખોળી આપવામાં કસુર કરેથી કેદ કરવાનું વારંટ.

(૧૨૩ મી કલમ જુઓ)

નાતુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

(આ ઠેકાણે નામ તથા રેહેવાનું ઠેકાણું લખવું) ની ઉપર સમન કહાડીને તેને ફરમાવેલું કે મહિનાની મુદત સુધી તમે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) સુલેહ રાખશો તે બાબત એ જામીન સાથે રૂપીયાનું ખત (અથવા રૂપીયાના દરેક એવા બે જામીન સાથે ખત) તમારે શા સારૂ નહી કરી આપવું જોઇએ તે નું કારણ તમારે બતાવવું. તે સમનના રૂએ તે ની તારાખે મારી આગ ળ પોતાની જાતે (અથવા પોતાના અધીકારવાળા મુખત્યાર મારફતે] હાજર થએ લો, અને તે વખત સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને હુકમ કરીને એવું ફરમા વેલું કે તમારે સદરહુ ખત લખી આપવું તથા સદરહુ જામીન ખોળી આપવા (હુક મમાં ફરમાવેલું તારણ સમનમાં લખેલા તારણથી જુદું હોય ત્યારે તે લખવું), અ ને તેણે સદરહુ હુકમ પ્રમાણે ચાલવામાં કસુર કરી છે.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપ્રીન્ટેન્ડેન્ટને [અથવા કીપર) અધીકાર આપ વામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ આ ઠેકાણું નામ લખ વું) ને આ વારંટ સુદ્ધાં તમારા હેવાલામાં લેવો, અને તેને (આ ઠેકાણે કેદની મુ દત લખવી] ની મુદત સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો, પણ જો દર મિયાનમાં તે પોતાની જાતે તથા પોતાના જામીન અથવા (જામીનો સાથે સદરહુ ખત લખી આપે તો તે લેવું, અને (સદરહુ આ ઠેકાણે નામ લખવું) ને છુટો કરવો

અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.
મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે, તા૦ માહે સન ૧૮
(મોહોર.) (સહી)

---

## ૧૪—સારી રીતે ચાલવા બાબત તારણ ખોળી આપવામાં કસુર કરેથી કેદ કરવાનું વારંટ.

(૧૨૩ મી કલમ જુઓ)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ- (આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું) ના છલામાં સંતાયા કરે છે તથા સંતાય છે, અને તેની પાસે ગુજરાનનું કાંઇ સાધનજાણાતું નથી (અથવા અને તે પોતાને વિષે કાંઇખાત્રી ભરેલો જવાબ આપી શકતો નથી) એવું મને દેખાડવામાં આવ્યું છે;

અથવા

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું) ની સામાન્ય આબરૂ વિશે પુરાવો મારી આગળ આણ્યો છે અને દફતરમાં દાખલ કરયો છે તે ઉપરથી જણાય છે કે તેને અપહરણ કરવાની [અથવા ધરફોડવાની વિગેરે, જેમ હોય તે પ્રમાણે લખવું) ટેવ છે;

અને દફતરમાં એક હુકમ દાખલ કરયો છે તેમાં સદરહુ વાત જણાવી છે અને સદરહુ [આ ઠેકાણે નામ લખવું) ને ફરમાવ્યું છે કે તમારે (આ ઠેકાણે મુદત લખવી) ની મુદત સુધી સારી રીતે ચાલવા સારૂ એક જામીન સાથે, (અથવા બે અથવા વધારે જામીન સાથે. જેમ હોય તેમ] એક ખત તમારી જાતને માટે રૂપીયાનું અને સદરહુ જામીન માટે (અથવા સદરહુ જામીનોમાંના દરએક જણને માટે) રૂપીયાનું લખી આપીને તારણ આપવું, અને શદરહુ [આ ઠેકાણે નામ લખવું) સદરહુ હુકમ પ્રમાણે ચાલવામાં કસુર કરી છે. અને સદરહુ કસુર માટે એવું ઠરાવ્યું છે કે તેણે (આ ઠેકાણે મુદત લખવી) સુધી કેદ ભોગવવી પણ જો તે મુદત પુરી થતાં પેહેલાં સદરહુ તારણ આપવામાં આવે તો પછી તેમ કરવું પડશે નહી.

વાસ્તે એ ઉપરથી તમને સદરહુ સુપ્રીનટેન્ડેન્ટને[અથવા કીપરને)અધિકારઆપવામાં આવેછેતથાફરમાવવામાંઆવેછેકેતમારે સદરહુ(આઠેકાણેનામલખવું અનેઆવારંટસુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ તુરંગમાં (આ ઠેકાણે કેદની મુદત લખવી] ની સદરહુ મુદત સુધી સહી સલામત રાખવો, પણ જો દરમિયાનમાં તપોતાની જાતે તથા પોતાના જામીન સાથે [અથવા જામીનો સાથે) સદરહુ ખત લખી આપીને સદરહુ હુકમ પ્રમાણે ચાલે તો તે ખત લેવું અને સદરહુ [આ ઠેકાણે નામ લખવું] ને છુટો કરવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે. તા૦ માહે સન ૧૮
(મોહોર) (સહી).

---

## ૧૫—તારણ આપવામાં કસુર કરેથી કેદ કરેલા શખસને છોડી મુકવાનું વારંટ.

(૧૨૩ મી તથા ૧૨૪ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર] (અથવા બીજા જે અમલદારના હ વાલામાં તે શખસ હોય તે અમલદાર) જોગ.

(આ ઠેકાણે કેદીનું નામ લખવું તથા વરણન કરવું] ને ની તારીખ ના આ કોરટના વારંટની રૂએ તમારા હવાલામાં સોંપેલો, અને ત્યાર પછી તેણે ફો જદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની કલમ મુજબ યોગ્ય રીતે તારણ આપ્યું છે.

અથવા

અને લોકોને જોખમ પોહોંચાડ્યા વગર તેને છુટો કરી શકાશે એમ માનવાના પુરતા સબબ મને જણાયા છે;

વાસ્તે આ ઉપરથી તમને અખિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવેછેકે સદરહુ [આ ઠેકાણે નામ લખવું) ને બીજા કાંઇ કારણસર અટકાવી રાખવો યોગ્ય નહી હોયતો તેને તમારા હવાલામાંથી તાબડતોબ છોડીમુકવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુંછે. તા૦ માહે સન ૧૮

મોહોર. ——— સહી.

૧૯--અપકારક વસ્તુ ખશેડવા બાબત હુકમ,

(૧૩૩ મી કલમ જુઓ)

[આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું] જોગ,

જે સાર્વજનિક રસ્તો [અથવા સાર્વજનિક જગા) વગેરે, [આ ઠેકાણે રસ્તાનું અથ વા સારવજનિક જગાનું વરણન કરવું), તે વાપરનારા લોકોને વિગરે (આ ઠેકાણે તે અડચણ અથવા અપકારક કૃત્ય શાથી થાય છે તે લખવું) તમે અડચણ કરી છે (અથવા અપકારક કૃત્ય] કરેયું છે, અને સદરહુ અડચણ (અથવા અપકારક કૃત્ય) હ જુ ચાલુ છે એવું દેખાડવામાં આવ્યું છે;

અથવા

તમે ધણી અથવા વહિવટદાર દાખલ (આ ઠેકાણે મુકરર વેપાર અથવા ધંધો લખવો તથા જે જગાએ તે ચલાવવામાં આવતો હોય તે જગા લખવી) નો વેપાર અથવા ધંધો ચલાવો છો, અને (આ ઠેકાણે મુખ્તેસરમાં કેવી રીતે નુકશાન કારક અસર થાય છે તે લખવું) સબબથી તે વેપાર અથવા ધંધો લોકોની તંદુરસ્તીને (અ થવા સુખને) નુકશાનકારક છે, અને તે બંધ પાડવો જોઇએ અથવા બીજી જગાએ લઇ જવો જોઇએ એવું મને દેખાડવામાં આવ્યું છે,

અથવા.

તમે (આ ઠેકાણે સાર્વજનીક રસ્તાનું વરણન કરવું) સાર્વજનીક રસ્તાની પાસેના એક તળાવ (અથવા કુવા અથવા ખાડા) ના ધણી છો (અથવા તે તમારા કબજા માં અથવા અખત્યારમાં છે) અને સદરહુ તળાવને (અથવા કુવાને અથવા ખાડાને) વાડ નથી (અથવા જોખમ ભરેલી રીતે વાડ કરેલી છે) તે સબબથી લોકોની સલા મતીને જોખમ પોહોચ્યું છે.

અથવા.

વગેરે; વગેરે, (જેમ હોય તેમ),

વાસ્તે હું તમને આઉપરથી હુકમ કરૂંછું તથા ફરમાવું છું કે તમારે [આ ઠેકાણે આપેલી મુદત લખવી) માંહે (આ ઠેકાણે તે અપકારક કૃત્ય બંધ કરવા માટે શું કરવુ જોઇએ તે લખવું)' અથવા આવતા ની તારીખે માં ની કોરટમાં હાજર થવું, અને આ હુકમ શાસારૂ અમલમાં નહીં લાવવો જોઇએ તેનું કારણ બતાવવું.

અથવા.

હું તમને આ ઉપરથી હુકમ કરૂંછું તથા ફરમાવું છું કે તમારે (આ ઠેકાણે આપેલી મુદત લખવી) માંહે સદરહુ જગાએ સદરહુ વેપાર અથવા ધંધો ચલાવવાનું બંધ કરવું, અને ફરીથી તે ચલાવવો નહીં, અથવા જે જગાએ સદરહુ વેપાર હાલ ચલાવવામાં આવેછે તે જગાએથી તે ખસેડવો, અથવા હાજર થવું. વગેરે,

અથવા,

હું તમને આ ઉપરથી હુકમ કરૂંછું તથા ફરમાવું છું કે તમારે (આ ઠેકાણે આપેલી મુદત લખવી) માંહે (આ ઠેકાણે વાડનો પ્રકાર તથા વાડ કરવાનો ભાગ લખવો) પાકી વાડ કરવી. અથવા હાજર થવું વગેરે,

અથવા.

હું તમને આઉપરથી હુકમકરૂંછું તથા ફરમાવુંછુ કે વગેરે વગેરે (જેમહોયતેમલખવુ)
મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુંછે. તારીખ માહે સન૧૮
(મોહોર) (સહી)

૧૭—જ્યુરી રચવા બાબત માજીસતરેટનો હુકમ;

[૧૩૮ મી કલમ જુઓ)

(આ ઠેકાણે નામ લખવું) ની ઉપર સન ૧૮ ના ની તારીખે એક હુકમ કાહાડીને તેને ફરમાવેલું કે (આ ઠેકાણે તે હુકમની મતલબ લખવી) અને સદરહુ હુકમ વાજબી અને યોગ્ય છે કે નહીં તેનો ઇનસાફ કરવા માટે જ્યુરી નીમવાનો હુકમ કરવા બાબત સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની તારીખની અરજી મને કરી છે, વાસ્તે સદરહુ તકરાર સબંધી ઇનસાફ કરીને ઠરાવ કરવા સારૂ હું આ ઉપરથી (આ ઠેકાણે પાંચ અથવા વધારે જ્યુરરોના નામ વગેરે લખવુ) ને જ્યુરી નીમું છું, અને સદરહુ જ્યુરીને ફરમાવું છું કે તેમણે પોતાના ઠરાવનો રિપોરટ આ હુકમની તારીખથી દીવસમાં માં મારી હાફીસમાં મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે. તારીખ માહે સન૧૮
(મોહોર) (સહી)

૧૮—જ્યુરીનો ઠરાવ થયા પછી માજીસતરેટની નોટીસ તથા સખત હુકમ.

(૧૪૦મી કલમ જુઓ)

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) જોગ

આ ઉપરથી હુ તમને નોટીસ અપું છું કે ની તારીખે તમે કરેલી અરજી ઉપરથી યોગ્ય રીતે નીમેલી જ્યુરીએ ઠરાવ્યુ છે કે ની તારીખે હુક

મ પાહાડીને (આ ઠેકાણે તે હુકમમાં જે ફરમાવ્યું હોય તેનો સાર લખવો) એ મુજબ તમને ફરમાવેલું તે હુકમ વાજબી અને યોગ્ય છે તે હુકમ નક્કી કરયોછે અને હું તમને હુકમ કરૂંછુ તથા ફરમાવું છું કે તમારે કે( આ ઠેકાણે આપેલી મુદત લખવી) માંહે સદરહુ હુકમ પ્રમાણે ચાલવુ અને જો તે પ્રમાણે નહી ચાલે તો તે બાબત હિંદુસ્તાનના ફોજદારી કાયદાથી ઠરાવેલી શિક્ષાને પાત્ર થશો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યોછે, તારીખ માહે સન૧૮

(મોહોર) —— [સહી

૧૯—જ્યુરીની ચોકશી થતાસુધી તુરત જોખમ નથાય એવો બંદોબસ્ત કરવા બાબત તાકીદ હુકમ.

(૧૪૨મી કલમ જુઓ.)

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) જોગ

સન૧૮ ના ની તારીખે કહુ હુકમ મારો હુકમ વાજબી અને યોગ્ય છે કે નહી તેના ઇનસાફ કરવાને નિમેલી જ્યુરીની ચોકશી હજુ ચાલે છે અને સદરહુ હુકમમાં કહેલુ અપકારક કૃત્ય લોકને તુરત થાય એવાં ભારે જોખમવાળું છે જેથી તે જોખમ અટકાવવા માટે તાબડતોબ ઇલાજ કરવાની જરૂર છે એવું મને દેખાડવામાં આવ્યુ છે વાસ્તે ફોજદારી કામ ચલાવવાની રીતબાબતનાકાયદાની ૧૪૨મી કલમના ઠરાવો પ્રમાણે હું તમને આ ઉપરથી ફરમાવુ છુ તથા તાકીદ આપુછું કે જ્યુરીની સ્થાનીક ચોકશીનુ પરિણામ જાણતાં સુધી તમારે તાબડતોબ (આ ઠેકાણે થોડી મુદતસારૂ રક્ષણ દાખલ જે કરવાનુ હોયતે સ્પષ્ટરીતે લખવું).

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સને ૧૮

(મોહોર.] —— (સહી.]

૨૦—અપકારક કૃત્ય ફરીથી કરવા વિગેરેની મના કરવા બાબત માજીસ્ત્રેટનોહુકમ.

[૧૪૩ મી કલમ જુઓ)

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું) જોગ

મને એવુ દેખાડયુ છે કે વગેરે (આઠેકાણે પ્રસંગ પ્રમાણે, ૧૬ના નંબરનાઅથવા ૨૧મા નંબરના નમુના પ્રમાણે યોગ્ય મજકુર લખવો).

વાસ્તે હું તમને આ ઉપરથી સખત તાકીદ આપું છું તથા ફરમાવું છું કે (આ ઠેકાણે જેવી હકીકત હોય તે પ્રમાણે લખ ) ફરીથી મુકીને અથવા મુકાવીને અથવા મુકવા દઇને તમારે સદરહુ અપકારક કૃત્ય ફરીથી કરવું નહીં,

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યોછે. તારાખ માહે સન૧૮

(મોહોર) —— સહી.

૨૧—અડચણ, હુલ્લડ વગેરે અટકાવવા બાબત માજીસતરેટનો હુકમ,

(૧૪૪મી કલમ જુઓ]

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવુ તથા રેહેવાનું ઠેકાણું લખવુ) જોગ

(આ ઠેકાણે મીલકતનુ સ્પષ્ટ રીતે વરણન કરવું) તમારા કબજામાં (અથવા વહીવટમાં) છે, અને તમે સદરહુ જમીનમાં એક મોરી ખોદીને તેમાંથી નિકળેલીમા

ટી તથા પથરાનો કેટલોક ભાગ પાસેના સાર્વજનીક રસ્તાઉપર નાંખવાની અથવા મુકવાની તઇયારીમાં છો, જેથી તે રસ્તો વાપરનારા માણસોને અડચણ થવાનુ જોખમ થાય એમ છે, એવું મને દેખાડવામાં આવ્યું છે.

અથવા.

તમે તથા બીજા કેટલાક માણસો (આ ઠેકાણે જે વરગના માણસો હોય તે વરગ લખવો) મળીને ધર્મ સંબંધી સવારીમાં સાર્વજનીક રસ્તા આગળથી જવાની તઇયારીમાં છો, વગેરે (જેવી હકીકત હોય તેમ લખવુ] અને સદરહુ સવારીથી હુલ્લડ અથવા બખેડા થવાનો સંભવ છે એવું મને દેખાડવામાં આવ્યું છે;

અથવા.

વગેરે, વગેરે,(જેવી હકીકત હોય તેમ લખવું,);

વાસ્તે હું તમને આ ઉપરથી ફરમાવુ છું કે તમારે તમારી જમીનમાંથી ખોદેલી માટી અથવા પથરાનો કાંઇપણ ભાગ સદરહુ રસ્તાના કોઇ પણ ભાગમાં મુકવો નહી અથવા મુકવા દેવો નહીં.

અથવા.

હું આ ઉપરથી તે સ્વારીને સદરહુરસ્તા આગળથી જવાની મના કરૂં છું, અને તમને સખત ચેતવણી તથા તાકીદ આપું છું કે તમારે સ્વારીમાં કાંઇપણ ભાગ લેવો નહી (અથવા જે બાબત લખી હોય તેમાં જોઇએ તેમ લખવુ).

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે. તા० માહે સન૧૮

(મોહોર) ——— (સહી)

## ૨૨—તકરારી જમીન વગેરેનો કબજો રાખવાનો હક્ક કયા પક્ષકારનો છે તે ઠરાવવા બાબત માજીસ્ત્રેટનો હુકમ.

(૧૪૫મી કલમ જુઓ]

સુલેહનોભંગ થવાનો સંભવ રેહે એવી એક તકરારમારી હકુમતની સ્થાનિક હદમાંહે આવેલી અમુક (આ ઠેકાણે મુખનેસરમાં તકરારનો વિષય લખવો) સંબંધી આ ઠેકાણે નામ તથા રેહેવાનું ઠેકાણું લખીને, અથવા જો તકરાર ગામના લોકોની ટોળીઓ વચ્ચે હોય તો, ફકત રેહેવાનું ઠેકાણું લખીને, પક્ષકારોનું વરણન કરવું) નાવચ્ચે થએલી એવું દફતરમાં યોગ્ય રીતે દાખલ કરેલા સબબો ઉપરથી મને જણાયાથી સદરહુ સરવે પક્ષકારોને ફરમાવેલું કે તમારે સદરહુ (આ ઠેકાણે તકરારનો વિષય લખવો) ના ખરેખરા કબજાની વાત સંબંધી પોત પોતાના દાવાની લખેલી કેફીયત આપવી, અને તે ઉપરથી, કબજો રવાના કાયદેસર હક્ક સંબંધી સદરહુ પક્ષકારોમાંના કોઇ પણ પક્ષકારના દાવાના ગુણદોશ તરફ નજર ન કરતાં, યોગ્ય રીતે કરેલી એકશી ઉપરથી મારી ખાત્રી થઇ છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું અથવા નામો લખવાં અથવા વરણન કરવું) ખરેખરા કબજાનો જે દાવો કરયો તે ખરો છે.

વાસ્તે હું ઠરાવું છું તથા જણાવુ છુ કે સદરહુ આ ઠેકાણે તકરારનો વિષય લખવો] નો કબજો તેની (અથવાં તેઓની) પાસેછે. અને કાયદાની યોગ્યરીતે કાહાડી મુકવામાં આવે ત્યાંહાં સુધી સદરહુ કબજો રાખવાનો તેનો [અથવા તેઓનો) હક્ક છે અને દરમિયાન તેના [અથવાતેઓના) કબજામાં કાંઇ પણ અડચણ કરવાની હું સખત મના કરૂં છું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે;
તારીખ માહે સન ૧૮
(મોહોર) ——— (સહી)

૨૩—જમીન વિગેરેના કબજા સંબંધી તકરારની બાબતમાં જપ્તીનું વારંટ.
(૧૪૬મી કલમ જુઓ.)

નું પોલીસ થાણું જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ અમલદાર જોગ (અથવા ના કલેક્ટર જોગ].

સુલેહનો ભંગ થવાનો સંભવ રેહે એવી એક તકરાર મારી સ્થાનિક હદમાંહે આવેલી અમુક (આ ઠેકાણે મુખતેસરમાં તકરારનો વિષય લખવો) સબંધી (આ ઠેકાણે નામ તથા રેહેવાનુ ઠેકાણું લખીને, અથવા જો તે તકરાર ગામના લોકોની ટોળીઓ વચે હોય તો, ફક્ત રેહેવાનું ઠેકાણું લખીને પક્ષકારોનુ વરણન કરવું) વચે હતી એવું મને દેખાડવામાં આવ્યું છે, અને તે ઉપરથી સદરહુ પક્ષકારોને યોગ્ય રીતે ફરમાવેલું કે સદરહુ (આ ઠેકાણે તકરારનો વિષય લખવો) ના. ખરખરા કબજાની વાત સબંધી તમારે પોતપોતાના દાવા લખીને જાહેર કરવા, અને સદરહુ દાવાસબંધી યોગ્યરીતે ચોકશીકરયા ઉપરથી મેઠરાવ્યું છે કે સદરહુ (આ ઠેકાણે તકરારનો વિષય લખવો) નો કબજો સદરહુ પક્ષકારોમાંના કોઇ પક્ષકારની પાસે નથી (અથવા સદરહુ પક્ષકારોમાંના કયા પક્ષકારનો સદરહુ પ્રમાણે કબજો હતો એ વિષે મારી ખાત્રી થઇ શકતી નથી;

વાસ્તે આ ઉપરથી તમને અખ્તીકાર આપવામાં આવે છે, તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે તકરારનો વિષય લખવો) ના કબજો લઇને તથા રાખીને જપ્ત કરવી; અને પક્ષકારના હકના અથવા કબજાના દાવાનો નીકાલ કરવા બાબત કોઇ યોગ્ય અખ્તીકાર વાળા કોરટનું હુકમનામુ અથવા હુકમ મેળવવામાં આવે ત્યાં સુધી સદરહુ [આ ઠેકાણે તકરારનો વિષય લખવો] રાખવી; અને આવા રંટ કેવી રીતે બજાવ્યુ તેનો શેરોલખીને તે પાછું મોકલવું;

મારી સહી તથા કોરટના મોહોર કરીને આપ્યું છે. તા૦ માહે સન૧૮
મોહોર ——— સહી

૨૪—જમીન અથવા પાણી ઉપર કાંઇ પણ વસ્તુ કરવાની મનાકરવા બાબત માજીસ્ત્રેટનો હુકમ,
[૧૪૭ મી કલમ જુઓ)

મારી હકુમતની હદ માંહે આવેલી [આ ઠેકાણે મુખતેસરમાં તકરારનો વિષય લખવો] વાપરવાના હક સબંધી તકરાર ઉત્પન થઇ છે અને તે જમીન (અથવા પાણી) ના કબજો સઘળો પોતે લેવાનો દાવો (આ ઠેકાણે જે શખસ અથવા શખશોહોય તેનું અથવા તેઓનુ વરણન કરવું] કરયોછે, અને તે બાબતમાં યોગ્ય રીતે ચોકશી કરયા ઉપરથી મને જણાયું છે કે સદરહુ જમીન (અથવા પાણી ) એ પ્રમાણે વાપરવાનો ભોગવટો કરવાની છુટ લોકોને (અથવા જો કોઇ શખસ હોય અથવા કોઇ વરગના માણસો હોય તો તેનું અથવા તેઓનુ વરણન કરવું] અને [જો તે ભોગવટો આખા વરસમાં થઇ શકે એવો હોય તો) સદરહુ ચોકશીનો પ્રારંભ થતાંપેહેલાં ત્રણ મહીનાની અંદર (અથવા જો તે ભોગવટો ફક્ત અમુક મેસમોમાં થઇશ

કે એવો હોય તો કહેવું કે "જે મોસમોમાં સદરહુ ભોગવટો કરી શકાતો હોય તેમાંની છેલી મોસમમાં") સદરહુ ભોગવટો કરવામાં આવ્યો છે;

વાસ્તે હુકમ કરૂછુ કે સદરહુ [કબજાનો દાવાદાર અથવા દાવા દાર] કબજો કરવા નો હક ફક્ત પોતાનાજ છે એવું ઠરાવવા બાબત કોઇ યોગ્ય અખ્તીઆરવાળી કોરટનુ હુક મનામુ અથવા હુકમ મેળવે ત્યાં સુધી તેને [અથવા તેઓએ] અથવા તેઓના હીત સબંધમાંના કોઇએ પણ ઉપર કહ્યા મુજબ વાપરવાના હકનો ભોગવટો કાહાડી નાખી ને સદરહુ જમીન [અથવા પાણી] નો કબજો લેવો (અથવા રાખવો) નહી.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે;

તા૦ માહે સન ૧૮

---

સહી.

## ૨૫--પોલીસ અમલદારની આગળ પ્રથમ ચોકશી થયા ઉપરથી ખત તથા જામીન ખત.

[૧૬૯મી કલમ જુઓ]

હુ (આ ઠેકાણે નામ લખવું) નો રેહેવાશી મારી ઉપર ના ગુન્હા નું તહોમત મુકયા ઉપરથી, અને ચોકશી કરયા પછી માજીસતરેટની આગળ હાજર થવાનું મને ફરમાવ્યાથી,

અથવા

અને ચોકશી કરયા પછી મને જયારે ફરમાવવામાં આવે ત્યારે હાજર થવા સા રૂ મારા પોતાનો મુચલકો કરી આપવાનું મને ફરમાવ્યાથી,

આ ઉપરથી બંધાઉ છું કે સદરહુ તહોમતનો વધારે જવાબ દેવાને માં ની કોરટમાં આવતા ની તારીખે (અથવા જે દીવશે હાજર થવાનુ મને હવે પછી ફરમાવવામાં આવે તે દિવશે] હાજર થઇશ, અને આ બાબતમાં જો હું કસુર કરૂં તો હું બંધાઉ છું કે. મલીકામાયાઝમા રાણીસાહેબ કઇસરે હિંદને રૂપીયાની રકમ માહારે ગુન્હેગારીમાં આપવી.

તારીખ માહે સન ૧૮

(સહી.)

આ ઉપરથી હું એકરાર કરૂં છું [અથવા અમે દરેક એકઠા તથા જુદા જુદા એકરાર કરીએ છીએ] કે ઉપર કહેલા માટે હું જામીન થઉ છું અથવા અમે જા મીન થઇએ છીએ) કે તે પોતાની ઉપરના ચાલુ તોહમતનો વધારે જવાબ દેવાને માં ની કોરટમાં આવતા ની તારીખે (અથવા જે દીવશે હાજર થવાનું તેને હવે પછી ફરમાવવામાં આવે તે દીવશે) હાજર થશે અ ને એ બાબતમાં જો તે કસુર કરે તો આ ઉપરથી હું બંધાઉ છું અથવા આ ઉ પરથી અમે બંધાઇએ છીએ કે મલીકા માયાઝમા રાણીસાહેબ કઇસરે હિંદને રૂપીયાની રકમ મારે [અથવા અમારે ગુન્હેગારીમાં આપવી.

તારીખ માહે સન ૧૮

---

(શાહી)

## ૨૬--ફરીયાદનું કામ ચલાવવા અથવા શાહેદી આપવા બાબત ખત.

(૧૭૦મી કલમ જુઓ.)

હું [આં ઠેકાણે નામ લખવું), [આ ઠેકાણે જગા લખવી) નો રેહેનારો આ ઉપરથી બંધાઉ છું કે હું માં ની કોરટમાં આવતા ની તારીખે કલાકે હાજર થઇશ અને તેજ વખતે તથા તેજ ઠેકાણે અ. બ. નામના એક શખસની ઉપર ના તોહમતની બાબતમાં ફરીયાદનું કામ ચલાવીશ (અથવા ફરીયાદનું કામ ચલાવીશ તથા શાહેદી આપીશ, અથવા શાહેદી આપીશ, જેવી હકીકત હોય તે પ્રમાણે લખવું, અને આ બાબતમાં કસુર કરૂં તો હું બંધાઉં છું કે મહીકા માયાઝમા રાણીસાહેબ કઇસરે હિંદને રૂપીયાની રકમ મારે ગુન્હેગારીમાં આપવી. તા૦ માહે સન ૧૮

સહી.

---

૨૭.—કમીટ કરયા બાબત માજીસતરેટે સરકારી પ્લીડરને નોટીસ આપવા બાબત;

(૨૧૮ મી કલમ જુઓ)

ના માજીસતરેટ આ ઉપરથી નોટીસ આપેછે કે તેમણે નામના એક શખસને આવતી સેશનમાં ઇનસાફ થવાસારૂ કમિટ કરયો છે; અને તે માજીસતરેટ સદરહુ મુકદમામાં ફરીયાદીનું કામ ચલાવવા બાબત સરકારી પ્લીડરને આ ઉપરથી સુચના આપે છે.

તહોમતવાળાની ઉપર તહોમત એવું છે કે વગેરે (આ પ્રમાણે તોહમતનામામાં જે પ્રમાણે હોય તે પ્રમાણે ગુન્હો વખવો]. તા૦ માહે સન ૧૮

[સહી]

---

૨૮—તોહમતનામાં

(૨૨૧મી ૨૨૨મી ૨૨૩મી કલમ જુઓ)

(૧)—એક મથાળાવાળાં તોહમતનામાં,

(અ) હું (આ ઠેકાણે માજીસતરેટનું નામ તથા હુદો લખવો), તમે [આ ઠેકાણે તોહમતવાળાનું નામ લખવું] ઉપર હેઠળ લખ્યા મુજબ તોહમત મુકું છું:—

ફોજદારી કાયદા ની ૧૨૧ મી કલમ ઉપરથી.

(બ) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં મહીકા માયાઝમા રાણીસાહેબ કઇસરે હિંદની સામુ લડાઇ કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૫ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશનકોરટ (જ્યારે તહોમતનામું કોઇ પરેસીડેન્સી માજીસતરેટે કરયું હોય ત્યારે સેશનકોરટને બદલે "હાઇકોરટ" એ શબ્દો દાખલ કરવા) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

માજીસતરેટની સહી તથા મોહોર.

[ (બ) ને બદલે દાખલ કરવું:—)

૧૨૪મી કલમ મુજબ

(૨) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં હિંદુસ્તાનના ગવરનર જનરલની કાઉંસીલના મેમબર નામદાર અ. બ. પોતાના હુદ્દાની રૂએ કાયદેસર અખત્યાર ચલાવે નહી એમ તેમને લલચાવવાના ઇરાદાથી સદરહુ મેમબર ઉપર હુમલો કરયો

અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૨૪ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશનકોરટ (અથવા હાઇકોરટ] સાંભળી શકે એવો ગુન્હો કરયો.

૧૬૧મી કલમ મુજબ [૩] કે તમે ના ખાતામાં સરકારી નોકર છ તાં કુદાને લગતું કાંઇ કતપ નહી કરવાના હેતુથી

પ્રત્યક્ષ (આ ઠેકાણે નામ લખવું) ની પાસેથી બીજા એક સખસ (આ ઠેકાણે નામ લખવુ) સારૂ કાયદેસર મેહેનતાણા શિવાય બીજા પ્રકારનો અવેજ કબુલ કરયો અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૬૧ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશનકોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

૧૬૬મી કલમમુજબ (૪) કે તમે ની તારીખે અથવા તે અર સામાં માં કરયું (અથવા કરવામાં કસુર કરી, જેમ હોય તેમ લખવું], અને સદરહુ વરતણુંક આકની કલમો ના ઠરાવોની વિરૂદ્ધ હતી, અને તે નુકશાનકારક છે એવું તમે જાણુતા હતા, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૬૬ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશનકોરટ [અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

૧૯૩મી કલમમુજબ [૫) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ની આગળ મો ઇનસાફ ચાલતી વખતે શાહેદીમાં કહ્યું કે " " અને એ મજકુર જોઠો છે એવુ તમે જાણેલું અથવા માનેલુ, અથવા તે ખરો છે એવું તમે માનેલું નહી અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૩ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો. તથા સેશનકોરટ [ અથવા હાઇકોરટ ] સાંભળી શકે એવો ગુન્હો કરયો

૩૦૪થી કલમ મુજબ (૬) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં નું મોત આણીને ખુનથી ઉતરતા દરજાનું શિક્ષાણીય મનુષ્યવધ કરયું, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૪ થી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો તથાસેશનકોરટ [અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

૩૦૬ઠી કલમ મુજબ (૭] કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં અ. બ. નામનો એક શખસ નીશાના આવેશમાં હતો તેનો આતમઘાત કરવામાં મદદગારી કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૬ ઠી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો તથા સેશનકોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

૩૨૫મી કલમ મુજબ (૮) કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ને બુદ્ધિપુરવક મહાવ્યથા કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૨૫ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા શેશનકોરટ(અથવા હાઇકોરટ)સાંભળી શકે એવો ગુનો કરયો

૩૯૨મી કલમ મુજબ (૯) કે તમે ની તારીખે અથવા તે અર

આમાં માં (આ ઠેકાણે નામ લખવું ) નુઅપ કરણ કર્યું, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૯૨ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો તથા સેશનકોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એ વો ગુન્હો કરયો.

૪૯૫મી કલમ મુજબ (૧૦( કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૯૫ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશનકોરટ [અથવા હાઇકોરટ] સાંભળી શકે એવો ડાકાઇટીનો ગુન્હો કરયો.

[જે મુકદમાનો ઇનસાફ માજીસતરેટો કરે તે મુકદમામાં "સેશનકોરટ સાંભળી શકે એવા" એ શબ્દોને બદલે "મારાથી સાંભળી શકાય એવો" અને (૬) માં સદરહુ કોરટ" એ શબ્દો મુકી દેવા.)

(૨)—બે અથવા વધારે

મથાળાંવાળાં તહોમતનામાં.

અ. હું (આ ઠેકાણે માજીસતરેટનું નામ તથા હુદો લખવો) તમે (આ ઠેકાણે તોહમતવાળા શખસનું નામ લખવું) ઉપર હેઠળ લખ્યા મુજબ તોહમત મુકું છુઃ—

૨૪૧મી કલમ મુજબ પેહેલું—કે તમે ની તારીખે અથવા અરસામાં એક શિકો ખોટો છે એવું જાણીને અ. બ. નામના બીજા એક શખસને તે શીકકો ખરા શીકા દાખલ આપ્યો અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૧ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશનકોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

બીજું—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં એક શીકો ખોટો છે એવું જાણીને અ. બ. નામના બીજા એક શખસને તે શિકકો ખરા શીકા દાખલ લેવાને લલચાવવાની કોશિશ કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૨૪૧ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇકોરટ) સાંભળીશકે એવો, ગુન્હો કરયો.

(૬) અને આ ઉપરથી હું ફરમાઉ છું કે સદરહુ તોહોમત બાબત સદરહુ કોરટે તમારો ઇનસાફ કરવો.

(માજીસતરેટની સહી તથા મોહોર)

((બ) ને બદલે દાખલ કરવું:—)

૩૦૨ જી તથા ૩૦૪ થી કલમ મુજબ. (૧) પેહેલુ. કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં નું મોત આણી ખુન કરયું, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૨ જી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

બીજું—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં નું મોત આણીને ખુનથી ઉતરતા દરજાનું શિક્ષાણીય મનુષ્યવધ કરયું અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૦૪ થી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે

એવો, તથા સેશનકોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો.

૩૭૯મીતથા૩૮૨ મી કલમ મુજબ. [૩) પેહેલું—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ચોરી કરી, અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૭૯ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશનકોરટ (અથવા હાઇકોરટ] સાંભળી શકે એવો ગુન્હો કરયો.

બીજું.—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ચોરી કરી, અને સદરહુ ચોરી કરા માટે એક શખસનું મોત આણવાની તઇયારી કરેલી અને તે ઉપરથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૮૨મી કલમપ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશન કોરટ (અથવાહાઇકોરટ) સાંભળી શકે એવો, ગુન્હો કરયો

ત્રીજું—કે તમે. ની તારીખે અથવા તે અરસામાં માં ચોરી કરી અને સદરહુ ચોરી કરયા પછી તમે નાહાશી જવા માટે એક શખસને અટકાવ કરવાની તઇયારી કરેલી અને તે ઉપરથી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૮૨ મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા સેશનકોરટ (અથવાહાઇકોરટ] સાંભળી શકે એવો ગુન્હો કરયો,

ચોથું.—કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ચોરી કરી અને સદરહુ ચોરીથી લીધેલી મીલકત રાખવા માટે એક શખસના મનમાં વ્યથાની બીહીક પેદા કરવાની તઇયારી કરેલી, અને તે ઉપરથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૮૨મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો, તથા શેસનકોરટ [અથવા હાઇકોરટ] સાંભળી શકે એવો ગુન્હો કરયો.

૧૯૩મી કલમ મુજબ વિકલ્પની રીતે તોહોમતો. [૪]—કે તમે ની તારીખે અથવા અરસામાં માં ની આગળ ની ચાલતી ચાલતી વખતે શાહેદીમાં કહ્યું કે " " અને તમે ની તારીખે અથવા તે અરસામાં માં ની આગળ ના ઇનસાફ ચાલતી વખતે શાહેદીમાં કહ્યું કે " " અને આમાંનો એક મજકુર ખોટો છે એવું તમે જાણેલું અથવા માનેલું અથવા તે ખરો છે એવું તમે માનેલું નહી, અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૧૯૩મી કલમ પ્રમાણે શિક્ષા થઇ શકે એવો તથા સેશનકોરટ (અથવા હાઇકોરટ) સાંભળી શકે એવો ગુન્હો કરયો,

(જે મુકદમાનો ઇનસાફ માજીસટરેટ કરે તે મુકદમામાં, "સેસનકોરટ સાંભળી શકે એવો" એ શબદોને બદલે મારાથી સાંભળી શકાય એવો એ શબદો દાખલ કરવા, (ક) "સદરહુ કોરટે" એ શબદો મુકી દેવા.)

---

(૩)—અગાઉ ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયા પછી ચોરી બાબત તોહોમતનામું.

હું [આ ઠેકાણે માજીસતરેટ વીગેરેનું નામ તથા હુદો લખવો) આ ઉપરથી તમે [આ ઠેકાણે તોહોમતવાળા શખસનું નામ લખવું) ઉપર હેઠળ લખ્યા પ્રમાણે તોહોમત મુકું:—

કે તમે ની તારીખે અથવા તે અરસામાં માં ચોરી કરી

અને તે ઉપરથી હીંદુસ્તાનના ફોજદારી કાયદાની ૩૭૯મી કલમ મુજબ શિક્ષા થઈ શકે એવો તથા સેસનકોરટ (અથવા જેમ હોય તેમ લખવું] સાંભળી શકે એવો ગુન્હો કરયો.

{હાઈકોરટ / માજીસ્ટ્રેટ}

અને તમે સદરહુ [આ ઠેકાણે તહોમતવાળાનુ નામ લખવું] ઉપર વળી એવુ તો હોમત મુકવામાં આવે છે કે સદરહુ ગુન્હો કરતાં પેહેલાં એટલે; ની વા રીખે માં [આ ઠેકાણે જે કોરટે ગુન્હાની સાબીતીનો ઠરાવ કરયો હોય તે કોરટ લખવી, હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ૧૭મા બાબ પ્રમાણે ત્રણ વરસની મુદતસુધી કેદની શીક્ષા થઈ શકે એવો ગુન્હો, એટલે, રાતરે ઘરફોડવાનો ગુન્હો આ ઠેકાણે જે કલમ પ્રમાણે તોહમતદારની ઉપર ગુન્હો ઠરયો હોય તે કલમમાં વાપરેલા શબદોમાં તે ગુન્હાનું વરણન કરવું) તમારી ઉપર સાબીત થયાનો ઠરાવ કરે લો, તે ઠરાવ હજી પુન અમલમાં છે અને તે ઉપરથી તમે હિંદુસ્તાનના ફોજદારીકાયદાનો ૭૫મી કલમ પ્રમાણે વધારેલી શિક્ષાને પાત્ર છો.

અને આ ઉપરથી ફરમાવું છુ કે તમારો ઇનસાફ વિગેરે કરવો.

---

૨૯—કેદની અથવા દંડની શિક્ષાનો હુકમ કોઇ માજીસતરેટે કરયોનહોય તો તે ઉપરથી કેદ કરવાનું વારંટ.

[૨૪૫મી કલમ જુઓ ]

ની તુરંગના સુપ્રિન્ટેન્ડેન્ટ (અથવા કીપર] જોગ તારીખ માહે સન ૧૮ ને રોજ હું [આ ઠેકાણે નામ તથા હુદો લખવો] ની આગળ સન ૧૮ ના કાલેન્ડરના નંબરના મુકદમામાં (૧ લો, ૨ જો, ૩ જો, જેમ હોય તેમ લખવુ) કેદી, [આ ઠેકાણે કેદીનુ નામ લખવું.) ની ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાના [અથવા આકટની] કલમ (અથવા કલમે] પ્રમાણે [આ ઠેકાણે મુખ્તેસરમાં ગુન્હો અથવા ગુન્હા લખવા]ના ગુન્હા સાબાત થયાનો ઠરાવ કરવામાં આવેલો, અને (આ ઠેકાણે જે શિક્ષા હોય તે પુરે પુરી થતા સ્પષ્ટ રીતલખવી] ની શિક્ષાનો હુકમ કરવામાં આવેલો;

વાસતે આ ઉપરથી તમને સદરહુ સુપ્રિન્ટન્ટને [અથવા કીપરને] અખ્તિઆર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ [આ ઠેકાણે કેદીનુ નામ લખવું] ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમાં તમારા હવાલામાં લેવો, અને ત્યાં ઉપર કહેલી શિક્ષાનો હુકમ કાયદા પ્રમાણે અમલમાં લાવવો.

મારી સહી તથાકોરટની મોહોર કરી આપ્યુ છે.

તારીખ માહે સન ૧૮

મોહોર. (સહી)

૩૦—જામિનથી તુકસાનીનો અવેજ વસુલ નહી થએથી કેદનું વારંટ.

[૨૫૦ મી કલમ જુઓ)

ની તુરંગના સુપ્રીન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ. (આ ઠેકાણેનામ

લખવું તથા તેનું વરણન કરવું) (આ ઠેકાણે તહોમતવાળા શખસનું નામ લખવું તથા વરણન કરવું) ઉપર ફરીયાદ કરી છે કે [આ ઠેકાણે મુખતેસરમાં તે ફરીયાદ લખવી). અને તે નજીવી [અથવા તકદી આપે એવી) ગણીને કાહાડી નાંખવામાં આવી છે અને જે હુકમથી તે ફરીયાદ કાહાડી નાંખવામાં આવી તે હુકમમાં ફરમાવ્યું છે કે સદરહુ (આ ઠેકાણે ફરીયાદીનું નામ લખવું) રૂપીયાની રકમ નુકશાનીના અવેજ દાખલ આપવી; અને સદરહુ રકમ આપવામાં આવી નથી અને સદરહુ (આ ઠેકાણે ફરીયાદીનું નામ લખવું) ની જંગમ મિલકત જપ્ત કરીને તે રકમ વસુલ થઈ શકતી નથી અને એવો હુકમ કરવામાં આવ્યો છે કે તેને દી વસની મુદત સુધી તુરંગમાં આસાન કેદમાં રાખવો, પણ જો તે મુદત પુરી થતાં પહેલાં ઉપર કહેલી રકમ આપવામાં આવે તો પછી તેને એ પ્રમાણે રાખવો નહી.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપીન્ટેન્ડેન્ટને (અથવા કીપરને) અખત્યાર આપવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું] ને આ વારંટ સુધાંત મારા હવાલામાં લેવો, અને તેને સદરહુ તુરંગમાં (આ ઠેકાણે કેદની મુદત લખવી) ની સદરહુ મુદત સુધી હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૬૯ મી કલમના ઠરાવોને અનુસરીને સહી સલામત રાખવો, પણ જો સદરહુ રકમ તે મુદત પુરી થતાં પેહેલાં આપવામાં આવે તો તે પોહોંચે એટલે તાબડતોબ તેને છોડી મુકવો: અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે, તારીખ માહે સને ૧૮

મોહોર સહી

---

## ૩૧—શાહેદની ઉપર સમન.

(૬૮મી તથા ૨૫૨મી કલમ જુઓ)

ના રેહેવાસી જોગ. મારી આગળ ફરીયાદ કરવામાં આવી છે કે ના રેહેવાસી એ [આ ઠેકાણે મુખતેસરમાં ગુન્હો તથા તેનો વખત તથા જગા એટલું લખવું] નો ગુન્હો કરયો છે (અથવા કરયનો શક આવ્યો છે.] અને મને જણાય છે કે તમે ફરીયાદનું કામ ચલાવનારની તરફથી મુદ્દાનો પુરાવો ઘણું કરીને આપશો,

વાસ્તે તમને આ ઉપરથી સમન કરવામાં આવે છે કે સદરહુ ફરીયાદની બાબત સંબંધી તમે જે જાણતા હો તેની શાહેદી આપવાને તમારે આવતા ની તારીખે સવારમાં દસ કલાકે આ કોરટની આગળ હાજર થવું, અને કોરટની રજા વગર ત્યાંથી જવું નહી; અને આ ઉપરથી તમને તાકીદ આપવામાં આવે છે કે જો તમે વ્યાજબી કારણ વગર સદરહુ તારીખે હાજર થવાની ગફલત કરશો અથવા તેમ કરવાની ના કેહેશો, તો તમને હાજર થવાની જરૂર પાડવા સારૂ વારંટ કાહાડવામાં આવશે.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે,

તારીખ માહે સને ૧૮

(મોહોર.] (સહી.]

૩૨.—જ્યુરરો તથા આસેસરોને સમન કરવા બાબત જિલ્હા માજીસ્તરેટની ઉપર *પ્રીશેપ્ટ,
(૩૨૬ મી કલમ જુઓ.)

ના જિલ્હા માજીસ્તરેટ જોગ.

માં કોરટના મકાનમાં આવતા ની તારીખે હાજદારી સેશન ભરવાનું ઠરાવ્યું છે, અને આમાં લખેલા શખસોનાં નામ, જ્યુરરો તથા આસેસરોની તપાસેલી ટીપ આ કોરટને આપેલી તેમાં જે શખસોના નામ લખ્યાં છે તે શખસોમાંથી ચીઠી કરીને બરાબર ચુંટી કાહાડ્યા છે, વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે સદરહુ તારીખે સદરહુ શખસોને સવારના દશ કલાકે સદરહુ સેશન કોરટમાં હાજર થવા સારૂ તમારે સમન કરવા, અને આ *પ્રીશેપ્ટ રૂએ તમે એ પ્રમાણે કર્યું છે તે બાબત સદરહુ તારીખની અંદર તમારે દાખલો આપવો.

(આ ઠેકાણે જ્યુરરોનાં તથા આસેસરોનાં નામ માંડવાં).

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે. તારીખ માહે સન૧૮
(મોહોર) (સહી)

૩૩—આસેસર અથવા જ્યુરરની ઉપર સમન.
(૩૨૮ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે જગા લખવી) ના રહેવાશી (આ ઠેકાણે નામ લખવું) જોગ.

ની સેશન કોરટે મારી ઉપર મોકલેલા *પ્રીશેપ્ટ તમને આવતી હાજદારી શેશનમાં આસેસર (અથવા જ્યુરર) દાખલ હાજર થવાનું ફરમાવ્યું છે તે હુકમની રૂએ આ ઉપરથી તમને સમન કરવામાં આવે છે કે તમારે આવતા ની તારીખે સવારમાં દસ કલાકે (આ ઠેકાણે જગા લખવી) મા સદરહુ સેશન કોરટમાં હાજર થવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યા છે. તારીખ માહે સન૧૮
(મોહોર) (સહી)

૩૪—મોતની શિક્ષાના હુકમ પ્રમાણે કેદ કરવાનું વારંટ.
[૩૭૪ મી કલમ જુઓ)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

મારી આગળ તારીખ માહે સન ૧૮ ને રોજ ભરેલી શેશન માં કાલેન્ડરના કાયદાની કલમ પ્રમાણે ખુન થતું હોય એવા શિક્ષાલી ય મનુષ્યવધનો ગુન્હો યોગ્ય રીતે સાબિત થયાનો ઠરાવ કરવામાં આવેલો, અને ત ની ઉપર મોતની શિક્ષાનો હુકમ કરેલો, અને તે શિક્ષાનો હુકમ ની કોરટની મંજુરી થવા સારૂ રાખેલો;

વાસ્તે આ ઉપરથી તમને, સદરહુ સુપ્રીનટેન્ડેન્ટને (અથવા કીપરને), અખત્યાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમાં તમારા હવાલામાં લેવો,

* હુકમપત્ર.

અને સદરહુ કોરટના હુકમ અમલમાં લાવવા બાબત આ કોરટનું બીજુ વારંટ અથવા હુકમ તમને પોંહચે ત્યાં સુધી તેને તે તુરંગમાં સહી સલામત રાખવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે. તા૦ માહે સન૧૮

(મોહોર) ——— સહી.

૩૫—મોતની શિક્ષાનો હુકમ થયેથી તે અમલમાં લાવવા બાબત વારંટ.

(૩૮૧ મી કલમ જુઓ)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

મારી આગળ તારીખ માહે સન ૧૮ ને રોજ ભરેલી સેશન માં કાલેન્ડરના નંબરના મુકદમામાં (૧ લા, ૨ જા, ૩ જા જેમ હોય તેમ) કેદી (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને મોતની શિક્ષાના હુકમ પ્રમાણે ની તારીખના આ કોરટનાં વારંટથી તમને હવાલે કરવામાં આવ્યો છે, અને ની કોરટનો હુકમ આ કોરટને પોહોંચ્યો છે તેમાં સદરહુ શિક્ષાનો હુકમ મંજુર કરયો છે;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપ્રીનટેન્ડેન્ટને (અથવા કીપરને) અખત્યાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે (આ ઠેકાણે અમલમાં લાવવાનો વખત તથા જગા લખવી) આં સદરહુ મરી જાય ત્યાં સુધી તેને ગળે ફાંસો દેવડાવીને સદરહુ શિક્ષાનો હુકમ અમલમાં લાવવો અને તે શિક્ષાનો હુકમ અમલમાં આણ્યોછે એવો શેરો લખીને આ વારંટ કોર્ટની પાસે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુંછે તારીખ માહે સન૧૮

(મોહોર) ——— (સહી)

૩૬—શિક્ષાનો હુકમ બદલ્યા પછી વારંટ.

(૩૮૧ મી તથા ૩૮૨ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ.

તારીખ માહે સન ૧૮ ને રોજ ભરેલી સેશનમાં કાલેન્ડરના નંબરના મુકદમામા (૧ લા, ૨ જા, ૩ જા, જેમ હોય તેમ) કેદી (આ ઠેકાણે કેદીનું નામ લખવુ) ઉપર હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક નો ગુન્હો સાબિત થયાનો ઠરાવ કરવામાં આવેલો અને તેની ઉપર ની શીક્ષાનો હુકમ કરેલો, અને તે ઉપરથી તેને તમારે હવાલે કરેલો; અને સદરહુ હુકમથી ઠરાવેલી શીક્ષા ની કોરટના હુકમથી (જેની ડુપ્લિકેટ આ વારંટને જોડેલી છે) બદલીને જીવતાં સુધી સમુદ્ર પારની (અથવા જેમ હોય તેમ) શીક્ષા કરવામાં આવી છે.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપ્રીનટેન્ડેન્ટને (અથવા કીપરને) અખિત્યાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ હુકમ પ્રમાણે સમુદ્રપારની શીક્ષા ભોગવવા સારૂ સદરહુ (આ ઠેકાણે કેદીનું નામ લખવું) ને તમે યોગ્ય અધીકારીને તથા યોગ્ય હવાલામાં સોંપો ત્યાં સુધી તમારે, કાયદામાં ફરમાવ્યું છે તે પ્રમાણે, તેને સદરહુ તુરંગમાં તમારા હવાલામાં સહી સલામત રાખવો.

અથવા.

જો તે ઓછી કરેલી શીક્ષા કેદની હોય તો "સદરહુ તુરંગમાં તમારા હવાલામાં સહી સલામત રાખવો" એ શબ્દો પછી લખવું કે "અને ત્યાં સદરહુ હુકમ મુજબ કેદની શિક્ષા કાયદા પ્રમાણે અમલમાં લાવવી".

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે, તારીખ માહે સન૧૮
મોહોર ——— સહી

## ૭૭–જપ્તી તથા વેચાણ કરીને દંડ વસુલ કરવા બાબત વારંટ.

(૩૮૯મી કલમ જુઓ)

(આ ઠેકાણે પોલીસઅમલદારનુ અથવા બીજો જે શખસ અથવા શખશો તે વારંટ બજાવવાનો હોય તેનું નામ અથવા હુદો અથવા તેઓનાં નામ અથવા હુદા લખવા) જોગ.

[આ ઠેકાણે ગુન્હેગારનું નામ લખવું તથા વરણન કરવું] ની ઉપર તારીખ માહે સન ૧૮. ને રોજ મારી આગળ (આ ઠેકાણે ગુન્હો મુખ્તેસરમાં લખવો) નો ગુન્હો સાબીત થયાનો ઠરાવ કરવામાં આવેલો અને તેની ઉપર રૂપીઆનો દંડ આપવાની શિક્ષાનો હુકમ કરેલો, અને સદરહુ દંડ આપવાનું સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને ફરમાવેલું તોપણ તેણે તે દંડ અથવા તેમાંનો કાંઇ પણ ભાગ આપ્યો નથી.

વાસ્તે આ ઉપરથી તમને અખ્તિયાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત ના જિલ્લામાં જડે તે જંગમ મિલકત તમારે લઇને જપ્ત કરવી; અને જો સદરહુ જપ્તી કરયા પછી (આ ઠેકાણે આપેલા દીવસ અથવા કલાકની સંખ્યા લખવી) માંહે (અથવા તાબડતોબ) સદરહુ રકમ આપવામાં ન આવે તો તમારે તે જપ્ત કરેલી મિલકત અથવા તેમાંની જેટલી સદરહુ દંડ પુરો કરી આપવાને બસ થાય તેટલી મિલકત વેચવી; અને આ વારંટની રૂએ તમે જે કર્યું હોય તે બાબતનો શેરો, એ વારંટ બજાવવામાં આવે એટલે તુરત, લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે, તારીખ માહે સન૧૮
મોહોર ——— સહી

## ૭૮—તિરસ્કારના કેટલાએક મુકદમામાં જ્યારે દંડની શિક્ષા કરવામાં આવે ત્યારે કેદ કરવાનું વારંટ.

[૪૮૦ મી કલમ જુઓ)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ

આજ રોજ મારી આગળ ભરેલી કોરટમાં (આ ઠેકાણે ગુન્હેગારનું નામ લખવું તથા વરણન કરવું) કોરટની સમક્ષ (અથવા દેખતાં) જાણી જોઇને તિરસ્કાર કરયો; અને એ પ્રમાણે કરેલા તિરસ્કાર માટે રૂપીયાનો દંડ આપવાની, અથવા તે આપવામાં કસુર કરે તો (આ ઠેકાણે મહીના અથવા દિવસની સંખ્યા લખવી) ની મુદત સુધી આસાન કેદ ભોગવવાની, શિક્ષા સદરહુ (આ ઠેકાણે ગુન્હેગારનું નામ લખવુ) ની ઉપર કોરટે ઠરાવી છે;

વાસ્તે આ વારંટથી તમને, સદરહુ સુપ્રીનટેન્ડેન્ટને (અથવા કીપરને), અખ્તિયાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે ગુન્હેગારનું નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો, અને તેને સદરહુ તુરંગમાં સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી) ની મુદત સુધી સહી સલા

મત રાખવો, પણ જો સે મુદત પુરી થતાં પેહેલાં સદરહુ દંડ આપવામાં આવે તો પછી તેમ કરવું નહી; અને તે દંડ પોહોંચેથી તુરત તમારે તેને છોડી દેવો, અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુંછે, તારીખ માહે સન૧૮

મોહોર. —— સહી.

૩૯—જવાબ દેવાની ના કહેનારા શાહેદને કેદ કરવાનું માજીસતરેટનુ અથવા જડજનું વારંટ.

(૪૮૫ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે કોરટના અમલદારનું નામ તથા તેનો હુદો લખવો) જોગ.

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું) ને શાહેદ દાખલ સમન કરવામાં આવેલો અથવા આ કોરટની આગળ આણેલો) અને એક ગુન્હો થયાનું કહેવામાં આવેલું તે ગુન્હાની ચોકશી વખતે શાહેદી આપવાનું તેને આજ રોજ ફરમાવવામાં આવેલું તે છતાં સદરહુ કહેવામાં આવેલા ગુન્હા સંબંધી તેને પુછીને દફતરમાં બરાબર દાખલ કરેલા એક અમુક સવાલનો (અથવા અમુક સવાલોના) જવાબ દેવાની તેણે ના કહી, અને એ પ્રમાણે ના કહેવાનુ કાંઇ પણ વ્યાજબી કારણ કહ્યું નહીં, અને તેણે એ પ્રમાણે કરેલા તિરસ્કાર માટે તેને (આ ઠેકાણે અટકાવી રાખવાની જે મુદત ઠરાવી હોય તે લખવી) સુધી પેહેરામાં અટકાવી રાખવાની શિક્ષા ઠરાવી છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવેછે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ને પેહેરામાં લેવો, અને દીવશની મુદત સુધી તેને તમારા હવાલામાં સહી સલામત રાખવો, પણ જો દરમિયાનમાં તે જબાની આપવાને અને તેને પુછેલા સવાલોના જવાબ દેવાને કબુલ થાય તો પછી તેમ કરવું નહી, અને સદરહુ દીવશોમાંના છેલા દીવશે, અથવા સદરહુ કબુલત જાણવામાં આવે એટલે તાબડતોબ, તેની કાયદા પ્રમાણે તજવીજ કરવામાં આવે એટલા માટે તેને આ કોરટની આગળ આણવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવુ.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુછે. તારીખ માહે સન૧૮

મોહોર. —— સહી

૪૦—ગુજરાનનુ લવાજમ આપવામાં કસુર થયેથી કેદ કરવાનુ વારટ.

(૪૮૮ મી કલમ જુઓ)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ,

(આ ઠેકાણે નામ લખવુ તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવુ) ની પાસે પોતાની ઓરતનું [આ ઠેકાણે નામ લખવુ] [અથવા પોતાનુ બાળક [આ ઠેકાણે નામ લખવું] [આ ઠેકાણે કારણ લખવુ] ના સબબથી પોતાની મેળે પોતાનુ ગુજરાન ચલાવવાને અશક્ત છે તે બાળકનું] ગુજરાન ચલાવવાના જોઇએ તેટલી દ્રવ્યશકિત છે, અને તેણે તેમ કરવાની ગફલત કરી છે [અથવા ના કહી છે] એવું મારી આગળ શાબીત થયું છે અને સદરહુ [આ ઠેકાણે નામ લખવુ] ને યોગ્ય રીતે હુકમ કરીને ફરમાવ્યું છે કે તમારે તમારી સદરહુ ઓરતને [અથવા બાળકને) ગુજરાન બદલ રૂપીયાની રકમનું લવાજમ દર મહીને આપવુ અને વળી એવું શાબીત થયું છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) સદરહુ હુકમ જાણી જોઇને ગણકારયો નથી અને મહીના (અથવા મહીનાઓ) નાં લવાજમની રક

મના રૂપીયા આપવામાં કસુર કરી છે; અને તે ઉપરથી એક હુકમ કરીને એવું ઠરાવ્યું છે કે તેણે ની મુદત સુધી સદરહુ તુરંગમાં આસાન (અથવા સખત મજુરી સાથે) કેદ ભોગવવી;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપ્રીનટેન્ડેન્ટને (અથવા કીપરને) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને આ વારંટ સુદ્ધાં સદરહુ તુરંગમાં તમારા પેહેરામાં લેવો, અને ત્યાં સદરહુ હુકમ કાયદા પ્રમાણે અમલમાં લાવવો; અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોર્ટના મોહોર કરીને આપ્યુંછે. તારીખ માહે સને૧૮
મોહોર. ——— સહી.

૪૧—જપ્તી તથા વેચાણ કરીને ગુજરાનનું લવાજમ જબરીથી અપાવવા બાબતનું વારંટ.

(૪૮૮ મી કલમ જુઓ.)

(આ ઠેકાણે જે પોલીસઅમલદારે અથવા બીજા શખસે તે વારંટ બજાવવાનું હોય તેનું નામ તથા હુદ્દો લખવો) જોગ. (આ ઠેકાણે નામ લખવું) ને યોગ્ય રીતે હુકમ કરીને ફરમાવ્યું છે કે તમારે તમારી સદરહુ ઓરતને (અથવા બાળકને) ગુજરાન બદલ રૂપીયાની રકમનું લવાજમ દર મહીને આપવું. અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) એ સદરહુ હુકમ જાણી જોઈને ગણકાર્યો નથી અને મહિના (અથવા મહીનાઓ) નાં લવાજમની રકમના રૂપીયા આપવામાં કસુર કરી છે.

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જંગમ જે મીલકત જીલામાં જડે તે તમારે લઈને જપ્ત કરવી અને જો સદરહુ જપ્તિ કર્યા પછી (આ ઠેકાણે આપેલા દીવસ અથવા કલાકની સંખ્યા લખવી) માંહે (અથવા તાબડતોબ) સદરહુ રકમ આપવામાં ન આવે તો તમારે તે જપ્ત કરેલી જંગમ મીલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ પુરી કરી આપવાને બસ થાય તેટલી વેચવી; અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તમે તેની રૂએ જે કરવું હોય તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુંછે તારીખ માહે સને૧૮
મોહોર ——— સહી

૪૨—માજીસતરેટની આગળ પ્રથમ ચોકશી કરતી વખતે ખત તથા જામીનખત.

(૪૯૬ મી અને ૪૯૮ મી કલમ જુઓ)

હું (આ ઠેકાણે નામ લખવું); (આ ઠેકાણે જગા લખવી) નો રેહેવાશી ના ગુન્હાનું તોહોમત મારો ઉપર મુકીને મને (જેમ હોય તે પ્રમાણે લખવું) ના માજીસતરેટની આગળ આણીને તેમની કોરટમાં તથા સેસનકોરટમાં જરૂર પડે તો હાજર થવા સારૂ તારણ આપવાનું મને ફરમાવ્યા ઉપરથી બંધાઉં છું કે સદરહુ માજીસતરેટની કોરટમાં તોહોમતની પ્રથમ ચોકશી ચાલે ત્યારે દરરોજ હું હાજર રહીશ અને જો તે મુકદમો સેસનકોરટની પાસે ઇનસાફ થવા સારૂ મોકલવામાં આવે તો મારી ઉપર મુકેલાં તોહોમતનો જવાબ દેવાને જ્યારે ફરમાવવામાં આવે ત્યારે સદરહુ કોરટની આગળ હું હાજર હોઇશ તથા હાજર થઇશ અને આ બાબતમાં જો હું કસુર કરૂં તો હું બંધાઉં છું કે મલીકા માઆઝમા રાણીસાહેબ કાંસરે ઉદ

ને       રૂપીઆથી રકમ મારે ગુન્હેગારીમાં આપવી.
તારીખ.       માહે       સન ૧૮

સહી

આ ઉપરથી હું એકરાર કરૂં છું [અથવા અમે દરેક જણ એકઠા તથા જુદા જુદા એકરાર કરીએછીએ) કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) નો જામીન થાઉ છું (અથવા અમે જામીન થઈએ છીએ કે તેની ઉપર જે ગુન્હાનું તોહમત મુકયું છે તે ગુન્હાની પ્રથમ એકશી ચાલે ત્યારે દરરોજ       ની કોરટમાં તે હાજર રેહશે અને જો તે મુકદમો સેસનકોરટની પાસે ઇનસાફ થવા સારૂ મોકલવામાં આવે તો તેની ઉપર મુકેલા તોહમતનો જવાબ દેવાને તે સદરહુ કોરટની આગળ હાજર હશે તથા હાજર થશે અને એ બાબતમાં જો તે કસુર કરે તો હું બંધાઉ છું (અથવા અમે બંધાઇએ છીએ કે મલાકા માઆઝમા રાણીસાહેબ કઇસરેહિંદને       રૂપીયાની રકમ મારે (અથવા અમારે] ગુન્હેગારીમાં આપવી.
તારીખ       માહે       સન ૧૮

સહી.

૪૩–તારણ આપવામાં કસુર થએથી કેદ કરેલા શખસને છોડી મુકવાનું વારંટ
(૫૦૦ મી કલમ જુઓ.)

ની તુરંગના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ અથવા બીજા જે અમલદારના હવાલામાં તે શખસ હોય તે અમલદાર) જોગ.

(આ ઠેકાણે કેદીનું નામ લખવું તથા તેનું વરણન કરવું) ને       ની તારીખના આ કોરટના વારંટની રૂએ તમારે હવાલે કરવામાં આવેલો, અને ત્યાર પછી તેણે ફોજદારી કામ ચલાવવાની રીત બાબતના કાયદાની ૪૯૯ મી કલમ મુજબ પોતાના જામીન(અથવા જામીનો)સાથે એક ખત યોગ્ય રીતે લખી આપ્યુંછે.

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છ તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું.) ને બીજી કોઇ બાબતસારૂ અટકાવી રાખવો યોગ્ય નહી હોય તો તેને તમારા હવાલામાંથી તાબડતોબ છોડી મુકવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યો છે. તા૦       માહે       સન ૧૮

સહી.

૪૪.–ખતનો અમલ જબરીથી કરાવવા માટે જપ્તીનું વારંટ.
[૫૧૪ મી કલમ જુઓ)

નું પોલીસ–થાણુ જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસ અમલદાર જોગ   (આ ઠેકાણે જે શખસ હોય તેનું નામ લખવું તથા વરણન કરવું તથા રેહવાનું ઠેકાણું લખવું] પોતાના મુચલકાની રૂએ (આ ઠેકાણે જે મસંગ હોય તે લખવો) હાજર થવામાં કસુર કરી છે, અને તે સદરહુ કસુરને લીધે મલીકા માયાઝમા રાણીસાહેબ કઇસરે હિંદને [આ ઠેકાણે ખત માંહેનો દંડ લખવો] રૂપિયાની રકમ ગુન્હેગારીમાં આપવાને પાત્ર થયો છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની જે જંગમ મિલકત       જીલ્લામાં તમને જડે તે જંગમ મિલકત લઇને તથા અટકાવી રાખીને તમારે જપ્ત કરવી, અને જો સદરહુ રકમ ત્રણ દિવસ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મીલકત અથવા તેમાંની જેટલી ઉપર કહેલી રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મિલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તે

તો રૂઇએ તમે જે કરવું હોય તેનો હારો તમારે લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુંછે. તારીખ માહે સન૧૮

મોહોર ——— સહી

## ૪૫—ખતની શરત તોડેથી જામીનને નોટીસ.

[૫૧૪મી કલમ જુઓ.]

ના રેહેવાશી જોગ, તમે તારીખ માહે સન ૧૮ ને રોજ (આ ઠેકાણે જગા લખવી] ના રેહેવાશી (આ ઠેકાણે નામ લખવું) ના જામીન થયલા કે તે ની તારીખે આ કોરટની આગળ હાજર થશે, અને તમે બંધાયલા કે તે તેમાં કસુર કરશે તો હું મલીકા માયાઝમા રાણીસાહેબ કઈસરે હિંદને રૂપીયાની રકમ ગુન્હેગારીમાં આપીશ; અને સદરહુ [આ ઠેકાણે નામ લખવું) આ કોરટની આગળ હાજર થવામાં કસુર કરી છે, અને સદરહુ કસુરનાં કારણથી તમે સદરહુ રૂપીયાની રકમ ગુન્હેગારીમાં આપવાને પાત્ર થયા છે;

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ દંડ આપવો અથવા સદરહુ રકમ તમારી પાસે શા શારૂ જબરીથી નહી અપાવવી જોઇએ તેનુ કારણ આ તારીખથી દિવશ માહે બતાવવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપી છે. તા૦ માહે સન ૧૮

મોહોર ——— સહી.

## ૪૬—સારી રીતે ચાલવા બાબતના ખતની શરત તોડ્યા વિશે જામીનને નોટીસ.

[૫૧૪ મી કલમ જુઓ)

ના રેહેવાશી જોગ. તમે તારીખ માહે સન ૧૮ ને રોજ એક ખત લખી આપીને (આ ઠેકાણે જગા લખવી) ના રેહેવાશી (આ ઠેકાણે ના લખવુ) ના જામીન થયલા કે તે ની મુદત સુધી સારી રીતે ચાલશે અને તમે બંધાયલા કે તે એ બાબતમાં કસુર કરશે તો હું રૂપીયાની રકમ મલીકા માયાઝમા રાણીસાહેબ કઈસરે હિંદને ગુન્હેગારીમાં આપીશ; અને તમે એ પ્રમાણે જામીન થયા ત્યાર પછી [આ ઠેકાણે જે ગુન્હો થયો હોય તે મુખતેસરમાં લખવો] નો ગુન્હો કરવામાં આવેલો તે ગુન્હો સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ની ઉપર શાબિત થયાનો ઠરાવ કરવામાં આવ્યો છે, જેથી તમારા જામીન ખતની શરત તોડવામાં આવી છે.

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ રૂપીયાનો દંડ આપવો, અથવા તે શા સારૂ નહી આપવો જોઇએ તેનું કારણ દિવશ માહે બતાવવુ.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપીછે. તા૦ માહે સન ૧૮

મોહોર ——— સહી.

## ૪૭—જામીનની ઉપર જપ્તીનું વારંટ.

(૫૧૪મી કલમ જુઓ)

જોગ. [આ ઠેકાણે ખતની શરત લખવી] એ હાજર થવા બાબત (આ ઠેકાણે નામ લખવુ તથા વરણેન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું; જામીન તરીકે બંધાયો છે. અને સદરહુ [આ ઠેકાણે નામ લખવું) કસુર કરી છે અને તેથી તે (આ ઠેકાણે ખત માંહેનો દંડ લખવો] રૂપીયાની રકમ મલીકા માયાઝમા રાણીસાહેબ કઈસરે હિંદને આપવાને પાત્ર થયો છે;

વાસ્તે તમને આ ઉપરથી અખ્તિયાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ની જે જંગમ મિલકત જિલ્લામાં તમને જડે તે લઇને તથા અટકાવી રાખીને તમારે જપ્ત કરવી; અને જો સદરહુ રકમ ત્રણ દિવસ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મીલકત અથવા તેમાંની જેટલી ઉપર કહેલી રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મીલકત તમારે વેચવી, અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કર્યું હોય તેનો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યુંછે. તા૦ માહે સન૧૮

મોહોર. ———— સહી.

૪૮—જે તોહમતવાળા શખસના જામીન લીધા હોય તેના જામીનને કેદ કરવાનું વારંટ.

[૫૧૪મી કલમ જુઓ]

ની દિવાની તુરંગ ના સુપ્રીનટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ (આ ઠેકાણે ખતની શરત લખવી) એ હાજર થવા બાબત (આ ઠેકાણે જામીનનું નામ લખવુ તથા તેનું વરણન કરવું] જામીન તરીકે બંધાએલો છે, અને સદરહુ [આ ઠેકાણે નામ લખવું) એ બાબતમાં કસુર કરી છે જેથી સદરહુ ખતમાં લખેલા ૬૦ ઉપર મલીકા માયાઝમા રાણીસાહેબ કઇસરે હિંદનો દાવો થયો છે; અને સદરહુ (આ ઠેકાણે જામીનનુ નામ લખવું) ને યોગ્ય નોટીસ આપ્યા છતાં તેણે સદરહુ રકમ આપવા માંનેમજ તેરકમ એની પાસે શા સારૂ જબરીથી નહી અપાવવી જોઇએ તેનું પુરતું કારણ બતાવવામાં કસુર કરી છે, અને તેની જંગમ મિલકતની જપ્તી તથા વેચાણથી સદરહુ રકમ વસુલ થઇ શકતી નથી અને (આ ઠેકાણે મુદત વિશેશે કરીને લખવી) સુધી તેને દીવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામા આવ્યો છે;

વાસ્તે આ ઉપરથી તમને, સદરહુ સુપ્રીનટેન્ડેન્ટને (અથવા કીપરને] અખ્તીયાર આપવામાં આવે છે તથા ફરમાવવામા આવે છે કે તમારે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને આ વારંટ સુધાં તમારા હવાલામાં લેવો અને તેને સદરહુ [આ ઠેકાણે કેદની મુદત લખવી] સુધી સદરહુ તુરંગમાં સહી સલામત રાખવો, અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછુ મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપુ છે. તા૦ માહે સન૧૮

મોહોર ———— સહી.

૪૯—સુલેહ રાખવા બાબત ખતની શરત તોડ્યા વિશે મુખ્યને નોટીસ.

[૫૧૪મી કલમ જુઓ]

(આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું તથા રેહવાનું ઠેકાણું લખવુ) જોગ તા૦ માહે સન ૧૮ ને રોજ તમે (આ ઠેકાણે ત ખતમાં જેમ હોય તેમ લખવુ) નહી કરવા બાબતનું ખત લખી આપેલું, અને તે માંહેની શરત તોડ્યા નીશાબિતી મારી આગળ આપવામાંઆવીછેઅનેદફતરમાં બરાબર દાખલ કરવામાંઆવીછે.

વાસ્તે તમને આ ઉપરથી ફરમાવવામાં આવે છે કે તમારે રૂપીયાના ૬૦ આપવો અથવા તે શા સારૂ તમારી પાસેથી જબરીથી નહી અપાવવો જોઇએ તેનું કારણ દીવસ માંહે મારી આગળ બતાવવું. તારીખ માહે સન ૧૮

મોહોર ———— સહી.

૫૦—સુલેહ રાખવાબાબતના ખતની શરત તેડેથી મુખ્યની મીલકત જપ્ત કરવા બાબતનુ વારંટ.

(૫૧૪મી કલમ જુઓ.)

ના પોલીસથાણાના [આ ઠેકાણે પોલીશનું નામ તથા હુદ્દો લખવો) જો અ તારીખ માહે સન ૧૮ ને રોજ (આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું) સુલેહનો ભંગ નહી કરવા વગેરે (ખતમાં હોય તે પ્રમાણેલખવું) બાબત રૂપીયાના રકમનું ખત લખી આપીને બધાએલો અને સદરહુ ખતની શરત તોડ્યાની સાબીતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્યરીત દફતરમાં દાખલ કરવામાં આવી છે, અને સદરહુ [આ ઠેકાણે નામ લખવું] ને નોટીસ આપીને ફરમાવવામાં આવ્યું છે કે સદરહુ રકમ શા સારૂ નહી આપવીજોઈએ તેનું કારણ તમારે બતાવવું અને તેમ કરવામાં તેમજ સદરહુ રકમ આપવામાં તેણે કસુર કરી છે.

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ની રૂપીયાની કીમતની જે જંગમ મીલકત જીલ્લામાં તમને જડે તે તમારે લઈને જપ્ત કરવી અને જો સદરહુ રકમ માંહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મીલકત અથવા તેમાંની જેટલી સદરહુ રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મીલકત તમારે વેચવી અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કર્યું હોય તેનો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે. તારીખ માહે સન૧૮

મોહોર. સહી.

---

૫૧—સુલેહ રાખવા બાબતના ખતની શરત તોડેથી કેદનું વારંટ

(૫૧૪ મી કલમ જુઓ)

ની દીવાની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટ (અથવા કીપર) જોગ (આ ઠેકાણે નામ લખવું તથા વરણન કરવું) સુલેહ રાખવા બાબત પોતે લખી આપેલાં ખતની શરત તોડી છે એવી સાબીતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્યરીતે દફતરમાં દાખલ કરવામાં આવી તેથી તે મલીકા મોઆઝમા રાણીસાહેબ કઈસરેહિંદને રૂપીયાની રકમ ગુન્હેગારીમાં આપવાને પાત્ર થયો છે, અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) સદરહુ રકમ આપવાનું અથવા તે શા શારૂ નહી આપવી જોઈએ તેનું કારણ બતાવવાનું તેને યોગ્ય રીતે ફરમાવેલું તે છતાં તેમ કરવામાં કસુર કરી છે અને તેનીજંગમ મીલકત જપ્ત કરીને તે રકમ વસુલ કરી શકાતી નથી, અને સદરહુ [આ ઠેકાણે નામ લખવું ને [આ ઠેકાણે કેદની મુદત લખવી) ની મુદત સુધી દીવાની તુરંગમા કેદ રાખવાનો હુકમ કરવામાં આવ્યો છે.

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ દિવાની તુરંગના સુપરિન્ટેન્ડેન્ટને [અથવા કીપર) અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ (આઠેકાણે નામ લખવુ] ને આ વારંટ સુદ્ધાં તમારા હવાલામાં લેવો અને સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી) ની મુદતસુધી સદરહુ તુરંગમાંસહી સલામત રાખવો અને આ વારંટ કેવી રીત બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું છે. તા૦ . માહે સન ૧૮

મોહોર. સહી.

---

૫૨—સારીરીતે ચાલવા બાબતના ખતની શરતતોડેથી જપ્તિ તથા વેચાણ કરવાનુ વરંટ

(૫૧૪ મી કલમ જુઓ)

નું પોલીસથાણું જે પોલીસ અમલદારના હવાલામાં હોય તે પોલીસઅમ

ફોજદાર જોગ (આ ઠેકાણે મુખ્યનુ નામ વિગરે લખવું) સારી રીતે ચાલે તે બા ખત (આ ઠેકાણે નામ લખવુ તથા વરણન કરવુ તથા રેહેવાનું ઠેકાણું લખવુ) તારી ખ માહે સન ૧૮ ને રોજ રૂપીયાની રકમનુ ખત લખી આપી ને તારણ આપેલું અને સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) નો ગુન્હો કરયાનીસાબીતી મારી આગળ આપવામાં આવી છે તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવી છે જેથી સદરહુ ખતની શરત તોડવામાં આવી છે અને સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ને નોટીસ આપીને ફરમાવવામાં આવ્યુ છે કે સદરહુ રકમ શા સારૂ નહી આપવી જોઈએ તેનુ કારણ તમારે બતાવવુ અને તેને એ મુજબ કરવામાં તેમજ સદરહુ રકમ આપવામાં કસુર કરી છે;

વાસ્તે આ ઉપરથી તમને અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે સદરહુ (આ ઠેકાણે નામ લખવું) ની રૂપીયાની કીમતની જે જંગમમીલકત તમને છલામાં જડે તે લઈને તમારે જપ્ત કરવી અને જો સદરહુ રકમ માહે આપવામાં ન આવે તો એ પ્રમાણે જપ્ત કરેલી મીલકત અથવા તે માંની જેટલી સદરહુ રકમ વસુલ કરવાને બસ થાય તેટલી મીલકત તમારે વેચવી અને આ વારંટ બજાવવામાં આવે એટલે તુરત તેની રૂએ તમે જે કરયું હોય તે નો શેરો લખી મોકલવો.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપ્યું તા૦ માહે સન

મોહોર સહી.

---

૫૩—સારી રીતે ચાલવા બાબતના ખતની શરત તોડેથી કેદ કરવાનું વારંટ.

(૫૧૪મી કલમ જુઓ.]

ની દીવાની તુરંગના સુપીનટેનડેન્ટ (અથવા કીપર] જોગ. (આ ઠેકાણે મુખ્યનું નામ વગેરે લખવું) સારી રીતે ચાલે તે બાબત (આ ઠેકાણે મુખતેસરમાં નામ લખવું તથા વરણન કરવું તથા રેહેવાનું ઠેકાણું લખવું તા૦ માહે સન ૧૮ ને રોજ રૂપીયાની રકમનું ખત લખી આપીને તારણ આપેલુ અને સદરહુ ખતની શરત તોડ્યાની શરત તોડ્યાની શાબીતી મારી આગળ આપવામાં આવી છે. તથા યોગ્ય રીતે દફતરમાં દાખલ કરવામાં આવી છે, જેથી સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) મલીકા માયાઝમા રાણીસાહેબ કઈસરે હિંદને રૂપીયાની રકમ ગુનેગારીમાં આપવાને પાત્ર થયો છે અને સદરહુ રકમ આપવાનું અથવા તે શા સારૂ નહી આપવી જોઈએ તેનુ કારણ બતાવવાનું તેને યોગ્ય રીતે ફરમાવવામાં આવેલું તે છતા તેમ કરવામા તેણે કસુર કરી છે અને તે રકમ તેની જંગમ મિલકત જપ્ત કરીને વસુલ થઈ શકતી નથી, અને સદરહુ (આ ઠેકાણે નામ લખવુ) ને [આ ઠેકાણે કેદની મુદત લખવી) ની મુદત સુધી દિવાની તુરંગમાં કેદ રાખવાનો હુકમ કરવામા આવ્યો છે;

વાસ્તે આ ઉપરથી તમને સદરહુ સુપીનટેન્ડેટને (અથવા કીપરને] અધિકાર આપવામાં આવે છે તથા ફરમાવવામાં આવે છે કે તમારે સદરહુ [આ ઠેકાણે નામ લખવું) ને આ વારંટ સુદ્ધ તમારા હવાલામાં લેવો. અને તેને સદરહુ (આ ઠેકાણે કેદની મુદત લખવી) ની મુદત સુધી સદરહુ તુરંગમાં સહીસલામત રાખવો અને આ વારંટ કેવી રીતે બજાવ્યું તેનો શેરો લખીને તે પાછું મોકલવું.

મારી સહી તથા કોરટની મોહોર કરીને આપુ છે. તા૦ માહે સન૧૮

મોહોર સહી.

સહી. આર. જે. ક્રાસ્થવેટ,

આક્ટીંગ સેક્રેટરી ગવરમેંટ ઈંડિયાસરકાર.

# પ્રસ્તાવના*

આ હિંદુસ્થાનનો ફોજદારી કાયદો સને ૧૮૬૦ નો ૪૫ મો આકટ છે, અને તેની સાથે સને ૧૮૭૦ નો ૨૭ મો તથા સને ૧૮૮૨ નો આકટ ૮ મો. આ આકટ સુધારવા બાબતના એ બે આકટો આગળ દાખલ કરવામાં આવેલા છે.

આ ફોજદારી કાયદો ટીકા સાથેનો છે અને તેમાં નામદાર હાઈ કોરટોએ કરેલા ફેસલા જે જે કલમ ઉપર લાગુ પડે તે તે કલમ નિચે તેના ટુંક મતલબ ટાંકવામાં આવેલા છે. જે જે ફેસલા ટાંકેલા છે તે ઘણું કરીને સને ૧૮૮૨ ની સાલ સુધીના પણ આવી ગયા છે.

હું વિદ્વાન અને સારી રીતે કાયદાનો જાણુ નથી એ ખરૂ છે. પરંતુ ટીકા કરવામાં એકલા પોતાની બુદ્ધિ વાપરવી એ નીરૂપયોગી છે કેમકે કેટલીક વખત (સેસન જડજો) ના અભિપ્રાય સાથે પણ નામદાર હાઇ કોરટોનુ મળતાપણું આવતું નથી તો પછી માહારા જેવા અને મારાથી વધારે વકીલ વીગેરે ન્યાયાધીકારીઓ, એઉ સાહેબોનો મત વધારે ઉપયોગી થતો નથી પણ ફકત કાયદો અને કાયદાની કલમ ઉપર થયેલા ફેસલાઓજ વખતો વખત ઉપયોગી થાય છે અને ન્યાયાધીકારીઓ પણ તે માન્ય કરી તેનાજ આધારે ન્યાય કરે છે, માટે રૂવીપા હાઈ કોરટોના ફેસલા અને કાયદાજ બળવાન છે તેથીજ કાયદાનો હેતુ સાધ થાય છે.

માણસ જન્મથીજ જ્ઞાન લઇને આવતું નથી પણ જેમ જેમ અભ્યાસ વધે તેમ તેમ જ્ઞાનની વૃદ્ધિ થાય છે, આટલુ કેહેવાનો મારો હેતુ એજ છે કે "આ ટીકા કરવામાં મારી કેટલીક જગાએ ભુલ પણ થઇ હશે કેમકે આ પેહેલ વેહેલોજ માહારો શ્રમ છે અને જેવુ જોઇએ તેવું કાયદાનુ મને જ્ઞાન નથી તેથી ભુલ તો થઈજ હશે." પરંતુ તેવા નહી કે જેથી અરથમાં ફેરફાર થાય.

આ ટીકા કરવામાં કેટલાક વિદ્વાન ગ્રહસ્થોના પુસ્તકોની મેં મદદ લીધી છે તેને માટે હું તેઉ સાહેબોનો મોહોટો ઉપકાર માનુછુ તેમજ રાજેશ્રી સાંકળચંદ રતનચંદ ડીસ્ટ્રીકટ કોર્ટના વકીલે સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની ટીકા કરેલી છે તે ઉપરથી મને કેટલીક મદદ મળી છે, તેમજ કેટલીક વખત આ ટીકા કરવામાં મેં તેઉ સાહેબની સલાહ લીધી છે માટે તેઉ સાહેબનો મોહોટો ઉપકાર માનુછુ અને તેમનો આભારી થયોછું.

આ પુસ્તકમાં કેટલીક જગાએ દ્રષ્ટી દોષથી મીષ્ટીકો રહી હશે તે વાંચનાર સજનોએ સુધારી વાંચવી, અને માહારી ભુલ માફ કરશો.

વિદ્વાન બારીસ્ટરો અને વકીલો જેઓ કાયદાથી સારી રીતે વાકેફ છે, તેઉ સાહેબોની કરેલી ટીકાઓ વિગેરે કાયદામાં વપરાતાં પુસ્તકો ઘણાં છે અને તે પેહેલે દરજે પસંદ ગણાવામાં આવે છે, એમાં કાંઇ નવાઇ જેવું નથી પણ મારા જેવા એક સાધારણ જ્ઞાન ધરાવનારને વિચાર થયો કે આપણે એક બે પુસ્તકો વિદ્વાનોના પુસ્તકના આધારે સાધારણ રીતે બનાવીએ અને તેનો ઉપયોગ મજામાં કેવી રીતે થાય છે. કાયદાનાં પુસ્તકો અને ટીકાઓનું વધારે વજન કાયદાને અનુસરીને નામદાર હાઇકોરટોએ કરેલા ફેસલા ઉપર રહેલું છે. અને આ ટીકા પણ તેવા ફેસલાના આધાર ઉપરજ કરેલી છે અને કેટલીક જગાએ બીજા કાયદાઓની કલમોનો આધાર પણ વાપરેલો છે.

અમદાવાદ.
તા० ૯ ફેબ્રુવારી સને ૧૮૮૪.

શા० છગનલાલ ઉમેદચંદ.
અ० વિ० પ્રેસનો માલીક.

# અનુક્રમણિકા.

# હિંદુસ્તાનનો ફોજદારી કાયદો

## સન ૧૮૬૦ નો આકટ નંબર ૪૫ મો.

## હિંદુસ્તાનની કાયદા કરનારી સભા.

## તારીખ ૬ ઠી અકટોબર સન ૧૮૬૦.

નીચે લખેલો આકટ હિંદુસ્તાનની કાયદા કરનારી સભાએ પસાર કરયો, તે રાઇટ હાંનરેબલ ગ્રિ ગવરનરજનરલે સન ૧૮૬૦ ના અકટોબર મહિનાનો ૬ ઠી તારીખે મંજુરકરયો, અને સર્વ લોકોને જાણ થવા સારૂ તે અત્રે પ્રસિદ્ધ કરયો છે.

---

### બાબ ૧ લો

કારણ.

બ્રિટિશ ઇંડિયાને માટે એક સામાન્ય ફોજદારી કાયદો કરવો યોગ્ય છે. માટે નીચેમુજબ ઠરાવ્યું છેઃ—

કાયદાનું નામ તથા એ કયાં કયાં અમલમાં આવશે.

૧. આ આકટનું નામ "હિંદુસ્તાનનો ફોજદારી કાયદો" અને પ્રીન્સ આફ વેલ્સ આયર્લંડ, સીંગાપોર, તથા મલાકા શીવાયનો "હીંદુસ્તાનનો રાજ્યકારભાર વધારે સારી રીતે ચલાવા બાબતનો આકટ" એ નામના વીકટોરીયાના રાજ્યના ૨૧મા તથા ૨૨મા વર્ષમાં કરેલા કાયદાના બાબ ૧૦૬ ઠા ઉપરથી રાણીસાહેબના હાથ જે મુલક આવ્યો છે અથવા આવે તે સઘળા મુલકમાં સન ૧૮૬૧ ના મે મહીનાની તા૦ ૧ લીને દીને તથા ત્યારથી એ અમલમાં આવશે.

સદરહુ મુલકમાં થયેલાગુન્હાનીશીક્ષા.

૨. સન ૧૮૬૧ ના મે મહીનાની તા૦ ૧ લીને દીને અથવા ત્યાર પછી સદરહુ મુલક મધ્યે આ કાયદાના ઠરાવો વીરૂદ્ધનાં જે કામ અથવા કસુરનો જે સખસ ગુન્હેગાર થશે, તે સખસને તે કામ અથવા કસુર બાબત આ કાયદા મુજબ શીક્ષા કરવામાં આવશે; બીજી રીતે કરવામાં આવશે નહીં.

જેગુન્હા સદરહુ મુલકના બાહાર થયા હોય, પણ જેહેની તજવીજ કાયદા પ્રમાણે મુલકની માંહે થઇ શકે તે ગુન્હાઓના શીક્ષા.

૩. સદરહુ મુલકની હદની બાહાર કરેલા કોઇ ગુન્હાને માટે જે સખસની તજવીજ હીંદુસ્તાનના ગવરનરજનરલ ઇનકોંન્સીલે કરેલા કોઇ કાયદાથી થઇ શક્તી હોય તે સખની ઉપર સદરહુ મુલકની બાહાર કરેલાં કામને માટે, તે કામ જાણે સદરહુ મુલકની માંહેજ કરયુ હોય એ પ્રમાણે, આ કાયદાના ઠરાવો મુજબ અમલ કરવામાં આવશે.

### ટીકા.

ઇંગ્રેજ સરકારની કોઇપણ રૈયત ઇંગ્રેજી હદની બાહાર આ કાયદા પ્રમાણે ગુન્હા કરે, તે ગુન્હેગારની ચોકશી અથવા ઇનસાફ, ઇંગ્રેજીરાજ્યની કોર્ટોથી થઇ શકે.

પરરાજ્યની કોઇપણ રૈયત ઇંગ્રેજી હદની બાહાર ગુન્હો કરી ઇંગરેજી હદમાં આવીને રહે, તેનો ઇનસાફ, જે રાજ્યની હદમાં તે તોહમતવાળે ગુન્હો કરયો હોયતેજ રાજ્યની કોર્ટ તેનો ઇનસાફ કરી શકે, પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે, આ કાયદાની નીચે

લખેલી કલમો વિરૂદ્ધ ગુન્હા કરે તોજ, તે ઇંગરેજી હદમાં આવી ભરાઇ બેઠો હોય તે સખસને પકડીને પારકા રાજ્યને સ્વાધીન કરવામાં આવે તે કલમોની વિગત.

કલમ ૨૦૬-૨૦૮-૨૨૪-૨૩૦ થી ૨૬૩=૨૯૯ થી ૩૦૪=૩૦૭=૩૧૦=૩૧૧ થી ૩૧૭=૩૨૩=૩૩૩=૩૪૭=૩૪૮=૩૬૦ થી ૩૭૩—૩૭૧=૩૭૬--૩૭૭ ૩૭૯ થી ૪૧૪--૪૩૫--૪૪૦--૪૪૩ થી ૪૪૬--૪૬૪ થી ૪૬૮--૪૭૧ થી ૪૭૭. ઉપર બતાવેલી આ કાયદાની કલમો વિરૂદ્ધ જે પરરાજ્યના રૈયત ગુન્હા કરીને ઇંગરેજી રાજ્યની હદમાં આવી ભરાય, તેને પકડીને તે પરરાજ્યને સ્વાધીન કરી શકાય, પણ ઉપર લખેલી કલમો શીવાયના ગુન્હાને માટે તે તોહમતદારોને પરરાજ્યને સ્વાધીન કરી શકાય નહી.

દોસ્તી રાખનારાં પરરાજ્યમાં રાણીના કોઇ નોકરે કરેલા ગુન્હાની શીક્ષા

૪. આજસુધી કાંઇ તહનામું અથવા બદોબસ્ત ઇસ્ટ ઇંડીયા કંપનીની સાથે થયો હોય, અથવા રાણીને નામે હીંદુસ્તાનની કોઇપણ સરકારે કરયો હોય, અથવા હવે પછી કરે, તે તહનામા અથવા બંદોબસ્ત ઉપરથી રાણીની સાથે દોસ્તી રાખનારા કોઇ રાજા અથવા રાજ્યના મુલકની માંહે, સન ૧૮૬૧ ના મે મહીનાની તારીખ ૧ લીને દીને અથવા ત્યાર પછી રાણીની નોકરીમાં છતાં રાણીના જે નોકર આ કાયદાના ઠરાવો વીરૂદ્ધનાં જે કામ અથવા કસુરનો ગુન્હેગાર થશે, તે નોકરને તે કામ અથવા કસુરને માટે આ કાયદા મુજબ શીક્ષા કરવામાં આવશે.

## ટીકા.

રાણી સરકારની કોઇપણ વીલાયતી રૈયત હીંદુસ્તાન માંહેના કોઇપણ દેશી રાજ્યની હદમાં કાંઇ ગુન્હો કરે અથવા હીંદુસ્તાનમાંહેની કોઇ દેશી રૈયત બ્રીટીશ ઇંડીયાના હદ બાહાર કાંઇ ગુન્હો કરે તે સખસ બ્રીટીશ ઇંડીયાના હદ માંહે જે જગાએ પકડાય તેજ જગાએ તેણે ગુન્હો કરયો છે, એવી રીતે તે ગુન્હા સંબંધી તેનો ઇનસાફ થઇ શકે.

પણ તે ઇનસાફ કરવા બાબત તે મુલકના પુલીટીકલએજંટની મંજુરી જોઇએ અને તે મંજુરી ના આપેતો તે તોહમતની ચોકશી બ્રીટીશઇંડીયામાં થઇ શકે નહી, ક્રીમીનલપ્રોસીજરકોડ કલમ ૧૮૮ જુઓ.

પુલીટીકલએજંટ કોને કેહવો એ શબ્દની વાખ્યાઃ—

બ્રીટીશઇંડીયાની હદ બાહારના કોઇ મુલકમાં હીંદુસ્તાનની બ્રીટીશ સરકારની તરફથી મુખ્ય અમલદાર હોય તે તથા જે મુલક બ્રીટીશ ઇંડીયાનો ભાગ નહી હોય તે મુલકમાં સન ૧૮૭૯ ના પરરાજ્યમાંની હકુમત બાબતના અને ગુન્હેગારોને સ્વાધીન કરવા બાબતના આ આક્ટ પ્રમાણે પુલીટીકલએજંટના સઘળી અથવા હરકોઇ અધીકાર ચલાવવાને ગવરનરજનરલ ઇનકોંસીલે અથવા મદ્રાસ અથવા મુંબાઇ ઇલાકાના ગવરનર ઇનકોંસીલે બ્રીટીશઇંડીયા માંહેલા અમલદારને નીમ્યો હશે તે અમલદાર;

કેટલાએક કાયદા ઉપર આ આક્ટથી કાંઇ અસર થતી નથી.

૫. ચોથા વીલીયમનાં રાજ્યનાં ૩ જા તથા ૪થા વર્ષમાં કરેલા કાયદાના ૮૫ મા બાબના, અથવા ત્યાર પછી કોઇપણ પ્રકારે ઇસ્ટઇંડીયા કંપની અથવા સદરહુ મુલક, અથવા તે માંહેલા રેહેવાશીયો સંબંધી કરેલા પાર્લામેન્ટના કોઇપણ આક્ટના, અથવા રાણીસાહેબની અથવા ઇસ્ટઇંડીયા કંપનીની નોકરી માંહેલા આફીસરો તથા સોલજરો બંડ કરે તથા નાશી જાય તેઓને શીક્ષા કરવા સારૂ કરેલા કોઇપણ આક્ટના અથવા હીંદુસ્તાનની દરીયાઇ ફોજનો બંદોબસ્ત કરવાના કોઇપણ આક્ટના અ

થવા કોઇપણ વીશેશ અથવા સ્થાનીક કાયદાના, કોઇપણ ઠરાવને આ આકટ માંહેની કોઇ બીનાથી રદ કરવાનો, અથવા તેમાં ફેરફાર કરવાનો, અથવા તેને મોકુફ કરવાનો, અથવા તેપર કોઇ રીતે અસર કરવાનો ઇરાદો નથી.

---

## બાબ ૨ જો.

### સાધારણ સમજણ.

આ કાયદામાંહેના લક્ષણોને અપવાદો લાગુ પડે છે એમ સમજવું.

૬. આ કાયદામાં સઘળે ઠેકાણે ગુન્હાનાં પ્રત્યેક લક્ષણને, તથા શીક્ષા સંબંધી પ્રત્યેક ઠરાવને તથા એહવાં પ્રત્યેક લક્ષણ અથવા શીક્ષા સંબંધી ઠરાવના પ્રત્યેક દ્રષ્ટાંતને "સાધારણ અપવાદો" એ નામના બાબ મધ્યે લખેલા અપવાદો લાગું પડે છે એમ સમજવુ, અગર તે તે અપવાદો તે લક્ષણમાં અથવા શીક્ષા સબંધી ઠરાવમાં અથવા દ્રષ્ટાંતમાં ફરીથી લખ્યા નથી તોપણ.

દ્રષ્ટાંતો.

(અ) આ કાયદાની મધ્યે જે જે કલમોમાં ગુન્હાઓનાં લક્ષણો લખ્યાં છે ને એમાં એમ લખ્યું નથી કે; એ ગુન્હા સાત વરસથી ઓછી ઉમરના બાળકથી થઇ શકે નહી પણ જે સાધારણ અપવાદમાં એમ લખેલું છે કે; સાત વરસથી ઓછી ઉમરના બાળકે કરેલુ કાંઇ પણ કામ ગુન્હો ગણાશે નહી તે અપવાદ તે લક્ષણો ને લાગુ પડે છે એમ સમજવુ.

(બ) ઝ એ ખુન કરયું છે, તેને અ પોલીસ અમલદારે વગર વારંટે પકડયો તો એ ઠેકાણે અ ગેરવ્યાજબી કેદના ગુન્હાનો તકશીરવાર નથી. કેમકે કાયદા પ્રમાણ ઝ ને પકડવાની તેની ફરજ છે; માટે જે અપવાદમાં એમ લખેલુ છે કે "જે કામ કરવાની કાયદા પ્રમાણે જે સખસની ફરજ છે તે કામ તે સખસ કરયુ તો તે ગુન્હો નથી" તે સાધારણ અપવાદમાં આ બીના દાખલ થાય છે.

આ કાયદામાંના શબ્દનો અર્થ એકવાર સમજાવ્યો તે શબ્દ સઘળે ઠેકાણે તેજ અર્થમાં વપરયો છે.

૭. આ કાયદાના કોઇપણ ભાગમાં જે શબ્દનો અર્થ સમજાવ્યો છે તે શબ્દ આ કાયદાના પ્રત્યેક ભાગમાં તેજ અર્થ પ્રમાણે વાપરયો છે.

લીંગ.

૮. પુરૂષ સર્વનામ "તે" તથા 'તે' ને વીભકતી લાગીને સીદ્ધ થએલા શબ્દો પુરૂશ તથા સ્ત્રી એ બંનેને લાગુ પડે છે.

વચન.

૯. એકવચનમાં લખેલા શબ્દોને અનેક વચનમાં પણ સમજવા અને અનેક વચનમાં લખેલા શબ્દોને એક વચનમાં પણ સમજવા, પણ જે ઠેકાણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાણે તેમ ન સમજવા એવું જણાય, તો ત્યાં તેમ ન સમજવા.

"પુરૂષ" "સ્ત્રી."

૧૦. "પુરૂષ" એ શબ્દ વડે કોઇપણ વયનો માનવી પુરૂષ સમજવો અને "સ્ત્રી" એ શબ્દ વડે કોઇ પણ વયની માનવી "સ્ત્રી" સમજવી.

"સખસ"

૧૧. "સખસ" એશબ્દમાં કોઇપણ કંપની અથવા સભા અથવા માણસોની મંડળીનો સમાવેશ થાય છે; પછી તે કંપની, સભા, અ

થવા મંડળીને કારપોરેશનના હક્ક મળ્યા હોય કે નહી તોપણ.

"લોક" ૧૨. "લોક"એ શબ્દમાં લોકના કોઇપણ વર્ગનો અથવા કોઇપણ જમાતનો સમાવેશ થાય છે.

"રાણી" ૧૩. "રાણી" એ શબ્દ વડે ગ્રેટબ્રીટન તથા આયરલંડના એકઠા મળેલાં રાજ્યનો જે વખતે જે સત્તાધિશ હોય તે સમજવો.

રાણીનો નોકર. ૧૪. "રાણીનો નોકર" એ શબ્દો વડે "હિંદુસ્તાનનો રાજ્ય કારભાર વધારેસારીરીતે ચલાવવા બાબતનો આકટ"એ નામનો વિક્ટોરીયાના રાજ્યના ૨૧ મા તથા ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઠા એ અથવા તેના આધાર ઉપરથી, અથવા હિંદુસ્તાનની સરકારે કે કોઇ પણ સરકારે અથવા તેની સત્તાથી હિંદુસ્તાન મધ્યે કાયમ રાખેલા, ઠરાવેલા અથવા મુકરર કરેલા સઘળા અમલદારો અથવા નોકરો સમજવા.

"બ્રીટીશઇંડીયા" ૧૫. "બ્રીટીશઇંડીયા" એ શબ્દો વડે પ્રિન્સ આફ વેલ્સ આયલંડ, સીંગાપોર, તથા મલાકા શિવાયનો "હીંદુસ્તાનનો રાજ્ય કારભાર વધારે સારી રીતે ચલાવવા બાબતનો આકટ એ નામના વિકટોરીયાના રાજ્યના ૨૧ મા તથા ૨૨ મા વરસમાં કરેલા સદરહુ કાયદાના બાબ ૧૦૬ ઠા ઉપરથી રાણી સાહેબને હાથ જે મુલક આવ્યો છે અથવા આવે તે મુલક સમજવો.

"હીંદુસ્તાનની સરકાર" ૧૬ "હીંદુસ્તાનની સરકાર" એ શબ્દો વડે હીંદુસ્તાનના ગવરનરજનરલ ઇનકૌન્સિલ, અથવા હીંદુસ્તાનના ગવરનર જનરલ પોતાની કૌન્સિલથી ગેરહાજર હોય તે દરમિયાનમાં પ્રેસીડેન્ટ ઇન કૌન્સિલ અથવા એકલા હિંદુસ્તાનના ગવરનર જનરલ સમજવા; તે તેઓ અથવા તે જે જે અખત્યાર પ્રમાણે કાયદા મુજબ અમલ કરી શકે ત તે અખત્યારને સબંધે સમજવા.

'સરકાર' ૧૭. "સરકાર" એ શબ્દ વડે જે સખસ અથવા સખસોનો બ્રિટીશ ઇંડિયાના કોઇપણ ભાગમાં હુકુમત કરવાનો કાયદા પ્રમાણે અખત્યાર છે તે સખસ અથવા સખસો સમજવા.

"પ્રેસિડેન્સિ" ૧૮. "પ્રેસિડેન્સિ" એ શબ્દ વડે એક પ્રેસીડેન્સીની સરકારનો તાબેનો મુલક સમજવો.

"જડજ" ૧૯. "જડજ" એ શબ્દ વડે જે સખસને તેના ઓહદાને લીધે જડજનું નામ આપ્યું હોય તે સખસજ નહી, પણ જે જે સખસને કાયદાથી કોઇપણ દીવાની અથવા ફોજદારી મુકદમામાં આખરી ફેસલો, અથવા જે પર અપીલ ન થાય તો આખરી ગણાય એવો ફેસલો, અથવા બાજા કોઇ અધીકારીએ બાહાલ રાખેથી આખરી થાયએવો ફેસલો આપવાનોઅખત્યાર હોયઅથવા એવોફેસલોઆપવાનેકાયદાથી અખત્યાર પામેલા અનેક સખસોમાંનોજે એકહોયતે દરએકસખસપણ સમજવો.

દૃષ્ટાંત.

(અ) સન ૧૮૫૯ ના ૧૦ મા આકટ મુજબ કલેકટર કોઇ મુકદમામાં અધીકાર ચલાવતો હોય તે જડજ છે.

(બ) જે તોહમત બાબત દંડનો અથવા કેદનો હુકમ કરવાનો જે માજીસ્ટ્રેટને અખત્યાર હોય તે માજીસ્ત્રેટ તે તોહમત બાબત પોતાનો અધીકાર ચલાવતો હોય તે વખતે જડજ છે, પછી તેના ફેસલા ઉપર અપીલ હોય કે નહી તો પણ.

(ક) મદ્રાસના કાયદાનાં પુસ્તક માંહેલા સન ૧૮૧૬ ના ૭ મા કાયદા મુજબ મુકદમા ઓની તજવીજ કરીને ફેંસલા કરવાને જે પંચાયતને અખત્યાર છે તે પંચાય તમાંનો કોઇપણ માણસ જડજ છે.

(ડ) જે તોહમત બાબત તજવીજને સારૂ બીજી કોરટમાં કાંઇ મુકદમો મોકલવાનો જ અખત્યાર જે માજીસ્ત્રેટને હોય તે માજીસ્ત્રેટ તે તોહમત બાબત પોતાનો અધીકાર ચલાવતો હોય તે વખતે જડજ નથી.

## ટીકા.

આ કલમના દ્રષ્ટાંત આ. સન ૧૮૫૯ નો આકટ ૧૦ મો બનાવ્યો તે બંગાળા ઇલાકાને લાગુ છે.

ઉપર બતાવેલા નોકરો સરકારી નોકરી ઉપર રહીને કાંઇ ગુન્હો કરે તો સ્થાનીક સરકારની મંજુરી વીના અથવા સ્થાનીક સરકારે જે અમલદારને મંજુરી આપવાનો અખત્યાર આપ્યો હોય તે અમલદારની મંજુરી વગર તેમની ઉપરની ફરીયાદ કોઇ પણ ફોજદારી કોરટથી સભળાય નહી-મતલબ એજકે હરેક નાના અથવા મોટા દરજ્જાના નોકરો હોય તેવોને સસ્પેંડ કરવાનો જેને અધીકાર હોય તેમની મંજુરી વાના તે નોકરોની ઉપરની ફરીયાદ કોઇપણ ફોજદારી કોરટ સાંભળી શકે નહી. જુઓ ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૯૭.

આ ઉપરથી એમ નહી સમજવું જોઇએ કે આવા નોકરોના ઉપરની બધી ફરીયાદો માં સ્થાનીક સરકારની મંજુરી જોઇએ, જયારે તેઓ જે વખત ખાનગી સખસ હોય તે વખત તેઓની ઉપર બીજા સાધારણ સખસોની માફક તેમની ઉપર ચાલી શકે, જુઓ પ્રીન્સીપ પ્રષ્ટ ૪૧૬

"ઇનસાફનીકોર્ટ" ૨૦ "ઇનસાફની કોર્ટ" એ શબ્દો વડે જે જડજને કાયદાથી એકલો રહીને ઇનસાફનું કામ કરવાનો અખત્યાર મળ્યો હોય, અથવા જે જડજોને કાયદાથી એકઠા રહીને ઇનસાફનું કામ કરવાનો અખત્યાર મળ્યો હોય, તે જડજ અથવા જડજો સમજવા; પણ જ્યારે તે જડજ અથવા જડજો ઇનસાફનુ કામ કરતા હોય ત્વારે.

દ્રષ્ટાંત.

મદ્રાસના કાયદાનાં પુસ્તક માંહેલા સન ૧૮૧૬ ના ૭ મા કાયદા મુજબ કામ કરનારા પંચાયત, જેને મુકદમાઓની તજવીજ કરીને ફેંસલા કરવાનો અખત્યાર છે તે, એક ઇનસાફની કોર્ટ છે.

"સરકારી નોકર" ૨૧. "સરકારી નોકર" એ શબ્દો વડે નીચે લખેલાં બયાનો માંહેનાં કોઇ પણ બયાનમાં દાખલ થાય એવો સખસ સમજવો તેની વિગત.

પહેલું=રાણીનો હરએક કમેનાંટેડ સરવંટ.

બીજું=રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંનો હરએક કમીશંડ, આફીસર તે હીંદુસ્તાનના સરકાર અથવા કોઇપણ સરકારના હુકમ તળે નોકરી કરતો હાય, ત્યાં સુધી

ત્રીજું=હરએક જડજ.

ચોથું—કોઇ પણ ઇનસાફની કોરટનો હરએક અમલદાર જેનુ કામ પોતાના હોદાને લીધે, કાયદાનો અથવા હકીકતની કોઇ બાબતની તજવીજ કરવાનું અથવા તેવિશે રીપોર્ટ કરવાનું અથવા કોઇ લેખ કરવાનું, તેના ખરાપણા વિશે સહી કરવાનું, કે તે લેખ પ

તાનાહવાલામાં રાખવાનું, અથવા કાંઇ મીલકત પોતાના હવાલામાં લેવાનું, કે તેની વ્યવસ્થા કરવાનું, અથવા ઇનસાફી બાબતના કાંઇ હુકમો બજાવવાનું, અથવા કાંઇ સોગન આપવાનું, કે સમજાવવાનું, કે કોરટમાં બંદોબસ્ત રાખવાનુ હોય તે તથા તે કામો માંહેના, કાંઇપણ કામો કરવાને કોઇ ઇનસાફની કોરટે ખસુસ અખ્તીયાર આપેલો હરેક શખસ

પાંચમુ—હરએક જુરીનો માણસ, આસસર; અથવા કોઇ ઇનસાફની કોરટને કે સરકારી નોકરને મદદ કરનારી, પંચાયતમાંનો માણસ.

છઠુ—હરએક લવાદ અથવા બીજો શખસ જેને કોઇ ઇનસાફની, કોરટે કે કોઇ બીજા મુખ્તીયાર સરાકારી અત્રીકારીએ કાંઇ મુકદમો અથવા બાબ્બત ફેંસલો અથવા રોપોર્ટ કરવા સારૂ સોંપી હોય તો.

સાતમુ—હરેક શખસ જેને પોતાના હોદ્દાના જોરથી કોઇ શખસને કેદ કરવાનો અથવા કેદમાં રાખવાનો અખ્તીયાર હોય તે.

આઠમું—સરકારનો હરએક અમલદાર જેનુ કામ, પોતાના હોદ્દાને લીધે ગુનાહ અટકાવવાનું, ગુનાઓની ખબર આપવાનું, ગુનેહગારોને તેઓનો ઇનસાફ થવા સારૂ કોરટમાંહ હાજર કરવાનું, અથવા લોકની તનદુરસ્તી, સલામત, કે અનુકુળતા સાંભળવાનુ હોય તે.

નવમું—હરએક અમલદાર જેનુ કામ, પોતાના હોદ્દાને લાધ સરકારના વતી કાંઇ મીલકત લેવાનુ, કબુલ કરવાનુ, રાખવાનુ, કે ખરચ કરવાનું, અથવા સરકારના વતી કાંઇ તપાસ અથવા માંગણી, જમાબંદી કે કરાર કરવાનું, અથવા મેહેસુલ બાબતના કાંઇ હુકમ બજાવવાનું, અથવા સરકારના પઇશા સંબંધી લાભના કાંઇ બાબતની તજવીજ કરવાનુ, કતે વીષે રીપોર્ટ કરવાનું, અથવા સરકારના પઇસા સંબંધી લાભ બાબતનો કાંઇ લેખ કરવાનુ, તેના ખરાપણા વીશે સહી કરવાનુ કે તે લેખ પોતાના હવાલામાં રાખવાનુ, અથવા સરકારના પઇસા સંબંધી, લાભની સંભાળને માટે કરેલા કોઇ કાયદા તોડાતા અટકાવવાનુ હોય તે; તથા હરેક અમલદાર જે સરકારની ચાકરી, કે પગારમાં હોય અથવા જેને કાંઇ સરકારી કામ કરવા સારૂ 'ફી' કે કમીશન, મળતું હોય તે.

દશમું—હરએક અમલદાર, જેનું કામ પોતાના હોદ્દાને લીધે કોઇ ગામ, શેહેર કે જીલ્લાના કાંઇ સામાન્ય લૌકીક કારણ માટે કાંઇ મીલકત લેવાનુ, કબુલ કરવાનુ, રાખવાનુ કે ખરચ કરવાનું, અથવા કાંઇ તપાસ કે માપણી કે રકમબંદી કરવાનુ, અથવા કાંઇ વેરો કે કર વસુલ કરવાનું અથવા કોઇ ગાંમ શેહેર કે જીલ્લાના લોકોના હક. કરર મુકરવા સારૂ કાંઇ લેખ કરવાનુ, તેના ખરાપણા વીશે સહી કરવાનુ, અથવા તે લેખ પોતાના હવાલામાં રાખવાનુ હોય તે.

### દ્રષ્ટાંત.

મ્યુનીસીપાલ કમિશનર સરકારી નોકર છે.

ખુલાસો ૧ લો—ઉપર લખેલાં બ્યાનો માંહેના કોઇ પણ બ્યાંનમાં દાખલ થાય તે શખસો સરકારી નોકરછે એમ સમજવું પછી તેઓને સરકારે મુકરર કરયા હોય કે નહીં તોપણ

ખુલાસો ૨ જો—જે જે ઠેકાણે "સરકારી નોકર" એ શબ્દો આવે, તે તે ઠેકાણે તે શબ્દો જે માણસ સરકારી નોકર માફક હોદ્દો ચલાવતો, હોય તેને વીશે સમજવા, પછી તે માણસના તે હોદ્દો ચલાવવા બાબતના અખતીયારમાં કાયદા સબંધી ગમે તે ખામી હોય તોપણ

### ટીકા

પીનલકોડ કલમ ૧૬૧ થી કલમ ૧૬૫ સુધ્ધાના અરથ પ્રમાણે રેલવે કંપનીના નોકરો સરકારી નોકરો પ્રમાણે ગણવા સને ૧૮૬૭ના આકટ ૩૧ માંથી જે સરકારી નોકરોને કે

શીઆદ અરજીના સ્ટાંપની માફીછે, કોરટફી આકટની કલમ ૧૯ની રકમ ૧૮ મી જુઓ.

કાયદા બાહાર કરેલા માજીસ્ત્રેટના હુકમને આ કલમ લાગુ નથી. મુ૦ હા૦ ૩—નીવેડા બુક પ્રષ્ટ ૧૭૧ થી—૧૭૩

આ કલમની ૨ જી રકમમાં "ઓફીસર" એ શબ્દ છે તે સરકારનુ કાંઇ કામ કરવાને નીમ્યો હોય તેને લાગુ પડે છે.

"જંગમ મીલકત" — ૨૨ "જંગમ મીલકત" એ શબ્દો વડે જમીન તથા જમીનને ચોહોટેલી વસ્તુ અથવા જમીનને ચોહોટેલી વસ્તુ જોડે બાંધુ જડાયલી વસ્તુ શીવાયની કોઇપણ પ્રકારની સાકાર મીલકત સમજવી.

## ટીકા.

જમીનની સાથે બાંધુ જોડાએલી વસ્તુ હોય તે, સ્થાવર તથા તેને જમીનથી છુટી પાડવામાં આવે તો તે જગનમીલકત થાયછે, જુઓ આ કાયદાની કલમ ૩૭૮ નો ખુલાસો ૧ લો.

"ગેરવ્યાજબી લાભ" — ૨૩ "ગેરવ્યાજબી લાભ" એટલે કાયદા વીરૂદ્ધ ઉપાયેથી મેળવેલી મીલકત જે મીલકત પર તે મેળવનાર શખસનો કાયદા પ્રમાણે હક નથી.

"ગેરવ્યાજબીહાની" — "ગેરવ્યાજબી હાની". એટલે કાયદા વીરૂદ્ધ ઉપાયોથી મીલકતનુ જવું, જે મીલકત પર તે જેનો પાસે જાય છે તે સખસનો કાયદા પ્રમાણે હક છે.

"ગેરવ્યાજબીલાભ" માલ મીલકતનુ ગેરવ્યાજબી રાખવુ પણ સમજવું ગેરવ્યાજબી હાનીમાં કાંઇ મીલકત લેવામાં ગેરવ્યાજબી પ્રતીબંધ થાય તેપણ સમજવો. — કોઇ શખસને ગેરવ્યાજબી રીતે કાંઇ મળે ત્યારે અને તેમજ તે ગેરવ્યાજબી રીતે પોતાની પાસે રાખે ત્યારે પણ, તેને ગેરવ્યાજબી લાભ થયો એમ સમજવુ. કોઇ સખસની પાસેથી ગેરવ્યાજબી રીતે કાંઇ મીલકત લઇ લેવાય ત્યારે અને તેમજ તેહેને કાંઇ મીલકત લેતાં ગેરવ્યાજબી રીતે પ્રતીબંધ થાય ત્યારે પણ, તેને ગેરવ્યાજબી હાન થઇ એમ સમજવું.

"બદદ્યાનતથી" — ૨૪ જે માણસ કાંઇ વસ્તુ એક શખસનેગેર વ્યાજબી લાભ કરવાના, અથવા બીજા શખસને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી કરે, તે માણસે તે વસ્તુ બદદ્યાનતથી કરી એમ સમજવુ.

"દગલબાજીથી" — ૨૫ જો કોઇ શખસ કાંઇ વસ્તુ દગો કરવાના ઇરદાથી કરે તો તે વસ્તુ તેણે "દગલબાજીથી" કરી એમ સમજવુ નહી તો નહી.

"માનવાનુકારણ" — ૨૬ જો કોઇ શખસને કાંઇ વસ્તુ માનવાનુ પાકુ કારણ હોય તો તેહેને તે વસ્તુ "માનવાનુ કારણ" છે એમ સમજવું નહીતો નહી.

## ટીકા.

માનવુ, એ શબ્દનો અર્થ, એવો છે કે, ચોરીનો માલ ઓછી કીમતે જે શખસ લે, તે એમ સમજ્યાં વિના રેહે નહી કે, આ માલ ચોરીનો છે સબબ, તે ઓછો કીમતે વેચે છે માટે લેનારને તે માનવાનુ કારણ છે, વળી કોઇ શખસ લોહીથી ખરડાંએલાં, કપડાં અથવા જરીઆન છુપી રીતે ઓછી કીમતે વેચવા આવે, તો તે સાધારણ બુદ્ધીવાળો શખસ પણ સમજી સકે કે, આ શખસે અમુકનુ ખુન કરી આ ચીજો મેળવેલી છે, એવું તેને મા

નાનુ કારણ બહું છતાં તે, બીજો પોતે ખરીદ કરે તો તેણે ગુન્હો કરયો એમ સમજવું.

શ્રી. મેહેતા, અ વ નોકરના કબજા માંની મીલકત.

૨૭ જ્યારે કાંઇ મીલકત, કોઈ શખસની વતી તે શખસની સ્ત્રી મેહેતા, અથવા નોકરના કબજામાં હોય, ત્યારે આ કાયદાના અર્થ પ્રમાણે તે તેજ સખસના કબજામાં છે એમ સમજવુ.

ખુલાસે.—જેશખસને થોડી વાર અથવા કોઇ વિશષ પ્રસંગે મેહેતા અથવા નોકરની માફક રાખ્યો હોય તને આ કલમના અર્થ પ્રમાણે મેહેતો અથવા નોકર સમજવો.

"ખોટુંબનાવવું"

૨૮ જે શખસ એક વસ્તુ બીજી વસ્તુના સરખી કરે, એવા ઇરાદાથી કે તે સરખાપણાથી ફરેબ કરવો, અથવા એવુ જાણીને કે તેથી ફરેબ થશે, એહવો સંભવ છે તે શખસે તે વસ્તુ ખોટી બનાવી એમ સમજવું.

ખુલાસો=કાંઇ વસ્તુ ખોટી બનાવવામાં નકલ બરાબર થવી જોઇએ એમ જરૂર નથી

૨૯. "લેખ" એ શબ્દ વડે કાંઇ પણ બાબત સમજવી, જે બાબત કોઇ પણ વસ્તુ ઉપર અક્ષર અંક, કે ચિન્હ વડે, અથવા એ માંહેના એકથી વધારે સાધનો વડે, સમજાવા અથવા બ્યાન કરેલી હોય, અને જે સાધનો તે બાબતના પુરાવા દાખલ વાપરવાનો ઇરાદો કરયો હોય અથવા વપરાય.

ખુલાસો ૧ લો—ગમેતે સાધન વડે અથવા ગમેતે વસ્તુ ઉપર તે અક્ષર અંક અથવા ચીન્હ કાહાડ્યાં હોય, અને તે પુરાવો કોઇ ઇનસાફની કોરટ માટે ઇરાદો રાખી કરયો હોય કે નહી, અથવા તે કોઇ ઇનસાફની કોરટમાં વપરાયકે નહી તેનો કાંઇ ફીકર નથી

દ્રષ્ટાંતો.

એક ખતમાં કાંઇ કરારની શરતો લખી છે, અને તે લખત તે કરારના પુરાવાની માફક વાપરી શકાય એવું છે, તો તે લેખ છે.

કોઇ શરાફ ઉપરનો એક લેખ છે.

વકાલતનામું અથવા મુખત્યારનામું લેખ છે.

નકશો જે પુરાવામા વાપરવાનો ઇરાદો કરેલો હોય, અથવા જે પુરાવામાં વપરાય તે લેખ છે.

જે લખતમાં કાંઇ હુકમ લખ્યો હોય, અથવા કેમ કરવું એ બાબત કાંઇ સલાહ લખી હોય તે લેખ છે.

ખુલાસો ૨ જો—અક્ષર અંક અથવા ચીન્હો વડે વેપારીઓના અથવા બીજા રીવાજ મુજબ, જે સમજાતું હોય, તે આ કલમના અરથ પ્રમાણે તે અક્ષર, અંક અથવા ચિન્હો વડે સમજાય છે એમ સમજવુ; પછી તે સઘળું સવિસ્તર લખ્યું ન હોય તોપણ.

દ્રષ્ટાંત.

અ. હુકમ કરે તેહને નાણાં અપવા એહવી તરેહની એક હુંડીની પાછળ અ પોતાનું નામ લખે, તો એ પાછળ લખવાનો અર્થ વેહેપારીઓના રીવાજ મુજબ એવો છે કે એ હુંડી જેહની પાસે હોય તેહને નાણાં આપવાં હવે પાછળ જે લખ્યું છે તે લેખ છે, "આ જેહની પાસે હોય તેહને નાણા આપજો," એ શબ્દો અથવા એજ મતલબના બીજા શબ્દો જાણે તે સહીની ઉપર લખ્યા હોય એ પ્રમાણે તેહનો અરથ કરવો.

"કીમતી દસ્તાવેજ"

૩૦ "કીમતી દસ્તાવેજ" એ શબ્દો વડે જે લખથી કાંઇ કાયદેસર હક ઉત્પન્ન થતો હોય, વધતો હોય, બીજાને અપાતો

હોય, ઓછો થતો હોય; નાબુદ થતો હોય, અથવા છોડી દેતો હોય; ... જે લખાણથી કોઇ શખસ કબુલ કરતો હોય કે માહરી કાયદેસર જુમેદારી છે, અથવા ફલાણો કાયદેસર હક્ક મહારો નથી, એવો લેખ અથવા એવી મતલબનો લેખ સમજવો.

દ્રષ્ટાંત.

અ. એ એક હુંડીની પાછળ પોતાનું નામ લખ્યું, હવે એ લખવાની અસર એવી છે કે તે હુંડી ઉપરનો હક જે માણસની પાસે તે હુંડી કાયદા પ્રમાણે આવે તેને પોહોંચે, માટે પાછળ જે લખ્યું તે "કીમતી દસ્તાવેજ" છે.

**ટીકા**

પટાની નકલ એ કાંઇ આ કલમના અર્થ પ્રમાણે કીમતી દસ્તાવેજ નથી. મુંબાઇ હાઇ કોરટ ફેંસલો તા૦ ૧૭ જુલાઇ ૧૮૬૭ વલ્યુમ ૪ પ્રષ્ટ ૨૮

કાંઇ હીસાબની ચોક લખીને તૈયાર કરી હોય, અને તેમાં કોઇએ સહી કરી ન હોય તો પણ તે આ કલમના અર્થ પ્રમાણે કીમતી દસ્તાવેજ છે. મા૦ હા૦ રી૦ પ્રષ્ટ ૨૪

"વીલ"

૩૧ "વીલ એ શબ્દ વડે કોઇ પણ વશીઆત નામાનો લેખ સમજવો.

કામને કેહેનારાશબ્દોમાં કાયદાવીરૂદ્ધ કસુરો પણ સમજવી.

૩૨ આ કાયદાના હરેક ભાગમાં કરેલા કામોનો બોધ કરનારા શબ્દો હોય તે શબ્દો કાયદા વિરૂદ્ધ કસુરોને પણ લાગેછે એમ સમજવું પણ જે ઠેકાંણે તે શબ્દો લખ્યા હોય તે ઠેકાંણે મતલબ જોતા એથી ઉલટો અરથ દેખાતો હોય, તો ત્યાં તેમ અરથ કરવો.

"કામ"
"કસુર"

૩૩ "કામ" એ શબ્દ એક કામને અને તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલા અનેક કામોને પણ લાગે છે અને "કસુર" એ શબ્દ એક કસુરને તેમજ એક પછી એક એ પ્રમાણે કરેલા અનેક કસુરોને પણ લાગે છે.

ઘણા શખસોનો ઈરાદો પાર પાડવા સારૂ તે સઘળા શખસોએ મળીને કરેલાં કામની જવાબદારી.

૩૪ " ઘણા શખસોનો ઇરાદો હોય તે પાર પાડવા સારૂ તે સઘળા શખસોએ મળીને જ્યારે કાંઇ ગુન્હાનું કામ કર્યું હોય ત્યારે તે ઓમાંનો હરેક શખસ તે કામ, તેણે એકલાએજ કર્યું હોય એરીતે તે કામને માટે જવાબદાર છે.

**ટીકા.**

હરકોઇ માણસ હરકોઇ ગુનામાં સામેલ થાય તો તેના તે કૃત્યેથી, જે પરીણામ નીવડે, તેને માટે તે શખસ જવાબદાર છે, એવો આ કલમનો અર્થ સમજાય છે.

જ્યારે એવું કાંઈ કામ સાપરાધ જ્ઞાન અથવા ઇરાદાથીથયાને લીધેજ ગુનોહ ગણાંતુ હોય ત્યારે.

૩૫ જો કાંઇ કામ ઘણા શખશોએ કર્યું હોય, અને તે કામ કાંઈ સાપરાધ જ્ઞાન અથવા ઇરાદાથી થયાને લીધેજ ગુનોહ ગણાતો હોય, તો તેઓમાંનો હરેક શખસ જે તે કામમાં તેવાં જ્ઞાન અથવા ઇરાદાથી સામીલ થતો હોય તે, તેણે એકલાએજ તેવાં જ્ઞાન અથવા ઇરાદાથી તે કામ કર્યું હોય એ રીતે તે કામને માટે જવાબદારછે

**ટીકા**

ઇરાદો એટલે જે કામ કરવાને પોતાનો ખરો વીચાર થાય, તેથી તે કામ કરવાનો ઇરાદો મારંભે પછી તેથી ધારેલું કામ થાય, કીવા, ન થાય તો પણ તેનો ઇરાદો હતો તો તે

થી ગુનો ગણી શકાય છે.

અમુક શખસ, બીજાની ઉપર અદાવત રાખતો હોય તેથી તેની ઉપર કાંઇ પણ હથી આર મારવાને ઉગામે, પછી તે વાગે કીઆ ન વાગે તો પણ તેને મારવાનો હતો.

આવા ગુનાઓમાં ઇરાદા પ્રમાણે સંપુરણ કૃત્ય બંને કીવા ન બને તોપણ તેનો ઇરાદો હતો એમ સાબીત થવુ જોઇએ ઇરાદા એ વીચાર છે, અને એવા વીચારથી કાંઇ કૃત કરવુ અગર પ્રારભવુ એ ગુનોજ છે,

[ અ ) ( બ ) ના ઘરમાં ચોરી કરવાના ઇરાદાથી તેઘરનુ તાળુ તોડે, પછી તેણે ચોરી કરી હોય કીવા નજ કરી હોય તોપણ તેને ચોરી કરવાનો ઇરાદો હતો, એમ સમજવું.

જે શખસ જે કૃત્ય કરવાને પ્રારંભ કરે છે તે પ્રથમથી પોતે જાણે છે કે, હું આ કામ કરૂ છુ, તેથી મારૂ અમુક કામ ધારેલુ પાર પડશે એવું તે જાણતો હોવો જોઇએ. પરંતુ નીચે લખેલી બાબત હોય તો તે ઇરાદો કેહેવાય નહીં.

( અ ) ને ( બ ) એક લાકડી મારી નાશી જાય છે, તેથી ( અ ) ( બ ) ને એક પથર મારવા છુટો ફેંકે છે એવામાં તે પથર બીજા શખસને વાગ તો તેથી અ એ આ કલમ પ્રમાણે ગુનો કરયો એવુ માની શકાય નહીં, કેમકે ( અ ) નો ઇરાદો, ( બ ) ને મારવાનો હતો, પણ બીજા શખસને મારવાનો હતો નહીં.

એક શખસે બીજા શખશને ચેનીથી જખમ કરયું તેથી તે શખસ મરી ગયો, તો મતવાળાને ફરીયાદ પુરના સેસન જડજે મોતની શીક્ષા કરી, હાઇકોરટમાં મંજુર થવા મોકલ્યુ. તેમાં કલકત્તાની હાઇકોરટે એવું ઠરાવ્યું કે તોમતવાળાએ મરનારને ચેની મારી ત વખત તેનો ખુન કરવાનો ઇરાદો હતો એવો પુરાવ નથી, માટે અમે સેસન જજનો ઠરાવ રદ કરીને તોમતવાળા ઉપર હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૩૨૬ પ્રમાણે ભેહાવ્યથાનો ગુનો ઠરાવી ૧૦ વરસની શીક્ષા કરી. તા૦ ૧૪ ડીસેંબર ૧૮૮૧ પાનુ ૨૧૧

થોડીએક કાંઇ કામથી તથા થોડીએક કાંઇ કસુરથી કરેલી અસર.

૩૬ જો. કાંઇ કામથી અથવા કાંઇ કસુરથી કાંઇ અસર કરવી, અથવા અસર કરવાની કોશીશ કરેવી, એ કાઇ ગુનો હોય તો તેજ અસર થોડી કાંઇ કામથી કરવી, અને થોડા કાંઇ કસુરથી કરવી, એ પણ તેજ ગુનોહ છે એમ સમજવુ.

દ્રષ્ટાંત.

અ ઝ ને ખોરાક આપવાની કયદા વીરૂદ્ધ કસુર કરીને તથા ઝ ને મારવાને ઇરાદાથી ઝ નું મોત થાય એમ કરે તો અ એ ખુન કરયું એમ સમજવું.

ઘણાંકામો મળીને કાંઇ ગુનોહ થતો હોયતો તેઓમાંનુ એકકામ કરીને મદદ કરવી.

૩૭ જો કોઇ ગુનોહ ઘણાં કામો કરવાથી થયો હોય તો, જે શખસ એકલો અથવા બીજા કોઇ શખસોની સાથે રહીને તે કામો માંહેનુ ગમે તે એક કામ કરીને તે ગુનોહ કરવામાં ઇરાદાથી સહકાર કરે તે શખસે તે ગુનો કરયો એમ સમજવું.

દ્રષ્ટાંત.

[અ] અ તથા બ હરેક જુદે જુદે વખતે થોડું થોડું ઝેર આપીને ઝ ને મારી નાખવાનો ઠરાવ કરે, અને અ તથા બ તે ઠરાવ મુજબ ઝ ને મારી નાખવાના ઇરાદાથી ઝેર આપે અને તેને જુદે જુદે વખતે આપેલાં તે ઝેરની અસરથી ઝ મરી જાય, તો એ ઠેકાણે ખુન કરવામાં અ તથા બ ઇરાદાથી સહકારી થયા; અને તેઓના કામ જુદા જુદા તો પણ તે બંને તે ગુનાહના તકસીર વા

ર છે એમ સમજવું કેમકે તેઓમાંના હરેકે જેથી મોત થયું એવું કમ કીધુંછે.

(બ) અ તથા બ એ બે એકઠા જેલર છે, અને તેઓના હોદાને લીધે ઝ એક કેદી છે તે વારાફરતી છ છ કલાક એક એકના હવાલામાં રેહે છે. હવે ઝ નુ મોત આણવાના ઇરાદાથી, તે અસર પેંદા કરવામાં જાણીબુઝીને તેઓ સહકારી થાય એવી રીતે કે ઝ ને પોહોંચાડવા સારૂ તેઓને આપેલો ખોરાક તેઓ, પોત પોતાની હાજરીના દરમિયાનમાં ઝ ને પોંચાડવા કાયદા વિરૂદ્ધ કસુર કરે અને ઝ ભુખે મરી જાય, તો અ તથા બ એ બનેએ ઝ નું ખુન કર્યું એમ સમજવું.

(ક) અ જેલરના હવાલામાં ઝ કેદી છે ઝ નું મોત આણવાના ઇરાદાથી અ ઝ ને ખોરાક આપવામાં કાયદા વિરૂદ્ધ કસુર કરે, જેથી ઝ ઘણો અશક્ત થઇ જાય પણ તે ભુખમરો એટલો ન થઇ પડે કે તેથી તે મરી જાય પછી અ પોતાના હોદાપરથી બતરફ થઇને બ તેની જગોપર મુકરર થાય અને બ અ ની સાસાથે મીલાપી અથવા સહકારી ન થતાં, ઝ ને ખોરાક આપવામાં કાયદા વિરૂ કસુર કરે એવું જાણીને કે તેમ કરેથી ઝ મરી જશે એવો સંભવ છે, અને ઝ ભુખે મરી જાય. તો બ એ ખુન કર્યું એમ સમજવુ; પણ અ કાંઇ બ ના સાથે સહકારી થયો નહી માટે અ એ માત્ર ખુન કરવાની કોશેશ કરી એમ સમજવુ.

## ટીકા

આ કલમનો વધારે ખુલાસો દ્રષ્ટાંતોથી થએલો છે તેથી વધારે અર્થ કરવા જેવું નથી

કાંઇ ગુન્હાનું કામ કરવામાં ઘણાસખસો શામિલ થયાહોય, તો તેઓ જુદા જુદા ગુન્હાના તકશીરવાર થઇ શકે.

૩૮. કાંઇ ગુન્હાનું કામ કરવામાં ઘણા સખસો લાગેલા અથવા સામીલ હોય, તો તેઓ તે કામથી જુદા જુદા ગુન્હાના તકશીરવાર થઇ શકે.

દ્રષ્ટાંત.

અ ઝ ની ઉપર હુમલો કરે, પણ તે વખતે તેને એટલો ભારે ક્રોધ ચહડેલો હોય કે તેને હાથે ઝ નું મરવુ ખુનથી ઉતરતા દરજાનો શિક્ષણીય મનુષ્યવધ થાય; તેહેવામાં ઝ ની ઉપર દ્વેષ ભાવથી, તથા ઝ ને મારી નાંખવાના ઇરાદાથી, અ ની માફક ક્રોધ ન ચહડયાં છતાં, ઝને મારી નાંખવામાં બ અ ને મદદ કરે. તો એ ઠેકાણે, અગર ઝ નું મોત આણવામાં અ તથા બ એ બને સામીલ છે તોપણ, બ એ ખુન કીધું, અને અ એ માત્ર શિક્ષણીય મનુષ્યવધ કીધો એમ સમજવું.

"બુદ્ધિપુર્વક" ૩૯. જ્યારે કોઇ સખસે જે ઉપાયથી કાંઇ અસર પેંદા કરવાનો ઇરાદો કરયો હોય તે ઉપરથી અથવા જે ઉપાયથી, તે અસર પેંદા થશે એવો સંભવ છે એમ તે ઉપાય કામે લગાડતી વખતે તણે જાણ્યું હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય તે ઉપાયથી, તે તે અસર પેંદા કરે, ત્યારે તેને બુદ્ધિપુર્વક તે અસર પેંદા કરી એમ સમજવું.

દ્રષ્ટાંત.

એક મોહોટા શેહેરમાં એક ઘર છે, તેમાં માણસો રેહે છે. તે ઘરને, રાતને વખતે, અ પહુંગણુનો ગુન્હો શેહેલ કરવા માટે, અ આગ લગાડે, અને તેથી એક સખસનું મોત થાય, તો એ ઠેકાણે કોઇનુ મોત આણવાને અ એ ઇરાદો ન કીધો હોય, અને પોતાના કામથી મોત થયું એમ જાણીને અ દીલગીર પણ થાય, તોપણ તેણે બુદ્ધિપુર્વક તે મોત આણ્યું એમ સમજવુ.

**ટીકા.**

માનવું અને ઇરાદો એ બને શબ્દનો એકજ અર્થ થાય છે, બુદ્ધીપુર્વક એટલે મનમાં ધારવું, તેથી કૃત્ય નીવડે તે બુદ્ધીપુર્વક, અગર પોતે માનવું.

"ગુન્હો" ૪૦ આ કલમની બીજી અને ત્રીજી રકમમાં લખેલા બાબ અને કલમો શિવાય "ગુન્હો" એશબ્દ વડે જે વસ્તુને માટે આ કાયદામાં શિક્ષા કરવાનુ ફરમાવ્યું છે તે વસ્તુ સમજવી.

"૪ થા બાબમાં અને હેઠળ લખેલી કલમોમાં એટલે ૧૦૯ મી, ૧૧૦ મી, ૧૧૨ મી ૧૧૪ મી, ૧૧૫ મી, ૧૧૬ મી, ૧૧૭ મી, ૧૮૭ મી, ૧૯૪ મી, ૧૯૫ મી, ૨૦૩ જી ૨૧૧ મી, ૨૧૩ મી, ૨૧૪ મી, ૨૨૧ મી, ૨૨૨ મી, ૨૨૩ મી, ૨૨૪ મી, ૨૨૫ મી, ૩૨૭ મી, ૩૨૮ મી, ૩૨૯ મી, ૩૩૦ મી, ૩૩૧ મી, ૩૪૭ મી, ૩૪૮ મી, ૩૮૮ મી ૩૮૯ મી, અને ૪૪૫ મી કલમમાં "ગુન્હો" આ શબ્દ લખેલો છે ત શબ્દ વડે જે વસ્તુને માટે આ કાયદામાં, અથવા આ કાયદામાં વાખ્યા લખેલા છે તેવા કોઇ વિશેષ કાયદામાં અથવા સ્થાનિક કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે. તે વસ્તુ સમજવી."

"અને ૧૪૧ મી, ૧૭૬ મી, ૧૭૭ મી, ૨૦૧ લી, ૨૦૨ જી, ૨૧૨ મી, ૨૧૬ મી, અને ૪૪૧ મી કલમમાં "ગુન્હો" આ શબ્દ લખેલો છે તે શબ્દનો અર્થ જે વસ્તુને માટે વિશેષ કાયદામાં કે સ્થાનીક કાયદામાં શિક્ષા કરવાનું ફરમાવ્યું છે અને તેજ કાયદા ઉપરથી તે વસ્તુને માટે દંડ સુધાં અથવા દંડ વગર છ મહીનાની અથવા તે કરતાં વત્તી મુદતની કેદની શિક્ષા કરવા ફરમાવ્યું હોય ત્યારે તેવોજ અરથ સમજવો.'

"વિષેશ કાયદો" ૪૧. "વિષેશ કાયદો' એટલે કાંઇ ખાસ બાબતને લાગુ પડે એવો કાયદો.

"સ્થાનીકકાયદો" ૪૨. "સ્થાનીક કાયદો" એટલે બ્રીટીશઇંડીયાના કોઇ વીશેષ ભાગનેજ લાગુ પડે એવો કાયદો.

"કાયદા વિરૂદ્ધ" "કાયદા પ્રમાણે ફરજ" ૪૩. "કાયદા વીરૂદ્ધ" એ શબ્દો જે જે વસ્તુ ગુન્હો છે, અથવા કાયદાએ મને કરેલી છે, અથવા દીવાની ફરાયાદાનું કારણ થાય છે, તે પ્રત્યેકને લાગુ પડે છે; અને જે સખસ જે વસ્તુ કરવામાં કસુર કરે તો કાયદા વીરૂદ્ધ થાય, ને વસ્તુ કરવાની તે સખસની "કાયદા પ્રમાણે ફરજ છે" એમ સમજવું.

"નુકશાન" ૪૪. "નુકશાન" એ શબ્દ વડે કોઇપણ સખસના શરીરને મનને, આબરૂને અથવા માલકતને કાયદા વીરૂદ્ધ રીતે કરેલા કાંઇ પણ હાની, સમજવી.

"જીંદગી" ૪૫. 'જીંદગી" એ શબ્દ વડે માણસની જીંદગી સમજવી, પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અરથ દેખાતો હોય તો ત્યાં તેમ અરથ કરવો.

"મોત" ૪૬. "મોત" એ શબ્દ વડે માણસનું મોત સમજવું; પણ જે ઠેકાણે એ શબ્દ લખ્યો હોય તે ઠેકાણે મતલબ જોતાં એથી ઉલટો અરથ દેખાતો હોય તો ત્યાં તેમ અર્થ કરવો.

"જાનવર" ૪૭. "જાનવર" એ શબ્દ વડે માણસ શીવાય બીજી કાંઇ પ જીવવાળી વસ્તુ સમજવી.

"વાહાણ" ૪૮. "વાહાણ" એ શબ્દ વડે જળ માર્ગે માણસોને અથવા મીલકતને લેઇ જવા માટે કરેલી કાંઇ પણ વસ્તુ સમજવી.

"વરસ" ૪૯. "જે જે ઠેકાણે વર્ષ" એ શબ્દ અથવા "મહીનો" એ શબ્દ લખ્યો હોય, તે તે ઠેકાણે એમ સમજવુ કે ઇંગ્રેજી પંચાંગ પ્રમાણે તે વરસ અથવા મહીનો ગણવો.

"કલમ" ૫૦. "કલમ એ શબ્દ વડે આ કાયદાના બાબના જે જે ભાગોની આગળ આંકડા લખીને તેઓને જુદા પાડેલા છે તેઓમાંનો એક ભાગ સમજવો

"સોગંદ" ૫૧. "સોગંદ" એ શબ્દમાં સોગદને ઠેકાણે ધર્મ પુર્વક પ્રતીજ્ઞા કરવાનું કાયદામાં ફરમાવેલું હોય તે પ્રતીજ્ઞા તથા ઇનસાફની કોરટમાં કે બીજે ઠેકાણે, કેઇ સરકારી નોકરની આગળ કાંઈ પણ એકરાર કરવાનુ કાયદામાં ફરમાવ્યું અથવા રજા આપી હોય, અથવા જે એકરાર પુરાવાના કારણસર વાપરવો હોય, તે એકરાર પણ સમાય છે એમ સમજવું.

## ટીકા

પ્રતિજ્ઞા બાબત સન ૧૮૪૦ નો આકટ ૫ મો તથા સન ૧૮૭૨ નો આકટ ૬ ઠો થયોછે સન ૧૮૭૩ ના આકટ ૧૦થી નીચે લખેલી કોરટોને પ્રતીજ્ઞા આપવાનો અખત્યાર છે. જેઓને કાયદા પ્રમાણે જુબાની લેવાનો અધીકાર હોય તે તથા લશકરી મથકમાં મીલટરી ખાતાના કમાંડીંગ આફીસરને, તથા જેઓને જસ્ટીસ આફધીપીસનો અધીકાર મળ્યો હોય તે.

"શુદ્ધબુદ્ધી" ૫૨. જે વસ્તુ ઘટતી સંભાળ તથા ધ્યાન વીના કરી અથવા માની હોય તે "શુદ્ધબુદ્ધીથી" કરી અથવા માની એમ સમજવું નહી

## ટીકા

કાંઇ કૃત્ય અમુકને જેરબ્યાજબી હાની નહી કરવાના ઇરાદાથી કરવું એ શુદ્ધબુદ્ધી છે.

---

## બાબ ૩ જો.

### શીક્ષા બાબત

"શીક્ષા" ૫૩ આ કલમના કાયદા પ્રમાણે ગુન્હેગારો જે શીક્ષાઓને લાયક છે તે નીચે પ્રમાણે:-

પહેલી— મોત.

બીજી=સમુદ્રપાર.

ત્રીજી—શારીનીક દાસત્વ.

ચોથી=કેદ, બે પ્રકારની છે:-

(૧) સખત એટલે સખત મજુરી સાથે.

(૨) આસાન.

પાંચમી—મીલકત સરકાર જપ્ત થવી.
છઠી—દંડ.

## ટીકા

આ કલમમાં છ પ્રકારની શિક્ષા બતાવી છે, તે શિવાય સન ૧૮૬૪ ના આક્ટ ૬ ઠા પ્રમાણે ફટકાની શિક્ષા કેટલેક પ્રસંગ કરવા સરક્યુલર નબર. ૩૫૩૮ તા૦ ૨૩ મી નવંબર સન ૧૮૬૪ તથા નંબર ૧૪૭૬ તા૦ ૫ મી મે સન ૧૮૬૪ પીનલકોડમાં ઠરાવેલી શિક્ષાને બદલે ફટકાની શિક્ષા કરવાની છે, પણ નીચે લખેલા શખસોને ફટકાની શીક્ષાની માફી છે.

સ્ત્રીયોને તથા જે સખસો ઉપર મોતની અથવા સમુદ્રપારની અથવા સાસનીક દાસત્વની અથવા પાંચ વરસ કરતાં કેદની વતી શીક્ષાનો હુકમ કરયો હોય તે શખસોને ફટકાની શીક્ષાની માફીછે. તથા પીસતાલીસ વરસ કરતાં વતી ઉમરના શખસને પણ માફી છે. જુઓ ક્રી૦ પ્રો૦ કો૦ કલમ ૩૯૩.

સોળ વરસની અંદરની ઉમરના શખ્શનને ફટકાને બદલે નીશાળમાં શીક્ષા કરે છે તેવી નેતરની સોટી વડે ફટકા મારવા. જુઓ ક્રી૦ પ્રો૦ કો૦ કલમ ૩૯૨.

પીનલકોડ કલમ ૩૮૦ તથા૩૭૦ પ્રમાણે કેદ તથા ફટકાની શીક્ષા બેવડી કરવી નહી, મુંબાઈ હાયકોરટ તા૦ ૯ મી જાનેવારી સન ૧૮૬૭ તથા તા૦ ૨૪ મી જુલ સન ૨૮૬૮ વાલ્યુમ ૪ પૃષ્ટ ૫

ગુન્હેગારની પ્રકૃતી ઠીક ન હોય ત્યારે તેને ફટકા માંરવાનું મોકુફ રાખવું. જુઓ ક્રી. પ્રો. કો. કલમ ૩૯૪.

શીક્ષા કરતી વખત દયા રાખવી પણ તે દયા એવી ન રાખવી કે, જેથી તોહમતદાર ફરી ગુન્હો કરવાની કોશીશ કરે.

એક શખશ બે ત્રણ ગુન્હા કરે તેમાં જે ગુન્હો ભારે હોય તે ગુન્હાની શિક્ષા તેને કરવી જેથી ફરી ગુન્હો કરે નહી,

મોતની શીક્ષાને બદલે બીજી શિક્ષા.

૫૪ જે જે બાબતમાં મોતની શીક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય તે તે બાબતમાં ગુનેહગારની રજામંદી શીવાય, હીંદુસ્તાનની સરકાર અથવા જે ઠેકાણે ગુન્હેગારને શીક્ષાનો હુકમ થયો હોય તે ઠેકાણાની સરકાર તે શિક્ષાને બદલે આ કાયદામાં ઠરાવેલી બીજી ગમે શિક્ષા કરવાને મુખતિઆર છે.

## ટીકા

મોતની શીક્ષા કરવાનો અધિકાર સેસન જડજને છે પણ તે હાઈકોરટની મંજુરીથી કરી શકે છે જુઓ ક્રી૦ પ્રો૦ કો૦ કલમ ૩૭૪

ગર્ભવંતી સ્ત્રીઓને મોતની શીક્ષાનો હુકમ કરયો હોયતોતે બંધ રાખવો તે શીક્ષાના બદલે તેણીને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવાને હાઈકોરટ મુખત્યાર છે જુઓ ક્રીમીનલ પ્રોસિજર કોડ કલમ ૩૮૧

આ કલમ ૫૪ અને ૫૫ માં ગવરનરજનરલ તથા સ્થાનિક સરકારને મોત અથવા સમુદ્રપારની સજાને બદલે બીજી ગમે સજાકરવાનો અધીકાર છે તે બાબત આ કાયદો ઘડવા માટે બેઠેલા કમીશનરોના રીપોટથી સમજાય છે, તથા સને ૧૮૮૨ના આકટ ૧૦ માની ક્રીમીનલ પ્રોસીજર કોડ કલમ ૪૦૨ ના અર્થ પ્રમાણે શીક્ષા બદલવ નો અધીકાર ગવરનર જનરલ અથવા સ્થાનિક સરકારને છે, એટલે નીચે લખેલી શીક્ષાઓને બદલાને બીજી દાખલાણ

શીક્ષા કરવાને ગવરનરજનરલ તથા સ્થાનીક સરકાર મુખત્યાર છે.

મોત, સમુદ્રપાર, સાસનીકદાસત્વ, સખત મંજુરી સાથે જેટલી મુદતની કેદની શીક્ષાનો હુકમ તે શખસની ઉપર થઇ શકત તેટલી મુદત સુધીની કેદ. તેવીજ મુદત સુધી આસાન કેદ તથા દંડ.

જીવતાંસુધી સમુદ્રપારનીશીક્ષાનેબદલે બીજી શીક્ષા.

૫૫ જે જે બાબતમાં જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય તે તે બાબતમાં ગુનેહગારની રજામંદી શીવાય હીંદુસ્તાનની સરકાર અથવા જે ઠેકાણે તે ગુનેહગારને શીક્ષાનો હુકમ થયો હોય તે ઠેકાણની સરકાર તે શીક્ષાને બદલે ચઉદ વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવાને મુખત્યાર છે.

## ટીકા.

સમુદ્રપારની શીક્ષા પણ સ્થાનીક સરકારને તથા ગવરનરજનરલને બદલવાનો અધીકાર છે તે બાબત પણ કી૦ મો૦ કા૦ કલમ ૪૦૨ જુઓ.

યુરોપિયનતથાઅમેરીકન લોકોને સમુદ્રપારનીશીક્ષાને બદલે સાસનીકદાસત્વની શીક્ષા કરવી

૫૬ જે જે બાબતમાં કેઇ સખસ યુરોપિયન અથવા અમેરીકન છતાં આ કાયદામાં જેને માટે સમુદ્રપારની શાક્ષા ઠરાવી છે એવો કાઇ ગુનાહ તેની ઉપર સાબીત થાય તે તે બાબતમાં સમુદ્રપારની શિક્ષાનો હુકમ ન કરતાં સન ૧૮૫૫ ના ૨૪ મા આકટના ઠરાવો મુજબ કોરટે તે ગુનેહગારોને શાસનીક દાસત્વની શિક્ષાનો હુકમ કરવો.

જીવતાં સુધીની શીક્ષાનો ઠરાવ નહોય અને દસ વરસ કરતાં વત્તી મુદત ની કેદનીશીક્ષાનો ઠરાવ હોય તે બાબત વિશેષ ઠરાવ.

"પણ એવું ઠરાવ્યું છે કે, સદરહુ આકટ ઠરયો નહી હોત તો જે ગુન્હા બાબત યુરોપીયન અથવા અમેરીકન માણસ જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને લાયક થતે નહી પણ દસ વરસ કરતાં વત્તી મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શીક્ષા પામવાને અથવા તેને તે શીક્ષા કરવાનો હુકમ થયાને તે લાયક થતે તો તે ગુન્હા બાબત તે માણસ કોરટની નજરમાં આવશે તે પ્રમાણે છ વરસ કરતાં વત્તી મુદત સુધી શાસનીક દાસત્વની શીક્ષા પામવાને અથવા તેને તે શીક્ષા કરવાનો હુકમ થવાને તે લાયક થશે, પણ જીવતાં સુધી શાસનીકદાસત્વની શિક્ષાને લાયક થશે એવું સમજવુ નહી"

## ટીકા.

રાણી સાહેબની વિલાયતી રૈયતનો ઇનસાફ યુરોપીયન જડજ તથા યુરોપીયન માજીસ્ટ્રેટ કરી શકશે.

રાણી સરકારની વીલાયતી રઇયતને કેદની શીક્ષા કમી ઠરાવવી, કેમકે બીજા લોકો કરતાં એ લોકો ઘણા દુખ પામી મરણ પામે છે. મેડીકલબોર્ડના પત્ર મધ્યે કલમ ૩૬, ૩૭ સરકારનો પત્ર તા૦ ૨૭ મી મે સન ૧૮૫૨ નંબર. ૧૫૪૭ નો.

રાણી સાહેબની વીલાયતી રઇયત અને દેશી એ બંનેની ઉપર એકજ જાતનું તોહમત આવ્યું હોય તોપણ દેશી કરતાં વીલાયતી રઇયતને ઓછી શીક્ષા થવી જોઇએ

શીક્ષાની મુદતના ભાગ.

૫૭. શીક્ષાની મુદતના ભાગોની ગણતી કરવામાં જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને વીસ વર્શની સમુદ્રપારની શીક્ષાને બરાબર કરવી.

જે ગુન્હેગારોને સ

૫૮. જે જે બાબતમાં સમુદ્રપારની શીક્ષાનો હુકમ કરવામાં

મુદ્રપારની શીક્ષાનો હુકમ કરવામાં આવે તે ગુન્હેગારેનેસમુદ્રપાર કરતાં સુધી શું કરવું.

• આવે, તે તે બાબતમાં જે ગુન્હેગારને સમુદ્રપાર કરતાં સુધી આ ણે તેને સખત કેદનો શિક્ષાનો હુકમ થયો હોય એ રીતે તેનો ઉપર અમલ કરવો, અને તે કેદ રહે તે મુદતના દરમિયાનમાં તે ણે સમુદ્રપારની શિક્ષા ભોગવી એમ સમજવુ.

## ટીકા

કોઇ તોહોમતવાળાને સમુદ્રપાર અથવા કેદની શિક્ષાનો હુકમ કરયો હોય ત્યારે તે શી ક્ષાનો હુકમ કરનારી કોરટે જે તુરંગમાં તેને કેદ રખાવ્યો હોય તે તુરંગનાં તાબડતો બ એક વારંટ મોકલવુ, અને તહોમતવાળાને તેજ તુરંગમાં અગાઉ કેદ રાખ્યો ન હોય તો તે વારંટ સુધાં તેને તુરંગમાં મોકલવો. જુઓ ક્રી૦ મો૦ કો૦ કલમ ૩૮૩.

કેદને ઠેકાણે સમુદ્રપારનો હુકમ કરાય થઇ શકે.

૫૯. જે જે બાબતમાં ગુન્હેગારને સાત વરસ અથવા તથા વ ધારે મુદતની કેદની શીક્ષા થઇ શક્તી હોય, તે તે બાબતમાં તે ગુ ન્હેગારને કેદની શિક્ષાનો હુકમ ન કરતાં સમુદ્રપારનો હુકમ કર વાને તે ગુન્હેગારને શીક્ષાનો હુકમ કરનારી કોરટ મુખત્યાર છે; પણ તે સમુદ્રપારની શીક્ષ શાત વરસ કરતાં ઓછી મુદતની ન હોવી જોઇએ. તથા આ કાયદા મુજબ જેટલી મુદતની કેદની શીક્ષા તે ગુન્હેગાર લાયક હોય તે કરતાં વધાર મુ દતની પણ ન હોવી જોઇએ.

[કેટલીએક બાબતામાં] કેદ આખી મુદત અથવા થોડી મુદતસુધીસકતઅથવાઆસાન એવોહુકમ થઇ શકે.

૬૦ જે જે બાબતમાં ગુનેહગારને બેમાંના ગમે તે પ્રકારની કેદ ની શીક્ષા થઇ શકતી હોય, તે તે બાબતમાં આખી કેદ સખત અ થવા આખી આસાન, અથવા તે કેદનો કાંઇ ભાગ સખત તથા બા કીનો ભાગ આસાન, એ પ્રમાણે શીક્ષાના હુકમમાં ફરમાવવાને તે ગુ નેહગારને શિક્ષાનો હુકમ કરનારી કોરટ મુખત્યાર છે.

## ટીકા

સોળવરસની અંદરના સખસને કેઇ ગુનાને સારૂ કેદની શીક્ષા કરવામાં આવી હોય ત્યા રે તેને ફોજદારી કોરટમાં કેદ કરવાને બદલે, કોઇ પણ સન્માર્ગ પ્રવર્તકશાળામાં કેદ રાખવો એવો હુકમ કરવાને તે કોરટ મુખત્યાર છે, એટલે સ્થાનીક સરકાર કાહાડેલી કોઇ પણ ઉ દ્યોગશાળામાં તે શખસને કેળવણી આપવા અગર કંઇ ધંધો શીખવાને મોકલવાને શાક્ષા કરનાર કોરટ મુખત્યાર છે જુઓ ક્રી૦ મો૦ કોડ કલમ ૩૯૯

મિલકત સરકાર જપ્ત થાય એવો હુકમ.

૬૧ જે જે બાબતમાં કેઇ સખસના ઉપર એવો ગુનો સાબીત થા ય કે તે ગુનાહને માટે તે ગુનેહગાર પોતાની સઘળી મીલકત સરકા ર જપત થવાને લાયક છે, તે તે બાબતમાં ફરમાવેલી શીક્ષા, અથવા તેને બદલે કરવામાં આવી હોય એવી બીજી શિક્ષા ભોગવી રહ્યા વો ના અથવા તેને માફ થયા વિના સરકારના લાભ શિવાય બીજી રીતે, તે ગુનેહગારથી કાં ઇ મીલકત મેળવી શકાશે નહીં.

### દ્રષ્ટાંત.

હીંદુસ્તાનની શરકારની સાહામા લડાઇ કરવાનો ગુનાહ અ ની ઉપર સાબીત થયો તેથી તેની સઘળી મીલકત સરકાર જપત થવાને અ લાયક છે હવે શીક્ષાનો હુકમ થયા પછી તથા તે હુકમ કાયમ છે તે દરમીયાનમાં અ નો બાપ કાંઇ મીલકત મુકીને મરી જા

ય, જે મિલકત અગર સરકાર જમીનો હુકમ ન થયો હોત. તો એ ની થાવ તો તે મિલકત સરકારની થાય એમ સમજવુ.

જે ગુનેહગારોમો તની, સમુદ્રપારની અથવા કેદની શિક્ષા થઇશકે એવા હોય તેઓની મીલકતસરકારજપ્તથવી

૬૨ જે જે બાબતમાં કોઇ શખસની ઉપર મોતની શીક્ષા થઇ શકે એવો ગુનોહ સાબીત થાય તે તે બાબતમાં તે શખસની સ્થાવર જંગમ સઘળી મીલકત સરકાર જપત થાય એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે, અને જે જે બાબતમાં કોઇ શખસની ઉપર એવો ગુનો સાબીત થાય કે તે ગુનાહને માટે તેને સમુદ્રપાર કરવામા આવે અથવા સાત વરસ અથવા તે કરતાં વધારે મુદતની કેદની શિક્ષાનો હુકમ કરવામાં આવે, તે તે બાબતમાં તેના સમુદ્રપારની અથવા કેદની મુદતના દરમીયાનમાં તે શખસના કુટંબ તથા અનુજીવીયોને માટે સરકાની નજરમાં દુરસ્ત જણાય તેવો બંદોબસ્ત સરકાર કરે, એવી છુટ રાખીને તે મુદતના દરમિયાનમાં તે સખસની સરવે સ્થાવર, તથા તથા જંગમ માલકતનુ ભાડુ તથા ઉપજ સરકાર જમે થાય એવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

ટીકા

આ કલમ પ્રમાણેની શિક્ષા ઘણા ઘાતકી ગુના કરયા હોય તે માટે થવી જોઇએ વીકલી રીપોટ ૧૨--પ્રષ્ટ ૧૭--ફોજદારી

દંડની રકમ

૬૩ કેટલે સુધી દંડ કરવો એની રકમ જ્યાં ઠરાવી નથી ત્યાં ગુનેહગારને જે દંડ થઇ શકે તે દંડની કાંઇ હદ બાંધી નથી પણ અતીશય દંડ કરવો નહીં.

ટીકા

આ કાયદામાં દંડ અને કેદ બંને શીક્ષા જે જે કલમોમા ફરમાવેલી છે, તે તે કલમો મુજબ દંડ અને કેદ બંને શીક્ષા થવી જોઇએ.

દંડ ન આપે તો કેદનો હુકમ.

૬૪ જે જે બાબતમાં ગુનેહગારને દંડની શીક્ષાનો હુકમ કરવામાં આવે તે તે બાબતમાં તે ગુનેહગાર દંડ ન આપે તો તેઆટલી મુદત સુધી કેદ ભોગવે એ પ્રમાણે તે ગુનેહગારને શીક્ષાનો હુકમ કરનારી કોરટ તે હુકમમાં ફરમાવવાને મુખત્યાર છે; અને તે કેદ, બાજી કાંઇ કેદના શીક્ષાનો હુકમ તે ગુનેહગારની ઉપર થયો હોય તે કેદની ઉપરાંત અથવા એક શીક્ષાને બદલે બીજી શીક્ષા કરવાના હુકમ ઉપરથી જે કેદનેલાયકહોય તે કેદની ઉપરાંત સમજવી.

જે ગુન્હાને માટે કેદ તથા દંડ એ બંનેશીક્ષાથઇ શકતી હોય, તેવા ગુન્હામાં દંડ ન આપેતો તેને બદલે કેદની મુદતની હદ.

૬૫ અગર કોઇ ગુન્હાને માટે કેદ તથા દંડ એ બંને શિક્ષા થઇ શકતી હોય, તો તે ગુન્હો કરનાર દંડ ના આપે તો તેને આટલા મુદત સુધી કેદ કરવો એ પ્રમાણે જે કોરટ ફરમાવે તેણે તે મુદત તે ગુન્હાને માટે ઠરાવેલી ઘણામાં ઘણી કેદની જે મુદત હોય તેના ચતુરથાંસ કરતાં વધારે ઠરાવવી નહીં.

ટીકા.

જે ગુન્હામાં કેદ અને દંડની શીક્ષા કરવામાં આવી હોયતો દંડને બદલે કેદ, માજીસ્ત્રેટના અધીકારના ચતુરથાંસ કરતાં વધારે કરવી નહી મુંબાઇ હાઇકોર્ટ તા૦ ૪—૬ અગષ્ટ સન ૧૮૬૨ ના નંબર. ૭૮૫ નો ઠરાવ

એકલા દંડનીજ શિક્ષા કરી હોય ત્યારે દંડ ન આપે તો તેને બદલે કેદની શીક્ષા કરવાને હરકોઈ માજીસ્ટ્રેટ મુખત્યાર છે, પણ તે મજીસ્ટ્રેટ પોતાના અખત્યાર જેટલા મુદતની શીક્ષા કરવી. જુઓ ક્રી મો. કોડ કલમ ૩૩.

માજીસ્ટ્રેટોની કોરટોને હેઠળ લખેલી શીક્ષા ફરમાવવાનો અધીકાર છે,

પ્રસીડેન્સી માજીસ્ટ્રેટ તથા પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ, કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હોય તેટલી એકાંત કેદ સુધાં બે વરસની મુદતની કેદ, તથા એક હજાર રૂપૈયા દંડ તથા ફટકા મારવા.

બીજા વર્ગના માજીસ્ટ્રેટ, કાયદા પ્રમાણે જેટલી એકાંત કેદ થઈ શકતી હો તેટલી એકાંત કેદ સુધાં છ મહીનાની મુદત સુધા કેદ તથા બસે રૂપીઆ દંડ તથા ફટકા મારવા.

ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ એક મહીનાની કેદ તથા પચાસ રૂપીયા દંડ.

બીજા વર્ગના માજીસ્ટ્રેટને સ્થાનીક સરકારે આ બાબત વિશેષ કરીને અધીકાર નહી આપ્યો હોય, તેવા કોઈ પણ માજીસ્ટ્રેટની કોરટે ફટકા મારવાની શિક્ષાનો હુકમ કરવો નહી. જુઓ ક્રી. મે. કોડ કલમ ૩૨.

સન ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૩૦૮ એટલે સન ૧૮૮૨ ના આકટ ૧૦ કલમ ૩૩ માજીસ્ટ્રેટને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૬૮ મુજબ જેટલા શીક્ષા કરવાનો અધીકાર છે તેથી લાંબી મુદતની શીક્ષા કરવાનો અધીકાર મળતો નથી પણ જે માજીસ્ટ્રેટનો અધીકાર નીયમીત છે તેમણે કામ શી રીતે ચલાવવું તે બાબતના સદરે હુ કલમ છે, મારારાણી વિ. કર્બ અને બીજા (ફુ. બે ) ઈ. લા. રી. ૧ અલ્હાબાદ ૪૬૧ પણ ઈ. લા. રી ૧ મદ્રાસ ૨૭૭

ફુલપાવર માજીસ્ટ્રેટને ચોરીના કોશીશને સારૂ ફક્ત દોઢ વરસની કેદ મારવાનો અધીકાર છે તેથી કરીને આ ગુન્હાને સારૂ દંડ ન આપે તો ફક્ત સાડાચાર માસનો સજા કરી શકે, જુડીશાયલ કમીશનર પંજાબ નંબર. ૪૨ રૂલીંગ ૧૨.

દંડ ન આપે તો કેદનો પ્રકાર.

૬૬ દંડ ન આપવાને સારૂ જે કેદનો કોરટ હુકમ કરે તે કેદ તે ગુન્હાને માટે ગુન્હેગારને જે પ્રકારની કેદની શીક્ષાનો હુકમ થઈ શકે, તે પ્રકારની થઈ શકે.

ગુન્હાની શીક્ષામાં દંડજ થઈ શકતો હોય ત્યારે અગર દંડ ન આપે તો કેદની મુદત.

૬૭. અગર દંડનીજ શીક્ષા થઈ શકે એવો ગુન્હો હોય, તો દંડ ન આપે તેને બદલે તે ગુન્હેગરને કેદ કરવાનુ કોરટ ફરમાવે તેની મુદત નીચે લખીછે ત કરતાં વધારે ન હાવી જોઇએ:- એટલે દંડની રકમ પચાસ રૂપીયાથી વધારે ન હોય, તો કેદની મુદત બે મહીનાથી વધારે ન હોવી જોઇએ, અને દંડની રકમ એક સો રૂપીયાથી વધારે ન હોય, તો કેદની મુદત ચાર મહીનાથી વધારે ન હોવી જોઇએ; અને બીજી કેઈ બાબતમાં છ મહીનાથી વધારે ન હોવી જોઇએ.

## ટીકા

જુઓ સન ૧૮૮૨ ના હીંદુસ્તાનના ફોજદારી કાયદાના સુધારાની કલમ ૩ આકટ ૮

હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૬૦ મુજબ શીક્ષા થઈ શકે એવા ગુન્હાના ગુન્હેગાર કેદીઓ થયા હતા અને દરેકને રૂ. ૨૫) નો દંડ આપવાની શીક્ષા થઈ હતી અને એ તે દંડ ન આપે તો તેજ કલમમાં લખેલી પુરેપુરી શીક્ષા એટલે ત્રાસ દીવશના સખત મજુરી સહીત કેદ ભોગવે, આ કેસમાં એમ ઠરાવવામાં આવ્યું છે કે સન ૧૮૭૨ ના આકટ ૧૦ માની કલમ ૩૦૮ એટલે સન ૧૮૮૨ ના આકટ ૧૦ માની કલમ ૩૩

મુજબ શીક્ષા કાયદસર છે. ઈ૦ લા૦ રી૦ મદ્રસ ૨૭૭

તે કેદ દંડ આપે કે બંધ થાય.

૬૮. દંડ નહી આપવાથી જે કેદ કરી હોય, તે કેદ, તે દંડ આપવામાં આવે અથવા કાયદાના હુકમથી વસુલ કરવામાં આવે એટલે બંધ થશે.

દંડના હીમાબેની કણી તેટલોભાગઆ પે કે કેદબંધથાય

૬૯. દંડ નહી આપે તેને માટે કેદની જે મુદત ઠગાવો હોય, તે મુદત પુરી થતાં પેહેલાં અગર તે દંડનો એટલો ભાગ આપવામાં કે વસુલ કરવામાં આવે, કે દંડનો જેટલો ભાગ બાકી રહ્યો હોય તેના પ્રમાણમાં દંડ ન આપ્યાથી ભોગવેલી કેદનો મુદત ઓછી ન હોય તો કેદ બંધ થશે.

દ્દષ્ટાંત.

અ ને શીક્ષાનો એવો હુકમ થયો છે કે તે એક સો રૂપીયાનો દંડ આપે. અને દંડ ન આપે તો ચાર મહીના કેદ રહે. હવે એ ઠેકાણે તે કેદનો એક મહીનો પુરો થતાં પેહેલાં તે દંડમાંના પોણોસો રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે, તો પેહેલો મહીનો પુરો થાય એટલે તુરત અ ને છોડી મુકવામાં આવશે જો પેહેલો મહીનો પુરો થાય તે વખતે અથવા ત્યાર પછી અ કેદમાં છતાં કોઇ બીજે વખતે. પુણોસો રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે તો અ ને તુરત છોડી મુકવામાં આવશે જો કેદના બે મહીના પુરા થતાં પેહેલાં તે દંડમાંના પચાસ રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે, તો બે મહીના પુરા થાય એટલે તુરત અ ને છોડી મુંકવામાં આવશે. જો તે બે મહીના પુરા થાય તે વખતે અથવા ત્યાર પછી અ. કેદમાં છતાં કોઇ બીજી વખતે, પચાસ રૂપીયા આપવામાં કે વસુલ કરવામાં આવે તો અ. ને તુરત છોડી મુકવામાં આવશે.

દંડ છ વર્ષ સુધીમાં અથવાકેદનીમુદત સુધીમાં કોઇ પણ વખતે વસુલથઇ શકે.

૭૦ દંડ અથવા તેનો જેટલો ભાગ આપવાનો બાકી રેહે તેટલો ભાગ શીક્ષાનો હુકમ થયા પછી છ વર્ષ સુધીમાં કોઇ પણ વખતે વસુલ થઇ શકે, અને અગર, તે શિક્ષાના હુકમ મુંજબ ગુનેહગાર છ વર્ષ કરતાં વધારે મુદતની કેદને લાયક હોય. તો તે મુદત પુરી થતાં પેહેલાં કોઇ પણ વખતે વસુલ થઇ શકે અને ગુનેહગારના મોતથી, જે મીલકત તેનુ મરણ થયા પછી, તેના કરજને સારૂ કાયદા પ્રમાણે જવાબદાર હોય, તે મીલકત તે દંડની જવાબદારીમાંથી છુટતી નથી.

ગુનેહગારનામોતથી તેની મીલકતજવાબદારીમાંથી છુટતી નથી.

## ટીકા

. ગુન્હેગારોની ઉપર દંડની શીક્ષાનો હુકમ કરવામાં આવે ત્યારે તે દંડ ન આપવામાં આવે તો તે ગુનેગારને કેદ કરવો એમ તે શીક્ષાના હુકમમાં ફરમાવ્યુ હોય તોપણ તે શીક્ષા કરનારી કોરટની નજરમાં આવે તો તે સદરહુ ગુનેગારની કાંઇપણ જંગમ મીલકતજપ્ત કરીને તથા વેચીને તે દંડની રકમ વસુલ કરવાનું વારંટ કાહાડવાને મુખત્યાર છે, ગુન્હેગારની જંગમ મીલકત દંડ કરનારી કોરટની હકુમતની બાહાર હોય તો, સદરહુ વારંટ ઉપર જીલ્લા માજીસ્ત્રેટની વારંટ પાછળ સહી થાય, એટલે તે વારંટ ઉપરથી તે મીલકત જપ્ત કરી વેચી શકાશે. જુઓ ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૩૮૬—તથા ૩૮૭

ગુનેગારની ઉપર માત્ર દંડનીજ શીક્ષા ફરમાવવામાં આવી હોય અને તે દંડ ન આ

પે તો કેદની શીક્ષાનો હુકમ કરવામાં આવ્યો હોય અને કોરટે દંડ વસુલ કરવાને વારંટ કાહાડ્યું હોય ત્યારે તે કોરટને એવો અધીકાર છે કે તે દંડ પંદર દીવશની અંદર વસુલ થતાં સુધી ગુનેગારના જામીન અથવા હાથ મુચલાક લઇને તેને છોડવાનો અધીકાર છે પણ સદરહુ દંડ પંદર દીવશમાં વસુલ ન થાય તો સદરહુ ગુનેગારને તાબડતોબ કેદમાં મોકલવાને તે કોરટને અધીકાર છે. ક્રીં૦ પ્રો૦ કોડ કલમ ૩૯૮

ગુનેગાર દંડ બદલ કેદની શીક્ષા ભોગવે તો પણ તે દંડ છ વરસની મુદતમાં કોઇપણ વખત વસુલ થઇ શકે છે, મુંબાઇ તા૦ ૩૧-મી મે સન ૧૮૭૦--નંબર ૭૬૭ ઇતેખાત મોસીડેગમાંથી તા૦ ૨૦ મી જુલાઇ સને ૧૮૭૦ નંબર ૧૨૨૩

કેદી મુઆ પછી દંડની રકમ તેની જંગમ મીલકતથી વસુલ થઇ શકશે, સ્થાવરથી થાય નહીં માટે સ્થાવર મીલકત જપ્ત કરવી નહીં, મુંબઇ હાઇકોરટ ફેસલો તા૦ ૩૦ જુલાઇ સને ૧૮૬૮ નેટીવ ઓપીનીયન સન ૧૮૬૮ ના પૃષ્ટ ૩૫ મુ.

જે ગુન્હો ઘણા ગુન્હાઓથી બનેલો હોય તેની શિક્ષાની હદ.

૭૧. જો જે વસ્તુ ગુન્હો છે તે જુદા જુદા ભાગોથી બનેલી હોય, અને તે ભાગો માંહેલા હરકોઇ ભાગ પોતેજ ગુન્હો હોય, તો, એથી બીજી રીતે કરવું એવો સાફ ઠરાવ ન કરયો હોય તો ગુન્હેગારને તે તેના ગુન્હાઓ માંના એક કરતાં વધારે ગુન્હાની શીક્ષા કરવી નહીં.

દ્રષ્ટાંતો.

(અ) અ. ઝ. ને એક લાકડીથી પચાસ સપાટા મારે, તો એ કેકાણે એ સઘળા મારથી, તથા તે સઘળા મારમાં જેટલા સપાટા આવ્યા છે તેમાંના હરએક સપાટાથી પણ ઝ. ને બુદ્ધિપુર્વક વ્યથા કરવાનો ગુન્હો અ. એ કરયો હોય એમ બની શકે છે. હવે જો તે હરએક સપાટાને માટે અ. શીક્ષા લાયક હોય, તો દરેક સપાટાને સારૂ એક વરસ એ પ્રમાણે પચાસ વરસની કેદ અ. ને થઇ શકે. પણ સઘળા મારને સારૂ એકજ શીક્ષાને તે લાયક છે.

(બ) પણ અ. ઝ. ને મારે છે એટલામાં ય. વચ્ચે પડે અને અ, ઇરાદાથી ય, ને મારે, તો ઝ, ને બુદ્ધિપુર્વક વ્યથા કરવાની એક શીક્ષાને તથા ય. ને સપાટો મારયો તેની બીજી શીક્ષાને અ. લાયક છે કેમકે જે કામથી અ. એ ઝ. ને બુદ્ધિપુર્વક વ્યથા કરી તે કામનો ય. ને મારેલો સપાટો કાંઇ ભાગ નથી.

## ટીકા.

કેટલાંએક કૃત્યો એક બીજાની સાથે એવો સમંધ હોયકે તેથી તે કૃત્યો મળીને એકજ કામ થાય તેવાં કૃત્યો કરવામાં જો એકજ સખસે એક કરતાં વત્તા ગુન્હા કરયા હોય તો એવા દરેક ગુન્હાનું તહોમત તે સખસની ઉપર મુકીને તે બાબતનો ઇનસાફ એકજ વખતે કરવાનો અધીકાર છે. ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૨૩૫

એક શખસ. એક વરસમાં એક જાતના ત્રણ ગુન્હા કરે તો તેઓનું એક તહોમત મુકવાનો અધીકાર છે, ક્રી. પ્રો. કોડ કલમ ૨૩૪.

ઘર ફોડવું અને ઘરની અંદર ચોરી કરવી તે એકજ ગુન્હો છે માટે બમણી શીક્ષા રદ કરી, નીમે કાયમ રાખી મુંબઇ હાઇ કોરટ તા૦ ૪ થી નવંબર સન ૧૮૬૩ વાલ્યુમ ૧ નો ભાગ ૨ પ્રષ્ટ ૮૭.

કેદી ઉપર એકથી વધારે ગુન્હાના તહોમત હોયતો તેની દર ગુન્હાવાર જુદી જુદી શીક્ષા કરવી, મુંબાઇ હાઇકોરટ સન ૧૮૬૬ નંબર. ૪૫૯.

છીનાળુ કરવાના ઈરાદાથી, અ. દાહાડે ઘર ફે ડે છે, અને જે ઘરમાં એ પ્રમાણે પ્રવેશ કરયો, તે ઘરમાં બ. ની બાયડી સાથે છીનાળુ કરે છે. તો અ. ની ઉપર હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૪૫૪ તથા ૪૯૭ મી મુજબ જુદા જુદા ગુન્હાનું તહોમતમુક વા અને તેની ઉપર તે ગુન્હા શાબીત થવાના જુદા જુદા ઠરાવ કરવાનો અધીકાર છે, ક્રિ૦ ઓ૦ કી૦ પ્રો૦ કોડની કલમ ૨૩૫ ની ૨૨મ (બ)

જે કેશમાં બે અથવા વધારે ગુન્હાઓની એત્ર શીક્ષા સમુદ્રપારની કરી હોય તે કેસમાં કરેલી શીક્ષામાંની એક અથવા વધારે શીક્ષા સાત વરસની કેદના હોય તો તે કેસમાં બે અથવા વધારે ગુન્હાઓની એકત્ર શીક્ષા સમુદ્રપારની કરવી એ ગેરકાયદે છે. ૧ બુ. રી. સી. એલ. મોટકી ક્રારા.

એક કામમાં એક પોલીસ અમલદારને અમુક માણસને રજુ કરવો એવો હુકમ મળેલો પણ તે માણસે તેની સથે આવવાની ના પાડી, અને તેને સામાથ બદ ધ્યાનતથી રાખેલુ હતુ, તે પણ તે અમલદારને ન લઇજવાદેતાં સામો થયો તે કામમાં એમ ઠરાવવામાં આવ્યું છે કે; તેને હીંદુસ્તાનના ફોજદારી કાયદાના કલમ ૧૮૩, તથા કલમ ૩૫૩ મુજબ જુદી જુદી બે સજાઓ થઇ શકે. ૧૪ બુ. રી. ૧૯

એક કામમાં જુદા જુદા ત્રણ ગુન્હાઓ બદલ ચાર વરસની સખત મજુરી સાથે કેદની એકજ સજા કરવામાં આવી હતી તે કામમાં નામદાર મુંબાઇ હાઇકોર્ટે એવું ઠરાવ્યુ કે તે સજા ભુલ ભરેલી છે એમ બતાવતાં જણાવ્યુ કે જો અપીલમાં એક બે ગુન્હાઓની સજા રદ કરવામાં આવે તો સામટી સજામાંથી કેટલી સજા કેદીઓને ભોગવવા બાકી રહી તે નકી થઇ શકે નહી. ૪ મું. હા. કો. રી. ૨૭

ચોરી કરવાના ઈરાદાથી રાતે ખાતર પાડવાના ગુન્હા બાબત કામ ચાલે અને તે ગુન્હાઓ શાબીત થાય તેવા કામમાં ઘણું કરીને બેવડી સજા કરવામાં આવે છે તે ભુલ ભરેલું છે. કલકત્તા હાઇ કોરટ તા૦ ૬ ડીસેંબર સન ૧,૮૬૪. ૫, બુ૦ રી૦ ૪૯ વળી ૬ બુ૦ રી૦ ૩૯.

ચોરી કરવાના ઈરાદાથી ખાતર પાડવાના તથા માણસના રેહાણ તરીકે જે ઘર વપરાતુ હોય તે ઘરમાં ચોરી કરવાના ગુન્હા બદલ જુદી જુદી સજા કરવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે એવી શરતે કે, બંને ગુન્હાઓની સામટી સજા શાબીત થએલા બે ગુન્હાઓમાંની જે ગુન્હાની સજા વધારે હોય તે કરતાં સામટી સજા વધારે હોવી ન જોઇએ અને જે કોરટે કેદીને સજા કરી હોય તે કોરટને જેટલી સજા કરવાનો અધીકાર હોય તે અનાકાર કરતાં સદરહુ સામટી સજા જાસ્તી હોવી ન જોઇએ. ૯ મુ ૧૭૩ ફુલબેંચ.

એકજ જારી કામના જુદા જુદા ભાગ મળી બે વધારે ગુન્હાઓ જો કોઇ સખસ ઉપર શાબીત થાય તો તે સખસને ફકત મુખ્ય ગુન્હાની સજા કરવી. મદ્રાસ હા. કો. પ્રોસીડીંગ આકટ ૧૭. ૧૮૬૨ મારચ—૩૦—૧૮૬૩.

એકજ ઘરની એકજ કોટડીમાંથી બે જુદા જુદા માણસોનો માલ એક સખસે ચોરયો હોય તો, તે તેને ચોરીના બે ગુન્હા ગણી જુદી જુદી સજા થઇ શકે નહીં ૧૧ બુ. રી. ૩૮

ઘરપ્રવેશ અને સામાથ બજીના ગુન્હા બદલ જુદીજુદી સજા થઇશકે મદ્રાસ. હા. કો. પ્રોસીડીંગ, અપ્રીલ ૧૦ ૧૮૭૨.

એક સખસપર એકજ પ્રકારના કેટલા ગુન્હા કરયાનું તહોમત આવ્યું હોય ને માજીસ્ત્રેટે તેના દરેક ગુન્હાનો જુદા જુદા ઇનસાફ કરયો હોય તો તે સઘળા ગુન્હાની સા

મટી સજા માજીસ્ત્રેટ પોતાની સાધારણ હકુમત કરતાં બમણી કરી શકે એમ નથી પણ તે માંહેના દરેક ગુન્હાની સજા જુદી જુદી પોતાની સાધારણ હકુમત મુજબ કરી શકે. ઇ૦ લા૦ રી૦ ૩° અલ્હાબાદ ૩૦૫

એક કામમાં એમ ઠરાવવામાં આવ્યું છે કે (કલમ ૧૪૭ મુજબ] હંગામો કરવા બ.લ અને કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત (કલમ ૧૪૨ મુજબ) થયના ગુન્હા બદલ કોઇ કે દીને એકજ વખતે બે સજા થઇ શકે નહી સબબ તે કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત થયા શીવાય હંગામાનો ગુન્હો કરી શકે નહીં—મીરાન ખલીફા ૧ વુ૦ રી૦ ૭ તેમજ જો કાયદા વિરૂદ્ધ મંડળીનો કોઇ અંગભુત શિક્ષણીયમનુષ્યવધનો ગુન્હો (કલમ, ૩૦૪) અને તે કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત થવાનો એ બને ગુન્હાનો ગુન્હેગાર થઇ શકતો નથી. રબીઉલ્લાહ, ૭ વુ૦ રી૦ ૧૩. તેમજ પ્રાણઘાતક હથીયાર લઇ હંગામો કરવાના (કલમ ૧૪૮) અને તેજ હંગામામાં વ્યથા કરવાના બને ગુન્હાની સજા થઇ શકે નહીં—ગનાઉ ધ્રીભુયા, ૬ વુ૦ રી૦ ૭૦, ભીયક આહીર, કાંત્તા ૫, સહરાઇ અને બીજાઓ, ૮ વુ૦ રી૦ ૩૧; (પણ એથી વિરૂદ્ધ નારાયણ કષ્ણ, ૨ મુ૦ હાં૦ કો૦ રી૦ ૪૧૬, જુઓ, તનાં ના મહાર મુંબાઇ હાઇકોરટે એમ ઠરાવ્યું છે કે, કોઇએ ઝાડ કાપ્યું અને પછી ચોરયું એટલે ચોરી કરયા પહેલાં બિગાડ કરયો નથી બેવડી સજા કરી તે ગેરકાયદે નથી) તેમજ કલમ ૩૬૩ મુજબ) મનુષ્યહરણ (કલમ ૩૬૩ મુજબ) લગ્ન કરવાના હેતુથી મનુષ્યહરણ અને (કલમ ૩૬૮ મુજબ ) મનુષ્યહરણ કરવા સારૂ કોઇને કેદ રાખવો, એ ગુનાઓનું પણ એમજ સમજવું. ૬ વુ૦ રી૦ ૨.

*ગુન્હેગારે ઘણાગુનાહોમાંથી એક ગુનોહકરયો એમ સાબીત થાય છે પણકીયો એબાબત શકછે એ પ્રમાણે ફૈસલામાં લખવામાંઆવે ત્યારે શીક્ષા.*

૭૨ જે જે બાબતોમાં એવો ફૈસલો આપવામાં આવે કે ફલાણા ફલાણા જુદા જુદા ગુનાહોમાંનો એક ગુનોહ ફલાણા શખસે કરયો છે પણ તેઓમાંનો કીયો એક કરયો છે તે વીશે શક છે, ત સરવે બાબતોમાં અગર તે સઘળા ગુનાહોને સારૂ એક સરખીજ શક્ષાન ઠરાવી હોય તો જે ગુન્હાને સારૂ ઓછામાં ઓછી સજા ઠરાવી હોય તે શિક્ષા તે ગુનેહગારને કરવામાં આવશે.

## ટીકા.

એક શખસની ઉપર ગુનો સાબીત થય છે, પણ તેણે કેટલાક ગુનામાંથી કયો ગુનો કરયો એમ સ્પષ્ટ જણાતું ન હોય ત્યારે, કોરટે એક ગુનાનું તોહમત મુકી ગુનેગારને સજા કરવી.

ચોરી, વીશ્વાસઘાત, ઠગાઇ અથવા ચોરીની મીલકત રાખ્યા બદલ, ગુનો થયો હોય એવાં કાંઇ ફકત તોહમત કોઇ શખસની ઉપર આવ્યું છે ત્યારે ઉપર બતાવેલાં હરકોઇ ગુનાનું તોહમત તેની ઉપર મુકવાનો અખીકાર છે. ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૨૩૬

*એકાંત કેદ.*

૭૩ કોઇ શખસની ઉપર એવો ગુનોહ સાબીત થાય કે તેને નાટે આ કાયદા મુજબ, તેને સખત કેદની શીક્ષા કરવાનો કોરટને અખત્યાર છે, તો તે ગુનેહગારને જેટલી મુદતની કેદનો હુકમ કરવામાં આવે તે મુદતના આટલા ભાગ અથવા ભાગો સુધી તેને એકાત કેદમાં રાખવો એ રીતે તેના શિક્ષના હુકમમાં ફરમાવવાને કોરટ મુખત્યાર છે; પણ સઘળુ મળીને તે એકાંત કેદની મુદત ત્રણ મહીનાથી વધારે ન હોવી જોઇએ અને તે નીચેના હીસાબો પ્રમાણે હોવી ન જોઇએ. ( એટલે)-

જો કેદની મુદત ૭ મહીનાથી વધારે ન હોય તો એકાંત કેદની મુદત એક મહીનાથી

વધારે ન જોઇએ.

જો કેદની મુદત ૭ મહીનાથી વધારે અને એક વરસથી ઓછી હોય તો, એકાંત કેદની મુદત બે મહીનાથી વધારે ન જોઇએ.

જો કેદની મુદત એક વરસથી વધારે હોય, તો એકાંત કેદની મુદત ત્રણ મહીનાથી વધારે ન જોઇએ.

એકાંત કેદની હદ.

૭૪. એકાંત કેદની શીક્ષાનો હુકમ બજાવવામાં તેવી કેદ એકી વખતે કદાપી ચઉદ દીવશ કરતા વધારે ન હોવી જોઇએ, અને એકાંત કેદની મુદતોની વચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઇએ; અને જ્યારે કેદની શીક્ષા ત્રણ મહીનાથી વધારે મુદતની હોય, ત્યારે તે ફરમાવેલા આખા કેદના મુદતમાં કોઇ પણ એક મહીનામાં સાત દીવશ કરતાં વધારે એકાંત કેદ ન હોવી જોઇએ, એકાંત કેદની મુદતોની વચે તે મુદતો કરતાં ઓછી વેળા ન જવી જોઇએ.

જે શખસોની ઉપર એકવાર આગળ ત્રણ વરસની કેદની શીક્ષા થાય એવો ગુનો શાબીત થયો હોય તેઓની ઉપર તેવો કોઇ બીજો ગુનો શાબીત થાયતો તેઓને શીક્ષા.

૭૫. જે શખસની ઉપર એવો કોઇ ગુનોહ શાબીત થયો હોય કે જેને માટે આ કાયદાના ૧૨ મા અથવા બાબ ૧૭ મા મુજબ ત્રણ વરસ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા થઇ શકે, તે સખસ ફરીથી એવો કોઇ ગુનોહ કરે કે જેને માટે તે બે બાબો માંહેના ગમેતે બાબ મુજબ ત્રણ વરસ અથવા તેથી વધારે મુદતની બેમાંના ગમેતે પ્રકારની કેદની શીક્ષા થઇ શકે; તો તે સખસ એવા પાછળના હરેક ગુન્હાને માટે જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષાને, અથવાં એ પ્રમાણે ન બન્યું હોય તો તે ગુનાહને માટે જેટલી શીક્ષાને તે લાયક થાય તેથી બમણી શીક્ષાને, લાયક થશે; પરંતુ કોઇપણ બાબતમાં દશ વરસથી વધારે મુદતની કેદને તે લાયક થશે નહી.

ટીકા

બાબ ૧૨મા માં નીચે લખેલી કલમો વીરૂધના ગુન્હા છે. કલમ ૨૩૧ થી ૨૬૩સુધીની સઘળી કલમો.

બાબ ૧૭ મામાં કલમ ૩૭૮ થી ૪૬૨ સુધી સઘળી કલમો વીરૂદ્ધ ગુના છે

બીજી વખત અથવા વારંવાર આ બને બાબ વીરૂધના ગુનો કરનારને સેસન કમીટ કરવાનો અધીકાર છે જુઓ ક્રી૦ મો૦ કોડ કલમ ૩૪૭

તોહમત વાળાની ઉપર અગાઉ કાંઇ ગુન્હો સાબીત થયાનો ઠરાવ થયો હોય, અને જે શીક્ષા ઠરાવવાને કોરટને અધીકાર હોય તે શીક્ષા ઉપર અસર થવા સારૂ અગાઉ ગુન્હા સાબીત થયાના ઠરાવની વાત તથા તેની તારીખ, તથા જગા તોહમતનામામાં લખવા તેમ જરૂર લખ્યો નહી હોય તો સજાનો હુકમ કરતાં પેહેલાં કોઇ પણ વખતે તે મજકુર વધારવાનો કોરટને અધીકાર છે પણ તે શીક્ષાનો હુકમ કરયા પછી લખાય નહીં જુઓ ક્રી૦ મો૦ કોડ કલમ ૨૨૧ નો પારેગ્રાફ ૬ ઠો.

આ કલમ પ્રમાણે કોઇ શખસ ફરી આવા ગુન્હા કરે ત્યારે તે ગુન્હો માજીસ્ત્રેટના અધીકારનો હોય તોપણ તે તોહમતવાળાને સેસન કમીટ કરવો જોઇએ મુંબાઇ હાઇકોરટ રીપોટ પ્રષ્ટ ૧૨૬

રેહેવાના ઘરમાંથી ચોરી કરવાના તોહમતમાં પીનલકોડ કલમ ૩૮૦ પ્રમાણે જડજે તોહમતવાળાને ચઉદ વરસની સજા કરી એવા કારણથી કે પીનલકોડ થતાં પેહેલાં ચોરાના

તોહમતમાં ૧૩ વખત પકડાઇ સજા પામ્યો હતો તેથી આ કલમ પ્રમાણે સજા કરી તે અપીલમાં ઠરાવ્યું કે પીનલકોડ પ્રમાણે પેસતર ગુનાની સજા મળેલી નથી માટે સાત વરસની કાયમ રાખી બીજી રદ કરી, મુંબાઇ હાઇ કોરટ તા૦ ૨૮ સપટંબર સને ૧૮૬૭

---

## બાબ ૪ થો.

### સાધારણ અપવાદ.

જે કામકરવાનીજે સખસની ફરજ છે અથવા જે કરવાનો મહારી કાયદા પ્રમાણે ફરજછે એમ જે સખસ કાંઇ હકીકતનીભુલનેલીધે માને છે, તે સખસે કરેલું તેકામ.

૭૬. જે સખસની જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ છે અથવા કાયદાની કાંઇ ભુલના સબબથી નહી, પણ હકીકતની કાંઇ ભુલના સબબથી, જે શખસ શુદ્ધબુદ્ધીથી એમ માને છે કે એ વસ્તુ કરવાની માહારી કાયદા પ્રમાણે ફરજ છે, તે સખસ જો તે વસ્તુ કરે, તો તે ગુન્હો છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

(અ) અ સોલજર, કાયદાના હુકમ મુજબ, પોતાના ઉપરી અમલદારના ફરમાવ્યાથી લોકોનાં એક ટોળા ઉપર બંદુકનો એક બાહાર કરે, તો અ એ કાંઇ ગુનોહ કીધો એમ સમજવું નહી.

(બ) એક ઇનસાફની કોરટના અમલદાર અ ને તે કોરટે ય ને પકડવાનો હુકમ કર્યા ઉપરથી ઘટતી તજવીજ કરીને, ઝ ને ય માનીને તે ઝ ને પકડે, તો અ એ કાંઇ ગુન્હો કીધો એમ સમજવું નહી.

### ટીકા.

દરેક સખસે કાયદાનો મતલબ જાણવો જોઇએ કેઇ સખસની ઉપર કાંઇ ગુન્હાનું તહોમત આવે ત્યારે તે શખસ એમ કહે કે હું કાયદો જાણતો નથી. એટલા ઉપરથી તે છુટો થઈ નહી, તે શખસ કાયદાથી અજાણ રેહે તો તેમાં તે શખસનો વાંક છે, અને કાયદાની વાકફગારી વીના તેનાથી ગુનાહ થાય તો તે ગુનાહની શીક્ષાને લાયક થશેજ ન્યાયના અધીકારીઓએ પ્રથમથીજ ઠરાવેલું છે કે, અમુક કામ કરવું અથવા ન કરવું, એવો હુકમ કાયદામાં ફરમાવ્યો હોય તે હુકમ દરેક સખસોએ જાણવો જોઇએ તે કાયદા નીચે પ્રમાણે છે.

૧ પેનલકોડ ફોજદારી શીક્ષાનો ધારો

૨ કરારનો કાયદો.

૩ મુદતનો કાયદો. ૪ રજીષ્ટરનો કાયદો.

૫ સ્ટાંપ સંબંધી કાયદો.

એ વિગરે જે કાયદામાં તે કાયદા બાંધનાર મુખ્ય અધીકારીઓએ જે ફરમાન કર્યું હોય તે જાણવાની દરેક માણસની ફરજ છે.

કાયદાની ભુલથી નહી પણ હકીકતની ભુલથી કોઇ સખસ કાંઇ કામ વગર કપટે કરે તે ગુન્હામાં દાખલ થાય નહી.

અમુક અધીકારીએ અમુક અમલદારને અમુક સખસને પકડવાનું વારંટ આપ્યું હોય

અને તે વારંટ બજાવનાર અમલદાર, અમુક સખસની બદલે, તે.એજ છે એમ અજા ણથી બીજા સખસને પકડે તો તે પકડનાર સખસ ગુનેહેગાર ઠરી શકે નહી પણ તેણે બીજા સખસને પકડયો તે કાંઇ ખાનગી દ્વેશ વીના શુદ્ધબુદ્ધીથી અજાણપણે પકડેલા હોવા જોઇએ; નહીંતો નહી.

ઇનસાફનું કામ ક તાં કરેલુ જડજનુ કામ.

૭૭. જે અખત્યાર જે જડજને કાયદાએ આપેલો છે, અથવા જે જડજ શુદ્ધબુદ્ધીથી એમ માને છે કે આ અખત્યાર મને કાયદા એ આપેલો છે, તેવો કોઇ અખત્યાર અમલમાં લાવતાં તે જડજ ઇનસાફનું કામ કરવામાં જે વસ્તુ કરે, તે ગુન્હોછે એમ સમજવુ નહી

## ટીકા.

કોઇ પણ જડજ ઇનસાફનું કામ કાયદાસર કરતાં કાંઇ વસ્તુ શુદ્ધબુદ્ધીથી કરે તે ગુન્હો છે એમ સમજવું નહી, પણ જો તે જડજ જાણી જોઇને તથા પોતાના અજ્ઞાનતા થી, ગફલતથી કાંઇ કામ કરે તો તેથી તેનો બચાવ આ કલમ પ્રમાણે થઇ શકે નહી વળી કોઇ પણ માજીસ્ત્રેટ પોતાના અધીકાર શીવાય કામ કરે અગર કાંઇ ગુનાંની પોતાને ખરી ખબર મળ્યા વગર કોઇ શખસને પકડવાનું વારંટ કાહાડે વળી સાહેદાને હેરાન કર વાના ઇરાદાથી જોઇએ તે કરતાં વધારે વખત રોકી રાખે તો તે બાબત સદરહુ માજી સ્ત્રેટ જવાબદાર છે.

અમુક કામ પોતાની પાસે ચાલતી વખત ફરીઆદીને એમ કહે કે આ કામનુ રાજીના મુ તુ આપ્ય નહીંતો હું તને સજા કરીશ એવું કહી કોઇ માજીસ્ત્રેટ કોઇ શખસને કેદ ક રે અથવા થોડી વખત પણ અટકાવી રાખે અગર ધમકી આપે તો તે માજીસ્ત્રેટની ઉપર ફરીઆદ થઇ શકે.

ઉપર કહેલા જજો અથવા માજીસ્ત્રેટોની ઉપર તેના હોદ્દા ઉપર છતે કરેલા કૃત્યો મા ટે કાંઇ ફરીઆદ કરવી હોય તો સરકારની મંજુરી વગર તે ફરીઆદ કોઇ કોરટે સાંભળવી નહીં ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૧૯૭.

કોઇ ઇનસાફી કો રટના ફેંસલા અથ વા હુકમ મુજબ ક રેલું કામ.

૭૮ કોઇ ઇનસાફની કોરટનો ફેંસલો અથવા હુકમ કાયમ હોય, તે દરમિયાનમાં તે ફેંસલા અથવા હુકમ મુજબ કરેલો કાંઇ વસ્તુ અથવા તે ફેંસલા અથવા હુકમથી થઇ શકે એવી કાંઇ વસ્તુ ગુનો છે એમ સમજવું નહીં પછી તે ફેંસલો અથવા હુકમ કરવાનો તે કો રટનો અધીકાર ન હોય તેની કાંય ચીંતા નહીં પરંતુ તે કામ કર નાર શખશે શુદ્ધ બુદ્ધિથી એમ માનવું જોઇએ કે તે કોરટને તે અધિકાર છે.

## ટીકા.

.કોઇપણ ઇનસાફની કોરટના હુકમથી અગર ફેંસલા ઉપરથી ફરમાવ્યા મુજબ કોઇ શખ સ કાંઇ કૃત કરે તો તે કૃત વ્યાજબી કીવા ગેરવ્યાજબી હોય તો પણ તેથી તે ગુન્હેગાર થતોનથી કદી ફરમાન કરનારી કોરટનો અખત્યાર ફરમાન કરયા મુજબ હોય.કે ન હોયતે ની ચીંતા નહીં પણ તે હુકમ મુજબ ચાલનાર શખસ પોતાની શુદ્ધબુદ્ધીથી તે હુકમ મા ન્ય કરયો છે એમ હોય તો તે કૃત્યને માટે તે જુવાબદાર નથી.

જે કામ કરવાની જે શખસને કદાપી રજા છે, અથવા જે કરવાની મને કાય

૭૯. જે શખસને જે વસ્તુ કરવાની કાયદાથી રજા છે, અથ વા કાયદાની કાંઇ ભુલના સબબથી નહી, પણ હકીકતની કાંઇ ભુ લના સબબથી જે શખસ શુદ્ધબુદ્ધીથી એમ માને છે કે એ વસ્તુ કરવાની મને કાયદાથી રજા છે તે સખસ જો તે વસ્તુ કરે, તો તે

દાથી રજા છે એમ જે શખસ કાંઇ હકીકતની ભુલને લીધે માને છે. તે શખસે કરેલું તે કામ.

ગુન્હો છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

જ ખુન કરે છે એવું સમજીને **આ** **જ** ને પકડે, હવે ખુન કરનારાઓને ખુન કરતાં પકડવાનો અખત્યાર કાયદાએ સઘળા સખસોને આપ્યો છે તે અખત્યાર પોતાની અક્કલ શુદ્ધબુદ્ધિથી ચમાવીને અમલમાં લાવતાં **આ** **જ** ને પકડે, એવા હેતુથી કે તેને યોગ્ય અમલદારની આગળ હાજર કરવો, તો **આ** એ કાંઇ ગુન્હો કર્યો એમ સમજવું નહી। પછી એમ માલમ પડે કે **જ** પોતાના બચાવમાં કાંઇ કામ કરતો હતો, તો પણ.

## ટીકા.

કાયદાથી અમુક કામ કરવાની મને રજા છે એવુ જાણીને કાંઇ કામ કરે તો એ ગુન્હો નથી, એટલે કોઇ માણસને જે કામ કરવાને કાયદે અખત્યાર આપ્યો છે તેનો તે કામ કરવાનો હકક છે અને જે કાયદાસર હક હોય તે કરેલું કામ અમલમા લાવતાં ગુન્હો નથી, પણ જો તે કામ કરતાં કાયદાના નહી પણ હકીકતના ભુલ શુદ્ધબુદ્ધાથી તે શખસ કરે તોજ ગુન્હો નથી.

વગર વારંટે પકડવાને સારૂ કેટલે દરજજે સુધી ભારે જુલમ વાપરવો તે બાબત કલકત્તાની હાઇકોરટ નીચે પ્રમાણે લખે છે,

એક કામમાં તે કામના કાગળો અને જજમેંટ ઉપરથી હાઇકોરટને એમ માલમ પડ્યું કે. કેદી ફરીયાદીને ચોર જાણીને ચોકીદાર તરીકે પકડવાને બંધાએલો હતો, જો ફરીયાદીને ચોર માનવામાં ભુલ હોય તે તે હકીકતની ભુલ છે, પણ કાયદાની ભુલ નથી તથા કેદીને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૭૬ તથા ૭૯ માં જે ઠરાવ છે તેનો લાભ મળવો જોઇએ માટે કેદીએ માહાવ્યથાનો ગુન્હો કર્યે છે એમ ઠરાવી શકાતું નથી.—આ કામમાં મુળ માજીસ્ત્રેટે એમ ઠરાવ્યું છે કે કેદીએ ફરીયાદીને વગર કારણે ઘાયલ કર્યો છે; પણ જડજસાહેબના ઠરાવ પ્રમાણે એમ શાબીત થયુ છે કે, ફરીયાદી મરણીયો થઇને સામો થયો અને તેને નાશી જવાનો યત્ન કર્યો તેથી કેદી એમ માનતો હતો કે જો તે નાશી જશે તો તે બાબત હું જવાબદાર થઇશ એવી સમજથી તેને પકડવાનો બીજો ઇલાજ માલમ નહી પડવાથી કેદીએ ભાલાથી ફરીયાદીને ઘાયલ કર્યો પરંતુ ઘા એવો પ્રાણઘાત ન હતો કે તેથી ફરીયાદીનો જીવ જાય, આવી હકીકત છે ત્યારે ફરીયાદીએ કાંઇ ગુન્હો કર્યો એમ ઠરાવી શકાતું નથી અને ભટકતા ચોરોને પકડવાને જ્યારે તેને બીજો કાંઇ ઇલાજ સુજ્યો નહી ત્યારે પોતાની જવાબદારી ઉતારવાને જરૂરીઆત જોર જુલમ વાપરવાને તેણે વ્યાજબી કર્યુ છે, મરણીયા ચોરોને પકડવા માટે ઘા કર્યા શીવાય બીજો કંઇ ઇલાજ હતો નહી તેમ છતાં જો કેદીને શીક્ષા કરવામાં આવે તો પછી આ ફરીયાદીની માફક જે ચોર નાશી જવાનું યત્ન કરશે તેઓ પકડાવાના નથી, રાણી વિરૂદ્ધ પ્રતાપ, ૨ વુ. રી. પાનુ ૯

એક પોલીસ અમલદારે પોતાના ઉપરીને, ફરીયાદીનો મુચલકો લેવો કે નહી તે પુછ્યું દરમિયાન ફરીયાદીને કેદ રાખ્યો, એમાં એમ ઠરાવવામાં આવ્યું કે આ કેદ કાંઇ જા

બી કારણ શીવાયની હતી, પરંતુ એમ માલમ પડયું કે, તેણે પોતાના અખ્તીઆર ઉપરાંત પણ શુદ્ધબુદ્ધીથી કામ કરયું હતું માટે નામદાર હાઇકોરટે ઠરાવ્યું કે હકીકતપરથી ગેરવ્યાજબી અટકાવનો ગુન્હો થઇ શકતો નથી સબબ તેમાં કાંઈ બદદ્યાનત નોહોતો. ૨૪ વુ૦ રી૦ ૫૧.

એક કામમાં એક પોલીસ અમલદારે એક શખસને ગેરવ્યાજબી કેદ કરયો તે બાબત તેને શીક્ષા થઇ, અપીલમાં હાઇકોરટે એમ ઠરાવ્યુ કે ક્રી૦ પ્રો૦ કોડ કલમ ૬૧ મુજબ પોલીસ અમલદારને કોઇ શખસને ચોવીસ કલાક કરતાં વધારે વખત પેહેરામાં રાખવાનો અખત્યાર નથી એટલુજ નહી પણ કેસની હકીકત ઉપરથી કાંઇ વ્યાજબી કારણ ન હોય તો એક કલાક પણ પેહેરામાં રાખવાનો અખ્તીઆર નથી, પોલીસ અમલદારે કોઇ શખશને કેટલા વખત સુધી ગેરવ્યાજબી કેદ રાખયા તેથી તે ગુન્હાની શીક્ષા ઠરાવવા જરૂરની છે. ૬ વુ૦ રી૦ ૮૮

ગામના લોકો પોલીસના હુકમથી કોઇ શખસને પકડે તો તેને પોલીસે પકડ્યા બરોબર છે એમ સમજવું જોઇએ. વી૦ રી૦ પાનુ ૩૩.

કાંઇ કાયદેસર કામ કરતાં ઈતેકાક.

૮૦ કાંઇ કાયદેસરકામ, કાયદેસર રીતે, કાયદેસર ઉપાયોથી તથા ઘટતી સંભાળ અને ખબરદારીથી, કરતાં ઇતેફાક અથવા કમનસીબથી અને ગુનાહના ઇરાદા કે જ્ઞાન વીના થએલી કાંઇ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

**અ** એક કુહાડો લઇને મજુરીનુ કામ કરેછે, એટલામાં તેનું માથુ હાથામાંથી જુદુ થઇને ઉડીને પાસે ઉભેલા એક માણસને લાગીને તે માણસ મરી જાય, તો એ ઠેકાણે જો બરાબર ખબરદારી રાખવામાં **અ** ની તરફની કાંઇ કસુર ન હોય, તો **અ** નુ કામ માફ કરવા જેવું છે, ગુનાહ નથી એમ સમજવું.

## ટીકા

આ કલમ પ્રમાણે લાભ લેનાર સખસના કેશની હકીકત નીચે પ્રમાણે જોઇએ.

૧ જે કામ કરતો હોય તે કાયદેસર હતું.—૨ કાયદેસર રીતે કરતો હતો,

૩ કાયદાસર ઉપાયથી તથા ઘટીત સંભાળ અને ખબરદારીથી તે કરતો હતો.

૪ થએલું કૃત્ય અકસ્માત અથવા કમનસીબથી અને ગુનાહ ઇરાદા કે જ્ઞાન વગર થયું છે.

ઉપરની હકીકત શાબીત ન થાય તો આ કલમનો લાભ તોહમતવાળાને મળી શકે નહી

જે કામથી હાની થાય એવો સંભવ હોય તે કામ, ગુનાહના ઇરાદાવગર, તથા બીજી હાનીઅ અટકાવવાને કરેલું

૮૧. જો કાંઇ વસ્તુ હાની કરવાના ગુનાહના ઇરાદા વગર, તથા શુદ્ધબુદ્ધીથી શરીર અથવા મીલકતને થતી બીજી હાની અટકાવવાને અથવા તેથી તે બચાવવાને,કરી હોય, તો તે વસ્તુથી હાની થશે એવો સંભવ છે એમ જાણીને તે વસ્તુ કીધી એટલાજ સબબપરથી તે ગુન્હો છે એમ સમજવું નહી.

ખુલાસો—એવી બાબતમાં તે અટકાવવાની અથવા જેથી બચાવ કરવાનો તે હાની એવી તરેહની તથા એટલીજ નજદીકની હતી કે જે કામથી બીજી હાની થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામનું જોખમ માંથે લેવું એ કાયદેસર અથવા માફ કરવા જેવું ગણાય, એ હકીકતની બાબત છે.

દ્રષ્ટાંત.

(અ) એક આગબોટના કપતાન અને, એકાએક, તથા પોતાની તરફની કાંઇ ભુલ અથવા ગફલત વીના, એમ દીઠામાં આવે કે હું એવી સ્થાતીમાં આવી પડયોછું કે જો હું આહાડા વાહાણનો મારગ બદલું નહી તો તેને હું અટકાવી શકુ તે પેહેલાં, ૨૦ અથવા ૩૦ ઉતારૂવાળી એક બ. હોડીને એ વાહાણ લાગીને જરૂર નીચે બેસાડી દેશે, અને જો હું મારગ બદલુ તો માત્ર ૨. ઉતારૂવાળી એક ક, હોડી નીચે બેસાડી દેવાનું જોખમ માથે લેવું પડે, અને તે હોડી એવી છે કે બને તો બચી પણ શકે, હવે એ ઠેકાણે ક, હોડી નીચે બેસાડી દેવાના ઇરાદા વગર, તથા શુદ્ધબુદ્ધીથી બ, હોડી માંહેના ઉતારૂઓને બચાવવાના હેતુથી, જો અ. પોતાનો મારગ બદલે, તો, જે કામ કરેથી ક. હોડી નીચે બેશી જશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તે કામ કરેથી ક. હોડી નીચે બેશી જાય તોપણ અ, એ કાંઇ ગુન્હો કીધો એમ સમજવું નહી, પરંતુ હકીકતની બાબત દાખલ એમ માલમ પડવું જોઇએ કે જે ભયમાંથી બચવાનો તેણે ઇરાદો કરયો તે એટલો મોહોટો હતો કે, તેને લીધે તેને ક. હોડી નીચે બેસાડી દેવાનુ જોખમ માથે લીધુતે માફ થઇ શકે.

(બ) એક મોહોટી આગમાં અ; લોકોનાં ઘરો તોડી પાડે, એટલા સારૂ કે તે આગ પથરાતી અટકે; અને એ કામ તે શુદ્ધબુદ્ધીથી, માણસના જીંદગી અથવા મીલકત બચાવવાના ઇરાદાથી કરે, તો એ ઠેકાણે જો એવું માલમ પડે કે અટકાવવાની હાની એવી તરેહની તથા એટલી નજદીકની હતી કે તેથી અનુ કામ માફ થાય તો, અ. એ ગુન્હો કીધો એમ સમજવું નહી.

## ટીકા

જે હાની અટકાવવાને સામાન્ય ઇરાદા વગર તથા શુદ્ધબુદ્ધીથી બીજી હાની કરી હોય તો તેઓને જવાબદાર નહી ગણવા માટેની આ કલમ છે, જે હાની કરી હોયતે એટલી નજદીકની હોય તથા તથા એવાજ પ્રકારની હોય કે તે કરયા વગર ચાલે નહી એવું હોય ત્યારેજ તહોમતદારને આ કલમ પ્રમાણે લાભ મળી શકે.

એક વાહાંણ ભાગી પડે અને તેના પાટીયા ઉપર ચાર માણસ રહી જાય, પછી તે પાટીયું આખુ ચાલે તે વખત તે ચાર માણસનો ભાર ખમી શકે તેમ ન હોય તથા તે ચારે માણસ ડુબીમરે તેવું હોયતે તેવખત જેઓ મજબુત માણસ હોય તે બીજા નબળાને દરીયામાં નાંખી દે તો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરી શકે નહી.

કોઇ શખસ એમ કહે કે અમે ભુખે મરીએ છીએ તેથી ચોરી કરીએ છીએ એવું બાનું બતાવી આ કલમનો લાભ લઇ શકે નહી.

એક તાડ વાળાની તાડીમાંથી એક શખસ હમેશ તાડી ચોરી જતો તે ચોરને પકડવા માટે તે તાડીવાળે તાડીના ઠામમાં કાંઇ એવી હાની કરતાં ચીજ મુકી, તે તાડી જે ચોર ચોરી કરતો તે ચોરીને લઇ ગયો અને તેણે બીજાને વેચાતી આપી તે લેનાર શખસે પીધી તેથી તેને હરકત થઇ તે કામમાં ઠરાવવામાં આવ્યુ કે તાડીવાળાને આ કલમનો લાભ મળી શકતો નથી. રાણી વિરૂદ્ધ ધનીઆ. વા૦ ૫ મુ૦ હા૦ રી૦ પ્રષ્ટ ૫૯ ફોજદારી.

૭ વર્સથી ઓછી ઉમરના બાળકે કરેલુ કામ;

૮૨ સાત વર્સથી ઓછી ઉમરના બાળકે કરેલા કાંઇપણ વસ્તુ ગુન્હોહ છે એમ સમજવુ નહી.

ભવર્સથી વધારે અને બારવર્સથી ઓછી ઉમરનુ બાળક જેની અક્કલ જોઇએ એટલી પુખ્ત થઇ નથી તેનુ કામ.

૮૩ સાત વર્સથી વધારે અને બાર વર્સથી ઓછી ઉમરનુ બાળક જેની અક્કલ તે વખતે પોતાની ચાલ કેવી છે તથા તેથી શુ પરીણામ થશે એ બાબત વિચાર કરી શકે એટલી પુખ્ત થઇ નથી; તેણે કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવુ નહીં,

દીવાના શખસનુ કામ.

૮૪ જે શખસ કાંઇ કામ કરતી વખતે દીવાનગીના સબબથી, હું કેવી રીતનુ કામ કરૂંછું એ, અથવા જે કામ હુ કરૂછુ તે ખોહું છે અથવા કાયદાથી ઉલટુ છે એવું જાણી શકતો નથી તેનુ કતે કામ ગુન્હો છે એમ સમજવું નહીં

## ટીકા

કોઇ પણ મુકદમાની ચોકશી અથવા ઇનસાફ કરતાં માજીસ્ત્રેટને એમ માલુમ પડેકે તહોમતવાળો શખસ ગાંડો છે, તો તે બાબત સદરહુ માજીસ્ત્રેટે ચોકશી કરવી, અને તે જીલ્લાના શીવીલસરજન પાસે અથવા સ્થનીક સરકાર ફરમાવે એવા બીજા કોઇ વઇધક અમલદાર પાસે તે શખસની પરિક્ષા કરાવવી, અને તે ઉપરથી સદરહુ તપાસનાર વઇધક અમલદારની સાહેદ દાખલ જબાનિ લખી લેવી,

તહોમતવાળો ગાંડો છે અને તેથી કરીને તે પોતાનો જવાબક રવાને અશક્ત છે એવો સદરહુ માજીસ્ત્રેટનો મત થાય તો તેણે તે મુકદમો આગળ ચલાવવાનુ મુલતવી રાખવુ.

દિવાના શખસનિ બાબત વધારે હકીકત ક્રીમિનલ પ્રોસિજર કોડ બા ૩૪ મો જુઓ, કલમ ૪૬૪ થી ૪૭૨

પોતાની ખુશી ન છતાં થએલીકેફના સબબથી જે શખસ વીચાર કરવાને અશક્ત થયો છેતેનુ કામ.

૮૫ જે શખસ કાંઇ કામ કરતી વખતે કેફના સબબથી હું કેવી રીતનુ કામ કરૂ છું એ, અવવા હું જે કામ કરૂ છું તે ખોટુ છે અથવા કાયદાથી ઉલટુ છે એવું જાણી શકતો નથી તેનું કરલું તેકામ ગુન્હો છે એમ સમજવું નહીં પણ જે વસ્તુથી તેને કેફ ચહડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવાડી હોય તો.

## ટીકા

પોતાના અજાણ પણાથી કોઇ શખસ કાંઇ કેફિ ચિજ ખવરાવી જાય, તે કેફ વ્યાખ્યાથી કેફનાજ સબબથી તે શખસ કાંઇ ગુન્હો કરે તો તે ગુન્હાને માટે તે શખસ જવાબદાર નથી પણ કેફ પોતાની ખુશીથી કરીને કાંઇ ગુન્હો કરે, તો તેને આ કલમનો લાભ મળી શકતો નથી કેમકે તે કેફ તેને પોતાનિ ખુશીથી કરી હતી,

જે ગુન્હામાં અમુક ઇરાદો અથવા જ્ઞાન જોઇતુ હોય, તે ગુનાહ જેને કેફ ચહડી હોય એવા માણસે કરેલો.

૭૬ જે જે બાબતોમાં કાંઇ કામ અમુક જ્ઞાન અથવા ઇરાદાથી કરયું ન હોય તો તે ગુન્હો ન ગણાય એવુ હોય તે તે બાબતોમાં જે સખસ કેફની હાલતમાં હોઇને તે કામ કરે તે શખસની ઉપર જાણે તેને કેફ ન. ચહડી હોતતો જે જ્ઞાન તેને હોત તેજ જ્ઞાન તેને હતું એમ સમજીનેજ અમલ થવાને તે લાયક થશે; પણ જે વસ્તુથી તેને કેફ ચહડી તે વસ્તુ તે ન જાણે એમ અથવા તેની ખુશી ન છતાં તેને ખવડાવી ન હોય તો.

જે કામથી મોત

૮૭. જે વસ્તુથી મોત અથવા મહા વ્યથા કરવાનો ઇરાદો કરયો

અથવા મહાવ્યથા કરવાનો ઇરાદો કરયો નથી, અથવા તે થશે એવો સંભવ જાણ્યામાં નથી, એવું કામ રજામંદીથી કરેલું.

નથી, અને જેથી મોત અથવા મહાવ્યથા થશે એવો સંભવ છે એમ તેહેનો કરનાર જાણતો નથી, તે વસ્તુ કરવાથી, થતી હાની ખમવાની જે શખસે સાફ રીતે અથવા અર્થાંત સમજાય એવી રીતે રજામંદી આપી હોય એવા અઢાર વર્ષથી વધારે ઉમરના કોઇ શખસને કાંઇ હાની થાય અથવા કાંઇ હાની કરવાનો તે વસ્તુ કરનારે ઇરાદો કરયો હોય, તે હાનીના સબબથી, અથવા એવા જે ખખસે તે હાનીનું જોખમ માથે લેવાની રજામંદી આપી હોય તે સખસને તે વસ્તુથી કાંઇ હાની થશે એવો સંભવ છે એમ તે વસ્તુ કરનાર જાણતો હોય, તે હાનીના સબબથી, તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

**અ** તથા **ઝ** અમથા રમતને સારૂ એક બીજા સાથે પટો ખેલવાનું કબુલ કરે, તો, એ કબુલાતમાં અરથાંત હરએકની એવી રજામંદી સમજાય છે કે, વગર દગલબાજી એ તે પટો ખેલતાં જે હાની થાય તે ખમવી; હવે **અ** થી વ્યાજબી રીતે ખેલતાં **ઝ** ને કાંઇ વ્યથા થાય, તો **અ** એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી

## ટીકા.

અમુક શખસને કાંઇ કૃત્ય કરવાને રજા આપતી વખત, રજા આપનાર શખસ એમ જાણતો નથી કે આ રજા આપવાથી મને કાંઇ હાની પડશે, અને તે હાની થયાનું જાણતો હોય તો રજા આપેજ નહી એ સાધારણ માધારણ માણસના સમજવામાં પણ હોય છે.

એક શાહુકાર શેહેરની બાહાર ગાડીમાં બેશીને ફરવા જાય છે, ત્યાં પોતાના ગાડી હાંકનાર ચાકરને એવી ફરમાશ કરે છે કે, તું ગાડી ખુબ જોસમાં દોડાવ્ય, તે મુજબ તે ગાડી હાંકનાર ચાકર ગાડી દોડાવે અને તેથી તે ગાડી ઉપલા પડવાથી તે શાહુકારને વ્યથા થાય અગર તે મરી જાય તો તેથી તે ગાડી હાંકનાર ગુન્હેગાર થાય નહી, પણ જો તે ગાડી હાંકનાર શખસ કાંઇ કપટથી પોતાના શેઠને એમ કેહે કે અહીંયાં ગાડી દોડાવાથી રમુજ પડશે એમ કહી જાણી જોઇને તે શેઠને નુકશાન કરવાના ઇરાદાથી ગાડી દોડાવતાં કાંઇ જોખમ લાગે તો તેથી કરી તે ગુન્હેગાર થઇ શકે છે, વળી તેના શેઠની મનાઇ છતાં તે કૃત્ય તે કરે તોપણ તે ગુન્હેગાર ઠરી શકે છે.

કેઇ શખસને કાંઇ કેફ ખવરાવી તેની પાસેથી કેફની હાલતમાં રજામંદી મેળવીને કરેલું કૃત્ય ગુન્હો થાય છે.

જે કામથી મોત થાય એવો ઇરાદો કરયો નથી, તે કામ રજામંદીથી તથા શુદ્ધબુદ્ધીથી કોઇ શખસના ફાયદા માટે કરેલું.

૮૮. જે વસ્તુથી મોત થાય એવો ઇરાદો કરયો નથી તે વસ્તુથી થતી હાની ખમવાની અથવા તે હાનીનું જોખમ માથે લેવાની જે શખસે, સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે, રજામંદી આપી હોય, તે સખસના ફાયદાને માટે શુદ્ધબુદ્ધીથી તે કરવામાં તે શખસને કાંઇ હાની થાય, અથવા તેને કાંઇ હાની કરવાનો ઇરાદો તે કરનારે કરયો હોય, અથવા તેને તેથી કાંઇ હાની થશે એવો સંભવી છે એમ તે કરનારે જાણ્યું હોય, તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

અમુક શસ્ત્ર ક્રિયા કરવાથી **ઝ** નું મોત થશે એવો સંભવ છે એમ જાણીને, પણ **ઝ** નું મોત આણવાનો ઇરાદો ન કરતાં અને **ઝ** કાંઇ દુખ કારક રોગથી

પીડા પામે છે તેને ફાયદો થાય એવા ઇરાદાથી, શુદ્ધબુદ્ધીએ ઝ ની રજામંદી લેઇને ઝ ની ઉપર તે શસ્ત્રક્રિયા આ ડાકતર કરે; તો આ એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી.

કોઇ બાળક અથવા દિવાનાના ફાયદામાટે, તેના વાલીએ અથવા વાલીની રજામંદીથી બીજા શખસે શુદ્ધબુદ્ધીથી કરેલું કામ.

૮૯. કોઇ બાર વર્ષથી ઓછી ઉમરના અથવા દીવાના શખસના ફાયદાને માટે, તે શખસનો જે વાલી હોય અથવા જે બીજા શખસના કાયદેસર હવાલામાં તે શખસ હોય તે અથવા તેની સાફ રીતે અથવા અર્થાત સમજાય એવી રીતે રજામંદી લેઇને કોઇ બીજો શખસ, શુદ્ધબુદ્ધીથી, કાંઇ વસ્તુ કરે. અને તે વસ્તુથી તે સખસને કાંઇ હાની થાય અથવા તેને કાંઇ હાની કરવાનો ઇરાદો તે કરનારે કરયો હોય, અથવા તેને તેથી કાંઇ હાની થશે એવો સંભવ છે એમ તે કરનારે જાણ્યું હોય, તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવુ નહી; પરંતુ.

શરતો.

પેહેલી—ઇરાદાથી મોત આણવાને, અથવા મોત આણવાની કોશીશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

બીજી— કાંઇ વસ્તુનો કરનાર શખસ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે, તે વસ્તુ મોત અથવા મહાવ્યથા અટકાવવાના, અથવા કાંઇ મોટો રોગ કે અશક્તતા દુર રવાના કારણથી કાંઇ બીજા કારણ માટે, તે શખસ કરે, તેને આ અપવાદ લગુ પડશે નહી.

ત્રીજી=મોત અથવા મહાવ્યથા અટકાવવાનાં, અથવા કાંઇ મોટો રોગ કે અશક્તતા દુર કરવાના, કારણ શિવાય બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાને, અથવા મહાવ્યથા કરવાની કોશીશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

ચોથી=જે ગુનોહ કરવાને આ અપવાદ લાગુ પડતો નથીં તે ગુનોહ કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહી.

દ્રષ્ટાંત.

આ શુદ્ધબુદ્ધિથી પોતાના બાળકના ફાયદાસારૂ પોતાના બાળકની રજામંદી શીવાય, તેની પથરી કઢાવવાને તેની જાંગ એક ડાકતર પાસે ચીરાવે, અને તે એમ જાણતો હોય કે એ શસ્ત્રક્રિયાથી એ બાળકનુ મોત થશે એવો સંભવ છે, પણ તે બાળકનો જીવ જાય એવો તેનો ઇરાદો ન હોય, તો આ આ અપવાદમાં દાખલ થાય છે કેમકે તેહેની મતલબ પોતાના બાળકનો રોગ જાય એ છે.

દેહેશત અથવા ખોટી સમજથી અપાઇ એવી જાણેલી રજામંદી.

૯૦ કાંઇ નુકશાનની દેહેશતથી અથવા હકીકતના ખોટી સમજથી કાંઇ રજામંદી કોઇ શખસથી અપાઇ હોય, અને તે રજામંદી તેવી દેહેશતથી અથવા ખોટી સમજથી અપાઇ છે એમ તે કામ કરનાર શખસ જાણતો હોય, અથવા એમ માનવાનું તેને કારણ હોય, અથવા,

બાળક અથવા દીવાના શખસની રજામંદી.

જે શખસ દીવાનગી અથવા કેફના સબબથી જે કામ બાબત પોતાની રજામંદી આપતો હોય તે કામ કેવી તરેહનું છે તથા તેનો પરીણામ કેવો થશે એમ સમજવાને અશક્ત હોય એવા શખસે રજામંદી આપી હોય. અથવા વાક્ય સબંધી એથી ઉલટું ન દેખાય તો, બાર વરસથી ઓછી ઉમરના કોઇ શખસે રજામંદી આપી હોય, તો તે ર

જામંડીને આ કાયદાની કોઇ પણ કલમમાં લખેલી રજામંદી જેવી સમજવી નહીં.

રજામંદી આપનાર શખ્શને થનારી હાનીના સબંધ વિના પણ જે કામો ગુન્હો છે. તે કામોને ૮૭ ૮૮ તથા ૮૯ મી કલમો માંહેલા અપવાદો લાગુ પડતા નથી.

૯૧. જે શખ્સ રજામંદી આપતો હોય, અથવા જેની વતી રજામંદી આપી હોય, તે શખ્સને તે હાની થાય અથવા જે હાની કરવાનો ઇરાદો થયો હોય, અથવા જે હાની થશે એવો સંભવ છે એમ જાણવામાં આવ્યું હોય, તે હાનીના સબંધ વિના પણ જે કામો ગુન્હા છે, તે કામોને ૮૭, ૮૮ તથા ૮૯ મી કલમો માંના અપવાદો લાગુ પડતા નથી.

દૃષ્ટાંતો.

(શુધ્ધબુધ્ધીએ કાંઇ સ્ત્રીનો જીવ બચાવવાના હેતુથી ન કરયો હોય, તો] તે સ્ત્રીને તેથી કાંઇ હાની થાય અથવા કાંઇ હાની કરવાનો ઇરાદો કરયો હોય તે હાનીના સબધ વીના પણ, ગર્ભપાત કરવો એ ગુન્હો છે. માટે "તે હાનીના સબબથી" કાંઇ તે ગુન્હો નથી; અને તે સ્ત્રી અથવા તેના વાલીની રજામંદી લેઇને તેનો ગર્ભપાત કરયો હોય તો તે રજામંદીથી તે કામ ગુન્હો નહી એમ થતું નથી.

કોઇ સખ્સની વગર રજામંદીએ તેના ફાયદાસારૂ શુધ્ધબુધ્ધીએ કરેલું કામ.

૯૨. જે શખ્સના ફાયદા સારૂ કાંઇ વસ્તુ કરવી છે તે એવી હાલતમાં આવી પડયો હોય કે તેથી રજામંદી બતાવી શકાતી ન હોય, અને કોઇ વાલી અથવા તેને કાયદેસર હવાલામાં રાખનારો કોઇ બીજો શખ્સ ન હોય કે તે વસ્તુ કરેથી ફાયદા થાય એ રો વખતસર તેની રજામંદી મેળવી શકાય, તો તેવી વેળાએ, શુધ્ધબુધ્ધીથી તે શખ્શના ફાયદાને સારૂ તેની રજામંદી વગર કાંઇ વસ્તુ કરી હોય તે, તેથી તે સખ્સને કાંઇ હાની થાય તે હાનીના સબબથી, ગુન્હો છે એમ સમજવું નહી. પરંતુ—

શરતો

પેહેલી ઇરાદાથી મોત આણવાને, અથવા મોત આણવાનો કોશીશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી.

બીજી—કાંઇ વસ્તુનો કરનાર શખ્શ એમ જાણતો હોય કે એથી મોત આવે એવો સંભવ છે. તે વસ્તુ, મોત અથવા મહાવ્યથા અટકાવવાના: અથવા કાંઇ મોટો રોગ કે અશક્તતા દૂર કરવાનાં કારણથી કાંઇ બીજા કારણ માટે તે શખ્સ કરે, તેને આ અપવાદ લાગુ પડશે નહી.

ત્રીજી—મોત અથવા વ્યથા અટકાવવાના કારણથી કાંઇ બીજા કારણ માટે બુદ્ધિપુર્વક વ્યથા કરવાને અથવા વ્યથા કરવાની કોશીશ કરવાને, આ અપવાદ લાગુ પડશે નહી,

ચોથી—જે ગુન્હો કરવાને આ અપવાદ લાગુ પડતો નથી, તે ગુન્હો કરવામાં મદદગારી કરવાને પણ એ લાગુ પડશે નહી.

દષ્ટાંત.

(અ] ઝ. પોતાના ઘોડાપરથી પડીને બેહોશ થઇ જાય, અને તેવામાં અ, દાકતર ત્યાંહાં આવી પોહોચે ને તેના વિચારમાં એમ આવે કે ઝ, ની ખોપરી કાપવી જોઇએ. પછી ઝ. ને વિચાર કરવાની શક્તી પાછી આવતાં પેહેલાં અગર અ. ઝનુ મોત આણવાના ઇરાદાથી નહી પણ શુધબુધીથી, ઝ, ના ફાયદાને માટે ઝ.

ની ઓપરી કાપે, તો અ. એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી.

(બ) ઝ, ને એક વાઘ લેઇ જાય છે તે જોઇને અ. તે વાઘને તાકીને ગોળી મારે; અને તે ગોળીથી ઝ, નો જીવ જાય એવો સંભવ છે એમ જાણીને, પણ ઝ, નો જીવ લેવાના ઇરાદાથી નહી, અને શુધબુધ્ધિએ ઝ. ને ફાયદો કરવાના ઇરાદાથી તે ગોળી મારે અને તેની ગોળીથી ઝ, ને તેનો જીવ જાય એવું જખમ લાગે, તો અ. એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવુ નહી.

(ક) એક બાળક એકાએક એવી આફતમાં આવી પડે, કે તેની ઉપર તુરત કાંઇ શસ્ત્રક્રિયા ન થાયતો તેનો જીવ જાય એવો સંભવ હોય, અને તે બાળકના વાલીની રજા લેવાની વેળા ન હોય, એવી હાલત જોઇને તે બાળકના કાલાવાલાપર નજર ન રાખતાં શુદ્ધબુદ્ધિએ, તે બાળકના ફાયદાને માટે અ. દાકતર તે શસ્ત્રક્રિયા કરે. તો અએ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી.

(ડ) એક ઘરને આગ લાગી છે. તે ઘરમાં અ, છે તથા ઝ, એક બાળક છે. એવામાં લોક નીચેથી એક ચાદર પેહોળી કરીને પકડી રહે, અને અ. તે બાળકને તે ઘરના છાપરાપરથી નીચે નાંખે, એવું જાણીને કે નીચે પડેથી એ બાળકનો જીવ જાય એવો સંભવ છે, પણ તે બાળકનો જીવ લેવો એવો તેનો ઇરાદો ન હોય અને શુધબુદ્ધીએ તે બાળકને ફાયદો કરવાનો ઇરાદો તેણે કરયો હોય, તો એ ઠેકાણે અગર પડવાથી તે બાળકનો જીવ જાય તોપણ, અ. એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી.

ખુલાસો—ફકત પઇસાની તરફનો ફાયદો થતો હોય તેને ૮૮, ૮૯ તથા ૯૨ મી કલમોના અર્થ પ્રમાણેનો ફાયદો સમજવો નહી.

શુધબુધ્ધિએ કાંઇ કહેવું.

૯૩. કોઇ શખસના ફાયદાને સારૂ તેને સુધબુધ્ધિએ કાંઇ કહેવામાં આવે, અને તેથી તે શખસને કાંઇ હાની થાય, તો તે હાનીના સબબથી તે કેહેવું ગુન્હો છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

એક માંદા માણસને તેનો દાકતર અ. શુધબુધ્ધિએ પોતાનો અભિપ્રાય કહે કે તું જીવી શકવાનો નથી, અને તે હબકથી તે માંદો માણસ મરી જાય તો અગર અને ખબર હતી કે એ પ્રમાણે કેહેવાથી તે માંદા માણસનુ મોત થાય એવો સંભવ છે તોપણ, અ, એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી.

જે કામ કોઇ સખસને ડરથી કરવુ પડે.

૯૪. ખુન તથા રાજ્ય વિરૂદ્ધ જે ગુન્હાઓને માટે મોતની શીક્ષા ઠરાવેલી છે તે ગુન્હાઓ શીવાય, જે કામ કોઇ શખસને કાંઇ ધમકીને લીધે કરવું પડે અને તે ધમકી એવી હોય કે જેથી તે કામ કરતી વેળાએ તે શખસના મનમાં કારણસર એવી દેહેસત પેદા થાય કે જો હું એ કામ નહી કરીશ તો મારૂ તત્કાલિક મોત થશે, તો તે કામ ગુન્હો છે એમ સમજવું નહી; પણ તે કામ કરનાર શખસ પોતાની ખુશીથી અથવા પોતાને તાત્કાલિક મોત કરતાં કાંઇ ઓછી હાનીના કારણસર દેહેશતથી એવી હાલતમાં પોતે આવ્યો હોય કે તેથી તેની ઉપર તે દાબ થયો હોય એમ ન થવું જોઇએ.

ખુલાસો ૧ લો—જે શખસ પોતાની ખુશીથી, અથવા માર મારવાની ધમકીના સબબથી, આ માણસો ડાકાઇટ છે એમ જાણીને, તે ડાકાઇટોની ટોળીમાં ભળે, અને પછી કાયદા મુજબ ગુન્હો હોય એવી કોઇ વસ્તુ તેના શોબતીઓના જોરથી તેને કરવી પડે

તો તેને અપવાદનો ફાયદો મળી શકતો નથી.

ખુલાસો ૨ જો—કોઇ શખસને ડાકાઇટોની એક ટોળી પકડે, અને તેને તુરત મારી નાંખવાની ધમકી દેખાડીને કાયદા મુજબ ગુન્હો હોય એવી કાંઇ વસ્તુ તેની પાસે કરાવે, જેમકે કોઇ લુહાર પાસે તેના હથીયાર લેવાડીને પોતે કોઇ ઘરમાં પેશીને તે લુટી લેવા સારૂ તે ઘરનાં બારણાં ઉઘડાવે, તો તેને આ અપવાદનો ફાયદો મળી શકે છે.

જુજ હાની થાય એવું કામ. ૯૫. કાંઇ વસ્તુથી કાંઇ હાની થાય અથવા કાંઇ હાની કરવાનો ઇરાદો કરયો હોય, અથવા કાંઇ હાની થશે એવો સંભવ જાણ્યામાં હોય, પણ તે હાની એટલી જુજ હોય કે સાધારણ સમજ તથા સ્વભાવનો કોઇ સખસ તે હાની બાબત ફરીયાદ કરે નહી, તો તે હાનીના સબબથી તે વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

ખાનગી બચાવના હક બાબત.

ખાનગી બચાવમાં કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હો નથી. ૯૬. ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી કાંઇ પણ વસ્તુ ગુન્હો છે એમ સમજવું નહી.

શરીર તથા મીલકતના ખાનગી બચાવનો હકક. ૯૭. હરએક શખસને નીચે લખેલો બચાવ કરવાને હક છે, પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદ લાગુ પડે છે:—

પેહેલો—શરીર સબંધી કોઇપણ ગુન્હાથી પોતાના અથવા બીજા કોઇ પણ શખસના શરીરનો બચાવ.

બીજો—ચોરી, અપહરણ, બીગાડ, અથવા સામાધ પ્રવેશ, એ ગુન્હાઓના લક્ષણોમાં દાખલ થઇ શકે એવો ગુન્હો જે કામ હોય, અથવા જે કામ ચોરી, અપહરણ, બીગાડ, અથવા સામાધ પ્રવેશ કરવાની કોશીશ હોય, તે, કામથી પોતાના અથવા બીજા કોઇ પણ શખસની સ્થાવર કે જંગમ મીલકતનો બચાવ.

## ટીકા.

બંને બાજુ તરફથી હુલડ કરવું આગાઉથી ધારી રાખ્યું હોય અને તે હુલડમાં જે પરીણામ થાય તે ખાનગી બચાવનો હક થતો નથી, રાણી વિ. ઓરાવ અને બીજાઓ, વી૦ રી૦ ૭ પ્રષ્ટ ૩૪ (ફોજદાર)

એક શખસે ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં એક જણને મારી નાંખ્યો જેથી તેણે કંઇ ગુન્હો કરયો નથી એવું ઠરયુ અને જ્યારે એ શખસે ગુન્હો કરયો નથી ત્યારે બીજા શખસોએ એ મડદુ છુપાવી મદદગારી કરી છે તેઓએ પણ ગુન્હો કરયો નથી: રાણી વિ. પેસકુમીશીઓ, વી. રી. પ્રષ્ટ ૪૨.

દીવાના શખસ વગેરેના કામથી ખાનગી બચાવનો હક. ૯૮. જે કામ બીજી હાલતમાં થએથી અમુક ગુન્હો ગણાય એવું હોય, તે જો તે કામના કરનારની નહાની ઉમરના, બુદ્ધિની કચાઇના, અથવા દિવાનગીના શબબથી, અથવા તેને કેફ ચઢી હોય, અથવા તે શખસની કાંઇ ખોટી સમજ હોય તે સબબથી તે ગુન્હો થઇ શકતું ન હોય, તોપણ જાણે તે કામ તે ગુન્હો હોય એવી રીતે તેથી ખાનગી બચાવ કરવાનો હરએક શખસનો તેવોજ હક છે.

દ્રષ્ટાંત.

(અ) દીવાનગીના જોરથી જ અ ને જીવ લેવાની કોશીશ કરે, તો જ એ કાંઇ

ગુનોહ કરયો એમ સમજવું નહી, પણ જે કહ્યો હોય એવીજ રીતે ખાનગી બચાવનો આ નો હક છે.

(બ) જે ઘરમાં પેસવાનો આ નો કાયદા પ્રમાણે હક છે તે ઘરમાં, આ રાતના વખતે પેસે જે શુધબુધીએ, આ ને ઘર ફેડનારા સમજીને આ ની ઉપર હુમલો કરે, તો એ ઠેકાણે આ ખોટી સમજને લીધે આ ની ઉપર હુમલો કરવાથી જે એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહી પણ જે તે ખોટી સમજથી કામ ન કરતો હોય એવીજ રીતે જે ની સામા ખાનગી બચાવનો આ નો હક છે.

કીયાં કામેથી ખાનગી બચાવ કરવાનો હક નથી.

૯૯. પેહલી--જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઇ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદાની રીતથી શુધબુધિએ અમલ કરતાં જો અથવા કરવાની કોશીશ કરે, તો, પછી તે કામ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ તે કામથી ખાનગી બચાવનો હક નથી.

બીજી--જે કામથી મોત અથવા મહાવ્યથા થવાનો કારણસર ભય ઉત્પન્ન થતો નથી એવું કાંઇ કામ કોઇ સરકારી નોકર પોતાના હોદાની રીતથી શુધબુધિએ અમલ કરતાં કરેલા હુકમ ઉપરથી જો કોઇ કરે અથવા કરવાની કોશીશ કરે, તો, પછી તે હુકમ બરાબર કાયદા મુજબ ન હોય તોપણ. તે કામથી ખાનગી બચાવનો હક નથી.

ત્રીજી--સરકારી અધીકારીઓનો આશરો માગવા જવાની વેળા હોય એવી બાબતોમાં ખાનગી બચાવનો હક નથી.

કેટલી હદ સુધીએ હક અમલમાં લાવી શકાય.

ચોથી--કોઇ પણ બાબતમાં બચાવ કરવાનાં કારણસર કરવી જરૂર હોય તે કરતાં વધારે હાનિ કરવા સુધીનો ખાનગી બચાવનો હક નથી.

ખુલાશો ૧ લો--આ કામ કરનારો સરકારી નોકર છે એવું જે શખસ જાણતો નથી અથવા એવું માનવાનું જેને કારણ નથી તે સખસનો, તે સરકારી નોકર જે કામ કરે અથવા કરવાની કોશિશ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી.

ખુલાસો ૨ જો--આ કામ કરનારો માણસ કોઇ સરકારી નોકરના હુકમથી એ કરે છે એવું જે શખસ જાણતો નથી, અથવા એવું માનવાનું જેને કારણ નથી અથવા હું ફલાણા અખત્યારથી એ કામ કરૂં છું એમ તે માણસ કેહે નહીં, અથવા, અગર તે અખત્યાર લખેલો હોય તો, માગેથી તે અખત્યાર બતાવે નહીં તો તે શખસનો તે સરકારી નોકરના હુકમથી તે માણસ જે કામ કરે અથવા કરવાની કોશોશ કરે તે કામથી ખાનગી બચાવનો હક જતો નથી.

શરીરના ખાનગી બચાવનો હક મોત, કરતાં સુધી કયારેપ હોય છે.

૧૦૦ જે ગુન્હા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે ગુન્હો જો નીચે લખેલા પ્રકારોમાંનો કોઇપણ પ્રકારનો હોય તો હુમલો કરનારને બુદ્ધિપુર્વક મોત અથવા બીજી કાઇપણ હાની કરતા સુધી શરીરના ખાનગી બચાવનો હક પોહોંચે છે, પણ તે હકને ઉપલી કલમમાં લખેલી હદો લાગુ પડે છે ગુન્હાઓના પ્રકારો:--

પેહેલે--જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય, તો, તેનો પરીણામ મોત થશે; હેવો કારણસર ભય જેથી ઉત્પન થાય એવો હુમલો.

બીજો--જો બચાવનો હક એટલે સુધી અમલમાં ન લવાય તો તેનો પરીણામ મહાવ્યથા થશે હેવો કારણસર ભય જેથી ઉત્પન થાય એવો હુમલો.

ત્રીજો--બળાત્કારસંભોગ કરવાના ઇરાદાથી હુમલો.

ચોથો--સૃષ્ટીક્રમ વિરૂદ્ધ મઇથુનેચ્છા પુરણ કરવાંના ઇરાદાથી હુમલો.

પાંચમો--મનુષ્યહરણ અથવા મનુષ્યનયન કરવાના ઇરાદાથી હુમલો.

છઠો=કોઇ શખ્સને ગેરવ્યાજબી રીતે કેદ કરવાના ઇરાદાથી, હુમલો, અને તે એવી હાલતમાં હોય કે તેથી પેલા શખ્સને કારણસર એવો ભયઉત્પન થય કે પછી એ કેદમાં થી છુટવાને સારૂ સરકારી અધીકારીઓને અરજ કરવાનું માહારાથી બની શકશે નહીં.

તે હક મોતસીવા યના કાંઇ બીજી હા નીકરતાં સુધી કયા રે પોહોચે છે.

૧૦૧ જો ગુન્હો ઉપલી કલમમાં લખેલા પ્રકારોમાંનો કોઇપણ પ્રકારનો નહીં હોય; તો શરીરના ખાનગી બચાવનો હક હુમલો કરનારને બુદ્ધિપુર્વક મોત કરવા સુધી પોહોચતો નથી; પણ હુમલોકરનારને મોત શીવાયની બુદ્ધિપુર્વક કાંઇ બીજી હાની કરતા સુધી પોંહોચે છે અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદ્દ લાગુ પડે છે.

શરીરના ખાનગી બચાવના હકનીશરૂઆત અને તેનુ જારી રેહેવુ.

૧૦૨ અગર ગુન્હો થયો નહીં હોય તો પણ ગુન્હા કરવાની કાંઇ કોશીશ અથવા ધમકીથી શરીરને જોખમ પોંહોચવાનો કારણસર ભય ઉત્પન થાય કે તરત શરીરના ખાનગી બચાવનો હક શરૂ થાય છે અને જ્યાં સુધી શરીરને જોખમનો તે ભય જારી રેહે ત્યાં સુધી તે હક જારી રેહે છે.

મિલકતનાખાનગી બચાવનો હક. મોત કરતાં સુધી કયારે પોંચે છે.

૧૦૩ જે ગુન્હો કરવા અથવા જેની કોશી કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે, તે ગુન્હા જો નીચે લખેલા પ્રકારોમાંનો કોઇપણ પ્રકારનો હોય, તો ગુન્હા કરનારને બુદ્ધિપુર્વક મોત અથવા બીજી કાંઇપણ હાનિ કરતા સુધી મીલકતના ખાનગી બચાવનો હક પોંહોચે છે પણ તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદ્દ લાગુ પડે છે. ગુન્હાઓના પ્રકારઃ--

પેહેલો=અપહરણ.

બીજો=રાતને વખતે ઘર ફોડવું.

ત્રીજો=કોઇ ઇમારત, તંબુ, અથવા વાહાણ માણસનાં ઘર દાખલ વપરાતુ હોય, અથવા મીલકત રાખવાની જગા દાખલ વપરાતુ હોય, તે ઇમારત, તંબુ અથવા વાહાણ પર આગથી બીગાડ કરવો.

ચોથો=ચોરી, બિગાડ, અથવા ગ્રહપ્રવેશ, અને તે એવી હાલતમાં કરવો કે, તેથી કારણસર એવો ભય ઉત્પન થાય કે જો ખાનગી બચાવનો તે હક અમલમાં નહીં લવાય તો તેનો પરીણામ મોત અથવા મહાવ્યથા થશે.

તેહક મોત શીવાયની બીજી કાંઇહાની કરતાંસુધી કયારે પોંહોચે છે.

૧૦૪ જે ગુન્હો કરવા અથવા જેનો કોશીશ કરવા ઉપરથી ખાનગી બચાવનો હક અમલમાં લાવવો પડે તે જો ઉપલી કલમમાં લખેલા પ્રકારો માના કોઇપણ પ્રકારની ચોરી બીગાડ અથવા ગ્રહ પ્રવેશ નહીં હોય, તો તે હક બુદ્ધીપુર્વક મોત કરતાં સુધી પહોંચતો નથી, પણ ગુન્હેગારને મોત શીવાંયની બુદ્ધીપુર્વક બીજી કાંઇ પણ હાની કરતા સુધી પોંહોચે છે, અને તે હકને ૯૯ મી કલમમાં લખેલી હદ્દ લાગુ પડે છે.

મીલકતના ખાનગી બચાવના હક

૧૦૫ પેહેલી--જ્યારથી કાંઇ મીલકતને જોખમનો કારણસર ભય ઉત્પન થાય ત્યારથી તે મીલકતના ખાનગી બચાવનો હક શરૂ

ની શરૂઆત અને થાય છે,
તેનુ જારી રેહેવું.

બીજી=ચેરીથી મીલકતના ખાનગી બચાવનો હક, મીલકત લઇને ગુન્હેગાર નાશી જાય અથવા સરકારી અધીકારીઓનો આશરો મળે અથવા તે મીલકત પાછા હાથ લાગે, ત્યાં સુધી જારી રેહે છે.

ત્રીજી=અપહરણથી મીલકતના ખાનગી બચાવનો હક જ્યાં સુધી ગુન્હેગાર કોઇ શખસને મોત અથવા વ્યથા; અથવા ગેરવ્યાજબી અટકાવ કરે અથવા કરવાનો કોશીશ કરે અથવા જ્યાં સુધી તાત્કાલિક મોતનો અથવા તાત્કાલિક વ્યથાનો, અથવા શરીર સંબંધી તાત્કાલીક અટકાવનો ભય જારી રેહે ત્યાં સુધી જારી રેહે છે.

ચોથી=સામાન્ય પ્રવેશ અથવા બીગાડથી મીલકતના ખાનગી બચાવનો હક જ્યાં સુધી ગુન્હેગાર સામાન્યપ્રવેશ અથવા બીગાડ કરવામાં જારી રેહે ત્યાં સુધી જારી રેહે છે.

પાંચમી=રાતને વખતે ઘર ફોડવાથી મિલકતના ખાનગી બચાવનો હક તે ઘર ફોડવાથી શરૂ થએલા ગ્રહપ્રવેશ જ્યાં સુધી જારી રેહે ત્યાં સુધી જારી રેહે છે.

કોઇ બેગુન્હા શખસને હાની થવાનું જોખમ હોય એવી વેળાએ જીવલે એવા હુમલાથી ખાનગી બચાવનો હક.

૧૦૬ જો કાંઇ હુમલો એવો થાય કે તેથી મોતનો કારણસર ભય ઉત્પન થાય અને તે હુમલથી ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં પોતાનો બચાવ કરનાર સખસ એવી હાલતમાં આવી ગયેલો હોય કે કોઇ બેગુન્હા સખસને હાની કરવાના જોખમ શીવાયનથી તે હક ધારયુ થાય એવી રીતે અમલમાં લાવી શકાય નહીં, તો તે જોખમમાં પડતા સુધી ખાનગી બચાવનો તેનો હક પોંહાચે છે.

દ્રષ્ટાંત.

અ. ની ઉપર એક ટોળીએ હુમલો કરયો છે, અને તેઓ તેનું ખુન કરવાની કોશિશ કરે છે. તે ટોળાની ઉપર બંદુક છોડયા શિવાય ધારેલું થાય એવી રીતે ખાનગી બચાવનો હક અ, અમલમાં લાવી શકે એવું નથી, અને તે ટોળામાં કેટલાંએક બાળક છોકરાં છે તેઓને હાનિ કરવાના જોખમ શિવાય આ બદુક છોડી સકતો નથી જો અ. થી તે છોકરાઓ માંના કોઇ છોકરાઓને કાંઇ હાનિ થાય, તો, અ, એ કાંઇ ગુન્હો કરયો એમ સમજવું નહુ.

---

## બાબ ૫ મો

### મદદગારી બાબત

કાંઇ વસ્તુમાં મદદગારી.

૧૦૭. કાંઇ વસ્તુ સબંધી નિચે લખ્યા પ્રમાણે જે માણસ કરે તે માણસે તે વસ્તુ કરવામાં મદદગારો કરી એમ સમજવુ—

પેહેલું=જે માણસ તે વસ્તુ કરવાને કોઇ સખસને ઉશકેરે; અથવા—

બીજુ—જે માણસ તે વસ્તુ કરવા સારૂ કોઇ સખસ અથવા સખસોનો સાથે કાંઇ મશ્વરતમાં સામિલ થાય; પણ કે કયારે કે તે મશ્વરત મુજબ, તથા તે વસ્તુ કરવા માટે, કાંઇ કામ અથવા કાયદા વિરૂધ્ધ કસુર કરવામાં આવે તો અથવા

ત્રીજું=જે માણસ, કાંઇ કામ અથવા કાયદા વિરૂધ્ધ કસુર કરીને તે વસ્તુ કરવામાં ઇરાદાથી સહાય કરે.

ખુલાશો ૧ લો=અગર કોઈ સખસ જાણીજોઇને કાંઇ કેઇ વાત કહીને, અથવા જે જરૂરની હકિકત જાહેર કરવાની પોતાની ફરજ હોય તે હકીકત જાણી જોઇને છુપાવીને, બુધિપુર્વ

કે કાંઇ વસ્તુ કરાવે અથવા કરાવવાની કોશિશ કરે, તો તેણે તે વસ્તુ કરવાની ઉશ્કેરણી કરી એમ સમજવું.

દ્રષ્ટાંત.

અ, એક સરકારી અમલદાર છે, તેને એક ઇનસાફની કોરટમાંથી વારંટ મળેલું છે. તે વારંટ મુજબ ઝ. પકડવાનો અ, નો અખત્યાર છે, હવે એ હકિકત જાણ્યા છતાં, તથા ક, તે ઝ, નથી એ પણ જાણ્યા છતાં બ, અ, ને જાણી જોઇને એમ કહે કે ક, તે ઝ છે, અને એમ કરીને ઇરાદાથી અ. ની પાસે ક, ને પકડાવે, તો એ ઠેકાણે બ, એ ઉશ્કેરણીથી ક ને પકડવામાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો ૨ જો—કાંઇ કામ કરતાં પેહેલાં, અથવા કાંઇ કામ કરતી વખતે તે કામ કરવું સેહેલ કરવા સારૂ જે માણસ કાંઇ વસ્તુ કરે, અને તેમ કરીને તે કામ કરવું સેહેલ કરે, તે માણસે તે કામ કરવામાં સહાય કર્યું એમ સમજવું.

ટીકા

મદદગારી એ શું તેની વ્યાખ્યા આ કલમથી ૧૨૦ કલમ સુધીમાં આવી ગઇ છે, કોઇ પણ ગુન્હામાં મદદ કરવી એ મદદગારી છે, એટલુંજ નહી પણ અમુક સખસને ગુન્હો કરવાની ઉશ્કેરણી કરવી એથી તે શખસ ગુન્હો કરે કીંવા ન કરે તોપણ ઉસ્કેરણી કરનાર શખસે મદદગારીનો ગુન્હો કર્યો કેહેવાય, તેમજ કાંઇ ગુન્હો અટકાવવાનો જે સખસને કાયદાસર અખત્યાર હોય ને તે ગુન્હો બન્યો છે અગર બને છે અગર બનશે એવી તેને ખબર મળવા છતાં તે ગુન્હો અટકાવવા જાણી જોઇને તે શખસ કરે નહી તો તેણે મદદગારીનો ગુન્હો કર્યો કેહેવાય.

એક પોલીસના હેડકાનસ્ટેબલને એવી ખબર મળી કે, કેટલાક તહોમતદારો ઉપર જુલમ કરી તેઓની કબુલાત લેવાય છે એવી ખબર મળ્યા છતાં તેણે જાણી જોઇને એ પ્રમાણે થવા દીધું તે કામમાં એવું ઠરાવવામાં આવ્યું કે તે હેડકાન્સટેબલ આ કલમના ખુલાસા પ્રમાણે ગુન્હેગાર છે. વી. રી. ૧૧ પ્રષ્ટ ૧૧

કાંઇ ગુન્હો બન્યો છે એ બાબત ખબર આપવાની કસુર કરવાથી જો એ કસુરથી કાંઇ કાયદાસર ફરજનો ભંગ થયાનો ન હોય તો તેથી મદદગારીનો ગુન્હો બનતો નથી, સરકારી માણસો શિવાય, કોઇ ખાનગી માણસે ગુનો બનતાં જોયો હોય તો તે ગુન્હાની ખબર તેણે આપવી જોઇએ, એવો કોઇ પણ કાયદો નથી, રાણી વિ. ખાદીમસખ, લા રીપોર્ટ. પ્રષ્ટ ૭

એક હીંદુ સખસ ત્રીસ વરસે દેશાવરથી ઘેર આવ્યો તે વખત તેનો બાપ મરી ગએલો ને બે ભાઇ જીવતા હતા તેની ભેગે આવી રહયો એક વખત તેની ગેરહાજરીનો લાભ લઇને તેના ભાઇએ તેની દેશાવરથી કમાઇ લાવેલી મીલકતની પેટી ઉઠાવી તે પેટી બીજા શખસના દુખાનાં બાહાર લઇ ગયો અને તે બીજો સખસ તે ગુન્હામાં સામેલ થયો આ બાબત બન્ને ગુન્હેગારોને ચોરીના ગુન્હાની શીક્ષા થઇ. અપીલમાં હાઇકોર્ટે ઠરાવ્યું કે તે મીલકત પોતાના હાથની કમાએલી હતી માટે તેના ભાઇનો હિસ્સો ન્હોતો તેમ છતાં તેણે ચોરી લીધી તેથી ચોરીના ગુનાહ સાબેત છે અને બીજો સખસ પાસે હતો તે ગુનાહમાં મદદગાર ઠરી શકે છે. અ૦ હ૦ રી૦ પા૦ ૧૮૧ તા૦ ૧૬ મી અગસ્ટ સન ૧૮૮૦.

મદદગાર. ૧૦૮. જે શખસ કાંઇ ગુનાહ કરવામાં મદદગારી કરે, અથવા જે કામ મદદગાર સખસના ઇરાદા અથવા જ્ઞાનથી ગુનાહ કરાને

કાયદ પ્રમાણે કોઈ શક્તીમાન શખશે કર્યું હોય તો ગુનોહ થાય, એવુ કાંઇ કામ કરવામાં મદદગારી કરે. તે શખસે ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લે—કાંઈ કામની કાયદા વિરૂદ્ધ કસુર કરવામાં મદદગારી કરવી તે ગુન્હો થઇ શકે છે, પછી તે કામ કરવાની અગર તે મદદગારની પોતાની ફરજ નહી હોય તે પણ.

ખુલાસો ૨ જો—મદદગારીનો ગુન્હો થવામાં એવું કાંઇ જરૂર નથી કે, મદદગારી કરેલું કામ થવુ જોઇએ, અથવા જે અસર તે ગુન્હો થવામાં જરૂર છે તે અસર પેંદા થવી જોઇએ.

દ્રષ્ટાંત.

(અ) અ, બ, ને ક, નું ખુન કરવાને ઉશ્કેરે, બ, તેમ કરવાની ના કહે તો બ, ને ખુન કરવામાં અ. એ મદદગારી કરી એમ સમજવું.

(બ) અ, બ. ને ડ, નું ખુન કરવાને ઉશકેરે, તે ઉશકેરણી મુજબ બ, ડ, ને એક ખજર મારે, તે જખમથી ડ, સારો થાય તોપણ અ, એ બ. ને ખુન કરવાની ઉશ્કેરણી કરી એમ સમજવું.

ખુલાસો ૩ જો—એવું કાંઇ જરૂર નથી કે જે સખસને મદદગારી કરી હોય તે સખસ કાંઇ ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શક્તિમાન જોઇએ; અથવા તે મદદગારના જેવોજ તે શખસનો સાપરાધ ઇરાદો કે જ્ઞાન જોઇએ, અથવા તે શખસનો કાંઇ પણ સાપરાધ ઇરાદો કે જ્ઞાન જોઇએ.

દ્રષ્ટાંતો.

(અ) અ, સાપરાધ ઇરાદાથી, એક બાળકને અથવા ગાંડા માણસને કાંઇ કામ કરવાને ઉશ્કેરે, અને તે કામ એવું હોય કે ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શકતીમાન હોય એવો કોઇ શખસ અ, ના જેવા ઇરાદાથી તે કામ કરે તો તે ગુન્હો ગણાય, તો એ ઠેકાણે અ, એ ગુન્હામાં મદદગારી કરી એમ સમજવું, પછી તે કામ કરવામાં આવે કે નહી તોપણ.

(બ) ઝ નું ખુન કરવાના ઇરાદાથી અ, સાત વર્ષથી ઓછી ઉમરના એક બાળક બ, ને એક એવુ કામ કરવાને ઉશકેરે કે તેથી ઝ નું મોત થાય. બ, તે મદદગારી ઉપરથી તે કામ કરે, અને તે કામથી ઝ નું મોત થાય; તો એ ઠેકાણે બ, ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શકિતમાન નથી તોપણ જાણે, બ, ગુન્હો કરવાને કાયદા પ્રમાણે શકિતમાન હોય, અને તેણે ખુન કરયું હોય તેજ મિશાલે અ, શિક્ષા થવાને લાયક છે; માટે તેને મોતની શિક્ષા થઇ શકે.

(ક) અ એક ઘરને આગ લગાડવાને બ ને ઉશકેરે, બ ની ઉશ્કેરણી ઉપરથી તે ઘરને આગ લગાડે, અને દીવાનગીના સબબથી તે કામ કેવી તરેહનું છે તે, અથવા પોતે જે કામ કરે છે તે કામ ખોટું અથવા કાયદા વિરૂદ્ધ છે એવું જાણવાને બ અશકત હોય, તો બ એ કાંઇ ગુનોહ કરયો એમ સમજવું નહી; પણ અ એ ઘરને આગ લગાડવાના ગુનાહમાં મદદગારી કરી, અને તે ગુનાહને માટે ઠરાવેલી શીક્ષાને તે લાયક છે, એમ સમજવું.

(ડ) ચોરી કરવાના ઇરાદાથી ઝ ના કબજામાંથી કાંઇ ઝ ની મિલકત લેવાને અ બ ને ઉશકેરે, અ બ ના મનમાં એવો વિસ્વાસ ઉત્પન કરે કે તે મિલકત અ ની છે, પણ શુદ્ધ બુદ્ધથી તે મિલકત અ ની છે એમ માનીને, બ તે મીલકત ઝ

ના કબજામાંથી છે, તો એ ખોટી સમજણથી કામ કરયું તેથી તેણે તે દસ્તા નતથી લીધી એમ કહેવાય નહી, માટે તેણે ચોરી કરી એમ સમજવું નહી, પણ અ એ ચોરીમાં મદદગારી કરી, અને બ એ ચોરી કરી હોય ને જે શીક્ષા બ ને થાય તેજ શીક્ષાને અ લાયક છે, એમ સમજવું.

ખુલાસો ૪ થો—કોઇ ગુનાહમાં મદદગારી કરવી એ ગુનોહ છે, માટે એવી મદદગારીમાં મદદગારી કરવી તે પણ ગુનોહ છે એમ સમજવું.

દ્રષ્ટાંત.

ઝ નું ખુન કરવાને ક ને ઉશકેરવાને અ બ ને ઉશકેરે, તે ઉપરથી ઝ નું ખુન કરવાને બ ક ને ઉશકેરે, અને બ ની ઉશકેરણી ઉપરથી ક તે ગુનોહ કરે, તો પોતાના ગુનાહને માટે બ ખુનની શિક્ષાને લાયક છે, અને તે ગુનોહ કરવાને અ એ બ ને ઉશકેરયો માટે અ પણ તેજ શિક્ષાને લાયક છે, એમ સમજવું.

ખુલાસો ૫ મો—મસરતથી મદદગારીનો ગુનોહ કરવામાં એવું કાંઇ જરૂર નથી કે જે શખસ ગુનોહ કરે તે શખસની સાથે તે મદદગારે તે ગુનાહ બાબત મનસુબો કરવો જોઇએ. જે મસરત મુજબ તે ગુનોહ કરવામાં આવે તે મસરતમાં તે સામીલ થયો તો બસ છે.

દ્રષ્ટાંત.

અ બ ની સાથે મનસુબો કરીને તેઓ ઝ ને ઝેર દેવાની ગોઠવણ કરે, તેમાં એમ ઠરે કે અ એ ઝેર આપવું પછી તે ગોઠવણ બ ક ને સમજાવે, અને એમ કહે કે એક ત્રીજો શખસ જેહેર આપવાનો છે, પણ અ નું નામ કહે નહી. ક જેહેર લઇ આવવું કબુલ કરે અને સમજાવેલી રીતે વાપરવા સારૂ તે જેહેર તે બ ને હવાલે કરે પછી અ તે જેહેર આપે અને તેના જોરથી ઝ મરી જાય, તો એ ઠેકાણે અ તથા ક એઓએ મળીને કાંઇ મસરત કરી નથી, તો પણ જે મસરત મુજબ ઝ નું ખુન થયું તે મધે ક સામીલ થયો માટે ક એ આ કલમમાં બયાન કરેલો ગુનોહ કરયો, અને તે ખુનની શીક્ષાને લાયક છે, એમ સમજવુ.

ટીકા

એક શખસે એક શેઠના નોકરની મદદ લઇ શેઠની કાંઇ મીલકત ચોરયાનો કાંઇ ગુન્હો કરયો, પણ તે નોકરે એવા ઇરાદાથી ચોરી થવા દીધી કે આ શખશ ચોરી કરશે તો તેને સજા થશે એવું જાણીને ચોરી કરવા દીધી અને ચોર ચોરી કરવાનો છે એવું તેનાનોકરે પોતાના શેઠને પ્રથમ કહયું હતુ તે કામમાં ચોર ઉપર ચોરીનો ગુનોહ સાબીત થયો નહીં, પણ તે નોકર ઉપર આ કલમના ખુલાસાએ તથા વિચાર પ્રમાણે ગુન્હો ઠરયો અને શીક્ષા થઇ તે કેશમાં ઠરાવવામાં આવ્યુ કે મદદ કરેલો ગુન્હો ખરે ખર બનેલો હોવો જોઇએ એવી કાંઇ જરૂર નથી, ૪-ઇ-લા. રી. ( કલકત્ત ) પ૦૮ ૩૬૬

જો મદદગારીપ થી મદદગારી કરેલુ કામ કરવામાં આવે; અને તે હેતી મદદગારીને મટે બીજે કયાંઇ સાફ શીક્ષા ન ઠરાવી હો

૧૦૯. અગર કેઇ માણસ કાંઇ ગુનાહમાં મદદગારી કરે અને તે મદદગારી ઉપરથી તે મદદગારી કરેલુ કામ કરવામાં આવે, અને તે મદદગારીની શીક્ષાને માટે, આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ કરેલો નહી હોય, તો તે ગુનાહને માટે ઠરાવેલી શીક્ષા તે માણસને કરવામાં આવશે.

ખુલાસો—કાંઇ કામ અથવા ગુનોહ મદદગારી ઉપરથી કરવામાં આવ્યો એમ કયારે સમજવું. કે જ્યારે તે કામ અથવા ગુનોહ તે મદદગારીમાં જે ઉશકેરણી, અથવા મસરત, અથવા સાહાય આ

ય તેની શિક્ષા.

બ્યું હોય તે ઉશકેરણી ઉપરથી, અથવા તે મસરત મુજબ, અથવા તે સાહાયથી કરવામાંઆવે ત્યારે,

દ્રષ્ટાંતો.

(અ) બ એક સરકારી નોકર છે, તેણે પોતાના હોદાનો અમલ ચલાવવામાં અ ની ઉપર કાંઇ મેહેરબાની બતાવવાના બદલ માં અ બ ને કાંઈ લાંચ આપવા માંડે, અને બ તે લાંચ લે, તો ૧૬૧ મી કલમમાં બયાન કરેલા ગુનાહમાં અ એ મદદગારી કરી એમ સમજવું.

(બ) ખોટી સાહેદી આપવાને અ બ ને ઉશકેરે, અને તે ઉશકેરણી ઉપરથી બ તે ગુનાહ કરે, તો અ એ તે ગુનાહમાં મદદગારી કરી, તથઃ બ ના જેવીજ શીક્ષાને તે લાયક છે, એમ સમજવું.

(ક) અ તથા બ ઝ ને જેહેર આપવાની મસલત કરે તે મસલત મુજબ અ જેહેર લાવીને બ ને હવાલે કરે, એટલા સારૂ કે બ તે જેહેર ઝ ને આપે પછી તે મસલત મુજબ અ અ ની ગેરહાજરીમાં તે જેહેર ઝ ને આપે, અને તેથી ઝ નું મોત થાય, તો એ ઠેકાણે બ ખુનનો તકશીરવાર છે; અને અ એ મસલતથી તે ગુનાહમાં મદદ કરી, તેથી તે ખુનની શીક્ષાને લાયક છે, એમ સમજવું.

અગર મદદગારી કરેલો સખસ તે કામ મદદગારના ઇરાદા કરતાં જુદા ઇરાદાથી કરે, તો તે મદદગારીનીશિક્ષા

૧૧૦ અગર કોઇ માણસ કાંઇ ગુન્હામાં મદદગારી કરે, અને મદદગારી કરેલો શખસ મદદગારના ઇરાદા અથવા જ્ઞાન કરતાં જુદાજ ઇરાદા કે જ્ઞાનથી તે કામ કરે, તો બીજા ઇરાદા અથવા જ્ઞાનથી નહી પણ મદદગારના જેવાજ ઇરાદાથી અથવા જ્ઞાનથી અગર તે કામ કરયું હોય તો જે ગુન્હો થાય, તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે.

એક કમમાં મદદગારી કરીહોયઅને જુદુજ કામ બને ત્યારે મદદગારીની જવાબદારી.

૧૧૧ અગર એક કામમાં મદદગારી કરવામાં આવે અને બીજુ કામ બને, તો જાણે તેજ કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલે દરજ્જે તે મદદગાર તે બનેલા કામને માટે જવાબદાર છે; પણ તે બનેલુ કામ તે મદદગારાનું સંભાવ્ય ફળ હોવું જોઇએ, તથા જે ઉશકેરણી, અથવા સહાય, અથવા મશ્વરત તે મદદગારીમાં આવી હોય તે ઉશકેરણીના જોરથી, અથવા તે સહાયથી, અથવા તે મશ્વરત મુજબ તે કામ થયુ જોઇએ.

શરત.

દ્રષ્ટાંતો

(અ) ઝ, ના ખોરાકમાં જેહેર ઘાલવાને એક બાળકને ઉશકેરીને અ, તે કારણસર તે બાળકને કાંઇ ઝેર સોંપે, પછી તે ઉશકેરણી ઉપરથી, ય, ના ખોરાક ઝ, ના ખોરાકની પાસે છે તેમાં ચુકથી તે જેહેર ઘાલે, તો એ ઠેકાણે, જો તે બાળકે તે ઉશકેરણીના જોરથી કામ કરયુ હોય, અને સઘળો હાલ જોતાં જે કામ થયું તે મદદગારીનું સંભાવ્ય ફળ હોય, તો અગર અ, એ તે બાળકને ય, નાજ ખોરાકમાં ઝેર ઘાલવાને ઉશકેરયો હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે અ, જવાબદાર છે.

(બ) ઝ, નું ઘર બાળી નાંખવાને અ, બ, ને ઉશકેરે, અને બ, તે ઘરને આગ લગાડીને તેજ વખતે ત્યાં કાંઇ મિલકતની ચોરી કરે, તો, અગર તે ઘર બાળવામાં મદદગારી કરવાનો અ તકશીરવાર છે તોપણ, તેણે તે ચોરીમાં મદદગારી

કરી એમ સમજવું નહી; કેમકે ચોરી તે જુદુંજ કામ છે, અને તે બાળવાનું સંભાવ્ય ફળ નથી.

(ક) અપકરણના કારણસર મધરાતે એક વાશેલું ઘર ફોડવાને અ, બ તથા ક, એ એને ઉશ્કેરે, અને તે કારણસર તે તેઓને શસ્ત્ર આપે. પછી બ, તથા ક, તે ઘર ફોડીને અંદર જાય, અને તે ઘર માંહેલો એક માણસ ઝ, તેઓની સામે થએથી તેઓ ઝ નુ ખુન કરે, તો એ ઠેકાણે, જો તે ખુન તે મદદગારોનું સંભાવ્ય ફળ હોય તો, અ, ખુનને માટે ઠરાવેલી શિક્ષાને લાયક છે એમ સમજવું.

મદદગારને મદદગારી કરેલાં કામની તથા બનેલાં કામની એ બને શિક્ષા કયારે થઇ શકે?

૧૧૨. મદદગારી કરેલું કામ પણ કરવામાં આવે, અને ઉપલી કલમ મુજબ જે કામને માટે મદદગાર જવાબદાર છે તે કામ પણ કરવામાં આવે, અને તે કામ જુદોજ ગુન્હો થાય, તો તે મદદગાર તે ગુન્હાઓમાંના હરએક ગુન્હાની શાક્ષાને લાયક છે.

દ્રષ્ટાંત.

એક સરકારી નોકરે કરેલી જપ્તીની સામે થવાને અ, બ, ને ઉશ્કેરે, પછી તે ઉપરથી બ. તે જપ્તીની સામો થાય અને સામો થવામાં બ, તે જપ્તી કરનાર અમલદારને બુદ્ધિપુર્વક મહાવ્યથા કરે, તો તે જપ્તીના સામો થવાનો ગુન્હો તથા બુદ્ધિપુર્વક મહાવ્યથા કરવાનો ગુન્હો, એ બંને ગુન્હા બ, એ કરયા, માટે બ, એ બંને ગુન્હાની શિક્ષાને લાયક છે; અને અગર અ, એ એમ જાણ્યું હોય કે તે જપ્તીની સામો થવામાં બ, બુદ્ધિપુર્વક મહાવ્યથા કરશે એવો શભવ છે, તો અ પણ એ ગુનાહોમાંના હરએક ગુન્હાની શિક્ષાને લાયક છે એમ સમજવું.

મદદગારી કરેલાં કામથી મદદગારના ધારયા કરતાં જુદી અસર પેદા થાય તે અસરને માટેને મદદગારની જવાબદારી,

૧૧૩ એક મુકરર અસર પેદા કરવાના ઇરાદાથી મદદગાર અમુક કાંઇ કામમાં મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય એવું કાંઇ કામ તે મદદગારે ધારેલી હોય તે કરતાં જુદીજ અસર પેદા કરે, તો અગર તે મદદગારે તેજ અસર પેદા કરવાના ઇરાદાથી તે કામમાં મદદગારી કરી હોય એવીજ રીતે તથા તેટલેજ દરજ્જે; તે મદદગાર તે પેદા કરેલી અસરને માટે જવાબદાર છે પણ તે મદદગારી કરેલા કામથી તે અસર થવાનો સંભવ છે એમ તેણે જાણ્યુ હોય તો.

દ્રષ્ટાંત.

ઝ ને મહાવ્યથા કરવાને અ, બ, ને ઉશ્કેરે પછી બ, તે ઉશ્કેરણી ઉપરથી ઝ ને મહાવ્યથા કરે, અને તેથી કરીને ઝ મરી જાય તો એ ઠેકાણે; અગર અ એ એમ જાણ્યું હોય કે તે મદદગારી કરેલી મહાવ્યથાથી ઝનુ મોત થશે એવો સંભવ છે તો, ખુનને માટે ઠરાવેલી શીક્ષા પામવાને ય, લાય છે, એમ સમજવુ

ગુન્હો થતી વખ મદદગાર હાજર હોય તો.

૧૧૪ જે શખસ અગર ગેરહાજર હોય તો મદદગાર દાખલ શિક્ષા પામવાને લાયક થાય, તે સખસને તે મદદગારીને લીધે જે કામ અથવા ગુનાહને માટે શિક્ષા થઇ શકે એવું હોય, તે કામ અથવા ગુનાહ થતી વખતે, તે શખશ જો ત્યાં હાજર હોય તો તેણે તે કામ અથવા ગુનાહ કરયો એમ સમજવું.

## ટીકા

આ કલમ મદદગાર ગુનોહ થતી વખતે હાજર હોય ત્યારેજ તેને મુળ ગુનેહગાર જેટલો જવાબદાર ગણવો જોઇએ, એ માટે છે.

૧ આ કલમ પ્રમાણે મદદગારને મુખ્ય ગુનોહ કરનાર જેટલો જવાબદાર ગણવા માટે જરૂરનું છે કે, ગુનોહ શરૂ થયાથી તે પુરો થતાં સુધા સઘળો વખત તે પાસે રહેલો હોવો જોઇએ. પુરો થવાંની અંદર તે શખસ જતો રહે તો, આ કલમ પ્રમાણે જવાબદાર નથી, રાણી વિ અપ્રીત મુ. હા. રી. પ્ર ૪૯૭

૨ મુશલમાન સ્ત્રિ ધણીની મીલકતની ચોરી કરવામાં મદદ કરે તેને આ કલમ પ્રમાણે ગુનાહની શીક્ષા થઇ શકે છે, મુંબાઇ હાઇકોરટ તા૦ ૪ થી મારચ સન ૧૮૬૯ નંટી વઓપીનીયન સન ૧૮૭૦ પ્રષ્ટ ૨૫.

૩ કોઇ હીંદુ સ્ત્રી પોતાનું સ્ત્રીધન ધણીને કબજેથી તેની રજા વગર લઇ જાય તો તેના ઉપર ચોરીનો ગુનોહ શાબેત થતો નથી, તેમ તેમાં મદદગારીનો શીક્ષા થઇ શકતી નથી, મુ. હા. કો. તા૦ ૧૯ મી જાનેવારી સન ૧૮૭૧ વા. ૮ પ્ર. ૧૧

૪ કોઇ માણસ એવાદ ગુનોહ કરવામાં મદદ કરે તે ગુનોહ થતી વખત હાજર રહે છે તો તે વખત તેની ચોકશી કરવાની તે મુખ્ય અપરાધ કાર્યા બદલ પેનલકોડ કલમ ૧૧૪ પ્રમાણે કરવી જોઇએ. મુમાઇ હાઇકોરટ તા૦ ૬ ઠી જુલાઇ સન ૧૮૭૧ વાલ્યુમ ૮ પ્રષ્ટ ૧૬૪

ખોટી પ્રતીજ્ઞા કરવાનું શીખવનાર ઉપર જ્યાં સુધી પ્રતીજ્ઞાનો ગુન્હો શાબીત થયો નથી ત્યાં સુધી શીખવનાર ઉપર તહોમત લાગતું નથી, રૂશલઅન ક્રાઇમ વા. ૨ પ્ર ૫૧૭.

કાયદા વીરૂદ્ધ લગ્ન કરવાના ગુન્હા થતી વખત જે શખસ ફકત હાજર રહેવાની કબુલાત આપે અગર હાજર રહે અગર તે કારણે ઘર આપે તથા આવા લગ્નમાં તેણે મદદ કરી એમ થતુ નથી, ઇ. લા. રી. મુમાઇ વાલ્યુમ ૬-તા૦ ૧૧ જાનેવારી સન ૧૮૮૨

મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવા ગુનાહમાં મદદગારી કરવામાં આવે અને તે ગુનોહ તે મદદગારી ઉપરથી ન થાય; તો તે મદદગારીની શીક્ષા.

અગર જેથી વ્યથા થાય એવું કાંઇ કામ તે મદદગારી ઉપરથી કરવામાં આવે તો.

૧૧૫ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો કાંઇ ગુનોહ કરવામાં કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે ગુનોહ કરવામાં આવે નહી, તથા તે મદદગારી માટે શીક્ષા સબંધી આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ નહી કરેલો હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવસે અને વળી તે દંડને પાણ લાયક થશે અને અગર તે મદદગારી ઉપરથી જે કામને માટે તે મદદગાર જવાબદાર હોય, અને જે કામથી કોઇ શખસને વ્યથા થાય, એવું કાંઇ કામ કરવામાં આવે, તો તે મદદગારને ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંતો

ક તું ખુન કરવાને અ બ ને ઉશકેરે, પણ તે ગુન્હો કરવામાં આવે નહી. હે

વે અગર અ ઝ નું ખુન કરે તો તે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને લાયક થાય એવું છે, માટે અ સાત વરસ સુધીની કેદને લાયક છે; એમ સમજવું, અને તે મદદગારી ઉપરથી જો ઝ ને કાંઇ વ્યાધા કરવામાં આવે તો તે માણસ અ ચઉદ વરસની મુદત સુધીની કેદને તથા દંડને લાયક થશે. એમ સમજવું.

કેદની શિક્ષા થઇ શકે એવાગુન્હામાં મદદગારી કરવામાં આવે; અને તે ગુન્હો તે મદદગારી ઉપરથી ન થાયતો તે મદદ ગારીની શીક્ષા.

અગરતે મદદગાર અથવા મદદગારી કરેલોસખ્સસરકારી નોકર હોય અને તેની ફરજ તે ગુન્હો અટકાવવાની હોય તો.

૧૧૬. કેદની શીક્ષા થઇ શકે એવા કાંઇ ગુન્હામાં કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે ગુનોહ કરવામાં આવે નહી, તથા તે મદદગારીને માટે શીક્ષા સબધી આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ નહી કરેલો હોય તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની અથવા એ બનેની, શિક્ષા કરવામાં આવશે; અને અગર તે મદદગાર અથવા જેને મદદગારી કરી હોય તે સખ્સ સરકારી નોકર હોય, અને તેની ફરજ તે ગુનોહ થતો અટકાવવાની હોય તો તે મદદગારને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અરધી મુદત સુધીની કેદની, અથવા તે ગુન્હાને માટે ઠરાવેલા દંડની, અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) બ એક સરકારી નોકર છે તે પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં અ ની ઉપર કાંઇ મેહેરબાની કરે તેના બદલામાં અ બ ને કાંઇ લાંચ આપે અને બ તે લાંચ લે નહી તો અ ને આ કલમ મુજબ શીક્ષા થઇ શકે.

[બ) ખોટી શાહેદી આપવાને અ બ ને ઉશકેરે તો એ ઠેકાણે, અગર બ ખોટી શાહેદી આપે નહીં તો પણ અ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કરયો, અને તે મુજબ તેને શીક્ષા થઇ શકે એમ સમજવું.

(ક) અ એક પોલીસ અમલદાર છે, તેની ફરજ અપહરણ અટકાવવાની છે તે અપહરણ કરવામાં મદદગારી કરે, તો એ ઠેકાણે, અગર તે અપહરણ ન થાય તો પણ, તે ગુન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય, તેની અરધી મુદતની કેદને તથા દંડને પણ અ લાયક છે એમ સમજવું,

(ડ) અ એક પોલીસ અમલદાર છે, તેની ફરજ અપહરણ અટકાવવાની છે તેની પાસે તે ગુન્હો કરાવવામાં બ મદદગારી કરે તો એ ઠેકાણે, અગર તે અપહરણ ન થાય તો પણ તે અપહરણના ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અરધી મુદતની કેદને, તથા દંડને પણ બ લાયક છે એમ સમજવું.

લોક પાસે અથવા દસથી વધારે માણસો પાસે કાંઇ ગુનો

૧૧૭ લોક પાસે અથવા કોઇ પણ વરગના દસથી વધારે શખસો પાસે કાંઇ ગુન્હો કરાવવામાં જે માણસ મદદગારી કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડ

ઠરાવવામાં આવેલી કેદની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

અ. એક શરીયામ જગ્યામાં એક જાહેરનામું ચોહોડે, અને તે મધ્યે દશથી વધારે માણસોના એક તડવાળાઓને એવી રીતે ઉશકેરે કે તમારા સામા તડવાળા માણસો ફલાણી વખતે તથા ફલાણા ઠેકાણેથી એક વરઘોડો લઇ જવાના છે તેઓની ઉપર હુમલો કરવાના કારણસર તમે તે વખતે તે ઠેકાણે એકઠા થજો, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે. એવો કોઇ ગુનોહ કરવાની ધારણા છુપાવવી.

૧૧૮ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા તે પોતાથી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યાં છતાં, અગર કોઇ માણસ કાંઇ કામ અથવા કાયદા વીરૂદ્ધ કસુર કરીને, તે ગુનોહ કરવાના, ધારણા થઇ હોય તે ધારણા બુદ્ધી પુર્વક છુપાવે અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કંઈ વાત જાહેર કરે તો.

અગર તે ગુનોહ થાય તો, અગર તે ગુનોહ ન થાય તો,

તે માણસને જો તે ગુનોહ થાય તો સાત વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે; અથવા જો તે ગુનોહ ન થાય તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવસે; અને તે ગુનોહ થાય તો પણ અને ન થાય તો પણ ઉપલી શીક્ષાની સાથે દંડને પણ તે માણસ લાયક થશે,

દ્રષ્ટાંત.

(બ) એક ઠેકાણે ડાકાઇટીનો ગુન્હો થવાનો છે એમ જાણ્યાં છતાં અ. માજીસ્ત્રેટને એવી ખોટી ખબર કરે કે તેથી સામા રસ્તાપર એક ક. નામની જગ્યા છે ત્યાં તે ગુન્હો થવાનો છે અને એમ કરીને તે માજીસ્ત્રેટને છેતરે, એવા ઇરાદાથી કે તે ગુનોહ કરવો શેહેલ કરવો અને તે ધારણા મુજબ બ. જગાપર તે ગુનોહ કરવામાં આવે તો અ. ને આ કલમ મુજબ શીક્ષા થઇ શકે.

જે ગુન્હો અટકાવવાની પોતાની ફરજ હોય એવો કોઇ ગુન્હો કરવાની ધારણા કોઇ સરકારી નોકરે છુપાવવી,

૧૧૯. કોઇ માણસ સરકારી નોકર હોય અને સરકારી નોકર દાખલ જે ગુનોહ થતો અટકાવવાની તેનો ફરજ હોય એવો કોઇ ગુનોહ કરવો શેહેલ કરવાના ઇરાદાથી અથવા પોતાથી તે સેહેલ થશે એવો સંભવ છે એમ જાણીને, અગર સરકારી નોકર, કાંઇ કામ કે કાયદા વીરૂદ્ધ કસુર કરીને તે ગુનોહ કરવાની ધારણા થઇ હોય તે ધારણા બુદ્ધિ પુરવક છુપાવે અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટી જાણતો હોય એવી કાંઇ વાત જાહેર કરે તો તે માણસને,

અગર તે ગુનોહ થાય તો.

જો તે ગુનોહ થાય તો તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારના; તથા તેને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવી હોય તેના અરધી મુદત સુધીની કેદની અથવા ગુનાહને માટે ઠરાવેલા દંડની અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે અથવા જો તે ગુનોહ મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા થઇ શકે એવો હોય તો તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અથવા જો તે ગુનોહ ન થા

અગર તે ગુનોહ મોત વોગેરેની શીક્ષા જોગ હોય તો,

અગર તે ગુનાહ ન થાય તો.

ય તો તે માણસને તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા તેને માટે કેદની જે ઘણાંમાં ઘણી મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા તે ગુનાહને માટે ઠરાવેલા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

અ. એક પોલીસ અમલદાર છે અને અપહરણ કરવાની જે જે ધારણા તેના જાણવામાં આવે તે સરવેની ખબર આપવાની તેની કાયદા મુજબ ફરજ છે તેના જાણવામાં એમ હોય કે અપહરણ કરવાની બ. ધારણા કરે છે અને તે ગુનાહ કરવો સેહેલ કરવાના ઇરાદાથી તે ખબર આપવામાં કસુર કરે, તો એ ઠેકાણે કાયદા વીરૂદ્ધ કસુર કરીને અ. એ બ. ની ધારણા છે તે છુપાવી માટે તે આ કલમના ઠરાવ મુજબ શીક્ષાને લાયક છે એમ સમજવું.

કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનાહ કરવાની ધારણા છુપાવવા

૧૨૦. કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનાહ કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા તે પોતાથી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં અગર કોઇ માણસ કાંઇ કામ અથવા કાયદા વિરૂધ કસુર કરીને, તે ગુનાહ કરવાની ધારણા થઇ હોય તે ધારણા બુધિપુરવક છુપાવે અથવા તે ધારણા બાબત પોતે જેને ખોટાં જાણતો હોય એવી કાંઇ વાત જાહેર કરે, તો તે માણસને જો તે ગુનાહ થાય તો તે ગુનાહને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુનાહને માટે કેદની જે ઘણામાં ઘણી મુદત ઠરાવેલી હોય તેની પા મુદત સુધીની કેદની, અને જો તે ગુનાહ ન થાય તો તે ઘણામાં ઘણી મુદતની એક અષ્ટમાંસ મુદત સુધીની કેદની, અથવા તે ગુનાહને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અગર તે ગુનાહ થાય તો, અગર ન થાય તો

## બાબ ૬ ઠો

### રાજ્ય વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

રાણીના સામા લડાઇ કરવી અથવા લડાઇ કરવાની કોશીશ કરવી, અથવા લડાઇ કરવામાં મદદગારી કરવી.

૧૨૧. જે માણસ રાણીની સામા લડાઇ કરે, અથવા લડાઇ કરવાની કોશીશ કરે, અથવા લડાઇ કરવામાં મદદગારી કરે, તેને મોતની અથવા જીવતાં સુધી સમુદ્ર પારની શિક્ષા કરવામાં આવશે, અને તેની સઘળી મિલકત સરકાર જપત થશે.

### ટીકા.

આ કાયદાની કલમ ૧૨૭ શિવાય છઠા બાબ પ્રમાણે શીક્ષા થઇ શકે એવો અથવા કલમ ૨૯૪ અ. પ્રમાણે શીક્ષા થઇ શકે એવો કોઇ પણ ગુન્હો, ગવરનર જનરલ ઇનકોંન્સીલના અથવા સ્થાનીક સરકારના અથવા જે અમલદારને ગવરનર જનરલ ઇનકોન્સીલે આ બાબત અખ્તીઆર આપ્યો હોય તે અમલદારના હુકમથી અથવા અખત્યારથી ફરીયાદ કરયા વગર કોઇ પણ કોરટે સાંભળવો નહીં, જુઓ ક્રી. પ્રો. કો. કલમ ૧૯૬

૧૨૧ ની કલમ

"૧૨૧ અ.—જે માણસ બ્રિટીસ ઇંડીયામાં અથવા બ્રીટીસ ઇંન

પ્રમાણે શીક્ષા ક રવા લાયક ગુનોહ કરવાનોસંપકરવો

ન્ડીયા બાહાર ૧૨૧ મી કલમ પ્રમાણે શીક્ષા કરવા લાયક કાંઇ ગુનો કરવાનો અથવા બ્રીટીસ ઇન્ડીયાનું અથવા તેના કાંઇ ભાગનું રાણી સાહેબનું રાજ્ય જીતવી લેવાનો સંપ કરશે, અથવા ઇન્ડીયા સરકારને અથવા હરકોઇ ઇલાકાની સરકારને સામાવ બળથી અથવા સાપરાધ બળીના દેખાવથી ડરાવવાનો સંપ કરસે તે માણસને જીવતાં સુધી અથવા થોડી મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શીક્ષા કરવી, અથવા ઘણામાં ઘણુ દસ વરસ સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવી."

"ખુલાસો=આ કલમ પ્રમાણે સપ કરવાનો ગુનોહ થવા સારૂ સંપ કરવાના કામમાં હરકાંઇ કામ અથવા કાયદા વીરૂદ્ધ કસુર થવીજ જોઇએ એવું સમજવું નહી,"

દ્રષ્ટાંત.

(અ.) રાણીની સામા એક બંડ થાય તેમાં અ. સામીલ થાય, તો આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ અ, એ કાયો એમ સમજવું.

(બ) સીલોન મધેના બંડખોરાને હથીયારો મોકલીને ત્યાંના રાણીના રાજ્યની સામા બંડ કરવામાં અ. હીંદુસ્તાનમાં રહયો મદદગારી કરે, તો અ. એ રાણીની સામા લડાઇ કરવામાં મદદગારી કરવાનો ગુનોહ કીધો એમ સમજવું.

રાણીની સામા લડાઇ કરવાના ઇરાદાથી હથીયારો વગેરે એકઠાં કરવાં,

૧૨૨. જે શખસ રાણીની સામા લડાઇ કરવાના ઇરાદાથી, અથવા લડાઇ કરવાને તઇયાર થવાના ઇરાદાથી, માણસો, હથીયારો, અથવા દારૂ ગોળા એકઠા કરે, અથવા લડાઇ કરવાની બીજી રીતે તઇયારી કરે તો તે શખશને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તેની સઘળી મીલકત સરકાર જપ્ત થશે,

લડાઇનું કામ સેહેલ કરવાના ઇરાદાથી લડાઇની ધારણ છુપાવવી.

૧૨૩. રાણીની સામા લડાઇ કરવાની કાંઇ ધારણા થઇ હોય તે ધારણા કાંઇ કામ અથવા કાયદા વીરૂદ્ધ કસુર કરીને જો કોઇ માણસ છુપાવે. અને તે એવા ઇરાદાથી કે એ પ્રમાણે તે ધારણા છુપાવેથી તે લડાઇ કરવી સેહેલ થાય. અથવા એ પ્રમાણે તે છુપાવેથી તે લડાઇ કરવી સેહેલ થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે,

કાંઇ કાયદેસર અખત્યાર અમલમાં અણાવવા અથવા ન આણાવવાના ઇરાદાથી ગવરનરજનરલ, ગવરનર વગેરેપર હુમલોકરવો,

૧૨૪. હીંદુસ્થાનના ગવરનર જનરલ, અથવા કોઇ પ્રેસીડેન્સીના ગવરનર અથવા કોઇ લીવટેનંટ ગવરનર, અથવા હીંદુસ્થાનના ગવરનર જનરલની કાંઉન્સીલના અથવા કોઇ પ્રેસીડેન્સીના કાંન્સીલના કોઇ સભાસદના કાયદેસર અખત્યાર માંહેલા કાંઇ પણ અખત્યાર, તે ગવરનર જનરલ અથવા ગવરનર અથવા લીવટેનંટ ગવરનર અથવા કાઉન્સીલના સભાસદને સમજાવીને અથવા જબરદસ્તીથી તેની પાસે કોઇ પણ રીતે અમલમાં અણાવવા અથવા ન અણાવવાના ઇરાદાથી, જે માણસ તે ગવરનર જનરલ અથવા ગવરનર અથવા લીવટેનંટ ગવરનર અથવા કાંઉન્સીલના સભાસદની ઉપર હુમલો કરે, અથવા તેને ગેરવ્યાજબી અટકાવ કરે, અથવા ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશીશ કરે, અથવા સમાધ બળથી અથવા સાપરાધ બળીના દેખાવથી તેને ડરાવે, અથવા તે રીતે ડરાવવાના કોશીશ

કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

બેદીલી ઉત્પન કરવી.

"૧૨૪. અ.=કોઇ માણસ બ્રીટીસ ઇંડીયામાં કાયદાની રૂઇએ જે સરકારનો અમલ સ્થાપેલો છે તે સરકાર બાબત લોકોના મનમાં બેદીલીના વીચાર બોલેલા શબ્દો વડે અથવા કોઇ વાંચે તેવા ઇરાદાથી લખેલા શબ્દો વડે અથવા ઇસારત કરીને અથવા પ્રક્ષ કાંઇ દેખાડીને અથવા બીજી રીતે ઉત્પન કરશે અથવા ઉત્પન કરવાની કોશીશ કરશે તે તેને જીવતાં સુધી અથવા હરકંઇ મુદત સુધી સમુદ્રપાર મોકલવાની શીક્ષા કરવી અને વળી જોઇએ તો દંડ પણ કરવો અથવા ઘણામાં ઘણા ત્રણ વરસ સુધીની કેદની શીક્ષા કરવી અને વળી જોઇએ તો દંડ પણ કરવો, અથવા દંડ કરવો.

"ખુલાસો=સરકારી યોજના બાબતની જે નાપસંદી સરકારનો હોય તે કાયદાસર અધીકાર માંનવાના ધોરણને અનુસરીને હોય અને સરકારનો કાયદાસર અધીકાર નહી સરખો કરવા બાબત અથવા તેને હરકત કરવા બાબત કાયદા વીરૂદ્ધ રીતે કરેલી કોશીશ વીરૂદ્ધ સરકારના અધીકારને મદદ કરવાના ધોરણને અનુસરીને હોય તે નાપસંદીને બેદીલી સમજવી નહી, વાસ્તે એવાજ પ્રકારની નાપસંદીજ લોકના મનમાં લાવવાના ઇરાદાથી સરકારની યોજના બાબત ટીકા કરવી તે આ કલમના અર્થ પ્રમાણે ગુનાહ થતો નથી.

રાણીની સાથે મઇત્રી રાખનારા એશીયાના કોઇ રાજાની ઉપર લડાઇ કરવી.

૧૨૫ રાણીની સાથે મૈત્રી અથવા સલાહ હોય એવા એશીયાના કોઇ પણ રાજાના રાજ્યની સામા જે માણસ લડાઇ કરે અથવા લડાઇ કરવાની કોશીશ કરે અથવા લડાઇ કરવામાં મદદગારી કરે તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવામાં આવશે અને તેની સાથે તેને દંડ પણ થઇ શકે; અથવા સાત વરસ સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને તેની સાથે તેને દંડ પણ થઇ શકે, અથવા દંડની શીક્ષા કરવામાં આવશે

રાણીની સાથે સલાહ રાખનારા કોઇ રાજાના મુલકપર લુટ કરવી.

૧૨૬ રાણીની સાથે મૈત્રી અથવા સલાહ હોય એવા કોઇપણ રાજાના મુલકપર જે માણસ લુટ કરે. અથવા લુટ કરવાની તૈયારી કરે. તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને, તથા તે લુટ કરવામાં વાપરેલી અથવા વાપરવાને ધારેલી અથવા તે લુટમાંથી મળેલી જે મીલકત હોય તે મીલકત સરકાર જપ્ત થવાને પણ લાયક થશે.

૧૨૫ મી તથા ૧૨૬ મી કલમોમાં લખ્યા પ્રમાણે લડાઇ અથવા લુટથી મળેલી મીલકત લેવી.

૧૨૭ ૧૨૫ મી તથા ૧૨૬ મી કલમોમાં લખેલા ગુન્હાએ માંહેલા કોઇ ગુન્હા કરવામાં મળેલી કાંઇ મીલકત જે માણસ તે રીતે મેળવેલી છે એમ જાણીને લે. તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને, તથા તે લીધેલી મીલકત સરકાર જપ્ત થવાને પણ લાયક થશે.

સરકારી નોકરણુદ્ધિપુર્વક પોતાના હવાલામાં કોઇ રાજ્યકય અથવા લડાઇના

૧૨૮. જે માણસ સરકારી નોકર છતાં, પોતાના હવાલામાંના કોઇ રાજ્યકય કેદીને અથવા લડાઇના કેદીને, જે જગામા તે કેદીને કેદ કરયો હોય તે જગામાંથી બુદ્ધિપુર્વક નાશી જવાદે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસના મુદત સુધી

કેદીને નાશી જવા દે, ને બાબત.

ની બેમાંના ગમેતે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

સરકારી નોકર ગફલતથી પોતાના હવાલામાંના કોઇ રાજ્યકય અથવા લડાઇના કેદીને નાશી જવાદે, તે બાબત.

૧૨૯. જે માણસ સરકારી નોકર છતાં, પોતાના હવાલમાંના કોઇ રાજ્યકય કેદીને અથવા લડાઇના કેદીને, કેદની જે જગામાં તે કેદીને કેદ કરયો હોય તે જગામાંથી ગફલતથી નાશી જવાદે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની આસાન કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે,

તેવા કેદીને નાશી જવામાં સહાય કરવું, છોડાવવો અથવા ઘરમાં રાખવો.

૧૩૦ કોઇ રાજ્યકય કેદીને અથવા લડાઇના કેદીને કાયદેસર કેદમાંથી નાસી જવામાં જે માણસ સહાય અથવા મદદ કરે, અથવા એવા કોઇ કેદીને જે છોડાવે, અથવા છોડાવવાની કોશીશ કરે, અથવા એવો કેદી કાયદેસર કેદમાંથી નાશી ગયો હોય તેને જે ઘરમાં રાખે અથવા સતાડે, અથવા એવા કેદીને પાછો પકડવામાં જે હરકત કરે, અથવા હરકત કરવાની કોશીશ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—જે રાજ્યકય કેદીને અથવા લડાઇના કેદીને પોતાના વચનપરથી બ્રિટિશ ઇંડિયાની કેટલીએક મુકરર કરેલી હદમાં છુટો રેહવા દીધો હોય, તે કેદી જે હદમાં છુટો રેહેવાની તેને રજા હોય તે હદમાંથી બહાર જાય તો તે કાયદેસર કેદમાથી નાશી ગયો એમ સમજવું.

---

## બાબ ૭ મો

### જમીનપરની તથા દરિયાઇ ફોજ સબંધી ગુન્હાઓ બાબત.

બંડમાં મદદગારી કરવી અથવા કોઇ સોલજરને કે ખલાશીને પોતાની નોકરીથી ભ્રષ્ટ કરવાની કોશીશ કરવી.

૧૩૧. રાણીની જમીનપરના અથવા દરિયાઇ ફોજમાંના કોઇ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ બંડ કરવામાં જે માણસ મદદ કરે અથવા તેવા કોઇ આફીસર, સોલજર અથવા ખલાશાને પોતાના પ્રજા ધર્મથી અથવા પોતાના સેવા ધર્મથી ભ્રષ્ટ કરવાની જે માણસ કોશીશ કરે, તેને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો=આ કલમમાં "આફીસર" અને "સોલજર" આ શબ્દો લખેલા છે તેમાં મલીકા મોઅઝમાના લશ્કરનો વધારે સારો બંદોબસ્ત રાખવા બાબતના લશ્કરી આઇન અથવા સન ૧૮૬૯ ના ૫ મા આકટના લશ્કરી આઇન જે માણસને લાગુ હોય તે માણસનો સમાસ થાય છે એવું સમજવું.

બંડ કરવામાં મદદગારી કરવાથી જો બંડ થાય તો તેની શિક્ષા.

૧૩૨. રાણીની જમીનપર અથવા દરિયાઇ ફોજમાંના કોઇ આફીસર, સોલજરે, અથવા ખલાશીએ બંડ કરવામાં જો કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારી ઉપર બંડ થાય તો તે માણસને મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કર

વામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ ઉપરી અમલદાર પોતાનો હોદો ચલાવતો હોયતે દરમીયાનમાં તેનાઉપર કોઈ આફીસરે સોલજરે અથવાખલાશીએ હુમલો કરવામાં મદદગારી કરવી.

૧૩૩. રાણીની જમીનપરના અથવા દરીયાઇ ફેજમાંના કોઈ આફીસરે, સોલજરે, ખલાશીએ કોઈ ઉપરી અમલદાર પોતાના હોદાનુ કામ કરતો હોય તેવામાં તેની ઉપર હુમલો કરવામાં જે માણસ મદદગારી કરે તેને ત્રણ વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જો હુમલો થાય તો તે હુમલામાં મદદગારીની શીક્ષા.

૧૩૪. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઈ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ કોઈ ઉપરી અમલદાર પોતાના હોદાનુ કામ કરતો હોય તેવામાં તેના ઉપર હુમલો કરવામાં જો કોઈ માણસ મદદગારી કરે;-અને તે મદદગારી ઉપરથી તે હુમલો થાય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઈ શોલજર અથવા ખલાશીને નાશી જવામાં મદદગારી કરવી

૧૩૫. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઈ આફીસરે, સોલજરે, અથવા ખલાશીએ નાશી જવામાં જે માણસ મદદગારી કરે,તેને બે વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

નાશી આવેલાને ઘરમાં રાખવો.

૧૩૬. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંનો કોઈ આફીસર, સોલજર, અથવા ખલાશી નાશી આવેલા છે એમ જાણીને, અથવા એમ માનવાનુ કારણ છતાં નીચેનો અપવાદ ન લાગતાં જે માણસ તે આફીસર, સોલજર, અથવા ખલાશીને ઘરમાં રાખે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અપવાદ=કોઈ સ્ત્રી પોતાના વરને ઘરમાં રાખે તેને આ ઠરાવ લાગુ પડતો નથી.

કોઇ વેપારી વાહાણમાં માસ્તરનીગફલતથી કોઇ નાશી જનાર સંતાયો હોય તો.

૧૩૭ જે વેહેપારી વાહાણમાં રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજમાંથી કોઈ નાશી જનારો સંતાયો હોય, તે વાહાણના માસ્તર અથવા જે શખસના હવાલામાં તે વાહાણ હોય તે સખસ અગાર તેના સંતાયાની વાતથી અજાણ્યો હોય તોપણ જો તે માસ્તરે અથવા જે શખસના હવાલામાં તે વાહાણ હોય તે સખસે પોતાનો હોદો બજાવવામાં કાંઈ ગફલત ન કરી હોત, અથવા વાહાણપર પાકો બંદોબસ્ત રાખ્યો હોત તો તેના જાણવામાં તે વાત આવત તેવુ હોય તો તે માસ્તર અથવા જે સખસના હવાલામાં તે વાહાણ હોય તે સખસ પાંચસેં રૂપીયા સુધીના દંડને લાયક થશે,

કોઇ સોલજર અથવા ખલાશીને ના

૧૩૮. ફેલાણું કામ નાફરમાનીનું કામ છે એમ જાણીને તે કામ રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજમાંના કોઈ આફી

ફરમાનીનું કાંઇ કામ કરવામાં મદદગારીકરવી.

સરે; સોલજરે, અથવા ખલાશીએ કરવામાં જો કોઇ માણસ મદદગારી કરે, અને તે મદદગારીથી તે નાફરમાનીનું કામ થાય, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

લશ્કરી કાયદાનેતાબેના સખસને આ કાયદા મુજબશીક્ષા થઇ શકે નહી

૧૩૯. રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજને સારૂ, અથવા રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજના કોઇ ભાગને સારૂ, કરેલા કોઇ લશ્કરી કાયદાને તાબે હોય એવા કોઇ સખસને આ કાયદા મુજબ આ બાબમાં બયાન કરેલા ગુન્હાઓ માંના કોઇ ગુન્હાને સારૂ શીક્ષા થઇ શકશે નહી.

સોલજરનો પોશાક પેહેરવો.

૧૪૦ રાણીની જમીનપરની અથવા દરિયાઇ ફોજ માંનો જે માણસ સોલજર નથી; તે માણસ તેવો સોલજર પેહેરતો હોય એવો કાંઇ પોશાક પેહેરે; અથવા તેવો સોલજર જે ચિન્હ વાપરતો હોય તેના જેવું કાંઇ ચિન્હ વાપરે,. એવા ઇરાદાથી કે તે તેવો સોલજર છે એમ માનવામાં આવે, તો તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા પાંચસે રૂપીઆ સુધીના દંડની. અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

---

## બાબત ૮ મો.

### લોકની સમાધાની વિરૂદ્ધ ગુન્હાઓ બાબત.

કાયદાવીરૂદ્ધમંડળી

૧૪૧. જો પાંચ અથવા વધારે સખસોની એક મંડળી મળે, અને જે સખસો તે મંડળીમાં હોય તેઓના સામાન્ય હેતુ નીચે લખ્યા પ્રમાણે હોય, તો તે મંડળીને "કાયદા વિરૂદ્ધ મંડળી" કહેવી

પેહેલો=હિંદુસ્તાનની કાયદા કરનારી અથવા હકુમત કરનારી સરકારને, અથવા કોઇ મેસીડેન્સીની સરકારને, અથવા કોઇ લીવટેનંટ ગવરનરને, અથવા પોતાના હોદાનો કાંઇ કાયદેસર અખત્યાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરને, સાપ્રાધ બળ કરીને અથવા સાંપ્રાધ બળ દેખાડીને ડરાવવો અથવા.

બીજો=કાંઇ કાયદા કે કાયદેસર હુકમ બજાવતાં હરકત કરવી, અથવા,

ત્રીજો=કાંઇ બીગાડ અથવા સાપ્રાધ પ્રવેશ, અથવા બાજો ગુન્હો કરવો; અથવા.

ચોથો=કોઇ શખસની ઉપર સાપ્રાધ બળ કરીને અથવા તેને સાપ્રાધ બળ દેખાડીને કાંઇ મીલકતનો કબજો લેવો અથવા મેળવવો; અથવા કોઇ શખસનો આવવા જવાનો હક અથવા પાણી વાપરવાનો હક અથવા બીજો જે નીરાકાર વસ્તુ સબંધી હક તે શખસના કબજામાં કે ભોગવટામાં હોય તે તેની પાસેથી લઇ લેવો, અથવા કાંઇ હક કે ધારેલા હક અમલમાં લાવવો; અથવા,

પાંચમો,—સાપ્રાધ બળ કરીને અથવા સાપ્રાધ બળ દેખાડીને જે કામ કરવાની જે સખસની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે કામ તે શખશ પાસે કરાવવું, અથવા જે કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કરવામાં તેની પાસે કસુર કરાવવી.

ખુલાસો=જે મંડળી પ્રથમ મળતી વખતે કાયદા વિરૂદ્ધ ન હોય તે પાછળથી કાયદા વિરૂદ્ધ મંડળી થઇ શકે.

### ટીકા.

કાયદા વિરૂદ્ધ મંડળી એટલે શું તેની વ્યાખ્યા આ કલમમાં આવી ગઇ છે, અને કાય

ક્ષા વીરૂધ મંડળીનો અંગભુત, તે જે તે મંડળીમાં સામીલ હોય તેજ છે.

કોઇ કાયદા વિરૂદ્ધ મંડળી એકઠી થઇ હોય ત્યાંથી હરકોઇ પોલીસ અમલદાર, અથવા માજીસ્ત્રેટના હુકમથી તે મંડળીએ વીખરાઇ જવુ જોઈએ ક્રી૦ પ્રો૦ કો૦ કલમ ૧૨૭.

એ પ્રમાણે હુકમ કર્યાથી સદરહુ મંડળી વીખરાઇ જશે નહી તો હરકોઇ માજીસ્ત્રેટ અથવા જે અમલદારના તાબામાં કોઇ પોલીસ થાણું હોય તે અમલદાર, પછી તે ઇલાકાના મુખ્ય શેહેરની અંદર કે બાહાર ,હોય સદરહુ મંડળીને જબરીથી વીખરી નાંખવાને મુખત્યાર છે, અને સદરહુ મંડળી વીખરી નાંખવાના કારણ સારૂ અને જરૂર હોય તો સદરહુ મંડળીના માણસોને કાયદા પ્રમાણે શીક્ષા કરવામાં આવે તે માટે તે માણસોને પકડવા તથા કેદ કરવા સારૂ મલીકામાયાઝમાના લશ્કરમાના અમલદાર અથવા સીપાઇ નહીં હોય તેવા અથવા સન ૧૮૬૯ ના હીંદુસ્તાનના વાલન્ટીયરોના આકટ પ્રમાણે નોધેલા વાલન્ટીયર નહીં હોય અને તેવા તરીકે કામ કરતો ન હોય તેવા કોઇ પણ મરદ માણસની મદદ માગવાને મુખત્યાર છે, તેમ છતાં સદરહુ પ્રકારની મંડળી બીજી રીતે વીખરી નખાતી નહી હોય અને લોકોની સહી સલામતી રાખવા સારૂ તે મંડળી વીખરી નાંખવાની જરૂરર હોય તો ઉંચામાં ઉંચા દરજ્જાનો જે માજીસ્ત્રેટ હાજર હોય તેને તે મંડળી લશ્કરી જબરીથી વીખરી નાંખવાનો અખત્યારછે ક્રીમીનલ પ્રોસીજરકોડ કલમ ૧૨૮—૧૨૯ વિગેરે જુઓ બાબ ૯ મો

કોઇ ખેડુ પાસે જમીનના માલીકનું કાંઇ લેહેણું ન હોય તે છતાં તેને જમીન ઉપરથી હાંકી કાહાડવાની તજવીજ કરવામાં આવે તેમાં ઘણા લોકો વગર કપટે સામા થાય, તો આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી, મુ૦ હા૦ કો૦ રી૦ પ્રષ્ટ ૧૧

જે ઠેકાણે ગેરકાયદે મંડળી મળેલી છે તે ઠેકાણે કોઇ શખસ પોતાની મીલકતને ઉપદ્રવ થાય નહી માટે પ્રતીબંધ કરવા સારૂ ગયો છે એવું પુરાવાથી શાબીત થાય તો તે ગેરકાયદે મંડળીમાં મળેલો કીંવા તેમાં રહેલો છે એવુ ગણી શકાય નહી, ક. હા. તા૦ ૧૬ મી એપ્રીલ સન ૧૮૭૩ વા. ૧૯ પ્રષ્ટ ૬૬

કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત થવું

૧૪૨. જે હકીકતોને લીધે કોઇ મંડળી કાયદા વિરૂદ્ધ મંડળી માં થતી હોય તે હકીકતો જાણ્યા છતાં જે માણસ ઇરાદાથી તે મંડળીમાં સામીલ થાય, અથવા તેમાં જારી રેહે, તે માણસને કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત સમજવો.

શીક્ષા

૧૪૩ જે માણસ કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીનો અંગભુત હોય તેને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

જીવ લે એવું કાંઇ હથિયાર પાસે છતાં કોઇ કાયદા વીરૂધ મંડળીમાં સામીલ થવું.

૧૪૪ જીવ લેનારૂ કાંઇ હથીઆર, અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવો સંભવ હોય, એવી કાંઇ વસ્તુ પાસે છતાં જે માણસ કોઇ કાયદા વીરૂદ્ધ મંડળીનો અંગભુત તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કેઇ કાયદા વીરૂધ મંડળીને વીખરાઇ જવાનો હુકમ થયો છે એમ જાણ્યાછ

૧૪૫ કોઇ કાયદા વીરૂધ મંડળીને કાયદામાં ફરમાવેલી રીતે વીખરાઇ જવાનુ ફરમાવ્યું છે એવું જાણ્યા છતાં જે માણસ તે કાયદા વીરૂધ મંડળીમાં સામીલ થાય અથવા જારી રેહે તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા

તા તેમાં સામીલ થ થવું, અથવા જા રી રેહેવું

દંડની અથવા બંનેની શીક્ષા કરવામાં આવશે.

સામાન્ય હેતુ પાર પાડવામાં એક અંગભુતે વાપરેલું બળ,

૧૪૬. કોઇ કાયદા વીરૂધ મંડળીના સામાન્ય હેતુ પાર પાડવામાં તે કાયદા વીરૂધ મંડળી અથવા તેનો કોઇ અંગભુત બળ અથવા જુલમ વાપરે તો તે મંડળીના દર એક અંગભુતને હંગામાનો ગુનોહ કર્યો એમ સમજવું.

હંગામો કરવાની શીક્ષા.

૧૪૭ જે માણસ હંગામાનો ગુનોહ કરે, તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે,

જીવ લે એવું હથીયાર પાસે રાખીને હંગામો કરવો.

૧૪૮ જીવ લેનારૂં કાંઇ હથીયાર, અથવા જે મારેથી સામા માણસનો પ્રાણ જાય એવો સંભવ હોય એવો કાંઇ વસ્તુ પાસે છતાં જે માણસ હંગામો કરે તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ કાયદા વીરૂધ મંડળીના સામાન્યહેતુ પારપાડવામાં કાંઇગુન્હોથાય તોતે મંડળીનાપ્રત્યેક અંગભુતને તે ગુનાહનો તકશીરવાર સમજવો

૧૪૯ કોઇ કાયદા વીરૂધ મંડળીનો સામાન્ય હેતુ પાર પાડવામાં તે મંડળીના કોઇ અંગભુતથી કાંઇ ગુનોહ થાય, અથવા એવો કાંઇ ગુનોહ થાય કે, તે હેતુ પાર પાડવામાં તે ગુનોહ થશે એવો સંભવ તે મંડળીના અંગભુતોના જાણ્યામાં હોય તો તે ગુનોહ થતી વખતે જે જે શખ્સ તેજ મંડળીના અંગભુત હોય તે દરેક શખ્શે તે ગુનોહ કરયો એમ સમજવું.

કોઇ કાયદાવીરૂધ મંડળીમાં સામીલ થવાને પઇસા આપવા કરીને કોઇ શખ્શોને રખાવા અથવા તેઓને રાખવામાં ચશ્મપોશી કરવી.

૧૫૦ જે માણસ કોઇ શખ્સને કોઇકાયદા વીરૂધ મંડળીમાં સામીલ થવાને અથવા અંગભુત થવાને પઇસા આપવા કરીને અથવા કોઇ બીજી રીતે રાખે, અથવા પઇસા આપવા કરીને અથવા બીજી કોઇ રીતે રાખવામાં મદદ કરે, અથવા ચશ્મપોશી કરે, તે માણસને તે કાયદા વીરૂધ મંડળીના અંગભુત દાખલ, તથા તે પઇસા આપવા કરીને અથવા બીજી કોઇ રીતે રાખવા ઉપરથી તે રાખેલા શખ્શથી તે કાયદા વીરૂધ મંડળીના અંગભુત દાખલ જે કાંઇ ગુનોહ થાય તે ગુનાહને માટે જાણે તે માણસ તે કાયદા વિરૂધ મંડળીનો અંગભુતજ હોય અથવા જાણે તેને પોતેજ તે ગુનોહ કરયો હોય, એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

પાંચ અથવાવધારે શખ્શોની કોઇ મંડળીને વીખરાઇ જવાનો હુકમ થયા પછી જાણીબુઝીને તે મંડળીમાં સામી

૧૫૧ જેથી લોકની સુલેહમાં ગડબડ થાય એવો સંભવ હોય એવી પાંચ અથવા વધારે શખ્શોની મંડળીને વીખરાઇ જવાનો કાયદેસર રીતે હુકમ થયા પછી, જે માણસ જાણી બુઝીને તે મંડળીમાં સામીલ થાય અથવા જારી રેહે, તેને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એબંનેની શીક્ષા કરવામાં આવશે.

થવું અથવા જા
રી રહેવું.

ખુલાસો—અગર તે મંડળી ૧૪૧ મી કલમના અરથ પ્રમાણેની કાયદા વીરૂધ મંડળી હોય તો તે ગુનેહગારને ૧૪૫ મી કલમ મુજબ શીક્ષા કરવામાં આવશે.

હંગામો બંધ પાડવા વગેરેનુ કામ કરતા હોય તેવામાં કોઇ સરકારી નોકરની ઉપર હુમલો કરવો અથવા તેને હરકત કરવી.

૧૫૨. કોઇ સરકારી નોકર પોતાનો સરકારી ઓહદો બજાવવામાં કાંઇ કાયદા વીરૂધ મંડળીને વીખેરી નાંખવાની અથવા કાંઇ હંગામો કે બખેડો બંધ પાડવાની મેહનત કરતો હોય તેવામાં તેની ઉપર જે માણસ હુમલો કરે, અથવા હુમલો કરવાનો ડર દેખાડે, અથવા તેને હરકત કરે, અથવા હરકત કરવાની કોશીશ કરે, અથવા તે સરકારી નોકર પર સાપરાધ બળ વાપરે, અથવા તે વાપરવાનો ડર દેખાડે, અથવા તે વાપરવાની કોશીશ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની અથવા દંડની અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે.

હંગામો કરાવવાના ઇરાદાથી દુષ્ટતાથી કોઇના મનમાં ક્રોધ ઉત્પન કરવો.

૧૫૩. જે માણસ દ્વેષ બુધીથી અથવા દુષ્ટતાથી કાંઇ કાયદા વીરૂધ વસ્તુ કરીને કોઇ શખસના મનમાં ક્રોધ ઉત્પન કરે અને તે એવા ઇરાદાથી કે તે ક્રોધ હંગામનો ગુનોહ કરાવે અથવા તે ક્રોધ હંગામાનો ગુનેહ કરાવશે એવો સંભવ છે; એમ જાણીને તે એ પ્રમાણે કરે તો અગર તે ક્રોધ ઉત્પન થયાથી હંગામાનો ગુનોહ થાય તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે; અને અગર હંગામાનો ગુનોહ ન થાય તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે.

અગર હંગામો ન થાય તો.

જે જમીનપર કાંઇ કાયદા વીરૂધ મંડળી હોય તે જમીનનો માલીક અથવા કબજેદાર.

૧૫૪ જયારે કાંઇ કાયદા વીરૂધ મંડળી મળે અથવા હંગામો થાય ત્યારે જે જમીનપર તે કાયદા વીરૂધ મંડળી મળે અથવા તે હંગામો થાય તે જમીનના માલીક અથવા કબજેદારને, તથા તે જમીનમાં જેનો હક હોય અથવા જે હકનો દાવો કરતો હોય એવા શખસને એક હજાર રૂપીયા સુધીના દંડની, શીક્ષા કરવામાં આવશે; પણ તે કયારે કે જો તે અથવા તેનો મુખત્યાર કે કારભારી; તે ગુનોહ થાય છે અથવા થયો છે એવુ જાણીને, અથવા એવો સંભવ છે એમ માનવાનુ કારણ છતાં પાસેમાં પાસેની પોલીસની ચોકીપરના મુખ્ય અમલદારને તે બાબતની પોતાથી બનતી જલદીમાં જલદી ખબર નહી આપે તો, અને તે ગુનોહ થવાનો છે એમ માનવાનુ તેને અથવા તેઓને કારણ છતાં, તે અથવા તેઓ તે ગુનોહ અટકાવવાને સારૂ પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહી લગાડે તો અને તે ગુનોહ થયા પછી તે હંગામો બંધ પાડવાને અથવા તે કાયદા વીરૂધ મંડળીને વીખેરી નાંખવાને પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહી લગાડે તો.

જે શખસના ફાયદાને સારૂ કાંઇ હંગામો કરવામાં આવે

૧૫૫. જો કોઇ શખસના ફાયદાને સારૂ, અથવા તેની વતી, કાંઇ હંગામો કરવામાં આવે, અને જે જમીન બાબદ તે હંગામો થાય તે જમીનનો તે શખસ માલીક અથવા કબજેદાર હોય, અ

તે શખસની જવાબદારી.

થવા તે જમીનમાં અથવા જે કાંઇ તકરાર ઉપરથી તે હંગામો થ ચો હોય તે તકરારની બાબતમાં કાંઇ હકનો તે શખસ દાવો કરતો હોય; અથવા તેમાંથી તે શખસને કાંઇ ફાયદો થયો હોય અથવા તેણે કાંઇ ફાયદો કબુલ કરયો હોય, તો તે શખસને દંડની શીક્ષા કરવામાં આવશે; પ ણ ક્યારે કે જો તે અથવા તેનો મુખત્યાર કે કારભારી, તે હંગામો થવાનો સંભવ છે, અથવા તે હંગામો જેથી થયો હોય તે કાયદા વિરૂદ્ધ મંડળી મળવાનો સંભવ છે, એમ મા નવાનુ તેને કારણ છતાં, તે મંડળી મળતી અથવા હંગામો થતો અટકાવવાને, તથા તે હંગામો બંધ પાડવાને અને તે મંડળીને વીખેરી નાંખવાનો પોત પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહી લગાડે તો.

જે માલીક અથવા કબજેદારના ફાયદાનેસારૂ કાંઇ હંગામો કરવામાં આવેતેમ ખસનાઅખ ત્યારનીજવાબદારી

૧૫૬ જો કોઇ શખસના ફાયદાને સારૂ, અથવા તેની વતી, કાં ઇ હંગામો કરવામાં આવે, અને જમીન બાબત તે હંગામો થાય તે જમીનનો તે શખસ માલીક અથવા કબજેદાર હોય, અથવા તે જમીનમાં અથવા જે કાંઇ તકરાર ઉપરથી તે હંગામો થયો હો ય તે તકરારની બાબતમાં, કાંઇ હકનો તે શખસ દાવો કરતો હોય, અથવા તેમાંથી તે સખસને કાંઇ ફાયદો થયો હોય અથવા તે ણે કાંઇ ફાયદો કબુલ કરયો હોય, તો તે સખસ મુખત્યાર અથવા કારભારીને દંડની શીક્ષા કરવામાં આવશે; પણ ક્યારે કે જો તે મુખત્યાર અથવા કારભા રી, તે હંગામો થવાનો સંભવ છે, અથવા તે હંગામો જેથી થયો હોય તે કાયદા વિરૂદ્ધ મંડળી મળવાનો સંભવ છે, એમ માનવાનું તેને કારણ છતાં, તે મંડળી મળતી અથવા હંગામો થતો અટકાવવાને, તથા તે હંગામો બંધ પાડવાને અને તે મંડળીને વીખેરી નાંખ વાને પોતાથી બનતા સઘળા કાયદેસર ઇલાજો કામે નહી લગાડે તો.

કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીને સારૂ પઇસા આપવા કરીને રાખેલા સખસોને ઘરમાં રાખવા.

૧૫૭. જે માણસ પોતાના કબજા કે હવાલા માહેના અથવા પોતાના અખત્યાર તળેના કોઇ ઘર કે જગામાં, કોઇ સખસોને રા ખે; અથવા એકઠા કરે; અને તે એવું જાણીને કે કોઇ કાયદા વિરૂદ્ધ મંડળીમાં સામીલ થવાને અથવા અંગભુત થવા ને એ સખસોને પઇસા આપવા કરીને અથવા કોઇ બીજી રીતે રાખેલા છે, અથવા પઇસા આપવા કરીને અથવા કોઇ બીજી રીતે રાખવાના છે, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

કોઇ કાયદા વિરૂદ્ધ મંડળી અથવા હંગામામાં સામીલ થવા સારૂ પઇસા લેવા કરીને રેહેવું.

૧૫૮. ૧૪૧ મી કલમમાં લખેલાં કામો માહેના કાંઇ પણ કામ કરવાને અથવા તે કરવામાં મદદ કરવાને જે માણસ પઇસા લેવા કરીને અથવા કોઇ બીજી રીતે રેહે, અથવા પઇસા લેવા કરી ને કે કોઇ બીજી રીતે રહેવાનુ કેહે અથવા રેહેવાની કોશીશ કરે, તે માણસને છ મહીના સુધીની બમાંના ગમે તે પ્રકારની કેદની અ થવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે; અને ઉપર લખ્યા પ્રમાણે પઇસા લેવા કરીને અથવા કોઇ બીજી રીતે રહ્યા પછી, જે માણસ જીવ લેનારૂ કાંઇ હથીયાર અથવા જે મા રેથી સામા માણસનો પ્રાણ જાય એવી કાંઇ વસ્તુ સાથે લઇને ફરે અથવા ફરવાનુ કબુલ કરે કે કેહે, તે માણસને બે વરસની મુ

અથવા હથીયારબં

ધ થઇને ફરવું. — દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની. અથ વા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

બખેડો. — ૧૫૯. જ્યારે બે અથવા વધારે સખસો કોઇ જાહેર જગામાં મારામારી કરીને લોકોની સુલેહમાં ગડબડ કરે, ત્યારે તેઓએ તે "બખેડો" કરયો એમ સમજવું.

બખેડો કરવાની શિક્ષા. — ૧૬૦ જે માણસ બખેડો કરે તેને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એકસો રૂપાયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

---

## બાબ ૯ મો

### સરકારી નોકરોના અથવા તેઓ સબંધિ ગુન્હાઓ બાબત

કાંઇ સરકારીનોકરીના કામ સબંધી કાયદેસર મેહેનતાણા શીવાય કોઇસ રકારી નોકરે કાંઇ બીજો અવેજ લેવો — ૧૬૧ જે માણસ સરકારી નોકર હોય, અથવા સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય, તે માણસ પોતાના હેદ્દાનુ કાંઇ કામ કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં અથવા પોતાના હોદાનો અમલ ચલાવવામાં કોઇ સખસના ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં; અથવા હીંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે અથવા કોઈ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઇ લીવટેન્ટ ગવરનરની જોડે. અથવા કોઇ પણ સરકારી નોકરની જોડે તેના સરકારી હોદા સંબંધી કોઇ શખસને માટે અથવા કોઇ શખસના વિરૂદ્ધ કાંઇ વગ ચલાવવાનાં અથવા વગ ચલાવવાની કોશીશ કરવાના કારણ દાખલ અથવા બદલામાં કોઈ પણ સખસ પાસે પોતાને માટે અથવા બીજા કોઇ શખસને માટે, કાયદેસર મેહેનતાણા શીવાય બીજો કાંઈ પણ અવેજ લે, અથવા મેળવે; અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશીશ કરે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની. અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ખુલાસો ="સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય" અગર કોઇ સખસ સરકારી નોકર થવાની ઉમેદ રાખતો ન હોય, અને તે બીજાઓને એમ સમજાવે કે મને સરકારી નોકરી મળવાની છે અને ત્યારે હું તમારૂ કામ કરી આપીશ, અને એ પ્રમાણે તેઓને ઠગીને કાંઈ અવેજ મેળવે તો તે ઠગાઇનો ગુન્હેગાર થઇ શકે પણ તે કાંઇ આ કલમમાં બયાન કરેલા ગુન્હાનો તકશીરવાર ગણાય નહી

"અવેજ" અવેજ શબ્દ વડે એકલા પઇસાજ, અથવા જેની કીમત પઇસાથી થઇ શકે એવો અવેજ સમેજવો નહી.

"કાયદેસર મેહેનતાણું" "કાયદેસર મેનતાણું" એ શબ્દો વડે કોઇ સરકારી નોકર જે મેનતાણુ કાયદા મુજબ માગી શકે તે તે મેનતાણુજ સમજવુ નહી. પણ જે સરકારની તે નોકરી કરતા હોય તે સરકારની તેને જે જે મેહેનતાણું લેવાની પરવાનગીહોય તે બધા મેહેનતાણાનો તેઓમાં સમાવેશ થાય છે.

"કરવાનું કારણ અથવા બદલો" કોઇ શખસ જે વસ્તુ કરવાને ઇરાદો રાખતો ન હોય તે વસ્તુ કરવાના કારણ દાખલ, અથવા જે વસ્તુ તેણે કરી ન હોય તે વસ્તુ કરવાના બદલામાં કાંઇ અવેજ લે, તો તે શબ્દોમાં દાખલ થાય છે.

દૃષ્ટાંત.

(અ) એક મુનસફ, અ એક સરાફ ઝ નો તરફેનુ હુકમનામુ કરી આપવાના બદલામાં પોતાના ભાઇને ઝ ની પાશે (ઝ ની પેહેડીમાં) એક જગ્યા અપાવે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

(બ) એક કુમ્મક કરનારા રાજાના દરબારમાં રેસીડેન્ટના હોદાપર છતાં તે રાજાના પ્રધાન પાશેથી અ એક લાખ રૂપીયા લે; અને એમ નહી માલમ પડે કે પોતાના હોદાનું ફલાણુ મુકર્ર કામ અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં અથવા તે રાજાને માટે બ્રિટીશ સરકારની સાથે કાંઇ મુકર્ર બાબતમાં વગ ચલાવવા અથવા વગ ચલાવવાની કોશોશ કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં, અ એ ઉપલી રકમ લીધી, પણ એમ માલમ પડે કે પોતાના હોદાનો અમલ ચલાવવામાં તે રાજાની ઉપર અકસર મેહેરબાની રાખવાના કારણદાખલ અથવા બદલામાં અએ તે રકમ લીધી, તો અએ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

(ક) કોઇ સરકારી નોકર અ ઝ ને એમ ખોટુ સમજાવે કે સરકારની સાથે મારી વગથી તને ખીતાબ મળ્યો અને એમ કરીને તે ચાકરીના બદલામાં ઝ તને કાંઈ નાણુ આપે એમ કરે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

## ટીકા

આ કલમ કોઇ સરકારી નોકર રૂસવત લે અથવા લેવાની કોશીશ કરે, તેને શીક્ષા કરવા માટેની છે,

રોકડાં નાણાની લાંચ લીધી હોય, તે નાંણાં તેને લીધાં છે, એવો ગુન્હોહ સાબીત થાય તો તે લીધેલા નાણાં તેની પાસેથી પાછા લેવા કે નહી એવાબે કાંઇ ખુલાસો નીયમ નથી, પરંતુ સને ૧૮૩૭ માં આ કાયદો ઘડનાર કમીસનરો કહેછે, કે,

આવા પ્રકારના કેશમાં જડજોએ તેમના અધીકાર પ્રમાણે તહોમતદારેનો દંડ કરીને ગેરવ્યાજબી રીતે મેળવેલાં સઘળાં નાણાં પાછા લેવા જોઇએ એ રીતે અમે ધારીએ છીએતે ઘણુ ફાયદા ભરેલુ છે.

સરકારી નોકર કોને કેહેવો તે બાબત આ કાયદાની કલમ ૨૧ મી જુઓ સરકારી નોકર સરકારનો પગાર ખાતો હોય અગર નોકર થવાનો ઉમેદ રાખતો હોય એટલે ઉમેદવાર, તથા જેને કાયદાસર કાંઇપણ સરકારી કામ કરવાને અખત્યાર સોપ્યો હોય તેવા માણસ સરકારી નોકર તરીકે ગણી શકાય છે.

લાંચ લેવી એ કાંઇ ફક્ત પૈસા લેવાથીજ લાંચ લીધી એટલુજ નથી પણ પૈસા લેવાની કોશીસ કરવી અગર માગવા અગર હું તારૂ અમુક કામ કરીશ તેથી તુ મને અમુક ફાયદો કરજે અગર મારૂ અમુક કામ કરજે, એમ કેહેવુ તે પણ લાંચ લીધી બરાબર છે,

આ કલમ ઉપર થએલા ફેસલા જોવાથી વધારે ખુલાસો સમજાશે.

એક કામમમાં લાંચ લીધાની ખબર ન આપ્યા બદલ તથા ગુન્હેગારને પકડવાની કસુરકરયા બદલ એક શખસને અઠી વર્ષની મુદતની શીક્ષા તથા રૂ ૧૦૦) દંડ કરવામાં આવ્યો હતો અને તે મુબાઇ હાઇકોરટે બાહાલ રાખ્યુ, સરકાર વીરૂદ્ધ મહમદયાસીન વા.૦૪ પાનુ ૧૦૧ તા. ૮ સપટંબર સને ૧૮૭૯

પોલીસે તપાસ કરેલા કામની યાદી વાંચવા વાસ્તે અને શિક્ષાદારને કોરટમાં હાજર થવા માટે એક માજીસ્ત્રેટની કોરટમાં એક પોલીસ અમલદારને નીમ્યો હતો તે અમલદાર એક

ચોરીનું કામ તે કોરટની રૂબરૂ આણ્યુ ગુન્હેગાર ઉપર ચોરીનો ગુન્હો સાબીત થયાથી તેને શીક્ષા કરી ચોરીનો માલ કોરટે ફરીઆદીને આપવાનો હુકમ કર્યો તે વખત માલ પૈકી કાંઇક માલ તે પોલીસ અમલદારે ફરીઆદી પાશે માગ્યો તેથી ફરીઆદીએ તેને કાંઇક માલ આપ્યો પણ આ કલમમાં કહેલા કારણ માટે અગર તેમાં એકાદ હેતુ સધ થવા માટે તે પોલીસ અમલદારે તે માગ્યુ કીધુ નહી છતાં દસ્તુરી તરીકે, તેણે ફરીઆદીની પાસે તે માગ્યુ કીધુ હતુ એમ દરશ્યાથી હાઇકોરટે તે કામમાં એવો ઠરાવ કીધો કે પોલીસ અમલદાર. પીં૦ કો. ક૦ ૧૬૨ પ્રમાણે શીક્ષાને પાત્ર નહી છતાં કલમ ૧૬૧ માં કહેલા શીક્ષાને પાત્ર છે, સરકાર વીરૂધ મલનામમાદ—ના—૧ મ. ૫૩૦ તા૦ ૧૫ ડીસમ્બર સન ૧૮૭૭ ક૦ હા૦

મીનમીસાલ શહર અમીન જે ફેસલો કરે તેમાં પોતાનો વગ ચલાવવા માટે કોઇ સીરસ્તેદાર કાંઇ લાંચ લેતો તે આ કલમ પ્રમાણે ગુનેગાર થઇ શકે— સીરસ્તેદારે વગ ચલાવ્યો કે નહી તે અગત્યનું નથી કેમકે આ કલમમાં ખુલી રીતે બતાવ્યુ છે કે— કેઇ શખશ કાંઇ કામ કરવાનો ઇરાદો રાખતો હોય તે કામ કરવા માટે કાંઇ કાયદા વીરૂધ્ધ મેહનતાણું લે, કીવાજે કામ પોતે કરયુ ન હોય તે માટે કાંઇ ઇનામ લેતા તે ગુનેગારછે, રાણી વીરૂદ્ધ કાસી ચીરંગ શીરસ્તેદાર કો. ઇ- ડી. મા ૩૪૧

કોઈ આફ્વાડેશના એક મેનેજરે કેટલાક રૂપૈઆ સરકાર તરફથી એક બેંકમાં અનામત મુક્યાં તે બેંક સરકાર ખજાનાનુ કામ જુએછે, તે બેંકવાળાના એક નોકરે તમે મને કાંઇ બક્ષીસ આપો તો હું આ તમારી રકમ અનામત મુકુ એમ તે મેનેજરને કહયુ, તેથી તે મેનેજરે તેના પર આ કલમના અર્થ પ્રમાણે ફરીયાદ કરી કામ ચલાવ્યુ. તેમાં એમ ઠરાવ થયોકે મેનેજરે જોકે સરકાર તરફથી તે બેંકમાં રૂપૈઆ અનામત મુકવાના હતા તો પણ આરોપીએ બેંકમાં તે પૈશા લીધા તે સરકાર તરફથી લીધા નહી છતાં બેંકના નોકરે એ રીત તેણે લીધા હતા, અને એ રીત સરકારી નોકર નહી છતાં ફક્ત બેંકનો નોકર હતો તેથી આ આકટની કલમ ૨૧ ની રકમના અર્થ પ્રમાણે તે સરકારી નોકર નથી માટે આરોપીત પરનું તહોમતને શીક્ષા રદ કરી દંડ વસુલ થયો હોય તે પાછો આપવાનો હુકમ કરીએ છીએ. ક હા. વા. ૪- મ. ૩૭૬ તા૨૦ ડીસંબર સને ૧૮૭૮

કોઇ સીપાઇને, મોસેસમાંહીથી, કાંઇ દરમહાનું પગાર હોય, અને સરકાર તરફથી બીજો પગાર ન હોય તોપણ જો તે લાંચ લેતો તેણે સરકારી નોકર તરીકે ગણાય. રાણી વીરૂદ્ધ રામકીસનદાસ, કો' ઇ. ડા, મ ૩૪૨.

જુરીના માણસને લાંચ આપવાનુ કહયું તેથી તે લાંચ આપવા આવનાર શખશના રૂ ૧૦૦૦) દંડ કીધા તે વ્યાજબી છે એમ ઠરાવવામાં આવ્યું. રાણી વીરૂધ બાલચંદર બીસવાળા. કો. ઇ. ડા. મા ૩૪૧

એક જોઇંટ માજીસ્ત્રેટે, પોતાના તાબાના નોકરને આ કલમ પ્રમાણે સજા ઠરાવી હોય, અગર તેને બતરફ કરયો હોય તો તે વ્યાજબીછે, એમ ઠરાવવામાં આવ્યુંછે, સરકાર વીરૂધ ચંદરકુમાર સેન. કો. ઇ ડા. મ, ૩૪૧

કોઇ સરકારી નોકરની સાથે લાંચના અથવા કયદા વિરૂદ્ધ ઉપાયથી વગ ચલાવવા માટે કાંઇ અવેજ લેવો.

૧૬૨. લાંચના અથવા કયદા વીરૂદ્ધ ઉપાયથી કેઇ સરકારી નોકરને પોતાના હોદ્દાનુ કાંઇ કામ કરવા અથવા ન કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા તે સરકારી નોકરને પોતાના હોદ્દાનો અમલ ચલાવવામાં કોઇ શખસની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં; હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની

જોડે, અથવા કોઇ પ્રેસીડેન્સી સરકારની જોડે, અથવા કોઇ લીવટેનંટ ગવરનરની જોડે, અથવા કોઇપણ સરકારી નોકરની જોડે, તેના સરકારી ઓહદા સંબંધી કોઇ સખસને માટે અથવા કોઇ શખસની વીરૂદ્ધ વગ ચલાવવાને અથવા વગ ચલાવવાની કોશિશ કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, જે માણસ કોઇ પણ સખસ પાસે, પોતાને માટે અથવા બીજા કોઇપણ સખસને માટે, કંઇ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશીશ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

## ટીકા

જે શખશ પોતાને માટે અથવા બીજા કોઇ શખશોને માટે કોઇ સરકારી નોકરને, કાંઇ સરકારી કામ કરવા માટે ગેર વ્યાજબી રીતે ખરાબ ઇલાજોથી, એ સરકારી નોકરને લલચાવવા માટે કાંઇ અવેજ લે તેણે કલમ ૧૬૧ પ્રમાણે સજા થાય નહી પણ, કલમ ૧૬૨ પ્રમાણે સજા થાય, વી૦ રી૦ ૩-મ૦ ૧૦

કોઇ સરકારી નોકરની સાથે પોતાનો વગ ચલાવવા સારૂ કાંઇ અવેજ લેવો

૧૬૩ પોતાનો ખાનગી વગ ચલાવીને કોઇ સરકારી નોકરને પોતાના ઓહદાનું કાંઇ કામ કરવા અથવા ન કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં; અથવા તે સરકારી નોકરને પોતાના ઓહદાનો અમલ ચલાવવામાં કોઇ સખસની ઉપર મેહેરબાની અથવા ઇતરાજી કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં; અથવા હિંદુસ્તાનની કાયદા બાંધનારી કે હુકમત કરનારી સરકારની જોડે, અથવા કોઇ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઇ લીવટેનંટ ગવરનરની જોડે, અથવા કોઇ પણ સરકારી નોકરની જોડે, તેના સરકારી ઓહદા સંબંધી કોઇ શખસને માટે અથવા કોઇ શખસની વીરૂદ્ધ વગ ચલાવવાને અથવા વગ ચલાવવાની કોશીશ કરવાને લલચાવવાના કારણ દાખલ અથવા બદલામાં, જે માણસ, કોઇ પણ શખસ પાસે પોતના માટે અથવા બીજા કોઇ શખસને માટે, કાંઇ પણ અવેજ લે, અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશિશ કરે, તે માણસને એક વર્ષના મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

કોઇ વકીલ કોઇ જડજની આગળ કોઇ મુકદ્દમામાં તકરાર કરવાને કાંઇ ફી લે તે, સરકારને કાંઇ અરજી કરવી હોય, અને તેમાં અરજદારની ચાકરી તથા તેના દાવાનું બયાન કરવું હોય, તે અરજીની બીના બરાબર ગોઠવવા સારૂ તથા તે અરજી શુદ્ધ કરવા સારૂ કોઇ માણસ કાંઇ અવેજ લે તે; કોઇ તકસીરવાર ઠરેલા માણસનો પહેલા આપાને રાખેલો મુખત્યાર જે તે માણસને ગેરવ્યાજબી રીતે તકસીરવાર ઠરાવ્યો છે એવું બતાવવાને સરકારની આગળ કાંઇ મજકુર લખીને લખાણ રજુ કરે તે,—એ શખસો આ કલમમાં દાખલ થતા નથી કેમકે તેઓ પોતાનો ખાનગી વગ ચલાવતા અથવા ચલાવવાનું કેહેતા નથી.

સરકારી નોકર ઉપર બયાન કરેલા ગુનાહોમાં મદદગારી કરે તેને શિક્ષા.

૧૬૪. કોઇ માણસ સરકારી નોકર હોય, તેની બાબતમાં ઉપલી બે કલમો મધ્યે બયાન કરેલા બે ગુનાહો માંહેનો ગમે તે ગુન્હો કરવામાં આવે, અને તે તે ગુન્હાની મદદગારી કરે, તો તે માણસને ત્રણ વરસની મુદતસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા

કેદની અથવા એ બંનેની, શિક્ષા કરવામ, આ

દૃષ્ટાંત.

(અ) એક સરકારી નોકર છે તે અ ની વહુ બ અ ની પાશે કોઇ મુકરર સખસને કાંઈ જગા આપવાનુ અ ને કહેવાના કારણ દાખલ કાંઇ નજરાણુ લે, અને અ બ ને તે લેવામાં મદદગારી કરે, તો બ ને એક વરસની, મુદત સુધાના કેદનો, અથવા એ બંનેની શિક્ષા થઇ શકે; અને અ ને ત્રણ વરસની મુદત સુધીની કેદની, અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા થઇ શકે.

કોઇ સરકારી નોકરની આગળ કાંઈ મુકદમો અથવા મામલો ચાલતો હોય તે મધ્યે નિસબત ગણનારા કોઇ સખસની પાશેથી તે સરકારી નોકરે વગર કીમત આપે કાંઇ કીમતદાર વસ્તુ લેવી.

૧૬૫. કોઇ સરકારી નોકર જે મુકદમો અથવા મામલો ચલાવતો હોય અથવા ચલાવવાનો હોય, અથવા જે મુકદમો કે મામલો પોતાના અથવા પોતે જે સરકારી નોકરને તાબે હોય એવા કોઇ સરકારી નોકરના હોદાનાં અમલની સાથે નીસબત રાખતો હોય, એવા કોઇ મુકદમા કે મામલા મધ્યે જે સખસનુ કાંઇ લાગતું વળગતું હતું; અથવા છે અથવા થવાનો સંભવ છે, એમ તે જાણતા હોય; કે વા કોઇ સખસની પાસેથી, અથવા એ પ્રમાણે લાગતુ વળગતુ હોય તેવા શખસની સાથે જે શખસનો કાંઇ સબંધ અથવા સગપણ છે, એમ તે જાણતો હોય એવા કોઇ સખસ પાશેથી, તે સરકારી નોકર કિમત આપ્યા વગર, અથવા પોતાના જાણ્યા મુજબ ઓછી કીમત આપીને, પોતાને માટે અથવા બીજા કોઇ શખસને માટે, કાંઇ કિમતી વસ્તુ લે. અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાની કોશીશ કરે તો તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) અ એક કલેક્ટર છે, તેની આગળ જમાબંધી બાબતનો એક ઝ નો મુકદમો ચાલે છે હવે ઝ નું એક ઘર અ ભાડે લે, અને એવો બંદોબસ્ત થાય કે અ એ દર મહીને પચાસ રૂપીઆ આપવા, અને તે ઘર એવું હોય કે અગર તે સાફ શુદ્ધબુદ્ધિથી થયુ હોય તો અ એ દર મહીને બસે રૂપીઆ આપવા પડે, તો અ એ ઝ પાશેથી પુરી કીમત આપ્યાવીના કીમતી વસ્તુ મેળવી એમ સમજવુ.

(બ) અ એક જડ્જ છે તેની કોરટ મધ્યે ઝ નો એક મુકદમો ચાલેછે તે ઝની પાશેથી બજારમાં સરકારી પ્રામિસરી નોટો વધારે ભાવે વેચાય છે એવા વખત, ઓછે ભાવે અ કાંઇ સરકારી પ્રામિસરી નોટો ખરીદ કરે, તો અ એ ઝ ના પાશેથી પુરી કીમત આપ્યા વિના કિમતી વસ્તુ મેળવી એમ સમજવુ.

(ક) ઝ ના ભાઇ ખોટી શાહેદી આપવાના તોહોમત પરથી પકડીને અ માજીસ્ટ્રેટની આગળ લેઇ ગયા છે. હવે કોઇ બેંકના શેર બજારમાં ઓછે ભાવે વેચાતા હોય એવી વખતે અ તે બેંકના કાંઇ શેર ઝ ને વધારે ભાવે વેચે, અને તે ભાવ પ્રમાણે ઝ અને તે શેરના નાણાં ભરે, તો અ એ રીતે મેળવેલાં નાણાને તેણે પુરી કીમત આપ્યા વિના લીધેલી કીમતી વસ્તુ સમજવી.

કોઇ સખસને નુકશાન કરવાના ઇરાદાથી કોઇ સરકારી

૧૬૬. કોઇ માણસ સરકારી નોકર હોય, અને તેણે પોતાના સરકારી આડદાસર કેમ ચાલવુ એ બાબતનો કાંઇ કાયદાનો હુકમ તે જાણી બુજીને ન માને, એવા ઇરાદાથી કે તે ન માનવાથી કાંઇ સ

નોકરેકાંઇકાયદાનો હુકમ નમાનવો. ખશને કાંઇ નુકશાન કરવું, અથવા તેથી કાંઈ નુકશાન થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેનો શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

ઝની તરફનુ એક ઇનસાફની કોર્ટે હુકમનામુ કરી આપ્યુ હોય તે હુકમનામુ પુરૂ કરવા સારૂ તે બજાવવામાં કાંઇ મિલકત જપ્ત કરવાનો કાયદાએ અમલદારને હુકમ કર્યો હોયતે કાયદાનો હુકમ અ એ જાણી જોઇને ન માને અને તેતે એમ જાણતો હોય કે હુ એ હુકમ નહી માનીશ તેથીઝ ને નુકશાન થવાનો સંભવ છે તો અ એ આ કલમમા બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું,

ટીકા

આ કલમ પ્રમાણે તોહમત સ્થાપીત કરતીવખતે કયો કાયદો અથવા રૂલ નહી માન્યો તે તહોમતમાં બતાવવુ જોઇએ, વીકલી રીપોર્ટ, ૨ પ્રષ્ઠ ૧૦૫

એક ડીપેટી કમીશનરે (બ) નામના એક શખસને લુટારો અથવાબદમાસ માન્યો એ મકરવાને કાંઇ કાયદો નથી એવું તે ડીપોટી, કમીશનરે જાણ્યા છતાં, તે (બ) નામનો શખસને પોતાના જીલ્લામાંથી કાહાડી મુકયો અને ગંગા પાર મોકલી દીધો, તે કામમાં ઠરાવવામાં આવ્યુકે, ડીપોટી કમીશનરે એમ કરવાથી, આ કલમ પ્રમાણે ગુન્હો કરયો. ઇનસાફ ખાતાના અમલદારો નીષકપટ પણે જે કામ કરે, તે માટે તેનો બચાવ થાયછે પણ તારમાં આવી જોઇતી સંભાળ લીધા વગર કાંઇ કૃત્ય કરેતો તેના પરીણામ માટે તેઓ જવાબદાર છે. ક્રી, પ્ર. ૧૦૮

નુકશાન કરવા ના ઇરાદાથી કોઇ સરકારી નોકરે કાંઇ ખોટો લેખ બનાવવો.

૧૬૭. કોઇ માણસ સરકારી નોકર હોય, અને તેને પોતાનાસરકારી હોદાના જોરથી કાંઇ લેખ તૈયાર કરવાનુ અથવા તેનો તરજુમો કરવાનુ સોંપ્યુ હોય, તે માણસ પોતે જેને ખોટી જાણતો હોયઅથવા માનતો હોય એવી રીતે તે લેખ બનાવે, અથવા તેનો તરજુમો કરે, એવા ઇરાદાથી કે તેમ કરીને પોતે કોઇ સખશનુ નુકશાનકરવું, અથવાતેમ કરવાથી પોતાથી કોઇનુ નુકશાન થાય એવો શંભવ છેએમજાણ્યા છતાં, તોતે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની,અથવા દંડની એ બંનેનો શિક્ષા કરવામા આવશે.

ટીકા

એક કોરટના તરજુમો કરનારે એક ફોજદારી કેશમાં કેદી છુટી જાય તે માટે સબળા દસ્તાવેજનો ખોટો તરજુમો કરયો, તેમાં ઠરાવવામાં આવ્યુ કે, તને આ કલમ પ્રમાણે શજા થાય નહી, પણ અજ કાયદાની કલમ ૨૧૮ પ્રમાણે શજા થાય, બરોબર તરજુમો કરવામાં તેણે સોગન લીધા હોય તો તેને કલમ ૧૯૩ પ્રમાણે સજા થાય. (ક્રી. પ્ર. ૧૧૦

આવો તરજુમો કરવાથી નુકશાન થશે એવું એ સરકારી નોકર આગળથી જાણતો હતો અગર તેનો એવો ઇરાદો હતો, એવુ શાબીત થતાં સુધી તેને આ કલમ પ્રમાણે શિક્ષા થાય નહી, વા. ૫. અ. હા. રી. પ્ર. ૧૨૫.

એક ફોરેસ્ટ(જંગલ ખાતાનો)ઓફીસર કે જેને કાયદા પ્રમાણે તપાશ કરવાનો તથા પુરાવો લેવાનો અખત્યાર મળ્યો નથી, તે શખસની રૂબરૂ રજુ કરવાના ઇરાદાથી ખોટો હીસાબ તઇયાર કરવો એઇડીઅન પેનલકોડ કલમ ૧૯૩ પ્રમાણે ખોટો પુરાવ બનાવ્યો એમ કહેવાય નહી, સરકાર વીરૂધ, રામાજીરાવ જીવાબાજીરાવ અને એક બાજો, વા. ૧૨-. મા. ૧

*તા. ૧૦ ફેબ્રુવારી ૧૮૭૫.

સરકારી નોકરે કાયદા વિરૂધ વેપાર કરવો.

૧૬૮ જે માણસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેણે વેપાર નહી કરવાની ફરજ હોય તે માણસ જો વેપાર કરે, તો તેને એક વરસની મુદત સુધીના આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે,

સરકારી નોકરે કાયદા વિરૂધ કાંઈ મીલકતની ખરીદી અથવા માગણી કરવી.

૧૬૯, જે માણસ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદ્દાને લીધે કાયદા મુજબ જેણે કાઇ મીલકતની ખરીદી અથવા માગણી નહી કરવાની ફરજ હોય, તે માણસ જો પોતાને નામે અથવા બીજાને નામે, અથવા બીજાઓની સાથે રહીને કે ભાગમાં તે મીલકતની ખરીદી અથવા માગણી કરે, તો તેને બે વરસના મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, એ બંનેની, શિક્ષા કરવામાં આવશે અને અગર તે મીલકત ખરીદ થઇ હશે, તો તે સરકારના જપ્ત કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરનો વેશ લેવો.

૧૭૦ જે શખશ પોતે અમુક હોદ્દાપર નથી એમ જાણ્યા છતાં, સરકારી નોકર દાખલ તે હોદ્દાપર હોવાનો ઢોંગ કરે, અથવા તે હોદ્દાપર હોય એવા કોઇ બીજા શખસનો વેશ લે, અને તે વેશ લેઇને, તે હોદ્દાથી કરતો હોય એવી રીતે કાંઇ કામ કરે અથવા કામ કરવાની કોશીશ કરે, તે શખસને બે વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેના, શિક્ષા કરવામાં આવશે,

કોઇ સરકારી નોકર જેવો પોશાક પેહેરતો હોય, અથવા જે નીશાણી સાથે રાખતો હોય તે પોશાક અથવા તેવી નીશાની દગલબાજીના ઇરાદાથી પેહેરવી અથવા સાથે રાખવી.

૧૭૧. જે માણસ સરકારી નોકરોના અમુક વરગનો નહી છતાં તે વરગના સરકારી નોકરોના પોશાક જેવો પોશાક પહેરે અથવા તેઓની નીશાણી જેવી નીશાણી સાથે રાખે એવા ઇરાદાથી કે તે માણસ સરકારી નોકરોના તે વરગમાંનો છે, એમ માનવામાં આવે અથવા એમ માનવામાં આવશે. એવો સંભવ છે એમ જાણ્યાં છતાં તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારના કેદની અથવા બસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.



## ભાગ ૧૦મો

## સરકારી નોકરોના કાયદેસર અખતિયારનો તિરસ્કાર બાબત.

કોઇ સરકારી નોકરની તરફથી થએલો સમન કે હુકમ ન પોહોચે એટલા માટે નાહાશી જવું.

૧૭૨. જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી સમન અથવા નોટીસ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખતિયાર હોય એવો કોઇ સરકારી નોકરે કરેલો સમન, અથવા નોટીસ અથવા હુકમ પોતાને નપોહોચાડાય એટલા માટે જે માણસ નાશી જાય, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચશે રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેના, શિક્ષા કરવામાં આવશે અથવા અગર તે સમન, નોટીસ, અથવા હુકમ જાતે અથવા મુખતિયારની મારફતે કોઈ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતનો અથવા કાંઇ

લેખ હાજર કરવા બાબતનો હોગે તો તે માણસને છ મહીનાના મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

## ટીકા

આ કલમ કોઇ સરકારી નોકર જેને શમન અથવા નોટીશ અથવા વારંટ કાહાડવાનો અખ્તીઆર હોય, તેવા સરકારી નોકરે શમન કીવા વારંટ કીવા નોટીશ કહાડ્યું હોય તે બાબતની ખબર પડવાથી કોઇ શખસ કે જેની ઉપર તે શમન અથવા નોટીશ નીકળી હોય તે શખસ તે સમન અથવા નોટીસ કીવા નોટીસનો અનાદર કરીને નાશી જાય અથવા છુપી રહે તે શખશને શીક્ષા કરવા માટેની છે એવા ઇરાદાથી કે તે સમન કીવા નોટીસ આની ઉપર બજી શકે નહી અરથાંત તે સમન કીવા નોટીસ પોતાની ઉપર નહી બજવા દેવાના ઇરાદાથી નાસીજાય કીવા છુપી રહેતો તે નાશી જવું ગણી શકાય.

ઉપર બતાવેલો સમન કીવા નોટીસ નીકળે તે વખત તે શખશ હાજર નહી હોય અગર તે કોઇ દેશાવર ગએલો હોય. અગર તે વખત પેતાના કાંઇ અગત્યના કારણથી તે સમન કીવા નોટીસ નહી બજવા દેવાના ઇરાદા શીવાય તે સમન કાહાડનારી કોરટની હકુમત છોડીને જાય તો તે નાશી ગયો કહેવાય નહી

આ બાબ ૧૦ માની કલમ ૭૨ થી ૮૮ સુધીની કલમો (એ બંને કલમો સુધાં) પ્રમાણે શીક્ષા કરવા લાયક કોઇપણ ગુન્હો જે સરકારી નોકરનું લાગતું વળગતું હોય તેનો અથવા આ કલમ પ્રમાણે તે સરકારી નોકરના તીરસ્કાર અથવા જેમ હોય તેમ થએલા ગુન્હા બાબત ગુન્હેગાર ઉપર ફરીઆદ કરવાને તે જે સરકારી નોકરના તાબામાં હોય એટલે પોતાના ઉપરી અમલદારની તે ફરીઆદ કરવાની પ્રથમ મંજુરીઅત લીધા વગર, અથવા તેની ફરીઆદ વગર કોઇપણ કોરટે સાંભળવી નહી, ક્રામીનલ પ્રોસીજર સન ૧૮૮૨ ના ૧૦ માની કલમ ૧૯૫ જુઓ

સરકારી ઇનસાફની વીરૂદ્ધ કેટલાએક ગુન્હાઓ બાબત તથા પુરાવામાં આપેલા દસ્તાવેજો સંબંધી ગુન્હાઓ બાબત ફોજદારી કાયદાની કલમ ૧૯૩-૧૯૪-૧૯૫-૧૯૬-૧૯૯-૨૦૦ ૨૦૫-૨૦૬-૨૦૭-૨૦૯-૨૧૦-૨૧૧ અથવા ૨૨૮ તથા ૪૬૩ મી કલમમાં વરણવેલા તથા ૪૭૧—૪૭૨ અથવા ૪૭૬ મી કલમ પ્રમાણે શીક્ષા કરવા લાયક કોઇપણ ગુન્હો જ્યારે કોઇપણ ગુન્હેગાર કરે, તેના ઉપર ફરીઆદ કરવા માટે તે કોરટની અથવા તે કોરટ જે કોરટના તાબામાં હોય, તે કોરટની મંજુરી વગર ઉપર બતાવેલી કલમોવિરૂદ્ધના ગુન્હા કોઇપણ કોરટને સાંભળવાનો અખ્તીઆર નથી જુઓ તેજ કલમ ૧૯૫ ક્રી પ્રો ૮૨ નો ૧૦ મા

સને ૧૮૮૨ના આક્ટ ૧૦ માની કલમ ૧૯૫ માં સુચવેલી મંજુરી મોઘમ રીતે આપવાનો અખત્યાર છે અને તેમાં તહોમતવાળાનું નામ લખવાની જરૂર નથી, પણ બની શકે તેટલે સુધી, જે કોરટમાં અથવા બીજી જગામાં, જે પ્રસંગે ગુન્હો કરયો હોય, તે કોરટ; અથવા જગા. અને પ્રસંગ એ વિવેચ કરીને તેમાં જણાવાં, આ કલમમાં સુચવેલા હર કોઇ ગુન્હાના સબંધમાં મંજુરીઅત આપી હોય ત્યારે તે મુકદમો સાંભળનારી કોરટને સદરહુ સુચવેલા બીજો જે ગુન્હો હકીકત ઉપરથી જણાઇ આવે તે ગુન્હાનું તહોમત મુકવાનો અખ્તીઆર છે,

સદરહુ મંજુરીઅત આપ્યાં પછી છ મહીનાથી વતી મુદત સુધી અમલમાં રેહેશે નહી.

સઘળી કોરટો તેના ઉપર અપીલ ચાલી શકતી હોય તે કોરટોના તાબામાં છે, તથા ઇલાકાના મુખ્ય શેહેરો માંહેની સ્માલકાજ કોરટો હાઇકોરટના તાબામાં છે એમ સમજવું.

આ આખા બાબની છેલી બે કલમો ૧૮૯ તથા ૧૯૦ વીરૂદ્ધના ગુન્હાઓની ફરીઆ

કાને માટે મંજુરીઅતની જરૂર નથી.

મંજુરીઅત સુધ બુધીથી લેવાની અરજી કરી છે કે, સામા પક્ષકારને હેરાન કરવાને કે, પૈસા કઢાવવા સારૂ કે, સામા પક્ષકારને હેરાન કરવાને તે કાયદેસર ઇલાજ લેવાનો હોય તેમાં અંગ પાડવાના હેતુથીજ કરી છે, તે મંજુરીઅત આપનાર અધીકારાએ ધ્યાનમાંલેવુ જોઈએ સુધ બુધીથી અરજ કરવામાં આવી હોય, અને સારા કારણો હોયતો મંજુરીઅત આપવી જોઇએ, ઇ. લા રી. વા. ૭ કલકતા, ૨૦૮

મંજુરીઅત આપતાં અગાઉ, જે મુકદમાના કામમાં મંજુરીઅત આપવાની હોય, તે મુકદમાનુ કામ પુરૂ થવુ જોઇએ. ૧૯-વુ. રી. ૭૭

સમન અથવા બીજો હુકમ પોહોચતો અટકાવવો અથવાતે જાહેર થતો અટકાવવો.

૧૭૩. જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાના જોરથી સમન. અથવા નોટીસ, અથવા હુકમ કરવાનો કાયદા મુજબ અખતિયાર હોય એવા કોઇ સરકારી નોકરે કરેલો સમન નોટીસ, અથવા હુકમ પોતાને અથવા બીજા કોઇ પણ શખસને પોહોંચે તો જે માણસ કોઇ પણ રીતે ઇરાદાથી અટકાવે અથવા કાયદા મુજબ તે સમન, નોટીસ અથવા હુકમ કોઇ જગોપર ચોડતાં જે માણસ કોઇ પણ રીતે ઇરાદાથી અટકાવે અથવા જે જગોપર તે સમન, નોટીસ; અથવા હુકમ કાયદા મુજબ ચોડયો હોય તેવી કોઈ જગોપરથી જેમાણસ કોઇ પણ રીતે તેનેઇરાદાથી ખશેડે, અથવા જે સરકારી નોકરને પોતાના સરકારી ઓહદાના જોરથી કાંઇ જાહેરખબર આપવાનુ ફરમાવવાને કાયદા મુજબ અખતિયાર હોય તેવા કોઇ સરકારી નોકરના હુકમથી તેવી કાંઇ જાહેરખબર કાયદા મુજબ અપાતી જે માણસ કોઇ પણ રીતે ઇરાદાથી અટકાવે, તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચશો રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અથવા અગર તે સમન નોટીસ, હુકમ કે જાહેર ખબર જાતે અથવા મુખતિયારની મારફતે કોઇ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતની અથવા કાંઇ લેખ હાજર કરવા બાબતની હશેતો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની; અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે

## ટીકા

આ કલમ પ્રમાણે ગુન્હો સાબીત કરવાને નીચે લખેલી બાબત શાબીત કરવી જોઇએ.

સમન અથવા નોટીસ ફલાણા શખસ ઉપર નીકળી છે અગર નીકળવાની છે એવુ ગુન્હેગારના જાણવામાં હોયતો તથા તે સમન અથવા નોટીસ નહી પોચે એવુ કાંઇ કપટ કરયુ હોયનો તથા તે સમન અગર નોટીસ કોઇ જગોએ ચોડતાં અટકાવી હોય અગર ચોડેલી ઉઠાવી લીધી હોયનો,

કરજદારો ફરીઆદ થતી વખત નાશી જાયે છે તેમની બાબતની હકીકત પણ એવીજ હોય છે કે, તે સમન મને પોચે નહી પણ તેઓ કોરટનો તીરસ્કારવા નાશી જતા નથી પણ નાણા આપવા પડશે એવા હેતુથી નાશી જાયછે.

સમન પેંચ્ય બદલ સહી આપવાને ના કબુલ કરવુ. અગર સહી ન કરવી. એમ કરવાથી આ કલમ મુજબ ગુન્હો થતો નથી, કલકતા હા. કો. વા. ૩ મ. ૬૨૧, સરકાર વીરૂધ ભુમદેશ્વર, તા. ૧૪ ડાસખર સને ૧૮૭૭ સમન લેવા તથા સહી કરવા સારૂના કબલ કરવુ એ આ કલમના અર્થ પ્રમાણે બજાવણીને અટકાવ કરયો એમ થતુ નથી, મુબાઇ હાઇકોરટ પુછવા ઉપરથી. સરકાર વિરૂધ ખુશાલ પરભુદાસ તા. ૧૫ જુલાઇ સને ૧૮૬૯.

એક તોહમતવાળા ઉપર થએલી ફરીઆદનો જવાબ આપવા માટે હાજર થવાને ચાહા

ના ફુલપાવર માજીસ્ટ્રેટે સમન કરયો તે બજાવ્યાની ખાત્રી થવા સારૂ સમનની પીઠે સહી કરવાનુ કહ્યા છતાં તેણે સહી કરવાની ના કહી તે ઉપરથી આ કલમ પ્રમાણે તોમતવાળાને સીક્ષા કરી તે કામમાં હાઇ કોરટે ઠરાવ્યુ કે આવા કામમાં આ કલમ લાગુ પડતી નથી, મા ટે તોમત અને શીક્ષા રદ કરવામાં આવી મુ, હા. રી| પાનુ ૮૮ વા, ૫

કોઇ સરકારી નો કરની તરફથી થયે લા હુકમ મુજબ હાજર ન થવું.

૧૭૪. જે સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના જોરથી સમન, નોટીસ, હુકમ, અથવા જાહેર ખબર આપવાનો કાયદા મુજબ અખતિયાર હોય, એવા કોઇ સરકારી નોકરે કરેલા સમન, નોટીસ, હુકમ, અથવા જાહેરખબર મુજબ ફલાણે ઠેકાણે તથા ફલાણી વખતે જાતે, અથવા મુખતિયારની મારફતે હાજર થવાની જે માણસની કાયદા મુજબ ફરજ હોય તે માણસ અગર ઇરાદાથી તે ઠેકાણે અથવા તે વખતે હાજર થવામાં કસુર કરે, અથવા જે ઠેકાણે હાજર થવાની ફરજ હોય તે ઠેકાણેથી જવાની કાયદેસર વખત થતાં પેહેલાં, ત્યાંહાથી જાય, તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચશે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અથવા અગર તે, સમન, નોટીસ, હુકમ, કે જાહેર ખબર જાતે અથવા મુખતિયારની મારફતે કોઇ ઇનસાફની કોરટમાં હાજર થવા બાબતની હોશે તો, તે માણસને છ મહીનાની મુદત સુધીના આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) કલકત્તાની સુપ્રીમ કોરટમાંથી થએલા સમન મુજબ તે કોરટ મધ્યે હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં અ હાજર થવામાં ઇરાદાથી કસુરરે ક તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

(બ) કોઇ જીલ્લા જડજે કરેલા સમન મુજબ તે જીલ્લા જડજના હજુરમાં હાજર થવાની કાયદા મુજબ ફરજ છતાં અ હાજર થવામાં ઇરાદાથી કસુર કરે તો અ એ આ કલમમાં બ્યાન કરલો ગુનોહ કરયો એમ સમજવું.

## ટીકા.

કોઇ સરકારી નોકર કાયદાસર અખત્યાર પામેલો હોય તેવાજ નોકર તરફથી જે સખશને અમુક અમલદારની રૂબરૂ હાજર થવાને હુકમ થયો હોય તે સખશ તે હુકમ મુજબ હાજર ન થાય તો તેને આ કલમાં કહેલો ગુન્હો કરયો કહેવાય, આ બાબત નીચે બતાવેલા ફેસલા જુઓ.

એક કામમાં અમદાવાદના ફુલપાવર માજીસ્ટ્રેટે એક સખશને અમુક દીવસે દશ વાગતાં હાજર રહેવાને સમન કરયો છતાં તે હાજર થયો નહી તેથી તેના ઉપર આ કલમ. ૧૭૪ પ્રમાણે ગુન્હો ઠરાવવી તેને સીક્ષા કરવામાં આવી હતી પણ સેશન જડજે આ કામ હાઇ કોરટના હુકમ માટે મોકલ્યુ એવાં કારણથી કે માજીસ્ટ્રેટના પ્રોસીડીંગ અને રીપોટ ઉપરથી એમ જણાય છે કે સમનની નકલ તોહમતવાળાને આપી નોહતી ફક્ત બતાવી હતી અને તેના ઉપરતે ને સહી કરવાનુ કહેવાથી સહી કરી આપી હતી, આ કામમાં હાઇ કોરટે એમ ઠરાવ્યુ કે ફક્

ત સમન બતાવ્યાથી પુરી બજાવણી થઇ છે એમ કહેવાય નહીં કેમકે અસલ કે તેની નકલ તેને આપવી જોઇતી હતી, અગર આપવા માંડવી હતી, તેથી તોમત અને શીક્ષા રદ કરવા માંઆવી છે સરકાર વિરૂદ્ધ કરશનલાલ દાનતરામ, વા. ૫. મુ. હા, કો. રી. પાનુ ૨૦

જે અધીકારીનો હુકમ તોહમતવાળાએ અમાન્ય કરયો હોય તેની ચોકશી બીજા માજીસ્ટ્રેટથી થવી જોઇએ.

એક સેટલમેન્ટ ઓફીસરને માજીસ્ટ્રેટનો અધીકાર હતો; સેટલમેન્ટ ઓફીસર તરીકે તેણે એક માણસને પોતાની કોરટમાં હાજર થવાનો સમન કરયો, તે માણસ હાજર થયો નહીં તેથી આફીસરે માજીસ્ટ્રેટની રીતે આ કલમ ૧૭૪ને આધારે તે માણસપર તોહમત મુકી તેનો ઇનસાફ પોતે કરી તેનો ગુન્હો સાબીત કરયો, તે પ્રકરણ સેસન જેડજે હાઇ કોરટના અભીપ્રાય માટે મોકલ્યુ તેમાં એમ ઠરાવવામાં આવ્યુ કે જુના પ્રોસેજરની કલમ ૪૭૧ અને ૪૭૩ જોતા આ તોહમત ગેરકાયદેશર છે, સરકાર વિરૂદ્ધ સુખરી, વા ૨, મ. હા. કા. રી. પાનુ ૪૦૫.

ઘરના જે ઓરડામાં પ્રતીવાદી હોય તે ઓરડાના બારણામાંના કાણામાં સમનની નકલ નાખી અને પ્રતીવાદીને એમ કહેવુંકે એ સમનની નકલ છે તો તે પ્રતીવાદી ખુદને સમન પોચાડયો છે એમ ગણાય નહીં, નેલસન.

એક કામમાં પ્રતીવાદીના ચાકરે બગીચાની દીવાલ ઉપર જે ટોપલી લટકાવેલી તે ટોપલીમાં એક માણસે સમનની નકલ મુકી અને તે મુકનારને પ્રતીવાદીના ચાકરે કહ્યું કે તે નકલ લઇ જા મારે નથી જોઇતી એમ સમન મુકનારે સાંભલ્યુ અને ચાકરે પાછળથી સમન મુકનારને એમ કહ્યું કે મેં એ સમન ખુદ પ્રતીવાદીને આપ્યો છે આ કામમાં એમ ઠરાવ થયો કે એ સમન ખુદ પ્રતીવાદીને પોચાડયો છે એમ કહેવાય નહીં, ગોગસ વિ, હંટીગ, ટાવર, ૧૨એમ અને ડબલ્યુ. ૫૦૩

પ્રતીવાદીની સ્ત્રીને અથવા તેના કોઇ પ્રસીદ્ધ એજંટને સમન આપવો તે સમન યોગ્યરીતે બજાવ્યો છે એમ કેહેવાય નહીં ફ્રીથ. વિ. ડાનીગલ, ૨ ઠો, પિ. સિ ૨૫૭ જોકે એજંટે સમન પ્રતીવાદીને પોચાડવાનુકબુલ કરયુ હોય તો તણુ યોગ્ય બજાવણી કેહેવાય નહીં ડેવીઝ વિ. મોરગન રસિ જે ૨૩૭.

ઇંગ્લાંડમાં એમ છે કે જો પ્રતીવાદી માગેતો તેને અસલ સમન બતાવવો. એ જરૂરનુ છે, એમ બા. એન્ડરસન સાહેબે ઠરાવ્યુ છે, ગોગ્ઝ વિ, હંટીગલટાવર ૧૨ એમ અને ડબલ્યુ, ૫૦૩ પ્રતીવાદી સમનની નકલ લેવાની નાપાડેતો તેના ખરેખર કબજામાં તે આપવાની જરૂર નથી તે કેવા પ્રકારનો છે તે જણાવી, તે સમન તેની શમક્ષ નાખવો એ બસ છે, રેડાપાથ, વ્યુસીઅમ્સ ૩ બીંગ ૪૪૩, ૧૧, મુ, ૩૩૩ તેના વિરૂદ્ધ આલડેડ વિ. હિકરાપ ટોન્ટ, ૧૮૯, પાન ઉપર પ્રમાણે પ્રતીવાદીના સમક્ષ એવી રીતે નાખવો કે તેને ખુદને શમન પોચાડયા વિષેના નીયમ લાગું પડે, એક શખશ ઘરના મેડાની બારીએઊ બો હતો, ત્યારે શમન બજાવનાર જે ઘર બાહાર હતો તેણે તેને બોલાવ્યો અને કહયુકે તારા ઉપર શમનછે, એમ કહી સમનની નકલ તેનેવચાવવા શારૂ ઉંચી ધરી અને તેની સ્ત્રીની શમક્ષ નીચે નાખી તેમાં એમ ઠરાવવામાં આવ્યુ કે, શમનની યોગ્ય બજાવણી થઇ નથી, હીથ, વી. વ્હા ઇટ. ૨, ડી. અને એલ ૪૦ નેલ શન

સમન કરેલા શખશ નહી જડતો હોય એમ નહી પણ મટતી મેહેનત કરતાં નહી જ કે ત્યારે શને ૧૮૮૨ના આક્ટ ૧૦ માંની કલમ ૭૦ મુજબ અમલ કરવાનો છે, આતફાવ તનવાહીમીનસ કલમ૭૦ નો બહુ અગત્યનો છે,

આ દેશમાં શમન બજાવનાર એમમાને છે અથવા માનેછે એમ જણાયછે કે જ્યારે પો તે તોહુમતદારને શમન પોચાડવા જાય ત્યારે જો તે ઘેર નહોય તો અને તજ દીવસે અથ વા મોડામા મોડા બીજા દીવસે ઘેર પાછો આવવાનો નહોય ત્યારે તે શમન બીજી રીતે પોચા ડવો એ પોતાની ફરજછે આ માનવું ઘણું ભુલ ભરેલુછે, અને આવો રીવાજ ઘણો અયોગ્યછે

જ્યારે પ્રોસેસ બજાવનાર પ્રોસેસ બજાવવા સારૂ તોમતદારને ઘેર જાય તે વખતે અથવા તે વખત પછી થોડા વખતમાં જો તહોમતદાર ન મળી શકે તો બીજી રીતે સમન બજાવ વાને અખત્યાર સન ૧૮૮૨ ના આક્ટ ૧૦ ની કલમ ૭૦ મુજબ મળતો નથી પણ સદ રહુ અખત્યારનો ઉપયોગ તાતપરતા વાપરયા છતા જો તે ન મળે ત્યારેજ કરવો નેલસન વ ળી સન ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૯૦ કહે છે.

૧૯૦ જે બાબતમાં હાજર થવા સારૂ જયુરર અથવા આસેસર શીવાય બીજા કોઇ પણ શખ શની ઉપર સમન કાહાડવાનો કોઇ કોરટને આ કલમ પ્રમાણે અધિકાર હોય તેવી હરકોઇ બાબત માં તેકોરટ સદરહુ શખશને પકડવાસારૂ પોતાના કારણો લખીને વારંટ કાહાડવાને મુખત્યાર છે.

( અ ) જો સદરહુ સમન કાહાડતાં પેહેલાં અથવા તે કાહાડયા પછી પણ તે શખસ હાજર થાય તેને માટે મુકરર કરેલા વખત પેહેલાં તે કોરટને એવુ માનવાનુ કારણ જણાય કે તે શખશ નાહાશી ગયો છે, અથવા તે સમન નહી માને તો; અથવા.

( બ ) જો સદરહુ વખતે તે શખશ હાજર નહી થાય અને તે સમન પ્રમાણે હાજર થવા નુ તેનાથી બની શકે એવે વખતે તે સમન યોગ્ય રીતે બજાવ્યાની સાબીતી થાય, અને એ પ્રમાણે હાજર નહી થવા બાબત કાઇ વ્યાંજબી કારણ આપવામાં ન આવેતો.

સમન બરોબર રીતે પોહોચાડયો છે, એવુ સાબીત થાય ત્યાં સુધી કોઇ શાક્ષીને પકડવા સારૂ વારંટ કાહાડવાને માજીસ્ટ્રેટ બંધાએલો નથી અબદુર રહેમાન, વ્યુ. રી. ૩૭

વારંટથી પકડીને માજીસ્ત્રેટની રૂબરૂ આણેલા શાક્ષીઓને ગુન્હેગારની માફક ગણવા ન હી અને બેડી પેહેરાવવી નહી તેમને ફક્ત દીવાની કોરટના વારંટથી પકડેલા છે એમ ગણ વુ, ક૦ હા૦ સર. ૨૧, ૧૮૬૪ આગ્રા. સદર કોરટ સર, ૩, ૧૮૬૫, જુડીશીયલ કમીસન ર; પંજાબ. સર, ૨. સન ૧૮૬૫

જે સમન બજાવવાને સારૂ તથા તેનો હુકમ માનવાને સારૂ પુરતો વખત આપવો જોઇએ,જો સમન બજાવ્યા ન હોય, તે સમન ફરીને કાહાડવા જોઇએ, જુડીશીઅલ કમીશનર સેનટર લ પ્રોવીન્સીસર, સરક્યુલર ઓરડર, શને ૧૮૬૫

સાક્ષી ઉપર સમન તથા વારંટ એકજ વખતે બંને પ્રોસેસ કાઢવાને માજીસ્ટ્રેટને અધીકા ર નથી, પણ જ્યારે શાક્ષી સમનથી હાજર થશે નહી એમ માનવાનુ તેમને કારણ હોયતો તે વા રંટ કહાડવા મુખત્યાર છે, રાણી વીરૂધ ચંદ્રશીખર રાય, ૧, વુ. રી. ૭ ક્રી રૂલીંગ, ૧૮

આવી રીતે પકડેલા શાક્ષીઓને બેડી જડવી નહી ૧ વુ રી. ૭

કઇ જગોએ હાજર થવુ એમ સમનમાં ફરમાવ્યુ ન હોયતો તે સમન નહી માનવા મા

કે ગુન્હો કરી શકે નહી, ૭ મુ. હા. રી. એપે, ૧૪

એક માજીસ્ત્રેટ પોતાના જીલામાં શરકીટે ગયો હતો, ત્યાં એક કેશની થોડી તજવીજ એક મુકામે ચલાવી બાકી રહેલી તજવીજ બીજા મુકામે રવીવારના બાર વાગે ચલાવવાનો ઠરાવ કરયો તેમાં શાક્ષી ત્રણ કલાક મોડો હાજર થયો, તેથી માજીસ્ત્રેટે તેને જાણી જોઇને હાજર ન થયો એવુ ઠરાવી આ કલમ ૭૪ પ્રમાણે તોમત મુકી સજા કરી તેમાં ઠરાવવામાં આવ્યુ કે, આ પ્રમાણે રવીવારે તજવીજ ચલાવાય નહી. સાક્ષીનો હક છે કે રવીવાર એ મંજુર થએલો તેહવાર છે તે દીવશ હાજર રહેવા ના પાડે, રાણી વીરૂધ હરગોવીનદાસ સોનાર ૮ બે. લા. રી. મા. ૧૨

દીવાની કોરટના વારંટથી પકડેલો શખ્સ નાશી જાય તેને આ કલમ પ્રમાણે શીક્ષા થાય નહી રાણી વિરૂધ શરદાર પાંડુ. મુ. હા રી, મ. ૩૮

આ કલમ પ્રમાણે ગુન્હો સંપુર્ણ થવા માટે સમનની નકલ તોમતદારના ઘરના કમાડની ઉપર ચોડવામાં આવી હતી એવુ સાબીત કરવુ એ પુરતુ નથી સમનની ખબર તોમતદારને બરાબર આપી હતી તેમ છતાં ઇરાદાથી તે હાજર થયો નહી હોય એવુ સાબીત થવુ જોઇએ ૭ મુ. હા, રી. એ પે ૨૯

આ કલમ પ્રમાણે તોહમતમાં જે અમલદારે હુકમ મચકુર કાઢયો તેને તે હુકમ કાઢવાનો અધીકાર હતો. એવુ મુખ્ય કરીને શાબીત થવુ જોઇએ રાણી વિરૂધ પરશોતમ વલ્લભજી, ૫ મુ હા. રી. મ. ૩૩ રાણી વિરૂધ જગનાથ ભટ ૫ મુ. હા. ર. મ. ૧૦૩ ફોજદારી.

આ કલમ પ્રમાણે જે સખશ હાજર થયો ન હોય તે સખશની હાજર રહેવાને ફરજ હતી અને એ પ્રમાણે હાજર રહેવાને ના પાડી અથવા ઇરાદા પુર્વક કસુર કરી એવુ શાબીત થવુ જોઇએ ૧૦ વી. રી. મ ૪૩

આ કલમ પ્રમાણે જે માજીસ્ત્રેટની કોરટ વીરૂધ ગુન્હો કરવામાં આવે તેનો ઇનશાફ તે પોતે કરી શકતો નથી જુઓ કલમ ૧૭૩ ઉપરની ટીકા શરકાર વીરૂધ સુખરી, તેમજ રાણી વીરૂધ ચંદરશીખરાય ૫. બે. લા મા. ૧૦૦

શન ૧૮૮૨ ના આકટ ૧૦ની કલમ ૬૯ ૭૦ મી કલમમાં કીહેલી શહી ઘટતી મેહેનત કરતા ન મળે તે જે ઘરમાં અથવા ઘરવાડીમાં શમનકરેલો શખ્શ ઘણુ કરીને રહેતો હોય તે ઘરના અથવા ઘરવાડીના કોઇ અગ્રિદ્ધ ભાગઉપર તે શમનની એક ડુપલીકેટ શમન બજાવનાર અમલદારે ચોડવી અને પછી તે શમન યોગ્ય રીતે બજ્યો છે એવુ સમજવામાં આવશે, શને ૧૮૮૨ નાઆકટ ૧૦ નીકલમ ૭૧ — જુઓ

કોઈ શખ્શની ઉપર શમન કરયા છતાં તે શમન નહી પોચવા દેતો તેની ઉપર વારંટ કાહાડવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે, તેમજ તે વારંટ મારી ઉપર બજી શકે નહી, એવા ઇરાદાથી તે શખ્સ નાસતા ફરતો તે બાબત જાહેરનામુ કાહાડી તેની મિલકત જપ્ત કરવાને માજીસ્ટ્રેટ મુખત્યાર છે જુઓ સને ૧૮૮૨ ના આકટ ૧૦ની કલમ ૮૭— જો કોઇકોરટને (પુરાવો લીધા પછી કે પેહેલા) એમ માનવાનુ કારણ હોય કે જે સખશની ઉપર પોતે વારંટ કાહાડયુ છે, તે શખસ નાશી ગયો છે અથવા સંતાઇ જાય છે તેથી સદરહુ વારંટ બજાવી શકાય તેમ નથી તો સદરહુ કોરટ એક લખેલુ જાહેરનામુ પ્રસીદ્ધ કરીને તેમાં સદરહુ શખસને કોઇ મુકરર કરેલી જગાએ તથા કોઇ મુકરર કરેલી મુદતે હાજર થ

વાનુ ફરમાવવાને મુખત્યાર છે તે મુદત સદરહુ જાહેરનામુ પ્રસીધ્ધ કર્યાની તારીખથી ત્રીશ દીવસ કરતાં ઓછી મુદતનુ કરવુ નહી, તે જાહેરનામુ હેઠળ લખ્યા પ્રમાણે પ્રસીધ્ધ કરવુ

(અ) જે શેહેરમાં અથવા ગામમાં સદરહુ સખશ ઘણું કરીને રેહેતો હોય તે શેહેરની અથવા ગામની કોઇ પ્રસીધ્ધ જગામાં તે જાહેરનામુ જાહેર રીતે વાંચવુ.

(બ) તે શખ્શ જે ઘરમાં અથવા ઘરવાડીમાં ઘણું કરીને રેહેતો હોય તે ઘરના અથવા સદરહુ શેહેરની અથવા ગામની કોઇ પ્રસીધ્ધ જગાપર તે જાહેરનામુ ચોહોડવુ.

(ક) અને તે જાહેરનામાની એકનકલ તે કોરટના મકાનના કોઈ પ્રસીધ્ધ ભાગપર ચોહોડવી

વારંટની બજાવણી ન થાય કે તુરતજ જાહેરનામુ કાહડવુ ન જોઇએ, જે અમલદારને વારંટ બજાવવા સારૂ આપ્યુ હોય તે અમલદારે તે વારંટ બજાવવા સારૂ શાશા ઉપાયો લીધાહતા તે વીશે તેની જુબાની લેવી જોઇએ અને તેથી અથવા બીજી રીતે જો માજીસ્ટ્રેટની ખાત્રી થાયકે તોહોમતદાર ઇનસાફને ધકો લગાડવા સારૂ નાસતો ફરે છે તો તેવેજ પ્રસંગે જાહેરનામાની અને જપ્તીની પ્રોસેસ કાઢવી, મારાગણી વીરૂધ્ધ બોલાનાથ સરકાર ૩ વુ.રી. ૬૩૦

જે તોહોમતવાળાને સારૂ જાહેરનામુ અથવા વારંટ નીકલ્યુ હોય તે તોહોમતવાળો જાહેરનામામાં લખેલી મુદતની અંદર હાજર થાયના આ કાયદાની કલમ ૧૭૨માં લખેલી શીક્ષાને પાત્ર થતો નથી પણ જાહેરનામાની તારીખે હાજર ન થાય તો કલમ ૧૭૪ મુજબ સીક્ષાને પાત્ર થશે ઓમેશચંદ્ર બે, ૫ વી. રી. ૭૧

આવી બાબત ઠરાવો કરતી વખતે એટલુ સારીરીતે યાદ રાખવુ જોઇએ કે ગુન્હો થયાને દરમીયાન શકવાળો માણસ ઘર છોડીને જતો રહયો છે કે નહી એવુ અને જતો રહયો તો તે હકીકત તે શખશ જો ઇનસાફથી બચી જવાનો ઇરાદો હતો એવો અનુમાની પુરાવોછે માણસ પોતાનુ રેહેઠાણ ઘણા કારણસર છોડે છે તેનો નાશી જવાનો ઇરાદો હોવાની કોરટની પ્રોસેસન બજવા દેવાનો અથવા બીજા કોઇ ગુન્હાની તપાસ ન થવા દેવાનો પણ હોય, ગુન્હેગાર પોતાની ઉપર જે તોહમત ખરેખરૂ આવલુ છે, તે તોહમતમાંથી બચી જવાને નાશી ગયો છે એવી સ્પષ્ટ સાબીતી હોય ત્યારે તે જો કે ઘણો મજબુત પુરાવ ગણાયતો પણ કોઇપણ રીતે તે ગુન્હો સાબીત ગણવાને બસ નથી વળી એમ માલુમ પડયુ હોય કે ઘણી શક ભરેલી અને અપ્રામાણ્ય હકીકત મારી સામે પુરાવામાં આવવાની છે અથવા મારા બચાવ સારૂ કાયદેશર મને સલા મળી શકશે નહી અગર જબરા અને ઇમાદાર માણસો એ મને ખરાબ કરવાનો ઠરાવ કર્યો છે અથવા મારી સામે જુઠી શાક્ષી પુરવાને વાસ્તે શાક્ષીઓને લાંચ મળી છે એ પ્રમાણે,એવાં કારણો દરેક જગાએ અને દરેક વખતે ધ્યાનમાં લેવાં જોઇએ ઇનસાફમાંથી બચી જવાને નાશી જવુ એ હકીકત હમેશાં ઘણી ધ્યાનમાં લેવાય અને બીજી હકીકતની સાથે ગુન્હાની સાબીતીનો મજબુત પુરાવો ગણાય પણ બુજઅનુમાની પુરાવા શીવાય અમુક અથવા નક્ષીત હોઇ શકે નહી ત્યારે સદરહુ બાબત અમુક અથવા નીશ્ચીત છે એમ ગણવુ તે ખોટુ અને ભય ભરેલુ છે—બેસ્ટ લા ઓન એવીડન્સ ૩૨૦ થી ૩૨૪.

આ કલમ ફકત પક્ષકારોનેજ લાગુ પડેછે શાક્ષીને લાગુ પડતી નથી કુરોનમનજી, લ,વી, રી, ક્રી, રૂલીગ ૭૦

જે શખસની ઉપર વારંટ નીકળ્યુ હોય તે જે જગામાં સંતાયો હોય ત્યાંથી વારંટ બજાવનાર અમલદારે પકડવા બાબત જુઓ સન ૧૮૮૨ના આકટ ૧૦ની કલમ ૪૭

પણ પકડેલા શખસને નાહાશી જતો અટકાવવાને માટે જરૂર હોય તે કરતાં વધારે પ્રતિબંધ કરવો નહી, જુઓ સને ૧૮૮૨ના આકટ ૧૦ની કલમ ૫૦

ફક્ત પકડેલો શખસ નાહાશી ન જાય તે સારૂ ઉપર કહેલી કલમ ૫૦નો અમલ કરવાનો છે તેથી દરેક પકડેલા તહોમતદારને હાથ કડી કરવી તે કેવળ ગેરકાયદે છે નાહાસવાનુ યત્ન કરે અથવા પકડવાને હરકત કરવાને સામો થાય અથવા નાહાશી જશે એવું માનવાને પુરતુ કારણ હોય ત્યારેજ હાથ કડી કરી શકાય છે, જો જોઇએ તે કરતાં વધારે શખ્તાઇ અને જોર જુલમ વાપરવામાં આવ્યુ હોય તો પોલીસ અમલદાર સને ૧૮૬૧ના આકટ ૫ની કલમ ૨૯ પ્રમાણે ગુન્હેગાર થાય છે,

વારંટમાં તહોમતદારનુ નામ તથા ગુન્હાનુ વરણન અને તેને ક્યાં હાજર કરવો એ બધુ લખવુ જોઇએ, અને તે ઉપર કોરટનો શીકો કરવો જોઇએ.

એક કામમાં જેમ્સહેસ્ટીંગસ નામના શખસ ઉપર સરકારી નોકરને લાંચ લેવાના કામમાં સાહાજ્ય કરવા બાબતના તહોમતનુ વારંટ કાહાડવામાં આવ્યું સદરહુ વારંટમાં તહોમતદારનુ બરાબર વરણન કરેલુ નહી, તથા ગુન્હાનુ પણ બરાબર વરણન કરેલુ નહી તેમજ વારંટ ઉપર જે અધીકારીએ વારંટ કાહાડેલુ તેનો શીકકો પણ કરવામાં આવ્યો નહી તે ઉપર આરોપીત તરફથી આનીષ્ટી બારીસ્ટરે નામદાર મુબાઇ હાઇકોરટની અસલ હકુમતમાં અરજ કરી ઉપરની હકીકત જણાવી.

આ બાબત જસ્ટીસ સારજંટ સાહેબે ઠરાવ કર્યો કે સને ૧૮૬૧ના આકટ ૨૫ માની કલમ ૭૬ પ્રમાણે કરેલા વારંટ ઉપર શીકકો હોવો જોઇએ અને તે વારંટ ઉપરથી જે માણસને પકડવાનો તે માણસને ઓળખવાને અડચણ પડે નહી તથી તેના બદન જેટલી ચોખ માહેતી હોવાની જરૂર છે તેટલુ તે માણસનુ વરણન તે વારંટમાં લખવુ જોઇએ અને વારંટ આપનાર માજીસ્ત્રેટે પોતાનુ નામ અને હોદ્દો પુરણ રીતે લખી શહી કરવી જોઇએ અને પોતાનુ નીશાન કરવું તે જરૂરી ખબરનથી અને કલમ ૪૪ ઉપરથી એવું દેખાય છે કે જે ઠેકાણે માજીસ્ત્રેટે વારંટ ઉપર શહી કરી હોય તે ઠેકાણે તે વારંટ ઉપર લખવુ જોઇએ અને જે માણસની રૂબરૂ કેદીને મોકલવાનો હોય તે માણસનુ ઠેકાણુ લખવા બદલ એ આકટમાં જે વારંટનો નમુનો આપ્યો છે તેમાં જગા રાખેલી છે તેથી સદરહુ પ્રમાણે ઉદેશ છે એમ દેખાય છે એથી કરીને આ વારંટ કાયદેસર નથી એમ ઠરાવી કેદીને અમે છોડી દઇએ છીએ સરકાર વીરૂદ્ધ જેમ્સ હેસ્ટીંગસ મુ. હા. કો, રી. વા. ૯ પાનુ ૧૧૪

કોઇ સરકારી નોકરની આગળ કોઇ લેખ હાજર કરવાની જે શખસની કાયદા મુજબફરજ હોય તે શખ

૧૭૫. સરકારી હોદ્દાના જોરથી કોઇ સરકારી નોકરની આગળ કાંઇ લેખ હાજર કરવાની અથવા તેને કાંઇ લેખ સ્વાધીન કરવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ તે લેખ હાજર કરવામાં અથવા સ્વાધીન કરવામાં ઇરાદાથી કસુર કરે. તે માણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા, પાંચસો રૂપીયા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. અથવા, અગર તે લેખ કોઇ ક

શે તે લેખ હાજ
ર કરવામાં કસુરક
રવી.

નશાફની કોરટમાં હાજર કરવાનો અથવા કોરટને સ્વાધીન કરવાનો હોશેતો, તે માણસને છ મહીનાની મુદત સુધાની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધાના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દષ્ટાંત.

કોઇ જીલા કોરટ મધ્યે કાંઇ લેખ હાજર કરવાની કાયદા મુજબ ફરજ છતાં આ તેલેખ હાજર કરવામાં ઇરાદાથી કસુર કરે, તો અએ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

## ટીકા

શરકારી નોકર પોતાના દફતરમાં કાગળ છતાં કોરટે મંગાવવા પ્રમાણે રજુ ન કરેતો તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર છે મુ૦ હા. તા ૬ સપટંબર સને ૧૮૬૬

શાક્ષી પાશેથી કોરટે મંગાવેલા દસ્તાવેજની નકલ રાખવા સ્ટાંપ ખરચ કોરટથી કરવો. સરકારનો નંબર ૨૭૦૫ તા ૨૯ સપ્ટબર સને ૧૮૬૪ રેવન્યુ કમીશનરનો નંબર ૩૧૦૬ તા. ૧ અકટોબર સને ૧૮૬૪

સને ૧૮૭૨ના આકટ ૧ (પુરાવાના) ની કલમ ૧૬૨ પ્રમાણે કેટલાંક એવા દસ્તાવેજ છે કે રજુ કરવાની ફરજ છે એવું ઠરાવતાં સુધી તે નહી કરનારને સજા થઇ શકતી નથી એ કલમ ૧૬૨ નીચે પ્રમાણે છે.

૧૬૨ કોઇ શાહેદને કાંઇ દસ્તાવેજ રજુ કરવાનો સમન્સ થયો હોય તે દસ્તાવેજ રજુ કરવાને અથવા પુરાવામાં લેવા યોગ્ય ગણવાને હરકોઇ હરકત હોય તો પણ તે જો તેના કબજામાં અથવા સતામાં હોય, તો તેણે કોરટમાં હાજર કરવો; એવી કાંઇ હરકત કાયદાસર ખરા ખરછે કે શી રીતે બાબત કોરટે ઠરાવ કરવો.

કોઇ સરકારીનો
કરને નોટીશ અ
થવા ખબર આ
પવાની જે સબ
શની કાયદા મુજ
બ ફરજ હોય તે
સખસે તે નોટી
સ અથવા ખબ
ર ન આપવી.

૧૭૬. સરકારી ઓહુદાના જોરથી કોઇ સરકારી નોકરને કાંઇ બાબત સંબંધી કાંઇ નોટીશ અથવા ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં જે માણસ કાયદામાં ફરમાવેલી રીતે તથા વખતે તે તેમાટીસ અથવા ખબર આપવામાં ઇરાદાથી કસુર કરે, તે માણસને એક મહીનાની મુદત સુધાની આસાન કેદની, અથવા પાંચશે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે, અથવા, અગર તે આપવાની નોટીસ અથવા ખબર કાંઇ ગુન્હો થવા બાબતની હોય, અથવા કાંઇ ગુન્હો થતો અટકાવવાના કારણસર, અથવા કોઇ ગુનેહગારને પકડવા માટે આપવી જોઇતી હોય તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની. શિક્ષા કરવામાં આવશે.

## ટીકા

સરકારી નોકરને જે ખબર આપવી જોઇએ તે ખબર જે શખશ ઇરાદા પુર્વક ન આપે તેને સજા માટે આ કલમછે

આ કાયદાની કલમ ૨૦૭ માં ફરમાવેલા હુકમનો અર્થ શને ૧૮૮૨ ના આક્ટ ૧૦.ની કલમ ૪૩ અને ૪૪ માં કહેલા તોઅર્થ હુકમ જેવો સમજવો, અને તે ફોજદારી ગુન્હો ન છુપાવવાની દરેક રૈયતની સાધારણ ફરજને લાગુ પડતો નથી- અરજદાર રાણીનીહુનયા રના કામમાં- ઇ. લા. રી. ૧ મદ્રાસ ૨૬૬.

શને ૧૮૭૨ ના અક્ટ ૧૦ની કલમ ૮૯ એટલે હેશને ૧૮૮૨ ના આક્ટ ૧૦ની કલમ ૪૪ પ્રમાણે દરેક માણસ નીચે લખેલા ગુન્હાઓમાંનો કોઇ ગુન્હો થયાની ખબર જાણતો હોય, તે ખાખા, વ્યાજબી કારણ ન હોય તો પાસેનાં પાસેના માજીસ્ટ્રેટ અથવા પોલીસ અમલદારને ખબર આપવાને બંધાએલોછે. જે જે કલમો પ્રમાણે જે જે ગુન્હાની ખબર આપવાને આ કાયદાનાં ફરમાવેલુ છે તે નિચે પ્રમાણે છે

૧૨૧—રાણીની સામે લડાઇ કરવી, કિંવા લડાઇ કરવાની કોશીશ કરવી, અથવા લડાઇ કરવામાં મદદ ગારી કરવી.

૧૨૧અ— કલમ૧૨૧ માં બ્યાન કરેલો ગુન્હો કરવા માટે એક સંપ કરવો.

૧૨૨— રાણીની સામે લડાઇ કરવાના ઇરાદાથી હથીઆરો વિગેરે એકઠાં કરવાં.

૧૨૩—લડાઇનુ કામ સહેલ કરવાના ઇરાદાથી લડાઇની ધારણા છુપાવવી.

૧૨૪—કોઇ કાયદેસર અધીકાર અમલમાં અટકાવવા અથવા અટકાવવાના ઇરાદાથી ગવરનર જનરલ, ગવરનર વીગેરે ઉપર હુમલો કરવો.

૧૨૪અ—એદીલી ઉત્પન્ન કરવી, અથવા ઉત્પન્ન કરવાની કોશીશ કરવી.

૧૨૫—રાણીની સાથે મૈત્રી અથવા સલાહ રાખનારા એશીઆના કોઇ રાજા ઉપર લડાઇ કરવી અથવા તેવી લડાઇ કરવામાં મદદગારી કરવી.

૧૨૬—રાણીની સાથે મૈત્રી રાખનારા અથવા સલાહ રાખનારા કોઇ રાજાના મુલક ઉપર લુટ કરવી.

૧૩૦—રાજકીય કીવાં લડાઇના કેદીને નાશી જવામાં મદદગારી કરવી, છોડાવવો, અથવા ધરમાં રાખવો, અથવા તે પાછો પકડે તેમાં સામા થવું.

૩૦૨—ખુન.

૩૦૩—જન્મ ટીપના કેદીએ કરેલું ખુન.

૩૦૪—ખુનથી ઉતરતા દરજાનુ મનુષ્ય વધ.

૩૮૨—મોત અથવા વ્યથા વીગરે કરવાની તૈયારી કરીને ચોરી કરવી.

૩૯૨—અપહરણ.

૩૯૩—અપહરણ કરવાની કોશીશ.

૩૯૪—અપહરણ કરવામાં અથવા અપહરણની કોશીશમા બુદ્ધિપુર્વેક વ્યથા કરવી અથવા અપહરણ કરવામાં સામીલ રહેવું.

૩૯૫—ડાકાઇટી

૩૯૬—ખુન સાથે ડાકાઇટી.

૩૯૭—ખુન અથવા માહાવ્યથા કરવાની કોશીશ સાથે અપહરણ અથવા ડાકાઇટી.

૩૯૮—કોઇ ભયંકર શસ્ત્ર ધારણ કરયુ હોય તે વખતે અપહરણ અગર ડાકાઇટી કરવા

ની કોશીશ.

૩૯૯—ડાકાઇટી કરવાની તૈયારી કરવી.

૪૦૨—ડાકાઇટી કરવાના કારણસર મળેલા પાંચ અથવા વધારે શખસોમાં રહેવું.

૪૩૫—૧૦૦ રૂપીઆની કે વધારે નુકશાની કરવાના ઇરાદાથી અગ્નીવડે અથવા આવાજ સાથે ફુટે એવા કાંઇ પદાર્થ વડે બીગાડ કરવો.

૪૪૯—મોતની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ ગ્રહ પ્રવેશ કરવો.

૪૫૦—જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ ગ્રહપ્રવેશ કરવો.

૪૫૬—રાત્રે ગ્રહ પ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું.

૪૫૭—કેદની શીક્ષા થઇ શકતી હોય એવો ગુનોહ કરવા સારૂ રાત્રે ગુપ્ત પ્રવેશ કરવો. અથવા ઘર ફોડવું.

૪૫૮—ઘા વીગેરે કરવાની તૈયારી કરીને રાત્રે ગુપ્ત ગ્રહ પ્રવેશ કરવો, અથવા ઘર ફોડવું.

૪૫૯—ગુપ્ત ગ્રહ પ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુનોહ કરતાં કોઇને મહાવ્યથા કરવી

૪૬૦—ઘણા શખસો રાત્રે ઘર ફોડવા વીગેરેમાં સામીલ હોય અને તેઓમાંનો કોઇ મોત અથવા મહાવ્યથા કરે, તો.

કોઇ સરકારી નોકરે અમુક પાસેથી લાંચ લીધી છે એવું જાણ્યા છતાં તે ખબર ઇરાદા પુરવક છુપાવવાથી આ કલમ પ્રમાણે ગુન્હો સાબીત ગણવામાં આવલો છે, " જુઓ કલમ ૧૬૧ ઉપર સરકાર વીરૂદ્ધ મહમદ યાસીનનો ફેસલો.

એક કામમાં ગામના ગુમાસ્તાએ સને ૧૮૭૨ના આકટ ૧૦ ની કલમ ૯૦ એટલે સન ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૪૦ પ્રમાણે, ગામમાં ગુન્હો થયાં છતાં તેની ખબર પોલીસને આપવાની જરૂર હતી તેમ છતાં તેણે તે ખબર પોલીસને આપી નહીં, માટે ડીપુટી માજીસ્ટ્રેટે આ કલમ ૧૭૬ પ્રમાણે તેને શીક્ષા કરી તે ઉપર આરોપીત હાઇકોરટને અપીલ કરી. તેમાં ઠરાવ થયો કે " તે કામમાં જે ચોરી થઇ તે ચોરીની ખબર તેજ વખતગામ મહિના એક બીજા શખસે અને તે ગામના ગુમાસ્તા પૈકી એક નોકરે પોલીસને ખબર આપી. આ આરોપીતને તે ચોરીની ખબર ચાર દીવસ સુધી થઇ નહી તેથી તેણે ખબર આપી નહી, સબબ જે ચોરીની ખબર પોલીસને બીજી રીતે લાગેલી છે, તેજ ચોરીની ખબર આરોપીતે ન આપેલી હોવાથી કાંઇ અન્યાય થયો છે એમ નથી. એવા પ્રકારનો ગુન્હો છુપાય નહી, તેથી ખબર આપવાનું કામ કેટલાક લોકોને સીર નાખ્યું છે, અને તેવી ખબર બીજા લોક પાસેથી મળેલી હોવાથી તે કાયદાનો હેતુ સીધ્ધ થયો છે એમ છે, તેથી આરોપીત પરનું તહોમત અને શીક્ષા રદ કરીને છોડી દેવાનો હુકમ કરીએ છીએ. કા. હા. વા. ૪ પ. ૬૨૩ સરકાર વીરૂદ્ધ સલીજુવન ચકરબતી. તા૦ ૭ ડીસેંબર સને ૧૮૭૮

વળી ક્રીમીનલ પ્રોસીજર સન ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૪૫ પ્રમાણે, ગામના મુખીઓ, જમીનદારો અને બીજાઓએ અમુક બાબતની ખબર આપવી જોઇએ, તે કલમ ૪૫ કહે છે.

૪૫ દરેક ગામના મુખીઓએ, ગામના રખવાળે ગામના પોલીસ અમલદારે, જમીનના ધણીએ અથવા ભોગવટો કરનારના મુખત્યારે તથા સરકારની તરફથી અથવા કોરટ આફ

વાઇસની તરફથી મેહેસુલ અથવા જમીનનુ ગણોત વસુલ કરવાના કામ ઉપર જે અમલદા રોને નીમ્યા હોય તે દરેક અમલદારે હેઠળ લખેલી વાતો બાબત જે ખબર પોતાને મળે તે પાસેમાં પાસેના માજીસ્ત્રેટને અથવા પાસેમાં પાસનુ પોલીસથાણુ જે અમલદારના હવાલા માં હોય તે અમલદારને ( એ બેમાંથી જે વધારે પાસે હોય તેને ) તાબડતોબ આપવી જોઇએ

( અ ) જે ગામનો પોતે મુખી, રખવાળ અથવા પોલીસ અમલદાર હોય તે ગામમાં અથવા જે ગામમાં પોતાની જમીન હોય અથવા પોતે જમીનનો ભોગવટો કરતો હોય, અથવા મુખત્યાર હોય, અથવા ગણોત અથવા મેહેસુલ વસુલ કરતો હોય તેગામમાં ચોરીનો મીલકત વેચનારા અથવા લેનારા, હરકોઇ મશહુર માણસનુ કાયમ અથવા કામ ચલાઉ રેહેવાનુ ઠેકાણુ છે, એ બાબત.

( બ ) ફલાણો માણસ ઠગ, અપહરણ કરનાર, નાહાશી ગયલો ગુન્હેગાર અથવા ઢંઢેરાથી પ્રસીધ્ધ કરેલો ગુન્હેગાર છે એવુ પોતાને માલુમ હોય અથવા વ્યાજબી રીતે શંક હોય તે માણસ સદરહુ ગામની કોઇ જગાએ આવતો જતો હોય અથવા સદરહુ ગામમાં થઇને જતો હોય તે વાત બાબત.

( ક ) સદરહુ ગામમાં અથવા ગામની પાસે જામીન નહી લઇ શકાય તેવો હર કોઇ ગુન્હો કરયાની વાત, અથવા કરવાનો ઇરાદો હોય તે વાત બાબત.

( ડ ) સદરહુ ગામમાં આકસ્મીક અથવા સૃષ્ટિક્રમ વિરૂદ્ધ મોત થયાની વાત અથવા શક ભરેલી હકીકતમાં કાંઇ પણ મોત થયાની વાત બાબત તાબડતોબ ખબર આપવી જોઇએ.

ખુલાસો—આ કલમમાં "ગામ" એ શબ્દમાં ગામની જમીનોનો સમાવેશ થાય છે

સન ૧૮૭૨ના આકટ ૧૦ ની કલમ ૯૦ કેટલોક વધારો કરી ઉપર બતાવેલી કલમ ૪૫ રચવામાં આવી છે.

ક્રી, પ્રો૦ કા. ૪૫ પ્રમાણે જે બાતમી આપવી કાયદા પ્રમાણે જરૂર છે એવી બાતમી ન આપ્યા બદલ કોઇ શખસની ઉપર આરોપ મુકયો હોય તો તે કામમાં જે કૃત્ય બન્યા બદલ આરોપીત જાણી બુઝીને બાતમી આપવાને ત્યાગ કરયુ તે કૃત્ય કોયા અપરાધનુ છે, અને તે અપરાધ કોયા માણસે કરયો છે, અને તે અપરાધ બન્યા બદલ આરોપીતને માહીત હતુ એટલી વાત સ્પષ્ટ દેખાઇ આવવી જોઇએ આ કામમાં તેમ નથી, માટે તહોમત અને શાક્ષા રદ કરવા જોઇએ, અને અરજદારને કરેલો દંડ જો તેણે ભરયો હોય તો તેને પાછો આપવો સરકાર વીરૂદ્ધ, અહમદ અલી અને બીજા કલકતા હાઇકોરટ, રી. વા. ૨૨—પાનુ ૪૨

મુખીઓ, ગામના રખવાળો, જમીનના માલેક, અથવા ભોગવટો કરનારાઓના ઉપર સન ૧૮૭૧ ના આકટ ર૭ ( ક્રીમીનલ ટ્રાઇબ્સ આકટ ) ની કલમ ૨૧ મુજબ વીશેષ ફરજો મુકેલી છે, અને આ ફરજોના ઉલ્લંઘનની શીક્ષા આ કાયદાની કલમ આ ૧૭૬ ના પેહેલાં ભાગમાં ફરમાવેલી છે.

ખોટી ખબર આપવી.

૧૭૭, સરકારી હોદાના જોરથી કોઇ સરકારી નોકરને કાંઇ બાબત સંબંધી કાંઇ ખબર આપવાની કાયદા મુજબ ફરજ છતાં તેબાબત સંબંધી જે ખબર પોતે ખોટી છે એમ જાણતો હોય, અથવા

એમ માનવાનુ કારણ હોય, એવી કાંઇ ખબર ખરી ખબર દાખલ જે, માણસ આપે તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે, અથવા, અગર જે ખબર આપવાની તેની કાયદા મુજબ ફરજ હોય તે ખબર કાંઇ ગુન્હો થવા બાબતનાં હોય, અથવા કાંઇ ગુન્હેગારને પકડવાં મટે અપવી જોઇતી હોય તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાના એમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે,

દૃષ્ટાંત.

(અ) અ જમીનદાર, પોતાની જમીનદારીની હદમાં એક ખુન થયેલુ જાણ્યા છતાં તે જીલાના માજીસ્ટ્રેટને જાણી જોઇને એવી ખોટી ખબર આપે કે એ મોત એક સાપના ડંસથી અકસ્માત થયુ છે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

(બ) એક પાશેની જગામાં રહેનારા એક માતબર વેપારી ઝ ના ઘરમાં ઢાકાઇટીનો ગુન્હો કરવા માટે પોતાના ગામમાંથી ઘણા એક અજાણ્યા માણસો ગયા છે એમ જાણ્યા છતાં; તથા બંગાલા કાયદાના પુસ્તક માંહેલા સન ૧૮૨૧ ના ૩ જા કાયદાની ૭ મી કલમની ૫ મી રકમ મુજબ તે હકીકતની જલદી તથા બરાબર ખબર પાશેમાં પાશેની પોલીસ ચોકીના અમલદારને આપવાની પોતીની ફરજ છતાં, અ તે ગામનો રખવાળ જાણી જોઇને તે પોલીસ અમલદારને એવી ખોટી ખબર આપેકે [તે માણસો ગયા હોય તેથી જુદી દિશા બતાવીને] આણીમેર કાંઇ દુર જગાપર ઢાકાઇટી નો ગુન્હો કરવાના વિચારથી જેઓની ઉપર ગુમાન જાય એવા કેટવાએક શખશોનુ એક ટોળુ આ ગામમ થીગયું તો એ ઠેકાણે અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

## ટીકા

આ કલમ કોઇ શખસ પોલીસની પાસે કાંઇ ખોટી હકીકત કહે તેને માટે નથી પણ જમીનદારો અને ગામના મુખીઓ, કે, જેઓ કાયદાથી ખબર આપવાને બંધાએલા છે તેઓ માટે છે, અને એવા બીજા કેસ સઉ માટે છે રાણી વીરૂદ્ધ લક્ષ્મીસાગ, વી. રં. ૧૨ પ્રષ્ટ ૨૩

એવાદ ગુન્હા વીષે ખબર આપવાની કાયદાથી જેને ફરજ નથી, એવા કોઇ શખસ કાંઇ ગુન્હો કરવામાં આવ્યા બાબત પોલીસને ખોટી ખબર આપે પણ ફલાણા શખસને નુકશાન કરવુ અગર તેને દુખ આપવુ એવો તેનો ઇરાદો નહી હોય તો, એવી બાબતમાં પીનલ કોડ કલમ ૧૭૭ અને ૧૮૨ એમાંથી એક પણ કલમ પ્રમાણે તેને કાંઇ ગુન્હો કીધો નથી સરકાર વીરૂદ્ધ સુરાજી મોહન તા૦ ૧૦ જુલાઇ સને ૧૮૭૩ મુ. હા.

કોઇ ખાનગી શખશે કાંઇ ગુન્હો બનતા જોયો હોય તે બાબતની ખબર આપવાને તે કોઇ કાયદાથી બંધાએલો નથી બં. ૪ હા. રી. પ્ર. ૭

કોઇ સરકારી નોકરે કાયદા મુજબ સોગંદ ખાવાનુ ફેર

૧૭૮. સાચુ બોલવવાને સોગંદ આપવાનો જે સરકારી નોકરને કાયદા મુજબ અખતિયાર હોય તેવા કોઇ સરકારી નોકરે સાચુ બોલવાને બધાવા સારૂ કોઇ માણસને સોગંદ ખાવાનુ ફરમાવ્યાછતાં

માંગ્યા છતાં સોગંદ ખાવાની ના કહેવી.

તે માણસ અગર તે પ્રમાણે સાચુ બોલવાને બંધાવા સારૂ સોગંદખાવાની ના કહે તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બન્નેની, શિક્ષા કરવામાં આવશે.

## ટીકા

આ કલમ પ્રમાણે ગુન્હો સ્થાપીત કરતી વખતે નીચેની હકીકત હોવી જોઇએ.

૧ સોગન આપનાર સરકારી નોકર હોવો જોઇએ.

૨ જે સોગન તહોમતદારને આપવા માંડયા તેવા પ્રકારના સોગન ખાવાને તે શખશ કાયદાસર રીતે બંધાએલો હોવો જોઇએ, એટલે કે જે જાતના લોકોને તેના ધર્મ પ્રમાણે સોગન અપાતા હોય, તેવા સોગન ખાવા તે શખસને કહેલુ હોવુ જોઇએ સને ૧૮૭૩ના સોગન બાબતના આક્ટ ૧૦ ની કલમ ૧૫ થી પ્રતીગ્ના કરવાની ના કહે તેને પણ આ કલમ લાગુ પડે છે.

સવાલ પુછવાનો અખત્યાર હોય એવા કોઇ સરકારી નોકરને કાંઇ સવાલનો જવાબ દેવાની ના કહેવી.

૧૭૯. કોઇ સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખતિયારનો અમલ કરતા કોઇ બાબતમાં કાંઇ સવાલ પુછે, અને તે બાબતમાં તે સરકારી નોકરને સાચી વાત કહેવાનો કાયદા મુજબ પોતાની ફરજ છતાં જે માણસ તે સવાલનો જવાબ દેવાની ના કહે, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની; અથવા એબનેની શિક્ષા કરવામાંઆવશે

કોઈ મજકુર ઉપર સહી કરવાની ના કહેવી.

૧૮૦ કોઇ માણસે કાંઇ મજકુર કહયો હોય તે મજકુર ઉપર તેને સહી કરવાનુ ફરમાવવાને કાયદા મુજબ મુખત્યાર હોય તેવા કોઇ સરકારી નોકરે તે મજકુર ઉપર સહી કરવાનુ ફરમાવ્યા છતાં અગર તે માણસ તે ઉપર સહી કરવાની ના કહે, તો તેને ત્રણ મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચશે રૂપિઆ સુધીના દંડની, અથવા એબનેની શિક્ષા કરવાનાં આવશે.

## ટીકા

એક શખશ ઉપર કાંઇ અપરાધ બદલ તેની ઉપર કામ ચલાવતા તેને માજીસ્ત્રેટે કરેલા સવાલનો જવાબ આપવાના કામમાં તેણે જે મજકુર કહયો હતો તે પર તેની સહી કરવાની આરોપીને ના કબુલ કર્યું તેથી હુબલીના બીજા વર્ગના માજીસ્ત્રેટે તેનો રૂ ૨૦૦ દંડ કીધો—આરોપીતને કરેલા સવાલનો જવાબ આપવો કીવા તે આપવાને ના કબલ કરવુ એ જુના ક્રીમીનલ પ્રો૦ કો૦ ક૦ ૩૪૩ ઉપરથી આરોપીતની મરજી પર છે. તો પણ આરોપીને કરેલા સવાલનો તેણે જવબ આપ્યો એટલે તે જવાબ ઉપર સહી કરવાની તેની ફરજ છે કે નહી એ રીતે ધારવાડના જીલ્લા માજીસ્ત્રેટને સંસય પડવાથી તેણે આ કામ હાઇકોરટના અભિપ્રાય માટે મોકલ્યું.

તે ઉપર નામદાર હાઇકોરટે ઠરાવ કીધો કે જુના ક્રીમીનલ પ્રો૦ કો૦ ક૦ ૧૨૨ પ્રમાણે કરેલા કબુલતને કીવા કલમ ૩૪૨ થી ૩૪૬ પ્રમાણે કોરટે કરેલા સવાલના આરોપીતે આ

પેલા જવાબને પીનલકોડ કલમ ૧૮૦ લાગુ છે કીવા નહી એ વીષે તો ઘણો સંશય છે એમ દખાય છે, તે કબુલત અને જવાબ પોતાની ખુશીથી આપેલાં જોઈએ. અને તેપર આરોપીતે સહી કરતાં સુધી તે પુરાં થયાં છે એમ સમજવામાં આવતુ નથી એમ દખાય છે એ મો કાયદાનો હેતુછે, ( એમ સરકાર વીરૂદ્ધ બાઇ રતન તા. ૨૫ સપટંબર સંને ૧૮૭૩ વા. ૧૦ પાનુ ૧૯૯ ના કામમાં ) ફુલ બેંચે ઠરાવ કીધું છે; અને એ કામનો ફેસલો આપતાં પેહેલા ફુલબેંચે ક્રી૦ પ્રો૦ કોડમાના ઠરાવનો પુરો પણ વીચાર કરેલો છે.

જબાની ઉપર આરોપીત માણસની સહી અને નિશાની લેવાનો જે કાયદો કરનારનો ઉદ્દેશ છે, તે બદલ ફુલબેંચે જે પોતાનો અભીપ્રાય આપ્યો છે તે આરોપીતે સહી કરવા માટે તેનો દંડ કરવો કીવા તેમ કરવાની તેને જરૂર પાડવી એ વાતને બીલકુલ મળતો નથી

માટે ઓફશી ચાલતાં છતા કોરટે કરેલા સવાલનો જવાબ આતાં કહેલા મજકુર પર સહી કરવાને આરોપીત માણસે ના કબુલ કીધુ તો તેથી કરી પીનલકોડ કલમ ૧૮૦ પ્રમાણે શીક્ષા કરવા જોગ તણે ગુન્હો કરયો એમ થતુ નથી માટે આરોપીત પરનુ તહોમત અને શીક્ષા રદ કરવામાં આવી, અને તેનો દંડ વસુલ કરવામાં આવ્યો હોય તો પાછો આપવો. સરકાર વીરૂદ્ધ સીરસાપ્પા વા. ૪ પાનુ ૧૫ તા. ૫ ઓગષ્ટ સને ૧૮૭૯

જે સરકારી નોકર અથવા શખસને સોગંદ આપવાનો અખતિયાર હોયતેની આગળ સોગં દખાઇને જુઠો મજકુર કહેવો.

૧૮૧. કોઇ સરકારી નોકરને અથવા કાયદા મુજબ સોગંદ આપવાનો જેને અખતિયાર હોય એવા કોઇ બીજા શખસને કાંઇ પણ બાબદમાં સાચી વાત કહેવાને કાંઇ સોગંદથી કાયદા મુજબ બંધાયા છતાં જે માણસ ઉદરક્ત સરકારી નોકર અથવા બીજા શખસનેતે બાબતમાં એવો કાંઇ મજકુર કહે તે ખોટો હોય. અને તે મજકુર ખોટો છે એમ તે માણસ જાણતો કે માનતો હોય, અથવા તે ખરો છે એમ તે માણસ માનતો હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે,

## ટીકા

કોઇ અમલદાર અખીકાર વગર કાંઇ કામ ચલાવતો હોય તો તેની હજુર સાચુ બોલવાને સોગન લીધાં છતાં તે શખશ ખોટી હકીકત કહે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કીધો કહેવાય નહી, વા. ૨ મું હા૦ રી૦ પાનું ૪૩૮

ઇનકમટેકશ કમીસનરની પાસે ખોટી હકીકત કહેતો આ કલમ પ્રમાણે નહીં પણ ૧૯૩ કલમ પ્રમાણે ગુનોહ કરયો કહેવાય—રાણી વીરૂધ દયાલ ઇદરજી વા૦ ૮ મું હા૦ રી. પાનુ ૨૧ ( ફોજદારી )

કોઇ સરકારી નોકર પાસે તેનો કાયદેશર અખત્યાર અમલમાં આણાવીને બીજા શખશને નુ

૧૮૨. કોઇ સરકારી નોકરથી પોતાના સરકારી હોદ્દાનો કાયદેશર અખતિયાર વાપરતાં કોઇ સખશને નુકશાન અથવા દુખ થાય, અથવા આયેશાચી હકીકત તે સરકારી નોકરના જાણ્યામાં આવી હોયતો જે વસ્તુ તે સરકારી નોકરે ન કરવી જોઇએ અથવા જે વસ્તુ કરવામાં તેણે કસુર ન કરવી જોઇએ તે વસ્તુ તે કરે, અથવા તે કરવા

નુકશાન કરાવવાના ઇરાદાથી ખોટી ખબર આપવી.

માં તે કસુર કરે, એવો શંભવ છે એવુ જાણ્યા છતાં જે માણસ તે સરકારી નોકરને પોતે જે ખબર ખોટી જાણતો હોય અથવા ખોટીમાનનો હોય એવી કાંઇ ખબર આપે, તે માણશને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની; અથવા એક હજારરૂપીયા સુધીના દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

દૃષ્ટાંત.

(અ) અ કોઇ માજીસ્ટ્રેટને એવી ખબર આપે કે, તમારા હાથ તળેના ઝ પોલીશ અમલદારે નોકરીમાં ગફલત કરી છે. અથવા બદચાલ ચલાવી છે, અને તે ખબર ખોટી છે એમ તે પોતે જાણતો હોય તથા તે ખોટી ખબર ઉપરથી તે માજીસ્ટ્રેટ ઝ ને બરતરફ કરશે એવો શંભવ છે, એમ પણ તે જાણતો હોય, તો અએ આ કલમમાં બયાન કરેલો ગુનોહ કરયો એમ સમજવુ.

(બ) અ કોઇ સરકારી નોકરને એવી ખોટી ખબર આપે મને કરેલુ નિમક ઝ એ એક છાને ઠેકાણે સંતાડયુ છે, અને તે ખબર ખોટી છે એમ પોતે જાણતો હોય, તથા તે ખોટી ખબરનો પરીણામ એવો થશે કે ઝ ની જગનો ઝાડે લેવાશે તથા ઝ ને દુખ થશે એવો સભવ છે એમ પણ તે જાણતો હોય, તો અ એઆ કલમમાં બયાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

## ટીકા

કોઇ શખશને દુઃખ દેવાના અથવા નુકશાન કરવાના ઇરાદા વગર કાંઇ ખોટી ખબર આપવી તેથી આ કલમ પ્રમાણે ગુન્હો થતો નથી, સરકાર વીરૂદ્ધ સુરાજી મોહનનો ફેસલો કલમ ૭૭ ઉપર જુઓ.

એક શખસે પોલીસને અરજી કરી તે અરજીમાં એવી ખોટી હકીકત લખીકે કેઇ બીજા શખશે ગુન્હો કરયો છે એવો પોતાને શકછે માટે ચોકશી કરવી. તે અરજી ઉપરથી પીનલકોડ કલમ ૨૧૧ ના અર્થ પ્રમાણે તે શખશ ઉપર ફોજદારી માં કામ ચલાવ્યુ તેમ થતુ નથી સરકારી નોકરને પોતાનો કાયદેસર અખત્યાર અમલમાં આણાવીને બીજા શખશને નુકશાન કરવના ઇરાદાથી ખોટી ખબર આપ્યાનું તોહમત કલમ ૧૮૨ પ્રમાણે તે અરજદાર ઉપર મુકવુ જોઇએ સરકાર વીરૂધ ઓપાજી ભીકાજી. તા ૨૪ અપ્રેલ શને ૧૮૭૬, મુ. હા. કો.

કેદી પોતાના બચાવની આતર જે હકીકત કહેતે ખોટી પડેતો તે આ કલમ પ્રમાણે ખોટી ખબર આપનાર ઠરતો નથી વા ૨- અ. હા. રી. પાનુ ૧૨૮

પોલીશ અમલદારને ખોટી ખબર આપ્યા બદલ તેને આ કલમ પ્રમાણે નહી પણ ૨૧૧ કલમ પ્રમાણે શીક્ષા થાય. વી. રી. ૮પાનુ ૯૭

આ કલમ પ્રમાણે ફરીયાદ સરકારી નોકર હોય તેજ કરી શકેછે. રાણીવીરૂધ હરારામ- અ. હા. રી. પાનુ ૧૯૪- વાલ્યુમ ૩.

કોઇ સરકારી નોકરને કાયદાથી જે અધીકાર મળેલોછે, તે અધીકારે તે માણસને નુકશાન કરે એવા ઇરાદાએ તે નોકરને ખોટી ખબર આપ્યા બદલ અને ન્યાયના કામમાં ખોટી

શાક્ષી આપ્યા બદલ. પીનલકોડ કલમ ૧૮૨- અને ૧૮૩ પ્રમાણે આરોપીતપર તોહમતો રા ખવામાં આવેલા તેની ચોકશી ફર્સ્ટક્લાશ માજીસ્ત્રેટ રાવ બહાદુર રામચંદ્ર બાપુજીએકરી. અને જુના ક્રીમીનલપ્રોશીજર કલમ ૨૧૫ પ્રમાણે તાહમત વાળાને છોડી દીધો.

આ કામમાં હાજર કરેલા પુરાવા ઉપરથી જોતા આરોપીતને છોડી દેવાનો હુકમ પેહેલા વ રગના માજીસ્ત્રેટે કરેલો અયોગ્યછે, એવુંજીલ્લા માજીસ્ત્રેટને લાગ્યાથી તે કામના કાગળો અને પ્રોશીડીંગ મંગાવી જુના ક્રી મો કિ. ૧૪૨ ના આધારથી કા ૪૪ પ્રમાણે આરો પીતની ફરી ચોકશી કરવાનો હુકમ આપીને તે કાગલ પત્ર અને પ્રોશીડીંગ મા કયમ્પબેલ ઞ પાશે મોકલ્યાં, તે ઉપરથી મો. કયમ્પબેલે ઇનશાફ કરીને આરોપીત ઉપર ખોટી શાક્ષા આપ્યાનો અપરાધ શાબીત કરી તેને છ મહીનાની શખ્ત કેદનો શીક્ષા કરી. તેના ઠરાવ ઉ પર, આરોપીતે સેશન જડજને અપીલ કરી. તેમાં શેશન જડજે કામના ગુણદોષપર વીચા ર ન કરતાં—મોહેસ મીસ્તરી ( ઇ. લા. રી. ક. સી. વા. ૧ પાનુ ૨૮ )ના કામના ઠરાવને અ નુશરીને મી૰ કયેમ્પબેલે બીજી ચોકશી કરી તે અધીકાર નહી છતાં કરી છે એમ ઠરાવીતો હોમત અને શીક્ષા રદ કરયા.—સેશન જડજના એ હુકમ ઉપર મુંબાઇ સરકારે જુના ક્રી. મો. ક. ૨૭૨ ના આધારે હાઇ કોરટને અપીલ કરી તેમાં ઠરાવ થયો કે,

એકાદ સબોરડીનેટ માજીસ્ત્રેટે ક્રી. મો. ક, ૨૧૫ ના આધારે એકાદ આરોપીતને છોડી દી ધો હોય અને તેનુ પ્રોશીડીંગ મંગાવી જોયા પછી તે માજીસ્ટ્રેટે આરોપીતને છોડી દીધો તે બ રોબર નથી એમ જીલ્લા માજીસ્ત્રેટની ધ્યાનમાં આવે તો બીજા એકાદ સબોરડીનેટ માજીસ્ત્રે ટને નવી ચોકશી કરવાનો હુકમ નહી કરતાં તે કામ હાઇ કોરટમાં મોકલવુ એજ જીલ્લામાજી સ્ટ્રેટને યોગ્ય માર્ગ છે.

આ કામમાં પણ તેમજ થવુ જોઇતુ હતુ તે થયુ નથી માટે સેશન જડજે કરેલો હુ કમ બરોબર છે કેમકે, ક. ૧૪૨ પ્રમાણે નવી ચોકશી કરવાનો હુકમ કરવાને જીલ્લામાજીસ્ત્રે ટને સત્તા નહોતી તેથી મુંબાઇ સરકારે કરેલી અપીલ અમે ના મંજુર કરીએ છીએ. સર કાર વિરૂદ્ધ ગોઠાપા. બીન બ્યાકુબ ગોઠા, મુ. હા. રી. પાનુ ૫૩૪ વાલ્યુમ ૨. તા૰ ૮ ફેબ્રવારી સન ૧૮૭૮

પીનલકોડ કલમ ૨૧૧ માં કહેલા ગુન્હામાં કલમ ૧૮૨ માં કહેલા ગુન્હાનો સમાવેશ થા ય છે અને તેટલાજ વાસ્તે તેવા કામોમાં જોઇએ તે કલમ પ્રમાણે કામ ચલાવવાનો માજી સ્ત્રેટને અધીકાર છે પરંતુ ગુન્હાનુ સ્વરૂપ જાસ્તી ભયંકર છે એમ દેખાય તો કલમ ૨૧૧ પ્રમાણે કામ ચલાવવુ યોગ્ય છે કલકતા, હાઇકોરટ વાલ્યુમ, ૫—પાનુ ૧૮૪ તા. ૨૬ એપ્રે લ, સને ૧૮૭૫

કોઇ સરકારી નો કના કાયદેશર અ ખત્યારથી કોઇ મી લકત જપ્ત થતીહો યતેમાં સામા થવુ

૧૮૩. આ શખ્સ સરકારી નોકર છે એમ જાણીને, અથવા એમ માનવાનુ કારણ છતાં, તે સરકારી નોકરના કાયદેશર અખત્યા રથી કાંઇ મીલકત જપ્ત થતી હોય તેમાં જે માણસ સામો થાય, તે માણસને છ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કે દની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની. 'અથવા' એ બંને ની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરના અખત્યારથી વેચવા કહાડેલી મીલકતના વેચવામાં અડચણ કરવી.

૧૮૪. કોઇ સરકારી નોકરના પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારથી વેચવા કાહાડેલી કાંઇ મીલકત વેચાણમાં જે માણસ ઇરાદાથી કાંઇ અડચણ કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચશે રૂપીયા સુધીના દંડની, એ બંનની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરના અખત્યારથી વેચવા કહાડેલી મીલકતની નાયદા વીરૂધ ખરીદી અથવા માગણી.

૧૮૫ કોઇ સરકારી નોકરના પોતાના સરકારી હોદ્દાના કાયદેસર અખત્યારથી કાંઇ મીલકતનુ વેચાણ થતુ હોય, તે વેચાણમાંથી તે મીલકત ખરીદ કરવાને ફલાણો શખશ કાયદા મુજબ અશક્ત છે એમ જાણ્યાં છતાં તે સખસને હીસાબે, પછી તે સખશ પોતેજ હોય કે કોઇ બીજો સખશ હોય તો પણ જે માણસ તે મીલકત ખરીદ કરે અથવા તેની માગણી કરે અથવા માગણી કરેથી જે ફરજ પોતાને શિર પર આવતી હોય તે ફરજ અદા કરવાનો પોતાનો ઇરાદો નહી છતાં જે માણસ તે મીલકતની માગણી કરે, તે માણસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે

કોઇ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં અડચણ કરવી.

૧૮૬. કોઇ સરકારી નોકરને તેના સરકારી કામ કરવામાં જે માણસ બુદ્ધિપુરવક અડચણ કરે, તે તેમાણસને ત્રણ મહીના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચશે રૂપીયા સુધી ના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## ટીકા

એક કામમાં ધોળકાના પેહેલા વર્ગના શબોરડીનેટ માજીસ્ત્રેટે શરકારી" અમલદારને ગાડી ભાડે ન આપ્યા બદલ તે ગાડી વાળા ઉપર શદરહુ માજીસ્ત્રેટે, સરકારી નોકરને પોતુનુ સરકારી કામ કરવામાં બુદ્ધી પુરવક હરકત કરવાના ગુન્હાની શાબીતી ઠરાવી અને પીનલકોડ કલમ ૧૮૬ પ્રમાણે તેને ચાર રૂપિઆ દંડ કરયો અને તે દંડ ન આપે તો સાત દિવશ આસાન કેદ ભોગરવાની શીક્ષા કરી.

અમદાવાદના જીલ્લામાજીસ્ત્રેટેટ મી. બોગેડીલે આ કામ જુના ક્રી. કા. ૩૩૪ ના આધારે હાઇ કોરટના અભીપ્રાય સારૂ મેકલાથી ઠરાવ્યુ કે ગાડીના માલીકે પોતાના ગાડી સરકારી નોકરને ભાડે નહી આપવાને ના કહયાથી સદરહુ કલમ ૧૮૬ પ્રમાણે તે ગુનેગાર ઠરતો નથી માટે તોહોમત અને શીક્ષા રદ કર્યા અને દંડ વસુલ કરયો હોયતા તેને પાછો આપવો, મુંબાઇ હાઇ કોરટ, વાલ્યુમ ૯ પાનુ ૧૬૫ સરકાર વીરૂધ ધીરો કુલન તા૦ ૯ ફેબ્રવારી ૧૮૭૨

કોઇ શખસના ખાનગી ઘરમાં કોઇ પેશવા જાય તે પ્રમાણે પેસવાનો પેસનાર કાંઇ અધીકાર બતાવે નહી અને તેથી ઘરધણી તેને ઘરમાં પેસવા દે નહી તો તેને આ કલમ પ્રમાણે ગુન્હો કરયો કેહેવાય નહી. કેસરેહીદ વિરૂધ એફ્‌મેકલા કંટ્રાકટર, કલકતા હાઇકોરટ તા૦ ૨૨ મી મે, સને ૧૮૭૮

મુબાઇના સન ૧૮૬૫ના આકટ ૧ લા પ્રમાણે નીમાએલા કોઇ સરવે ખાતાના કલાર્કને કોઇ શખસ પોતાનુ ઘર માપવા ન દે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો એમ થ તુ નથી-રાણી વીરૂધ્ધ ભગવતી દાસ ભગવાન દાસ. મુ. હા. રી. વા. ૫—પાનુ ૫૧

કાયદા મુજબ મદદ કરવાની ફરજ છતાં કોઇ સરકારી નોકરને મદદ કરવામાં કસુર કરવી.

૧૮૭. કોઇ સરકારી નોકરને તેની સરકારી નોકરી બજાવવામાં મદદ કરવા અથવા આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય તે માણસ અગર ઇરાદાથી તે પ્રમાણે મદદ આપવામાં કસુર કરે, તો તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસે રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને મદદ માગવાનો કાયદા પ્રમાણે જેને અખતિયાર હોય. એવા કોઇ સરકારી નોકરે કોઇ ઇન્સાફની કોરટે કાયદા મુજબ કરેલા કોઇ હુકમ બજાવવાના કારણસર અથવા કાંઇ ગુન્હો થતો અટકાવવાના કારણસર અથવા કાંઇ હગામો કે બખેડો બંધ પાડવાના કારણસર અથવા જે સખશની ઉપર કાંઇ ગુન્હાનુ તોહોમત મુકયુ હોય, કે જે કાંઇ ગુન્હાનો તકશીરવાર હોય કે કાયદેશર કેદમાંથી નાશી ગયો હોય, એવા શખશને પકડવાના કારણસર, તે મદદ માગી હોય. તો તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા પાંચશે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે,

### ટીકા

એક ચોરીના કામમાં એક જાગીરદારને એક માજીસ્ત્રેટે એવો હુકમ કીધો કે તમારે ચોરીના પતો પંદર દીવશની અંદરમાં લગાડવો અને પોલીસને તે કામમાં મદદ કરવી આ કામમાં એમ ઠરાવવામાં આવ્યુ કે સને ૧૮૭૨ ના આકટ ૧૦ નો કલમ ૯૦ અને ૯૧એ ટલે સન ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૪૨—૪૩ મુજબ આવો હુકમ થઇ શકે નહી. અને હીંદુસ્તાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૭ તથા ૧૮૮ પ્રમાણે જાગીરદાર ઉપર સદરહુ હુકમનુ અપમાન કીધા બદલનો ગુન્હો રહી શકે નહી.—રાણી વીરૂધ્ધ બક્ષીરામ અને બીજાઓ. ઇ૦ લા૦ રી૦ અલ્હાબાદ૦ વાલ્યુમ ૧—પાનુ ૨૦૧

આ કલમના અર્થ પ્રમાણે કયા કામોમાં લોકોએ મદદ માગેથી આપવી એ બાબત ક્રીમીનલ પ્રોશીજર કોડ સને ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૪૨ કેહે છે,

૪૨—ઇલાકાના મુખ્ય શેહેરની અંદર કે બાહાર કોઇ માજીસ્ત્રેટ, અથવા પોલીસ અમલદાર હેઠળ લખેલી બાબતોમાં જે માણસની વ્યાજબી રીતે મદદ માગે તેનાં દરેક માણસે તેને મદદ કરવી જોઇએ.

(અ) બીજા કોઇ પણ માણસને પકડવાને સદરહુ માજીસ્ત્રેટને અથવા પોલીસ અમલદારને અખત્યાર હોય તેવામાં; અથવા

(બ) સુલેહના ભંગનો અથવા હરકોઇ રેલવે, નેહેર, ટેલીગ્રાફ અથવા સાર્વજનીક મીલકતને નુકશાન કરવાના કોશીશનો અટકાવ કરવામાં અથવા

(ક) હંગામો અથવા બખેડો બંધ પાડવામાં

પોલીસ અમલદાર શીવાય બીજા કોઇ શખશના નામનુ વારંટ કરવામાં આવે ત્યારે જે શખશના નામનુ તે વારંટ હોય તે શખસને મદદ કરવાને બીજા કોઇ પણ શખસના મરજી

ઉપર છે, જુઓ સને ૧૮૮૨ ના આક્ટ ૧૦ ની કલમ ૪૩

કોઈ સરકારી નોકરે કાયદા મુજબ જાહેર કરેલો હુકમ ન માનવો.

૧૮૮. કોઈ સરકારી નોકરને કાંઇ હુકમ જાહેર કરવાને કાયદા મુજબ અખતિયાર હોય તે પ્રમાણે હુકમ જાહેર કરીને તે કોઈ માણસને એ પ્રમાણે ફરમાવે કે તમારે ફલાણા કામથી દુર રહેવુ, અથવા તમારા કબજામાં કે તમારા વહીવટમાં ફલાણી મિલકત છે તે બાબત ફલાણી તરેહનો બંદોબસ્ત રાખવો અને એ પ્રમાણે તે સરકારી નોકરે ફરમાવેલુ છે એમ જાણ્યાં છતાં તે માણસ તે હુકમ ન માને અને તે હુકમ તેણે ન માનવાથી અગર કાયદેસર રહેલા કોઈ શખશોને કાંઇ અડચણ, દુઃખ કે નુકશાન થાય અથવા થશે એવુ થાય અથવા કાંઈ અડચણ, દુખ કે નુકશાનનુ જોખમ થાય અથવા થશે એવુ થાય, તો તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા બસે રૂપીયા સુધીના દંડની અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે. અને અગર તેણે તે હુકમ ન માનવાથી માણસની જીંદગીને, તનદુરસ્તીને અથવા સલામતીને જોખમ થાય અથવા થશે એવુ થાય, અથવા હંગામો કે બખેડો થાય અથવા થશે એવુ થાય. તો તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે,

ખુલાસો—તે ગુન્હેગારે હાની કરવાનો ઈરાદો કરવો જોઈએ અથવા તે હુકમ ન માનેથી હાની થવાનો સંભવ છે એવો તેને વીચાર થવો જોઇએ, એમ કાંઇ જરૂર નથી. તે એમ જાણે કે હુ ફલાણો હુકમ માનતો નથી તથા તે હુકમ તેણે ન માનવાથી હાની થાય અથવા થશે એવો સંભવ હોય તો બસ છે.

દ્રષ્ટાંત.

જે સરકારી નોકરને કાયદા મુજબ હુકમ જાહેર કરવાનો અખત્યાર હોય એવો કોઇ સરકારી નોકર અગર એ પ્રમાણે એક હુકમ જાહેર કરે કે ફલાણો ધરમ સંબધીનો વરઘોડો ફલાણે રસ્તે થઇને જાય નહી ને પછી જાણી બુજીને અ. તે હુકમ ન માને અને તથી હંગામાનુ જોખમ થાય. તો અ. એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ જાણવુ

## ટીકા.

અંકલેશ્વરના બીજા વર્ગના માજીસ્ત્રેટે એક શખશ ઉપર જુના ક્રીમીનલકોડ કલમ ૫૧૮ પ્રમાણે હુકમ કરયો તે નહી માનવાથી તે માજીસ્ત્રેટે તે શખશની ઉપર પેનલકોડ કલમ ૧૮૮ પ્રમાણે કામ ચલાવી તેનો એક રૂપીયો દંડ કર્યો અને તે એક રૂપીઓ ન આપે તો બે દીવસ આસાન કેદ ભોગવવાની શીક્ષા કરી.

જીલ્હા માજીસ્ત્રેટનો અભીપ્રાય જુના ક્રીમીનલ પ્રોસીજરકોડ કલમ ૪૭૩ પ્રમાણે આ કામની ચોકશી કરવાનો અધીકાર તે બીજા વર્ગના માજીસ્ત્રેટને નોહોતો એવો હોવાથી આ કામ હાઇ કોરટના અભીપ્રાય માટે મોકલ્યુ તેમાં ઠરાવ થયોકે.

ક્રી. પ્રો. કો. કલમ ૫૧૮ પ્રમાણે બીજા વરગના માજીસ્ત્રેટે એકાદ હુકમ કરયા છતાં તે હુકમ અમાન્ય થયો હોય તો તે બદલ ક્રી પ્રોકોડ કલમ ૪૭૩ ઉપર શીક્ષા કરવાનો અધીકાર તેને મળતો નથી માટે બીજા વર્ગના માજીસ્ત્રેટે ઠરાવેલુ તોહમત અને શિક્ષા રદ ક

શકીએ છીએ. અને પીનલકોડ કલમ ૧૮૮ માના ઠરાવપર તે બીજા વરગના માજીસ્ત્રેટે ધ્યાન આપવું કે એકાદ હુકમ અમાન્ય થયો એટલુજ શાબીત થવુ બસ નથી પણ તેણે હુકમ નહી માન્યાથી કાયદેસરકામ કરનાર માણસને કાઇ હરકત. યા ઉપદ્રવ, અગર નુકશાન થાય અગર થવાનો સંભવ હોય અગર તેથી હરકત, અગરઉપદ્રવ, અગર નુકશાની થવાનો ભય થશે એવું શાબીત થવુ જોઇએ એવુ થાયછે, સરકાર વીરૂધ રણછોડ દયાલ, મુ હાં. રીપોર્ટ વાલ્યુમ ૧૦ પાનુ ૪૨૪- તા. ૨૯ અકટોબર ૧૮૭૩

પેહેલા વરગના એ કશઓરડીનેટ માજીસ્ત્રેટે કાઇ એક જગ્યામાં મુડદા દાટવા તથા બાળવા શારૂ લોકોને મનાઇ કરવા બાબતનોહુકમક તે જગોએ ચોડાવ્યો તે હુકમ તોડયાના ગુન્હા નો શાબીતી પીનલકોડ કલમ ૧૮૮ અન્વયે એક શખસ ઉપર થઇ. તેમાં નામદાર મુબઇ હાઇ કોર્ટે ઠરાવ કરયો કે શદરહુ હુકમ ખુદ તોહમતવાળાને પોહોચાડવામાં નહીં આવેલો. શબબ એ ગુન્હાની શાબીતી ગેર કાયદેછે. મુ. હા, તા. ૩ મારચ સન ૧૮૭૦ સરકાર વીરૂધ શુકર બુધીયા.

એક પેહેલા વરગના સબોરડીનેટ માજીસ્ત્રેટે એક કુવાને કાંઇ મરામત કરાવવા સારૂ ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૬૬ પ્રમાણે તોહોમત વાળાંપર હુકમ કીધો. પણ તે મરામત તેણે કરાવી નહી. તે ઉપરથી તેણે તે હુકમ નહી માનવા બાબત તેની ઉપર પીનલકોડ કલમ ૧૮૮ પ્રમાણે તોહમત રાખી તેના રૂ ૧૦૦) દંડ કીધો અને શન ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૪૪ મુજબ એવો હુકમ કીધો કે તે કુવાનુ મરામત ખરચ દંડનો રકમ માંહેથી આપવુ.

આ કામમાં નામદાર મુબાઇ હાઇકોરટે એવો ઠરાર કીધો કે, આ કામમાં ક્રી૦ પ્રો૦ કો ૩૦૮ ફક્ત લાગુ પડે છે, માટે આ કામમાં સબોરડીનેટ માજીસ્ત્રેટને અધીકાર નથી અને કલમ ૪૪ પ્રમાણે કુવાને મરામત કરાવવાનો હુકમ કરવાનો તને અધીકાર નહોતો, તાત્યા વીઠુબાના કામમાં, પુછવા ઉપરથી, મુ. હા, તા. ૧૩ એપ્રેલ ૧૮૭૧

એક શખશ ઉપર દીવાની કોરટથી હુકમનામુ થએલુ તે પરથી તે દીવાની કોરટના જડજે તેને એવો હુકમ કીધો કે તારે અમુક જગામાં ઝુપડી બાંધી રેહેવુ નહી, એ રીતે તાકીદ કીધાં છતાં તેણે ઝુપડી બાંધી, તે પરથી તે જડજે તેના ઉપર કલમ ૧૮૮ પ્રમાણે કામ ચલાવવા તેને માજીસ્ત્રેટ પાશે મોકલ્યો, માજીસ્ત્રેટ પાશે ગયા પછી તેની આડામમાં ૧૮૮કલમ પ્રમાણે તજવીજ થઇશકે નહી, એમ ઠરાવી- જુના ક્રીમીનલ કલમ ૨૧૧ પ્રમાણે તેને છોડી દીધો, છતાં તે માજીસ્ત્રેટનો અભીપ્રાય જીલ્લા જડજનેના પસંદ પડવાથી હાઇ કોરટનો અભીપ્રાય માગ્યો. તેમાં એવો ઠરાવ થયો કે સરકારી અમલદાર સાર્વજનીક કામને માટે જે હુકમ પ્રસીધ કરે છે તે હુકમને માત્ર ૧૮૮ કલમમાના ઠરાવ લાગુ પડેછે. અને દીવાની દાવાઓમાંપક્ષકારોની દરમીયાન થએલા હુકમને તે કલમ લાગુ પડતી નથી,

એકાદ દાવામાંના પ્રતીવાદીએ એકાદ તાકીદ અમાન્ય કીધા છતાં તેને તુરગમાં મોકલવો એટલોજ ફકત દીવાની કોરટને માગંછે કલકત્તા હાઇ કોરટ-વા, ૬ પ્ર. ૪૪૫- તા ૯ નવંબર સન ૧૮૮૦ પુછવા ઉપરથી.

આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવતાં પેહેલાં અમુક કામથી તહોમતદારે દૂર રહેવુ એ

વો હુકમ મશીધ થયો છે એવુ તહોમતદાર જાણુતો હતો એવુ સાબીત થવુ જોઇએ રાણીવી રૂદ્ધ મ તુનુસ્રીગ. ક્રિ. ઇ. કા. મા ૩૪૩.

આ કલમ પ્રમાણે ગુન્હેગાર ઠરાવતી વખતે તહોમતદારને જે હુકમ કરેલો તે લએલો કર્યો હતો એ જરૂરનુ છે. ક્રો. ઇ. કા. મ, ૩૪૩

કોઇ સરકારી નોકરને નુકશાન કરવાનો ડર દખાડવો

૧૮૯. કોઇ સરકારી નોકરને પોતાના સરકારી હોદાના અમલ સંબધી કાંઇ કામ ન કરવાને, અથવા કાંઇ કામમાં ઢીલ કરવાને લલચાવાના કારણસર, તે સરકારી નોકરને ખુદને, અથવા જે શખશની સાથે તે સરકારી નોકરને સબધ છે એમ પોતે માનતા હોય, એવા કોઇ શખસને, કાંઇ, નુકશાન કરવાનો, જે માણસ ડર દખાડે તે માણસને બે વરશ સુનીહદ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરની પાશે આશરો માગવાની અરજ કરવાથી દુર રહેવાને કોઇ શખસને લલચાવા સારૂ તેને નુકશાનકરવાનો ડર દખાડવો.

૧૯૦. કાંઇ નુકશાનથી કોઇનુ રક્ષણ કરવાનો અથવા કરાવવાનો જે સરકારી નોકરને કાયદા મુજબ અખત્યાર હોય, એવા કોઇ શરકારી નોકરની આગળ કોઇ શખશને કાંઇ નુકશાનથી પોતાનુ રક્ષણ થવા બાબત કાયદેશર, અરજ નકરવાને અથવા અરજ કરતા અટકાવવાને લલચાવવાના કારણસર, જે માણસ તેશખશને કાંઇ નુકશાનકરવાનો ડર દખાડે તે માણસને એક વરસ સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામા આવશે



## બાબ ૧૧ મો

## ખોટા પુરાવા તથા સરકારી ઈનસાફ વિરૂદ્ધ ગુન્હા બાબત.

ખોટી શાહેદી આપવી.

૧૯૧. કાંઇ સોગંદથી અથવા કાયદાના ખાસ ઠરાવથી સાચુ બોલવાને જે માણસ કાયદા મુજબ બધાએલો હોય, અથવા કાંઇ પણ બાબત સંબધી કાંઇ એકરાર કરવાને કાયદાથી બંધાએલો હોય, તે માણસ એવી કાંઇ વાત કેહે કે જે ખોટી હોય અને જે ખોટી છે એમ તે જાણતો કે માનતો હોય. અથવા ખરી છે એમ તે માનતો હોય, તો તે માણસે ખોટી શાહેદી આપી એમ સમજવુ.

ખુલાસો ૧ લો—કાંઇ વાત મોહોડેથી કહી હોય અથવા કોઇ બીજી રીત કહી હોય તોપણ તેને આ કલમના અર્થ પ્રમાણે વાત સમજવી.

ખુલાસો ૨ જો—શાહેદી આપનાર સખશ પોતાના માનવા બાબત જે ખોટી વાત કહે, તેને પણ આ કલમના અર્થ પ્રમાણેની વાત સમજવી, અને જેમ જે વસ્તુ કોઇ શખશ જાણતો ન હોય ને તે કહે કે હુ જાણુછુ તેથી તે સખશ ખોટી શાહેદી આપ્યાનો ગુન્હેગાર થાય તે

મજ જે વસ્તુ તે માનતો નહીં હોય તે વિશે તે એમ કહે કે હું એ માનુંછુ તો તેથી પણ તે શખસ ખોટી શાહેદી આપ્યાનો ગુનેહગાર થઇ શકેછે.

દ્રષ્ટાંત.

( અ ) ઝ ની ઉપર બ નો હજાર રૂપીઆનો એક વ્યાજબી દાવો છે, તેની મજબુતી માં ઇનસાફની વખતે અ આવીને એવા ખોટા સોગન ખાય કે બ નો દાવો વ્યાજબી છે એમ ઝ ને કબુલ કરતાં મેં સાંભળ્યો. તો અ એ ખોટી શાહદી આપી એમ સમજવું,

( બ ) કાંઇ સોગનથી સાચુ બોલવાને બંધાયલો છતાં, અ. એ પ્રમાણે કહેકે ફલાણી સહી ઝ. ની લખેલી છે એમ હું માનુ છું. અને ઝ. ની લખેલી છે એમ તે ન માનતો હોય, તો એ ઠેકાણે અ. જે વાત પોતે ખોટી જાણે છે તે કહે છે,માટે તેણે ખોટી શાહેદી આપી એમ સમજવુ.

[ ક ) ઝ ના અક્ષરનુ વલણ અ જાણે છે, અને તે એ પ્રમાણે કહેકે ફલાણી સહી ઝ. ની લખેલી છે એમ હું માનુ છુ અને તેમજ તે સહી તેની લખેલીછે એમ અ. શુદ્ધ બુદ્ધિએ માનતો હોય તો એ ઠેકાણે અ, ની વાત ફક્ત તેના માનવા વીષેછે અને તેના માનવા વિશે તે સાચી છે. માટે અગર તે શહી ઝ, નીલખેલી ન હોય તો પણ અ એ ખોટી શાહેદી આપી એમ સમજવુ નહી.

( ડ ) કાંઇ સોગંદથી સાચુ બોલવાને બંધાએલો છતાં અ, એ પ્રમાણે કહેકે ફલાણે દહાડે ઝ, ફલાણે ઠેકાણે હતો એમ હું જાણુ છુ, અને તે બાબત અ, કાંઇ જાણતો ન હોય તો, અગર તે દહાડે ઝ, તે ઠેકાણે હતો કે નહી તોપણ અ એ ખોટી શાહેદી આપી એમ સમજવુ.

( ઈ ] અ. કોઈ સમજાવનારો કે તરજુમો કરનારો છે, અને તે જે વાત અથવા લેખ ખરી રીતે સમજાવવા અથવા તેનો તરજુમો કરવાને સોગંદથી બંધાએલો છે, તે વાતની અથવા લેખની એવી સમજણ આપે અથવા એવો તરજુમો કરે,અથવા તે સમજણ અથવા તરજુમો ખરો છે એમ સરટીફીકેટ આપે કે તે સમજણ અથવા તરજુમો ખરો ન હોય અને તે તેને ખરો માનતો ન હોય તો અ એ ખોટી શાહેદી આપી એમ, સમજવુ.

## ટીકા

મુમ્બાઇના સન ૧૮૬૭ ના આકટ ૮ ની કલમ ૨૩ પ્રમાણે કોઇ પોલીસ પટેલ કામ કરતાં છતાં તેની આગળ કોઇ શખશ ખોટો મચકુર કહે તો તેણે પીનલકોડ કલમ ૧૯૧ પ્રમાણે ખોટી શાક્ષી આપી એમથાય છે અને કલમ ૧૯૩ ઉપરથી તે શીક્ષાને પાત્ર થાય છે. સરકારવિરૂદ્ધ ઇરબસાપાનો ફેસલો જુઓ, વાલ્યુમ. ૪. મ૦ ૪૭૬ તા૦ ૨૯ એપ્રેલ, સને ૧૮૮૦ મુ. હા. રી. તેમજ કલકત્તા હાઇકોરટ વા—૨—મ૦૮—૪૧ સરકાર વીરૂદ્ધ નાનચંદ મુકરજી તા૦ ૨૭ જુન ૧૮૭૩

ખોટો પુરાવો બનાવવો — ૧૯૨. જે માણસ કાંઇ બીના બનાવે, અથવા કાંઈ ચોપડી કે દફતર મધ્યે કાંઇ ખોટી રકમ લખે, અથવા કાંઇ લેખ કરે અને તે

માં કાંઇ ખોટી વાત લખે, એવા ઇરાદાથી કે, કોઇ ઇનસાફી મુકદમા માં, અથવા કોઇ સરકારી નોકરની આગળ તેના સરકારી હોદાથી કાયદા મુજબ ચાલતા મુકદમામાં, અથવા કોઇ લવાદની આગળ. તે બીના ખોટી રકમ અથવા ખોટી વાત પુરાવામાં રજુ થાય, તથા તે રજુ થનારી બીના, અથવા ખોટી રકમ, અથવા ખોટી વાતથી, તે મુકદમામાં પુરાવા ઉપરથી જે શખશ કાંઇ અભીપ્રાય બાંધનાર હોય તે શખશના મનમાં, તે મુકદમાંના ફેસલાને લગતી કાંઇ જરૂરની બાબત સંબંધી ખોટો અભીપ્રાય આવે તો તે માણસે ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવ.

દષ્ટાંત.

( અ ) ઝ ની એક પેટીમાં અ, કાંઇ ઘરેણાં મુકે. એવા ઇરાદાથી કે તે ઘરેણા તે પેટીમાંથી જડે, તથા એ બીનાથી ઝ. ની ઉપર ચોરી સાબીત થાય, તો અ, એખોટો પુરાવો બનાવ્યો એમ સમજવુ.

( બ ) અ પોતાની દુકાનમા ચોપડામાં એક ખોટી રકમ લખે, એટલા સારૂ કે કોઇ ઇનસાફની કોરટમાં તે પુષ્ટીકર પ્રમાણે દાખલ વાપરવી, તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ શમજવું.

( ક ) ઝ ની ઉપર બદમસલતનો ગુન્હો સાબીત કરવાના ઇરાદાથી અ ઝ ના જેવા અક્ષર કરીને એક કાગળ લખે, એવી રીતે કે જાણે તે કાગળ તે બદમસ્લત માંહેના કોઇ સોબતિને લખેલો હોય, અને પોલીશ અમલદારો ફલાણે ઠેકાણે ખોળ કરશે એવો સંભવ છે એમ જાણીને તે કાગળ તે ઠેકાણે મુકે, તો અ એ ખોટો પુરાવો બનાવ્યો એમ સમજવું

ખોટી શાહેદી તથા ખોટા પુરાવાની શિક્ષા.

૧૯૩. જે માણસ કાંઇ ઇનસાફી મુકદમાના કોઇ પણ ભાગમાં ઇરાદાથી ખોટી શાહેદી આપે, અથવા કોઇ ઇનસાફી મુકદમાના કોઇ પણ ભાગમાં વપરાય એવા કારણશર ખોટો પુરાવો બનાવે તે માણસને સાત વરષની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે; તથા બીજી કોઇ બાબતમાં જે માણસ ઇરાદાથી ખોટી શાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો ૧ લો—કોઈ કોર્ટ માર્સલ અથવા મીલીટરી કોરટ આવરિક વેસ્ટની આગળ તજવીજ ચાલતી હોય તેને ઇનસાફી મુકદમો સમજવો.

ખુલાસો ૨ જો—કોઇ ઇનસાફની કોરટની આગળ મુકદમો ચાલતાં પેહેલાં કાયદાએ ફરમાવેલી તજવીજ થતી હોય તેને ઇનસાફી મુકદમાનો એક ભાગ શમજવો, પછી તે તજવીજ કોઇ ઇનસાફની કોરટની આગળ નહી થતી હોય તો પણ.

દષ્ટાંત.

ઝ તોં ઇનસાફ થવા સારૂ કમિટ કરવો જોઇએ કે નહી એ ઠરાવવા સારૂ કોઇ માજીસ્ત્રેટની આગળ ચાલતી તજવીજમાં અ સોગંદ ખાઇને એવી વાત કહે કે જે ખોટી છે એ

જેકામ પોતાની કોરટમાં ઇનસાફ થવાને માટે મોકલવાનો શેશન કોર્ટને અધીકાર નથી એ તે જાણતો હોય, તો એ તજવીજ ઇનસાફી મુકદમાનો એક ભાગ છે, માટે અ એ ખોટી શાહેદી આપી એમ સમજવું,

ખુલાસો ૩ જો—કોઇ ઇનસાફની કોરટે કાયદા મુજબ કાંઇ તજવીજ કરવાનુ ફરમાવ્યું હોય. અને તે તજવીજ કોઇ ઇનસાફની કોરટના હુકમ મુજબ થતી હોય, તો તે તજવીજને ઇનસાફી મુકદમાનો એક ભાગ સમજવો, પછી તે તજવીજ કોઇ ઇનસાફની કોરટની આગળ નહી થતી હોય તો પણ કાંઇ જમીનની હદ મુકરર કરવા સારૂ એક ઇનસાફની કોરટે કોઇ અમલદારને તે જગોપર મોકલ્યો હોય, તે અમલદારની આગળ થતી તજવીજનાં અ સોગદખાઇને એવી એક વાત કહે કે જે ખોટી છે એમ તે જાણતો હોય, તો એ તજવીજ ઇનસાફી મુકદમાનો એક ભાગ છે માટે અ એ ખોટી શાહેદી આપી એમ સમજવું.

## ટીકા

આ કલમ પ્રમાણે ખોટો પુરાવો આપવાના કામમાં જે હકીકત તહોમતદાર પોતે ખોટી જાણતો તે ખોટા જાણીને તેણે ખરા દાખલ કહી એવુ બતાવવુ જોઇએ, રાણી વારૂધ માહારાજા મોસર, ૭, બે. લા. રી. એ. પ્ર. ૬૬

અમુક અમલદારની વીરૂદ્ધ કોઇ ત્રાસદાયક અરજી લખે તે ત્રાસદાયક અરજી લખનાર કોણ છે એ બાબત સોધ કરવામાં જે કામ માજીસ્ત્રેટ ચલાવે તેમાં સોગન આપવાનો તે માજીસ્ત્રેટને અધીકાર નથી. સરકાર વીરૂદ્ધ જીજીભાઇ વજા. મુ૦ હા૦ વાલ્યુમ૦ ૧૧ પ્ર૦ ૧૧૦ તા૦ ૧૯ ફેબ્રુવારી સને૧૮૭૪

સાક્ષીને જુબાની વાંચી સંભળાવી ન હોય તો તેમાં કહેલા મચકુરથી તેને જુઠી પ્રતીજ્ઞા કરી એમ થતુ નથી વીકલી રંપોટ ૨૩ મુ. હા.

ખોટો દાવો કરનાર શખ્શની ઉપર તેની ફરીઆદ અરજી પર કરેલી પ્રતીજ્ઞા બાબત તેની ઉપર ૧૯૩ કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે પણ બીજી રીતે થાય નહી સરકાર વીરૂધ લક્ષમન દાસ પ્રેમચંદ વીગરે ફોજદારી તપાસણી. મુ. હા. તા. ૨૩ સપટંબર ૧૮૬૯

એક શખસે અદદયાનતથી રેલવેનો કેટલોક સામન કોઇ શખશના ઘરમાં અને ખેતરમાં છુપાવવામાં મદદ કરી તે એવા ઇરાદાથી કે તે ઘરના અને ખેતરના માલીકને શીક્ષા થાય એ કામમાં ઠરાવવામાં આવ્યુ કે આરોપીત પર કલમ ૧૯૩ પ્રમાણે ખોટો પુરાવો બનાવ્યાનુ અને કલમ ૪૧૪ પ્રમાણે ચોરીના માલ જાણી જોઇને છુપાવવામાં મદદ કરવાનુ એ રીતે બે તહોમત લાવી શકાય.—કેશરેહીદ વિરૂદ્ધ રામેજરાય ઇ. લા, રી. ૧. પ્ર. ૭૭૯ અલ્હાબાદ હાઇકોરટ.

આ કલમ પ્રમાણેનો ગુન્હો જુના ક્રીમીનલ પ્રોસીજર કોડ કલમ ૪૭૩ પ્રમાણે કોરટના તીરસ્કારનો છે; તેથી એ કલમ પ્રમાણે જે માજીસ્ત્રેટની હજુર એ ગુન્હો કરવામાં આવ્યો હોય તે માજીસ્ત્રેટ એ ગુન્હાનો ઇનસાફ કરી શકે નહી—રાણી વીરૂદ્ધ કુલતા રામસીંગ, ઇ. લા. રી. વા. ૧ પ્ર. ૧૨૯ અલ્હાબાદ હાઇ કોરટ

જે માજીસ્ત્રેટ પાસે તે એ ગુન્હો કરવામાં આવ્યો હોય તે માજીસ્ત્રેટને તે ગુન્હાનો ઇનસાફ કરવાનો હોય તો. સન ૧૮૭૨ ના આટક ૧૦ ની કલમ ૪૭૧ પ્રમાણે તેને કાંઇ

પીનનકોડ કલમ ૧૯૪ મુજબ ( કલમ ૧૯૩ સાથે તેનો તફાવત જોતાં ) કોઇપણ માણુસને ગુન્હેગાર ઠરાવવાને મુકદમાની પ્રથમ ચોકસી વખતે નહી પણ આખરની વખતે એટલે ઇનસાફની વખતે તેણુ ખોટી શાક્ષાં આપેલી ઇયા ખોટો પુરાવો ઉભો કરેલો હોવો જોઇએ.

માજીસ્ત્રેટ હજુર પ્રથમ કામ ચાલતી વખતે આરોપીને જબાની આપી અને તેમાં એવી રીતે ખોટું લખાવ્યુ કે, માજીસ્ત્રેટની આગળ જે લોકો ગુન્હેગાર છે તેઓને મે ખુન કરતા દીઠા હતા; એ કામમાં એવો ઠરાવ થયો કે, પી૦ કો૦ ક, ૧૯૪ લાગુ પડતી નથી, કેમકે એવા ખોટા પુરાવાનો પરીણામ સ્વભાવીક ઘણામાં ઘણો એટલોજ થાયકે ગુન્હેગાર લોકોને સેસન કમીટ કરવામાં આવે પણ તેથી ( તેઓના ઉપર ) સાબીતી કાંઇ અવસ્ય કરીને થતી નથી, અને તહોમતદારના મનમાં સ્વભાવીક એટલે સાધારણ પરીણામ હતો એવુ અનુમાન કરવુ જોઇએ; મુ. હા. કો. તા. ૨૨—જાનેવારી ૧૮૯૪

કોઇ ફોજદારી ઇનસાફનુ કામ ચાલતાં છતાં ઇનસાફ કરનાર માજીસ્ત્રેટે જે પુરાવો દફતરમાં દાખલ કીધો હોય તે ઉપરથી પીનનકોડ કલમ ૧૯૩ મધ્યેનો કાંઇ ગુન્હો (કોઇ શખશના હાથથી) બન્યો એવુ પ્રથમ દર્શને તે માજીસ્ત્રેટને દેખાઇ આવે તો તે તહોમતવાળાનો એટલે જેશખશ વીરૂધ પ્રથમ દર્શની ગુન્હો બન્યો હોય તે શખશનો) ઇનસાફ થવાની મંજુરીઅત સ્વતંત્ર ( અલાયદી ) પ્રથમની ચોકશી કીધા વગર આપવાનો તે માજીસ્ત્રેટને અખ્તીકાર છે. મુ. હા. તા. ૨૯ નવેમ્બર ૧૮૭૭ પુછવા ઉપરથી,

એક અંગ્રેજગામના માહુલકરી પર કલમ ૧૯૩ અને ૪૬૬ પ્રમાણે ખોટી શીસા અને બનાઉ ખોટો પુરાવો આપ્યા બદલ તહોમત સાબીત કરી પુનાના આસીસ્ટન્ટ જડજે શાક્ષી કરી તે કામમાં તહોમતદારોએ હાઇકોરટમાં અપીલ કરવાથી ઠરાવ થયો કે

સન ૧૮૭૨ના આકટ ૧૦ ની કલમ ૪૬૬ એટલે સને ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૧૯૭ એ કોઈ પણ સરકારી નોકરે કરેલા સર્વ કૃત્યને લાગુ પડે છે, માટે જે કામમાં વીશેષ પ્રકારનો અર્થ નહી છતાં કેવળ સરકારી નોકરે તે કૃત્ય કરયુ છે એટલોજ તે કૃત્યનો અર્થ થતો હોય તે કૃત્યને પણ કલમ ૪૬૬ લાગુ છે, સબબ એકાદ માહાલકારીની રૂબરૂ એકાદ કજીયાનો નીકાલ થયા છતાં તેણે તે કામના કાગળો બનાઉ કીધા બદલ તે માહાલકારી પર આરોપ રાખવામાં આવ્યો હોય તો સદરહુ કીલીનકલમાં કહ્યા પ્રમાણે મંજુરી લીધા શીવાય તે તહોમતની ચોકશી કરાય નહી પરતુ આ કામમાં ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટે તહોમત વાળાની ઉપર કામ ચલાવવાને મંજુરી આપેલી છે તે ખરાછે, એ માટે તહોમત વાળાઓએ મંજુરી બાબતની લીધેલો વાંધો દુર કરી, નામદાર મુમ્બઈ હાઈ કોરટે મુળ કામના ગુણ દોષ ઉપરથી તહોમત વાળાઓને છોડી દીધા. સરકાર વીરૂધ્ધ લક્ષ્મણશખારામ અને બીજાઓ, મુ. હા. રી. પાનુ ૪૮૧ વાલ્યુમ-૭૨ તા.૨૦ ડીસેંબર ૧૮૭૭

બરદવાનના શેશન જડજની રૂબરૂ ચાલેલા એક ન્યાયના કામમાં આરોપીતે બુધીપુરઃક ખોટી શાક્ષી આપ્યા બદલ કલમ ૧૯૩ મુજબ તેનાપર તેજ જડજે આરોપ કરયો અને જે જડજની રૂબરૂ તે અપરાધ થયો તે જડજે તેની શક્ષોસ રીતે ચોકસી કરા અને આરોપીતને તેની પોતાની રૂબરૂ ચોકશી થવા તેને કમીટ કીધો,

આ કામમાં એવો ઠરાવ થયેકે ફકત શેશન કોરટ જે ઇનસાફ કરવાજોગ જે કામ નથી

તે કામ પોતાનીકોરટમાં ઇનસાફ થવાને માટે મોકલવાનો સેશન કોરટને અધીકાર નથી.

સને ૧૮૭૨ના આકટ ૧૦ની કલમ ૪૭૧માં એટલે શને ૧૮૮૨ના આકટ ૧૦ની કલમ ૪૭૬ "તે કામ ઇનસાફ માટે પોતે મોકલવુ" એવા જે શબ્દ છે તેજ આકટની કલમ ૨૩૧ માંના ઠરાવ સાથે એટલે સને ૧૮૮૨ના આકટ ૧૦ની કલમ ૧૯૩ મેળવી જોતાં વાંચતાં સદરહુ લખ્યા પ્રમાણેનુ કામ પોતાનીજ કોરટમાં ઇનસાફ માટે મોકલવાનો સેશન કોરટને અધીકાર નથી, માટે શેશન જડજનો હુકમ રદ કરી આ કામની ચોકશી કરવા વાસ્તે માજીસ્ત્રેટ પાશે કામ મોકલવાનો સેશન કોરટને હુકમ કરીએ છીએ. કલકતા હાઇ કોરટ. વાલ્યુમ ૪, પાનુ૫૭૦ સરકાર વીરૂધ ફતેજયખાન અને બીજા તા ૩૧ જાનેવારી ૧૮૭૯

સને ૧૮૮૨ના આકટ ૧૦ની ૧૯૩કલમ કહે છે.

૧૯૩ આ કાયદાથી અથવા બીજા હરકોઇ ચાલુ કાયદાથી બીજી રીતે સ્પષ્ટ ઠરાવ કીધોહોય તેશીવાય કોઇ યોગ્ય અધીકાર વાળા માજીસ્ત્રેટે તોહમત વાળા શખસને કમીટ કરયા વગર કોઈ પણ સેસન કોરટે અસલ હકુમતનો કોરટ દાખલ કાંઇ પણ ગુન્હો સાંભળવો નહી

કમીટ કરનાર અમલદાર કમીટ કરવના કારણોમાં કેદીયો ગુન્હેગાર થાય એવી રીતનો મચકુર કહેતો તે મચકુર આરોપીતની વીરૂધ પુરાવમાં લઇશિવાય નહી પણ જો તે લખી લીધેલો હોય અને કેદીયોની રૂબરૂ તેકમીટ કરનાર અમલદારની સોગન ઉપર જબાની લીધી હોય તો તેમચકુર પુરવામાં દાખલ થઈ શકે.—રાણી વિ० હરીપરસાદ ૬, બુ, રી, ક્રી રૂ.૮૫.

માજીસ્ત્રેટે તોહમત વાળાને કમીટ કરયો ન હોયતો પણ સેસન કોરટ અમલ હકુમત વાળી કોરટની માફક કેટલાક ગુન્હાઓનો ઇનસાફ કરી શકે છે. જુઓ સને ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૪૮૦ પણ સદરહુ કલમ પ્રમાણે ચલાવેલા કામથી સદરહુ કાયદાની કલમ ૪૪૩ અને ૪૪૪ મી કલમ માંહેનો કોઇપણ મચકુર લાગુ પડેછે એમ સમજવુ નહી

આરોપીને તા. ૧૮ ડીસેમબર ૧૮૭૯ ને રોજ 'એક' દસ્તાવેજ નોંધવા માટે હાજર કીધો તે દસ્તવેજ પર પેહેલા ત. ૬ અગસ્ટ ૭૮ હતી એમ કહેછે. તે તારીખ જો કાયમ હોતતે દસ્તાવેજ નોંધવા વાસ્તે આપવાની જે કાયદામાં મુદત કહેલીછે તે મુદત પછી તે નોંધવાને આવ્યા એમ થયુ હોત, પણ તે દસ્તાવેજ મુદતમાં આણવા માટે આરોપીતે પહેલા ત० ૬ અગસ્ટ હતી તે ફેરવીને તે ઠેકાણે તા ૨૬ નાખી અથવા ફેરવી એમ માહીત છતાં તેણે તે દસ્તાવેજ નોંધવા વાસ્તે રજુ કીધો એમ કહેછે, આવી રીતની હકીકત છતાં તારીખમાં ફેર ફાર કરવો એ વાત ખોટો દસ્તાવેજ બનાવ્યા બરોબર નથી કારણ કે પીનલકોડ કલમ ૪૬૪ ની રૂકમ બે માના અર્થ પ્રમાણે એ કરવુ એ એકાદ હોત વાળા ભાગમાં બધાનતથી અથવા કપટે ફેરફાર કરવા પ્રમાણે થતુ નથી, દસ્તાવેજ ખરો નહોતો કીંવા એકાદ ખોટુ ખત કરી ખોટો હક કહેવો એવો આરોપીતનો હેતુ હતો એમ કોઇએ તકરાર કરી નથી નોંધણીના કામના સબંધે એકાદ હીતની વાત વીશે નોંધણી કરનાર અમલદારની ચુક થાય એ હેતુથી તેણે તારીખ બદલી એ સ્પષ્ટછે એવી હકીકતછે એટલા માટે અરોપીતનુ આ કૃત્ય કલમ ૧૯૨ ૧૯૩ ઉપરથી ખોટો પુરાવો બનાવ્યા નો ગુન્હો થાયછે, અને કલમ ૧૯૬ પ્રમાણે બનાઉ પુરવાનો ઉપયોગ કીધાનો ગુન્હો થાયછે એમછે તેથી સેસન જડજે આપેલી સીક્ષા કમીકરી શખત મજુરી સાથે બે મહીનાની સીક્ષા અમે કરીયે છીયે, અને દંડ કાયમ રાખીયે છીયે.

સરકાર વીરૂદ્ધ, મીર કગર અલી, ૮૦ હાં૦કો૦વા૦ ૬. પાનુ ૪૮૨ તા૦ ૩ ડીસેમબર ૧૮૮૦

જે કામની અંદર ખોટી સાક્ષી આપવાનુ તોહમત મુકવામાં અવ્યુ હોય તે કામમાં શાકસન નહી હોવાથી રદ કરવામાં આવ્યુ, મુ. હા. રી. ક્રી. કેસીસ. વા૦ પાનુ ૩૭

આ કલમમાં જે ગુન્હો કહ્યો છે તે જુના ક્રીમીનલ કલમ ૪૭૩ એટલે સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૪૮૭ ના ભાવારથ પ્રમાણે કોરટના અપમાન કીધાનો ગુન્હોછે, અને તેથી કરીને જે કોરટની રૂબરૂ તે ગુન્હો કરવામાં આવ્યો તે કોરટના માજીસ્ત્રેટને સદરહુ કલમ ૪૮૭ પ્રમાણે તે ગુન્હાનો ઇનસાફ કરવાનો અધીકાર નથી—સરકાર વીરૂદ્ધ કાસમીરાલાલ અ૦ હા૦ કો૦ વા૦ ૧ પાનુ ૬૨૫—તેમજ તેજ પેરાગ્રુ ઉપર સરકાર વી૦ નવરંગબેગ ફુલબેગ નો ફેંસલો મુ૦ હા૦ કોરટ રી. વા. ૧૦ પાનુ ૭૩ અને સરકાર વી૦ ગજી કોમરાણ્ણુ મુ, હા. કો. રી. વા૦ ૧ પાનુ ૩૧૧—તેમજ અ૦ હા. કો. રી. ૧૦ ૨, પ્ર. ૪૦૫ સરકાર વીરૂદ્ધ સુખરી તા૦ ૧૩ જુન ૧૮૭૯

જુબાનીમાં તોહમતદારે ખોટો મચકુર કહ્યાનુ કેહેવામાં આવ્યુ હોય તે જુબની સાબીત થવાની જરૂર છે—રાણીવીરૂદ્ધ ભાખો સ્તુતીન કો૦ ઇ૦ ડા૦ પ્ર. ૩૫૧

બીજાને નામે જુબાની આપવી તે આ કલમ પ્રમાણે નો ગુનો થાય છે કલમ ૪૧૯ પ્રમાણે વેશ લઇને ઠગાઇ કીધાનો ગુનો થતો નથી,—રાણી વીરૂદ્ધ પેમા ભાખા મુ૦ હા૦ કો. રી. વા૦ ૧ પાનુ ૮૯

આ દેશમાં આવા ગુનાની શખત સીક્ષા કરવી જાઇએ, પણ જો તોહમતદાર કબુલ કરતે હોય અને કોરટની પાશે દયા માગતો હેય તોજ ઓછી સીક્ષા કરવી જોઇએ—રાણી વીરૂદ્ધ ગરગીન આહીર વીકલી રી૦ ૭ પ્ર૦ ૩૭

એકજ કેસમાં બે જાગુ ઉપર આ કલમ પ્રમાણે તોહમત આવ્યુ હોય તો બંનેની ઉપર જુદી જુદી ચોકશી કરવી જોઇએ,—રાણી વીરૂદ્ધ ભવાની શંકર હરીભઇ, મુ૦ હા૦ કો૦ રી. વા૦ ૫ પ્ર ૫૫ ( ફોજદારી )

દેહાંત શિક્ષાજોગગુન્હો કોઇની ઉપર સાબીત કરવાનાઇરાદાથીખોટીશાહેદી આપવીઅથવા ખોટો પુરાવોબનાવવો,

૧૯૪. જો કોઇ માણસ ખોટી શાહેદી આપે અથવા ખોટો પુરાવો બનાવે એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઈ શખશની ઉપર આકાયદા મુજબ [ સન ૧૮૭૦ના આકટ ૨૭મા પ્રમાણે " અથવા ઇંગલાંડ દેશના કાયદા મુજબ" ] દેહાંત શિક્ષા જોગ હોય, એવો કોઇ ગુન્હો સાબીત થાય અથવા તેમ કરવાથી સાબિત થશે એવો શંભવ છે એમ જાણ્યા છતા તો તે માણસને જીવતાંસુધી સમુદ્રપારની, અથવા દશ વરશની મુદ્દત સુધીની સખત કેદની,શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે,

અગરતેમકરવાથીકોઇબેગુન્હા સખશની ઉપર ગુન્હો સાબીત થઇને તેણ જીવ લેવામાં આવે.

અને અગર તે ખોટી શાહેદીને લીધે કોઇ બે ગુના શખસની ઉપર ગુન્હો સાબીત થઇને તેનો જીવ લેવામાં આવે તો તે ખોટી સાહેદી આપનાર સખશને અગર તો મોતની અથવા ઉપર બ્યાન કરેલી શિક્ષા કરવામાં આવશે

———

## ટીકા

આ કલમ ૧૯૪ પ્રમાણે ખોટી સાક્ષી આપ્યા બદલ નો આરોપ મુકયો તે ન્યાયની કોરટમાં આપેલી સાક્ષીને માટેજ મુકવો એમ નથી એવા પ્રકારનો મચકુર એકાદ પોલીસ અમલદાર આગળ કીધો હોય તો પણ તે પી૰ કોડ કલમ ૧૯૧ માં કહ્યા પ્રમાણે અને જુના ક્રી. પ્રો કોડ કલમ ૧૧૮ નો વીચાર કરી જોતાં ખોટી સાક્ષી આપ્યા બરોબર થાય છે સરકાર વીરૂદ્ધ નાનચંદ મુકરજી ક૦ હા૦ રી. વા૦ ૨૦ પ્ર. ૪૧

સમુદ્રપારની અથવા કેદની શિક્ષાથઇ શકેએવો ગુન્હો કોઈની ઉપર સાબીત કરવાના ઈરાદાથી ખોટી શાહેદી આપવી અથવાખોટો પુરાવો બનાવવો

૧૯૫, જે માણશ ખોટી શાહેદી આપે, અથવા ખોટો પુરાવો બનાવે, એવા ઈરાદાથી કે તેમ કરવાથી કોઈ શખ્સની ઉપર આ કાયદા મુજબ ( સન ૧૮૭૦ના આકટ ૨૭મા પ્રમાણે " અથવા ઇંગ્લાંડ દેશના કાયદા મુજબ " દેહાંત શિક્ષા જોગ નહી પણ જીવતા સુધીની સમુદ્રપારની, અથવા સાતવર્ષ અથવા તેથી વધારે મુદત સુધી કેદની,શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો સાબીત થાય, અથવા તેમ કરવાથી શાબીત થશે એવો સંભવ છે એમ જાણ્યા જતાં; તો તે માણસને જે માણસની ઉપર તે ગુન્હો શાબીત થયો હોય તેને જે શિક્ષા કરવામાંઆવે, તે શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

એક ઇનસાફની કોરટની આગળ અ ખોટી શાહેદી આપે, એવા ઇરાદાથી કે તેમ કરવાથી ઝની ઉપર ડાકાઇટીનો ગુન્હો સાબીત થાય ડાકાઇટીની શિક્ષા જીવતાં સુધી સમુદ્રપાર, અથવા દશ વર્ષની મુદત સુધીની દંડ સાથે અથવા દડવીના, કેદ એછે માટે અ તે સમુદ્રપારની, અથવા, દંડ સાથે દંડવીના, કેદની શિક્ષાને લાયક છે એમ સમજવું.

## ટીકા

કોઇ શખ્સ પોતાનુ ઘર પોતાને હાથે બાળીને એમ કેહે કે અમુક શખસે મારૂ ઘર બાળ્યુ તો તેની ઉપર આ કલમ પ્રમાણે નુ તોહમત મુકી શકાય—વી૰ રી,૮ પ્ર. ૫

ખોટો પુરાવો.

૧૯૬, કાંઇ શાહેદી ખોટીછે અથવા પુરાવો બનાવટનો છે એવુ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે શાહેદી અથવા પુરાવાને ખરી શાહેદી અથવા ખરા પુરાવાની માફક વાપરે અથવા વાપરવાની કોશીશ કરે, તે માણસને જાણેતેણે ખોટી શાહેદી આપી હોય અથવા ખોટો પુરાવો બનાવ્યો હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે

## ટીકા

જે દસ્તાવેજ બનાવટ નો છે એમ આરોપીતને માલુમ હતુ તેમ છતાં તેણે તે દસ્તાવેજના દીવાની દવામાં ઉપયોગ કીધો તેથી જે અપરાધ થયો તે પીનલકોડ કલમ ૪૭૧માં કહ્યા પ્રમાણે નો છે અને તેનો ઇનસાફ કરવા માત્ર સેશન કોરટને અધીકાર છે એ અપરધનુ સ્વરૂપ કમી કરી આરોપીત પર ૧૯૬ કલમ પ્રમાણે આરોપ મુકવાનો માજીસ્ત્રેટને અધીકાર નથી તેથી માજીસ્ત્રેટે આરોપીત પર કલમ ૪૭૧ મુજબ તોહમત મુકી આરોપીતને સેસન કોરટ માં ઇનસાફ માટે મોકલવો એવ અમે હુકમ કરીયે છીયે—સરકાર વીરૂદ્ધ, ખીરોજ ચંદર

મુજમુદાર ૬૦ ૬૦ સી. વા૦ પ. પ્ર. ૭૧૭ તા. ૨૨ મારચ ૧૮૮૦

ખોટુ સરટીફીકેટ આપવુ અથવા તે પર સહી કરવી.

૧૯૭. જે સરટીફીકેટ આપવાનુ અથવા જે સરટીફીકેટપર સહી કરવાનુ કાયદામાં ફરમાવ્યુ હોય એનુ સરટીફીકેટ; અથવા જે હકીકતના પુરાવામાં જે સરટીફીકેટ કાયદા પ્રમાણે લઇ શકાય તેવી કાંઇ હકીકત બાબતનુ કાંઇ સરટીફીકેટ, કાંઇ જરૂરની બાબતમાં ખોટુ છે એમ જાણીને અથા એમ માનીને જે માણસ તે સરટીફીકેટ આપે અથવા તે પર શહી કરે, તેને જાણે તે ખોટી શાહેદી આપી હેય એવી રીતે શિક્ષા કરવામાં આવનુ.

કાંઇ જરૂરની બાબતમાં ખોટુ છે એવુ જાણેલુ સરટીફીકેટ ખરાની માફક વાપરવુ.

૧૯૮. એવું કાંઇ સરટીફીકેટ કાંઇ જરૂરની બાબતમાં ખોટુછે એમ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે સરટીફીકેટને ખરા શરટીફીકેટની માફક વાપરે અથવા વાપરવાની કોશીશ કરે, તને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય એવીરીતે શિક્ષા કરવામાં આવશે.

કાયદા પ્રમાણે પુરાવામાં લઇ શકાય એવા કોઇ એકરારમાં લખેલી ખોટી કેફીયત.

૧૯૯. જે એકરાર કોઇ ઇનસાફી કોરટ, અથવા કોઇ સરકારીનોકર, અથવા બીજો શખશ કાંઇ હકીકતના પુરાવા દાખલ કબુલ કરવાને કાયદાથી બધાએલો અથવા અખતિયાર પામેલો હોય. એવા કોઇ એકરાર મધ્યે, જે કારણસર તે એકરાર કરવામાં અથવા વાપરવામાં આવે તેને લગતી કાંઇ જરૂરની બાબત સંબંધી ખોટી હોય એવી તથા ખોટીછે એવું પોતે જાણતો કે માનતો હોય એવી, અથવા ખરી છે એવું પોતેન માનતો હોય એવી, કાંઇ કેફીયત જે માણસ તે એકરાર કરે અથવા તે પર સહી કરે તે માણસ લખેનાને માણશને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય એ રીતે શીક્ષા કરવામાં આવશે.

એવો કોઇ ખોટો જાણેલો એકરાર ખરાની માફક વાપરવો.

૨૦૦ એવો કાંઈ એકરાર કાંઈ જરૂરની બાબતમાં ખોટો છે એમ જાણીને જે માણસ દુષ્ટ ભાવથી તે એકરારને ખરા એકરારની માફકવાપરવાની કોશીશ કરે, તેને જાણે તેણે ખોટી શાહેદી આપી હોય, એવી રીતે શીક્ષા કરવામાં આવશે.

ખુલાસો.—જે એકરાર ફકત કાંઇ ગેરશીરસ્તે વાત બની હોય તે સબબ ઉપરથીજ પુરાવામાં કબુલ નહી થઇ શકતો હોય તેને પણ ૧૯૯મી તથા ૨૦૦ મી કલમોના અર્થ પ્રમાણેનો એકરાર સમજવો.

કોઇ ગુન્હો કરનારને બચાવવાના ઇરાદાથી તે ગુનો થવાનો પુરાવો ઉડાવવો, અથવા તે બાબત ખોટી ખબર આપવી.

૨૦૧. કાંઇ ગુન્હો થયો છે એવુ જાણીને અથવા એવુ માનવાનુ કારણ છતાં જે માણસ તે ગુન્હેગારને કાયદા મુજબ થતી શિક્ષાથી બચવવાના ઇરાદાથી તે ગુન્હો થયાનો કાંઈ પુરાવો ઉડાવે, અથવા એવા ઈરાદાથી જેમાણસ પોતે ખોટી જાણતો અથવા માનતા હોય એવીકાંઇ ખબર તે ગુનાહ બાબત આપે તે માણસને, અગર જે ગુન્હો થયો, એવું તે જાણતો અથવા માનતો હોય તે ગુનાંહને માટે મોતની શિક્ષા થઈ શકતી હોય, તો સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામા આવશે; અને વળી તે માણસ દંડને પ

ણ લાયક થશે, અને જો તે ગુનાને માટે જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરશ સુધીની કેદની. શિક્ષા થઇ શકતી હોય, તો તે માણસને, ત્રણ વર્ષની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે માણસ દંડને પણ લાયક થશે; અને જો તે ગુહાને માટે દશ વર્ષથી ઓછી મુદત સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય તો તે માણસને, તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની, તથા તે ગુનાહને માટે કેદનામઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીના. કેદની, અથવા દંડની અથવા એ બંનનો, શિક્ષા કરવામાં આવશે.

દષ્ટાંત.

બ એ ગનુ ખુન કરયુ છે એવુ જાણીને, બ ને શિક્ષાથી બચાવવાના ઇરાદાથી, લાશ સંતાડવામાં બ ને અ મદદ કરેતો સાત વરસના બેમાંના ગમે તે પ્રકારની કેદની, તથા દંડને પણ અ લાયક છે.

ટીકા.

ક અને ખ એ અના ખેતરમાં જ ને ઠાર માર્યો અને શીક્ષાથાંથી બચવામાટે જની લાશ એક બીજા ખેતરમાં લઇગયા, તેથી શેશન જડજે તેઓપર સીક્ષાણીય મનુષ્ય વધ કર્યાનુ તોહોમત સાબીત કરી, તે શીવાય આ કલમ ૨૦૧ પ્રમાણે શીક્ષામાંથી બચવા માટે નો અપરાધ કીધાનો પુરાવો નહી જેવો ટીધાનુ તોહમત શાબીત કીધુ,—આ કામમાં એવો ઠરાવ થયો કે, કલમ ૨૦૧માં જે લોક કહ્યા છે તે અપરાધ કરનાર શીવાય બીજા લોકે કહ્યા છે અને ક તથા ખ એ પોતેજ અપરાધ કરનાર છે સબબ તેઓને ૨૦૧ કલમ લાગુ પડતી નથી વળી તેણે જ ની લાશ એક ખેતરમાંથી બીજા ખેતરમાં નાખી તેટલા કારણથી તેને પુરાવો ઉડાવવાનુ કીધુ એમ થતુ નથી, પોતાની ઉપર નો સંસય દુર થઇ બીજા પર પડે એવો કદાચતેનો હેતુ હોય પણ તેટલા ઉપરથી તેને આ કલમ લાગુ નથી, સરકાર વીરૂધ કીષ્ણા અને બીજા, અ૦ હા૦ રી. વા૦ ૨ પ્ર. ૭૧૩

ખાનગી બચાવનો અમલ કરતાં કોઇ શખસ કોઇને મારી નાખે તેનુ સડકુ વગે કરવામાં બીજાએ મદદ કરે તો તેમન ઉપર પુરવો ઉડાવવાનુ તોહમત આવે નહી. કેમ કે કાંઇ ગુનો થયા ની વાત તેઓ જાણુતા નોહતા —વી૦ ૨ પ્ર. ૪૩ મુ૦ હા૦

કોઇ ગુનહા બાબત ખબર આપવાની જેની ફરજ હોય. તે સખશ ઇરાદાથી ખબર આપવામાં કસુર કરેતો

૨૦૨ જે ગુનહા બાબતની કાંઇ ખબર આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ હોય, તે માણસ, તે ગુનાહ થયો છે એવુ જાણીને અથવા એવુ માનવાનું તેને કારણ છતાં, ઇરાદાથી તે ખબર આપવામાં કસુર કરે, તો તે માણસને છ મહીનાની મુદત સુધીના બેમાના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા

જુઓ કલમ ૧૭૬ ઉપરની ટીકા

કાંઇ ગુનો થયો હોય તેની ખોટી

૨૦૩ કાંઇ ગુનો થયો છે એવુ જાણીને અથવા એવુ માનવાનુ કારણ છતાં, તે ગુના બાબત પોતે ખોટી જાણતો હોય અથવા માનતો

**ખબર આપવી**

હોય એવી કાંઇ ખબર જે માણસ આપે તેને બે વરસની મુદત સુધીની બેમાંનાગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની સીક્ષા કરવામાં આવશે,

**કોઇ લેખને પુરાવા દાખલ હાજરથતો અટકાવવાને તેનો નાસ કરવો**

૨૦૪ કોઇ ઇનસાફની કોરટમાં, અથવા કોઇ સરકારી નોકરની આગળ તેના હોદાના જોરથી કાયદા પ્રમાણે ચાલતા કોઇ મુકદમામાં જે લેખ કોઇ માણસ પાશે કાયદા પ્રમાણે પુરાવા દાખલ હાજર કરાવી શકાય એવો કાંઇ લેખ તે માણસ છુપાવે અથવા તેનો નાસ કરે અથવા ઉપર લખ્યા મુજબની કોરટ કે સરકારી નોકરના આગળ પુરાવા દાખલ તે લેખ હાજર થતો અથવા વાપરતો અટકાવવાના ઇરાદાથી, અથવા તે કારણસર તે લેખ હાજર કરવાનો તેને કાયદા પ્રમાણે સમન અથવા હુકમ થયા પછી, તે માણસ તે આખા લેખને અથવા તેમાંના કાંઇ ભાગને ચેરી નાખે અથવા વંચાય નહી એવો કરે, તો તેને બે વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, કેદની, અથવા દંડની, અથવા એબંનેની શિક્ષા કરવામાં આવશે.

**કોઇ મુકદમ મધ્યે કાંઇ કામ કરવા સારૂ ખોટો વેશ લેવો.**

૨૦૫. જે માણસ ખોટી રીતે કોઇ બીજાનો વેષ લે, અને તે વેષ લઇને કાંઈ કબુલાત કરે, અથવા કાંઇ મજકુર કહે, અથવા કબુલતથી ફેસલો કરાવે. અથવા કાંઇ હુકમ કહડાવે, અથવા હાજર જામીન કે બીજી તરેહનો જામીન થાય, અથવા કોઇ દીવાની કે ફોજદારી મુકદમામાં કાંઇ બીજુ કામ કરે, તે માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે

## ટીકા.

પી૦ કોડ કલમ ૨૦૫ પ્રમાણે ગુનો સાબીત થવા માટે આરોપીતે બીજા શખસનુ નામ ધારણ કરરી ને કાંઇ કામ કરેલુ હોવુ જોઇએ—રાણી વીરૂદ્ધ કાદર રામભાઉ અને બીજો મુ૦ હા૦ રી૦ વા૦ ૪ પ. ૧૮

**કાંઇ મીલકત સરકાર જપત થતી અથવા હુકમનામુ બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ તે મીલકત દગલબાજીથી ખશેડવી અથવા છુપાવવી.**

૨૦૬. જો કોઇ માણસ કાંઇ મિલકત અથવા તે માંહેનો કાંઇ હક દગલબાજીથી કેથાં ખશેડે કે છુપાવે, અથવા કોઇ શખશના નામપરચડાવે કે કોઇને સ્વાધીન કરે, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ ઇનસાફની કોરટે અથવા બીજા મુખતિયાર અધિકારીએ કાંઇ શિક્ષાનો હુકમ કરયો હોય અથવા કાંઈ હુકમ તે કરશે, એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમ મુજબ તે મીલકત અથવા તે માંહેલો હક સરકાર જપ્ત થતો અથવા દંડને પેટે વસુલ થતો અટકે, અથવા કોઈ ઇનસાફની કોરટે કોઈ દિવાની મુકદમામાં કાંઇ હુકમનામુ અથવા હુક કરયો હોય, અથવા કાંઈ હુકમનામુ કે હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમનામુ અથવા હુકમ બજાવવામાં તે મીલકત અથવા તે માંહેલો તે હક લેવાતો અટકે તો તે માણસને બે વરશની મુદતસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## ટીકા.

હુકમનામુ ન બને એવા હેતુથી મીલકત છુપાવવામાં આવેતો આકલમ પ્રમાણે ગુન્હો થાય છે, ગુરૂ ચદરન અકરબતી વીરૂદ્ધ—ક્રાઉન મોહનગીગર, બે. હા. રી. પ્ર. ૪ (સ્પેશીયલ નંબર.)

કોઈ મીલકત સરકાર જપત થતી અથવા હુકમનામુ બજાવવામાં લેવાતી અટકાવવા સારૂ દગલબાજીથી તે મીલકતપર દાવો કરવો.

૨૦૭. ફલાણી મિલકત અથવા તે માંહેલા ફલાણા હકપર માહરો કાંઇ હક અથવા વ્યાજબી દાવો નથી એવું જાણીને જે માણસ દગલબાજીથી તે મીલકત અથવા તે માંહેલો તે હક કબુલ કરે, અથવા લે, અથવા તેનો દાવો કરે અથવા જે માણસ કોઇ મીલકત અથવા તે માંહેલો કાંઇ હકપરના કાંઇ હક બાબત કોઇ તરેહની ઠગબાજી કરે એવા ઇરાદાથી કે તેમ કરવાથી કોઇ ઇનસાફની કોરટે અથવા બીજી મુખત્યાર અધીકારીએ કાંઇ શિક્ષાનો હુકમ કરયો હોય અથવા કાંઇ હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમ મુજબ તે મિલકત અથવા તે માંહેલો તે હક સરકારજપ્ત થતો અથવા દંડને પેટે વસુલ થતો અટકે, અથવા કોઈ ઇનસાફને કોરટે કોઇ દીવાની મુકદમામાં કોઇ હુકમનામુ અથવા હુકમ કરયો હોય અથવા કાંઇ હુકમનામુ કે હુકમ તે કરશે એવો સંભવ છે એમ તે માણસ જાણતો હોય તે હુકમનામુ અથવા હુકમ બજાવવામાં તે મીલકત અથવા તે માંહેલો તે હક લેવાનો અટકે, તો તે માણસની બેવરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે,

જે રકમ લેહેણી નથી તેને સારૂ દગલબાજીથી હુકમનામુ થવા દેવું.

૨૦૮. કોઇ શખશે ફરીયાદી કરયા ઉપરથી જે રકમ લેહેણી ન હોય તે રકમને સારૂ, અથવા તે શખશને જેટલી રકમ દેવી હોય તે કરતાં વધારે રકમને સારૂ, અથવા જે મીલકતપર કે તેના જે હકપર તે શખશનુ કાંઇ પહોંચતુ ન હોય એવી મીલકતને સારૂ. અથવા એવા હકને સારૂ. જે માણસ દગલબાજીથી પોતાની ઉપર કાંઇ હુકમનામુ કે હુકમ કરાવે અથવા થવા દે, અથવા કાંઇ હુકમનામુ કે હુકમ પુરો થયા પછી અથવા જે વસ્તુ સંબંધી તે પુરો થયો હોય તે વસ્તુ સંબંધી જે માણસ દગલબાજીથી પોતાની ઉપર તે હુકમનામુ કે હુકમ બજવાવે અથવા બજવાદે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

### દ્રષ્ટાંત.

અ જ ની ઉપર એક ફરિયાદી કરે. અ નુ મારી ઉપર હુકમનામુ થશે એવો સંભવ છે એમ જાણીને બ જેનો જ ની ઉપર કાંઇ વ્યાજબી દાવો નથી તેણે ફરીયાદી કરેથી વધારે રકમનુ હુકમનામુ જ દગલબાજીથી પોતાની ઉપર થવા દે, એવા હેતુથી કે અ ના હુકમનામાની રૂહએ જ ની મિલકતનુ જે વેચાણ થાય તેમાંથી જે રૂપીયા ઉપજે તેમાં બ પોતાને હિસાબે જ નાફાયદાને સારૂ ભાગ મળે તો આ કલમ મુજબ જ એ ગુન્હો કરયો એમ સમજવું.

કોઇ ઇનસાફની

૨૦૯. જે માણસ દગલબાજીથી અથવા બદદાનતથી, અથવા કો

ફોરટમાં બદદાનત થી ખોટા દવો કર વો,

ઇ શખશને નુકશાન કરવાની કે દુઃખ આપવાના ઇરાદાથી. કાંઇ દાવો ખોટો છે એમ જાણીને કોઇ ઇનસાફની કોરટમાં તે દાવો કરે, તેમા ણાપને બે વરસ સુધીની બેમાના ગમે તે પ્રકારના કેદના શીક્ષા કરવા માં આવશે, અને વળી તે દંડને પણ લાયક થસે.

## ટીકા

આ કલમ જે કોઇ ઇનસાફી કોરટમાં ખોટો અથવા કપટવાળો દાવો કરે તેને લાગુ પડેછે અને તે દીવાની કોરટ જ્યાં મુળ દાવો દાખલ થયો હોય તેનેજ લાગુ છે.—રાણી વીરૂદ્ધ અગમ મેહેતુમ કો. ઇ. ડ. પ ૩૩૭.

ખોટો દાવો કરવા બાબત, આ કલમ પ્રમાણે મુકેલુ તહોમત હાઇકોરટે રદ કીધુ અને ૧૯૩ કલમ પ્રમાણે ફરીઆદ અરજી પર ખોટી પ્રતીજ્ઞા કરી એવુ તહોમત આવે, સરકાર વિરૂદ્ધ લક્ષમનદાસ પ્રેમચંદનો ફેસલો કલમ ૧૯૩ની ટીકા ઉપર જુઓ.

જે રકમ લેહેણી ન હોય તેને સારૂ દગલબાજીથી હુકમનામુ કરાવી લેવુ.

૨૧૦ જે રકમ લેહેણી ન હોય તે રકમને સારૂ અથવા લેહેણી હોય તે કરતાં વધારે રકમને સારૂ, અથવા જે મીલકતપર કે તેમાંના જે હકપર પોતાનુ કાંઇ પોહોચતુ ન હોય એવી મીલકતને સારૂ અથવા એવા હકને સારૂ, જે માણસ દગલબાજીથી કોઇ શખશની ઉપર કાંઇ હુકમનામુ કે હુકમ કરાવી લે, અથવા કાંઇ હુકમનામુ કે હુકમ પુરો થયા પછી, અથવા જે વસ્તુ સંબંધી તે પુરો થયો હોય તે સબંધી, જે માણસ દગલબાજીથી કોઇ શખશની ઉપર તે હુકમનામુ કે હુકમ બજાવવો, અથવા દગલબાજીથી એવુ કાઇ કાંમ પોતાને નામે થવા દે અથવા કરવાની રજા આપે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે,

## ટીકા

બજી ગયેલુ હુકમનામુ ફરી બજાવવા અરજ કરે તો આ કલમ પ્રમાણે શીક્ષા થાય. કો. ઇ. દા. પ. ૩૩૭

નુકશાન કરવાના ઇરાદાથી મુકેલુ ગુનાનુ ખોટુ તોહોમત.

૨૧૧. જો કોઇ માણસ કોઇ શખશને નુકશાન કરવાના ઇરાદાથી તે શખશની ઉપર કાંઇ ફોજદારી કરે અથવા કરાવે, અથવા કોઇ સખશની ઉપર કાંઇ ગુનહો કર્યાનુ ખોટુ તોહોમત મુકે, અને તે એવુ જાણીને કે તે શખસની ઉપર તે ફોજદારી કરવા અથવા તે તોહોમત મુકવાનુ કાંઇ વ્યાજબી અથવા કાયદા મુજબ કારણ નથી, તો તે માણસને બે વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; અને અગર તે ફોજદારી કરે તે એવા કોઇ ગુનાહના ખોટા તોહોમતપરથી કરે કે તે ગુનહાને માટે મોતની અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા સાત વરશ કે તેથી વધારે મુદતની કેદની શિક્ષા થઇ શકતી હાય, તો તે માણસને સાત વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા.**—ખોટી હકીકત લખીને પોલીશને અરજી કરનાર શખશની ઉપર કલમ ૧૮૨ પ્રમાણે ખોટી ખબર આપ્યાનુ તોહમત આવે; પણ આ કલમ પ્રમાણે આવે નહી. રાણી વીરૂધ ગોપાળ ભીકાજી .નો ફેશલો કલમ ૧૮૨ની ટીકા ઉપર જુઓ.

જે માણસનો કોઇ એકાદ કામમાં સબંધ છે કીવા સરકારી હોદ્દાની રીતે તેનાપર કાંઇ જ વાબદારી છે, તેવો કોઈ એકાદ પોલીશ અમલદાર પાશે જઇને કહે કે ક્ષ એ કાંઇક ગુન્હો કીધો છે એવુ ખ એમને કહ્યુ અને તેનુ કહેવુ ખ અને ક ના કહેવા ઉપરથી મળેછે. ખ ક્ષ નો મને સંશય છે. અને ક્ષ ના ઘરનો ઝાડો લેવા વાસ્તે અરજી કરે, પછી તે આરોપ ખોટો છે એવુ જાણશે તો. તે આ કલમ પ્રમાણે શીક્ષાને પાત્ર થશે. સરકાર વીરૂધ હનુમાનલાલ કલકતા હાઇકોરટ. વા ૧૯ પ ૫ તા. ૪ ડીસેંબર સને ૧૮૭૨

આ કલમ ૨૧૧ માંહેલા અપરાધો કલમ ૧૮૨ માંહેલા અપરાધોનો શમાવેશ થાય છે, જુઓ કલમ ૧૮૨ ઉપરની ટીકા.

પોલીશની આગળ કોઇના ઉપર ખોટુ તોહોમત મુકવુ એ આ કલમ પ્રમાણે ગુન્હો કરયો કહેવાય. સરકાર વીરૂધ અસગરઅલી અને બીજા, કલકતા હાઇ કોરટ વાલ્યુમ ૫ પાનુ ૨૮૧ તા. ૨૪ જુન ૧૮૭૫

સરકાર વીરૂધ કરીમદાદના કામમાં નામદાર કલકતા હાઇ કોરટે એવો ઠરાવ કરેલો છે કે ફક્ત પોલીસના રીપોટ ઉપરથી, આ કલમ ૨૧૧ પ્રમાણે આરોપીતપર ફરીયાદ ચાલી શકે નહી સબબ, કોઈ માણસે ફરીઆદ કરી તે ખરી છે એમ સાબીત કરવાનો તેને વખત મળ્યા શીવાય ખોટી ફરીઆદી કરયા બદલનુ કામ તેનો ઉપર ન ચલાવવુ એ સ્પષ્ટ ન્યાય છે, અને તેને જે વખત આપવો તે પોલીસ રૂબરૂ નહતાં માજીસ્ટ્રેટ રૂબરૂ સાબીત કરવાનો વખત આપવો] અમુક લોકોએ કરેલી ફરીઆદ ખોટી છે એમ પોલીશ અમલદારે રીપોટ કર્યાથી જો તેનાપર પી૦ કો૦ ક. ૨૧૧ પ્રમાણે કામ ચલાવાયતો અમુક એક ફરીઆદી ખરીછે કીવા ખોટી છે એનો નીરણે કરનાર જડજ પોલીશ અમલદાર છે એમ થશે. એ માજીસ્ટ્રેટનુ કામ પોલીશને આપવાવીશે કાયદામાં કોઈ ઠેકાણે આધાર નથી. પોલીશને એવો અધીકાર આપ્યો તો ન્યાયના કામને કેવો ધોકો લાગે એ આ દેશમાંના થોડા અનુભવ ઉપરથી સેહેજ શમજવામાં આવશે. પુરાવો તઇયાર કરવાનુ કામ પોલીસનુછે અને તે પુરાવો બસછે કીંવા વીશ્વાસ રાખવા સરખોછે કીવા નહી એનો નીરણે કરવાનુ કામ ફક્ત માજીસ્ટ્રેટનુછે મુ૦ હા વા ૬ પ. ૪૯૬ તેમ તેજ ધોરણ ઉપર સરકાર વીરૂધ શીબો બેહાર ક૦ હા૦ કો૦ વા૦ ૬ પ. ૫૮૪ તથા મુ૦ હા૦ કો. વી રી ૧૬ પ. ૭૭ બીસોબાઇકના કામમાં

આ કલમ પ્રમાણે ખોટા તોહમત ના ગુના થવાને ગુનેગારે, તે તોહમત ફરીયાદી પર આ ણ્યુ હતુ એટલુ બતાવ્યા છતાં બસ છે, પરંતુ ફરીયાદીયે ગુનેગાર પર જે વખત ફરીયાદ કરી તે વખતે ગુનેગારે અગાઉ ફરીયાદી પર જે ખોટુ તોહમત આણ્યુ હતુ તેની ચોકશી માત્ર થવાની રહી નથી—સરકાર વીરૂધ સીલોક અ૦ હા. વા. ૧ પ ૫૨૭

માત્ર અરજી આપે પણ ફોજદારી રીતે કામ ચલાવવા માટે અરજ કરવા ના આવે તો એ અરજીમાં ખોટુ તોહમત મુકવી જેવી હકીકત હોવાથી ખોટી ફરીયાદ કરી એમ થતુ નથી અ૦ હા૦ કો. રી વા૦ ૩ સને ૧૮૬૩

મેળવેલી ખબર ઉપરથી ફરીયાદ કરી હોય તે ના સાબીત થાય તેથી ખોટુ તોહમત મુકયુ થતુ નથી રાણી વીરૂધ નવાબ ઉમેદલાલ મુ૦ હા. વા૦ ૩ પ. ૧૬ ( ફોજદારી )

કયુ ખોટુ તોહમત મુકયુ તે ફેસલામાં જણાવવુ જોઇએ તથા કયાલંડરમાં પણ આવવુ જોઇએ રાણી વીરૂધ, અરજુન મુ૦ હા૦ કો. વા૦ ૧ પ. ૮૯

કોઈ ગુન્હેગારને ઘરમાં રાખવો.

૧૨૨. કાંઇ ગુન્હો થયો હોય, અને ફલાણો શખશ તે ગુનાનો કરનાર છે, એવુ જે માણસ જાણતો હોય, અથવા એવુ માનવાનુ જેને કારણ હોય તે માણસ જો તે સખશને કાયદા પ્રમાણે થતી શીક્ષાથી બચાવવાને ઘરમાં રાખે કે સતાડે, તો, અગર તે ગુનાને માટે મોતની શીક્ષા થઈ શકતી હોય, તો તે માણસને પાંચ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે ગુનાને માટે જીવતાં સમુદ્ર પારની, કે દશ વરશ સુધીની કેદની શીક્ષા થઈ સકતી હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે ગુનાહને માટે દશ વરસ સુધીની નહી પણ એક વરસ સુધીની કેદની શીક્ષા થઈ શકતી હોય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકરની તથા તે ગુનાહને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદતસુધીની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે,

તે ગુન્હો જો દેહાંત શીક્ષા જોગ હોય તો.

તે ગુનો જો જીવતાં સુધી સમુદ્ર પારની અથવા કેદની સીક્ષા જોગહોય તો,

અપવાદ—ગુનેગારના વરથી અથવા ગુનેગારની વહુથી ગુનેગારને ઘરમાં રાખવા કે સંતાડવાનુ કામ થયુ હોય, તો તે બાબતમાં આ ઠરાવ લાગુ પડશે નહી.

દ્રષ્ટાંત

બ એ ડાકાઇટીનો ગુનો કરયો છે એમ જાણીને કાયદા પ્રમાણે થતી શિક્ષાથી બ ને બચવાના હેતુથી અ, બ ને જાણી બુઝીને સંતાડે, તો એ ડકાણે બ જીવતાં સુધી સમુદ્રપાર થવાને લાયક છે માટે, અ ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદને લાયક છે અને વળી તે દંડને પણ લાયક છે.

**ટીકા**—કોઇ ગુન્હેગારને તેની ઓરત છુપાવે તો તેથી તેનીપર આ કલમ પ્રમાણે તોહોમત આવે નહી. કેમકે ઓરત પોતાના ધણીની બીકે છુપાવેછે એવું કાયદા શાનેછે. માટે બાયડીને લાભ મળે પણ ધણીને તથા છોકરાને, અને નોકર વીગેર બીજાને મળે નહીઆ મો. ૧૦૨૮.

બાયડીને આ લાભ મળે એટલા માટે તહોમતદારની તે કાયદા સર ઓરતછે એમ શાબીત થવું જોઇએ. મી૦ માર્ટન કહેછે કે સ્ત્રી પુરૂષ સાથે રહતા હોયતો, તો આ કલમનાઅપવાદ નો લાભ સ્ત્રીને મળે જુઓ તેના ફોજદારી પુરાવાનું પુસ્તક પ્ર. ૧૭

કોઇ ગુનેગારનેશિક્ષાથી બચાવવાને બક્ષીશ વગેરે લેવી

૨૧૩. પોતે કાંઇ ગુનો છુપાવવાના, અથવા કાંઇ ગુનાની કાયદેસર શિક્ષાથી કોઇ શખશને પોતે બચાવવાના અથવા કાયદેસર શિક્ષાએ પોહોચાડવાને કોઇ શખશની ઉપર પોતે કાંઈ મુકદમો નહી ચલાવવાના બદલામાં જે માણસ પોતાને વાસ્તે અથવા કોઇ બીજા શખશને વાસ્તે કાંઈ અવેજ કબુલ કરે, અથવા મેળવવાની કોસીશ કરે, અથવા કબુલ કરવાની હા કહે, અથવા કાંઇ મીલકત પોતે અથવા બીજાની વતી પાછી લે, અથવા પાછી મેળવવાની કોશીશ કરે, અથવા પાછી લેવાની હા કહે તે માણશને અગર તે ગુનાને માટે મોતની શિક્ષા થઇ શકતી હોય તો સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લા

તે ગુનો જો દેહાંત શિક્ષા જોગ હોયતો

તે ગુનો જો જીવતાં સુધી સમુદ્રપારની અથવા કેદની

શિક્ષા ભોગવતો. — થક થશે; અને અગર તે ગુનાહને માટે જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરશ સુધીની કેદની શીક્ષા થઇ શકતી હોય, તો ન માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુનાહને માટે દશ વરસ સુધીની કેદની શીક્ષા નહી થઇ શકતી હોય તો તે માણસને ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુનાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે,

ટીકા—પોલીશના નોકરો આ કલમ પ્રમાણે ગુન્હો છુપાવે તેઓને પણ આ કલમ પ્રમાણે શીક્ષા થાય; રાણી વીરૂધ્ધ બાબનખાન મહુશકોઈ, મુ. હા, રી. વા૦૨પાનું ૧૪૨ તા.૧ અગષ્ટ ૧૮૭૭ આકયમને લાગે થાય તેવી કલમ૧૬૧ ઉપરની ટીકા જુઓ

કોઇ ગુનેગારને બચાવવાના બદલામાં કાંઇ બક્ષીશ આપવી અથવા મુલક્ષ પાછી આપવી. — ૨૧૪. કોઇ સખશ કાંઇ ગુન્હો છુપાવે તેના, અથવા તે કાંઇગુનાની, કાયદેશર શિક્ષાથી કોઈ શખસને બચાવે તેના, અથવા કાયદેશર શીક્ષાએ પોહોચાડવાને કોઇ શખશની ઉપર તે કાંઇ મુકદમો નહી ચલાવે તેના બદલામાં જે માણસ તે શખશને કાંઈ અવેજ આપે અથવા બદલો વાળે, અથવા અવેજ આપવાનુ કે બદલો વાળવાનુ કહે અથવા કબુલ કરે, અથવા કાંઇ મીલકત તે શખસને પાછી આપવાનુ અથવા અપાવવાનુ કહે અથવા કબુલ કરે તે માણસને અગર તે ગુનાને માટે મોતની શિક્ષા થઇ શકતી હોય તો, સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુનાને માટે જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસ સુધીની કેદની શીક્ષા થઇ શકતી હોવે તો તે માણસને ત્રણ વરસની મુદતસુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે ગુનાને માટે દશ વરસની મુદત સુધીના કેદની શીક્ષા નહી થઈ શકતી હોય, તો તે માણસને તે ગુનાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુનાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત સુધીની કેદની અથવા દંડની; અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

તે ગુનો જો દેહાંત શીક્ષા જોગ હોય તો.

તે ગુનો જો જીવતાં સુધી સમુદ્રપારની અથવા કેદની શિક્ષા જોગ હોય. તો

અપવાદ—જેજે બાબતમાં ગુનો કાયદેસર માંડીવાળી શકાય તે તે બાબતને ૨૧૩મી અને ૨૧૪મી કલમોના ઠરાવો લાગુ પડતા નથી.

દૃષ્ટાંત.

[ અ ) ખુનના ઇરાદાથી અ બ ની ઉપર હુમલો કરે, તો એ ઠેકાણે જે ગુનાહ છે તે કરવાના ઇરાદા સાથે નિસબત નહી રાખતો ફકત હુમલો નથી, માટે તે આ આપદામાં દાખલ થતો નથી, અને તે કારણને લીધે તે માંડી વળાય નહી.

( બ ) અ બ ની ઉપર હુમલો કરે, તો, એ ઠેકાણે ગુનો જે છે તે ગુનેગારના ઇરાદાસાથે નિસબત ન રાખતું ફકત કામ છે, અને તે હુમલાને માટે બ દીવાનીમાં ફરીયાદ કરી શકેછે માટે તે આ આપદામાં દાખલ થાયછે, અને તે માંડી વળાય છે.

[ ક ] અ પોતાનો વર કે પોતાની વહુ હયાત છતાં બીજી વહુ કે બીજા વર કરવાનો ગુનો કરે. તો, એ ગુના બાબત દિવાનીમાં ફરીયાદ થઇ શકતી નથી માટે, તે માંડી વળાય નહી.

**( ક ) ૭૫ એક ધણીવાળી સ્ત્રીની જોડે છીનાળું કરે, તો તે ગુનો માંડી વળાય.**

**ટીકા**—એક કામમાં ચોરીના ગુનાની ફરીયાદ માંહોમાંહી માંડીવાળવાથી ઠરાવ થયો કે ચોરીકરવાના ઇરાદે ઘર ફોડવું એ ગુનો કલમ ૨૧૪ પ્રમાણે માંહોમાંહી માંડી વાળવા જોગ ગુનો નથી, અને એવા કામમાં જુના ક્રી૦ ક૦ ૧૮૮ એટલે સન ૧૮૮૨ ના આક્ટ ૧૦ ની કલમ ૩૪૫ પ્રમાણે થતું નથી. આ કામને જુના ક્રી. ક. ૨૧૨ લાગતી નથી કારણ કે આ સમનનો કજીયો નથી અને કલમ ૨૧૨ માં જે ઠરાવછે તે વારંટના કામનો જે બાબ છે તેમાં નથી, માટે આ કોરટ આ કામમાં કાંઇ હુકમ ન કરતાં પેહેલાના માજીસ્ત્રેટે કરેલા હુકમથી ન્યાય થયો નથી એમ દેખાય તો માજીસ્ત્રેટે પાતનો મુખત્યારી ચલાવી કામ ચલાવવું સરકાર વીરૂધ દેવમા અને સોનશીખર મું૦ હા૦ કો. રી. વા૦ ૧ પ્ર. ૬૪

જે સમન્સ કેશ હોય તેવા કેસો માંહો માંહી માંડીવાળી શકાયછે શીવાય કયા કેસો માંહોમાંહી માંડીવાળી શકાય તે બાબત વધારે ખુલાસો સન ૧૮૮૨ ના આક્ટ ૧૦ ની કલમ ૩૪૫ જુઓ આ કાયદાની નીચે લખેલી કલમો વીરૂધના ગુના માંહેમાંહી માંડી વાળાયછે.

કલમ ૨૯૮-૩૨૩-૩૩૪-૩૪૧-૩૪૨-૩૫૨-૩૫૫-૩૫૮-૩૭૪-૪૨૬-૪૨૭-૪૪૭ ૪૪૮-૪૯૦-૪૯૧-૪૯૨-૪૯૩-૪૯૮-૫૦૦-૫૦૧-૫૦૨-૫૦૪-૫૦૬

છીનાળાની બાબતમાં ફકત ફરીયાદીની ગેરહાજરીના સબબથી માજીસ્ત્રેટ ફરીયાદ કહાડી નાખેતો તે વાજબી નથી પણ જો ફરીયાદી ગેરહાજર હોય અને પુરાવો રજુ ના થયો હોયતો ફરીયાદીને હાજર રહેવા જરૂર પાડવા અથવા પુરાવો મેળવવાને માજીસ્ત્રેટ બંધાએલા નથી, જુડી શીયલ કમીસનર, શેટરસ ભોવીન સીસ નબર ૫૮ રૂ. ૧૧૫

રાણી વીરૂધ જી, આર. સ્મીથના કેશમાં એમ ઠરાવવામાં આવ્યું હતું કે છીનાળાની બાબત ફરીયાદી ખુસી કોરટમાં તોહમત પાછુ ખેંચી લઇ શકેછે, અને માજીસ્ત્રેટે આ પ્રમાણે ફરીયાદ પાછી ખેંચી લેવા ના દીધી તે સારૂ તેને ઠપકો આપવામાં આવ્યો હતો વી. ૪ પ્ર. ૩૧

એક કામમાં જે સ્ત્રી ની સાથે આરોપીતે છીનાળું કરેલું કેહેવાયલું ત સ્ત્રી નો ધણી ફરીયાદ માંડવા ના. ખુશી હતો અને આશીસ્ટન સેસન જડજે તે ઉપરથી તોહોમત દારને છોડી દીધો આ બાબતમાં હાઇકોરટે દરમ્યાન આવવા ના પાડી મું૦ હાઇકોરટ રી. વા૦ ૫ ક્રા૦, કે. ૨૭

આરોપીત પર બુધી પુરવક વ્યથા કરવાનું તહોમત મુકી માંડવી જીલ્લે સુરતના ત્રીજા વરગ ના માજીસ્ત્રેટની રૂબરૂ એક શખશે ફરીયાદ કરી હતી તે ફરીયાદ પાછી ખેંચી લેવા માટે ફરીયાદિએ અરજ કરવાથી તેને માજીસ્ત્રેટે પરવાનગી આપી હતી; પણ એવી રીતે તે ફરીયાદ કાહાડી લેવાની પરવાનગી આપવાનો તે માજીસ્ત્રેટને અખીકાર નથી એવો અભીપ્રાય સુરતના જીલા માજીસ્ત્રેટનો થયાથી તેણે એકામ જુના ક્રી૦ ક, ૨૯૬ પ્રમાણે હાઇકોરટના અભીપ્રાય માટે મોકલ્યુ તેથી ઠરાવ થયો કે બુધી પુરવક વ્યથા કરવાનો ગુન્હો એ કાયદે સર રીતે પોતપેતામાં માંડી વાળવા સરખોછે, મું૦ હા૦ કો૦ રી. વા૦ ૧૦ પ્ર, ૨૭ તા.૨૭ મરચ ૧૮૭૩

એક બુધી પુરવક માહાવ્યથા ની ફરીવાદ કરચા છતાં તે ફરીયાદ ચલાવવા ફરીયાદી ના કહે છે એવા સબબ ઉપરથી બુધી પુરક માહાવ્યથા કીધાના ગુનાની ફરીયાદ કહાડી નાખવાનો સમ માજીસ્ત્રેટને અખત્યાર નથી -સરકાર વી. જગજીવન ધરમચંદ મું. તા.૨૦ સપ્ટેમબર ૧૮૬૯

મનુષ્ય હરણ કીધાનો ગુન્હો કાયદા પ્રમાણે પોતપોતામાં માંડી વાળવા જોગછે ફરીયાદીનું કામ ચલાવવાનુસદરહુ પ્રમાણે કાહાડી લીધાથી જુના ક્રી કલમ ૧૮૮ પ્રમાણ આરોપીત આ ગુનો અપરાધ કીધો નથી એવું તેનુ ફળછે—સરકાર વીરૂધ ગોપો મોહનમીત્ર વી. ૨૨ પ્ર.૨૬

કોઇ ગુન્હાની ફરીયાદ પોલીસ અમલદારની પાસે થયેલી છતાં તે પાછી ખેંચી લેવા બાબતની અરજી સંધરહવાનો અધીકાર પોલીસ અમલદારને નથી, ફરીયાયાદ પાછી ખેંચી લેવા

હતી એ ન્યાયનુ કામછે આવુ કામ માજીસ્ત્રેટ સન ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૧૪૯ અને ૩૪૫ પ્રમાણે કરી શકેછે પણ પોલીસ અમલદારને એવા કામમાં કાંઇ હાથ ઘાલવા નો અખ્તીકાર નથી સુરતના જીલા માજીસ્ત્રેટનો પત્ર નંબર ૩૦૬ ઉપરથી થયેલો મુબાઇ હાઇકોર્ટનો ઠરાવ તા, ૧૫ જુન ૧૮૭૫

છીનાળાના ગુના માંહો માંહો માંડીવાળી શકાયછે, પરંતુ છીનાળાનો કેશ શેશન કમીટથાય અને આરોપીને શીક્ષા થાય, ત્યાર પછી અપીલ થાય તે વખત, તે ગુનો પોત પોતામાંમાં ડીવાળી શકાય નહી.—સરકાર વીરૂદ્ધ થામસન, ઈં.લા. રી, વા ૨ અહ્મદાબાદ, પ્ર. ૩૩૯

ચોરની મીલકત પાછી મેળવવામાં મદદ કરવા સારૂ કાંઇ બક્ષીશ લેવી વગેરે.

૨૧૫. કોઇ શખ્સની પાસેથી તેશખ્સના કાંઇ જંગમ મિલકતઆ કાયદાથી સિક્ષા થઇ શકે એવા કાંઇ ગુનાથી ગઇ હોય તે શખશને તે મીલકતપાછા મળવામાં મદદ કરવાના બાનાથી અથવા મદદ કરવા સારૂ જે માણસ કંઇ અવેજ લે અથવા લેવાને હા કહે અથવા કબુલાત કરે. તે જો તે ગુનેગારને પકડવાને તથા તેની ઉપર સાબીત કરવાને પોતાથી બનતા સઘળા ઇલાજો કામે ન લગાડેતો તે માણસને બેવરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડથી અથવા એ બંનેનીશાક્ષા કરવામાં આવશે.

જે ગુન્હેગાર કેદમાંથી નાઠો હોય, અથવા જેને પકડવાનો હુકમ થયોહોય, તે ગુનેગારનેઘરમાં રાખવો,

૨૧૬. કોઇ શખશની ઉપર કાંઇ ગુનો સાબીત થયો હોય, અથવા કાંઈ ગુનાનુ તોહોમત મુકયુ હોય, અને તે ગુનાને સારૂ તે શખ્સ કાયદેશર કેદમાં હોય, તે સખશ જો કેદમાંથી નાશી જાય અથવા કોઇ સરકારી નોકર પોતાના સરકારી હોદ્દાનો કાયદેશર અખત્યાર અમલમાં લાવતા કોઈ શખ્સને કાંઇ ગુનાને માટે પકડવાનો હુકમ કરેલ્યા છે જે માણસ તે નાશી જવાની અથવા પકડવાના હુકમની વાત જાણ્યા છતાં તે સખશને પકડાતો અટકાવવા ઇરાદાથી તેને ઘરમાં રાખે અથવા કેથાં સાંતાડે. તે માણસને નીચે મુજબ શિક્ષા કરવામાં આવસે. એટલે જે ગુનાને માટે તે શખશ કેદમાં હતો અથવા તેને પકડવાનો હુકમ કરયો હોય તે ગુનાને માટે જો મોતની શીક્ષા થઇ શકતી હોય

તે ગુન્હો જો દેહાંતશિક્ષા જોગ હોય તો.

તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે, અને તે ગુનાને માટે જો જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસ સુધીની કેદની, શિક્ષાથઇ શકતી હોયતો તે માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારનીકેદની દંડસાથે અથવા દંડ વીના. કરવામાં આવશે, અને તે ગુનાહને માટેદશ વરશ સુધીની નહી પણ એક વરશ સુધીની કેદની શિક્ષા થઇશકતી હોય તો તે માણસને તેગુનાનેમાટે ઠરાવેલા પ્રકારનીને તથાગુનાને માટે કેદની ઘણામાં ગણી જે મુદત ઠરાવી હોય તેની પા મુદત કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

જો જીવતાં સુધીસમુદ્રપારની અથવા કેદની શીક્ષા જોગ હોય તો.

અપવાદ—જે માણસને પકડવુ હોય તેના વરથી અથવા તેની વહુથી, તે માણસને ઘરમાં રાખવાનું કે સંતાડવાનુ કામ થયુ હોય, તો તે બાબતને આ ઠરાવ લાગુ પડતો નથી.

કોઈ શખશને શીક્ષાથીઅથવાકાંઇમીલકતને સરકાર જપ્ત

૨૧૭. કોઇ માણસ સરકારી નોકર હોય, તેણે પોતાના સરકારીહોદ્દાના જોરથી કેમ ચાલવુ એબાબતનો કાંઇ કાયદાનો હુકમ અગર તે માણસ જાણી બુજીને ન માને, એવા ઇરાદાથી કે તેમ કરવાથી કો

પત્રથતીમર્યાદવાના ઇરાદાથી જે સરકારી, નોકરકાયદાનો હુકમ નમાનેતને શિક્ષા.

ઇ શખ્સ કાયદેસર શિક્ષાથી બચે, અથવા જે શિક્ષાને તે લાયક હો ય તેથી તેને ઓછી શિક્ષા થાય અથવા માહારા તેમ કરવાથી તેશિ ક્ષાથી બચશે અથવા તેને ઓછી શિક્ષા થશે એવો સંભવછે એમ જા ણ્યા છતાં, તો, અથવા એવા ઇરાદાથી કે તેમ કરવાથી કાંઈ મીલકત સરકાર જમ થતી, અથવા કાંઇ રૂપીયા તેમાંથી કાયદા મુજબ આપ વા જેવાહોય તે આપવાથી તે બચી જાય, અથવા બચી જશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તો તે માણસને બે વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડ ની અથવા એ બનેની, શિક્ષા કરવામાં આવસે,

**ટીકા**—આ કલમ પ્રમાણે નો ગુન્હો અમદાવાદના પેહેલા વરગના માજીસ્ત્રેટે આરોપી ઉપર તોહમત સાબીત કરી તેના એકસો રૂપઇયા દંડ કરયા અને તે ન આપેતો ત્રણ મહીના શખ્ત મજુરી સાથે કેદ ભોગવે, આરોપીત [પોલીસ પટેલ ના ગામમાંથી એક ઘો ડા પર બેઠેલો ચોરોની ટોળી ગઇ, આરોપીત પોલીસ પટેલ હોવાથી ચોરોને પકડવા ના કા મમાં મદદ કરવાની તેના ફરજ છતાં તેણે તેમ કીધુ નહીં તેથી પોલીસ પટેલ ઉપર ફોજદારીમાં કામ ચલાવવાની મંજુરી સરકાર પાસેથી લીવા સરકારે અખત્યાર આપેલા એ કાદ પોલીસ અમલદાર પાશેથી લેવાની જરૂર હતી, તે લીધી નથી એમ અમદાવાદના સે શન જડજ ને જણાયાથી તેણે તોહમત અને સીક્ષા રદ કીધાં

આ ઠરાવ ઉપર મુંબાઇ સરકારે અપીલ કરી તેમાં ઠરાવ થયો કે પોલીસ પટેલે ગેરવર તણુક કરીછે એમ સાબીત થયાથી પોલીસ કમીસનરની મંજુરી લઇ ને તેને તેના કામ ઉપરથી દુરકરવાનો પહેલાવરગના માજીસ્ત્રેટને અખત્યારછે સબબ આ કામ જુના ફો૦ કા. ૪૬૬ લાગુ પડતી નથી માટે શેસન જડજનો હુકમ રદકરી આકામનો ફેસલો ગુણ દોષ ઉપરથી કરવા માટે શેસન જડજને હુકમ દઇએછીએ સરકાર વીરૂધ ભગવાન દેવરાજ, મુ હા૦ કો. વા ૪ પ. ૩૫૭

આ કલમ પ્રમાણે ગુન્હો સંપુરણ થવા માટે આરોપીત એ સરકારી નોકર છતાં તેણે જે કામ કરવા વીશે કાયદામાં કહેલુંકે તે કામ એણે કરયુ નહી અને બીજા કોઇને કાયદા પ્રમા ણે જે સીક્ષા થવાની એ ન થાય એવા ઉદેશે એણે એકામ કીધુ નથી એટલુ સાબીત થયુ એટલે બસ કે જે માણસનો સીક્ષાથી બચાવ કરવાનો આરોપીતનો ઇરાદો હતો તે માણસે કાયદા પ્રમાણે સીક્ષા થવા લાયક ગુન્હો ના કીધો હોયતો તો પણ હરકત નથી સરકાર વીરૂ ધ અમીરૂદીન કo હા૦ કો૦ વા૦ ૩ પ. ૪૧૨

સરકારી નોકર કોઇ શખ્શને શિક્ષાથી અથવા કોઇમીલકતને સરકાર જપત થવાથી બચાવવાના ઇરાદાથી કાંઇ ખોટું દફતર અથવા લખાણ બનાવે તેવિશે બત.

૨૧૮. કોઇ માણસ સરકારી નોકર હોય, અને તેના સરકારી હોદાસર તેને કાંઇ દફતર અથવા બીજુ લખાણ તૈયાર કરવાનુ કામ સોંપ્યું હોય તે માણસ જો તે દફતર અથવા લખાણ જે રીત ખોટી છે એવું, તે જાણતો હોય તેવી રીતે તઈયાર કરે; એવા ઇરાદાથી કે તેથી લોકને અથવા કોઇ સખશને ટોટો અથવા નુકશાન થાય અ થવા ટોટો કે નુકશાન થશે એવો સંભવ છે, એમ જાણીને, અથવા એવા ઇરાદાથી કે તેથી કોઇ શખશને કાયદેસર શિક્ષાથી બચાવવો, અથવા તેથી કોઇ શખ્સ કાયદેસર શિક્ષાથી બચશે એવો સંભવ છે એમ જાણીને, અથવા તેથી કાંઇ મીલકત સરકાર જપ્ત થતી, અ થવા કાંઇ રૂપીયા તેમાંથી કાયદા મુજબ આપવા જેવા હોય તે આપ વાથી બચી જાય. અથવા તે બચી જશે એવો સંભવ છે, એમ જાણીને, તો તે માણસને

ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

કાંઇ ઇનસાફીમુકદમા માટે પોતે કાયદા વિરૂદ્ધ છે એમ જાણતો હોય એવો હુકમ, રીપોર્ટ વીગેરે કોઇ સરકારી નોકર કરે તે બાબત,

૨૧૯. કોઇ માણસ સરકારી નોકર છતાં લાંચ લેઇને અથવા દ્વેષ બુદ્ધિથી કાંઇ ઇનસાફી મુકદમાના કોઇ પણ ભાગમાં કાંઇ રીપોર્ટ. હુકમ, ફેસલો, અથવા ઠરાવ કરે કે કહી સંભળાવે. એવો કૃત કાયદાથી વિરૂદ્ધ છે, એમ તે માણસ પોતે જાણતો હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની. અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

જે શખ્સને અખત્યાર હોય તેણે ખરાબ કાયદાથી વિરૂદ્ધ અસુદ્ધ એમ જાણીને, કોઇને તેનો ઇનસાફ થવા સારૂ કમીટ, કરે અથવા કેદમાં મોકલે તે બાબત.

૨૨૦ કોઇ માણસને હોદ્દો એવો તરેહનો હોય કે તેથી કોઇ શખ્સોને તેઓનો ઇનસાફ થવા સારૂ કમિટ કરવાનો અથવા તેઓને કેદમાં મોકલવાનો અથવા કોઇ શખ્સોને કેદમાં રાખવાનો તેને કાયદેસર અખતિયાર મળ્યો હોય તે માણસને તે અખતિયાર અમલમાં લાવતાં લાંચ લેઇને અથવા દ્વેષ બુદ્ધીથી, જો કોઇ શખ્શને તેના ઇનસાફ થવા સારૂ કમિટ કરે અથવા તેને કેદમાં મોકલે, અથવા કોઇ શખશને કેદમાં નાખે અને તે એમ જાણતો હોય કે આમ કરવામાં હું કાયદાથી ઉલટો ચાલુછું, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે,

જે સરકારી નોકરની કાયદા મુજબ કોઇને પકડવાની ફરજ હોય તે સરકારી નોકર તેને પકડવામાં ઇરાદાથી કસુર કરે તે બાબત.

૨૨૧. કોઇ માણસ સરકારી નોકર હોય, અને કોઇ શખ્શની ઉપર કાંઇ ગુનાનુ તહોમત મુકાએલુ હોય તેને, અથવા કાંઇ ગુનાને માટે પકડવા જોગ હોય એવા કોઇ શખ્શને, પકડવા અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી હેદ્દાને લીધે કાયદા મુજબ ફરજ હોય. તે માણસ અગર તે શખશને પકડવામાં ઇરાદાથી કસુર કરે. અથવા ઇરાદાથી તે શખશને નાશી જવા દે, અથવા તે શખશને તે કેદમાંથી નાશી જવાની કોશીશ કરવામાં ઇરાદાથી સહાયક થ, તો તે માણસને નીચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશે એટલે.—

શિક્ષા,

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઇતો હતો તે શખ્શની ઉપર મોતની શિક્ષા થઇ શકે એવા ગુનાનુ તોહોમત મુકવામાં આવ્યુ હોય, અથવા એવા ગુનાને માટે તે પકડવા જોગ થવા હોય, તો તે માણસને સાત વરશની મુદતસુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે દંડ વાના, કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઇતો હતો તે શખ્શની ઉપર જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરશની મુદત સુધીની કેદની શીક્ષા થઇ શકે એવા ગુનાનુ તહોમત મુકવામાં આવ્યુ હોય, અથવા એવા ગુનાને માટે તે પકડવા જોગ થયો હોય તો તે માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વિના, કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા.

અગર કેદ કરેલા અથવા જેને પકડવો જોઇતો હતો એ શખ્શની ઉપર દશ વરશથી ઓછી મુદતની કેદની શિક્ષા થઇ શકે એવા ગુનાનુ તહોમત મુકવામાં આવ્યુ હોય, અથવા એ

વા ગુનાને માટે તે પકડવા જોગ થયો હોય, તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વીના, કેદની શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—ગુન્હેગારને પકડવાને કસુર કરવાથી આ કલમ પ્રમાણે તહોમત આવે, સરકાર વ. રૂપ્યે મકુનદ પાર્શાનનો ફેંસલો. કલમ ૧૬૧ ઉપર જુઓ.

જે સખશની ઉપર કાંઇ ઇનસાફની કોરટે શીક્ષાનો હુકમ કરયો હોય તે શખશને પકડવાને જે સરકારી નોકરનો ફરજ હોય તે શખશને પકડવામાં ઇરાદાથી કસુર કરે તે બાબત.

૨૨૨. કોઇ માણસ સરકારી નોકર હોય, અને કોઇ શખસની ઉપર કાંઇ ગુન્હાને માટે કોઇ ઇનસાફની કોરટ શિક્ષાનો હુકમ કરયો હોય, તે સખશને (સન ૧૮૭૦ના આકટ ૨૭મા પ્રમાણે) "અથવા જે સખશને કાયદેસર રીતે કેદમાં રાખ્યો હોય તેવા સખશને" પકડવાની અથવા કેદમાં રાખવાની તે માણસની પોતાના સરકારી ઓહદાને લીધે કાયદા મુજબ ફરજ હોય, તે માણસ અગર તે શખશને પકડવામાં ઇરાદાથી કસુર કરે, અથવા ઇરાદાથી તે શખશનેનાશી જવા દે, અથવા તે શખશને કેદમાંથી નાશી જવામાં અથવા નાશી જવાની કોશીશ કરવામાં ઇરાદાથી સહાય કરે, (સન ૧૮૭૦ ના આકટ ૨૭મા પ્રમાણે) "અથવા જો તે સખશને કાયદાસર રીતે કેદમાં રાખ્યો હોય" તો તે માણસ તે નિચે પ્રમાણે શિક્ષા કરવામાં આવશે, એટલે;—

શિક્ષા.

અગર કેદ કરેલો અથવા જેને પાડવો જોઇતો હતો તે શખશ ઉપર મોતની શિક્ષાનો હુકમ થએલો હોય, તો તે માણસને ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની દંડ સાથે અથવા દંડ વીના; કેદની શિક્ષા કરવામાં આવશે. અથવા,

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઇતો હતો તે સખસ કોઇ ઇનસાફની કોરટે કરેલા શિક્ષાના હુકમથી, અથવા તેને બદલે બીજી શિક્ષા કરવાના કાઇ હુકમથી જીવતાં સુધી સમુદ્રપાર અથવા જીવતાં સુધી શાસનિક દાસત્વને, અથવા દશ વરશ કે તેથી વધારે મુદત સુધી સમુદ્રપાર અથવા શાસનિક દાસત્વ અથવા કેદને લાયક હોય તો તે માણસને સાત વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, દંડ સાથે અથવા દંડ વીના કેદની શિક્ષા કરવામાં આવશે; અથવા,

અગર કેદ કરેલો અથવા જેને પકડવો જોઇતો હતો તે શખસ કોઇ ઇનસાફની કોરટે કરેલા સીક્ષાના હુકમથી દશ વરશની મુદત સુધીની કેદ ને લાયક ન હોય. તો તે માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંનાં ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની સાક્ષા કરવામાં આવશે

સરકારી નોકર ગફલતથી કોઇ કેદીને નાશી જવા દે તે બાબત

૨૨૩. જે માણસ સરકારી નોકર હોય અને જે શખશની ઉપર કાંઇ ગુન્હાનુ તોહમત મુકયુ હોય અથવા કાંઇ ગુન્હો સાબીત થયો હોય એવા કોઇ શખશને (સન ૧૮૭૦ ના આકટ ૨૭મા પ્રમાણે "અથવા જે સખશને કાયદાસર રીતે કેદમાં રાખ્યો હોય તે શખશને") કેદમાં રાખવાની કાયદા પ્રમાણે જે માણસને પોતાના સરકારી ઓહદાને લીધે ફરજ હોય તે માણસ અગર ગફલતથી તે શખશને કેદમાંથી નાશી જવા દે, તો તે માણસને બે વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા, દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામા આવશે.

કોઇ શખશને

૨૨૪. જે શખશની ઉપર કાંઇ ગુનાનુ તહોમત મુકયુ હોય અથ

યદા મુજબ પકડતા હોય તેમાં તેણે સામાં થવું અથવા હરકત કરવી

વા કાંઈ ગુન્હો સાબીત થયો હોય તે ગુના માટે તે શખશને કાયદેશર પકડવામાં તે શખશ ઇરાદાથી જો સામો થાય અથવા કાયદા વિરૂધ કાંઈ અડચાણ કરે, અથવા તેણ કાંઈ ગુનાને માટે તેને કાયદેસર જે કેદમાં રખ્યો હોય તે કેદમાંથી જો તે નાશી જાય અથવા નાશી જવાની કોશીસ કરે, તો તે શખશને બે વરસની મુદતસુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, એ બંનેની શિક્ષા કરવામાં આવશે

ખુલાસો.—આ કલમમાં લખેલી શિક્ષા છે તે. જે ગુનાનું તોહમત તે શખશની ઉપર મુકયું હોય અથવા જે ગુન્હો તેની ઉપર સાબીત થયો હોય તે ગુનાને માટે તે પકડવાનો તથા કેદમાં રાખવાનો શખશ જે શીક્ષને લાયક હોય. તે ઉપરાંત સમજવી.

ટીકા—સમુદ્રપાર લઈ જતાં રસ્તામાંથી કેદી નાશે તો તેને આ કલમ લાગેછે રાણી વીરૂદ્ધ-રામરત્નામાં કો૦ ઈ૦ ડા૦ પ્ર૦ ૩૩૭.

કોઈ શખશને કાયદા મુજબ પકડતા હોય તેનાં કોઈ બીજા શખશે સામા થવું અથવા હરકત કરવી.

૨૨૫. જે શખશ કોઈ બીજા શખશને કાંઈ ગુનાને માટે કાયદેશર પકડવામાં ઇરાદાથી સામો થાય, અથવા કાયદા વિરૂદ્ધ કાંઈ અડચણ કરે, અથવા કોઈ બીજા શખશને કાંઈ ગુનાને માટે કાયદેશરને કેદમાં રોખ્યો હોય તે કેદમાંથી તેને છોડાવી મુકે અથવા છોડાવીમુકવાની કોશીશ કરે, તે શખશને બે વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેનીશીક્ષા કરવામાં આવશે.

શિક્ષા.

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીશ થઈ હોય તે શખશની ઉપર જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરષની મુદત સુધીની કેદની શીક્ષા થઈ શકે એવા ગુનાનું તોહમત મુકયું હોય, અથવા એવા ગુનાને માટે પકડવા લાયક થયો હોય, તો પેલા શખશને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થસે;

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા, અથવા જેને છોડાવી મુકવાની કોશીશ થઈ હોય તે શખશની ઉપર મોતની શીક્ષા થઈ શકે એવા ગુનાનું તોહમત મુકયું હોય, અથવા એવા ગુનાને માટે તે પકડવા લાયક થયો હોય, તો, પેલા શખશને સાત વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

અથવા, અગર પકડવાનો અથવા છોડાવી મુકેલો શખશ કોઈ ઇનસાફની કોર્ટની શીક્ષાના હુકમ મુજબ, અથવા તેને બદલે બીજી શીક્ષા કરવાના કાંઈ હુકમ મુજબ, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરશની કે તેથી વધારે મુદત સુધી સમુદ્રપાર અથવા શાશ્વતીક દાસત્વ અથવા કેદની, શીક્ષાને લાયક હોય, તો પેલા શખસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

અથવા, અગર પકડવાના, અથવા છોડાવી મુકેલા અથવા જેને છોડાવી મુકવાની કોશીશ થઈ હોય તે શખસની ઉપર મોતની શિક્ષાનો હુકમ થયો હોય, તો, પેલા શખસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને તે દંડને પણ લાયક થશે.

*જામીન આપવા ચુકવાના સબબથી કેદમાં રાખેલુ હાય ત્યાંથી નાશી જવુ*

"૨૨૫." અ—ફોજદારી ઈનસાફનુ કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે સારી રીતે ચાલવા બાબતનો જામીન આપવાને ચુકવાના સબબથી જે માણસને કેદમાં રાખ્યુ હાય તે ત્યાંહાંથી નાશી જશે અથવા નાશી જવાની કોશીશ કરશે તેને ઘાણમાંથ ણી એક વરશ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા અથવા દંડ અથવા એ બંનેની શિક્ષા કરવી. (સન ૧૮૭૦ આકટ ૨૭ પ્રમાણે )

*સમુદ્રપારથી કાયદા વિરૂધ પાછુ આવવુ*

૨૨૬. જે માણસને કાયદા મુજબ સમુદ્રપાર કરયા હાય તે માણસ, પોતાની સમુદ્રપારની મુદત વિત્યા પેહલાં, તથા શીક્ષા માફક ન થયાં છતાં અગર સમુદ્રપારથી પાછા આવે. તા તેને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા કરવામા આવશે. અને વળી તે દંડને, તથા પાછા સમુદ્રપાર તથા પેહેલા ત્રણ વરશની મુદત સુધીની સખત કેદની શીક્ષા પામવાને તે લાયક થશે.

*શીક્ષાની માફીની સરત તોડવી-*

૨૨૭, કોઇ માણસે શીક્ષાની કાંઇ સરતી માફી કબુલ કરી હાય તે માણસ અગર જે સરતથી તેને માફી મળી હાય તે સરત જાણી બુઝીને તોડે તા તે માણસને, અગર તેણે અસલ શિક્ષામાંની કાંઇ ભોગવી નહી હાય તા; જે શીક્ષાના અસલ હુકમ થયા હાય એ શિક્ષા કરવામાં આવશે. અને તે શીક્ષામાંની કાંઇ તેણે ભોગવી હાય તા તે શિક્ષામાંની જેટલી નહી ભોગવી હાય એટલી શિક્ષા કરવામાં આવશે.

*કોઇ સરકારી નોકર કાંઇ ઇનસાફી મુકદમાના કાંઇ પણ ભાગમાં બેઠા છતાં તેનુ ઈરાદાથી અપમાન કરવુ અથવા તેને હરકત કરવી,*

૨૨૮. કોઇ સરકારી નોકર કાંઇ ઇનસાફી મુકદમાના કાંઈ પણ ભાગમાં બેઠો હાય તે વેળાએ એ સરકારી નોકરનુ જે માણસ ઇરાદાથી અપમાન કરે. અથવા તેને કાંઇ હરકત કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

ને

ટીકા—ન્યાયની કોરટમાં જુબાની આપતાં સાક્ષીદાર જોઇએ તે રીતે ફેરફાર ભાષણ કરી કોરટના વખત વગર કારણે ગુમાવેતા તે આ કલમ પ્રમાણે ગુન્હેગાર થાયછે, સરકાર વીરૂધ નથમલ શ્રાગ મુ૦ હા. કો, વા ૧૦ પ્ર. ૬૮ તા, ૭ મારચ ૧૮૭૩

કોઈ સાહેદ ફેરફાર બોલે અને સવાલનો જવાબ આપવા સારૂ ના કેહે તા એ ઉપરથી આ કલમના અરથ પ્રમાણે ગુન્હેગાર થાયછે, મુ૦ તા, ૧૬ મારચ ૧૮૭૧

આ કલમ પ્રમાણેનો ગુન્હો સબરજીસ્ટારની રૂબરૂ કરનાર શખસની ઉપર કામ ચાલી શકે કલકતા હાઇકોરટ વા, ૨૨ પ્ર, ૧૦

સાક્ષી હળવે હળવે બોલી કોરટનો વખત રોકે તેથી તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કીધા નથી, વીકલી રીપોટ ૧૫ પ્ર. ૫

પુછેલા સવાલના શીધો જવાબ દે અથવા જવાબ દેવાની ગફલત કરવામાં આવે તા તે આ કલમ પ્રમાણે ગુન્હો થતા નથી. કો૦ ઈ૦ ડો૦ પ્ર. ૩૪૩

*જ્યુરર અથવા આસેસરનો વેશ લેવો*

૨૨૯. ફેસલાણી બાબતમાં જ્યુરર અથવા આસેસર દાખલ મારૂ નામ લખી મોકલાય અથવા ટીપમાં લખાય, અને મને સોગંદ અપાય એવો કાયદા મુજબ મારો હક નથી એવુ જે માણસ જાણતો હાય તે માણસ, વેષ લેઇને અથવા બીજી રીતે, અગર તે બાબતમાં જ્યુરર અથવા આસે

સર દાખલ ઇરાદાથી પોતાનુ નામ લખી મોકલાવે અથવા ટીપમાં લખાવે અથવા સોગંદ ખાય, અથવા પોતે જાણ્યા છતાં એમ થવા દે અથવા કાયદા વિરૂધ્ધ મારૂં નામ લખી મોકલ્યું છે અથવા ટીપમા લખ્યુ છે અથવા શોગંદ આપ્યા છે, એમ પોતે જાણ્યા છતાં, જે માણસ ખુશીપુરવક તે જ્યુરીમાં બેશાને અથવા તે આસેશર દાખલ કામ કરે, તે માણસને બે વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંને ની શિક્ષા કરવામાં આવશે.



# બાબ ૧૨મો

## સિક્કા તથા સરકારી સ્ટાંપ સંબંધી ગુનાહા બાબત

શીકકે. ૨૩૦. શીક્કે એટલે જે ધાતુ નાણાં દાખલ વપરાતો હોય, તથા જે પર છાપ મારીને નાણા દાખલ વાપરવા માટે તેને કોઇ સરકારના હુકમથી બાહાર પડયા હોય, તે ધાતુ.

રાણીના શીકે. જે શીક્કા પર છાપ મારીને તેને રાણીના હુકમથી, અથવા હિંદુસ્તાનની સરકારના, અથવા કોઇ પણ પ્રશીડેન્સાની સરકારના, અથવા રાણીના રાજ્ય માહેલી કોઇ પણ સરકારના, હુકમથી નાણાં દાખલ વપરાવા માટે બાહાર પડયો હોય, તે શીકો તે રાણીના શીકકો,

દ્રષ્ટાંત.

( અ ) કોડીયો શીકો નથી.

( બ ) વગરછાપેલા ત્રાંબાના ગડા, અગર નાણાં દાખલ વપરાતા પણ શિકો નથી.

( ક ) ચાંદ કાંઇ શિકો ન ગણાય, કેમકે તે નાણાં દાખલ વાપરવાના ઇરાદાથી થયલાં નથી,

( ડ ) જે શિક્કાનુ નામ કંપની રૂપીયો પડ્યુ છે તે રાણીના શિક્કા છે.

શિકો ખોટો બનાવવો, ૨૩૧. જે માણસ શિક્કા ખોટો બનાવે અથવા જાણી બુજીને સીક્કો ખોટો બનાવવાની ક્રિયાનો કાંઇ પણ ભાગ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—જે શખશ ઠગબાજી કરવાના ઇરાદાથી, અથવા એમ કરવાથી ઠગબાજી થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, કોઇ ખરા શિક્કાને બીજા શિક્કા સરખો દખાતા કરે, તે સખસે આ ગુન્હા કરયો એમ સમજવું.

રાણીનાં શિકો ખોટો બનાવવો. ૨૩૨. જે માણસ રાણીના શિકો ખોટો બનાવે, અથવા જાણી બુઝીને રાણીનો સીકો ખોટો બનાવવાની ક્રીયાનો કાંઇ પણ ભાગ કરતે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે

શિકો ખોટો બનાવવાનાં હથિયાર બનાવવાં અથવા વેચવાં. ૨૩૩. શિકો ખોટો બનાવવાના કારણસર વાપરવા નેવાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનુ કારણ છતાં, જે માણસ કાંઇ છાપ અથવા હથિયાર બનાવે અથવાં સમારે, અથવા તે બનાવવાની અથવા સમારવાની ક્રી

વાનો કાંઇ પણ ભાગ કરે, અથવા ખરીદ કરે, વેચે, કે કોઇને આપે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

સાણીના શિકા ખોટા બનાવવાનાં હથિઆર બનાવવાં અથવા વેચવાં.

૨૩૪. સાણીના શિકકો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનુ કારણ છતાં, જે માણસ કાંઇ છાપ અથવા હથિઆર બનાવે અથવા સમારે, અથવા તે બનાવવાની અથવા સમારવાની ક્રિયાનો કાંઇ પણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે, કે કોઇને આપે, તે માણસને સાત વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

શિકો ખોટો બનાવવાનાં કારણસર કાંઇ હથિઆર અથવા સામાન રાખવો.

૨૩૫. શિકો ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે, અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનુ કારણ છતાં, જે માણસ પોતાના કબજામાં કાંઇ હથિઆર અથવા સામાન રાખે, તે માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર ખોટો બનાવવાનો શિકો સાણીનો હોય, તો તે માણસને દશ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

હીંદુસ્તાનમાં રહીને હીંદુસ્તાનની બાહાર કાંઇ શિકો ખોટો બનાવવામાં મદદગારી કરવી.

૨૩૬ જે માણસ, બ્રિટીશ ઇંડીયામાં છતાં બ્રિટીશ ઇંડીયાની બાહાર કાંઇ શિકકો ખોટો બનાવવામાં મદદગારી કરે, તે માણસને, જાણે તેણે બ્રિટીશ ઇંડીઆની અંદર તે શીકકો ખોટો બનાવવામાં મદદગારી કરી હોય, એવી રીતે શીક્ષા કરવામાં આવસે.

ખોટો શીકો આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બહાર લઇ જવો.

૨૩૭ કેસાણો શીકકો ખોટો બનાવેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે શિકો બ્રિટીશ ઇંડીયા મધ્યે લાવે અથવા બ્રિટીશ ઇંડીયા મધ્યેથી બાહાર લઇ જાય, તે માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

સાણીના શિકકો ખોટો બનાવેલો આ દેશમાં લાવવો અથવા આ દેશમાંથી બાહાર લઇ જવો.

૨૩૮. કેસાણો ખોટા શિકો સાણીનો શિકો ખોટો બનાવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનુ કારણ છતાં, જે માણસ તે શિકો બ્રિટીશ ઇંડીયા મધ્યે લાવે અથવા બ્રિટીશ ઇંડીયા મધ્યેથી બાહાર લઇ જાય, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે,

કોઇ શિકો ખોટો છે એમ જાણીને રાખ્યો હોય તે બીજાને આપવો,

૨૩૯. કોઇ માણસની પાસે કાંઇ ખોટો શિકકો હોય અને તેની પાસે તે શિકકો આવ્યો ત્યારે તેણે એમ જાણ્યુ હોય કે આ શિકો ખોટો છે તે માણસ અગર કપટ કરવાની, અથવા દગો થાય એવા ઇરાદાથી, તે શિકકો કોઇ શખશને આપે, અથવા કોઇ શખસને તે લેવાને સમજાવવાની કોશીશ કરે, તો તે માણસને પાંચ વરસની મુદત સુધ

ની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રાણીના કોઇ શીક્કો ખોટો છે એમ જાણીને રાખ્યો હોય તે બીજાને આપવો.

૨૪૦ કોઇ માણસની પાશે કાંઇ ખોટો શિક્કો હોય. અને તે શીક્કો રાણીનો શિક્કો ખોટો બનાવેલો હોય અને તેની પશે તે શીક્કો આવ્યો ત્યારે તેણે એમ જાણ્યું હોય કે આ રાણીનો શીક્કો ખોટો બનાવેલો છે, તે માણસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીક્કો કોઇ શખશને આપે, અથવા કોઇ શખ્શને તે લેવાને લલચાવવાની કોશીશ કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થસે

કોઇ માણસની પાશે કાંઇ શિક્કો પેહેલાં આવે તે વખતે તે એમ જાણતો ન હોય કે આ શિક્કો ખોટો છે તે શિક્કો તે માણસે કોઇને ખરા દાખલ આપવો.

૨૪૧. કાંઇ ખોટો શિક્કો, ખોટો છે એમ જે શખશ જાણતા હોય પણ તે પોતાના કબજામાં લેતી વખતે તે ખોટો છે એમ જે શખસે જાણ્યું ન હોય તે શખશ અગર તે શિક્કો ખરા શિક્કા દાખલ કાંઇ બીજા શખશને આપે, અથવા કોઇ બીજા શખસને તે ખરા શિક્કા દાખલ લેવાને લલચાવવાની કોશિશ કરે, તે શખસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા તે જેના જેવો ખોટો બનાવેલો હોય તે શિક્કાની કિંમતની દસ ઘણી રકમ સુધીના દંડની અથવા એ બંનની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

એક શિક્કા પાડનારો અ ખોટા કંપનીના રૂપીયા પોતાના સોબતી બ ને આપે, એટલા સારૂ કે તે તે રૂપીયા ચલાવે. બ તે રૂપીયા એક બીજા ચલાવનાર ક ને વેચાતા આપે, અને ક તે ખોટા છે એમ જાણીને તે રૂપીયા વેચાતા લે. પછી કાંઈ માલ લેઇને તેની કિંમતમાં તે રૂપીયા ક ડ ને આપે. અને ડ તે ખોટા છે એમ ન જાણતાં લે. પાછળથી તે રૂપીયા લીધા પછી તે ખોટા છે એમ ડ ને ખબર પડે, અને ડ ત્યાર પછી તે ખરા દાખલ એવી રીતે તે રૂપીયા કોઇને આપે, તો ડ ને ફક્ત આ કલમ મુજબ શીક્ષા થઇ શકે છે, પણ બ તથા ક એઓને, મુકદમાની કેફીયત મુજબ ૨૩૯મી અથવા ૨૪૦ મી કલમ પ્રમાણે શીક્ષા થઇ શકે છે.

કોઇ શીક્કો કોઇ શખસની પાશે આવતાં વખતે તેણે એમ જાણ્યું હોય કે આ શિક્કો ખોટો છે તે, શખસે તે ખોટો શીક્કો પાશે રાખવો,

૨૪૨. કાંઇ ખોટો શીક્કો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે તે ખોટો છે એમ જાણ્યા છતાં, જે માણસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે ખોટો શીક્કો પોતાના કબજામાં રાખે તેને ત્રણ વરશની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

રાણીના કોઇ શિક્કો કોઇ સખસની પાસે આવતી વખતે તેણે એમ જાણ્યું હોય કે આ

૨૪૩. રાણીના શીક્કા જેવો ખોટો બનાવેલો કોઈ શીક્કો પોતાના કબજામાં આવ્યો હોય તે વખતે તે શીક્કો ખોટો બનાવેલો છે એમ જાણ્યા છતાં; જે માણસ દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીક્કો પોતાના કબજામાં રાખે, તે માણસને સાત વરશની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વ

શીકકો બેટાડ તે શખસે નંખેલો શીકકો પાસે રાખવો.

ળી તે દંડને પણ લાયક થશે.

ટંકશાળમાં નોકર રહેલા માણસે કાયદામાં ઠરાવેલા વજન અથવા મેળવણીથી જુદાં વજન અથવા મેળવણીના શિકકા બનાવવો.

૨૪૪. બ્રિટીશ ઇંડીઆ મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઈ પણ ટંકશાળમાં જે માણસ નોકર રહેલો હોય, એ માણસ તે ટંકશાળમાંથી નીકળેલો કોઇ શીકકો તે શીકકાનુ વજન અથવા મેળવણી કાયદાથી ઠરાવેલ હોય તેથી જુદા વજન અથવા મેળવણીનો થાય એવા ઇરાદાથી અગર કાંઇ કામ કરે, અથવા જે કામ કરવાનો તેને કાયદા મુજબ ફરજ હોય તે કામ કરવામાં કસુર કરે, તો તે માણસને સાત વરસના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

શિકકા પાડવાનું હથિયાર કોઇ ટંકશાળમાંથી કાયદા વિરૂદ્ધ લઇ જવું.

૨૪૫. બ્રિટીશ ઇંડીઆ મધ્યે કાયદા મુજબ સ્થાપેલી કોઇ પણ ટંકશાળ મધ્યેથી, કાયદેસર અખતિયાર વિના, જે માણસ કાંઇ શીકકો પાડવાનું હથિયાર અથવા ઓજાર લેઇ જાય, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

દગલબાજીથી અથવા બદદ્યાનતથી કોઇ શિકકાનુ વજન ઓછુ કરવું અથવા તેની મેળવણીમાં ફેરફાર કરવો

૨૪૬ કોઇ પણ શીકકા ઉપર જે માણસ દગલબાજીથી અથવા બદદ્યાનતથી એવી કાંઇ ક્રિયા કરે કે તેથી તે શીકકાનુ વજન ઓછુ થાય, અથવા તેની મેળવણી બદલાય તે માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો.—કોઇ શખશ એક શિકકાનો કાંઇ અંશ કોરી કહાડે અને તે છેદમાં કાંઇ બીજી વસ્તુ મુકે, તો તે શીકકાની મેળવણી બદલી એમ સમજવું.

દગલબાજીથી અથવા બદદ્યાનતથી રાણીના શીકકાનુ વજન ઓછુ કરવું અથવા તેની મેળવણી બદલવી.

૨૪૭. રાણીના શીકકાઓમાંના કોઇ પણ શીકકા ઉપર જે માણસ દગલબાજીથી અથવા બદદ્યાનતથી એવી કાંઇ ક્રિયા કરે કે તેથી તે શિકકાનુ વજન ઓછું થાય અથવા તેની મેળવણી બદલાય, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ શિકકો બીજા શિકકાને ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તે શિકકાનુ રૂપ બદલવુ

૨૪૮. કોઇ પણ શિકકા ઉપર જો કોઇ માણસ એવી કાંઇ ક્રીયા કરે કે તેથી તે શિકકાનુ રૂપ બદલાય. અને તે એવા ઇરાદાથી કે તે શીકકો કોઇ બીજા પ્રકારના શીકકાને ઠેકાણે ચાલે, તો તે માણસને ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

રાણીના કોઇ શીકકો બીજા શિકકાને ઠેકાણે ચાલે એવા ઇરાદાથી તે શિકકાનુ

૨૪૯. રાણીના શિકકાઓમાંના કોઇ પણ શીકકા ઉપર જો કોઇ માણસ એવી કાંઇ ક્રીયા કરે કે તેથી તે શીકકાનુ રૂપ બદલાય, અને તે એવા ઇરાદાથી કે તે શીકકો કોઇ બીજા પ્રકારના શીકકાને ઠેકાણે ચાલે, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે

૫ બદલવું. પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

આ શિક્કામાં ફેરફાર થએલો છે એવું જાણ્યા છતાં જે શીક્કા પાસે રાખ્યો હોય તે બીજાને આપવો.

૨૫૦ કોઇ શખ્શના કબજામાં કાંઇ શીક્કો હોય, અને તે શિક્કા બાબત ૨૪૬ની અથવા ૨૪૮મી કલમમાં બયાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય અને તે શિક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે શખસના કબજામાં તે શિક્કો આવતી વખતે તેણે જાણ્યુ હોય, તે સખશ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીક્કો કોઇ બીજા સખસને આપે, અથવા કોઇ બીજા શખસને તે શિક્કો લેવાને લલચાવવાની કોશીશ કરે, તો તેને પાંચ વરશની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે તે દંડને પણ લાયક થશે.

આ શિક્કામાં ફેરફાર થએલો છે એમ જાણીને રાણીનો જે શિક્કો પાસે રાખ્યો હોય તે શિક્કો આપવો,

૨૫૧, કોઇ સખસના કબજામાં કાંઇ શિક્કો હોય, અને તે શિક્કા બાબત ૨૪૭ મી અથવા ૨૪૯ મી કલમમાં બયાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, અને તે શિક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે સખશના કબજામાં તે શિક્કો આવતી વખતે તેણે જાણ્યુ હોય તે સખસ અગર દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી તે શીક્કો કોઇ બીજા શખસને આપે અથવા કોઇ બીજા શખસને તે શિક્કો લેવાને લલચાવવાની કોશીશ કરે, તો તેને દશ વરસ મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ શખ્શનીપાશે કાંઇ ફેરફાર થએલો શિક્કો આવતી વખતે તેમાં ફેરફાર થએલોછેએમ તેણે જાણ્યાછતાં તેપાસેરાખવો

૨૫૨. જે શિક્કા બાબત ૨૪૬ તથા ૨૪૮ મી એબે કલમોમાની ગમે તે કલમમાં બયાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય, તે શિક્કો દગલબાજીથી અથવા દગો થાય. એવા ઇરાદાથી કોઇ માણસના કબજામાં હોય. અને શિક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે માણસના કબજામાં તે શિક્કો આવતી વખતે તેણે જાણ્યુ હોય, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ શખ્સની પાસેકાંઇ ફેરફાર થએલો રાણીનો શિક્કો આવતી વખતે તેમાં ફેરફાર થએલો છે એમ તેણે જાણ્યા છતાં તે પાસે રાખવો.

૨૫૩. જે સિક્કા બાબત ૨૪૭ મી, તથા ૨૪૯ મી એ બે કલમોમાંની ગમે તે કલમમાં બયાન કરેલો ગુન્હો કરવામાં આવ્યો હોય; તે શિક્કો દગલબાજીથી અથવા દગો થાય એવા ઇરાદાથી કોઇ માણસના કબજામાં હોય અને તે શિક્કા બાબત તે ગુન્હો કરવામાં આવેલો છે એમ તે માણસના કબજામાં તે શિક્કો આવતી વખતે તેણે જાણ્યુ હોય તો તે માણસને પાંચ વરશના મુદત સુધીની બેમાંના. ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામા આવશે, અને વળી દંડને પણ લાયક થશે,

જે શિક્કો કોઇમાણસની પાશે પેહેલાં આવતી વખતેતેમા ફેરફાર થયેલો છેએ

૨૫૪, જે શિક્કા બાબત કોઇએમ જાણતો હોય કે એની ઉપર કલમ ૨૪૬, ૨૪૭, ૨૪૮. અથવા ૨૪૯મીમાં લખી છે તેવી કાંઇ ક્રિયા કરવામાં આવી છે, પણ જે સિક્કો તે શખ્શના કબજામાં આવતી વખતે તે બાબત તેવી કાંઇ ક્રિયા કરવામાં આવેલી છે એમ તે

મ તેણે જાણ્યું ન હોય તે શખ્સ તેણે બીજાને ખરા શીક્કા દાખલ આપવો

ણે જાણેલું ન હોય. તે શખ્સ તો અગર કોઇ બીજા શખ્સને તે સિક્કો ખરા શિક્કા દાખલ; અથવા તે શિક્કો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના શિક્કા દાખલ આપે, અથવા કોઇ સખ્સને તે શિક્કો ખરા શિક્કા દાખલ અથવા તે શિક્કો જે પ્રકારનો હોય તેથી જુદા પ્રકારના શિક્કા દાખલ લેવાને ભલમાવવાની કોશીશ કરે તો તે શખ્સને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા તે બદલેલો શિક્કો જે શિક્કાને ઠેકાણે ચલાવ્યો હોય અથવા ચલાવવાની કોશીશ કરી હોય તે શિક્કાની કીમતની દસ ગણી રકમ સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે.

સરકારી સ્ટાંપ ખોટા બનાવવા.

૨૫૫. મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો કોઇ પણ સ્ટાંપ જે માણસ ખોટો બનાવે, અથવા જાણી બુઝીને તે ખોટો બનાવવાની ક્રિયાનો કોઇ પણ ભાગ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો— કોઇ શખ્સ એક પ્રકારના ખરા સ્ટાંપને બીજા પ્રકારની સરખો દેખાતો કરીને ખોટો સ્ટાંપ બનાવે, તેણે આ ગુનહો કર્યો એમ સમજવું.

કોઇ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર કાંઇ હથીયાર અથવા સામાન પાસે રાખવો,

૨૫૬. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઇ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ પોતાના કબજામાં કોઇ હથિયાર અથવા સામાન ગમે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સરકારી સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર હથિયાર બનાવવું અથવા વેચવું

૨૫૭. મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો કોઇ સ્ટાંપ ખોટો બનાવવાના કારણસર વાપરવાને વાસ્તે અથવા તે કારણસર વાપરવાનો ઇરાદો કરેલો છે એમ જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં જે માણસ કાંઇ કાંઇ હથિયાર બનાવે, અથવા તે બનાવવાની ક્રિયાનો કાંઇ પણ ભાગ કરે, અથવા તે ખરીદ કરે, વેચે કે કોઇને આપે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

સરકારી સ્ટાંપ ખોટા બનાવેલા વેચવા

૨૫૮. ફલાણો સ્ટાંપ મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલા કોઇ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણીને, અથવા એમ માનવાનું કારણ છતાં, જે માણસ તે સ્ટાંપને વેચે અથવા વેચવાનું કહે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો પાસે રાખવો.

૨૫૯. ફલાણો સ્ટાંપ મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલા કોઇ સ્ટાંપ જેવો ખોટો બનાવેલો છે એમ જાણી, તેને ખરા સ્ટાંપ દાખલ વાપરવાના અથવા આપવાના ઇરાદાથી અથવા તે ખરા સ્ટાંપ દાખલ વાપરવામાં આવે એટલા માટે, જે માણસ તે સ્ટાંપ પોતાના કબજામાં રાખે. તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની

કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સરકારી સ્ટાંપ ખોટો બનાવેલો છે એમ જાણ્યા છતાં તે ખરા દાખલ વાપરવો,

૨૬૦ ફલાણો સ્ટાંપ મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલા કોઈ સ્ટાંપ જેવા ખોટો બનાવેલો છે એમ જાણીને જે માણસ તે સ્ટાંપને ખરા સ્ટાંપ દાખલ વાપરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે,

સરકારને હાનિ કરવાના ઈરાદાથી જે પર સરકારી સ્ટાંપ હોય એવા કોઇ પદારથ ઉપરથી કાંઇ લખાણ ચેરીનાખવું, અથવા કાંઈ સ્ટાંપ વાપરયોહોય તે સ્ટાંપને લેખપરથીકહાડીનાખવો.

૨૬૧. જે પદારથ મેહેસુલના કારણસર સરકારે બાહાર પાડેલો સ્ટાંપ લગાડેલો હોય તે પદાર્થ ઉપરથી જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપને વાપરયો હોય તે લખાણ અથવા લેખ જે માણસ દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઈરાદાથી કાહાડી અથવા ચેરી નાંખે, અથવા કોઈ સ્ટાંપ કાંઈ બીજા લખાણ અથવા લેખને માટે વાપરવામાં આવે એટલા માટે જે લખાણ અથવા લેખને માટે તે સ્ટાંપ વાપરતો હોય તે લખાણ અથવા લેખ પરથી જે માણસ તે સ્ટાંપને કાહાડી નાખે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેના શીક્ષા કરવામાં આવશે.

કોઈ સરકારી સ્ટાંપ આગળ વાપરેલો છે એમ જાણ્યા છતાં તે પાછો વાપરવો

૨૬૨. મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ પણ સ્ટાંપ આગળ વપરાયલો છે એમ જાણ્યા છતાં દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઈરાદાથી, જે માણસ કાંઇ પણ કારણસર તે સ્ટાંપ વાપરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેથી શિક્ષા કરવામાંઆવશે.

સ્ટાંપ વાપરેલોછેએવી રીતની કાંઇ નીશાની છોલીનાખવો

૨૬૩. મેહેસુલનાં કારણસર સરકારે બાહાર પાડેલો કોઈ પણ સ્ટાંપ વપરાએલો છે એમ દેખાડવા સારૂ તે સ્ટાંપપર કરેલી અથવા મારેલી કાંઇ પણ નીશાની દગલબાજીથી અથવા સરકારને હાની કરવાના ઇરાદાથી, જે માણસ છોલી અથવા કાહાડી નાખે અથવા જે સ્ટાંપ ઉપરથી એવી કાંઇ નિશાની છોલી અથવા કાહાડી નાખી હોય, એવો કોઇ સ્ટાંપ જે માણસ જાણી બુજીને પોતાના કબજામાં રાખે, અથવા વેચે અથવા કોઇને આપે, અથવાએવો કોઇ સ્ટાંપ વપરાએલો જાણ્યા છતાં જે માણસ તે સ્ટાંપ વેચે, અથવા કોઇને આપે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવાએ બંનેની. શિક્ષા કરવામાં આવશે.

---

# બાબ ૧૩ મો.

## કાટલાં તથા માપ સંબંધી ગુન્હા બાબત

તોળવાનુ ખોટું યંત્ર દગલબાજીથી વાપરવો

૨૬૪. તોળવાનુ કાંઇ પણ યંત્ર ખોટું છે એવુ જાણીને જે માણસ દગલબાજીથી વાપરે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગ

**વરવુ.** મે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

**ખોટુ કાટલુ અથવા માપ દગલબાજીથી વાપરવું.**

૨૬૫. જે માણસ કાંઇ પણ ખોટું કાટલુ અથવા લંબાઇનુ કિંબા ભરતનુ ખોટુ માપ દગલબાજીથી વાપરે, અથવા એક કાટલાને અથવા લંબાઇના કે ભરતલનાં માપને તે છે તેથી કાંઇ જુદાં કાટલાં અથવા માપને ઠેકાણે દગલબાજીથી વાપરે, તેને એક વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવાએ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ખોટાં કાટલાં અથવા માપ પાશે રાખવાં.**

૨૬૬. તોળવાનુ કાંઇ પણ યંત્ર, અથવા કાંઇ કાટલુ, અથવાલંબાઇનુ કે ભરતલનુ કાંઇ-માપ ખોટું છે એવુ જાણીને તથા તે દગલબાજીથી વાપરવામાં આવે એવા ઇરાદાથી, જે માણસ પોતાની પાસે રાખે તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ખોટાં કાટલાં અથવા માપ બનાવવાં, વેચવાં.**

૨૬૭ તોળવાનું કાંઇ પણ યંત્ર, અથવા કાંઇ કાટલુ, અથવા લંબાઇનું કે ભરતલનુ કાંઇ માપ ખોટું છે એવુ જાણીને જે માણસ બનાવે, વેચે. અથવા કોઇને આપે, એટલા સારૂ કે તે ખરાને ઠેકાણેવપરાય અથવા એવુ જાણીને કે તે ખરાને ઠેકાણે વપરાય એવો સંભવ છે તો તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડનીઅથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

---

# ભાગ ૧૪ મો.

## લોકોની તનદુરસ્તી, સલામતી, અનુકુળતા, લજ્જા નીતિ સંબંધી ગુન્હા બાબત

**લોકાપકારકકૃત્ય.**

૨૬૮. જે સખસ એવું કાંઇ કામ કરે, અથવા એવી કાંઇ કાયદા વીરૂદ્ધ કસુર કરે, કે જેથી લોકને, અથવા જે માણસો પાડોસમાં રહેતા હોય અથવા જેઓના કબજામાં ત્યાંહા પાડોશમાં કાંઇ મિલકત હોય તે સર્વે માણસોને, કાંઇ સાધારણ નુકશાન, ભય, અથવા દુઃખ થાય અથવા જેથી જે સખસોને કાંઇ સાર્વજનીક હક વાપરવાની જરૂર પડે તે શખસોને નુકશાન, અડચણ, ભય, અથવા દુઃખ થયા વિના રહેજ નહીં; તે સખસે લોકાપકારક કૃત્ય કરયુ એમ સમજવુ.

કોઇ સર્વાપકારક કત્યથી કાંઇ અનુકુળતા અથવા લાભ થતો હોય, તે તે સબબથી તે ગુનોહ માફ થઇ શકતો નથી.

**ટીકા,**—જ્યારે કોઇ સાર્વજનીક રસ્તાને હરકત કરવામાં આવી હોય ત્યારે માજીસ્રેટ સન ૧૮૭૨ના આકટ ૧૦ની કલમ ૫૧૮ એટલે સન ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૧૪૪ મુજબ કામ ચલાવવાને બંધાએલો છે, પણ સન ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૫૫૨ એટલે સન ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૧૪૭ લાગુ નથી ખરોસ પ્રસાદ મુસ્તાફી વીકલી રીપોટ ૫. મ. ૫.

જુના ફો. મો. ઠો० નાબાબ ૨૦ મા પ્રમાણે (સ્થાનીક અપકારક વસ્તુ વીશેની બાબ) પેસ્તર કામ થાલેલુ નહી એવા સબબ ઉપરથી. આકલમ પ્રમાણે લોકપકારક કૃત્યવીશેની ફરીયાદનુ કામ ચલાવવુ બેકાયદસીરનથી. સરકાર વીરૂધ્ધ શુકલાલ વીગેરે સલાહમાટે મોકલેલુ, મુ० હા. તા. ૧૭ શપટેબર ૧૮૬૯

નફા અથવા ફાયદાને સારૂ જે જુગારનુ કમાન રાખવામાં આવેછે તેને "શાધારણ જુગાર ખેલવાનુ મકાન" કેહેવુ સર્વ લોકોને કાંઇ ખરેખરી હરકત થાયછે, એવા પુરાવા શીવાય હરેક શખશ જે જુગાર રમનારાઓને પોતાના ઘરમાં લે. તે શખશ તથા જે શખશ તેમાં જુગાર રમે તે સર્વ શખસો આ કલમના અરથ પ્રમાણે લોકાપકારક કૃત્ય કરવાના ગુન્હેગાર થાય છે એવો ઠરાવ કરતો નથી.—સરકાર વીરૂદ્ધ હાઉ નાગજી વીગરે, મુ० હા० તા- ૧ ડીશેંબર સને ૧૮૭૦

મુંબાઇના સને ૧૮૬૭ના આકટ ૭ ની કલમ ૩૧ ની રકમ બે પ્રમાણે તેમાં લખેલુ મનાઇનુ જાહેરનામુ લગાડયુ નહી હોયતો તોહોમતની સાબીતી ગેરકાયદેશર છે કેમકેમ જરુર રકમના અરથમાં શમાવેશ થાયછે: એવી (એટલે તેના અરથ પ્રમાણે) નદીએ કાંઇ સ્નાન વીગરે કરીને ખરાબ કરવાની જગો નથી—સરકાર વિરૂદ્ધ છોટીરામ ભાસ્કર વીગરે મુ. હા. તા. ૩૧ અગષ્ટ ૧૮૭૧ તેજ ધોરણ ઉપર—સરકાર વિરૂદ્ધ નીલકંઠ બાલા તથા મુ ણેસ પદ્માકર૦ તા, ૮ એપ્રેલ ૧૮૭૮

લોકાપકાર કૃત્ય કોને કેહેવુ તે વીષે વધારે ખુલાસો થવા માટેસને ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૧૩૩ જુઓ.

જયારે નેહેરને અટકાવ થવાની ફરીયાદ થઇ હોય ત્યારે દીવાની કોરટમાં દાવો કરવાનુ ફરમાવવુ જોઇએ, અને મનાઇ હુકમ જરૂર હોયતો તેણે દીવાની કોરટથી કાહાડવો- આ ઉપાય છે; એવા મુકદમા આ કલમ પ્રમાણે ચાલી શકે નહી.—સરકાર વિરૂધ ત્રીલોકનાથ ઓઝ વી. રી. ૫-–૫ પ્ર. ૫૮.

કોઈ શખશના ઘરમાં થઇરાજમાર્ગ ઉપર જવાનો રસ્તો હોયં તે ખાનગી રસ્તો માજીસ્ત્રેટને ઉઘડાવવાને સત્તા નથી સબબ તે ખાનગી રસ્તો રાજમાગ નથી. તે કામ દીવાની કોરટને લાયક છે.—રાણી વીરૂધ જાનકીનાથ ભટા ચારજી. વી-૨-પ્ર. ૩૦૬ (ફોજદારી)

આ કલમ પ્રમાણે અડચણ અથવા અપકારક વસ્તુ સાર્વ જનીક રસ્તામાંથી કાઢી નાખવાના કામમાં માજીસ્ત્રેટે પ્રથમ જોવુ જોઇએ કે જે રસ્તા ઉપર અડચણ અથવા અપકારક વસ્તુ હોય તે રસ્તો સાર્વ જનીક છે કે નહી, જો સાર્વજનીક માલમ પડેતો પછી તેને આગળ કામ ચલાવવાનો અધીકાર છે. નહીતો નથી રાણી વીરૂધ. બચારામ ભટાચારજી વીકલીરીપોટ ૧૫—પાનુ ૬૭.

જમીનનો માલીક નહી પણ તે જમીનનો ઉપભોગ કરનાર તે જે જમીન ઉપર ગંદકી રાખે તે એ બાબત તે ઉપભોગ કરનાર જવાબદાર છે—રાણી વીરૂદ્ધ બાન્તેલીલ મીત્ર વીકલી રીપોટ ૮ પાનુ ૪૫.

જિંદગીને જોખમ પોહોચે એવા રોગનો ચેપ પસરે એવુ ગફલતીનુ કામ,

૨૬૯. જે માણસ કાયદા વિરૂદ્ધ અથવા ગફલતથી એવુ કાંઇ કામ કરે, કે જેથી જિંદગીને જોખમવાળા કોઇ રોગનો ચેપ પસરશે એવો સંભવ હોય અને એવો સંભવ છે એમ તે જાણતો હોય, અથવા એમ માનવાનુ તેને કારણ હોયતો તે માણસને છ મહીનાની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બ નેની શિક્ષા કરવામાં આવશે.

ઠંડગીન જોખમ પોહોંચે એવારોગના ચેપ પસરે એવું દ્વેષ બુધિનુ કામ

૨૭૦. જે માણસ દ્વેષ બુધીથી એવું કાંઇ કામ કરે, કે જેથી જીંદગીને જોખમવાળા કોઇ રોગના ચેપ પસરશે એવો સંભવ હોય, અને એવો સંભવ છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનુ તેને કારણ હોય, તે માણસને બે વરશની મુદતસુધીની બેમાંના ગમે તેમકારની કેદની. અથવા દંડની અથવા એ બંનની શિક્ષા કરવામાંઆવશે.

**ટીકા.**—આ કલમ પ્રમાણે કલકત્તાની મ્યુનીશીપાલીટી ઉપર એક ફરીયાદ સરકારની મંજુરીવત શીવાય પોતાને લેવાનો અધીકાર છે કે નહી એવો કલકતાના માજીસ્ટ્રેટને સંસય આવવાથી તેણે આ કામ હાઇ કોરટના અભીપ્રાય માટે મોકલ્યું

તેમાં હાઇ કોરટે ઠરાવ કરયો કે પીનલકોડમાં કહ્યા પ્રમાણે મ્યુનીશીપાલ કમીશનર એ જો કે સરકારી નોકર છે તો પણ જે લોકોપર સરકારની મંજુરી શીવાય ફરીયાદ ઇલાકાના માજીસ્ટ્રેટે લેવાની મનાઇ છે તેમાં મ્યુનીશીપાલ કમીશનરનો સમાવેશ થતો નથી. સબબ કલકતા મ્યુનીશીપાલકમીટીપરની ફરીયાદ સરકારની મંજુરી લીધા શીવાય ચલાવવાનો ઇલાકાનામાજીસ્ટ્રેટને અધીકાર છે.—સરકાર વીરૂધ્ધ કલકતાની મ્યુનીશીપાલ કમીટી. કા. હા. વા. ૩ પાનુ ૭૯૮ તા. ૫ જુન ૧૮૭૮,

રોગના સબબથી દુર રહેવા સંબધીની કાંઇ કાનુનન માનવી

૨૭૧. કોઇ વાહાણને રોગના સબબથી દુર રાખવા બાબતની અથવા તે સબબથી દુર રાખેલા વાહાણોનો કિનારા સાથેનો અથવા બીજા વાહાણો સાથેનો વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની અથવા જે જગોમાં કાંઇ ચેપી રોગ ચાલતો હોય તે જગો તથા બીજી જગોની વચ્ચે વેહેવાર કેમ ચાલે તેનો બંદોબસ્ત કરવા બાબતની હીંદુસ્તાનની સરકારે અથવા કોઇ પણ સરકારે. કરીને જાહેર કરેલી કોઇ કાનુન જે માણસ જાણી બુજીને ન માને તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની. અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે,

વેચવાને ઇરાદેભેળી ખાવાની અથવા પીવાનીવસ્તુમા કાંઇભેળ કરવી

૨૭૨ કોઇ માણસ કાંઇ ખાવાની અથવા પીવાની વસ્તુમાં ભેળ કરે, એવી રીતે કે તેથી તે વસ્તુ ખાવાથી અથવા પીવાથી અવગુણ થાય, અને એવા ઇરાદાથી કે તે વસ્તુ ખાવાને અથવા પીવાને વેચવા અથવા તે ખાવાને અથવા પીવાને વેચાશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—માણસને ખાવા પીવાની જાણશમાં ભેળ કરવાથી અને જાનવરોને ખાવાપીવાની ચીજ ચાણા વીગરેમાં ભેળ કરવાથી આ કલમ વીરૂદ્ધ ગુન્હો છે.

ખાવાની અથવા પીવાની અવગુણ કારક વસ્તુ વેચવી

૨૭૩. જે વસ્તુ અવગુણકારક કરેલી અથવા થયેલી હોય, અથવા ખાવા અથવા પીવા જોગ સ્થિતિમા ન હોય, તેવો કાંઈ વસ્તુ ખાવા અથવા પીવાની વસ્તુ દાખલ કોઇ માણસ વેચે, અથવા વેચવાનુ કહે, અથવા વેચવા મુકે, અને તે વસ્તુ ખાવામાં અથવા પીવામાંઅવગુણ કારક છે એમ જાણીને અથવા એમ માનવાનુ કારણ છતાં એ પ્રમાણે કરે, તો તેમાણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની. શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—શડેલી અને બેરી તથા રોગ ઉત્પન્ન કરે તેવી અમુક ચીજ પ્રમેલી છે એવુજ

ળ્યા છતાં કોઈ સખસ તેને વેચે તો તે આ કલમ પ્રમાણે ગુન્હો [illegible]

વસાણામાં ભેળ કરવો. ૨૭૪. કોઇ માણસ કાંઇ વસાણામાં અથવા તઇયાર કરેલા ઓ ઉષધમાં કાંઇ ભેળ કરે એવી રીતે કે તેથી તે વસાણાના અથવા ત ઇયાર કરેલા ઓશધના ગુણ ઓછો થાય, અથવા તેની અસર બદ લાય, અથવા તે અવગુણકારક થાય. અને તેમાં તેવી કાંઇ ભેળ ન થઇ હોય એ પ્રમાણે કાંઇ દવાના કામને સારૂ વેચવી અથવા વાપરવી એવા ઇરાદાથી અથવા તેના કામને સારૂ તે વેચાશે અથવા વપરાસે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, તે એ પ્રમાણે કરે, તો તે માણસ ને ૭ મહીનાના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારનો કેદની, અથવા એક હજાર રૂપી‑ યા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ભેળ થએલાં વસાણાં વેચવાં. ૨૭૫ કાંઇ વસાણામાં અથવા તૈયાર કરેલા અઉશધમાં તેનો ગુણ ઓછો થાય. અથવા તેની અસર બદલાય, અથવા તે અવગુણ કારક થાય, એવી રીતે કાંઇ ભેળ થએલી છે, એમ જાણીને જે માણસ તે વસાણું અથવા તઇઆર કરેલુ અઉશધ, તેમાં ભેળ ન થઇ હોય એ પ્રમાણે, કાંઇ દવાના કામને સારૂ, વેચે, અથવા વેચવાનું કહે, અથવા વેચવા મુકે, અથવા કોઇ દવાખાના માંથી આપે, અથવા જે સખસને તેમાં ભેળ થએલી ખબર ન હોય એવા કોઇ સખસ પાસે તે દવાના કામમાં વપરાવે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારનો કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કાઇ વસાણાને તે જુદુ અથવા વસાણું તઇયાર કરેલું અઉષધ હોય એ રીતે વેચવું. ૨૭૬, કાંઇ વસાણું અથવા તઇયાર કરેલું ઓષધ, તે જુદુ વસાણું અથવા તઇઆર કરેલું અઉસધ હોય, એવી રીતે કાંઇ દવાના કામને શારૂ જે માણસ જાણી બુઝીને વેચે, અથવા વેચવાનું કહે, અથવા વેચવા મુકે અથવા કોઈ દવાખાનામાંથી આપે; તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે

સાર્વજનીક ઝરા અથવા જળાશય નું પાણી મેલું કરવું. ૨૭૭. કોઈ પણ સાર્વજનીક ઝરા અથવા જલાશયનુ પાણી જે માણસ બુદ્ધિપુરવક બોગાડે અથવા મેલું કરે. એવી રીતે કે તેમાં તે પાણી રોજ જે કામમા વપરાતું હોય તે કામને સારૂ તે ઓછુ લાયક થાય તો તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકા રની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

**ટીકા**—આ કલમના અર્થ પ્રમાણે નદીએ કાંઇ સર્વજનીક નેહેરો નથી. સરકાર વીરૂધ પથા વીગેરે મુ હા. તા૦ ૨ જુલાઈ ૧૮૬૯

નદીમાં માછલાં પકડવા માટે કાંઇક ઝાડનાં પાંદડાં તોમતદારે નદીમાં નાંખ્યાં તેને આ કલમ પ્રમાણે માજીસ્ટ્રેટે સજા કરી તે કામમાં અરજદારે હાઈકોરટને અપીલ કરવાથી ઠરાવ થયો કે પીનલકોડ કલમ ૨૭૭ માં "સાધારણ સર્વ લોકના ઝરો કીહોદ" એવા જે શબ્દ છે. તેમાં "નદી" નો શમાવેશ થતો નથી શબબ અરજદારપર થએલો અપરાધ રદ કરેલો છે.—સરકાર વીરૂધ હલાલપોર. કલકતા હાઇકોરટ. વા. ૨—પાનુ ૭૮૩. તા. ૭ મે ૧૮૭૭

હવાને તનદુરસ્તી ને બિગાડ કરે એ ૨૭૮, કોઇ જગાની હવા જે માણસ બુદ્ધીપુર્વક બિગાડે, એવી રીતે કે તેથી તે જગાની પાડોસમાં ઘણું કરીને રેહેનારા અથવા ધંધો

થી કરવી. કરનારા અથવા કોઈ સરીઆમ રસ્તા ઉપર ફરનારા શખસોની તંદુરસ્તીમાં બિગાડ થાય, તે માણસને પાંચસેં રૂપીયા સુધીની દંડની, શિક્ષા કરવામાં આવશે.

સરિયામ રસ્તાપર બે ફીકરાઈથી હાંકવું અથવા સ્વારી કરવી.

૨૭૯. કોઈ સરિયામ રસ્તાપર જે શખસ કાંઈ ગાડી એવી બે ફીકરી અથવા ગફલતી ભરેલી રીતે હાંકે અથવા સ્વારી કરે કે તેથી માણસની જિંદગી જોખમમાં આવે, અથવા કોઈ બીજા શખસને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે શખસને છ મહીનાની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

**ટીકા**—આ કલમ પ્રમાણેનો ગુન્હો ગાડીના માલીક ઉપર નહી પણ ગાડી હાંકનારની ઉપર આવે છે. રાણી વીરૂધ્ધ પરદુદેવ. વીકલી રીપોર્ટ ૧૪ પ્ર. ૩૨

નાથો વગરના બળદોથી જોડેલી ગાડી ફક્ત હાંકવી એ આ કલમ પ્રમાણે ગુન્હો થતો નથી સરકાર વીરૂધ્ધ ગણપતી સાલુકે. મુ. હા. તા૦ ૧૨ આગષ્ટ ૧૮૬૯ [ફોજદારી]

બે ફીકરાઈથી વહાણ ચલાવવું,

૨૮૦ જે સખશ કાંઈ વાહાણ એવી બે ફીકરી અથવા ગફલતી ભરેલી રીતે ચલાવે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા બીજા કોઈ શખશને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, તે શખશને છ મહીનાની મુદ્દત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખોટું અજવાળું, નીશાણી અથવા બોયુ દેખાડવું.

૨૮૧. કોઈ માણસ કાંઈ ખોટું અજવાળુ, અથવા નીશાણી અથવા બોયુ દેખાડે, એવા ઈરાદાથી કે તે દેખાડેથી કોઈ વાહાણ ચલાવનારો ઠગાય અથવા ઠગાશે એવો સંભવ છે એવું જાણીને, તો તે માણસને સાત વરશની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બેનેની શિક્ષા કરવામાં આવશે.

ઘણો ભાર ભરેલાં અથવા દસતવાળાં વાહાણમાં ભાડુ કરીને કોઈ શખશને જળ માર્ગે લેઈ જવો

૨૮૨, જે વાહાણ એવી હાલતમાં અથવા એટલુ ભરેલુ હોય કે તેમાં જનારા શખશની જિંદગી જોખમમાં રહે, તેવા કોઈ વાહાણમાં બેસાડીને ભાડાને સારૂ જે વાણસ જાણી બુઝીને અથવા ગફલતીથી કોઈ શખશને જળમાર્ગે લઈ જાય અથવા મોકલે. તે માણસને છ મહીનાની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એકહજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

શરિયામ રસ્તા અથવા વાહાણના રસ્તામાં ભય અથવા અડચાણ કરવી.

૨૮૩. જે માણસ કાંઈ કામ કરવાથી અથવા પોતાના કબજા અથવા હવાલા માંહેલી કાંઈ મીલકતનો બંદોબસ્ત રાખવામાં કસુર કરવાથી ખુસ્કીના અથવા તરીના કોઈ સરિયામ રસ્તામાં કોઈ શખશને ભય, અડચાણ, અથવા નુકશાન કરે; તે માણસને બસે રૂપીયા સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે.

કાંઈ જેહેરી પદાર્થથી ગફલતી ભરેલી ચાલ.

૨૮૪. કાંઈ જેહેરી પદાર્થથી જે માણસ કાંઈ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે અથવા કોઈ બીજા શખશને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય અથવા જે માણસ પોતાના કબજામાં હેના જેહેરી પદાર્થ સબંધી, તે જેહેરી પદારથથી માણસની જીંદગીને કાંઈ સંભાવ્ય જોખ

મ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુઝીને અથવા ગફલતથી કસુર કરે. તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીની દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અગની અથવા શીઘ્ર જવાળાગ્રાહી પદાર્થો સંબંધી ગફલતી ભરેલી ચાલ.

૨૮૫. અગની અથવા કાંઇ શીઘ્રજવાળાગ્રાહી પદાર્થથી જે માણસ કાંઇ કામ એવી બે ફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જિંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા શખશને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા મહિના કોઇ અગની અથવા કાંઇ સીઘ્રજવાળાગ્રાહી પદારથ સંબંધી, તે અગની અથવા સીઘ્રજવાળાગ્રાહી પદારથથી માણસની જિંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુઝીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથ સંબંધી ગફલતી ભરેલી ચાલ

૨૮૬. અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથથી જે માણસ કાંઇ કામ એવી બે ફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા શખશને વ્યથા અથવા નુકશાન થશે એવો સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા મહિના અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથ સબંધી, તે પદારથની માણસની જીંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણી બુઝીને અથવા ગફલતીથી કસુર કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની; અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

ગુન્હેગારના કબજા અથવા હવાલા મહિના કાંઇ સાંચા સબંધી ગફલતી ભરેલી ચાલ,

૨૮૭. કાંઇ સાંચાથી જે માણસ કાંઇ કામ એવી બેફિકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જિંદગી જોખમમાં આવે, અથવા કોઇ બીજા શખશને વ્યથા અથવા નુકશાન થશે એવો, તે સંભવ દેખાય, અથવા જે માણસ પોતાના કબજા અથવા હવાલા મહિના કાંઇ સચા સબંધી, તે સાંચાથી માણસની જિંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફલતીથી કસુર કરે. તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંનાગમે તેપ્રકારની કેદની. અથવા એક હજાર રૂપીયા સુધીની દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ઇમારતો તોડીપાડવા અથવા તેઓને મરામત કરવા બાબત ગફલતી.

૨૮૮. કાંઇ ઇમારત તોડી પાડવામાં અથવા તેને મરામત કરવામાં જે માણસ તે ઇમારત બાબત, તે ઇમારતના અથવા તેના કોઇ ભાગના પડવાથી માણસની જિંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદોબસ્ત રાખવામાં જાણીબુઝીને અથવા ગફલતીથી કસુર કરે; તે માણસને છ મહીનાની મુદત સુધીની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

કોઇ જાનવર સબંધી ગફલતી.

૨૮૯. જે માણસ પોતાના કબજા મહિના કોઇ જાનવર સબંધી તે જાનવરથી માણસની જિંદગીને કાંઇ સંભાવ્ય જોખમ થતું અટકે અથવા મહાવ્યથાનું કાંઇ સંભાવ્ય જોખમ થતુ અટકે, એવો બંદો-

... રાખવામાં જાણીબુજીને અથવા ગફલતીથી કસુર કરે તે માણસને ૭ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—પોતાનો ટટુ ગફલતથી બાંધ્યો તે છુટીને બજારમાં ઘણા લોકો જમાવ થયા હતા, ત્યાં દોડતો ગયો. તેથી લોકોના હાથ પગને ઇજા થઇ તેથી માજીસ્ત્રેટે તે ટટુના માલેકને આ કલમ પ્રમાણે દંડની શજા કરી. તેમાં કલકતા હાઇકોરટે ઠરાવ્યું કે આ કલમ જંગલી જાનવરોને લાગુ છે. એટલુંજ નહી, પણ તે કોઇ પણ જાનવરને લાગુ છે, શબબ અપીલ માજીસ્ત્રેટના હુકમમાં હાથ ઘાલતા નથી. અરજદાર ચંદનમલ વા. ૧૯ પાનું ૧ તા૦ ૨૯ નવેમબર ૧૮૭૨

લોકોપકારક કૃત્યની શીક્ષા.

૨૯૦ જે બાબતને સારૂ બીજી રીતે શિક્ષા કરવાનું આ કાયદામાં ઠરાવ્યું નથી એ બાબતમાં જે માણસ કાંઇ લોકાપકારક કૃત્ય કરે, તેને બસેં રૂપીઆ સુધીના દંડની શિક્ષા કરવામાં આવશે.

બંધ કરવાની તાકીદ થયા પછી અપકારક કૃત્ય જારી રાખવું.

૨૯૧. ફલાણું લોકાપકારક કૃત્ય તું ફરીથી કરીશ અથવા જારી રાખીશમાં એવી તાકીદ કરવાનો જે સરકારી નોકરનેકાયદેસર અખતીયાર હોય તે સરકારી નોકર તેવી તાકીદ કીધાં છતાં, જે માણસ તે લોકોપકારક કૃત્ય ફરીથી કરે, અથવા જારી રાખે, તે માણસને ૭ મહીનાની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બનેની શીક્ષા કરવામાં આવશે,

બીભત્સ પુસ્તકો નું વેચાણ વગેરે.

૨૯૨. કાંઇ બીભત્સ પુસ્તક, ચોપાનીયું, કાગળ, ચિત્ર, તસ્વીર પ્રતિમા અથવા આકાર, જે માણસ વેચે અથવા વેંહચે અથવા વેચવાને કે ભાડાને સારૂ પરદેશથી આ દેશમાં આણે અથવા છાપે, અથવા સર્વે લોકો જુએ એવી રીતે જાણી જોઇને દેખાડે, અથવા તેમ કરવાની કોશોશ કરે, અથવા તેમ કરવાનું કહે. તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બનેની, શીક્ષા કરવામાં આવશે.

અપવાદ—કોઇ દેવસ્થાન મધ્યે અથવા ઉપર, અથવા મુરતીઓને બેસાડવા સારૂ વપરાતા કોઇ રથ ઉપર, કોરેલી અથવા નકશી પાડેલી, અથવા ચીતરેલી, અથવા બીજી રીતે કાહાડેલી, અથવા ધરમ સબંધી કાંઇ કારણસાર રાખેલી કે વપરાતી, કોઇ પણ પ્રતિમાને આ કલમ લાગુ પડતી નથી.

વેચવા અથવા દેખાડવા સારૂ બીભત્સ પુસ્તક કબજામાં રાખવું.

૨૯૩. ઉપલી કલમમાં લખ્યું છે તેવું બીભત્સ પુસ્તક અથવા તેવી બીજી કાંઇ વસ્તુ, વેચવા સારૂ, અથવા વેંહચવા સારૂ, અથવા સઘળા લોકોને દેખાડવા સારૂ, જે માણસના કબજામાં હોશે, તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે

બીભત્સ ગીતો.

૨૯૪. કોઇ જાહેર જગામાં અથવા જાહેર જગાની પાસે જે માણસ કાંઇ બીભત્સ ગીત, અથવા લાવણી, અથવા શબ્દો ગાઇ બોલી, અથવા ઉચ્ચારીને, બીજાઓને દુઃખ આપે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

"૨૯૪ અ—સરકારે હુકમ આપ્યો નહી હોય તેવી લોટરી કહાડવા સારૂ કાંઇ આફીસ [એટલે કચેરી] અથવા જગા જે માણસ રાખશે તેને ગણ્યામાં આવી ૭ મહીના સુ

થી એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા અથવા દંડ એ બન્નેની શિક્ષા કરવી.

સોરતાની આફી ન રાખવી.

" અને સદરહુ પ્રકારની હરકોઇ સોરતામાં હરકોઇ ટીકીટ અથવા લાટ અથવા નંબર અથવા આંક કાહાડવા બાબત, અથવા તેને લાગતી વળગતી ફલાણી વાત બનશે તો ફલાણા માણસના ફાયદા સારૂ ફલાણી રકમ અથવા માલ આપવામાં આવશે અથવા ફલાણી વાત કરવામાં આવશે અથવા કરવામાં આવશે નહી એવો હરકોઇ ઠગાવ જે માણસ પ્રસિદ્ધ કરશે તેને એક હજાર રૂપીયા સુધી દંડ કરવો" ( સને ૧૮૭૦ આક્ટ ૨૭ મા પ્રમાણે )

**ટીકા**—આ કલમ પ્રમાણે ગુન્હો શાબીત થવા માટે તોહોમતદારે કયાં બીભત્સ ગીતો ગાયાં અને તે કેવી રીતે બીભત્સ છે તે ખસુસ બતાવવુ જોઇએ એમ થયુન હોયતો તોહોમતદાર છુટી જાય, રાણી વીરૂધ ઉપેંદ્રોનાથ દાશ અને બીજા—કલકતા હા. કો૦ ઇ૦ લા૦ રી૦ વા૦ ૧ પાનુ ૩૫૬. તા. ૨૦ માર્ચ ૧૮૭૬



# ભાગ ૧૫મો

## ધરમસંબંધી ગુન્હાઓ બાબત

કોઇપણ જાતીના લોકોના ધરમનેઅપમાન કરવાના ઇરાદાથી કોઇ પુજાના ઠેકાણાને નુકશાન કરવું અથવા તેને ભ્રષ્ટકરવુ

૨૯૫. જે કોઇ માણસ કોઇ પુજાના ઠેકાણાનો અથવા જે પદારથને કોઇ પણ જાતિના લોકો પવિત્ર ગણતા હોય તે પદાર્થનો નાશ કરે અથવા તેને નુકશાન કરે કે ભ્રષ્ટ કરે એવા ઇરાદાથી કે તેમ કરીને કોઇ પણ જાતિના લોકોના ધર્મને અપમાન પોહોચાડવુ, અથવા એવુ જાણીને કે એ પ્રમાણે નાશ અથવા નુકશાન અથવા ભ્રષ્ટ કરવાથી કોઇ પણ જાતિના લોકો પોતાના ધર્મને અપમાન પોહોચ્યું એમ સમજશે એવો સંભવ છે, તો તે માણસને બે વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની. અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ ધરમ સંબંધી મંડળીને અડચણ કરવી.

૨૯૬. કોઇ પણ મંડળી દેવપુજન અથવા ધરમ સંબંધી ક્રિયા કરવામાં કાયદા મુજબ રોકાએલી હોય તેને, જે માણસ બુદ્ધિપુરવક અડચણ કરે. તે માણસને એક વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કબરસ્તાન વગેરેમાં વગર રજાએ જવું

૨૯૭. કોઇ પણ સખશનુ દીલ દુખવવાના ઇરાદાથી, અથવા કોઈ પણ શખસના ધરમને અપમાન પોહોંચાડવાના ઇરાદાથી, અથવા એ કરવાથી કોઈ શખશનુ દીલ દુખશે અથવા કોઇ શખશના ધરમને અપમાન પોહોચશે એવો સંભવ છે એમ જાણીને, કોઇ પુજાની જગામાં, અથવા કબરસ્તાનમાં અથવા પ્રેતસંસ્કાર કરવા અથવા મુડદાં મુકવા સારૂ જુદી કાહાડેલી જગામાં, જે માણસ વગર રજાએ પ્રવેશ કરે અથવા કોઇ પ્રેતનુ અપમાન કરે, અથવા પ્રેતસંસ્કાર કરવા સારૂ મળેલા કોઇ શખસોને અડચણ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ધરમ સંબંધી કોઈ પણ સખશનું દીલ દુખાવવાનાપાકા ઈરાદાથીકાંઈશબ્દબોલવા વગેરે.

૨૯૮. ધર્મ સબંધી કોઇ પણ સખશનું દીલ દુખાવવાના પાકા ઈરાદાથી જે માણસ તે સખશ સાંભળે એમ કાંઇ શબ્દ બોલે, અથવા કાંઇ અવાજ કરે, અથવા તે શખશના દેખતાં કાંઇ ચાળો કરે અથવા તે શખશની દ્રષ્ટી પડે એમ કાંઇ પદારથ મુકે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવસે.

---

# બાબ ૧૬ મો.

## માણસના શરીર સબંધી ગુનાહાઓ બાબત.

### જીંદગી સબંધી ગુન્હાઓ બાબત.

શિક્ષાણીય મનુષ્યવધ.

૨૯૯. મોત આણવાના ઈરાદાથી, અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી, કાંઇ કામ કરીને અથવા ફલાણું કામ કરેથી મોત થશે એવો સંભવ છે. એમ જાણ્યા છતાં તે કામ કરીને, જે માણસ મોત આણે, તે માણસે શિક્ષાણીય મનુષ્યવધનો ગુનાહ કરયો એમ સમજવું.

દ્રષ્ટાંત.

(અ) મોત આણવાની ઈરાદાથી, અથવા તેથી મોત થશે એવો સંભવ છે એમ જાણીને, અ એક ખાડાની ઉપર લાકડીઓ ગોઠવીને ઘાસ પાથરે, અને તે જમીન મજબુત છે એમ માનીને જ તે પર ચાલતાં અંદર પડીને તેનો જીવ જાય, તે અ એ શિક્ષાણીય મનુષ્યવધનો ગુનાહ કરયો એમ સમજવું.

(બ) જ એક ઝાડી પાછળ છે એવું અ જાણે છે બ ને એ વાતની ખબર નથી. હવે જ નું મોત આણવાના ઈરાદાથી, અથવા એથી જ નું મોત થશે એવો સંભવ છે એમ જાણીને, અ બ ને તે ઝાડીમાં બંદુક ભરીને મારવાને લલચાવે. અને તે પ્રમાણે બ બંદુક મારીને જ નો પ્રાણ લે, તો એ ઠેકાણે બ કાંઇ ગુનાહનો તકશીરવાર નહી થાય એમ બની શકે છે. પણ અ એ શિક્ષાણીય મનુષ્યવધનો ગુનાહ કરયો એમ સમજવું.

(ક) એક પક્ષીને મારીને તે ચોરી લઇ જવાના ઈરાદાથી તેને ગોળી મારવામાં અ એક ઝાડી પાછળ બેઠેલા બ નો જીવ લે, અને બ ત્યાં બેઠેલો છે એમ અ જાણતો ન હોય. તો એ ઠેકાણે અગર અ એક કાયદા વીરૂધ કામ કરતો હતો તો પણ તે શિક્ષાણીય મનુષ્યવધના ગુનાનો તકશીરવાર નથી, કેમકે તેણે બનો જીવ લેવાનો, અથવા જે કામથી મોત થવાનો સંભવ તેના જાણવામાં હોય એવું કાંઇ કામ કરીને મોત આણવાનો, ઈરાદો કરયો નહી હતો.

ખુલાશો ૧ લો.—જે સખસને કાંઇ રોગ, વ્યાધી, કે શરીરની અશક્તતી થઈ હોય એવા કોઇ શખસને જે માણસ શરીરનું નુકશાન કરે, અને તેથી કરીને પેલા શખસનું મોત

વહેલું થાય તો તે માણસે તે શખસનું મોત આણ્યું એમ સમજવું.

ખુલાસો ૨ જો—જે ઠેકાણે કાંઇ શરીરના નુકશાનથી મોત થાય, તે ઠેકાણે જે સખસે તે શરીરનું નુકશાન કરયું હોય તેણે તે મોત આણ્યું એમ સમજવું, પછી અગર બગબર ઇલાજ કરેથી તથા હોંશીયાર હકીમની દવા કરેથી તે મોત થતું બચી સકત એમ હોય તો પણ.

ખુલાસો ૩ જો—માનાં પેટનાં માહેલાં બચ્ચાનું મોત આણવું તે મનુષ્યવધનો ગુનોહ નથી પણ કોઇ જીવતાં બચ્ચાનો કાંઇ પણ ભાગ બહાર નીકળ્યો હોય પછી તે બચ્ચાંથી શ્વાસોસ્વાસ ન લેવાયા હોય અથવા તે પુરેપુરૂ જનમ્યું ન હોય તો પણ તે જીવતાં બચ્ચાંનું મોત આણવું તે શિક્ષાણીય મનુષ્યવધનો ગુનોહ થઇ શકે.

**ટીકા**—કોઇ સ્ત્રી પોતાના નાહાંના છોકરાને ખભે લઇને જતી છતાં આરોપીતે તેના ડોકા ઉપર અને ખભા ઉપર જોરથી માર માર્યો તેમાં એક ઠુસો તે છોકરાના ડોકા ઉપર લાગવાથી તે છોકરો તુરત મરી ગયો. તેમાં એવો ઠરાવ થયોકે આરોપીતે છોકરાને વ્યથા કરી છે તે માહાવ્યથાના વરણ નીચે આવેછે. સરકાર વીરૂધ્ધ— સાહેબરાય બં. લા. રી. કલકત્તા વા. ૩ પ. ૬૬૨

આરોપીતે પોતાની સ્ત્રીને પછાડી તેની છાતી ઉપર ગોઠણીયા ભરાવ્યાં અને તેના મોહોડા પર ત્રણ જબરા ઠુસા મારયા તેથી તે ઓરત મરી ગઇ. તેમાં ઠરાવવામાં આવ્યું કે આરોપીતનો ઇરાદો તેણીને મારી નાખવાનો હતો નહીં અને જે માર મારેલો તે ખુન કરવા જેવો ન હતો માટે આરોપીતે કરેલુ કૃત્ય શીક્ષાણીય મનુષ્યવધ ગુન્હો છે. રાણી વીરૂદ્ધ ગોવીંદ ઈ. લા. રીપોર્ટ. મુંબાઇ વા, ૧ પ. ૩૪૨.

કોઈ અઢારવરશથી વધારે ઉમરના શખશ પોતાની મેળે કોઇ અજાણ્યા વઇદ પાસે પોતાનો પુરૂષત્વનો નાશ કરાવે અને તેથી થયેલી પીડાથી તે શખશ મરીજાય તે એ વઇદ્યવીગેરેજેઓએ કામમાં મદદગાર હોય તે ખુનના ગુન્હેગાર નહી પણ મનુષ્યવધના ગુન્હેગાર છે. રાણી વીરૂધ્ધ બાબુલન હીજરા. વીકલી રીપોટ ૫ પ. ૭

પોતાની સ્ત્રી સાથે છીનાળુ કરતાં કોઇને મારી નાંખેના, તે ખુનનો નહી પણ મનુષ્યવધના ગુન્હેગાર થાય છે. રાણી વીરૂદ્ધ ગોરચંદપોસી અને બીજા વી ૧ પ ૧૭

આ કલમમાં કહેલા સીક્ષાણીય મનુષ્ય વધની વ્યાખ્યા આ કલમમ.હેના ખુલાસાથી વધારે સમજાય છે.

ખુન. ૩૦૦. નીચે બાતલ કરેલી બાબતો મુકી દઇને બીજી સરવ બાબતોમાં શીક્ષાણીય મનુષ્યવધને ખુન સમજવું. પણ ક્યારે કે જો જે કામથી મોત થાય તે કામ મોત આણવાના ઇરાદાથી કર્યું હોય, તો અથવા,

૨ જી. કોઇ શખસને જેથી તે સખસનું મોત થાવાનો સંભવ તકશીરવારમાણસ જાણતો હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કરયું હોય, તો, અથવા—

૩ જી. કોઇ સખસને કાંઇ શરીરનુ નુકશાન કરવાના ઇરાદાથી તે કામ કરયું હોય અને તે ઇરાદા કરેલું શરીરનું નુકશાન એવી રીતનું હોય કે ચાલતાં સૃષ્ટીક્રમ પ્રમાણે મોત કરવાને તે સમરથ હોય. તો, અથવા—

૪ થી. તે કામ એવું તુરત ભયંકર છે કે તેથી સો વશા મોત અથવા જેથી મોત થવાનો સંભવ છે એવું શરીરનું નુકશાન થસેજ, એમ તે કરનાર શખસ જાણતો હોય, અને મોત આણવાના અથવા ઉપલા પ્રકારના નુકશાનના જોખમમાં પડવા કાંઇ કારણ વિના તે શખસ તે કામ કરે, તો.

દ્રષ્ટાંત.

[ અ ] ઝ ને મારી નાંખવાના ઇરાદાથી અ તેને ગોળી મારે, અને તેથી ઝ મરી જાય, તો અ એ ખુન કરયું, એમ સમજવું.

( બ ) ઝ ને એવો રોગ થએલો છે કે એક સપાટો મારવાથી તેનું મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં અ તેને શરીરનુ નુકશાન કરવાના ઇરાદાથી સપાટો મારે, અને તે સપાટાથી અ મરી જાય. તો અગર ચાલતા સુષ્ટિક્રમ પ્રમાણે સારી તદુરસ્તીવાળા શખસનું મોત આણવાને તે સપાટો સમર્થ ન હોય તો પણ, અ ખુનનો તકશીરવાર છે, પણ ઝ ને કાંઇ રોગ થએલો છે એમ ન જાણતાં અગર અ તેને એક એવો સપાટો મારે કે તેથી ચાલતા સુષ્ટીક્રમ પ્રમાણે સારી તંદુરસ્તીવાળા શખસનું મોત ન થાય. તો એ ઠેકાણે, અગર તેનો ઇરાદો શરીરનું નુકશાન કરવાનો હોય તો પણ, જે મોત આણવાનો અથવા જેથી ચાલતાં સુષ્ટીક્રમ પ્રમાણે મોત થાય એવુ શરીરનું નુકશાન કરવાનો ઇરાદો કરયો નહી હોય તો, અ ખુનનો તકશીરવાર છે એમ સમજવું નહી.

( ક ) અ ઇરાદાથી ઝ ને એક તલવાર અથવા ડાંગથી જખમ કરે એવું કે તેથી ચાલતા સુષ્ટીક્રમ પ્રમાણે માણસનું મોત થાય. અને ઝ તે જખમથી મરી જાય, તો. એ ઠેકાણે અગર તેણે ઝ નું મોત આણવાનો ઇરાદો ન કરયો હોય તો પણ અ ખુનનો તકશીરવાર છે એમ સમજવું.

( ડ ) લોકોનું એક ટોળું મળેલું છે તેમાં વગર કારણે અ એક ભરેલી તોપ છોડે અને તેથી તેઓમાંના એક જણનો જીવ જાય. તો અગર ફલાણા શખસનો જીવ લેવો એવો તેણે આગળથી વિચાર પુરવક ઇરાદો ન કરયો હોય તો પણ, અ ખુનનો તકશીરવાર છે એમ સમજવું.

શિક્ષણીય મનુષ્ય વધ ક્યારે ખુન નથી.

અપવાદ ૧ લો—ભારે તથા આકસ્મિક ક્રોધ ઉત્પન થવાથી જેની પોતાનો જીવ વશ રાખવાની શક્તી ગઇ છે એવી અવસ્થામાં છતાં કોઇ માણસ તે ક્રોધ ઉત્પન કરનાર શખસનું મોત આણે, અથવા ભુલથી કે ઇતેફાકન કોઇ બીજા શખસનું મોત આણે, તો તે શીક્ષણીય મનુષ્યવધ ખુન નથી.

ઉપલા અપવાદમાં નીચેની સરતો લાગુ પડે છે:—

પેહેલી,—કોઇ સખસને મારી નાખવા અથવા કાંઇ હાની કરવા સારૂ બહાનાં દાખલ તે ક્રોધ ગુનેગારે માગી આણેલો અથવા બુધિપુર્વક ઉતપન કરેલો ન હોવો જોઇએ.

બીજી.—કાયદા મુજબ, અથવા સરકારી નોકરીનો અખતીયાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરે કરેલી, કોઇ વસ્તુથી તે ક્રોધ ઉતપન થએલો ન હોવો જોઇએ.

ત્રીજી.—ખાનગી બચાવનો હક કાયદા મુજબ અમલમાં લાવતાં કરેલી કોઇ વસ્તુથી તે ક્રોધ ઉતપન થએલો ન હોવો જોઇએ.

ખુલાસો—તે ક્રોધ એવો ભારે તથા આકસ્મીક હતો કે તેથી તે ગુનાહ ખુન થઇ શકે નહી. એ હકીકતની બાબત છે.

દ્રષ્ટાંત.

( અ ) ક્રોધ ઉતપન થાય એવું કાંઇ કામ અ એ કરવાથી ક્રોધાધીન થઇને તે અવસ્થામાં અ. ઝ નું છોકરૂ ય છે તેને ઇરાદાથી મારી નાખે, તો તે ખુન સમજવું, કેમકે તે ક્રોધ ઉતપન થવાનું કામ તે છોકરાએ કરયું નથી

અને તે ક્રોધથી થએલું કાંઈ કામ કરવામાં બેદરકારી અથવા ઉતાવળીઆથી તે છોકરાનું મોત થયું નથી.

(ખ) અ ને ભારે તથા આકસ્મીક ક્રોધ ઉતપન થાય એવું કાંઇ કામ ય કરે. અને તેથી ક્રોધ ચઢીને અ ય ની ઉપર એક પિસ્તોલ છોડે, અને પાસે ઉભેલો પણ નહી દીઠેલો ઝ તેથી મરી જાય, પણ તેને મારી નાખવાનો અ એ ઇરાદો ન કરયો હોય તથા પોતાને હાથે તેનું મોત થવાનો સંભવ પણ અ એ જાણ્યો ન હોય. તો એ ઠેકાણે અ એ ખુન નહી, પણ માત્ર શિક્ષણીય મનુષ્યવધ કરયો એમ સમજવું.

(ગ) અ ને એક નાજરનો સીપાઈ ઝ કાયદા મુજબ પકડે, અને તે પકડવાથી આકસ્મીક તથા ભારે ક્રોધ ચડીને અ ઝ ને મારી નાખે. તો એ ખુન સમજવું કેમકે ક્રોધ જે ઉત્પન થયો તે એક સરકારી નોકરે પોતાનો અખતિયાર અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉતપન થયો

[ઘ] એક ઝ માજીસ્ત્રેટની આગળ અ સાહેદ દાખલ હાજર થાય, અને ઝ એ પ્રમાણે બોલે, કે અ ની જુબાનીમાંનો એક શબ્દ પણ હું માનતો નથી, તથા અ એ ખોટી સાહેદી પુરી છે. અને એ સબ્દ સાંભળીને આકસ્મિક ક્રોધ ચડી ને અ ઝ ને મારી નાખે, તો એ ખુન સમજવું.

[ઙ] ઝ નું નાક ખેચવાની અ કોશીશ કરે અને તેને તેમ કરતાં અટકાવવા સારૂ, ખાનગી બચાવનો હક અમલમાં લાવીને, ઝ અ નો હાથ પકડે તેથી આકસ્મિક તથા ભારે ક્રોધ ચડીને અ ઝ ને મારી નાખે, તો એ ખુન સમજવું, કેમકે ક્રોધ જે ઉત્પન થયો તે ખાનગી બચાવનો હક અમલમાં લાવતાં કરેલી વસ્તુથી ઉત્પન થયો.

(ચ) ઝ બ ને મારે, તેથી બ ને ભારે ક્રોધ ચઢે, અને તે ક્રોધનો ફાયદો લેવાના ઇરાદાથી તથા તેની પાસે ઝ ને મારી નાખવાના ઇરાદાથી એક પાસે ઉભેલો માણસ અ તે કારણસર બ ના હાથમાં એક છરો આપે, અને તે છરા વતી બ ઝ ને મારી નાખે તો એ ઠેકાણે બ એ માત્ર શિક્ષણીય મનુષ્યવધ કરયો એમ થઈ શકે, પણ અ તો ખુનનો તકશીરવાર છે એમ સમજવું.

અપવાદ ૨ જો—કોઇ માણસ શુદ્ધ બુદ્ધિએ શરીર અથવા મીલકતના ખાનગી બચાવનો હક અમલમાં લાવતા કાયદાએ તેને આપેલા અખતીયારની હદની બાહાર જાય. અને, આગળ વિચાર કરયા વિના, તથા તે બચાવ કરવામાં જરૂર કરતાં વધારેહાની કરવાના ઇરાદા વગર જે શખસની સાહામાં તે બચાવનો હક અમલમાં લાવતો હોય તે સખસનું મોત આણે, તો તે શિક્ષણીય મનુષ્યવધનું ખુન નથી.

દ્રષ્ટાંત.

અ ને મહાવ્યથા ન થાય એવી રીતે ઘોડાની ચાબુકથી તેને મારવાની ઝ કોશિશ કરે, અ એક પીસ્તોલ ખેંચી કહાડે, ઝ હુમલામાં જારી રહે, અને ચાબુકનો માર પડતો બીજા કોઇ ઇલાજથી અટકશે નહી એવું શુદ્ધબુદ્ધિએ માનીને અ ગોળી મારીને ઝ નો માણ લે, તો અ એ ખુન નહી, પણ માત્ર મનુષ્યવધ કરયો એમ સમજવું.

અપવાદ ૩ જો—કોઇ માણસ સરકારી નોકર હોય અથવા સરકારી ઇનસાફના પક્ષમાં કરવાને કામ કરનાર કોઇ સરકારી નોકરને સહાય કરતો હોય તે માણસ કાયદાએ તેને આપેલા અખતિયારની હદની બહાર જાય; અને, સરકારી નોકર દાખલ પોતાની ફરજ

આરામ કરીને બચાવવાને માટે પોતે જે કામને શુધબુદ્ધિએ કાયદેશર તથા જરૂર માનતો હોય એવું કાંઇ કામ કરવાથી તે મોત આણે, પણ જે સખસનુ મોત થાય તે સખસની ઉપર તેનો કાંઇ દ્વેષભાવ ન હોય, તો તે શિક્ષાણીય મનુષ્યવધ ખુન નથી.

અપવાદ ૪ થો—આગળ વિચાર કરવા વિના એકાએક ઝગડો થઇને ઘણો ક્રોધ ચઢ્યો હોય તેવામાં એકાએક મારામારી થઇને, શિક્ષાણીય મનુષ્યવધ થાય અને તે ગુનો કરનારે કાંઇ ગેરવ્યાજબી ફાયદો લીધો ન હોય, અને તે ઘાતકી રીતે અથવા નવાઇની રીતે વાર્ત્યો ન હોય તો તે શિક્ષાણીય મનુષ્યવધ ખુન નથી.

ખુલાસો—એવી બાબતમાં ક્રોધ ઉતપન કરનાર કોણ, અથવા પેહેલો હુમલો કરનાર કોણ, એ વાત કાંઇ જરૂરની નથી.

અપવાદ ૫ મો—જે શખસનું મોત થયું હોય તે શખસ અઢાર વરસથી વધારે ઉમરનો છતાં તેણે પોતાની રજામંદીથી પોતાનું મોત થવા દીધું હોય, અથવા મોતનું જોખમ માથે લીધું હોય, તો તે ઠેકાણે શિક્ષાણીય મનુષ્યવધ ખુન નથી.

દ્રષ્ટાંત.

ગ. અઢાર વરસથી ઓછી ઉમરનો એક શખસ છે તેને ઉશકેરીને અ ખુશીપુર્વક તેની પાસે આત્મઘાત કરાવે તો એ ઠેકાણે ગ ની નાની ઉમરના સબબથી જ પોતાનું મોત થવા બાબત પોતાની રજામંદી આપવાને અશક્ત, માટે અ એ ખુન કરવામાં મદદગારી કરીએમ સમજવું.

ટીકા—એક સરકાર વીરૂદ્ધ રહેમુદ્દી વીગેરે કલકતા હાઇકોરટ વાલ્યુમ ૫ પાનુ ૩૧,ના કામમાં ઠરાવ થયો કે કામની હકીકત ઉપરથી સાફ દેખાય છે કે તે મારામારીની વખતે અસરૂદીનએ હાજર હતોં અને તે ટંટાટીનો ધંધો કરનાર છતાં તે કામમાં હુંશીયાર હતો. અને તેની સાથે જે બીજા લોક હતા તેઓપણ ધંધો કરનારા બાક્ષાવાળા હતા તે સરવે એ મળીને મુકામ આ મારામારી કરી૦ અને મારામારીનો પરીણામ શો થશે એ તેમને માહીત છતાં તે ઓએ આ કામ કીધુ સબબ આ કામ પીનલકોડ કલમ ૩૦૦ના ચોથા અને પાંચમા અપવાદ નીચે આવે છે એવા કારણથી સેશન જડજે કેદીને કેટલી મુદતની સખત મજુરીની કેદની શિક્ષા કરી છે પરંતુ આ કામમને સદરહુ કલમના અપવાદ લાગુ પડતા નથી અને કલમ ૩૦૨ અને ૧૪૯ મળીને આ ગુન્હો થયો છે એવા અભીપ્રાયથી શેશન જડજની કરેલી શિક્ષાઉપર થએલી અપીલ ના મંજુર કરી કેદીને જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરી,

એ ટોળામાંના ઘણા લોકોએ પોતાની પાસે પ્રાણઘાત હથીયાર લઇ જાણી બુજી દંગો કર્યો તેમાં એક માણસથી મરાયો તે પાકી વયનો હતો એમ પુરાવા ઉપરથી દેખાય છે અને જે ટોળાવાળાનો તે માણસ છે તે ટોળાના વિરૂદ્ધ ટોળાએ અયોગ્ય રીતે કામ ચલાવ્યાથી તે મુઓ નથી એમ દેખાય છે. તો તે ગુન્હો ખુનનો નથી પણ ખુન નહી એવા શીક્ષાણીય મનુષ્યવધનો છે જુઓ આ કલમનો અપવાદ પાંચમો—સરકાર વિરૂધ્ધ સમશેરખાન અને બીજા કલકતા હાઇકોરટ રી. વા. ૬—પાનુ ૧૫૪ તા૦ ૧૬ મી જુલાઇ ૧૮૮૦

| | |
|---|---|
| જે શખસનું મોત આણવું ધાર્યું હોય તેથી કોઇ જુદા શખસનું મોત થાય, તો તે શિક્ષાણીય મનુષ્યવધ | ૩૦૧. જે વસ્તુથી મોત આણવાનો ઇરાદો કરયો હોય, અથવા જેથી મોત થવાનો સંભવ છે એમ પોતાના જાણવામાં હોય, એવી કાંઇ વસ્તુ કરવાથી અગર કોઇ શખસ જેનું મોત આણવાનો તેણે ઇરાદો નહી કરયો હોય અને જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણવામાં પણ ન હોય, એવા કોઇ શખસનું મોત આણીને શિક્ષાણીય મનુષ્યવધ કરે, તો જે શખસનું મોત આણવાનો તેણે ઇરાદો |

વિશે. કરશે, હોય, અથવા જેનું મોત પોતાથી થવાનો સંભવ તેના જાણ્વામાં હોય તે શખ્સનું અગર પણે મોત આણ્યું હોત, તો તે જે પ્રકારના શિક્ષાણીય મનુષ્યવધ થાત, તેજ પ્રકારનો તે ગુનેહગારે કરેલો મનુષ્યવધછે એમ સમજવું.

ખુનની શિક્ષા. ૩૦૨. જે માણસ ખુન કરે તેને મોતની અથવા જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવસે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—એક શખ્સે એક સ્ત્રીને તેનો ગરભ ગાળવાને તેને કાંઇ ઝેરી વસ્તુ આપી તેથી તે સ્ત્રીનું મોત થયું એ ઝેરી પદાર્થ આપતી વખતે એ સ્ત્રીનું મોત થશે એવુ તે જાણતો નહી હતો તેમાં ઠરાવવાંમાં આવ્યું કે આરોપીતે આ કલમ પ્રમાણે નહી પણ કલમ ૩૧૪ પ્રમાણેનો ગુન્હો કરયો કહેવાય. રાણી વીરૂધ કાલીચંદ્ર ગોપી. અને બીજા વી. રી. ૧૦ પાનુ. ૫૯

બુધ્ધીપુર્વક માહાવ્યથા કરયાથી ખુન થયું હોય એવા કામમાં જે મોત થયું છે તે બુધ્ધીપુર્વક માહાવ્યથામાંથી થએલા કૃત્યજ થયુ છે એમ શાબીત થવું જોઇએ. રાણી વારૂધ મહમદ હુશેન. ક્રોઈ. હા. મ. ૩૫૮

વળી જુઓ કલમ ૩૦૦ ઉપરની ટીકા.

આ કલમ પ્રમાણે આરોપીતને મોતની શીક્ષા કરવામાં આવે ત્યારે મોતની શીક્ષાના હુકમનો અમલ કરવાની જગા તથા વખત સેસન જડજે ઠરાવવો જોઇએ. અને મુડદાનું શી રીતે કરવું તે પણ તેમણે નકી કરવું જોઇએ કલકતા હાઇકોરટ ન. ૨૫૯. રૂ.-૭૯

એક ઓરતે પોતાના તુરતનાં જન્મેલાં બે છોકરાં મારી નાખ્યાં, તને શેસન જડજે મોતની શીક્ષાનો હુકમ કરયો, સેસન જડજનો હુકમ હાઇકોરટે ફેરવ્યો તે એટલા સબબ ઉપરથી કે કાયદા બાંધનારી શભાએ બે સજાઓનો ઠરાવ કરતાં ખુનમાં પણ દરજા કેટલા છે એમ કબુલ કરયુ છે બાળકનો જન્મ થયા પછી તુરતજ સ્ત્રીના દુઃખ ઉપર વીચાર કરતાં અને આવા પ્રકારનાં કૃત્ય અને ચોરી તથા વેરને સારૂ જાણીબુજીને કરેલા ખુનમાં થતા નીતી પ્રકતીનો મુકાબલો કરતાં હાઇકોરટે ઠરાવ્યું કે જીવતાં સુધી સમુદ્રપારની શીક્ષા કરવી તે યોગ્ય શીક્ષા છે રાણી વીરૂધ બીરાઇ-૭ મદ્રાસ જુરીષ્ટ. ૨૮૬.

કોરટે ઘણાજ આગેવાન શખ્સને શોધી કાહાડવા જોઇએ અને પછી તેમને મોતની શીક્ષા કરવી બીજાઓને ઉતરતી પાયરાએ શીક્ષા કરવી, ર. વી. રી. ક્રી. લેટર. ૨

જ્યારે મારીનાખવાનો ઈરાદો ન હોય, પણ ફકત પ્રાણઘાતક હથીયારથી બેપરવાહી હુમલો કરી શરીરને શુષ્ટીના નીયમ મુજબ ઘણું કરી મોત થાય એવું નુકશાન પોચાડ્યુ હોય ત્યારે મોતની સીક્ષા ન કરવી જોઇએ. રાણી વીરૂધ ખોયાઝશેખ. ૫. વી. રી. ક્રી. રૂ, ૨૦

નીસામાં ખુન કરયુ હોય તો તેને મોતની શીક્ષા કરી છતાં તે બદલવાનો શબબ છે. રાણી વીરૂધ રામનાથ ગવાલ. ૩ વી. રી. ક્રી. રૂ. ૨૭ તો પણ રાણી વીરૂધ પ્રઅકાવતી ગોસાઇના કેસમાં કેદીને ફાંશી દેવાનો હુકમ કરવામાં આવ્યો હતો. ૫ વી. રી. ક્રી. રૂ ૫૮

ખુનનું તોહોમત સાબીત થાય તો કાયદેશર શીક્ષા ફકત ફાંશીની કે દેશનીકાલની થઈ શકે છે રાણી-વી. બાબુદાશ અને બીજા ૧૪ વી. રી, ક્રી. રૂ. ૨

જનમ ટીપના ગુનેહગારે કરેલા ખુનની શિક્ષા. ૩૦૩. જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ જે માણસની ઉપર થએલો હોય, તે માણસ અગર ખુન કરે, તો તેને મોતની શિક્ષા કરવામાં આવશે.

ખુનથી ઉતરતા દરજ્જાના શિક્ષાણી ૩૦૪. ખુનથી ઉતરતા દરજાનો શિક્ષાણીય મનુષ્યવધ જે માણસ કરે, તે માણસને, અગર જે કામથી મોત થયું હોય તે કામ તે

સ મનુષ્યવધની શિક્ષા.

જો મોત આણવાના ઇરાદાથી, અથવા જેથી મોત થવાનો સંભવ હો ય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદાથી, કર્યું હોય તો, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે કામથી મોત થવાનો સંભવ છે, એમ જાણીને, પણ મોત આણવાના અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઇ શરીરનું નુકશાન કરવાના ઇરાદા વગર, તે કામ તેણે કર્યું હોય, તો તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ગફલતથી મોત થાય.

"૩૦૪. અ—શિક્ષાણીય મનુષ્યવધ કરતાં ઉતરતા દરજાનું હરકોઇ અવીચારનું અથવા ગફલતી ભરેલું કામ કરીને કોઇ માણસ કોઇનું મોત લાવે તો તેને વધારામાં ઘણા બે વરસ સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવી. અથવા દંડ કરવો, અથવા એ બેઉ શિક્ષા કરવી" (સને ૧૮૮૦ ના આક્ટ ૨૭ મા પ્રમાણે.)

ટીકા—કોઇ શખસે માર મારીયો અને રોગથી ભરાયેલી તલી ફુટી જવાથી તે મરી ગયો. એ બાબતમાં એમ ઠરાવ્યું કે આ કામને પીનલકોડ કલમ ૩૨૧ બુધિપુરવક વ્યથા કરવાની યોગ્ય રીતે લાગુ પડે છે. ગફલતથી મૃત્યુ આણવા બાબતની કલમ ૩૦૪ અ. લાગ પડતી નથી— સરકાર વીરૂધ બાવાજી બીન સંભા મુ૰ હા૰ તા. ૨૩ ફેબ્રુઆરી ૧૮૭૨

તોહોમતવાળાને તેના સાથીએ નીશાની હોસતોશીમાં અપમાન કરયાથી તેણે તેને જમીન ઉપર નાખી દઇ તેના પાડેલા શરીર ઉપર પોતાના પગો સાંની બે વાર દાબી નાખ્યા એ કૃત્યથી પડી ગએલો શખસ વીસ દીવસમાં મરી ગયો. તેમાં એમ ઠરાવ્યું કે તોહોમત વાળાના એ કૃત્યથી પીનલકોડ કલમ ૩૨૩ મુજબ શીક્ષા થઇ શકે એવો આપ ખુશીથી વ્યથા કરવાનો ગુન્હો બન્યો કાંઇ કલમ ૩૦૪ અ મુજબ બન્યો નથી.—સરકાર વિરૂધ રઠકયા બાદરૂ. મુ. હા, તા. ૯ અકટોબર ૧૮૭૨

એક શખસે પોતાની આઠ વરસની ઓરતને લાત મારી તેથી તે છોકરીના આંતરડાં ફુટી જવાથી તે મરી ગઇ. આ કેસમાં સેશન જડજે તોહોમતવાળાને આ કલમ અ પ્રમાણે ગુન્હો સાબીત કરી એક વરસ કેદની શીક્ષા કરી. તેમાં હાઇકોરટે ઠરાવ્યું કે શશક્ત શરીર છોકરીના પેટમાંનાં આંતરડાં ફુટી જશે એવી રીતે તેને લાત મારવી એ કૃત્ય, તે માણસને પોતાના કૃતયથી બીજાનો જીવ જવાનો સંભવ છે. એમ માહીત છતાં તેણે કર્યું છે એમ શમજવું જોઇએ શબબ કેદીને કરેલી શીક્ષા રદ કરી. ક. ૩૦૪ અ ના આધારે કેદીને શીક્ષા વધારી તેને પાંચ વરશની શખ્ત કેદની શીક્ષા આપી છે,—સરકાર વીરૂધ ખેતબદમંદલ કલકતા હાઇ કોરટ. વા. ૪ પાનું. ૭૬૪ તા. ૨૯ ફેબ્રુઆરી ૧૮૭૯

પાણીથારીના રોગવાળા શખસને એક ગડદો મારવાથી તે મરી જાય તો, આ કલમ પ્રમાણે ગુનો નથી પણ તે બુધી પુરવક વ્યથા કરયાનો ગુનો થાય છે. સરકાર વીરૂધ રેહમુદીન નાજીર મહમદ અને બીજા કલકતા. હા. વા. પ. પ્ર. ૩૧ તા. ૨૨ અપ્રેલ ૧૮૭૯

શરકાર વીરૂધ ગણેશ અને ગોપીહુલનશ કામમા નામદાર કલકતાની હાઇકોરટે એવો ઠરાવ કીધો કે, આરોપીતગણેશે છોકરાને નાગ કરડાવવો એવો તેનો ઇરાદો નો હોય પરંતુ જે કૃત્યથી તે છોકરાનો જીવ ગયો તે કૃત્ય જીવ જવા શરખું હતું. એમ તેને માહીત હતું અરૂ તો પણ તેનો જીવ લેવો એમ ગણેશનો ઇરાદો નોહોતો શબબ ગણેશ એ પીનલકોડ કલમ ૩૦૪ પ્રમાણે ખુન નથી એવા શીક્ષણીય મનુષ્યવધ કરયાનો ગુનેગાર છે અને કલમ

૩૦૪ અ પ્રમાણે કસુરથી જીવ લીધા બદલનો તે અપરાધી નથી સબબ ગણેશને ત્રણ વરસની સખત મજુરીની કેદની શીક્ષા કરવી જોઇએ અને જોપીએ તેમાં ઘણો ભાગ નહી લેવાથી તેને ફક્ત એક વરસની શીક્ષા આપ્યા છતાં બસ છે. વા. ૫, પાનુ ૩૫૧—તા૦ ૨૮ જુલાઇ ૧૮૬૯

જે માણસને તલીનો રોગ છે એવા માણસને બીજા કોઇ માણસ તે જે વ્યથા કરનાર તેનાથી મરણ પામશે એમ માહીત નહી છતાં અથવા જીવ લેવાનો ઇરાદો નહી છતાં પોતાનું કૃત્ય મોતનું કારણ થશે. એમ માહીત નહી છતાં તે કાંઇ કૃત્ય કરેલો તે બીજા માણસનું એ કૃત્ય શીક્ષાણીય મનુષ્યવધનો ગુનો થતો નથી. પણ કલમ ૩૨૩ પ્રમાણેનો ગુનો થાય છે સરકાર વીરૂધ ફાક્સ અલ્હાબાદ હાઇકોરટ વા. ૨. પ્ર. ૫૨૨ તા. ૧૬ ડીશંબર ૧૮૭૯ તેજ ધોરણ ઉપર સરકાર વીરૂધ ઓબ્રીન વા. ૨. પાનુ ૭૬૬ તા૦ ૬ મારચ ૮૦ નો થએલો ઠરાવ. જુઓ તેમજ સરકાર વીરૂધ અચારજી મદ્રાસ હાઇકોરટ રીપોટ વા. ૧ પાનુ ૨૨૪ તા. ૧૯ જાનેવારી ૭૭ ના કામમાં થએલો ઠરાવ એક શખ્સને આરોપીતે ધકો મારવાથી તે મરી ગયો તેથીઆ કલમ પ્રમાણે ગુન્હો થતો નથી. પણ ૩૨૩ પ્રમાણે થાયછે.

એક ચોરને ગુન્હો મનાવવા માટે પોલીસના માણસોએ ઘણા ઘાતકી રીતે તેને ડામ દીધા. એ બાબત એમ ઠરાવવામાં આવ્યું કે, એ ડામ દેવાથી તેનું મોત થશે અથવા તેના શરીરને હાની થશે એવુ તોહોમતદારોને માહીત છતાં તેણે એવા ડામ દીધા માટે તેઓ મનુષ્યવધ કરયાના ગુન્હેગાર છે. વીકલી રીપોટ ૭ પ્રા. ૫૪

જે કૃત્ય પોતે કરેછે તેનુ પરીણામ ભયંકર નીવડશે એવુ જે તોહોમતદારને માહીત છતાં સાધારણ સંભાળ રાખ્યા વગર એ કૃત્ય કરે અને તેથી ખુનનીવડે તો તે આ કલમ ૨૬-મ અ પ્રમાણે ગુન્હો છે;—કેશરહીંદ વીરૂધ, પીતાબરી મંડળ ઇંડીયનલા રીપોટ વા૦ ૪ પ્ર. ૭૬૪ કલકતા.

કોઇ બાળક અથવા દીવાના શખશને આત્મઘાત કરવામાં મદદગારી કરવી,

૩૦૫. જો હરાડ વરસથી ઓછી ઉમરનો કોઇ શખશ, અથવા કોઇ દીવાનો શખશ, અથવા કોઇ ચળેલો શખશ, અથવા જન્મથી ગાંડો એવો કોઇ શખશ, અથવા કેફની હાલતમાં હોય, એવો કોઇ શખશ આત્મઘાત કરે, તો તે આત્મઘાત કરવામાં જે માણસ મદદગારી કરે, તે માણસને મોતની અથવા જીવતા સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

આત્મઘાતમાં મદદગારી.

૩૦૬. જો કોઇ શખશ આત્મઘાત કરે, તો તે આત્મઘાત કરવામાં જે માણસ મદદગારી કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુનની કોશીશ.

૩૦૭ જો કોઇ માણસ એવા ઇરાદા અથવા જ્ઞાનથી, તથા એવી હાલતમાં કાંઇ કામ કરે કે અગર તે કામથી તે મોત આણેતો, તે માણસ ખુનનો તકસીરવાર થાય, તો તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને તે કામથી અગર કોઇ શખશને વ્યથા થાયતો, તે ગુનેગાર અગર તો જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાને, અથવા ઉપર લખેલી છે તે શિક્ષાને લાયક થશે.

જન્મટીપના ગુ " જે માણસના ઉપર જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષાનો હુકમ

મેગારેએ કોશીશ ક    થઇ ચુકોન્ને હોય તે માણસ આ કલમ પ્રમાણે ગુનો કરશે અને તે રવી,    ના તેજ ગુનાથી ન્યથા થઇ હોય તો તેને મોતની શિક્ષા થઇ શકશે.

( સને ૧૮૭૦ ના આકટ ૨૭ પ્રમાણે )

દ્રષ્ટાંતો.

(અ) ઝ ને મારી નાંખવાના ઇરાદાથી અ ઝ ને ગોળી મારે, એવી હાલતમાં કે અગર ઝ નુ મોત થાય તો અ ખુનનો તકશીરવાર થાય, અ આ કલમ મુજબ શિક્ષાને લાયક છે,

(બ) એક કુમળા વયના બચ્ચાનુ મોત આણવાના ઇરાદાથી અ તે બચ્ચાંને એકજંગલમાં ખુલ્લુ મુકે તો, પછી તે બચ્ચાનુ મોત ન થાય તો પણ અ એ આ કલમમા બ્યાન કરેલો ગુનો કર્યો એમ સમજવું.

(ક) ઝ નુ ખુન કરવાના ઇરાદાથી અ એ એક બંદુક વેચાતી લેઇને તેને ભરી, હજુ સુધી અ એ ઉપર લખેલો ગુનો કર્યો નથી. અ તે બંદુક ઝ ની ઉપર છોડે, તો તેણે આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવુ અને અગર તે બંદુક છોડવાથી ઝ ને જખમ થાય તો આ કલમના પાછલા ભાગમાં ઠરાવેલી શિક્ષાને તે લાયક છે.

(ડ) ઝેર ખવડાવીને ઝ નુ ખુન કરવાના ઇરાદાથી અ કાંઇ ઝેર ખરીદ કરે. અને તે ઝેર કાંઇ ખોરાકમાં ભેળવે, અને તે ખોરાક અ ના કબજામાં રહે, તો ત્યાં સુધી અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો નથી પણ અ તે ખોરાક ઝ ની ટેબલપર મેલે, અથવા ઝ ની ટેબલપર મેલવા સારૂ તે ખોરાક ઝ ના ચાકરોને આપે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવુ.

ટીકા—એક વીધવાએ એક બાળકનો પ્રસવ કીધો તે બાબત પોલીસના જાણવામા આવ્યાથી પોલીસના માણસો તાબડતોબ તપાશ કરવા ગયા તોમતદારે લોકો ન દેખે એટલાજ માટે જન્મેલા બાળકને છુપાવ્યુ હતુ અને તે રોશેતો હમણાં આવેલા લોકો જાણસે એવા હેતુથી તે બાળકના મોંમાં ડુચો ઘાલ્યો હતો, આ કામમાં તોહોમતદાર ચીમા અને તેની મા બંનેના ઉપર તોહોમત રાખી સેશન કમીટ કરવામાં આવેલાં સેસન જડજે ચીમાને આ કલમ મુજબ ગુન્હેગાર ઠરાવી સાત વરશની સખત કેદની શીક્ષા કરી અને તેની મા ઉપર કાંઇ પુરવ નથી એમ ઠરાવી તેને છોડી દીધી.

આ કામમાં નામદાર હાઇકોરટને તોહોમતદારે અપીલ કરી તેમાં ઠરાવ થયો કે. આરોપીતપર જે મોટા તોહોમતનો ગુન્હો ઠરાવવામાં આવ્યો છે તે તોહોમત તેનાપર કાયમ રાખવાને આ કામમાં ભરપુર પુરાવ નથી. પોલીશના લોકોનો પુરાવ છે, તે આ કામમાં આરોપીત વીરૂદ્ધ ગણવામાં આવ્યો છે. એ બરોબર કરયું નથી આરોપીતે ગર્ભ છુપાવવાને કાંઇ કરયું નથી. અને બાળક થવાના પ્રસંગે ટોળા બંધ લોકો જવાથી સારૂ પરીણામ થવાનું તે વાત બાજુપ રહી ઉલટો પરીણામ થયો.

આરોપીત તથા તેની મા ઉપર ખુન કરવાનો યત્ન કરવાનો અપરાધ હતો અને સેસન જડજે તે અપરાધ ચીમાપર કાયમ રાખી તેની મા પર ખુન કરવાને સાજ્ય કરવાનો અપરાધ રાખ્યો પરંતુ ચીમા જે અપરાધ કરતી હતી તે સુલભ રીતે થાય તેને માટે તેની મા ત્યાં હાજર હતી. તો પી. કો કા. ૧૧૪ પ્રમાણે ચીમા અને તેનો એકજ અપરાધ છે અને ચીમાપરથી તે અપરાધ કમી ન થાયતો તેની માપરનો તેની માપરથી પણ કમી ન થાય,

ચીમાપર અપરાધ ઉપરના કારણથી રદ કરી તેને શીક્ષામાંથી મુક્તકરી. સરકારવીરૂધ ચીમા. મુ. હા. કો વા. ૮— મ. ૧૬૪ તા. ૬ જુલાઇ ૧૮૭૧

શિક્ષાણીય મનુષ્ય વધ કરવાનીકોશિશ

૩૦૮ જો કોઇ માણસ એવા ઇરાદાથી અથવા જ્ઞાનથી, અથવા એવી હાલતમાં, કાંઇ કામ કરે છે. અગર તે કામથી મોત આણે તો, તે માણસખુનથી ઉતરતા દરજ્જાના મનુષ્યવધનો તકશીરવાર થાય. તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવસે; અને તે કામથી અગર કોઇ શખ્સને વ્યથા થાય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત

ભારે તથા આકસ્મિક ક્રોધ ઉતપન થયાથી અ ઝ ના ઉપર એક પિસ્તોલ છોડે. એવી હાલતમા કિ. અગરતેમ કરયાથી મોત થાય તો ખુનથી ઉતરતા દરજ્જાના મનુષ્યવધનો તે તકશીરવાર થાય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનોહ કરયો એમ સમજવું.

આત્મઘાત કરવાની કોશિશ.

૩૦૯. જે માણસ આત્મઘાત કરવાની કોશિશ કરે, તથા તે ગુનોહ કરવા તરફ કાંઇ કામ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે-

ટીકા—આ કલમ પ્રમાણે ગુન્હામાં એકલી દંડની શીક્ષા થાય નહી, રાણી વીરૂધ ચેનવી આવા.મુ. હા. કો, રી, વા ૧—પ. ૪

કોઇ સ્ત્રી સતી થાય તેની પાછળ ચીતા સુધી જઇને રામરામ કરે અને તેની સાથેતેઓ આ ગુન્હો શોહેલ કરવામાં ગણાય. રાણી વીરૂધ મોહીત પાંડે આ. હા રી, વા. ૩ પ. ૩૧૬

ઠગ.

૩૧૦ આ આકટ પસાર થયા પછી કોઈ પણ વખતે જે માણસ ખુનના ઉપાયથી. અથવા ખુન સાથે અપહરણ અથવા છોકરા ચોરવાને ગુનોહ કરવાના કારણસર નિત્ય કોઇ બીજા માણસ અથવા માણસોની જોડે મળેલો રેહેશે. તે માણસને ઠગ સમજવો.

શિક્ષા.

૩૧૧. જે ઠગ હોય, તે માણસને જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

## ગરભપાત કરવા બાબત; નાહી જનમેલાં બચ્ચાંઓને નુકશાન બાબત; બચ્ચાંઓને ખુલ્લાં મુકવાં બાબત તથા

જન્મ છુપાવવા બાબત.

ગર્ભપાત કરવો.

૩૧૨. જે માણસ બુધિપુર્વક કોઇ ગરભવંતી સ્ત્રીના ગર્ભપાત કરે; તે માણસને, અગર તે ગર્ભપાત શુધબુદ્ધિએ તે સ્ત્રીનો જીવ બચાવવાના કારણસર ન કરયો હોય તો, ત્રણ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની; અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને અગર તે સ્ત્રી ચલિતાગરભા હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાશો—જે સ્ત્રી પોતે પોતાનો ગરભપાત કરે તે પણ આ કલમના અર્થમાં દાખલ થાય છે.

સ્ત્રીની રજામંદી વગર ગરભપાત ક

૩૧૩ સ્ત્રીની રજામંદી વગર જે માણસ ઉપલી કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરે તે માણસને, પછી તે સ્ત્રી ચલિતગરભા હોય કે

રશે. નહીં તો પણ જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને, પણ લાયક થશે.

ગરભપાતકરવાના ઇરાદાથી કરેલા કાંઇકામથીથયેલુમોત

૩૧૪, કોઇ ગરભવંતી સ્ત્રીના ગર્ભપાત કરવાના ઇરાદાથી કોઇમાણસને એવું કામ કરે કે તેથી તે સ્ત્રીનુ મોત થાય; તો તે માણસને દશ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવસે; અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર

તે સ્ત્રીની રજામંદી વગર તે કામકરયુ હોયતો.

તે કામ તે સ્ત્રીની રજામંદી વગર કરયુ હોય, તો તે માણસને જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા અથવા ઉપર લખેલી શિક્ષા કરવામાંઆવશે.

ખુલાસો—આ ગુનામાં એવું કાંઇ જરૂર નથી કે તે કામથી મોત થાય એવો શંભવ છે એમ તે ગુન્હો કરનારે જાણવું જોઇએ.

કોઇ બચ્ચુ જીવતું જન્મતા અટકાવવાના અથવા જન્મ્યા પછી તે મરી જાય એવુ કરવાના ઇરાદાથી કરેલું કામ.

૩૧૫. જે માણસ, કોઇ બચ્ચુ જન્મતાં પેહેલાં તે બચ્ચુ જીવતુ જન્મતાં અટકાવવાના, અથવા જન્મ્યા પછી તે મરી જાય એવુ કરવાના ઇરાદાથી, કાંઈ કામ કરે, અને તેકામ કરેથી તે બચ્ચુ જીવતુ જન્મતું અટકે, અથવા જનમ્યા પછી તે મરી જાય તો તે માણસને, અગર તે કામ શુદ્ધબુદ્ધીથી એ તે બચ્ચાંની માનો જીવ બચાવવાના કારણસર નહીં કરયુ હોયતો, દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

જે કામ શિક્ષાણીયમનુષ્યવધ ગણાતું હોય એવા કામથી કોઇ નહીજન્મેલાંજીવતાંબચ્ચાતું મોત આણવું.

૩૧૬. કોઇ માણસ કાંઇ કામકરે, એવી હાલતમાં કે જો તે કામથી મોત થાય તો તે માણસ શિક્ષાણીય મનુષ્યવધનો તકશીરવારથાય, અને તે કામ કરેથી તે કોઇ નહી જનમેલાં જીવતાં બચ્ચાતુ મોત આણે તો તે માણસને દશ વરશની મુદત સુધીના બેમાંના ગમેતે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંત.

ફલાણી ગરભવંતી સ્ત્રીનુ મારાથી મોત થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં અ એવુ કાંઇ કામ કરેકે, અગર તે કામથી તે સ્ત્રીનુ મોત થાય તો, તે શિક્ષાણીય મનુષ્યવધ ગણાય. અને તે સ્ત્રીને નુકશાન થાય પણ તે મરી જાય નહી; પણ તેના પેટમાંને જીવતું બચ્ચું હોય તેનુ તે કામથી મોત થાય, તો અ આ કલમમાં બયાન કરેલા ગુનાહનો તકશીરવાર છે એમ સમજવું,

કોઇ બાર વરસથી ઓછી ઉમરનાં બચ્ચાંનેમાતેના બાપે; અથવા જે માણસના હવાલામાં ત બચ્ચુ હોય તે

૩૧૭. જે માણસ કોઇ બાર વરસથી ઓછી ઉમરનાં બચ્ચાંનો બાપ અથવા મા તેની હોય, અથવા જે માણસના હવાલામાં એવું બચ્ચુ હોય તે માણસ અગર તે બચ્ચાંને બીલકુલ તજવાના ઇરાદાથીતે બચ્ચાંને કોઇ જગામાં ખુલ્લુ મુકે, અથવા મુકે તો તે માણસને સાત વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

શખ્સે ખુલ્લુ મુક
વું અથવા તજવું.

ખુલાસો.—અગર તે પ્રમાણે તે ખુલ્લુ મુકવાથી બચ્ચુ મરી જાય. તો, તે મુકદમાની કેફીય ત મુજબ, તે ગુનેગારની ખુન અથવા શિક્ષાણીય મનુષ્યવધને માટે તજવીજ થવામાં અટકા વ કરવાની આ કલમનો મતલબ નથી.

**ટીકા**—એક શખશે પોતાના છોકરાને રખડતુ મુક્યુ તે છોકરૂ મરી ગયું આ મોત થવાનું તુ રતનુ કારણ તેણે રખડતુ મુક્યુ એ નો હોતુ તેથી તેની ઉપર ખુનનુ તોહોમત નહીપણ આ કલમ પ્રમાણેનુ તોહોમત આવે, —રાણી વીરૂધ્ધ ખુદાબક્ષ, વાકલી રીપોટ ૧૦ પ, ૫૨,

આ કલમ નાહાના છોકરાના મા બાપને લાગુ પડેછે છોકરાં મોટાં અને પોતાની સભાળ લઈ સકે એવાં થયાં હોય તેમના માબાપને લાગુ પડતી નથી, વી. રી, ૧૬ પ, ૧?.

મુડદુ છાની રીતે વગે કરી દઈને જ ન્મ છુપાવવો.

૩૧૮. જે માણસ, કોઈ બચ્ચાનુ મુડદું છાની રીતે દાટીને અથવા બીજી રીતે વગે કરીને. તે બચ્ચાંનો જન્મ ઈરાદાથી છુપાવે, અથવા છુપાવવાની કોશીશ કરે, તે માણસને, પછી અગર તે બચીયુ જનમ્યા પહેલાં અથવા જનમ્યા પછી અથવા જનમતા જનમતાંજ મરી ગયુ હોય તો પણ બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અ થવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા—માત્ર ચાર મહીનાના ગરભના છોકરાનો જન્મ થએલો છુપાવે તેવા શખશ ઉપર આ કલમ પ્રમાણે તોહોમત આવે નહી. મુ, હા, રી વા, ૪ પાનુ ૬૩

આ કલમ પ્રમાણે ગુન્હાની કોશીશ કરવાના તોહોમતમાં છોકરાનુ મડદું હાથ આવેલુ હોવુ જોઈએ અને તે તોહોમતદાર સ્ત્રીએ જણેલું એવુ ઓળખાવું જોઇએ—રાણી વીરૂધ વીલીઅમ-આર્મ પ્રા. ૭૭૫

જે ઓરડામાં સ્ત્રીએ છોકરૂ જણ્યું હતું તેજ ઓરડામાં પેટીમાં છોકરૂ ખુલ્લુ મુકયું હતુ. તે બાબત એમ ઠરાવ થયો કે. તેણે જન્મ છુપાવ્યો નથી—રાણી વીરૂધ્ધ રસોપ આર્મ, પ. ૭૭૫

## વ્યથા

વ્યથા.

૩૧૯ જે માણસ કોઈ શખશને કાંઈ શરીરનુ દુઃખ, રોગ, અ થવા અશકતતા કરે, તેણે "વ્યથા કરી" એમ સમજવુ.

મહાવ્યથા.

૩૨૦; નીચે લખેલા પ્રકારની વ્યથાનેજ "મહાવ્યથા." એવું નામ આપેલુ છે

પહેલો—પુરૂષત્વનો નાશ.

બીજો—બેમાંની કોઈ પણ આંખની જોવાની શકતી જાથુ જવી.

ત્રીજો—બેમાંના કોઇ પણ કાનની સાંભળવાની શકતી જાથુ જવી.

ચોથો—કોઇ અવયવ અથવા સાંધો જવો.

પાંચમો—કોઇ અવયવ અથવા સાંધાની શકતીનો નાશ થવા, અથવા તેની જાથુક્ષ ણતા થવી.

છઠ્ઠે—ડોકા અથવા ચેહેરાની જાથુ બદશીકલ થવી,

સાતમો—કાંઇ હાડકાંનુ અથવા દાંતનુ ભાગવુ અથવા ખશી જવું

આઠમો—જે વ્યથાથી જીદંગી જોખમમાં આવે. અથવા જેથી વીસ દીવસની મુદત સુધી, વ્યથા થયેલા માણસને શરીરનુ ભારે દુખ ખમવું પડે, અથવા તે પોતાનો હમેશનો

અંધી કરવાને આગળ છે, એવી કોઇ પણ વ્યથા,

બુદ્ધિપુર્વક વ્યથા કરવી. ૩૨૧. જે માણસ, કોઇ શખશને વ્યથા કરવાના ઇરાદાએ અથવા તેથી કોઈ શખસને પોતાથી વ્યથા થવાનો સંભવ છેએમ જાણ્યા છતાં કાંઇ કામ કરે, અને તે કામથી કોઇ શખસને વ્યથા કરે, તો તે માણસે "બુદ્ધિપુરવક વ્યથા કરી" એમ સમજવું.

બુદ્ધિપુર્વક મહા વ્યથા કરવી. ૩૨૨. કોઇ માણસ બુધ્ધિપુરવક વ્યથા કરે અને જે વ્યથા કરવાનો તેનો ઇરાદો હોય અથવા જે વ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય તે વ્યથા અગર મહાવ્યથા હોય તથા જે વ્યથા તે કરે તે વ્યથા મહાવ્યથા હોય તો તે માણસે "બુધીપુરવક મહાવ્યથા કરી" એમ સમજવું

ખુલાસો—કોઇ શખસ આ બંને વાત કરે, એટલે મહાવ્યથા કરે તથા મહાવ્યથા કરવાનો ઇરાદો કરે, અથવા મહાવ્યથા પોતાથી થવાનો સંભવ તેના જાણ્યામાં હોય. તોજ તેને બુદ્ધિપુરવક મહાવ્યથા કરવી એમ સમજવું, નહી તો નહી પણઅગર એક પ્રકારની મહાવ્યથા કરવાનો ઇરાદો કરીને, અથવા એક પ્રકારની મહાવ્યથા પોતાથી થવાનો સંભવ જાણ્યા છતાં તે ખરેખર બીજા પ્રકારની મહાવ્યથા કરે, તો તેણે બુધ્ધિપુરવક મહાવ્યથા કરી એમ સમજવું

દ્રષ્ટાંત.

ઝ નો ચેહેરો જાથુ બદલશીકલ કરવાના ઇરાદાથી, અથવા તે પોતાથી બદશીકલ થવાનો સંભવ જાણ્યા છતાં, અ ઝ ને એક સપાટો મારે, અને તે સપાટાથી ઝ નો ચેહેરો બદશીકલ નહી થાય, પણ તેથી વીશ દિવસની મુદત સુધી ઝ ને શરીરનું ભારે દુઃખ ખમવું પડે, તો અ એ બુદ્ધીપુરવક મહાવ્યથા કરી એમ સમજવું.

બુદ્ધિપુર્વક વ્યથા કરવાની શિક્ષા. ૩૨૩. ૩૩૪ મી કલમમાં લખેલી બાબત શીવાય બીજી કોઈ પણ બાબતમાં, જે માણસ બુધ્ધિપુરવક વ્યથા કરે, તેને એક વરસની મુદત સુધીની એમાંના, ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ટીકા.—આ કલમ ૩૨૩ અને ઉપરની કલમો ૩૧૯ થી ૩૨૨ સુધીની કેટલીક વ્યાખ્યા લાગુ પડે છે તેનો ભાવાર્થ આ કલમ નીચેની ટીકાથી જણાઇ આવશે.

એક શખને આરોપીને માર માર્યો, પણ રોગથી ભરાએલી તળીને લીધે તે શખશ મરી ગયો. આ બબાતમાં એમ ઠરાવવામાં આવ્યું કે, આ કામને પીનલકોડ કલમ ૩૨૧ બુધ્ધીપુર્વક વ્યથા કરયા. બાબતની યોગ્ય રીતે લાગુ પડે છે, ગફલતથી મોત આણવા બાબતની કલમ ૩૦૪ અ લાગુ પડતી નથી. શરકાર વીરૂધ બાવાજી બીન સંબા મુ. હા. તા૦ ૨૭ ફેબ્રવારી ૧૮૭૨

બુધ્ધીપુર્વક વ્યથા કરયા બાબતની ફરીયાદ પોતપોતામાં મહીવાળી શકાય, છે, જુઓ કલમ ૨૧૪ ઉપરની ટીકા. અને ૧૮૮૨ના આકટ ૧૦ની કલમ ૩૪૫.

બુદ્ધિપુર્વક મહાવ્યથાના ગુન્હાની ફરીયાદ પોતપોતામાં માહીવાળી શકાય નહી પરંતુ જે માજીસ્ત્રેટ પાસે તે કામ ચાલતું હોય તે માજીસ્ત્રેટ પરવાનગી આપે તો માંડી વળાય.

વ્યથા અને માહાવ્યથાની વ્યખ્યા માટે જુઓ નીચેના ફેસલા.

નીશાની હોશ તોશમાંઅપમાન કરયાથી માર મારયાથી વીશ દીવસની અંદર મરણ થયું તેમાં એમ ઠરાવ્યું કે, તે આ કલમ પ્રમાણેનો ગુન્હો છે, જુઓ કલમ ૨૯૯ ઉપરની ટીકા શરકાર વીરૂધ રડકસા બદરૂ.

અરજદાર આઠ માણસ કે તેઓ એ પોતાનો ઈરાદો પાર પાડવાને, એક સાત આદમી ના બીજા ટોળાપર હુમલો કીધો તેમાં મારામારી થવાથી બેઉ ટોળામાંના લોકોને દુઃખ થયું અલ્હાબાદના જોઈંટ જડજે અરજદારપર પી. કો કા ૧૪૭ અને ૩૨૩માં કહ્યા પ્રમાણે જુદા જુદા તોહોમત મુકી શીક્ષાં કરી. તે શીક્ષા સેશન જડજે બહાલ રાખી તે ઉપર અરજદારે જુના ક્રીમીનલ પ્રોશીજર કલમ ૨૯૭ એટલે શને ૧૮૮૨ ના આકટ ૧૦ની કલમ ૪૩૯ પ્રમાણે તપાશણી કરવા માટે હાઈકોરટને અરજ કરી, તેમાં એમ ઠરાવ્યું કે,

જે કેદીપર હંગામો કરયાનું તોહોમત સાબીત થયું છે તેનાપર કામની હકીકત તેવી હોય તો જીવ જનારૂ હથીયાર લઈ હંગામો કરયા બદલ શીક્ષાણીય મનુષ્યવધ કરયા બદલ અને બુદ્ધીપુર્વક મહાવ્યથા કરયા બદલ તોહોમત ઠરાવવાને હરકત નથી હંગામો કરવો અને ગેરકાયદેશર મંડળીએ ગુના સરવ લોકની સુલેહની વીરૂધના છે, શરીરપર મારવું દુઃખ કરવું વીગરે ગુના માણસના શરીર વીરૂધ છે તેથી આ કામમાં ઠરેલા તોહોમતમાં હાથ ઘાલવાની જરૂર નથી—સરકાર વીરૂધ રામઆધીન અને બીજાઓ, અલ્હાબાદ હા. કો. વા. ૨ પ. ૧૩૯

ભયંકર શસ્ત્રઅથવા સાધનવડે બુદ્ધિપુર્વકવ્યથા કરવી

૩૨૪. ૩૩૪. મી કલમમાં લખેલી બાબત શીવાય બીજી કોઈ પણ બાબતમાં. ગોળી અથવા તીર મારવાનાં ખોશી ઘાલવાનાં, અથવા કાપવાનાં કાંઈ હથિયા વડે, અથવા જે હથિયાર મારેથી સામાનુ મોત થવાનો સભવ હોય એવા કોઈ હથીયાર વડે, અથવા અગ્નીકે કાંઈ ગરમ કરેલા પદાર્થ વડે, અથવા કાંઈ જેહેર કે ખાઈ જાય એવા કાંઈ પદારથ વડે, અથવા અવાજ સાથે ફુટે એવા કાંઈ પદારથ વડે, અથવા દમ લેવાથી, ગળી જવાથી, અથવા લોહીમાં જવાથી જે પદાર્થ માણસનાં શરીરને નાશકારક હોય એવા કાંઈ પદારથ વડે, અથવા કોઈ જાનવરની મારફતે જે માણસ બુધીપુરવક વ્યથા કરે; તે માણશને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા—આ કલમ પ્રમાણેના ગુન્હામાં એકલી દંડની શીક્ષા થાય નહી, – રાણીવીરૂધ શરોદા પેશગર- કો, ઈ, ડા,પ, ૫૩૬.

જયાં ઈરાદો અથાવજ્ઞાન અથવા હુમલો કરતાં જે ઈજા થઈહોય તેથી મોહોત થશે એવું ન હોય ત્યાં, શીક્ષાણીયમનુષ્યવધ નહીપણ બુધ્ધીપુર્વક માહાવ્યથાનો ગુન્હોછે, કેટલાક શખશો મળીને એક શખશપર હુમલો કરે અને તેમાં તેનો હાથ ભાગીજાય તો એ બુધ્ધીપુર્વક વ્યથાછે, હુમલો નથી પડેલા મારથી હાડકાં ભાગે તો ત વ્યથા નહી પણ માહાવ્યથાછે— રાણી વીરૂધ—રામલો હલશીંગ. વીકલીરીપોટ ૫ પ, ૧૨

એક શખશ મધરાતે બીજા શખશની બઈરીસાથે આડો વહેવાર ચલાવવા માટે તેના ઘરમાં પેસતો હતો, તેથી ભયકર શસ્ત્ર વડે એ અવાર નવાર શખશને મારી નાંખ્યો, તેમાં ઠરાવવામાં આવ્યુંકે એ શખસે આકસ્મીક ઘણો ક્રોધ ચડી જવાથી. એ કૃત્ય કરયુંછે અને તેથી તેણે મહાવ્યથા કરીછે–, રાણી વીરૂધ ચીલંદીયા– રોમનીક– કો ઈ, ડા, પ, ૩૫૭

વીશ દીવશ સુધી કામ કરવાની અશકતતા થાય એવો માર મારેતો તે મહાવ્યથાનોગુન્હો થાય— રાણીવીરૂધ બીસનો, રામ શરમા.

બુદ્ધિપુર્વક માહાવ્યથાકરવાનીશિક્ષા

૩૨૫. ૩૩૫ મી કલમમાં લખેલી બાબત સિવાય બીજી કોઈ પણ બાબતમાં જે માણસ બુધ્ધિપુર્વક મહાવ્યથા કરે, તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં

આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—હુમલો કરતાં કાંઇ વ્યથા કરવામાં આવેલી હોય તે ઇરાદા, જ્ઞાન કીંવા સંભવ-તા વગર કરવામાં આવી હોય તો તે વ્યથાથી થએલું મોત મનુષ્યવધ નથી. પણ બુધ્ધીપુર્વક મહાવ્યથા છે—ગણીરીઝ- એમામીઆ. વીકલીરીપોટ ૫ પ્ર. ૨૯.

૨૦ દીવસ સુધી કામ કરવાને અશકત થાય તો તેવા મારથી બુધ્ધીપુર્વક મહાવ્યથા છે, અને ૫૬૨ દીવસ સુધી અશકત રહે તો તે બુધ્ધીપુર્વક વ્યથા છે વીકલી રીપોટ- ૧ પ્ર. ૮

જે માણસને તલીનો રોગ છે તેને પોતાજ દુઃખ કરનાર છે તેણે કરીને બુધ્ધીપુર્વક મહાવ્યથા થવાનો સંભવ છે, એમ માહીત છતાં પણ તેણે કરીને તેનું મોત થશે કીંવા જેણે કરીને મરણ થશે એવું દુઃખ થશે કીંવા પોતાનું કૃત્ય મોતનું થસે' એવો ઇરાદો નહી છતા કોઇ માણસ તેને બુધ્ધીપુર્વક મહાવ્યથા કરે અને તેથી તે રોગી માણસ મરી જાય, તો તેનાપર કલમ ૩૦૪ આ પ્રમાણે કસુરથી જીવહીંસા બદલની શાબીતી ન કરતાં કલમ ૩૨૫ પ્રમાણે બુધ્ધીપુર્વક મહાવ્યથા કર્યા બદલ શાબીતી કરવી- સરકાર વીરૂધ ઓલ્લાનતા, ૬ મારચ સને ૧૮૮૦ આલ્હાબાદ હાઇકોરટ. વા: ૨- પ્ર,' ૭૬૬

ભયંકર શસ્ત્ર અથવા સાધનવડે બુધ્ધિપુર્વક મહાવ્યથા કરવી.

૩૨૬. ૩૩૫ મી કલમમાં લખેલી બાબત શિવાય બીજી કોઇ પણ બાબતમાં, ગોળી અથવા તીર મારવાના, ભોશી ઘાલવાના, અથવા કાપવાનાં, અથવા કાંઇ કાપવાનાં હથીયાર વડે, અથવા જે હથીયાર મારેથી સામાનું મોત થવાનો સંભવ હોય એવા કાંઇ હથીયાર વડે, અથવા અગ્ની કે કાંઇ ગરમ કરેલા પદારથ વડે, અથવા કાંઇ જેહેર કે ખાઇજાય એવા કોઇ પદારથ વડે, અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથ વડે, અથવા દમ લેવાથી, ગળી જવાથી, અથવા લોહીમાં જવાથી જે પદારથ માણસના શરીરનો નાશકારક હોય એવા કાંઇ પદારથ વડે, અથવા કોઇ જાનવરની મારફતે, જે માણસ બુધ્ધિપુર્વક મહાવ્યથા કરે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની. શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—ખરાબ વસાણું આપવાથી જીદગી જોખમમાં આવે તેવું હોયતો કલમ ૩૨૮ પ્રમાણે નહીપણ આ કલમ પ્રમાણે તહોમત આવે- વીકલી રીપોટ ૪ —પ્ર. ૪

જબરાઇથી કાંઇ મીલકત કઢાવવા સારૂ અથવા કાંઇ કાયદા વીરૂધ કામ કરવા સારૂ બુધ્ધિપુર્વક વ્યથા કરવી.

૩૨૭. કોઇ શખસને વ્યથા કરીને તે શખસ પાસે, અથવા તેની સાથે સબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરાઇથી કાંઇ મીલકત અથવા કીમતિ દસ્તાવેજ કઢાવવાનાં કારણસર અથવા વ્યથા કરેલા શખસ પાસે, કે તેની સાથે સબંધ રાખનારા કોઇ શખસ પાસે, જબરજસ્તીથી કાંઇ કાયદા વીરૂધ કામ, અથવા જે કામ અથવા જે કામથી કોઇ ગુનોહ કરવો સેહેલ થાય એવું કામ, કરવાના કારણ સર, જે માણસ બુધ્ધીપુરવક વ્યથા કરે તે માણસને દશ વરસની મુદત સુધી એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ ગુનોહ કરવાના ઇરાદાથી જેર વગેરે પદારથ વડે વ્યથા કરવી.

૩૨૮. કોઇ શખસને વ્યથા કરવાના ઇરાદાથી, અથવા કોઇ ગુનોહ કરવાના કે કાંઇ ગુનોહ કરવો સેહેલ કરવાના ઇરાદાથી, અથવા તેથી પોતાથી વ્યથા થશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે શખસને કાંઇ ઝેર કે બેહોશ કરે કે કેફ આપે અથ

વા અવગુણ કરે એવું કાંઇ વમાણું અથવા બીજી દેતાવજ આપે, અથવા લેવડાવે તે માણસને દશ વરસના મુદત સુધીની બે માંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવસે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જબરદસ્તીથી કાંઇ મીલકત કઢાવવા અથવા કાંઇ કાયદા વિરૂધ કામ કરાવવા સારૂ બુદ્ધિપુર્વક માહાવ્યથા કરવી.

૩૨૯. કોઇ શખ્સને મહાવ્યથા કરીને તે શખસ પાસે, અથવા તેની સાથે સબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરાઇથી કાંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ કહડાવવાનાં કારણસર અથવા મહાવ્યથા કરેલા શખ્સ પાસે; કે તેની સાથે સબંધ રાખનારા કોઇ શખસ પાસે જબરદસ્તીથી કાંઈ કાયદા વિરૂધ્ધ કામ, અથવા જે કામથી કાંઇ ગુનોહ કરવો સેહેલ થાય એવું કામ કરવાનાં કારણસર, જે માણસ બુધિપુરવક મહાવ્યથા કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામા આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જબરદસ્તીથી કબુલાત કરાવવા અથવા કાંઇ મીલકત પાછી અપાવવાસારૂ બુદ્ધિપુર્વક વ્યથા કરવી.

૩૩૦ કોઇ શખ્સને વ્યથા કરીને તે શખ્સ પાસે, અથવા તે શખસની સાથે સબંધ રાખનારા કોઇ શખસ પાસે જેથી કાંઈ ગુનાહ અથવા બદચાલ પકડાય એવી કાંઇ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાનાં કારણસર, અથવા વ્યથા કરેલા શખસ પાસે જબરદસ્તીથી કાંઇ મીલકત અથવા કીમતીદસ્તાવેજ પાછો અપાવવા અથવા આપવાનાં કારણસર અથવા તે કાંઇ લેહેણું કે માગણું પતાવે, અથવા જેથી કાંઇ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઇ ખબર આપે, એમ કરવાનાં કારણસર, જે માણસ બુધિપુરવક મહા વ્યથા કરે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંત.

(અ) ઝ ની પાસે કાંઇ ગુનોહ કરયો કબુલ કરાવવા સારૂ જો અ પોલીશ અમલદાર ઝ ને શરીર વેદના કરે, તો આ કલમમાં લખેલા ગુનાહનો તકશીરવાર છે એમ સમજવુ.

(બ) અમુક ચોરેલી મીલકત કયાં મુકેલી છે તે દેખાડવાને બ લલચાય એટલા સારૂ જો અ પોલીસ અમલદાર તેને શરીર વેદના કરે, તો તે અ આ કલમમાં લખેલા ગુનાનો તકશીરવાર છે એમ સમજવુ

(ક) ઝ ની પાસે મેહેસુલની કાંઇ બાકી લેહેણી છે તે તેની પાસે ભરાવવા તે સારૂ જો અ મેહેસુલનો અમલદાર ઝ ને શરીર વેદના કરે, તો આ કલમમાં લખેલા ગુન્હાનો તકશીરવાર છે એમ સમજવું.

(ડ) એક રઇયતની પાસે તેનું ગણોત ભરાવવા સારૂ જો અ જમીનદાર તેને શરીર વેદના કરે, તો અ આ કલમમાં લખેલા ગુનાહનો તકશીરવાર છે એમ સમજવું.

જબરદસ્તીથી કબુલાત કરવાવા અથવા કાંઇ મીલકત પાછી અપાવવા સારૂ બુધિપુરવક માહા

૩૩૧. કોઇ શખસને મહા વ્યથા કરીને તે શખસ પાસે, અથવા સખસની સાથે સબંધ રાખનારા કોઇ શખસ પાસે, જેથી કાંઇ ગુનોહ અથવા બદચાલ પકડાય એવી કાંઇ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર, અથવા મહાવ્યથા કરેલા શખસ પાસે કે તેની સાથે સબંધ રાખનાર કોઇ સખસ પાસે જબરદ

વ્યથા કરવી. " જેનીથી કાંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણસર, અથવા તે કાંઇ લેહેણું કે માગણું પતાવે અથવા જેથી કાંઇ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઇ ખબર આપે, એમ કરવાના કારણસર, જે માણસ બુદ્ધીપુરવક મહા વ્યથા કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે; અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—આ કલમ પ્રમાણેના તોહોમત બાબત આરોપીતની ગેરહાજરીમાં ચોકશી કરવામાં આવેલા તેમાં એવું ઠરાવ્યું કે,

જુના ક્રી. પ્રો. કા. ૨૨૭ના પ્રેવટના ભાગ જોતાં તે ઉપરથી સાફ દેખાય છે કે શાક્ષા એ કહેલો મચકુર આરોપીતની ગેરહાજરીમાં જે અગાઉ દફતરમાં લખી મુકયો હોય તો પાછો આરોપીતની રૂબરૂ જો તે શક્ષી થવા જોગ હોય તો તેમ કરવુ જોઇએ પરતુ આ કામાં તેમ થયુ જાણાતુ નથી તો આ કમીટ કરવાનુ રદ કરીએ છાએ સરકાર વીરૂદ્ધ બો આ ચોકીદાર-કલકત્તા હાઇકોર્ટ વા. ૨૨—પા. ૩૩. તા. ૨૬ જુન ૧૮૭૪

કોઇ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિપુરવક વ્યથા કરવી.

૩૩૨. કોઇ શખસ સરકારી નોકર હોય અને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતો હોય તેવામાં તે શખસને જે માણસ બુદ્ધિપુરવક વ્યથા કરે અથવા તે શખસને અથવા કોઇ બીજા સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી, અથવા તે સખસે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય, તેટલા વાસ્તે, જે માણસ તે શખસને બુદ્ધિપુરવક વ્યથા કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને બુદ્ધિપુરવક મહાવ્યથા કરવી.

૩૩૩. કોઇ શખસ સરકારી નોકર હોય અને પોતાના સરકારી ઓહદાનો અમલ ચલાવતો હોય, તેવામાં તે શખસને જે માણસ બુદ્ધિપુરવક મહાવ્યથા કરે, અથવા તે શખસને અથવા કોઇ બીજા સરકારી નોકરને પોતાના સરકારી હોદ્દાનો અમલ ચલાવતાં અટકાવવા અથવા ડરાવીને અમલ ચલાવતો બંધ રાખવાના ઇરાદાથી અથવા તે શખસે પોતાના સરકારી હોદ્દાનો કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે, જે માણસ તે શખસને બુદ્ધીપુરવક મહાવ્યથા કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ક્રોધ ઉતપન થએથી બુદ્ધિપુરવક વ્યથા કરવી.

૩૩૪. ભારે તથા અકસ્મિક ક્રોધ ચહડેથી કાંઇ માણસ બુદ્ધિપુરવક વ્યથા કરે, અને તે ક્રોધ ઉતપન કરનાર સિવાય બીજા કોઇ શખસને વ્યથા કરવાનો તેણે ઇરાદો કર્યો ન હોય, તથા તે સિવાય બીજા કોઇ શખસને પોતાથી મહાવ્યથા થવાનો સંભવ પણ તેના જાણ્યામાં ન હોય, તો તે માણસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની; અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ક્રોધ ઉતપન થ એથી મહાવ્યથા કરવી.

૩૩૫. ભારે તથા આકસ્મિક ક્રોધ ચડેલો કોઈ માણસ બુદ્ધીપુર્વક મહાવ્યથા કરે, અને તે ક્રોધ ઉતપન કરનાર શિવાય બીજા કોઈ શખસને મહાવ્યથા કરવાનો તેણે ઇરાદો રાખ્યો ન હોય, તથા તે શીવાય બીજા કોઇ શખસને મહાવ્યથા કરવાનો સભવપણ તેના જાણ્યામાં ન હોય તો તે માણસને ચાર વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા બે હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો.—એ ઉપલી બે કલમોને પણ, ૩૦૦ મી કલમના ૧ લા અપવાદને જે શરતો લાગુ પડે છે, તે સરતો લાગુ પડે છે.

જે કામથી જીંદગી જોખમમાં આવે અથવા બીજાઓનાં શરીરની સલામતી જોખમમાં આવેતે કામનેમાટે શિક્ષા.

૩૩૬. જે માણસ કાંઇ કામ એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કરે કે તેથી માણસની જીંદગીનો અથવા બીજા શખસોના શરીરની સલામતી જોખમમા આવે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા અઢીસે પચાસ રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની, શીક્ષા કરવામાં આવશે.

જીંદગી અથવા બીજાઓના શરીરની સલામતી જોખમમાં આવે એવું કામ કરીનેવ્યથા કરવી,

૩૩૭. જેથી માણસની જીંદગી અથવા બીજા શખસોનાં શરીરની સલામતી જોખમમાં આવે એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કાંઈ કામ કરીને જે માણસ કોઇ શખસને વ્યથા કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથા પાંચસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

જીંદગી અથવા બીજાઓના શરીરની સલામતી જોખમમાં આવે એવુ કામ કરીને મહાવ્યથા કરવી.

૩૩૮. જેથી માણસની જીંદગી અથવા બીજા શખસોના શરીરની સલામતી જોખમમાં આવે એવી બેફીકરી અથવા ગફલતી ભરેલી રીતે કાંઇ કામ કરીને જે માણસ કેઇ શખસને મહાવ્યથા કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

## ગેરવ્યાજબી અટકાવ તથા ગેરવ્યાજબી કેદ બાબત

ગેરવ્યાજબી અટકાવ.

૩૩૯ કેઇ સખસનો જે ભણી જવાનો હક હોય તેણી મેર જતો તે શખસ અટકે એવી રીતે જે માણસ તે શખસને બુદ્ધિપુરવક હરકત કરે, તે માણસે તે શખસને "ગેરવ્યાજબી અટકાવ" કરયો એમ સમજવું.

અપવાદ—જમીન અથવા પાણી ઉપરથી જવા અટકાવવાનો કાંઇ ખાનગી રસ્તો હોય અને તે રસ્તો બંધ કરવાનો મારો કાયદા મુજબ હક છે એમ જે શખસ શુદ્ધબુધિએ માનતો હોય તે શખસ તે રસ્તો બંધ કરવો એ આ કલમના અર્થ પ્રમાણેનો ગુનાહ નથી.

દ્રષ્ટાંત.

જે રસ્તા ઉપરથી ઝ ને જવાનો હક છે એવો એક રસ્તો અ બંધ કરે, અને શુધ્ધબુધ્ધિએ અ એ પ્રમાણે માનતો ન હોય કે એ રસ્તો બંધ કરવાનો મહારો હક છે, અને તે રસ્તો બંધ થવાથી ઝ તે ઉપરથી જતો અટકે, તો અ એ ઝ નો ગેરવ્યાજબી અટકાવ કરયો એમ સમજવું.

ટીકા—એક પોલીસ અમલદારે એક શખસને જમાન લેવા જેવું કામ નહીં છતા

જમાન આપતાં સુધી ઘેર જવા ના પાડી તેમાં તેણે ગેર વાજબી અટકાવ કર્યો એવું ગ ણાયું છે—ક્રીઆસગુણ એહોઇ વીરુદ્ધ મહમદ ફ્તેખાન, ૧૦ વી.રી, મ, ૨૦

એક બાયડી પોતાની ખુશીથી તહોમતદારને ત્યાં ગયેલ નહી, ને ત્યાં તે રહી તે પોતા ને નસેતુ રહેવુ તે છતા રાખી તેમા ઠરાવવામાં આવ્યું કે તહોમતદારે ગેરવ.જબી અટકા વ કર્યો કહેવાય—રાણીવીરૂદ્ધ અમીરરાજ, ૪ વી, રી, મ, ૩ (ફોજદારી)

જામીન નહી લઇ શકાય તેવા અને કાગ્નીઝીબલ ગુન્હા કોઇ સખશના રૂબરૂ કરવામાં આવે તો તે કરનારને ખાનગી શખશ પણ પકડી શકેછે તો તે પકડનાર ઉપર તહોત લાવી શ કાય નહી, જુઓ શને ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૫૯.

ગેરવ્યાજબી કેદ. ૩૪૦. કોઇ શખસ મુકરર કરેલી ચોતરફી હદની બાહાર જતો અટકે. એવી રીતે જે માણસ તે શખસને ગેરવ્યાજબી અટકાવ કરે તે માણસે "ગેરવ્યાજબી કેદ" કરયો એમ સમજવુ.

દ્રષ્ટાંત.

(અ) એક દ્વાર બાંધી લીધેલી જગામાં જ ને મોકલીને અ બાહારથી તાળુ મા રીને જ ને અંદર બંધ કરે, અને તેમ કરવાથી તે હદવાળી દવારની બહાર કોઇ પણ તરફ જ થી જઇ શકાય નહી, તો અ એ જ ને ગેરવ્યા જબી કેદ કરયો એમ સમજવું.

(બ) એક ઇમારતના દરવાજા આગળ અ બંદુકવાળા માણસો રાખે અને જ ને એ પ્રમાણે કહે કે જો તું એ ઇમારતમાંથી બહાર જવાના કોશીશ કરશે તો તને આ માણસો ગોળી મારશે તો અ એ જ ને ગેરવ્યાજબી કેદ કરયો એમ સમજવું.

ટીકા— આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપી તેના માટે નીચેની હકીકત જરૂર શાબીત તેવી જોઇયે

તેને ગેરવાજબી કેદ કરયો,

તેને એવી રીતે કેદ કરયો કે તેનથી બીજી જગ્યોએ જવાય નહી,

કોઇ માણસને તેની મરજી વીરૂધ્ધ અમુક જગ્યામાં રાખી મુકવો કીવા અમુક દીશા તરફ જબરાઇથી લઇ જવો એ તેને કેદ કરવા જેવુછે. મ, હા, વા, ૨ મ, ૩૯૬,

એક પોલીસ સુપ્રિનટેન્ડે એક શખશને માજીસ્ત્રેટ પાસે હાજર થવાનો ગેરવાજબી હુકમ ક રયો, અને વળી કાન્સટેબલોને તે કોઇ સાથે વાત નકરે તે માટે તેને અટકાવવા મોકલ્યા.તે માં ઠરાવવામાં આવ્યું કે તેને ગેરવાજબી કેદ કરયાનો ગુન્હો કરયો, ૨ મ, હા રી મ, ૩૯૬

છોડવાનો હુકમ કર્યા પછી જરૂર કરતાં વધારે વખત તહોમતદારને રોકવાથી ગેરવાજબી બી કેદનો ગુન્હો થયછે. આવી વખતે ૨૪ કલાક સુધી અટકાવમાં રાખવા પોલીસનો હકછે એવો બાનો અ ડો લેવાય નહી (મેન, પ્ર ૨૮૦).

કેદીને ૨૪ કલાક કરતાં વધારે મુદત સુધી અટકાવી મુકયા બદલ એક પોલીસ ઇનસપે- કટર ઉપર આરોપ મુકવામાં આવ્યો હતો તે કામમાં એવો ઠરાવ થયો કે તેણે બદઇરાદા તથી કેદીને અટકાવી મુકયો હતો એવી ફરીયાદીતરફ શાબીતી કરવાની જરૂર નથી કારણ કે વીશેષ હુકમને થતાં યોગ્ય મુદતથી અત્રીક વખત સુધી કોઇ પોલીસ અમલદારે આરોપી તને અટકાવી રાખવો નહી. એવું શને ૧૮૭૨ ના આકટ ૧૦ ની કલમ ૧૨૪ એટલે શને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૬૧ માં શાફ કહયું છે અને તેવો હુકમ આ કામ માં નથી—સરકાર વીરૂધ્ધ બસુરામદ્રાસ. દા. વી. રી. ૧૯ પાનુ ૩૯

આ કલમ પ્રમાણે ગેરવ્યાજબી કેદ કરયાનો ગુન્હો એક પોલીસ અમલદાર ઉપર શા

ખીત થયો અને શિક્ષા થઇ તે કામમાં હાઇકોરટને અપીલ થવાથી ઠરાવ થયો કે શને ૧૮૭૨ ના આક્ટ ૧૦ ની કલમ ૧૨૪ એટલે સને ૧૮૮૨ ના અકટ ૧૦ કલમ ૬૧ મુ-જબ પોલીસ અમલદારને કોઈ શખસને ચોવીસ કલાકથી વધારે વખત સુધી પેહેરામાં રાખવાનો અધીકાર નથી એટલુંજ નહી પણ કેશની હકીકત ઉપરથી કાંઇ વ્યાજબી કારણ ન હોય તો એક કલાક પણ પેહેરામાં રાખવાનો અધીકાર નથી. પોલીસ અમલદારે કોઈ શ-ખશને કેટલા વખત સુધી ગેરવ્યાજબી રીતે કેદ રાખ્યો તે ગુનાની શીક્ષા ઠરાવવી જરૂરની છે—સરકાર વીરૂધ સીવપ્રોસુનો પ્રોસલ. વી. રી. ૬ મ. ૮૮

ગેરવ્યાજબી અટકાવની શિક્ષા.

૩૪૧. જે માણસ કોઇ સખસને ગેરવાજબી અટકાવ કરે, તેમાણસને એક મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા પાંચસેરૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ગેરવ્યાજબીકેદની શિક્ષા.

૩૪૨. જે માણસ કોઇ શખસને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને એક વરશની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—એક ગામના પોલીસ અમલદારોએ ગાડાના લોકની ઉશ્કેરણીથી કેટલાક સખસોને પકડયા. પાછળથી એવું માલુમ પડયું કે તેમને ચોરી પકડવામાં આવ્યા હતા તેમાં ઠરાવવામાં આવ્યું કે પોલીસ અમલદારો અને ગામના ઉશ્કેરનારા લોકો ગેરવાજબી કેદ કરવાના ગુન્હાના તકશીરવારછે. ૫ મ, હા, રી, એ, પં૨૪

ઉપરની કલમ ૩૪૧ અને આ કલમ પ્રમાણેના ગુન્હાની ફરીયાદ માંહો માંહી માંડીવાળી સકાય—જુઓ શને ૧૮૮૨ના આક્ટ ૧૦ની કલમ ૩૪૫

ત્રણ અથવા વધારે દીવસ ગેરવ્યાજબી કેદની શીક્ષા.

૩૪૩. જે માણસ કોઇ શખશને ત્રણ અથવા વધારે દીવસ ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને બે વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવસે,

દશ અથવા વધારે દીવસ ગેરવ્યાજબી કેદની શીક્ષા.

૩૪૪. જે માણસ કોઇ શખસને દશ અથવા વધારે દિવસ ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—આ કલમ પ્રમાણેની શિક્ષામાં એકલો દંડ થાય નહી. ૧ મુ. હા. રી. પ્ર, ૩૯ રાણી વીરૂધ બહીરજી કશીનજી.

જે શખસને છોડવાનો હુકમ શાદર થયો હોય તે શખશને ગેરવ્યાજબી કેદમાં રાખવો.

૩૪૫. ફલાણા શખશને છોડવાનો કાયદા મુજબ હુકમ સાદર થઈ ચુકયો છે એમ જાણ્યા છતાં જે માણસ તે શખશને ગેરવ્યાજબી કેદમાં રાખે, તે માણસને, આ કાયદાની કોઇ બીજી કલમ પ્રમાણે જેટલી મુદતની કેદની તે માણસ લાયક હોય તેથી ઉપરાંત, બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની બીજી કેદ કરવામાં આવશે.

છાની ગેરવ્યાજબી કેદ.

૩૪૬. કોઈ માણસ અગર કોઇ શખસને એવી રીતે ગેરવ્યાજબી કેદ કરે કે તેથી તે શખસની કેદની વાત તે કેદ થએલા શખશની સાથે સંબંધ રાખનારા કોઇ શખશના જાણવામાં, અથવા કોઇ સરકારી નોકરના જાણવામાં ન આવે અથવા તે કેદનું ઠેકાણું ઉપર લખેલા પ્રકારના કોઇ

શખ્સ અથવા સરકારી નોકરના જાણવામાં ન આવે અથવા તેને જડે નહી, એવો ઇરાદો તે કેદ કરનાર માણસના દાડામાં આવે, તો તે માણસને, તે ગેરવ્યાજબી કેદને માટે બી જે કાંઇ શિક્ષાને તે માણસ લાયક હોય તેથી ઉપરાંત બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની બીજી શિક્ષા કરવામાં આવશે.

જબરદસ્તીથી કાંઇ મીલકત કહડાવવાનાં અથવા કાંઇ કાયદા વીરૂધ્ધ કામ કરવાના કારણસર ગેરવ્યાજબી કેદ.

૩૪૭. કોઇ શખ્સને કેદ કરીને તે શખશ પાસે અથવા તેની સાથે સબંધ રાખનારા કોઈ શખશ પાસે જબરાઇથી કાંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ કહડાવવાના કારણસર, અથવા કેદ કરેલા શખસ પાસે કે તેની સાથે સબંધ રાખનારા કોઇ શખસ પાસે, જબરદસ્તીથી કાંઇ કાયદા વિરૂધ્ધ કામ કરવાના અથવા જેથી કાંઇ ગુનોહ કરવો સેહેલ થાય એવી કાંઈ ખબર મેળવવાનાં કારણસર. જે માણસ તે શખસને ગેરવાજબી કેદ કરે તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી દંડને પણ લાયક થશે.

જબરદસ્તીથી કબુલાત કરવાના અથવા કાંઇ મીલકત પાછી અપાવવાનાં કારણસર ગેરવ્યાજબી કેદ.

૩૪૮. કોઇ શખ્સને કેદ કરીને તે શખસ પાસે, અથવા તે શખસની સાથે સબંધ રાખનારા કોઇ શખશ પાસે, જેથી કાંઇ ગુનોહ અથવા બદચાલ પકડાય એવી કાંઇ ખબર અથવા કબુલાત જબરદસ્તીથી લેવાના કારણસર, અથવા કેદ કરેલા શખસ પાસે, કે તેની સાથે સબંધ રાખનારા કોઇ શખશ પાસે, જબરદસ્તીથી કાંઇ મીલકત અથવા કીમતી દસ્તાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણસર, અથવા તે કાંઇ લેણું કે માગણું પતાવે, અથવા જેથી કાંઇ મીલકત કે કીમતી દસ્તાવેજ પાછો મળી શકે એવી કાંઇ ખબર આપે. એમ કરવાના કારણસર જે માણસ તે શખશને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## સાપરાધ બળ તથા હુમલા બાબત.

બળ.

૩૪૯. જો એક શખશ કોઇ બીજા શખશને ગતિ આપે, તેની ગતિમાં ફેરફાર કરે, અથવા તેની ગતિ બંધ કરે, અથવા જો તે શખશ કાંઇ પદારથને એવી રીતે કાંઇ ગતિ આપે, તેની ગતિમાં ફેરફાર કરે, અથવા તેની ગતિ બંધ કરે, તેથી તે પદારથ તે બીજા શખશના સરીરના કોઇ ભાગને અથવા તે બીજા શખસે કાઇ વસ્તુ પેહેરી હોય અથવા તે સાથે લેઇ જતો હોય તે વસ્તુને અડકે, અથવા કંઇ બીજી વસ્તુને અટકે એવી રીતે કે તેથી તે બીજા શખસની સ્પરશેંદ્રિપર અસર થાય તો તે શખસે તે બીજા શખસપર બળ વાપરયું એમ સમજવુ. પણ જે શખસ ગતિ આપતો, ગતિમાં ફેરફાર કરતો, અથવા ગતિ બંધ કરતો હોય. તેણે નીચે બતાવેલા ત્રણ પ્રકારોમાંના કોઇ પ્રકારે તે ગતિ આપવી, અથવા ગતિમાં ફેરફાર કરવો. અથવા ગતિ બંધ કરવી જોઇએ.

પેહેલો—પોતાના શરીરની શક્તીથી.

બીજો—કોઇ પદાર્થ એવી રીતે મુકવો કે પછી પોતાની તરફથી અથવા બીજા કોઇ શખસની તરફથી કાંઇ બીજુ કામ થવા શીવાય તે ગતિ થાય અથવા ગતિમાં ફેરફાર થાય, અથવા ગતિ બંધ થાય, એમ કાંઇ રચના કરીને.

ત્રીજો—કોઇ જાનવરને ગતિમાન કરીને, તેની ગતિમાં ફેરફાર કરીને, અથવા ગતિ બંધ કરીને,

સાપરાધ બળ. ૩૫૦ જો કોઇ શખશ કોઇ બીજા શખશની રજામંદી સિવાય તે બીજા શખશની ઉપર ઇરાદાથી બળ વાપરે. અને તે કાંઇ ગુનોહ કરવા સારૂ અથવા તે બળ જે શખશની ઉપર વાપરે તે શખસને તે બળથી કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઇરાદાથી, અથવા તેને તે બળ વાપરવાથી પોતાથી કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ થવાનો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે શખસે તે બીજા શખશની ઉપર સાપરાધ બળ વાપરયું એમ સમજવું

દ્રષ્ટાંત

(અ) એક નદીમાં બાંધેલી હોડીમાં ઝ બેઠો હોય, અને અ તેનાં દોરડાં છોડી નાંખે અને એ પ્રમાણે ઇરાદાથી તે હોડીને પ્રવાહથી ખેંચાઇ જવા દે, તો એ ઠેકાણે અ એ ઇરાદાથી ઝ ને ગતિ આપી, અને તે પદારથોને એવી રીતિયે મુકવાથી કે પછી કોઇ શખસની તરફથી બીજુ કામ થયા સિવાય તે ગતિ ઉત્પન્ન થઇ માટે અ એ ઇરાદાથી ઝ ની ઉપર બળ વાપરયુ એમ સમજવું; અને અગર કાંઇ ગુન્હો કરવાસારૂ અથવા ઝ ને કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઇરાદાથી, કે એ પ્રમાણે બળ વાપરવાથી કાંઇ નુકશાન, ભય, કે દુઃખ થશે એવો સંભવ જાણ્યા છતાં તેણે એ કામ ઝ ની રજામંદી સીવાય કરયું હોય તો અ એ ઝ ની ઉપર સાપરાધ બળ વાપરયુ એમ સમજવું;

(બ) ઝ એક શિગરામમાં બેશીને જાય છે, તેના ઘોડાઓને અ ચાબક મારીને તેની ચાલ ઉતાવળી કરે તો એ ઠેકાણે જાનવરો પાસે પોતાની ગતી બદલાવીને અ એ ઝ ની ગતીમાં ફેરફાર કરયો માટે અ એ ઝ ની ઉપર બળ વાપરયુ એમ સમજવુ; અગર ઝ ને કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઇરાદાથી કે તેથી અ ને કાંઇ નુકશાન. ભય, અથવા દુઃખ થાય એવો સભવ જાણ્યા છતાં, તેણે એ કામ ઝ ની રજામંદી સિવાય, કરયુ હોય, તો અ એ ઝ ની ઉપર સાપરાધ બળ વાપરયુ એમ સમજવું

[ ક ] ઝ એક પાલખીમાં બેશીને જાય છે, તેની પાશેથી અપહરણ કરવાના ઇરાદાથી અ દાંડો ઝાલીને તે પાલખીને અટકાવે, તો એ ઠેકાણે અ એ ઝ ની ગતીબંધ કરી, અને એ તેણે પોતાના સરીરની શક્તિથી કરયુ માટે અ એ ઝ ની ઉપર બળ વાપરયુ એમ સમજવું, અને એ પ્રમાણે અ એ ઇરાદથી ઝ ની રજામંદી શીવાય તથા ગુન્હો કરવા સારૂ કરયુ માટે અ એ ઝ ની ઉપર સાપરાધ બળ વાપર્યુ એમ સમજવુ.

( ડ ) રસ્તામાં અ ઇરાદાથી ઝ ને ધક્કો મારે, તો એ ઠેકાણે અ એ પોતાના શરીરની શકતીથી પોતાના શરીરને એવી રીતે ગતિ આપી કે તે ઝ ને અટકયુ માટે તેણે ઇરાદાથી, ઝ ની ઉપર બળ વાપરયુ એમ સમજવું; અને અગર ઝ ને કાંઇ નુકશાન, ભય, અથવા દુઃખ કરવાના ઇરાદાથી, અથવા તથા તે ઝ ને કાંઇ નુકશાન. ભય, થાય એવો સંભવ જાણ્યા છતાં, તેણે ઝ ની રજામંદી સિવાય એ પ્રમાણે કરયુ હોય, તો તેણે ઝ ની ઉપર સાપરાધ બળ વાપરયુ એમ સમજવું.

[ ઈ ] અ એક પથર ફેંકે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે પથર ઝને

અડકશે. અથવા ઝ નાં કપડાંને અડકશે. અથવા ઝ કાંઇ વસ્તુ લેઇ જાય છે તેને અટકશે, અથવા તે પથર પાણીને લાગીને તે પાણીથી ઝ નાં કપડાં અથવા જ કાંઈ વસ્તુ લેઇ જાય છે તે છંટાશે; તો એ ઠેકાણે, અગર તે પથર ફેંકવાથી કાંઈ પદારથ આવીને ઝ ને અથવા ઝ નાં કપડાંને અટકે તો, અ એ જ ની ઉપર બળ વાપરયું એમ સમજવું. અને અગર જો કાંઇ નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઇરાદાથી તેણે જ ની રજા શીવાય એ પ્રમાણે કરયું હોય, તો તેણે જ ની ઉપર સાપરાધ બળ વાપરયું એમ સમજવું.

(ઙ) અ ઇરાદાથી કોઇ સ્ત્રીના બરખો ઊંચો ખેંચે, તો આ ઠેકાણે તે સ્ત્રીની ઉપર સાપરાધ બળ વાપરયું એમ સમજવું, અને અગર તે સ્ત્રીને કાંઇ નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઇરાદાથી અથવા તેથી નુકશાન, ભય, કે દુઃખ થાય એવો સંભવ જાણીને તેણે તે સ્ત્રીની રજામંદી શીવાય એ પ્રમાણે કરયું હોય તો તેણે તે સ્ત્રીની ઉપર સાપરાધ બળ વાપરયું એમ સમજવું.

(ચ) જ નહાવા બેઠો છે તેવામાં પોતે ઉકળતું જાણતો હોય એવું પાણી અ હમામખાનામાં રેડે ને એ ઠેકાણે અ એ ઇરાદાથી પોતાના શરીરના હલાવડે તે ઉકળતા પાણીને એવી ગતી આપી કે તે પાણી ઝ ને અટકે અથવા બીજા પાણીને અટકે, અને તે એવી રીતે કે તે અટકવાની જ ની સ્પરશેંદ્રીપર અસર થાય જ, માટે અ એ ઇરાદાથી જ ની ઉપર બળ વાપરયું એમ સમજવું; અને અગર, જ ને કાંઇ નુકશાન, ભય, કે દુઃખ કરવાના ઇરાદાથી અથવા તેથી નુકશાન, ભય, કે દુઃખ થાય એવો સંભવ જાણીને, તેણે જ ની રજામંદી શીવાય એ પ્રમાણે કરયું હોય, તો અ એ જ ની ઉપર સાપરાધ બળ વાપરયું એમ સમજવું.

(છ) જ ની રજામંદી શીવાય અ એક કુતરાને જ ની ઉપર કુદાવે તો એ ઠેકાણે, અગર જ ને કાંઇ નુકશાન, ભય, કે દુઃખ થવાનો અ નો ઇરાદો હોય તો તેણે જ ની ઉપર સાપરાધ બળ વાપરયું એમ સમજવું.

હુમલો. ૩૫૧ જે માણસ કાંઈ ચાળો અથવા કાંઇ તઇયારી કરે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તે ચાળા અથવા તઇયારીથી કોઇ સખસ હાજર હોય તેને એવો ભય ઉત્પન્ન થશે કે એ ચાળા અથવા તઇયારી કરનારો માણસ મારા ઉપર હમણાં સાપરાધ બળ વાપરવાનો છે, તો તે માણસે હુમલો કરયો એમ સમજવું.

ખુલાસો—માત્ર શબ્દોથી હુમલો થતો નથી. પણ કોઇ સખસ કાંઇ શબ્દો બોલે તે શબ્દો તેના ચાળા અથવા તઇયારીનો એવો અરથ ઉત્પન્ન કરી શકે કે તેથી તે ચાળા અથવા તઇયારી હુમલો ગણાય.

દ્રષ્ટાંત.

(ક) અ મુઠી વાળીને જ ની તરફ વઢીને હલાવે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી જ એમ માનસે કે અમને હમણાં મારશે, તો અ એ હુમલો કરયો એમ સમજવું.

(ખ) અ એક ભયંકર કુતરાનું મખબંધન છોડવા માંડે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી જ એમ માનશે કે અ હમણાં તે કુતરા પાસે મને કરડાવશે. તો અ એ જ ની ઉપર હુમલો કરયો એમ સમજવું.

(ગ) અ એક લાકડી લેઇને જ ને એમ કહે કે, "હું તારી વલે કરૂંશ", તો એ

ઠેકાણે આ એ વાપરેલા શબ્દો કોઈ પણ બાબતમાં હુમલો ગણાય નહી, તથા માત્ર નીચુ વળીને લાકડી લેવી એ, બીજી કાંઇ બીના શીવાય હુમલો ગણી ન શકાય એવું હોય, તોપણ તે લાકડી લેવાના ચાળાનો અરથ તે શબ્દોથી સમજાઇ ને તે હુમલો થઈ શકે.

ભારે ક્રોધ ઉત્પન ન કરયા છતાં કોઈની ઉપર સાપરાધ બળવાપરવાની શીક્ષા

ઉપર, કોઇ શખસે ભારે અથવા આકસ્મીક ક્રોધ ઉત્પન ન કરયા છતાં, તે શખશની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે શખશને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપાયા સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—અગર તે ગુનાહ કરવાનાં બહાનાં દાખલ તે ક્રોધ ગુનેહગારે માગી આણેલો અથવા બુદ્ધીપુરવક ઉતપન કરેલો હોય, અથવા—

અગર કાયદા મુજબ, કે સરકારી નોકરીનો અખ્તીયાર અમલમાં લાવતાં કોઇ સરકારી નોકરને, કરેલી વસ્તુથી તે ક્રોધ ઉતપન થયો હોય અથવા—

અગર ખાનગી બચાવનો હક કાયદા મુજબ, અમલમાં લાવતાં કરેલી તે કાંઇ વસ્તુથી તે ક્રોધ ઉતપન થયો હોય. તો તે ભારે તથા આકસ્મીક ક્રોધના સબંધથી આ કલમ મુજબ કાંઇ ગુનાહની શિક્ષા ઓછી થશે નહી-

તે ક્રોધ એવો ભારે તથા આકસ્મીક હતો કે તેથી તે ગુનાહ ઓછો થઇ શકે, એ હકીકતની બાબત છે.

**ટીકા**—જે સખસ ઉપર આ કલમ પ્રમાણે કામ ચલાવી તેને પુરાવની ખામીને લીધે છોડી મુકવામાં આવ્યો હોય તે સખસની એની એ ફરીયાદ ઉપરથી વ્યથા કરયાના તહોમતની તજવીજ થઇ શકે નહીં. કપ્તાન વિરૂદ્ધ સ્મીથ ૭ બે. હા. રી. પ્ર ૨૫ [એ ૫.]

કાંઇ અણધારેલો હુમલો થઈ જાય અને તેમાં કજીઓ થઇ જુસ્સાથી કોઇથી કોઇનુ ખુન થઇ જાય તો તેને કલમ ૩૦૦ના અપવાદ ૪ નો લાભ મળે. કહી પારટીએ પેહેલો ગુસ્સો ચલાવ્યો કિંવા કહી પાટીએ પેહેલો હુમલો કરયો તે આ કામમાં જરૂરનુ નથી—રાણી વીરૂધ જાલીમરેહ. ૧ વી. રી. પ્ર, ૩૩

આ કલમ પ્રમાણેના તહોમતમાં રૂ ૫૦ દંડ અને દંડ ન આપે તો ૧ મહીનાની કેદનીસજા કરવામાં આવી તે પેનલ કોડની આ કલમ ઉપર અને ૬૫ ધ્યાનમાં લઇ ગેરવ્યાજબી ઠરાવવામાં આવી છે. જીહુનબક્ષ. ઈ ડા. પ્ર. ૩૪૧

એક માણસ ઉપર ઘણા સખસો હુમલો કરે અને તેથી તેનો હાથ ભાગી પડે તો તે આ કલમ પ્રમાણેનો ગુન્હો નથી પણ કલમ ૩૨૫ પ્રમાણે બુદ્ધિપુરવક મહાવ્યથાનો ગુન્હો છે—રાણી વિરૂદ્ધ રામતા હાલસીંગ. ૫ વી. રી. પ્ર. ૧૨

વાપરેલા શબ્દથી એવુ માલમ પડી આવતું હોય કે એજ વખતે તુરત સાપરાધ બળ વાપરવાનો ઇરાદો નથી તો એ હુમલો થતો નથી. ૧ મું હા. રી. પ્ર. ૨૫

એક માણસ બીજા માણસને મારવાને લાકડી ઉગામે પણ તે સામો માણસ એટલે દુર ઉભો હોય તેથી લાકડી ત્યાં પોચાંવનો સંભવ ન હોય તો તે તહોમતદારે હુમલો કર્યો કહેવાય નહી. આર્ચ પ્ર. ૭૧૬

પણ લાકડી હાથમાં લઇ સામા સખસને મારવા માટે છેટેથી "માર માર" એમ કરતો દોડે, જેને મારવાનો હોય તેને લાકડી પોચે એટલો નજીક તે આવે અને પછી તેને અટકાવવામાં આવે તો તેણે હુમલો કર્યો કહેવાય. આર્ચ પ્ર. ૭૧૬

આરોપીતપર તોહોમત શાબીત થયાથી ગુનેગાર શખશ પાસેથી સુલેહ રાખવા સારૂ મુચ-લકા વીગેરે લેવા બાબત સને ૧૮૮૨ના આકટ ૧૦ ના કલમ ૧૦૬ જુઓ, વળી તેમુચલકા લેવાનો કયા અમલદારને અખ્તીઆર છે તે વીષે પણ સદરહુ કલમ જોવાથી ખુલાસો થસે. ત્રણ વરસ કરતાં વતી મુદતને માટે સુલેહ રાખવાના જામીન લેવાય નહી. જુઓ સદરહુ કલમ.

અપીલ ઉપરથી અથવા બીજી કોઇ રીતે જો ગુન્હો સાબીત થયાનો ઠરાવ રદ થાય તો એ પ્રમાણે કરી આપેલુ ખત રદ થશે.

પીનલકોડ કલમ ૪૪૭ મુજબ સામાન્યશક પ્રવેશનો ગુન્હો સાબીત થવાથી તેની સાથે તે ગુન્હેગાર સુલેહનો ભંગ ન કરે એવો મુચરકો આપે એવો હુકમ કરેલો જો તે ગુનેગારના કૃત્યો પરથી તેનો ઇરાદો સુલેહનો ભંગ કરવાનો છે એમ માલમ પડેતો તે હુકમ ગેર કાયદેસર નથી. જે ગુનાનુ તહોમત હોય તે ગુનો સુલેહનો ભંગ થાય એવોજ ગુન્હો હોવો જોઇએ એમ તદન જરૂરનુ નથી —જેકુખાન—વી. શે. ૭ પ્ર. ૧૪

જમીન વીગેરેના કબજા બાબતના કામમાં સુલેહ રાખવા સારૂ મુચરકો લેવાનો માજીસ્ત્રેટને અખ્તીઆર નથી. વી. રી. ૨૪ પ્ર. ૧૦

જામીનની રકમ વધારવાની અથવા જામીનનો મનાર બદલવાની અથવા તેની મુદત વધાર વાની, કોઇ માજીસ્ત્રેટને, સતા નથી. પણ તે માજીસ્ત્રેટ હુકમનામાં લખેલા શબ્દો પ્રમાણે વર તવાને બંધાએલા છે રાણી વિરૂદ્ધ—ઇશ્વરી પ્રસાદશીંગ ૯ બેં લો. રી પ્ર. ૪૪

સુલેહનો ભંગ થવાનો સંભવ છે, એવી ફરીયાદ્દી શિવાય. અને તે બાબતનો પુરાવો લીધા શીવાય કોઇ પણ માજીસ્ત્રેટ સુલેહ રાખવાનો હુકમ કરી શકતો નથી અને તે પ્રમાણે જો તે કરેતો તે તેની હકુમતની બાહરછે, એમ સમજવું— અરજદાર— બુજેંદ્રો દુનીયાના કામ માં, વી, ૧૭— પ્ર, ૭૫

શને ૧૮૮૨ ના આકટ ૧૦ની કલમ ૧૦૬— ૧૦૭ મુજબ શુલેહ રાખવાશારૂ મુચલકો શાશારૂ નકરીઆપવો તેનુકારણ બતાવવાને કોઇ શખશને હુકમ કરયો ત્યારબાદ પ્રતીવાદીએ શુલેહનોભંગ ઘણું કરીને થાય એવુ કાંઇ કૃત્ય કરયું છે,કે નહી, તેવીસેની તજવીજ કરયા શીવાય, અથવા તે વીસેના પુરાવો લીધા શીવાય માજીસ્ત્રેટે તે શખશને મુચલકો આપવાનો હુકમ કરવો નહી.—નીસોકુદનાસીંગ, વી. રી. ૧૨ પ્ર. ૧૬

રાજારામ બાહાદુરસીંગના કામમાં ( વુ. રી. ૨૨ પ્ર. ૩૯ ) નામદાર હાઇ કોરટે એમ ઠરાવ કીધાં છે કે જો પક્ષકારોની અમુક વરતણુંક ઉપરથી સુલેહનો ભંગ થવાનો સંભવ છે. એવુ તાત્કાલીક અનુમાન થઇ શકેતો તેવા પુરાવા ઉપરથી. માજીસ્ત્રેટ ઠરાવ કરેતો તે કાંઇ ગેર વ્યાજબી નથી; આ કામમાં તો ફકત બે પોલીસ અમલદારોનો પુરાવો છે, અને તેઓ એમ કહેછે કે, અમારા અભીપ્રાય પ્રમાણે તો બંને પક્ષકારો વચ્ચે એવો સંબંધ છે કે જે પક્ષકાર કબજા રહીત છે. તે પક્ષકાર સુલેહનો ભંગ કરશે એવો સંભવ છે—નામદાર હાઇ કોરટે એમ ઠરાવ કરયો કે, જુના ક્રીમીનલ પ્રોશીજર કલમ ૪૯૧ એટલે સને ૧૮૮૨ના આકટ ૧૦ ની કલમ ૧૦૭ પ્રમાણે કરેલો હુકમ ગેરકાયદે છે. તેમજ માજીસ્ત્રેટે પોતાની ખાનગી માહીતી ઉપર આધાર રાખી ઇનશાફ કરવો નહી, પણ કાયદેસર પુરાવા જે તેના આગળ રજુ થાય તે ઉપરથી ઇનશાફ કરવો જોઇએ.

કોઇ સરકારી નોકરને ડરાવીને તેનો અમલ કરતો બંધ રાખવાને શાપ

૩૫૩. કોઇ શખશ સરકારી નોકર હોય, અને પોતાના સરકારી હોદાનો અમલ ચલાવતો હોય, તેવામાં, તે શખશની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે અથવા તે શખશને પોતાના સરકારી હોદાનો અમલ ચલાવતો અટકાવવા અથવા ડરાવીને અમલ

શસ્ત્રબળ વાપરવું. ચલાવતો બંધ પાડવાના ઇરાદાથી, અથવા તે શખસે પોતાના સરકારી હોદ્દાના કાયદા મુજબ અમલ ચલાવતાં કાંઇ વસ્તુ કરી હોય અથવા કરવાની કોશીશ કરી હોય તેટલા વાસ્તે, જે માણસ તે શખસની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને બે વરસની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

**ટીકા**—કાંઇ કામ બજાવવાને સારૂ કોઇ સરકારી નોકરે પોતાના તાબાના માણસને કાંઇ હુકમ આપ્યો હોય તે હુકમ તેની પાસેથી પડાવી લેવાનો તહોમતદારો પ્રયત્ન કરે તો તેને આ કલમ પ્રમાણે સજા થાય. ૧૩ વી. રી. પ્ર. ૪૯

કોઇ સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી તેની ઉપર હુમલો અથવાસાપરાધબળ. ૩૫૪. કોઇ સ્ત્રીની લાજ લેવાના ઇરાદાથી, અથવા પોતે તેમ કરવાથી તેની લાજ જવાનો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે સ્ત્રીની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને બે વરસની મુદ્દત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે

**ટીકા**—આ પ્રમાણે હુમલો કરી સ્ત્રીની લાજ લેવાય તો કલમ ૩૭૬ પ્રમાણે સજા થાય.

કોઇ વઇદ વગર જરૂરીઆતે કોઈ સ્ત્રી દરદીને નાગી કરે, એવા બાનાથી કે એમ કર્યા વગર તે દરદ પારખી શકે તેમ નથી. તો એ કપડાં જો વઇદ પોતાને હાથે ઉતારેતો તેણે સાપરાધ બળ વાપર્યાનો ગુન્હો કર્યો કેહેવાય-રાણી વિરૂદ્ધ રોસીન સ્કી. આર્ચ પ્ર. ૭૧૬

ચાંદીના દરદ થએલ શખશ કોઇ તેર વરસની છોકરી સાથે સંભોગ કરે, છોકરીને એવું જણાવે કે મને કાંઇ દરદ નથી તો એ શખસે આ કલમ પ્રમાણે નીચ સાપરાધબળવાપર્યું કેહેવાય—રાણી વીરૂદ્ધ બેનેટ, આર્ચ પ્ર. ૭૧૬

કોઇ મેહેતાજી તેની સ્ત્રી નીશાળીઆ સાથે તેની સમતી વગર અયોગ્ય છુટ લે તેમાં તે સામી ન થાય તો પણ તે હુમલો છે—રાણી વિરૂદ્ધ નીકલ. આર્ચ. પ્ર ૭૧૫

એક આરોપીતને એક બીજા વર્ગના માજીસ્ટ્રેટે આ કલમ પ્રમાણે એક સ્ત્રીની શરૂપતા ઉપર ઇરાદા પુરવક હુમલો કર્યાનો ગુનેગાર ગણી તેને શીક્ષા કરી હતી તે ઉપર આરોપીતે થાણું જીલ્લાના માજીસ્ત્રેટને અપીલ કરી તેથી તેઓએ સેકંડકલાસ માજીસ્ત્રેટની કરેલી શીક્ષા રદ કરી તે એવા કારણથી કે "આ કામમાં જે પુરાવ દાખલ થયો છે તેજો ભરોસો રાખવા લાયક હોય તો પી. કો. કા. ૩૭૬ તથા ૫૧૧ મુજબ બળાતકાર સ્ત્રી સંભોગ કરવાને કોશીશ કર્યાનો ગુન્હો બને છે અને તેની તપાસ કરવાનો સેકંડ કલાસ માજીસ્ટ્રેટને અધીકાર નથી"

ડીસ્ટ્રીકટમાજીસ્ત્રેટે એ પ્રમાણે ઠરાવ કર્યોતે ઉપરથી થાણાના સેશનજડજે ડબ્લ્યુ. એમ. પી. કોગલાને આ કામ હાઇકોરટના અભીપ્રાય માટે મોકલ્યું. તેથી હાઇકોર્ટે ઠરાવ કીધો કે, જુના ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૨૮૪ એટલે,શન ૧૮૮૨ ના એકટ ૧૦ ની કલમ ૪૨૩ રકમ બીજી પ્રમાણે ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટને તે શીક્ષા રદ કરવાનો અધીકાર નથી. પણ ડીસ્ટ્રીકટ માજીસ્ત્રેટે આ કામ હાઇકોરટના અભીપ્રાય માટે મોકલવું જોઇતું હતું સરકાર વીરૂદ્ધ તુકારામ રાઘો. મુ. હા. રી. વા. ૧૨—પાનુ ૨૩૪ તા૦ ૬ જુલાઇ ૧૮૭૫

જબરાઇથી સંભોગ કરવાના કામમાં આ કલમ તથા કલમ ૩૭૫પ્રમાણે ફસ્ટકલાસ માજીસ્ત્રેટને અધીકાર નથી. શેશન કોરટને અધીકાર છે મુ હા. કો. તા૦ ૩૦ જુલાઇ ૧૮૬૮ નેટીવ ઓપીનીયન ૧૮૬૮ પ્ર. ૧૩૬

ભારે કરોધ ન ઉતપન્ન કરવા છતાં ૩૫૫. કોઇ શખસે ભારે તથા આકસ્મીક કરોધ ઉત્પન્ન ન કર્યાં છતાં, જે શખશને બે આબરૂ કરવાના ઇરાદાથી જે માણસ તે શ

કોઇ શખશને બે આબરૂ કરવાના ઇરાદાથી હુમલો અથવા સાપરાધ બળ.

ખશની ઉપર હુમલો કરે, અથવા સાપરાધ બળ વાપરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે,

કોઇ શખશ કાંઇ વસ્તુ લેઇ જતો હોય તે વસ્તુની ચોરી કરવાની કોશીશ કરવામાં હુમલો અથવા સાપરાધ બળ.

૩૫૬. કોઇ શખસે કાંઇ વસ્તુ પેહેરી હોય અથવા તે લેઇ જતો હોય, તેની ચોરી કરવાની કોશીશ કરવામાં તે શખસની ઉપર જે માણસ હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

કોઇ શખશને ગેરવ્યાજબી કેદ કરવાની કોશીશમાં હુમલો અથવા સાપરાધ બળ,

૩૫૭. કોઇ શખસને ગેરવ્યાજબી કેદ કરવાની કોશિશ કરવામાં જે માણસ તે સખશની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શીક્ષા કરવામા આવશે.

કોઇએ ભારે તથા આકસ્મિક ક્રોધ ઉતપન કરયા પરથી તેની ઉપર હુમલો કરવો અથવા સાપરાધ બળ વાપરવું.

૩૫૮. કોઇ સખસે ભારે તથા આકસ્મિક ક્રોધ ઉતપન કરયા પરથી જે માણસ તે શખસની ઉપર હુમલો કરે અથવા સાપરાધ બળ વાપરે તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની. અથવા બસે રૂપીયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

ખુલાસો—૩૫૨ મી કલમનો જે ખુલાસો લખેલો છે તે આ છેલી કલમને પણ લાગુ પડે છે.

## મનુષ્યહરણ, મનુષ્યનયન, ગુલામી તથા વેઠ બાબત.

મનુષ્ય હરણ.

૩૫૯. મનુષ્યહરણ બે પ્રકારનું છે, એક બ્રિટિશ ઇંડીયામાંથી અને બીજું કાયદેસર વાલીના હવાલામાંથી.

બ્રિટિશ ઇંડિયામાંથી મનુષ્ય હરણ.

૩૬૦ જે માણસ કોઇ શખશની રજામંદી શીવાય અથવા તે શખશની વતી રજામંદી આપવાનો જેનો કાયદા મુજબ અખ્તીર હોય એવા કોઈ શખશની રજામંદી શીવાય, બ્રિટિશ ઇંડીયાની હદની બહાર લઇ જાય તે માણસે બ્રિટિશ ઇંડીયામાંથી તે શખસનું હરણ કરયું એમ સમજવું

કાયદેસર વાલીના હવાલામાંથી મનુષ્ય હરણ.

૩૬૧. ચૌદ વરસથી ઓછી ઉમરના કોઇ છોકરાનો અથવા સોળ વરસથી ઓછી ઉમરની કોઇ છોકરીને, અથવા કોઇ દીવાના શખશને, તે બાળક અથવા દીવાના શખસના કાયદેસર વાલીના હવાલામાંથી તે વાલીની રજામંદી શીવાય, જે માણસ લઇ જાય અથવા ફોસલાવીને તેડી જાય, તેણે તે બાળક અથવા તે શખશનું કાયદેસર વાલીના હવાલામાંથી હરણ કરયું એમ સમજવું.

ખુલાસો—આ કલમ મધ્યે "કાયદેસર વાલી" એ શબ્દો લખ્યા છે તે શબ્દો મધ્યે તે બાળક અથવા તે બીજા શખસને રાખવાનું અથવા તેની સભાળ કરવાનું કામ કાયદા મુજબ જે શખસને સોંપ્યું હોય, એવા કોઇ પણ શખસનો સમાવેશ થાય છે,

અપવાદ.—કોઇ શખસ શુદ્ધબુદ્ધિએ એમ માનતો હોય કે લગ્ન સબંધ વિના ઉત્પન્ન

પએક્ષા ફલાણા બચ્ચાંનો હું બાપ છું, અથવા શુદ્ધબુદ્ધિએ એમ માનતો હોય કે તે બચ્ચાંને કાયદેસર હવાલામાં રાખવાનો મારો હક છે, અને તે શખસ અમર કાંઈ અનીતીનાં અથવા કાયદા વીરૂધ કારણસર એવું કામ ન કરે, તો તેના કામને આ કલમ લાગુ પડતી નથી.

ટીકા.—ચૌદ વરસથી ઓછી ઉમરના છોકરાને, કીંવા સોળ વરસથી ઓછી ઉમરની છોકરીને, અથવા દીવાનાને તેના વાલીની રજામંદી વગર લઇ જાય અથવા ફોસલાવી લઇ જાય તેણે કાયદાસર વાલીના હવાલામાંથી હરણ કરયું કહેવાય.

એક દશ વરસની છોકરી પોતાના ધણી અને સાસુની પાસે રેહેતી હતી તેને એક દીવસે છાણા વીણીને વેચવા માટે તેઓએ મોકલી તે છોકરી ઘેર પાછી આવતાં આરોપીતે પોતાને ઘેર બેસાડી મુકી અને પોતાની સાથે તેને બીજે ઠેકાણે લઇ જવાના હેતુએ તેને તે લઇ ગયો. તે ઉપરથી અમદાવાદના આસીસ્ટન જડજ એ. એલ. પી. લારકન, આરોપીત પર તેણે કાયદેસર વાલીના કબજામાંથી અલ્પવયનું છોકરૂ ચોરયાનુ તોહોમત સાબીત કરી તેને ત્રણ વરસની સખત કેદની શીક્ષા કરી, તે સેસન જડજે બાહાલ રાખી. તે ઉપર હાઇકોરટને તપાસણી અરજ થઇ એવા કારણથી કે "આ કામમાં જે કાંઇ વાત જણાઇ આવી છે તે ઉપરથી એ કૃત્ય છોકરૂં ચોરી લેવાનો ગુનહો નથી. તો છોકરી આરોપીત સાથે જવાને જો કબુલ થઇ હતી તો તેને લઇ જવાની વખતે તેનો કેઇ વાલી હતો કીંવા નહી તો એની ચોકશી કરવાની તેને જરૂર નોહોતી" તે ઉપર હાઇકોરટે ઠરાવ કરયો કે—

દશ વરસની છોકરીનું કોઈ પાલણ કરનાર છે કે નહી, એવી ચોકશી કરયા શીવાય તેને તેના પાલન કરનારના કબજામાંથી લેવી એ કૃત્ય તેણે પોતાપર જવાબદારી લાધા બરાબર છે, અને એટલા વાસ્તે તેના પરીણામથી તેનો છુટકો થનાર નથી દશ વરસની છોકરીએ પોતાના પાલણ કરનારના તાબામાં છે. એમ પ્રથમ દર્શને સમજવું જોઇએ અને તેની યોગ્ય રીતે પરવાનગી લીધા શીવાય જો કોઇ તેને લેઈ જાયતો તે કૃત્ય ગુનહો થશે એવા પ્રકારનું અલ્પવયનુ છોકરૂ એ પાલણ કરનારનાં તાબામાં છે. એટલી રીતે સદરહુ કલમમાં પી. કો. કા ૩૬૧ માં કહેલો ગુનહો થવાને બસ છે. માટે આ તપાસણી અરજ નામંજુર કરીએ છીએ—સરકાર વીરૂધ— ઉમરાદબક્ષ—મુ. રી. વા. ૩ પાનુ ૧૧૭ તા૦ ૧ ડીસેંબર સન ૧૮૭૮

તહોમતદારે છોકરીને કાંઇ સમજાવી ન હોય, લલચાવી ન હોય, તેમ છતાં છોકરી મજકુર તેના બાપને ઘરથી નીકળી ઘણે દુર હોય એવા તહોમતદારને ઘેર જાય તો તહોમતદાર ઉપર આ તહોમત આવે નહી. અલબત નીતી પ્રમાણે તે છોકરીને તેણે પાછી વાળવી જોઇએ પણ તેમ કરે નહી તો તેથી ગુનહામાં આવે નહી. આનું કારણ એજ કે ગુનહો એ તે કાયદાસર વાલીના હવાલામાંથી લઇ જવાનો છે—રાણી વિરૂદ્ધ ઓલીફાયર. આર્ચ. પ્ર, ૭૫૮

લઇ જતી વખતે છોકરી મજકુર કોઇના કાયદાસર વાલીપણા નીચે છે એવું તહોમતદાર જાણતો ન હોય, અથવા એવું માનવાને તેને કાંઇ કારણ પણ ન હોય તો તણે. આ ગુનહો કરયો નથી—રાણી વિરૂધ હીબર્ટ. આર્ચ, પ્ર. ૭૫૮—૫૯

એક તહોમતદાર એક છોકરીને રસ્તામાં મળ્યો અને તેને લલચાવીને પાસેના એક ગામમાં લઇ ગયો અને જ્યાં ફોસલાવી તે તેઓએ ગામડેથી પાછા ફરયાં એટલે તહોમતદારે જ્યાંથી તેને ઉડાવી હતી ત્યાં તેને મુકી છોકરી તેના બાપને ઘેર ગઇ એ છોકરી કેની હતી એવી તહોમતદારે તજવીજ પણ કરી નહી, તેમ તે કેહેની છોકરી છે.

એવું જાણતો કે માનનો નહોતો તેમાં ઠરયું કે તેણે ભગવી લઇ જવાનો ગુન્હો કરયો નથી. રાણી વિરૂધ ગ્રીન આ. પ્ર. ૭૫૫

છોકરીના માબાપને કાંઇ ખોટી હકીકત કહીને અથવા કપટ કરીને પોતાની છોકરીને તહોમતદારને આપે એવુ તહોમતદાર કરે અને માબાપ ભોળપણથી તહોમતદારને આપે પાછળથી એમ કરવાનું કારણ છોકરીને લઇ જવી એવુ જણય તો તહોમતદારે આ ગુન્હો કરયો કહેવાય—રાણી વીરૂધ હોપકીન્સ આ. પ્ર ૭૫૮

પોતાની છોકરીને લઇ જવા માબાપ પ્રથમ રજા આપે, પાછળથી ના પડે તો પછી આ ગુન્હો બને છે કે નહી એ શક ભરેલું છે, પરંતુ એટલુ તો ખરૂ છે કે ના પાડયા પછી લઈ જાય તો આ ગુન્હો બને છે. આ. પ્ર. ૭૫૯

એક છોકરીની મા તે છોકરીને રાત્રીએ એકલી નાચમાં વેશ્યાઓને ઘેર વીગેરમાં જવાની રજા આપે, તે પ્રસંગ ચાલ્યાચાલે, તેમાંતેની મંજુરી હોય એવુ દરશાવેના પછી એવી જગ્યાએથી તેને કોઇ લઇ જાય તો તેને કાયદાસર વાલીના હવાલામાંથી ભગવી લઇ ગયાનું ગણાય નહી—રાણી વીરૂધ પ્રીમેલ્ટ. આ. પ્ર. ૭૫૯

આ કલમ પ્રમાણેના ગુન્હો સંપુર્ણ થવા માટે જે છોકરા અથવા છોકરીને લઇ જવામાં આવ્યું હોય તેને બળથી લઇ જવામાં આવ્યું હતુ કે નહી તે કાંઇ જરૂરની બાબત નથી. રાણી વીરૂધ મોધુપાલ કૈ. ઇ. ડા. પ્ર. ૩૩૪

આ કલમ પ્રમાણેનો ગુનો સંપુરણ થવા માટે કાયદાસરવાલીના હવાલામાંથી તેની મંજુરી વગર એ છોકરાનુ હરણ કરેલુ હોવુ જોઇએ—રાણી વિરૂધ ગંધરસીંગ કો. ઇ. ડા પ્ર ૩૫૭

એક છોકરીનુ કોઇ શખશ સાથે લગન કરવુ એવુ ઠરયુ હોય પણ પાછળથી એ છોકરીના બાપનુ મન ફરયુ હોય તેમ છતાં તેનો ધણી તેને ઉઠાવી લઇ જાર તો તેણે આ કલમ પ્રમાણે ગુનો કરયો કહેવાય—રાણી વિરૂદ્ધ ગુરૂદાસ રાજ બંસી કો૦ ઈ૦ ડા૦ પ્ર. ૩૫૭

કોઇ છોકરૂ જાહેર રસ્તામાં રમતું હોય અને તેને ત્યાંથી લઇ જવામાં આવ્યુ હોયતો તે કાયદાસર વાલીના કબજામાંથી લીધુ કહેવાય--રાણી વિરૂદ્ધ મસામસ ઉજીરત, કો૦ ઇ. ડા૦ પ્ર૦ ૩૫૭

હરણ કરેલી છોકરી લાયક ઉમરની હોય અને ભગવી લઇ જવામાં તેની સમત્તિ હોયતો તે ભગવી જનાર ઉપર પારકી સ્ત્રી ફોસલાવી લઇ જવાનુ તહોમત આવે, આ કલમ પ્રમાણે તોહમત આવે નહી—રાણી વિરૂદ્ધ શ્રીમોતી પોદ્દુ કો. ઇ. ડા. પ્ર. ૩૩૯

જે વખતે છોકરાનુ હરણ કરવામા આવે તે વખતે તે છોકરી તેના બાપના કબજામાં ન હોય કયાંઈ નાશી ગઇ હોય તો ત્યાંથી નસાડી જનાર ઉપર આ કલમ પ્રમાણે તહોમત આવે નહી. (મેન પ્ર. ૨૯૧)

દશ વરસની છોકરી વાલી વગર હોયજ નહી એવું વિરૂધ સાબીત થતાં સુધી માનવું જોઇએ. તે છોકરીનો કોઈ વાલી છે કે નહી તેનો તપાસ કરવામાં મેં ભુલ કરી એવો બચાવ તહોમતદાર લાવી શકે નહી—કેસરેહિંદ વિરૂધ ઉમરશાહબક્ષ ૩ ઇ. લા. રી. (મુંબાઈ) પ્ર. ૧૭૮

મનુષ્ય નયન. ૩૬૨. કોઇ સખસને કોઇ જગેથી જવાને જે માણસ બળથી જરૂર પાડે, અથવા કાંઇ ફરેબી ઇલાજથી લલચાવે તે માણસને તે શખશનુ નયન કરયુ એમ સમજવું.

મનુષ્ય હરણની શીક્ષા. ૩૬૩. જે માણસ બ્રિટીશ ઇંડીયામાંથી, અથવા કાયદેસર વાલીના હવાલામાંથી, કોઇ શખસનુ હરણ કરે, તે માણસને સાત વરસની મુ

દત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આ વશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—સગીર છોકરાના કાયદેસર પાલન કરનારના તાબામાંથી સગીરને લઇ જવાના ક્રીયા ચાલુ હોય ત્યાં સુધી ચોરી લેવાના અપરાધને શાજ્ય કરવામાં આવેછે અને બીજા હાલના કામમાં કલમ ૩૬૩ અને ૧૧૬ પ્રમાણે અપરાધ મુકવો જોઇએ, સરકાર વીરૂધ રામ્યા કાનદત વા. ૧– પ્ર. ૧– ૬૪

એક બાળક છોકરાએ તેના માબાપની પરવાનગી વગર અને કોઇ બીજા શખશની શીખવણીથી પોતાનુ ઘર છોડ્યું છે એવી તહોમતદારને ખબર નહી હોવાથી તેને લંકા સુધી લઇ જવાનુ માથે લીધું તેને રસ્તે પકડવામાં આવ્યો અને મનુષ્ય હરણ કરવાની મદદગારીના તહોમતથી ગુનેગાર ઠરાવવ માં આવ્યો, મુખ્ય ગુનેગાર અને આ મદદગાર વચ્ચે એ છોકરાનુ હરણ કરવા બાબત કાંઇ મશલત થઇ નહોતી. એ કારણથી સેશન જજે આરિક્ષા રદ કરી તેમાં ઠરાવવામાં આવ્યુંકે કાયદાસર વાલીના હવાલામાંથી કોઇ બાળકને લઇ જવાનુ કૃત્ય જ્યાં સુધી જારી રહે ત્યાં સુધી એ હરણ કરવાના ગુન્હામાં મદદગારી કરી કહેવાય, અને આ હરણ બ્રિટીશ ઇન્ડીયામાંથી થયુ હતુ માટે કલમ ૩૬૩ અને ૧૧૬ લગાવવી જોઇએ—રાણીવીરૂધ સામીઆ કાવનદાન. ૧.ઇ. લા, રી. પ્ર. ૧૭૩ ( મદ્રાસ ).

સોળ વરસની અંદરની કોઇ છોકરીને તેના કાયદસર વાલીની પરવાનગી વગર પરણવા માટે લઇ જવામાં આવે તો તેને આ કલમ ૩૬૩ અને ૩૬૬ મુજબ ગુન્હો કરયો કહેવાય. આવા કામમાં છોકરીની મંજુરી હતી એ બધાત નથી તેમ તેને જોરથી કે ફરેબથી લઇ જવામાં આવી હતી એ પાજ જરૂરની નથી—રાણીવીરૂધ કુરદનસીંગ અને મોહનસીંગ.

આ કલમમાં "કાયદાસર વાલી" એવા શબ્દ લખ્યાછે તેનો અર્થ નાના છોકરા જેની સંભાળ અને તકેદારી નીચે રાખવામાં આવ્યું હોય તે શખશ તેનો કાયદાસર વાલી સમજવો—રાણીવીરૂધ બલરએ. કો ઇ. ડા. પ્ર. ૩૫૮

આ કલમ પ્રમાણેનુ તહોમત માંહો માંહ માંડી વળાય—રાણીવીરૂધ ઓપી મોહનમીતર ૧૦ જુન સને ૧૮૭૪ કલકત્તા હાઇકોર્ટ.

ખુન કરવા માટે મનુષ્ય હરણ અથવા મનુષ્ય નયન — ૩૬૪. કોઇ શખશનુ ખુન કરવામાં આવે એટલા માટે અથવા પોતાનુ ખુન થવાના જોખમમાં તે શખશ આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે જે માણસ તે શખશનુ હરણ અથવા નયન કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની, શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

દ્રષ્ટાંત.

[ અ ) અ બ્રિટીશ ઇંડીયામાંથી ઝ નુ હરણ કરે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એક મુર્તીને ઝ નભોગ આપવામાં આવે તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

( બ ) બ નુ ખુન કરવામાં આવે એટલા માટે બ ને તેને ઘેરથી અ બળાથી અથવા ફોસલાવીને લઇ જાય. તે અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

કોઇ શખશને છાની રીતેગેર વ્યાજ — ૩૬૫. કોઇ સખશને છાની રીતે, ગેરવ્યાજબી કેદ કરવાના ઇરાદાથી જે માણસ તે શખશનુ હરણ અથવા નયન કરે; તે માણસ

બી કેદ કરવાના ઇરાદાથી તેનું હરણ અથવા નયન કરવું.

ને સાત વરશની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ સ્ત્રીના જુલમથી લગન કરાવવા વગેરે કારણસારૂ તે સ્ત્રીનું હરણ અથવા નયન.

૩૬૬. કોઇ સ્ત્રીને તે સ્ત્રીની મરજી નહી છતાં કોઇ પુરૂષની સાથે જુલમથી પરણાવવામાં આવે એવા ઇરાદાથી, અથવા જુલમથી પરણાવવામાં આવશે એવો સંભવ છે એમ જાણીને, અથવા જુલમથી કે ફોસલાવીને તે સ્ત્રીની જોડે જાર કર્મ કરવામાં આવે એટલા માટે અથવા જુલમથી કે ફોસલાવીને તેની જોડે જાર કર્મ કરવામાં આવશે એવો સંભવ છે એમ જાણીને, જે માણસ તે સ્ત્રીનું હરણ અથવા નયન કરે, તે માણસને દશ વરશની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—આ કલમ પ્રમાણેના તહોમતમાં જે કામ માટે નસાડી લઇ જવામાં આવીછે તે કામ સાબીત થવું જોઇએ. (ક્રી. મ. ૨૭૭

જેવખત ભગવી લઇ જવામાં આવે તે વખત એ સ્ત્રીની મરજી હોય પણ પછી રસ્તે પડતાં તે સ્ત્રીની તે ભગવી લઇ જનારની સાથે જવાની મરજી નહોય તેમ છતા તેને રોકી શકે તો તહોમતદાર આ કલમ પ્રમાણેનો ગુન્હો કરયો કહેવાય. આર્ચ. પ્ર. ૪૫૭

જે વખત નસાડી લઇ જવામાં આવે તે વખત સ્ત્રીની ખુશી નહોય પણ પાછળથી તે જે પરણાવે ત્યારે તેની ખુશી હોયતો એ પાછળની ખુશીએ તહોમતદાર બચી શકે નહી કેમકે ગુન્હો છે તે ભગવી લઇ જતી વખત સ્ત્રીની ખુશી હતી કે નહી તે ઉપર છે. સ્વીદનનો મુકરદમો આર્ચ. પ્ર. ૪૫૭

સ્ત્રીને નસાડી લઇ જઇ પરણાવવામાં આવે તે વખતે તેની મરજી હોય પણ તે મરજી તેણે તહોમતદારે વાપરેલા કપટ ઉપરથી આપી હોયતો તહોમતદાર આ ગુન્હો કરયો કહેવાય—રાણી વીરૂદ્ધ વેકફીલ્ડ. આર્ચ. પ્ર. ૪૫૭

કોઇ શખસને મહાવ્યથા થાય, તેને ગુલામ કરવામાં આવે, વગેરે કારણસર તેનું હરણ અથવા નયન કરવું.

૩૬૭ કોઇ શખસને મહાવ્યથા કરવામાં આવે, અથવા તેને ગુલામ કરવામાં આવે, અથવા તેની ઉપર કોઇ શખસની સૃષ્ટીક્રમ વિરૂદ્ધ મૈથુનેચ્છા પુરણ થાય એટલા માટે, અથવા તેના ઉપર એ પ્રમાણે ગુજરવાના જોખમમાં તે આવે એવી રીતે તેનો વગ કરવામાં આવે એટલા માટે, અથવા તે શખસની ઉપર એ પ્રમાણે ગુજરશે, અથવા તેનો એ પ્રમાણે વગ કરવામાં આવશે. એવો સંભવ છે એમ જાણીને જે માણસ તે શખસનું હરણ અથવા નયન કરે, તે માણસને દશ વરશની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

હરણ થએલા શખસને ગેરવ્યાજબી રીતે સંતાડવો, અથવા કેદમાં રાખવો

૩૬૮. ફલાણા શખસનું હરણ અથવા નયન થયેલુંછે એમ જાણયા છતાં જે માણસ તે શખસને ગેરવ્યાજબી રીતે સંતાડે અથવા કેદ કરે, તે માણસને, જે ઇરાદા કે જ્ઞાનથી, અથવા જે કારણસર તે માણસ તે શખસને સંતાડે અથવા કેદમાં રાખે તેજ ઇરાદા કે જ્ઞાનથી, અથવા તેજ કારણસર જાણે તે માણસે તે શખસનું હરણ અથવા નયન કરયું હોય એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

દશ વરશથી ઓછી

૩૬૯. દશ વરસથી ઓછી ઉમરનાં કોઇ બચ્ચાંના શરીરપરથી

ઉમરના કોઇ બચ્ચાના શરીરપરથીજંગમ મિલકત ચોરવાના ઇરાદાથી તે બચ્ચાનુ હરણ અથવાનયનકરવું.

કોઇ જંગમ મિલકત બદદાનતથી લેવાના ઇરાદાથી, જે માણસ તે બચ્ચાનુ હરણ અથવા નાયન કરે, તે માણસને સાત વરશની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ શખશને ગુલામ દાખલ વેચવો અથવા આપવો

૩૭૦ કોઇ શખસને ગુલામ દાખલ જે માણસ આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બાહાર મોકલે, અથવા ખરીદે અથવા ખરીદ કરે અથવા વેચે, અથવા કોઇને આપે અથવા, તે શખસની મરજી નહી છતાં તેને ગુલામ દાખલ કબુલ કરે, લે, અથવા રાખે તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

નીત્ય ગુલામનો વેપાર કરવો.

૩૭૧. જે માણસ નિત્ય ગુલામોને આ દેશમાં લાવે અથવા આ દેશમાંથી બાહાર મોકલે, અથવા ખરીદે, અથવા ખરીદ કરે, અથવા વેચે, અથવા તેઓને વેપાર ધંધો કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની. અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જારકરમને માટે કોઇ બાળકને વેચવુ વગેરે,

૩૭૨. સોળ વરશથી ઓછી ઉમર નુ કોઇ બાળક જાર કરમનાં કારણસર, અથવા કાંઇ કાયદા વિરૂધ્ધ તથા અનીતીનાં કારણસર, રાખવામાં કે વાપરવામાં આવે એવા ઇરાદાથી, અથવા તે બાળક તેવા કાંઇ કારણસર રાખવામાં કે વાપરવામાં આવશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં, જે માણસ તે બાળકને વેચે, અથવા ભાડે આપે, અથવા બીજી રીતે કોઇને આપે, તે માણસને દસ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**--સેજની ક્રીયા કરી કોઇ સોળ વરસથી ઓછી ઉમરની છોકરીને કોઇ હીંદુ દેવળમાં અરપણ કરવામાં આવે અને એવી છોકરી વેશ્યાઓનો ધંધો ચલાવશે એવુ જણાતે અરપણ કરનારે આ કલમ વીરૂધ ગુન્હો કરયોગણાય—રાણી વીરૂધ જેલા. ૬ મુ. હા. રીપો. ૬૦ ( ફોજદારી. )

જેછોકરી વેશ્યાનો ધંધો ચલાવી તેથી ઉપજેલા નાણામાંથી તેના માબાપ અથવા વાલીને કાંઇ નાણા આપતી હોય તો તે નાણા લેવાથી તેના માબાપ અથવા વાલી આ કલમ પ્રમાણે ગુન્હેગાર નથી. ( કરી. મ ૨૮૧. )

આ કલમ પ્રમાણે અપરાધ થતાને શગીર છોકરાપરનો નીરબંધ કીંવા તેનો કબજો બીજાને અપાવવો એવા પ્રકારે તેની એકાદી વ્યવસ્થા કરવી જોઇએ એમ નથી—સરકાર વરૂધ અરમ ચેલમ અને બીજા મા. હા, રી. ભા. ૧ પાનુ ૧૬૪

નાંહાની છોકરીને વ્યભીચાર કરવાના ઇરાદાથી કોઇ દેવળના અરપણ કરી તો તે આ કલમ પ્રમાણે ગુન્હો છે. મુ. હા, કો. તા૦ ૩૦ શપટંબર ૧૮૬૬

જાર કરમને માટે કોઇ બાળકને ખરીદ કરવું.

૩૭૩. સોળ વરસથી ઓછી ઉમરનું કોઇ બાળક જારકરમનાં કારણસર, અથવા કાંઇ કાયદા વીરૂધ તથા અનીતીનાં કારણસર, રાખવામાં કે વાપરવામાં આવે, એવા ઇરાદાથી, અથવા તે બાળક

તેવાં કાંઇ ફરમાણ મુજબ રાખવામાં કે વાપરવામાં આવશે. એવો સંભવ
છે એમ જાણ્યા છતાં, જે માણસ તે બાળકને ખરીદ કરે, ભાડે લે અથવા બીજી રીતે
પોતાના કબજામાં લે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના
કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—આ કલમ પ્રમાણેનો ગુન્હો સ્થાપીત કરતી વખતે એ જાર કર્મ માટે બાળકને
તહોમતદારે ખરેખર કબજામાં લીધું હતું એવું સાબીત થયું જોઇએ.

કાયદા વિરૂદ્ધ જબરાઇથી મજુરી કરાવવી.

૩૭૪. કોઇ શખશની મરજી નહી છતા જે માણસ તેની પાસે કાયદા વિરૂદ્ધ જબરાઇથી મજુરી કરાવે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## બળાત્કાર સંભોગ બાબત,

બળાત્કાર સંભોગ.

૩૭૫. નીચે બાતલ કરેલી બાબત શિવાય બીજી સઘળી બાબતમાં જે પુરૂષ નીચે બયાન કરેલી પાંચ હાલતોમાંની કોઇ પણ હાલતમાં કોઇ સ્ત્રીની સાથે સંગ કરે, તેણે બળાત્કાર સંભોગ કરયો એમ સમજવુ.

પેહેલી—તે સ્ત્રીની મરજી નહી છતાં.

બીજી—તે સ્ત્રીની રજામંદી વગર.

ત્રીજી—તે સ્ત્રીને મોતનો અથવા વ્યથાનો ભય ઉત્પન કરીને તેની રજામંદી લીધી હોય
તો તે રજામંદી છતાં પણ.

ચોથી—તે પુરૂષ એમ જાણતો હોય કે હું એ સ્ત્રીનો વર નથી, અને તે સ્ત્રી જે
પુરૂષ બીજા પુરૂષની સાથે કાયદા મુજબ પરણેલી છે અથવા પોતાને પરણેલી માને છે તે
હું છું એમ જાણીને તેણે પોતાની રજામંદી આપીએ, તો તે રજામંદી છતાં પણ.

પાંચમી—તે સ્ત્રી દશ વરસથી ઓછી ઉમરની હોય તો, પછી તેની રજામંદી હોય
કે નહી તો પણ.

ખુલાસો—બળાત્કાર સંભોગના ગુનાહમાં જે સંગ થયો જરૂર છે. તેમાં પ્રવેશ
થયો તો બસ છે.

અપવાદ—કોઇ પુરૂષ પોતાની વહુની સાથે સંગ કરે, અને તે સ્ત્રી દશ વરસથી ઓ-
છી ઉમરની નહી હોય, તો તે બળાત્કાર સંભોગ નહી ગણાય,

બળાત્કાર શંભોગની શિક્ષા.

૩૭૬, જે માણસ બળાત્કાર સંભોગ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે
તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—જેની સાથે બળાત્કાર સંભોગ કરવામાં આવ્યો છે તે ફરીઆદી ખબર ચાલ
નીછે એવો પુરાવો આપી શકાયછે. પુરાવના આકટની કલમ ૧૫૫ ની રકમ (૧)
બળાત્કાર થયેલી સ્ત્રી કીંવા છોકરીએ મરતી વખતે તેના મોતનું જે કારણ કહ્યું હોય
તે બળાત્કારથી થએલા મોતની તજવીજ વખતે લગતી હકીકત છે.

જો છોકરી સાથે કોઇ વઇદ સંભોગ કરે એવુ બાનું બતાવીને કે એમ કરયા વગર
તેનું દરદ મટે તેમ નથી. છોકરી આવા કારણથી સંભોગ કરવા દે તો વઇદ બળાત્કાર
સંભોગ કરયો કહેવાય—રાણી વીરૂદ્ધ. કેશ, આચ. પ્ર. ૭૬૩

દશ વરસથી ઉપરની છોકરી સાથે તેનો ધણી સંભોગ કરે તો તે બળાત્કાર સંભોગ

નથી પણ તેની ઓરતની મરજી વીરૂધ પાસે ઉભી રહીંવા બીજી રીતે મદદગારી કરી તેની સાથે બળાત્કાર સંભોગ કરાવે તો તે ધણી મદદગારીનો ગુન્હેગાર થાય છે—રાણી વીરૂધ એલડરસો આર્ચ પ્ર ૭૬૩

દારૂ પાઈ સ્ત્રીને બેભાન કરી સંભોગ કરવામાં આવે તો તે બળાત્કાર સંભોગ છે-રાણી વીરૂધ કેમપલીન આર્ચ પ્ર. ૭૬૩

કોઈ સ્ત્રી ભરઉંઘમાં પડી હોય, ત્યાં જઈ નીંદ્રામાં તેની સાથે સંભોગ કરવામાં આવે તો તે બળાત્કાર સંભોગ છે—રાણી વિરૂદ્ધ મેયેલ આર્ચ પ્ર. ૭૬૩

ગાંડી સ્ત્રી સાથે પણ તેની મરજી વગરનો સંભોગ તે બળાત્કાર સંભોગ છે—રાણી વિરૂધ ફલેચર. આર્ચ. ૭૬૩

સંભોગ કરવા પ્રથમ હા પાડી હોય, પણ સંભોગ કરવા આવતી વખતે ના પાડે તોપણ સંભોગ કરે તો બળાત્કાર સંભોગ કરયો કહેવાય —આર્ચ પ્ર. ૭૬૪

સ્ત્રી પુરૂષ વચે ઘણી બાઝાબાઝી થયા પછી એ સ્ત્રીએ પોતાની પરવાનગી આપી હોય તો તેથી તહોમતદાર આ કલમની શિક્ષાથી બચી જતો નથી—રાણી વિરૂધ અકબરકાજી. ૧ વી. રી. પ્ર ૨

એક નાની વયની છોકરી બળાત્કાર સંભોગ થવાથી ગુજરી જાય અને તેના ઉપર થએલા જુલમની કાંઈ બાહારની નીસાની દખાય નહી એ કુદરતના સાધારણ કામ ક્રમ પ્રમાણે અસંભવીત છે—રાણી વિરૂધ બાનીમંદપ મુકારજી ૧ વી. રી. પ્ર. ૨૯

આ કલમ પ્રમાણે તહોમતદારને શિક્ષા કરતી વખતે જેની ઉપર બળાત્કાર થયો હોય તેની રહેણી કરણી ઉપર આધાર રાખી કરવી નહી જોઇએ. પણ તે ગુન્હો કરતાં તહોમતદારે જે ઘાતકીપણું ચલાવ્યું છે તે ઘણું ચલાવ્યું છે કે થોડું ચલાવ્યુ છે તે ઉપર તહોમતદારની ચાલ ઉપર, અને એ સ્ત્રીની નીરધાર સ્થિતી ઉપર વીચાર કરી શિક્ષા કરવી જોઇએ—રાણી વીરૂધ જાનતાહોનોશીઓ ૬ વી. રી. પ્ર, ૫૯

આ કલમ પ્રમાણેનો ગુન્હો કરવાની કોશીશ કરવામાં આવી હોય તો પાંચ વરસથી વધારે સજા ન કરવી જોઇએ—રાણી વિરૂધ જોસેફમરીઅમ ૧ બેં. હા. રી. પ્ર, ૫ ૧૦ વી. રી. પ્ર. ૧૦

એક આરોપીતપર બળાત્કાર સ્ત્રી સંભોગ કર્યાનું અને તે ગુન્હો કરવાને કોશીશ કરયાનું એ રીતે બે તહોમતો મુકી અહમદનગરના સેસન જડજે કામ ચલાવ્યું તેમાં આરોપીત પર બળાત્કાર સ્ત્રી સંભોગ કરયાની કોશીશ કરયાનુ તોહોમત સાબીત કરી સેશન જડજે તેને ત્રણ વરસની શખત મજુરી સાથે કેદની શીક્ષા કરી. આરોપીતે સદરહુ ઠરાવપર હાઇકોરટને અપીલ કરી તેમાં ઠરાવવ ઠયો કે, કોઈ સ્ત્રી ઉપર લજયા રહીત હુમલો કરવાથી બળાત્કાર સ્ત્રી સંભોગ કરવાને કોશીશ કરયાનો ગુન્હો થતો નથી.

પરંતુ જો કોરટની ખાત્રી થાય કે તહોમતવાળા શખશનો સામા તરફથી સઘળું બળ વાપરયા છતાં ગમે તેમ કરી પોતાની ઇચ્છાને પુરણ કરવાનો દ્રઢ વીચાર હતો તો તે ગુન્હાનું તોહોમત મુકી શકાય—મુ. હા. કો, રી. વા. ૫—પ્ર. ૪૦૩ તા. ૨ મારચ ૧૮૮૧

## સુષ્ટીક્રમ વીરૂધ ગુન્હાઓ બાબત.

સૃષ્ટીક્રમ વીરૂધ ગુનાહ. ૩૭૭. જે માણસ બુદ્ધિપુરવક કોઇ પુરૂષ, સ્ત્રી, અથવા જાનવર સાથે સૃષ્ટીક્રમ વિરૂધ મઈથુન કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્ર પારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ખુલાસો—આ કલમમાં બયાન કરેલા ગુનાહમાં જે મઈથુન થવું જરૂર છે તેમાં પ્રવેશ થયો, તો બસ છે.



# બાબ ૧૭ મો

## મીલકત વીરૂધ ગુન્હાઓ બાબત, ચોરી બાબત.

ચોરી. ૩૭૮. જે માણસ કોઇ શખશના કબજામાંથી તે શખશની રજા મંદી શીવાય કાંઇ જંગમ મીલકત બદદાનતથી લેવાનો ઇરાદો કરી ને તે પ્રમાણે લેવા સારૂ તે મીલકતને ખશેડે, તે માણસે ચોરી કરી એમ સમજવું.

ખુલાસો ૧ લો—કાંઇ વસ્તુ જયાં સુધી જમીનમાં ચોટેલી હોય ત્યાં સુધી તે જંગમ મીલકત નથી. માટે તેની ચોરી થઇ શકે નહી, પણ જમીનથી તે જુદી પાડવામાં આવે કે પછી તેની ચોરી થઇ શકે.

ખુલાસો ૨ જો—જે કામથી જુદું પાડવું થાય તેજ કામથી જે ખશેડવું થાય તે ખશેડવુ ચોરી થઇ શકે.

ખુલાસો ૩ જો—કોઇ શખશ ખરેખર કાંઇ વસ્તુને ખસેડે ત્યારે અને તેમજ તેનું ચલન થવામાં અટકાવ કરનારી કાંઇ અડચણ દુર કરે, અથવા તે વસ્તુને કાંઇ બીજી વસ્તુથી જુદી પાડે, ત્યારે પણ તે શખસે તે વસ્તુ ખશેડી એમ સમજવુ

ખુલાસો ૪ થો—કોઇ શખ્સ કોઇ પણ ઉપાયથી કોઇ જાનવરને ગતીમાન કરે, તો તેણે તે જાનવર ખસેડયું તથા તે જાનવરને ગતિ થવાથી તે જાનવરે જે જે વસ્તુ ખશેડી હોય તે તે સ્વતુ ખશેડી એમ સમજવું.

ખુલાસો ૫ મો—ઉપલાં લક્ષણમાં રજામંદી લખી છે તે સાફ રજામંદી હોય કે અરથાંત સમજાય એવી રજામંદી હોય, અને તે કબજેદાર શખસ, અથવા તે કારણસર જેને સાફ કે અરથાંત સમજાય એવો અખતિયાર હોય તેવો કોઇ પણ શખસ આપી શકે.

દ્રષ્ટાંત.

(અ) ઝ ની જમીનપરનું એક ઝાડ, ઝ ના કબજામાંથી બદદાનતથી લેઇ જવાના ઇરાદાથી, ઝ ની રજામંદી સીવાય, અ કાપી નાખે તો એ ઠેકાણે તે પ્રમાણે લેઈ જવા સારૂ અ એ તે ઝાડ જુદુ પાડયું કે તેણે ચોરી કરી એમ સમજવુ.

(બ) કુતરાને લલચાવવાની કાંઇ વસ્તુ અ પોતાના ખીસામાં રાખે અને તેથી ઝ ના કુતરાને તેની પાછળ ચાલ્યો જવાને લલચાવે, તો એ ઠેકાણે, અગર અ નો ઈરાદો તે કુતરાને ઝ ના કબજામાંથી ઝ ની રજામંદી શિવાય બદદાનતથી લઇ જવાનો હોય તો, ઝ ના કુતરાએ અ ની પાછળ ચાલવા માંડયુ કે અ એ ચોરી કરી એમ સમજવું

(ક) એક બળદને એક નગદી ભરેલી પેટી લઇ જતો જોઇને, તે નગદી બદદાનતથી લેવા સારૂ તે બળદને એક તરફ જો અ હાંકી જાય, તો તે બળદ ચાલવા માંડયું કે અ એ તે નગદીની ચોરી કરી એમ સમજવુ

(ડ) અ ઝ નો ચાકર છે, તેને ઝ એ પોતાની રૂપાની તબકીઓ રાખવાને સોંપી છે તે તબકીઓ લઇને, ઝ ની રજામંદી શીવાય, જો તે બદદાનતથી નાશી

જાય, તો બ એ ચોરી કરી એમ સમજવું.

[ઈ] ક એક મુસાફરીપર જાય છે, તે એક વખરવાળા બને તે પોતાની રૂપાની તબ કડીઓ સોંપે અને એમ કહે કે, હું પાછો આવું ત્યાં સુધી એ તમે રાખજો, બ કોઇ ચોકશીને ઘેર જઇને તે તબકડીઓ વેચે, તો એ ઠેકાણે, તે તબકડી ઓ ક ના કબજામાં નહી હતી માટે તે ક ના કબજામાંથી લઇ શકાય નહી, અને, અગર બ એ સાપરાધ વિશ્વાસઘાત કરયો હોય તો પણ, બ એ કાંઇ ચોરી કરી એમ સમજવું નહી.

(ફ) જે ઘરમાં રહે છે તે ઘરમા એક મેજપર ઝ ની એક વીંટી પડેલી બ જોય, તો એ ઠેકાણે તે વીંટી ઝ ના કબજામાં છે અને જો બ બદદાનતથી તે ખ સેડે, તો બ એ ચોરી કરી એમ સમજવું.

(ગ) એક ધોરી રસ્તાપર કોઇ સખશના કબજામાં નહી એવી એક વીંટી પડેલી બ જોય. તો તે વીંટી લેવાથી, અગર બ તે મિલકતના સાપરાધ ખોટા ઉપયોગ નો ગુનેગાર થાય તોપણ બ એ કાંઇ ચોરી કરી એમ સમજવુ નહી.

(હ) ઝ ના ઘરમાં ઝ ની એક વીટી એક મેજપર પડેલી બ જોય. અને તજવી જ થઇ તે પકડવાના ભયથી તુરત તે વીંટીનો ખોટો ઉપયોગ કરવાની હીમતન હી ચાલેથી તે એક એવી જગે તે વીંટી સંતાડે કે ત્યાંહાથી કોઇ પણ વખતે તે ઝ ને પાછી જડવાનો ઘણો બ સંભવ હોય અને તે વેળાએ તેનો ઇરા દો એવો હોય કે એ વીંટીનું ખોવાઇ જવુ સઉ ભુલી જશે ત્યારે એ સંતાડે લે ઠેકાણેથી તે વીંટી કહાડીને હું વેચીશ; તો એ ઠેકાણે તે વીંટી પેહેલી ખ સેડતી વેળાએજ બ એ ચોરી કરી એમ સમજવું.

(ઈ) ઝ ઘડીઆળીને બ પોતાનું ઘડીઆળ ઠીક કરવા સારૂ આપે, ઝ તે પોતાની દુ કાને લઈ જાય. પછી બ ની પાશે તે ઘડીઆળનું કાંઇ એવું લેહેણુ નથી કે તેના અવેજમાં તે ઘડીઆળ કાયદા મુજબ અટકાવી શકે, એમ છતાં બ ખુલ્લીરી તે દુકાનમાં પેસીને ઝ ના હાથમાંથી બળથી પોતાનુ ઘડીઆળ છાનવી લઇને તે લઇ જાય, તો એ ઠેકાણે બ એ સાપ્રાધ પ્રવેશ તથા હુમલો કરયો હોય તો પણ બ એ ચોરી કરી એમ સમજવું નહી, કેમકે તેણે જે કાંધુ તે બદદાનતથી કીધુ નથી

(જ) અગર તે ઘડીયાળ સમારામણીના કાંઇ પઇશા ઝ ના બની પાશે લેહેણા હોય, અને તે લેહેણાના અવેજમાં અગર ઝ તે ઘડીઆળ કાયદા મુજબ અટકાવી રા ખે અને પછી ઝ ને પોતાના લેહેણાના અવેજમાં રહેલી મીલકતથી રહીત કરવા ના ઇરાદાથી બ તે ઘડીઆળ ઝ ના કબજામાંથી લઇ લે, તો તેણે ચોરી કરીએ મ સમજવુ કેમકે તેણે ઘડીઆળ બદદાનતથી લીધુ.

(ટ) વળી અગર બ એ પોતાનુ ઘડીઆળ ઝ ને ઘરેણે આપ્યુ હોય બ હોય અને પછી જ ની રજામંદી સિવાય, તથા જની પાસેથી તે ઘડીઆળ ઉપર કરજે લીધે લા રૂપિયા પાછા ન આપ્યાં છતાં; તે તે ઘડીઆળ જ ના કબજામાંથી લેઇ લે, તો તે ઘડીઆળ તેની પોતાની મીલકત છે ખરી તો પણ, તેણે ચોરી કરી એમ સ મજવુ કેમકે લણે બદદાનતથી લીધું.

(ઠ) બ જ ના કબજામાંથી જ ની રજામંદી શીવાય જની કાંઇ વસ્તુ લે, એવા ઇરા દાથી કે તે વસ્તુ પાછી આપવાના બદલામાં જ કાંઇ પઇસા આપે ત્યાં સુધી તે રાખવી તો એ ઠેકાણે બ એ વસ્તુ તેબદદાનતથી લીધી માટે તેણે ચોરી કરીએ

મ સમજવું.

(અ) અ જણે રીશ્તદાર છે. તે જ નહી છતાં જ ના કીતાબખાનામાં જાય, અને મા ત્ર વાંચવા સારૂ, તથા પાછી આપવાના વીચારથી જ એ સારૂ રજામંદી આપ્યા સિવાય, કાંઇ ચોપડી તેમાંથી લઇ જાય, તો એ ઠેકાણે જ ના ચોપડી વાપરવીએવી અ થાંત સમજાય એવી મને જ ની રજામંદી છે. એમ અના મનમાં હોયએવો સંભવછે. જો એપ્રમાણે અ નામનમાં હોય, તોતેણે ચોરી કરી એમ સમજવું નહી

(ન) અ ઝ ની સ્ત્રી પાશે ભીખ માગે, અને તે સ્ત્રી અને કાંઇ પઇશા, ખાવાનું, તથા કપડાં આપે, અને તે મુદ્દલ તેના વર ઝ નુ છે એમ અ જાણતો હોય, તો એ ઠેકાણે અ ની સ્ત્રીને ભીખ આપવાનો અખતિયાર છે એમ અ ના મનમાં હોય, એવો સંભવછે, જો એ પ્રમાણે અ ના મનમાં હોય, તો તેણે ચોરી કરી એમ સમજવું નહી,

(ઓ) અ ઝ ની સ્ત્રીનો યાર છે તે સ્ત્રી અ ને કાંઇ કિંમતી મિલકત આપે, અને તે મિલકત તેના વર ઝ ની છે, તથા તે એવી છે કે જે આપવાનો ઝ એ તેને અખત્યાર આપેલો નથી, એમ અ જાણતો હોય તો, અગર અ તે મીલકત બદદાનતથીલેતો, તેણે ચોરી કરી એમ સમજવું

(પ) કાંઇ મિલકત ઝ ની હોય તે મીલકત મ્હારી પોતાની છે એમ શુદ્ધબુદ્ધિએ માનીને અ તે મીલકત બ ના કબજામાંથી લઇ લે, તો, એ ઠેકાણે અ એ તે બદદાનતથી લીધી નથી માટે, તેણે ચોરી કરી એમ સમજવુ નહી.

**ટીકા**—સમુદ્રના પાણીથી જે મીઠું તેની મેળે ઉત્પન્ન થાય તે મીઠું કાયદેસર ઉપયોગમાં લાવવામાં આવતુ હોયનો તેથી તે કેઇ ગેરકાયદેસર રીતે લઇ જાતો તે ચોરી થાયછે, સરકાર વીરૂધ્ધ માનશંગ ભાવસંગ, મુ. હા. તા, ૨૧—મે ૧૮૭૩- વા, ૧૦ પ, ૭૪

આગળની કાયદેશર કામગારી ઉપરથી જપ્તીમાં જે માલ તે કાયદેશર કામગીરી અનવે પકડીને લઇ જવો એ ગેર શીરસ્તે પ્રકારનુ કામ હોયતો પણ તેના ઉપરથી ચોરી થતો નથી,—સરકાર વીરૂધ્ધ મગનીરામ વચરાજ. મુ, હા, કો, તા, ૧૫ અકટોબર ૧૮૭૩

માલ ચોરીનોછે એ બાબતના આધારમાં જો કેવળ તલમાત્ર પુરાવો હોયતો તે દીવાની કામમાં પણ જ્યુરીને સોંપવો નહી. તો ફોજદારી કામમાંતો ત્યારે, જ્યુરીનેસોંપવોનજ જોઇએ. ને માજીસ્ત્રેટેતો તેની ઉપર શાબીતીના ઠરાવનો પાયો મુદલ રચવોજ ન જોઇએ—સરકાર વીરૂધ્ધ શીવરામ રઘુનાથ, મુ, હા, કો, તા ૨૫- નવેંબર ૧૮૭૫

ચોરી કરવાના ઇરાદાથી બાર વરસના છોકરાને અમુક ઠેકાણે લઇ જઇ તેના અંગપરથી દાગીના ચોરી લેવાના ગુન્હા બદલ તેને કેદની અને ફટકાની બેવડી શિક્ષા થાય નહી—સરકાર વીરૂધ્ધ— દાદાપરસોરામ- મુ, હા, કો, તા, ૨- મે ૧૮૭૮

કીમતી દસ્તાવેજ એ જંગમ મીલકતછે, માટે તે ચોરવામાં આવે તો આ કલમ પ્રમાણે ગુન્હો ઠરી શકે,

એકશખશ સાર્વજનીક તળાવપર સ્નાનકરવા ગયો ત્યાં તેને એક સોનાની કંઠી તળાવનીપાળપર મુકી તે ભુલીને પોતાના ઘર તરફ જતાં પાછોસંભારીનેલેવા ગયો, તો તે પાળ પર કંઠી દીઠી નહી તે વખત ફરીયાદીને આરોપીત પર શક આવ્યો,

આરોપીત બેહેરો અને મુંગો હતો પોલીસના શીપાઇએ આરોપીતને સમજાવ્યો ત્યારે તેણે એક રાખોડીના ઢગલામાંથી તે કંઠી કાહાડીને આપી. તેથી તેણેજ મુકી હતી એમતોખુલ્લુંછે, તથાપી નામદાર હાઇકોરટને એમ જણાયુ કે, આરોપીતએ વીચોત્ર (બહેરે મુંગો) મા

ાગસાછે અને તેગે તે દાગીનો ચાલ્તો હોવાના કારણે, ચોરીને સંતાડયો માટે એવા માણસ ને શિક્ષા આપવી બરોબર જણાતુ નથી શામળ આરોપીતપરનો અમાલ રદ્દ કરી, તેને ઉપદ્દેશ કરી છોડીદેવો એવો હુકમ કર્યા. કા. હા. કો. રી. વા, ૨૨, પ્ર ૩૫ દવારકાનાથહાલદાર —વીરૂધ નોહરચંદ્ર ફામને, તા ૩૦ જુન ૧૮૭૪

ચોરી બદલના કામમાં ચોરીએ ગએલા માલની ખરી કીમત શી છે તે ઠરાવવુ જોઇએ- સરકાર વીરૂદ્ધ અભીત પરીદ અને બીજા ક૦ હા૦ રી૦ વા૦ ૨૦ પ્રા ૧૭ તા. ૨૨ મે ૧૮૭૩

અ, ની એકનોટ ક એ ચોરી તેતે બ ને આપી તેની પાસેથી તે નોટનાં પુરાં નાણાં લીધાં, તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે. બ એ તે નોટ પ્રમાણીક પણે ક પાશેથી લીધી અટલે એક તરેહના નાણા આપી બીજી તરેહનાં લીધા, સબબ તે નોટ બ ને પાછી આપવી વ્યાજબી છે.—સરકાર વીરૂદ્ધ મીચલ ક. હા. કો. રી. વા. ૩ પ્ર. ૩૭૯ તા. ૨૪ જાનેવારી. ૧૮૬૮

નેપાલના રાજ્યમાંથી ચોરી કરીને તોહોમતદાર બ્રીટીશ મુલકમાં આવે તે ચોરીનો ગુન્હો બ્રીટીશ મુલકની બહાર કરેલો હોવાથી, ચોરીના તહોમત બદલ તેના પર ઇનશાફ થાય નહી પણ ચોરીનો માલ તાબામાં રાખ્યા બદલ તેને શિક્ષા કરવાનો અત્રેના કોરટોને અધીકારછે, સરકાર વીરૂધ શંકરગોપ, કા, હા,રી, વા, ૬, પ્ર,- ૩૦૭

(ક) એક (અ) અને બીજા ભાગદારોનો નોકર હતો ને ભાગદારીના કેટલાક ચોપડા સાથે કોરટમાંથી આવતો હતો એટલામાં એ ચોપડા મારા છે એવું કહી (અ) એ એ ચોપડા પોતાના કબજામાં લીધા અને તે આપવા ના પાડી. માજીસ્ત્રેટે (અ) ઉપર ચોરીનો ગુન્હો સાબીત ઠરાવ્યો તેમા ઠરાવવામાં આવ્યું કે [અ] ઉપર એ તહોમત રહી શકે નહી કેમકે [ક) (અ) નો તેમજ બીજા ભાગદારોનો નોકર હતો તેથી (ક) ના કબજે હતો—રાણી વિરૂધ અસાગક્ષ. ૧૩ બે. લા. રી. પ્ર. ૩૧૦ (નોટ)

સરકારના જંગમ ખાતાના ઇન્પેકટરના કબજામાં જે લાકડાં હોય તે સરકારના પોતાના કબજામાં છે એવું ગણવું જોઇએ, અને તેથી તે ઇન્સપેકટરના કબજામાંથી તેની મંજુરી થી કાંઇ લાકડાં જોઇતી ફી આપ્યા વગર લઇ જવામાં આવે તો એ ચોરી છે પણ જો એ મંજુરી અધીકાર વગર આપી હોય. કીંવા તે મંજુરી કપટથી મેળવી હોય તોજ રાણી વિરૂધ્ધ હનમંતા ૧ ઇ. લા, રી. (મુંબઇ) પ્ર. ૬૧૧

કોઇ ઉપરીએ કાંઈ મિલકત કોઇને સોંપી હોય તે લઇને તે નાશી જાય તો તેણે વિશ્વાસઘાતનો ગુનહો કરયો કહેવાય. ચોરીનો ગુન્હો કરયો કહેવાય નહી. ભારતચંદ્ર ક્રીશ્ચન. ૧ વી; રી. પ્ર. ૨ (ફોજદારી]

આ કલમમાં "બદદયાનત" એ શબ્દ છે તેનો અર્થ જે શખશ કાંઇ ગેરવાજબી લાભ અથવા ગેરવાજબી હાની કરવાના ઇરાદાથી કાંઇ કૃત્ય કરે તેવો અરથ થાય છે. રાણી વિરૂધ અયોનાથ બેનરજી. ૫ વી. રી. પ્ર, ૬૮ [ફોજદારી)

કોઇ શખશનો કાંઇ નિલકતમાં હક હોય, તે હક ઘણાજ કાચાપાયા ઉપર હોય. તો પણ તે મીલકત તે લે તો ચોરી ઠરતી નથી—રાણી વિરૂધ રામચરનસીંગ. ૭ વા. રી. પ્ર. ૫૭

એક શખસે એક શેઠના નોકરની મદદ લઇ. એક ચોરીનો ગુન્હો કરયો એ ચોર ચોરી કરવા આવનાર છે એવું એ નોકરે શેઠને કહયું હતું પણ ચોરને સજા થાય એવા હેતુથી ચોરી કરવા આવવાનુ કહયું હતું તેમાં ઠરાવવામાં આવ્યું કે આ ચોરી થઇ નથી કેમકે તે મંજુરીથી ચોરી કરવા આવ્યો હતો. નોકરને કલમ ૧૦૮ ના ખુલાસા બે અને ચાર મુજબ સજા થાય—કેસરેહીંદ વિરૂધ ત્રાય લખોનાથ ચોધરી અને બીજાઓ. ૪ ઇ. લા. રી. (કલકતા) પ્ર. ૩૬૬

ઝાડ કાપી લઇ જવામાં આવે તો ચોરી અને બીગાડ એવાં બે તહોમત આવે—રાણી વિરૂધ નાગપણ ક્રીસ્તાનજી. ૨ મુ હા. રી. મ. ૩૯૨

કોઇ હિંદુ સ્ત્રી તેના ધણીના કબજામાંથી તેની રજાગીરી વગર પોતાના પલાની ચીજ લઇ જાય તો તેને તેમજ તે કામ કરવા જેણે મદદ કરી તેમને પણ સજા થાય નહી—રાણી વિરૂધ નાથા કલ્યાણ ૮ મુ. હા. રી. મ. ૧૧ (ફોજદારી)

મુસલમાની કાયદા પ્રમાણે જે મિલકત ધણીની પોતાની લેખવામાં આવી છે તે મિલકત તેની સ્ત્રી લઇ જાય તો તેણે આ કલમ પ્રમાણે ચોરીનો ગુન્હો કરયો ગણાય—રાણી વિરૂધ ખતારબાઈ ૬ મું. હા. રી. મ, ૧૯ (ફોજદારી)

ઝાડને કાપ્યાં હોય પણ તે લઇ જવામાં આવ્યાં ન હોય તો પણ તે ચોરી થાય છે. ૫ મ. હા. રી. એ. ૩૭

જે મિલકત લઇ જવાનુ તહોમત હોય તે મિલકત બદ ઘાનતથી લઈ જવામાં આવી નહોય તેમ છતાં ગુન્હો ઠરાવ્યો હોય તો તે ગેરવ્યાજબી છે. ૫ મ. હા. રી. એ. ૩૭

ચોરીના તહોમતના કામમાં કોની મીલકત ચોરાઇ છે તે સાફ બતાવવું જોઇએ મુંબાઇ હાઇકોરટ તા૦ ૧૮ નવેંબર સન ૧૮૬૩, વા; ૧ ભા ૧, મપ્ર ૯૫.

વગર રજાએ ઝાડ કાપ્યું તેથી આ કલમ પ્રમાણે ચોરી તથા કલમ ૪૨૫ પ્રમાણે બિગાડ કરયાં એવાં બે તહોમત મુકેલાં તેમાં ઠરાવ્યુ કે આ કલમના પેહેલા ખુલાસામાં ઝાડ કાપ્યું એટલે ચોરી થઇ શકે છે વાસ્તે મુકેલાં તહોમત બાહાલ રાખ્યાં મુંબાઇ હાઇકોરટ તા૦ ૨૦ જુન સન સન ૧૮૬૬ વાલ્યુમ ૨ ભાગ ૩ મ. ૪૧૬

કલમ ૩૭૮ તથા કલમ ૩૮૦ પ્રમાણે તહોમતમાં કેદ તથા ફટકાની શિક્ષા ઠરાવેલી તેમા ઠરાવ્યું કે જે ગુનાને સારૂ પીનલકોડમાં શિક્ષા છે તેને બદલે ફટકાની શિક્ષા કરવાની છે કેદ તથા ફટકાની બેવડી નથી વાસ્તે બેવડી કરવી નહી મુંબઈ હાઇકોરટ તા૦ ૯ જાનેવારી સન ૬૭ સન ૧૮૬૪ નંબર ૬ ની કલમ ૩ જુઓ.

કોઇ મિલકત ઉપરના હકના દાવાની તકરાર ચાલતી હોય ને તે દાવો ખોટો હોય તો પણ તે મીલકત ખશેડે તેને ચોરીનું તહોમત લાગે નહી મુંબાઇ હાઇકોરટ તા૦ ૨૩ મા સપટેંબર સન ૧૮૬૯

મુસલમાન સ્ત્રી તેના ધણીની મિલકતની ચોરી કરવાના ઇરાદાથી મદદ કરે તેને મદદગારી બાબત કલમ ૧૧૪ પ્રમાણે શિક્ષા કાયમ રાખી ઇંગલીસ લા પ્રમાણે ધણી ધણીયાણી એકત્ર છે તેમ મુસલમાન શાસ્ત્ર પ્રમાણે એકત્ર ગણાય નહી મુંબાઇ હાઇકોરટ તા૦ ૪ મારચ સને ૧૮૬૯ નેટીવ ઓપીનીયન મ. ૨૫

ભરૂચ જીલ્લામાં અંકલેશ્વર મધ્યે ફરીઆદીએ પોતાની ઓરત બાઈ લખી ઉપર ઘરમાંથી ચોરી એટલે કાંઇ રૂપીયા તથા ઘરાણુ જવાહીર વિગેરે લેઈ જઇ પોતાના યાર સાથે ચોરી કરી તે વિશે ભરૂચના સેસન જડજે શીક્ષા કરી તેમાં ઠરાવ્યું કે હિંદુ સ્ત્રી પોતાનું પલુ અગર સ્ત્રી ધન ધણીના કબજેથી તેની રજા વગર લેઇ જાય તો તેના ઉપર ચોરાનું તહોમત લાગે નહી સ્ત્રીનું પલ્લાં ઉપર બેશક ધણીપણું છે ને રૂપીયા લેઇ ગયાના ખાત્રી લાયક પુરાવ નથી માટે ઓરત ગુનેગાર નથી અને ઓરત ગુનેગાર નથી ત્યારે તેના યાર મદદગારીનો ગુનેગાર થતો નથી મુંબાઇ હાઇકોરટ તા૦ ૧૯ જાનેવારી સન ૧૮૭૧ વાલ્યુમ ૮ મ. ૧૧ હિંદુશાસ્ત્ર બારોડેલ મ. ૨૭૦-૪૮૧ મદ્રાસ હાઇકોરટ રીપોર્ટ ૩૫ મુખ્ય ભાગ ૫૪—૧૦ સ્ટોકસ મ. ૧૦૦ મું જુવો.

ચોરીની શિક્ષા ૩૭૯. જે માણસ ચોરી કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની

બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે,

ટીકા—એક શખસના બળદ મરી જવાથી તેને દાટીયાવ્યો તહોમતદાર તે ખાદી લાવ્યો એવું જાણાવી તેની ઉપર આ કલમ પ્રમાણે ચોરીનું તહોમત લાવવામાં આવ્યું તેમાં ઠગવવામાં આવ્યું કે બળદનો માલીક તેનુ મડદું દાટીઆવ્યો ત્યારથી તેણે તેનો કબજો છોડયો ગણવો જોઇએ તેથી ચોરીનુ તહોમત આવે નહી. ૪ મ. હા. રી. અ, પ્ર, ૩૦

એક શખસ છાટકો થઇ રસ્તામાં પડયો હોય તેના કપડાં ચોર લોકો ચોરી જશે એવી દયા ખાઈ તેનાં કપડાં વીગેરે કોઈ લઈ લે અને પછી નીસો ઉતરયા પછી પાછાં આપે તો તેણે ચોરી કરી ગણાય નહી. (મ ફો અ. રી, પ્ર, ૧૬૮)

વળી જુઓ કલમ ૩૭૮ ઉપરની ટીકા.

રેહેવાના ઘર વગેરેમાંથી ચોરીકરવી.

૩૮૦ જે ઇમારત, તંબુ, અથવા વહાણ માણસોને રેહેવામાં આવતું હોય અથવા જેમાં કાંઇ મીલકત રાખવામાં આવતી હોય, એવી કોઈ ઇમારત, તંબુ, અથવા વહાણમાંથી જે માણસ ચોરી કરે, તેને સાત વરસની મુદત સુધીની, બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—ઘરમાં પેસી કાંઇ માલ ઉઠાવે એટલામાં પકડાઇ જવાથી ઘરના તેજ ભાગમાં કાંઇ માલ ખોશી દે તો પણ તેણે રેહેવાના ઘરમાંથી ચોરી કરી કહેવાય—રાણી વિરૂધ અર્માઅર આર્ચ પ્ર. ૪૩૬—૪૩૭

કોઈ માજીસ્ત્રેટે કોઇને આ કલમ અને કલમ ૪૫૬ પ્રમાણે ગુન્હેગાર ઠરાવી બેઉ કલમ પ્રમાણે શિક્ષા કરી હોયતે ઉપરની કોરટને આ કલમ સાથે કલમ ૪૫૬ નહી પણ ૪૫૭ લગાવવી જોઇએ. એવુ જાણાય તો તેણે એ બાબત નવી તજવીજ કરવા ફરમાવવું નહી જોઇએ પણ કલમ ૩૮૦ પ્રમાણેની સજા રદ કરવી જોઇએ—રાણી વીરૂધ રામચરણકેરી. બે, લા. રી. વધારાનું પુસ્તક પ્ર. ૪૯૮

આ કલમ અને કલમ ૪૫૭ પ્રમાણે ચોરી કરવા માટે રાતરે ઘર ફોડવાના કેસમાં કાંતો એ બેઉ ગુન્હા માટે એકજ સજા કરવી જોઇએ અથવા જુદી જુદી કરવી જોઇએ. પણ તે શિક્ષાનો એકંદર સરવાળો એ બે ગુન્હામાં જે મોટો ગુન્હો હોય તેમાં જેટલી શીક્ષા કરવી જોઇએ તેથી વધારે થવી નહી જોઇએ—રાણી વિરૂધ તુકીયા બીનતમના. ૧ ઇં લા રી, [મુંબાઇ] પ્ર. ર૧૪

કાનસ્ટેબલો તેમને સોંપેલા ઘરમાંથી ચોરી કરે તો તેઓને આ કલમ પ્રમાણે સજા થાય તે ઓને કલમ ૪૦૯ પ્રમાણે સજા થાય નહી. રાણી વીરૂધ બાઇદાનાહસીંગ ૩ વી. રી. પ્ર.ર૯

છાપરા ઉપરથી ચોરી કરે તો આ કલમ પ્રમાણે રેહેવાના ઘરમાંથી ચોરી કરી કહેવાય. નહી, મ, જુ. પ્ર. ર૮ર

વડામાંથી ચોરી કરવી એ પણ આ કલમ પ્રમાણેનો ગુન્હો નથી. કલમ ૩૭૯ પ્રમાણે ગુન્હો છે, મ. હા. રી.

ઢોરોને બાંધવા છાંયો કરયો હોયતો તે આ કલમનાઅર્થ પ્રમાણેમાલ ભરવાનુ સ્થાનગણાય, મ હા.રી.

જો કોઇ શખશ એકઇમારતમાંથી બે જુદા જુદા શખશના મિલકતની ચોરી કરે તો બે તહોમત ન આવે, એકજ આવે. ૧૧ વી. રી. પ્ર. ૩૮ (ફોજદારી.)

કેદી ઉપર ચોરી કરવાના ઇરાદે ઘર ફોડવાનો અને રેહેવાના ઘરમાં ચોરી કરવાનો એવા બે અપરાધની સાબીતી થયાથી પ્રત્યેક તહોમત બદલ જુદી જુદી શીક્ષા કરવાને ફર્સ્ટકલાસ માજીસ્ત્રેટને અખત્યાર છે પણ કેદીપર સાબીત થએલા અપરાધો પઇકી મોહોટા અપરાધની

જે શિક્ષા કરી હોય તે કરતાં બેઉ તહોમત બદલની એકંદર શીક્ષા જાસ્તી થાય નહી. અને તે એકંદર શીક્ષા તે માજીસ્ત્રેટના અખત્યાર બાહાર જાય નહી એમ હોયતો બશ. સરકાર વિરૂદ્ધ અનવરખાંવલદ ગુલખાંન અને બીજા મુ. હા. કો વા. ૯ પ. ૧૭૨

ચોરી કરવા સારૂ રાતે ઘર ફોડવવું. અને રેહેવાના ઘરમાં ચોરી કરવી એ એક ગુન્હો જેવા સમજવા જુદા જુદા સમજવા નહી. સરકાર વીરૂદ્ધ ગોવીંદા બીનરામ—મુ. હા. કો. તા૦ ૧૧ ડીસેંબર ૧૮૭૩

આ કલમ ૩૭૯ થી કલમ ૩૮૧ વીગરે વીરૂધના ગુન્હેગારો ઉપર તહોમત સાબીત થયાથી તેઓની પાસે સારી ચાલ ચાલવાનાં મુચલકા તથા જામીનખત લેવામાં આવે છે પણ તે મુચલકા અને જામીન લેવાનો સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમો ઉપરથી અખત્યારવાળા અમલદારોને છે.

જુઓ કલમ ૩૫૨ ની ટીકા. તેમજ નીચેના ફેંસલથી પણ વધારે સમજાશે.

જે માજીસ્ત્રેટને સારી ચાલ વીશે જામીન લેવાનો અખત્યાર છે તેવા માજીસ્ત્રેટની આગળ કોઇ શખશને કેદ કરી સેશનજડજ મેકલી શકે તે શીવાય કાંઇ કરી શકે નહી જ્યારે માજીસ્ત્રેટને એમ માલમ પડે કે પોતાના અખત્યારથી ઉપરાંત જામીન લેવા જોઇએ ત્યારે તે માજીસ્ત્રેટ જુના ક્રી. કલમ ૫૦૬ એટલે સને૧૮૮૨ના આયટ ૧૦નીકલમ૧૧૦ મુજબ જડજને ત્યાં તે કામ મોકલે અને આ પ્રમાણે જ્યારે મેકલવામાં આવે ત્યારે જડજને અખત્યાર મળે. સરકાર વીરૂધ ગંગારામ પોતદાર વી. રી. ૨૪ પ. ૪૦

સારી વરતણુકનાં ખત લખાવી લેવા બદલ તહોમતવાળાની પસેથી અનામત નાણાં મુકાવવાનો અધીકાર નથી પણ તેના સારી વરતણુંકનાં ખત લખાવી લેવાં. ક. હા. રી. વા. ૬ પ. ૧૪ તા. ૨૨ અપરેલ ૧૮૮૦

કોઇ શખશ જાથુ ચોરી કરનારો તથા ઘર ફોડનાર અને ચોરનો માલ સંગ્રહ કરનારો છે એવો પુરાવા મળ્યા શીવાય સારી ચાલના જામીન લેવાનો કોઇ પણ માજીસ્ત્રેટને ઠરાવ કરવાનો અધીકાર નથી ફક્ત જુલમી કૃત્ય કરવા ઉપરથી જામીન લેવાનો ઠરાવ થઇ શકે નહી. એમ્પ્રેસ વીરૂધ નવાબ અને બાજી ઇ. લા. રી. ૨ અલહાબાદ પ. ૮૩૫

શેઠના કબજામાંહેલી મીલકતની મેહેતા અથવા ચાકરે ચોરી કરવી.

૩૮૧. કોઇ માણસ મેહેતો અથવા ચાકર હોય, અથવા મેહેતા દાખલ કે ચાકર દાખલ રાખેલો હોય તે માણસ અગર પોતાના શેઠ ખથવા રાખનારના કબજા માંહેલી કાંઇ માલકતની ચોરી કરે તો તેને સાત વરસની મુદત સુદ્ધીની બેમાંના ગમે તેપ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—આ કલમ તથા કલમ ૩૮૦ પ્રમાણે તહોમતમાં સબ માજીસ્ત્રેટને અધીકાર નથી સેસન કોરટે ઇનસાફ કરવો મુંબાઇ હાઇકોરટ તા૦ ૯ અકટોબર સન ૧૮૬૭ તથા નંબર ૬૨૨ તા૦ ૧૯ મારચ સન ૧૮૬૨

એક પોલીસના ગ્યાડના માણસે તેમને સ્વાધીનની ગાર્ડમા એક નાણાની પેટી મુકી હતી તેમાંથી નાણાં ચોરવાથી તેની ઉપર માત્ર સાધારણ ચોરીનું તહોમત મુકયુ હતું તેમાં ઠરાવવામાં આવ્યું કે તેમની ઉપર આ કલમ પ્રમાણે મેહેતા અથવા ચાકરે કરેલી ચોરીનું તહોમત લગાડવું જોઇએ.—રાણી વિરૂધ જગરનથ સિંગ અને બીજાઓ. કો. ઇ. ડા. પ. ૩૪૫

કોઇ ભાડે રાખેલા બોટમેન હોય તો તે આ કલમ પ્રમાણેના મેહેતો અથવા ચાકર કહેવાય નહી આવા બોટમેનચોરી કરી હોય તો કલમ ૩૮૦ પ્રમાણે શિક્ષા થાય—રાણી વીરૂધ બાઉ્રમાનજી, ૮ વી. રી. પ. ૩૨

કેટલાક માછલાં પકડવા વાળાઓએ પોતાના ધણીની માછલાં પકડવાની જગ્યા ઉપર બીજા માછલાં પકડવા વાળાઓએ જાળ નાખવાથી તે જાળ લઇ પોતાના કબજામાં રાખી તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારોએ ચોરીનો ગુનો કરયો નથી—રાણી વિરૂધ નોબીનચંદર હોલદાસ. ૯ વી. રી મ. ૫૯

ચોરી કરવા સારૂ મોત અથવા વ્યથા કરવાની તઇયારી કરીને ચોરી કરવી.

૩૮૨. જે માણસ ચોરી કરે, તેણે અગર તે ચોરી કરવા સારૂ, અથવા તે ચોરી કરયા પછી નાશી જવા સારૂ, અથવા તે ચોરીથી મળેલી મીલકત રાખવા સારૂ, કોઇ શખશનુ મોત આણવાની, અથવા કોઇને વ્યથા, અથવા અટકાવ કરવાની અથવા મોત, વ્યથા કે અટકાવનો ભય ઉત્પન કરવાની, કાંઇ તઇયારી કરી હોય તો તે માણસને દશ વરશની મુદતસુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે. અનેવળી તે દંડનેપણ લાયક થશે.

દ્રષ્ટાંત.

(અ) ઝ ના કબજા માંહેલી કાંઇ મીલકતની અ ચોરી કરે, અને એ ચોરી કરતી વેળાએ તેના કપડામાં રાખેલી એક ભરેલી પિસ્તોલ હોય અને તે પિસ્તોલ અગર ઝ સામો થાય તો ઝ ને વ્યથા કરવાના ઇરાદાથી રાખી હોય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનો કર્યો એમ સમજવું.

(બ) અ ઝ નુ ખીસુ કાતરે, અને તેણે પોતાના કેટલાએક સોબતીઓને આસપાસ રાખ્યા હોય, એટલા સારૂ કે અગર શું બને છે તે ઝ ના જાણવામાં આવે અને ઝ સામો થાય, અથવા અ ને પકડવાની કોશિશ કરે, તો તેઓ ઝ ને અટકાવે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુનો કરયો એમ સમજવું.

## જબરાઈથી કહડાવવા બાબત

જબરાઇથીકહડાવવુ

૩૮૩. જે માણસ ઇરાદાથી કોઇ શખશને તે શખસને પોતાને અથવા બીજા કોઇને નુકશાન કરવાનો ભય ઉત્પન કરે, અને તેમ કરીને તે ભય પામેલો શખશ કાંઈ મીલકત, અથવા કીમતી દસ્તાવેજ, અથવા સહી કે મોહોર કરેલી જે વસ્તુનો કાંઇ કિમતી દસ્તાવેજ બનાવી શકાય એવી કાંઇ વસ્તુ, કોઇ શખસને આપે, એમ બદદાનતથી કરે, તો તે માણસે "જબરાઇથી કહડાવવાનો ગુન્હો" કરયો એમ સમજવુ.

દ્રષ્ટાંત.

(અ) તુ મને પઇસા આપ. નહી તો તારી આબરૂ જાય એવું હું કાંઇ છાપીશ એમ કહીને અ ઝ ને ધમકાવે; અને એમ કરીને ઝ તેને પઇસા આપે એમ અ કરે, તો અએ જબરાઇથી કહાડવાનો ગુનો કરયો એમ સમજવું.

(બ) તું આટલા રૂપીયા મને આપવાની એક ચીઠી લખી તે પર સહી કરી આપ. નહી તો હું તારા બાળકને ગેરવ્યાજબી કેદમાં રાખીશ એવી રીતે અ. ઝ ને ધમકાવે, અને ઝ તે ચીઠી લખી તે પર સહી કરી આપે, તો અ એ જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરયો એમ સમજવું.

(ક) મારા ખેતરમાં પાકનો આટલો ભાગ હું બ ને આપીશ, અને તે ન આપું તો આટલો દંડ આપીશ, એવી સરતનુ એક ખત કરીને તે પર સહી કરીને તુ બ ને આપ, નહીતો તારા ખેતર મધ્યેના પાકનો નાશ કરવાને હું ઢોરાવાળાં માણસો મોકલીશ, એવી રીતે અ ઝ ને ધમકાવે, અને તેથી કરીને ઝ તેવુ ખત લખી તે પર સહી કરી આપે એમ કરે, તો અ એ જબરાઇથી કહાડવાનો ગુનો

કરયો એમ શમજવું.

(ડ) જ ને મહાવ્યથાનો ભય પમાડીને અ બદદાનતથી એવું કરે કે એક કાગળ પર પોતાની સહી અથવા મોહોર કરીને તે કાગળ જ અ ને આપે, અને તેમ માણે જ તે કાગળપર શહી કરીને તે કાગળ અ ને આપે, તો એ ઠેકાણે તે સહી કરેલા કાગળનો કાંઇ મિલકની દસ્તાવેજ બનાવી શકાય માટે, અ એ જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરયો એમ સનજવું.

**ટીકા**—પઇસા નહી આપે તો તારી ઉપર ફોજદારી તહોમત લાવીશ એમ કહી પઇસા કઢાવે તો તે આ કમલ પ્રમાણે ગુનો છે. જે તહોમતની ધમકી આપી તે તહોમત ખરૂ છે કે ખોટું તે જોવાની જરૂર નથી—રાણી વિરૂધ મુબારક અને બીજાઓ કો. ઇ. ડા. પ્ર. ૩૪૯

આ કમલ પ્રમાણેનો ગુનો સંપુર્ણ થવા માટે જે સખસે ભય પમાડયો હોય તે શખસે જ મિલકત લીધેલી હોવી જોઇએ એવું જરૂરનું નથી એવા બદમાશો વચ્ચે ભય અમુકજણે દેખાડયો અને મીલકત અમુક જણે લેવી એવી ગોઠવણ કરેલી હોય અને તે ગોઠવણ પ્રમાણે બીજાએ તે મિલકત લીધી હોય તો શઘળા જણ જબરાઇથી કઢાવવાના ગુનામાં આવે છે. રાણી વિરૂધ શંકર ભાગવત. ૨ મુ. હા. રી. પ્ર. ૩૯૪

એક સખસે એક જંગલમાંથી લાકડા લેવાનો હક સરકાર પાસેથી ખરીદ કરી લીધો એ જંગલમાંથી કોઇ બીજા શખશનો લાકડા લેવાનો હક હતો તેથી તે બીજો શખશ પણ લાકડાના ગાડાં ભરી લઇ જતો હતો તે ગાડાં રોકાવી પેલા શખસે કાંઇ પઇસા લીધા, સરકાર સાથેના પેલા શખશના કરારમાં આ બીજા શખશનો કાંઇ હક રાખવામાં આવ્યો હતો તેથી ઠરાવવામાં આવ્યું કે સરકાર પાસેનો ખરીદદાર કોઇ બીજા શખશ પાસેથી ગાડાં રોકાવી નાણા લે તો તેણે આ કલમ પ્રમાણેનો ગુનો કરયો કહેવાય નહી—રાણી વિરૂધ અબદલ કાદર. ૩ મુ. હા. રી. પ્ર. ૪૫ (ફોજદારી)

આ કલમ પ્રમાણેનો ગુનો સ્થાપીત થવા માટે એક શખસને ઇરાદા પુરવક કાંઇ ઇજા કરવાનો ડર દેખાડીને અને એમ કરીને બદદાનતથી તેની પાસેથી મીલકત કઢાવવી એ જરૂરનું છે ૪ વી, રી. પ્ર. ૫

આટલા પઇસા આપ નહી તો તારી નોકરી ખોવરાવીશ એમ કહી પઇસા કઢાવે તેણે આ કલમ પ્રમાણેનો ગુનો કરયો કહેવાય. ૧૮ વી. રી. પ્ર. ૧૭

જબરાઇથી કાહાડવાના તોહોમતના કામમાં એકે ભય બતાવ્યો ને બીજાએ માલ લીધો તેમાં લેનારને મદદગારીની શિક્ષા થવી જોઇએ એવી તકરારમાં ઠરાવ્યું કે ગુનાહ તે મદદગારીની શિક્ષા એક સરખીજ છે વાસ્તે શિક્ષા બાહાલ રહી મુબાઇ હાઇકોરટ તા૦ ૧૨ જુન ૧૮૬૬ વા. ૨ ભાગ ૩ પ્ર. ૪૧૭

આ કેદીએ થાણાજીલામાં જંગલના લકડાનો મકતો રાખેલો તેની રજા વગર પોલીસના શીપાઇઓ ગાડી ભરી લાકડાં લેઇ જતા હતા તેને અટકાવી કીમતના પઇસા મગ્યા તેથી પીનલકોડ કલમ ૩૮૪ પ્રમાણે ફરીયાદ કરવાથી ફુલપાતર માજીસ્ત્રેટે શિક્ષા કરીતે રદ કરી તેહાઇકોરટે ઠરાવ્યું કે આ કલમ મુજબ ગુનાહ કરવાનો કેદીનો ઇરાદો નહી હતો ને ગાડી અટકાવવી પઇસા માગ્યા તે પોતાની દીવાની હકના બચાવને સારૂ માગ્યા વાસ્તે શિક્ષા રદ કરી મુંબાઇ હાઇકોરટ તા૦ ૨૧ અકટોબર સન ૧૮૬૬ વા. ૩ ભાગ ૩ પ્ર. ૪૫

જબરાઇથી કહાડવાની શિક્ષા. ૩૮૪. જે માણસ જબરાઇથી કહાડવાનો ગુનો કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શાક્ષા કરવામાં આવશે

જબરાઈથી કહડા વવાનો ગુન્હો કરવા સારૂ કોઇશખ્સને નુકસાનનો ભય ઉત્પન્ન કરવો. ૩૮૫. જબરાઇથી કહાડાવવાનો ગુન્હો કરવાં સારૂ જે માણસ કોઇ શખ્સને કાંઇ નુકશાનનો ભય ઉત્પન કરે, અથવી ભય ઉત્પન કરની કોશાશ કરે, તે માણસને બે વરસની મુદત સુધીનીએમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શીક્ષા કરવામાં આવશે.

મોત અથવા મહાવ્યથાનો ભયકોઇશખ્સને પમાડીને જબરાઇથીકઢાવવાનોગુન્હોકરવો ૩૮૬. કોઇ શખ્સને, તે સખસને, પોતાને અથવા બીજા કોઇને મોત અથવા મહાવ્યથા કરવાનો ભય ઉત્પન્ન કરીને જે માણસ જબરાઇથી કહાડવવાનો ગુન્હો કરે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરવા સારૂ કોઇ શખસનેમોતઅથવા મહાવ્યથાનો ભય ઉત્પન કરવો. ૩૮૭. જે માણસ, જબરાઇથી કહડાવવાનો ગુન્હો કકવા સારૂ કોઇ સખશને, તે સખશને પોતાને અથથા બીજા કોઇને મોત અથવા મહાવ્યથા કરવાનો ભય ઉત્પન્ન કરે, અથવા ભય ઉત્પન કરવાની કોશીશ કરે. તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—પરાણે પઈસા કઢાવવાને ઇરાદે કોઇ આપઘાત કરવાનો ડોળ ઘાલે તો તે આ કલમ પ્રમાણે ગુનેગાર થાય છે.—રાણી વિરૂધ્ધ ગ્રેગરી કો. ઇ. પ્ર. ડા. ૩૩૭

મોત અથવા સમુદ્રપારવગેરેનીશીક્ષા થઇ શકે એવા ગુનાહનુ તહોમત મુકવાનો ભયઉત્પનકરીનેજબરાઇથી કહડાવવાનો ગુન્હો કરવો, ૩૮૮. મોતની, અથવા જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસવરસની મુદત સુધીની કેદની, શિક્ષા થઇ શકતી હાય એવો કોઇ ગુન્હો કરયાનુ અથવા કરવાની કોશીશ કરયાનું, અથવા એવો ગુન્હો બીજા કોઇ શખસ પાસે કરવાને તેને લલચાવવાની કોશીશ કર્યાનું તહોમત કોઇ સખસની પોતાની ઉપર અથવા કોઇ બીજાની ઉપર મુકવાનો ભય તે શખસને ઉત્પન કરીને, જે માણસ જબરાઇથી કહડાવવાનો ગુન્હો કરે, તે માણસને દસ વરશની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે. અને અગર ૩૭૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો તે ગુનાહ હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે,

જબરાઇથી કહડાવવાનો ગુનાહ કરવા કોઇ સખશને કાંઇ ગુનાહના તહોમતનોભયઉતપનકરવો ૩૮૯. જબરાઇથી કહડાવવાનો ગુનાહ કરવા સારૂ, મોતની, અથવા જીવતા સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની કેદની શિક્ષા થઇ શકતી હોય એવો કોઈ ગુનાહ કરયાનું અથવા કરવાની કોશિશ કરયાનુ તહોમત કોઇ શખ્શની પોતાની ઉપર અથવા કોઈ બીજાની ઉપર મુકવાનો ભય તે શખશને જે માણસ ઉતપન કરે, અથવા ઉત્પન કરવાની કોશીશ કરે. તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર ૩૭૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો તે ગુનાહ હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે.

## અપહરણ તથા ડાકાઇટી બાબત.

**અપહરણ.** ૩૯૦ સરવે અપહરણમાં અગર તે ચોરી અથવા જબરાઇથી

પકડાવવાનો ગુનોહ હોય છે.

**ચોરી ક્યારે અપહરણ થાય છે.**

અગર કોઇ ચોરી કરવા સારૂ, અથવા ચોરી કરવામાં, અથવા ચોરીથી મળેલી મીલકત લઈ જવામાં અથવા લઈ જવાની કોશીશ કરવામાં, તે ગુનેહગાર, તે મતલબસર; બુદ્ધિપુરવક કોઈ શખસનું મોત આણે અથવા તેને વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરે, અથવા મોત, વ્યથા કે ગેરવ્યાજબી અટકાવ કરવાની કોશીશ કરે અથવા તાત્કાલીક મોત, તાત્કાલીક વ્યથા, કે તાત્કાલીક ગેરવ્યાજબી અટકાવ કરવાનો ભય ઉતપન કરે, અથવા ભય ઉતપન કરવાની કોશીશ કરે, તો તે એરીતે અપહરણ થાય છે એમ સમજવું

**જબરાઇથી કહડાવવું તે ક્યારે અપહરણ થાય છે.**

અગર જબરાઇથી કહડાવવાનો ગુનોહ કરતી વખતે તેગુનોહ કરનાર ભય પમાડેલાં શખશની આગળ હાજર હોય, અને તાત્કાલીક મોત અથવા તાત્કાળીક વ્યથા, અથવા તાત્કાળિક ગેરવ્યાજબી અટકાવ તે શખશને અથવા કોઈ બીજા શખસને કરવાનો ભય ઉતપન કરીને તે જબરાઇથી કહડાવવાનો ગુનેહ કરે, અને પ્રમાણે ભય ઉતપન કરીને તે ભય પમાડેલ સખસનું મન એવું કરે કે તે શખશ તેજ વખતે અને તેજ ઠેકાણે જબરાઇથી કહડાવેલી વસ્તુ આપી દે, તો તે જબરાઇથી કહડાવવું અપહરણ થાય છે એમ સમજવું,

ખુલાસો—અગર તે ગુનોહ કરનાર એટલો નજદીક હોય કે તેથી તે બીજા શખશને તાત્કાલીક મોતનો અથવા તાત્કાલીક વ્યથાનો અથવા તાત્કાલીક ગેરવ્યાજબી અટકાવનો, ભય ઉતપન થાય તો તે હાજર છે એમ સમજવું

દ્રષ્ટાંત.

(અ) અ જ ને નીચે દાબીને ઝાલી રહે, અને જ ની રજામંદી શીવાય જ ના કપડામાંથી જનારઈસા તથા દાગીના દગાબાજીથી કહાડી લે, તો એ ઠેકાણે અ એ ચોરી કરી, અને તે ચોરી કરવા સારૂ તેણે બુધીપુરવક જ ને ગેરવ્યાજબી અટકાવ કર્યો માટે તેણે અપહરણ કર્યુ એમ સમજવું.

(બ) અ ઝ ને ધોરી રસ્તા ઉપર મળે અને એક પિસ્તોલ દેખાડીને કહે, કે તારી નાણાંની થેલી આપ. અને તે પરથી ઝ પોતાની થેલી આપી દે, તો એ ઠેકાણે તાત્કાલીક વ્યથાનો ભય ઉત્પન કરીને અ એ ઝ ની પાશેથી તે થેલી જબરાઇથી કહડાવવાનો ગુન્હો કર્યો અને તે ગુનો કરતી વખત તે ઝ ની આગળ હાજર હતો, માટે અ એ અપહરણ કર્યુ એમ સમજવું.

(ક) ઝ પોતાના બાળકને લઇને જાય છે એવામાં ધોરી રસ્તાપર તેને અ મળે, અને બાળકને લઇને અ ઝ ને એમ કહેકે તું તાહારી નાણાની થેલી આપ, નહીતો હું આ બાળકને પેલી ટેકરી ઉપરથી નીચે ફેંકી દઇશ, અને તે પરથી ઝ પોતાની થેલી આપી દે, તો એ ઠેકાણે જે બાળક ત્યાં હાજર છે તે બાળકને તાત્કાલીક વ્યથા કરવાનો ભય ઝ ને ઉત્પન કરીને ઝ ની પાસેથી તેની થેલી અ એ જબરાઇથી કહડાવી માટે અ એ ઝ ની પાસેથી અપહરણ કર્યુ એમ સમજવું

(ડ) "તાહારૂ બાળક માહારી ટોળીના હાથમાં છે, અને તું હમને દશ હજાર રૂપીયા મોકલ. નહીંતો અમે તારા બાળકનો જીવ લઇશું." એમ કહીને અ ઝ ની પાસેથી કાંઇ મિલકત મેળવે તો એનુ નામ જબરાઇથી કહાડવવુ અને એને માટે તે ગુનાની શિક્ષા થઇ શકે પણ પોતાના બાળકનું તાત્કાલીક મોત થવાનો ભય ઉત્પન કરવામાં આવે નહી, તો એ કાંઇ અપહરણ ગણાય નહી.

**ટીકા**—એક બોટ ચાલી જતી હતી તેને રોકવા માજીસ્ટ્રેટનો હુકમ છે એવું કહી કેટલાક સખસે રોકી અને તેને લુંટી લીધી તેમાં ઠરાવવામાં આવ્યું કે આ વખતે બોટવાળાને ગેરવ્યાજબી અટકાવ કરી રોક્યા કહેવાય અને તેથી તહોમતદારોએ આ કલમ પ્રમાણેનુ ગુન્હો કર્યો કહેવાય. પ. વી. રી, પ્ર. ૧૯

ચોરી કરતાં ઘરધણી સામો થાય તો તેને મારવો એવો ઇરાદો થનો હોય અથવા એ પ્રમાણે મારવાની કોશીશ કરવામાં આવે તો હોમતદારોએ આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કહેવાય—પ વી. રી પ્ર. ૯૫

ડાકાઇટી. ૩૯૧. અગર પાંચ અથવા વધારે શખસો એકઠા મળીને કાંઇ અપહરણ કરે અથવા કોશીશ કરે અથવા જે સખસો એકઠા મળીને અપહરણ કરતાં અથવા કરવાની કોશીશ કરતાં હોય તે, તથા જે સખસો હાજર હોય અને તે અપહરણ તથા કોશીશ કરવામાંસાહાય કરતાં હોય તે, એ બને મળીને તેઓની આખી સંખ્યા પાંચ અથવા વધારે થાય, તો એ પ્રમાણે અપહરણ કરનાર કોશિશ કરનાર, અથવા સાહાય કરનાર હરએક શખસે "ડાકાઇટી" કરી એમ સમજવું.

ટીકા.—ગાયકવાડના મુલકમાં કોઇ ડકાઇટીનો ગુન્હો થયો હોય, તો ઇગ્રેજી કોરટથી તેનો ઇનસાફ થઇ શકે નહી, પણ ડાકાઇટી કરતા જે મીલકત લેવાઇ હોય તે ઇગરેજ સરકારનાં મુલકમાંથી હાથ આવેતો ડાકાઇટીમાં ગયેલ મિલકત રાખવાના ગુન્હાનો ઇનસાફ તે કોટ કરોશકે છે, ૧ ઇ. લા. રી. (મુંબાઇ) પ્ર ૫૦—સરકાર વીરૂદ્ધ લખોબા ગોવીંદ અને બાજી.

ડેકોઇટી થયા પછી ૧૭ કલાકના ટુંકા વખતમાં કોઇ શખસ એ ડેકોઇટીમાં ગયેલ મીલકત સાથે માલુમ પડેતો વિરૂદ્ધ સાબીત થતાં સુધી તેઓ ડેકોઇટીમાં ગયેલ મીલકત કબજામાં રાખનાર નહી પણતે ડેકોઇટી કરનારછે એમ કાયદાસર અનુમાન થાય— રાણીવારૂધ કાશીમલ, કો, ઇ° દા, પ્ર, ૩૪૮

પાંચ જણ હથીયારબંધ એક ઘર ફોડી ચોરી કરવા ગયા, એક જણ ભીંતમાં બાકોરૂ પાડવા મંડયો, બીજા ગાર્ડ તરીકે ઉભા રહ્યા. ઘરના લોકો જાગી જવાથી રાડ પાડી તેથી ગામના લોકો દોડી આવ્યા. આ પાંચ જણમાંના એકે એક ગામડીઆને ઠાર મારયો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેમની ઉપર ડેકોઇટીનુ તહોમત આવે નહી રાત્રે ઘર ફોડવાનુ તહોમત આવે—રાણી વિરૂદ્ધ રેવાન માજવાર. કો. ઇ, દા પ્ર. ૩૪૮

અપહરણનીશીક્ષા ૩૯૨. જે માણસ અપહરણ કરે, તને દશ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પાણ લાયક થશે અને અગર તે અપહરણ ધોરી રસ્તાપર સુર્યસ્ત તથા સુરયોદયની વચ્ચે, કરવામાં આવેતો કેદ ચઉદ વરસ સુધીની થઇ શકે.

**ટીકા**—એક ગાડીને અમુક રસ્તા ઉપર વારવાર લુંટી લેવામાં આવતી તેથી તે લુટનારને પકડી લેવા એક શાખસ તે ગાડી સાથે ગયો. લુટવાવાળો ગાડી પાસે આવ્યો અને એક પીસ્તોલ દેખાડી ગાડીમાં બેસનારા પાસેથી પઇસા માગ્યા જે શાખસ પકડવામાં સાથે ગયેલ હતો તેણે તથા ગાડીમાં બેસનારાએ તેને પઇસા આપ્યા પણ પછી તે લુટનારને પકડી લેવામાં આવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે લુટનારે અપહરણનો ગુન્હો કર્યો. આર્ચ. પ્ર. ૪૫૧

એક સ્ત્રીની વાળી ખેંચી લેવા માટે તહોમતદારે એક સ્ત્રીનો કાન ત્રોડયો તેમાં ઠરાવવામાં આવ્યું કે તહોમતદારે અપહરણ કર્યું—રાણી વિરૂદ્ધ લેપીયર. આર્ચ. પ્ર. ૪૫૧

અપહરણમાં જે મોત કિંવા મહાવ્યથા થવી જોઇએ કિંવા તેમ થવાની કોશીશ થવી

જોઇએ એ અપહરણ થયા વખતે કિંવા અપહરણ થયા પહેલાંની હોવી જોઇએ. અપહરણ થયા પછી થયે તો અપહરણ કહેવાય નહી—રાણી વીરૂધ જોન્સ આર્ચ. પ. ૪૫૨

તું મને અટલા પઇસા આપ નહી તો તારી ઉપર શુષ્ટ ક્રમ વિરૂધ મઇથુનની ઠગાઇનું તહોમત લાવીશ એમ કહી તે નાણાં કઢાવે, તો તેણે અપહરણ કહેવાય નહી—રાણી વીરૂધ ગાસીલ. આર્ચ. પ. ૪૫૨

કોઇ શખશ પોતાની મિલકત કોઇ લઇ જતો હોય તેમાં બીકથી કાંઇ સામો ન થાય પણ તેની મિલકત તે પોતાની મેળે આપે નહી તો એ ગુન્હો જબરાઇથી કઢાવવાનો નહી પણ અપહરણનો થાય છે. ચોરી કરવામાં વ્યથા કરવાનો ઇરાદો હોય કિંવા કોશીશ હોય તો એ ગુનો અપહરણનો થાય છે. રાણી વીરૂધ તીકીભા૨, ૫, વી રી, પ, ૯૫

**અપહરણ કરવાની કોશીશ.** ૩૯૩. જે માણસ અપહરણ કરવાની કોશીશ કરે, તેને સાત વરસની મુદત સુધીની શખત કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

**અપહરણ કરવામાં બુદ્ધિપુરવક વ્યથા કરવી,** ૩૯૪ અગર કોઈ શખશ, અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશીશ કરવામાં બુદ્ધિ પુરવક વ્યથા કરે, તો તે શખશને; તથા બીજો કોઇ શખશ તેની સાથે તે અપહરણ કરવામાં અથવા અપહરણ કરવાની કોશશ લેવામાં શામિલ હોય તે સખશને, જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ડાકાઇટીનીશિક્ષા.** ૩૯૫. જે માણસ ડાકાઇટી કરે, તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરશની મુદત સુધીની શખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા.—જુઓ ક્રી. પ્રો. કો. સને ૧૮૮૨ના આક્ટ ૧૦ની કલમ ૧૯૧ભાગ ૧ લો.

ઘર લુટવા આવતી વખત પહેલાં ઘરના માણસોને ભાગી જવાની તક હતી એવું સાબીત થાય તો તહોમતદારો આ કલમમાં ફરમાવેલી સજાથી બચી શકે નહી, આ કલમ પ્રમાણે ગુન્હો સંપુર્ણ થવા માંટે લુટ કરનાર સખશે તાત્કાલીક અટકાવ કર્યો હતો અથવા કરવાની કોશીશ કરી હતી એટલુંજ સાબીત થવું પુરતુંછે—રાણી વિરૂદ્ધ કીશોરી પાતર અને બીજાઓ. ૭ વી. રી. માં ૩૫

પારાપા નામના એક માણસ સુધાં ચાર કેદીપર ખુનનું અને ડાકાઇટીનું તહોમત મુકી તેની ચોકશી કલાદગીરીના શેશન જડજે એસ. એન. મી૦ ટાગોરકે બંને ગુના (પારાપર ફક્ત ડાકાઇટાનો) સાબીત ઠરાવી તે ચારે કેદીઓને શિક્ષા કરી તે ઠરાવપર કેદીઆએ નામદાર હાઇકોરટને અપીલ કરી તેમાં એમ ઠરયું કે "શાથી માણસની શાક્ષિની પુષ્ટી કરનારો જે પુરાવો જોઇએ તે સ્વતંત્ર અને વિશ્વાસ રાખવા લાયક ઠેકાણેથી આવવો જોઇએ અને શાથી માણસે પોતે જે કાંઇ મચકુર કહયો હોય તે મચકુર તેણે ચોકશીની વખતે જે કાંઇ શાક્ષ આપી હો તેને જોકે મળતો હોય તો પણ તે ઉપર કહેલા પ્રકારનો પુષ્ટી કરનારા પુરાવો એમ નથી.

કેદી પઇકી એકે કરેલી કબુલત શાથી માણસની શાક્ષિને પુષ્ટી કરનાર હેય તો પણ બીજા કેદી વીરૂધ જે શાથી માણસે શાક્ષિ આપી હોય તે શાક્ષને પુષ્ટી કરનાર તરીકે તે કબુલત ઉપયોગમાં આવી શકનાર નથી.—શઅણ જે આરોપાંત અમારી રૂબરૂ અપીલ કરી છે તેનાપરથી અપરાધ અને શિક્ષા એમે રદ કરીયે છીએ—સરકાર વિરૂધ મલ્લા

રણ અથવા ડાકાઈટી કરવામાં ખરેખર મહાવ્યથા કરતો હોય તેના ઉપર કરવાની ઠરેલી છે, મે ન્સ ફ્ત્ય ટીકા શાતની આવૃતી, પાનુ ૨૯૧; કલમ ૩૯૭ ઉપરની ટીપ જુઓ,—શરકારવાદ્ય રાજીકેરૂ વોઝેર. મુ. હા, કો. તા, ૧ અગષ્ટ ૧૮૭૨

**કાંઇ ભયકર શસ્ત્ર ધારણ કરયુ હોય,તે વખતે અપહરણ અથવા ડાકાઇટી કરવાની કોશિશ.**

૩૯૮. અગર અપહરણ અથવા ડાકાઈટી કરવાની કોશિશ કરતીવ ખતે, તે ગુનેગારે કાંઇ ભયંકર શસ્ત્ર ધારણ કરયુ હોય, તો ત ગુનેગારને કેદની જે શિક્ષા કરવામાં આવશે તે સાત વરસથી ઓછી થશેનહી.

**ડાકાઇટી કરવાની તઇયારી કરવી.**

૩૯૯. જે માણસ ડાકાઇટી કરવાની કાંઇ તઇયારી કરે. તેને દશ વરશની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

**ડાકાઇટીની ટોળીમાં હોવાની શિક્ષા,**

૪૦૦ આ આક્ટ પસાર થયા પછી કોઇ પણ વખતે, નિત્ય ડાકાઇટી કરવાના કારણસર મળેલા શખસોની કોઇ ટોળીમાં જે માણુસ હોસે, તેને જીવતાં સુધી સમુદ્રપારનો અથવા દશ વરશની મુદત સુધીની સખત કેદની શીક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે

ટીકા—આ કલમમાં કહેલા ગુન્હેગારોની ચોકશી અથવા, ઇનસાફ જે કોરટની હકુમતની સ્થાનીક હદમાં તોહોમતવાળો શખસ હોય, તે કોરટને કરવાનો અધીકાર છે, જુઓ શને ૧૮૮૨ ના આક્ટ ૧૦ ની કલમ ૧૮૧

**ચોરીની ભટકતી ટોળીમાં હોવાની શિક્ષા.**

૪૦૧ આ આકટ પસાર થયા પછી કોઇ પણ વખતે, નિત્યચોરી અથવા અપહરણ કરવાનાં કારણસર મળેલા સખસોની કોઇભટકતી અથવા બીજી ટોળીમાં જે માણુસ હોશે, અને તે ટોળી ઠગ અથવા ડકાઇટોની ટોળી નહી હોશે તો, તે માણુસને સાત વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષ કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—આ કલમ પ્રમાણેના ગુન્હેગારોપર તહોમતની શાબીતી થાય તો તેમની પાસેથી શારી રીતે ચાલવા માટે તારણ લેવાને શને ૧૮૮૨ ના આક્ટ ૧૦ ની કલમ ૧૦૯ માં કહેલા અમલદારોને અખતીઆર છે.

જે શખશ ઉપર ગુજરાન ચલાવવાનુ બરોબર તેને નથી એવું તહોમત મુકવામાં આવ્યું હોય, તે શખશની સાધારણ અબરૂ કેવી છે તે વીશે માજીસ્ટેટે પુરાવો લેવા જોઇએ. અને ફક્ત પોલીસના રીપોટ ઉપરથી તેને ગુન્હેગાર ઠરાવવો ન જોઇએ સબબ પોલીશ આપેલી ખબર તે પુરાવ નથી પણ તે પોલીસ અમલદારના વીરૂદ્ધ પુરાવ છે.

આ કલમ પ્રમાણે ગુન્હો સાબીત થવા માટે નીત્ય ડાકાઇટી કરવાની ટોળી ઉભી થઇ હતી. અને એ ટોળીનો હેતુ હમેશા એવા ગુન્હા કરવાનો હતો એવુ સાબીત થવું જોઇએ મ, હા, રી, વા, ૬-૫, ૧૨૦

**ડાકાઇટી કરવાના કારણસર એકઠા થવુ**

૪૦૨ આ આકટ પસાર થયા પછી કોઇ પણ વખતે, ડાકાઇટી કરવાનાં કારણસર એકઠાં થએલા પાંચ અથવા વધારે શખસોમાંનો જે માણસ હોશે, તેને સાત વરશની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે

**ટીકા**—આ કલમ પ્રમાણેનો ગુન્હો કરનાર શખશ જયાં પકડાય ત્યાં તેનો ઇનસાફ થવો જોઇએ (જુવો ક્રી. પ્રો. કો, શને ૧૮૮૨ ના આક્ટ ૧૦ કલમ ૧૮૧

ક્રી, મે, કો. સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૪૪ પ્રમાણે આવી મંડળી પોતા ની હદમાં ભેગી થઇ હોય અથવા ભેગો થવાની હોય તેની ખબર જાણતાં તુરત પાસેના પોલીસ થાણામાં અથવા માજીસ્ટ્રેટને તે બાબત ખબર આપવી જોઇએ• એવી જમીનના માલીક વગેરે ઉપર ફરજ છે,

આ કલમમાં કહેલો મંડળીના દરેક માણસના સારી ચાલના જામીન લેવામાટે માજીસ્ટ્રેટોને અખત્યાર છે, પણ તે કયા માજીસ્ટ્રેટને છે તે બાબત શને ૧૮૮૨ ના આકટ ૧૦ કલમ ૧૧૦ જુઓ. સદરહુ કલમ ૧૧૦ ના બદલે જુના ક્રીમીનલ કલમ ૫૦૫ અને ૫૦૬ હતી તેમાં અને કલમ ૧૧૦માં કેટલોક ફેરફાર થએલો છે તે ઘણો જ અગત્યનો છે,

જે શખ્શની વર્તણુંક ફક્ત જોરજુલમ ભરેલી અને તોફાની માલુમ પડે તેવા શખસો ના જામીન લઈ શકાય નહી, રાણી વીરૂધ્ધ નારાયણ શુમોથ વીકલી રીપોર્ટ ૬ પાનુ ૬

શને ૧૮૭૨ ના અકટ ૧૦ ની કલમ ૫૦૫ અને ૫૦૬ એટલે શને ૧૮૮૨ ના આકટ ૧૦ મીં કલમ ૧૧૦ પ્રમાણે માજીસ્ટ્રેટને જે અધીકાર આપ્યોછે તે તેણે ઘણી ખબરદારી થી ચલાવવો જોઈએ સદરહુ કલમ ૫૦૫ જે લોકો કોઇ પ્રકારે આબરૂદાર નથી તે લોકોને લાગુ કરવી એમ કાયદા કરનારનો હેતુ નથી, સારી વર્તણુક બદલ જે જામીન લેવા તે બદ લે રોકડા નાણા કોરટમાં અનામત ભરવા વીશે કોરટે હુકમ કરયો તે કાયદા પ્રમાણે વ્યાજબી નથી—સરકાર વીરૂધ્ધ કાળાચંદ ઇ, લો, રી, કલકતા, વા, ૬ પ, ૧૪

જામીન બાબત જુઓ કલમ ૩૮૦ ઉપરની ટીકા.

## મિલકતના સાબંધે ખોટા ઉપયોગ બાબત

બદદાનતથી મિલકતનો ખોટો ઉપયોગ

૪૦૩. જે માણસ બદદાનતથા કાંઇ પણ જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તે પોતાને કામે લગાડે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડ ની અથવા એ બનેની શિક્ષા કરવામા આવશે.

દ્રષ્ટાંત.

( અ ) અ ઝ ની મીલકત ઝ ના કબજામાંથી લે, અને તે લેતીવખતે શુદ્ધબુધ્ધિથી તે એમ મનનો હોય કે એ મિલકત માહારી છે, તો અ ચોરીના તકશીરવાર ન થી, પણ પોતાની ભુલ માલમ પડયા પછી અગર અ બદદાનતથી તે મિલકત પો તાને કામે લગાડે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું,

( બ ) અ ને જ ની સાથે દોસ્તી છે, અને તે જ ના કીતાબખાનામાં જ નહો હોય એવી વેળાએ જઇને જ ની સાફ રજામંદી શીવાય તેમાંથી એક ચોપડી લઇ જાય હવે એ ઠેકાણે અગર અ ના મનમાં એમ હોય, કે તે ચોપડી વાંચવાના કારણસ લેવાનો મને જ ની અરથાંત સમજાય એવી રજામંદી છે તો અ એ ચોરી કરી નથી. પણ અગર પાછળથી અ પોતાના ફાયદને સારૂ તે ચોપડી વેચે, તો તેણે આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવુ.

( ક ) અ તથા બ એ બંને એક ઘોડાના એકઠા માલીક છે, અને અ એ વાપરવાનો ઈરાદો કરીને તે ઘોડાને બ ના કબજામાંથી લઇ જાય તો એ ઠેકાણે તે ઘોડો વા પરવાનો અ નો હક છે માટે, તેણે બદદાનતથી તે ઘોડાનો ખોટો ઉપયોગ કરયો એમ સમજવું નહી પણ અગર અ તે ઘોડો વેચે, અને તેની કીમત ઉપજે તે સઘ ળી પોતાને કામે લગાડે, તો તેણે આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

ખુલાસો ૧ લો—ફકત થોડી વાર સુધીજ ખોટો ઉપયોગ કરયો હોય તો પણ આ કલમ

ના અર્થ મુજબનો ખોટો ઉપયોગ છે એમ સમજવું.

દ્રષ્ટાંત.

જ ની એક સરકારી પ્રામીસરી નોટ રાખી મેલવાની અ ને જડે, અને તે નોટ જ ની છે એમ જાણ્યા છતાં અ એક સરાફને ત્યાંથી કાંઇ રૂપીઆ કહાડીને તેના અવેજમાં તે નોટ ગીરો મુકે, એવા ઇરાદાથી કે પછી તે છોડાવીને હું જ ને પાછી આપીશ. તો અ એ આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

ખુલાસો ૨ જો—જે મીલકત કોઇ બીજા શખશના કબજામાં ન હોય એવી કાંઇ મીલકત કોઇ શખશને જડે, અને તે મીલકત સાચવવાના અથવા તેના માલીકને પાછી આપવાના કારણસર તે શખશ તે મીલકત લે, તો તે માણસે તે મીલકત બદદાનતથી લીધી અથવા તેનો ખોટો ઉપયોગ કરયો નથી, અને તેણે ગુનોહ કરયો એમ સમજવું નહી પણ તે મીલકતનો માલીક કે કુણ છે એ વાતની તેને ખબર હોય, અથવા તે સોધી કાહાડવાનો તેની પાસે ઇલાજ હોય, તે છતાં, અપના માલીકને સોધી કહાડીને તેને ખબર આપવાના ઘટતા ઇલાજ વાપરયાં પહેલાં તથા મીલકત આવી તે મીલકતનો દાવો કરે એટલા સારૂ ઘટતી મુદત સુધી તે મીલકત રાખ્યા પહેલાં અગર તે શખશ તે મીલકત પોતાને કામે લગાડે, તો તેણે ઉપર બ્યાન કરેલો ગુનો કરયો એમ સમજવું.

એવી બાબતમાં ઘટતા ઉપાય તે કયા અથવા ઘટતી મુદત તે કેટલી એ હકીકતની બાબત છે.

મીલકત જેને જડે તે શખસે તે મીલકતનો ધણી કોણ છે, અથવા તેનો ધણી કોઇ અમુક સખશ છે, એમ જાણવું જોઇએ એવું કાંઇ જરૂર નથી, અગર તે મીલકત કામે લગાડતી વખતે તે મિલકત પોતાની છે તે માનતો ન હોય, અથવા તેનો ખરો માલીક જડી શકતો નથી એમ જે તે શુદ્ધબુધીથી માનતો ન હોય તો બસ છે.

દ્રષ્ટાંત.

(અ) ધોરી રસ્તાપર પડેલો એક રૂપીયો અ ને જડે, તે કોનો છે તે અ ને ખબર નહી હોય, અને અ તે રૂપીઓ ઉચકી લે, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું નહી.

(બ) ધોરી રસ્તાપર પડેલો એક કાગળ અ ને જડે, તે કાગળમાં એક બેંકનોટ હોય અને તે કાગળ શીરનામાપરથી તથા તેમાં લખેલા બીનાપરથી તે નોટ કોની છે એ વાત જાણવામાં આવે, અને પછી તે નોટ તે વાપરે, તો તેણે આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું

(ક) આ લાવે તેને નાણાં આપજો એવી તરેહનો અ ને એક ચેક જડે તે ચેક કોનો ગયો છે એ વાતની તેથી અટકળ થઇ શકે નહી. પણ જે સખસે તે ચેક લખ્યો હોય તે સખશનુ નામ તે ચેકમા લખેલુ હોય, અને અ એમ જાણતો હોય કે તે સખશ મને બતાવી શકશે કે ફલાણા ધણીને માટે એ ચેક લખ્યો હતો તે છતાં તે માલીકને સોધી કહાડવાની કોશીશ ન કરતાં અ તે ચેક વાપરે, તો તેણે આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

(ડ) જ ની પઇશા ભરેલી એક થેલી જ ના હાથમાંથી નીકળી પડતી અ જોય. અને તે જ ને પાછી આપવાના ઇરાદથી અ ઉચકી લે, પણ પાછળથી તે તેને પોતાને કામે લગાડે, તો અ એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

(ઈ) અ ને એક પઇશા ભરેલી થેલી જડે, તો તે થેલી કોની છે. એ વાત અ જાણતો નહી હોય પણ પાછળથી તેને ખબર પડે કે તે ઝ ની છે. અને તેવું છતાં

તે પૈકી પોતાને કામે લગાડે તો અ એ આ કલમ મુજબ ગુન્હો કરયે એમ સમજવું.

(૬) અ ને એક કીમતી વીંટી જડે તે વીંટી કોના છે એ વાત અ જાણતો નહી હો; પણ તેના માલીક શોધી કહાડવાની કોશીશ કરયા શીવાય તુરત અ તે વીંટી વેચે, તો અ એ આ કલમ મુજબ ગુન્હો કરયો એમ સમજવું.

**ટીકા**—એક નોકર પોતાના શેઠ તરફથી ઉઘરાણી કરી શેઠને નાણાં નહી આપતાં શેઠની પાસે પોતાનો પગાર લેણું હોય તે માટે તે નાણાં રાખે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો ગણાય, રાણી વીરૂધ ખીલમ રાય, કો, ઇ. ડા, મ, ૩૪૫

આ કલમ પ્રમાણેનુ તહોમત સાબીત કરતી વખતે મિલકત મજકુરનો ઉપયોગ તહોમતદારે પોતે કરયો એવુ સાબીત થવુ જોઇએ. મિલકત જડે અને કબજામાં રાખે એટલા ઉપરથી જ આ ગુન્હો સંપુર્ણ થતો નથી. રાણી વિરૂધ અબદુલ કો. ઇ° ડા. ૩૪૫

કોઇ સખસની ભુલથી કાંઇ નાણાં વધારે આપવામાં આવે તે સખસ તે લેતી વખતે ફિવાપાછળથી અમુક નાણું વધારે આવ્યાં છે એવુ જાણે પણ તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો કહેવાય ઠગાઇનો ગુન્હો કરયો કહેવાય નહી. રાણી વિરૂધ શામસુંદર કો. ઇ. ડા.મ. ૩૪૬

તહોમતદાર અને ફરીયાદી જે ધંધો કરતા હોય તેમાં અમુક ચાંમડાની કીમત ન આપતાં એ ચાંબડાં પોતાના ઉપયોગમાં લે તો તહોમતદારે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો કહેવાય નહી ૧૭ વી, રી, મ, ૩૪૬

કોઇ તહોમતદાર નાણાની જુદી જુદી રકમનો ખોટો ઉપયોગનો ગુન્હો કરે તો તેની ઉપર એક તહોમત આવે નહી. જુદાં જુદાં તહોમત આવે ૧૫ વી, રી, મ, ૫

એક ભેંશનુ ચાંમડુ કે જેનો ધણી મળી શકયો નહી તે એક ગામના ચમાર લોકોએ લીધુ તેમાં એમ ઠરયુ કે—બદદયાનત ભરેલા ઇરાદાથિ શાબીતી નથી માટે એઓના ઉપર માલનો શામાશ ખોટો ઉપયોગ કીધો એવા ગુન્હાની શાબીતી બરોબર રીતે થઇ શકતી નથી, સરકાર વીરૂધ—જેટોભાસાથુ વીગરે મુ, હા, કો, તા,૧ મેએ ૧૮૭૨

આ કલમ પ્રમણેનુ તહોમત શાબીત થાયતો કેદીને કેદની શીક્ષા ઉપરાત ફટકામારવાની શિક્ષા થાય નહીં સરકાર વીરૂધ દાદા પરશીરામ. મુ, હા, કો,તા, ૨, મે ૧૮૭૮

( બેમીગત દ્રવ્ય )જડેલુ ધન તે સરકારમાં જાહેર નહીં કરયા છતાં લીધુ તે આકલમ પ્રમાણે શીક્ષા થયેલી બહાલ રહી, અને ઠરાવ્યું કે, જડેલુ ધન પકસઅ રકારમા જાર કરી રાજ્ય ભાગ આપવો જોઇએ, મુ, હા, કો, તા, ૨૧ નવંબર શને ૧૮૬૬.

જડેલા માલ માંહેથી અરધ ભાગ સરકારમાં લેવાય, ઇટરપીટીશન નંબર ૪૨૬૨, તા, ૧૭ નંવબર સને ૧૮૫૧ નો

કેદીને જણસો સોપી તે તેણે વાપરી ખાધી. તેને આ કલમ લાગુ નથી ને કલમ ૪૦૫ પ્રમાણે વીશ્વાસઘાત કરયાનો ચારજ રાખવો જોઇએ. મુ. હા. કો. તા. ૧૧ જુલાઇ ૧૮૬૭

**કોઇ શખશ મરી જાય તે વખતે તેની પાસે જે મીલકત હોયતે મીલકતનો બદદાનતથી ખોટો ઉપયોગ.**

૪૦૪. જો કોઇ માણસ બદદાનતથી કાંઇ મીલકતનો ખોટો ઉપયોગ કરે અથવા તેને પોતાને કામે લગાડે અને તે એમ જાણતો હોય કે ફલાણો શખશ ગુજરી ગયો તે વખતે એ મીલકત તેના કબજામાં હતી, તથા ત્યાર પછી તે કબજામાં લેવાનો કાયદા મુજબ જેનો હક હોય એવા કોઇ શખશના કબજામાં આવી નથી તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે અને અગર તે ગુનાહ કરનારને તે શખસે તે મુઓ ત્યારે મેહેતા અથવા ચાકર દાખલ રા

એવો હોય તો તે કેદ સાત વરસ સુધીની થઇ શકે.

દ્રષ્ટાંત.

(ઝ) ના કબજામાં કેટલાએક ઘરનો સામાન તથા નાણું છતાં ઝ ગુજરી જાય પછી તે નાણું કબજામાં લેવાનો જેને હક હોય એવા કોઈ શખશના કબજામાં તે આવતાં પહેલાં ઝ નો ચાકર અ બદદાનતથી તેનો ખોટો ઉપયોગ કરે, તો અ એ આ કલમ મુજબ ગુનોહ કરયો એમ સમજવું.

**ટીકી**—આ કલમ પ્રમાણે ગુજરેલા શખશની મિલકતનો ઉપયોગ તહોમતદારે પોતે કરેલો હોવો જોઇએ એવી કાંઇ જરૂર નથી રાણી વીરૂધ–નાગીતચંદર સરકાર, કો.ઇ.ડા,મ,૩૪૫

આ કલમ સ્થાવર મિલકતનો ખોટો ઉપયોગ કરે તેને લાગુ પડતી નથી રાણી વિરૂધ ગીરધરૂ ધરમદાશ ૬ મું, હા, રી, મ, ૩૩ (ફોજદારી)

## સાપરાધ વિશ્વાસઘાત.

સાપરાધ વિશ્વાસ ઘાત.

૪૦૫. જે માણસને કોઇ પણ રીતે કાંઇ મીલકત અથવા મીલકતપરનો અખ્તયાર સોંપ્યો હોય, તે માણસ અગર બદદાનતથી તે મીલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતાને કામે લગાડે, અથવા તે સોંપણ બજાવવા વીશે તેણે સાફ અથવા અરથાંત સમજાય એવો કાંઇ કાયદેશર કરાર કરયો હોય તે કરાર તોડીને, બદદાનતથી તે મીલકત વાપરે અથવા તેનો વગ કરે, અથવા જાણી જોઇને કોઇ બીજા માણસને તેમ કરવા દે, તે માણસે "સાપરાધ વિશ્વાસઘાત" કરયો એમ સમજવું.

દ્રષ્ટાંત,

(અ) એક મરનાર સખસના વિલમાં અ ને વકીલ ઠરાવેલો છે તે અગર તે મરનારની મિલકતની વેહેંચણ તે વિલ પ્રમાણે કરવાનો કાયદાનો હુકમ બદદાનતથી નહીમાનીને તે મિલકત પોતાને કામે લગાડે તો અ એ સાપરાધ વિશ્વાસઘાત કરયો એમ સમજવુ.

(બ) અ એક વખારવાળો છે. અને બ કેથાં ગામ જાય છે, તે પોતાનો સામાન અ ને સોંપે એવો કરાર કરીને કે એ સામાન રાખવામાટે હું તમને આટલું વખારનુ ભાડુ આપુ, ત્યારે તમારે એ સામાન મને પાછો આપવો. અ બદદાનતથી તે માલ વેંચી નાંખે, તો અ એ સાપરાધ વિશ્વાસઘાત કરયો એમ સમજવુ.

(ક) અ કલકતામાં રહીને ઝ દીલીમાં રહે છે, તેના આડતીઆ દાખલ કામ કરે છે, અને અ તથા ઝ ની વચે સાફ કે અરથાંત સમજાય એવો એક એ રીતનો કરાર થએલો છે કે ઝ જેટલું નાણું મોકલે તેટલું સઘળું અ એ ઝ ના હુકમ મુજબ વાપરવું. પછી ઝ એક લાખ રૂપીયા અને મોકલે, અને એમ લખી મોકલે કે અ એ તે રૂપીયાની કંપનીની નોટો લેવી અ બદદાનતથી તે હુકમ નહીમાને અને તે રૂપીયા પોતાના ધંધામાં વાપરે, તો અ એ સાપરાધ વિશ્વાસઘાત કરયો એમ સમજવું.

(ડ) પણ ઉપલા દ્રષ્ટાંતમાં અગર એમ બને કે, બદદાનતથી નહી, પણ, બંગાળાની બેંકના શેર રાખવામાં ઝ ને વધારે ગુણ થશે એવુ માનીને, શુદ્ધબુધીથી કંપનીની નોટો નહી ખરીદ કરતાં ઝ ને માટે બંગાળાની બેંકના શેર અ ખરીદ કરે, તો એ ઠેકાણે, અગર ઝ ને હાની થાય, અને તે હાનિને માટે અ ની ઉપર

દિવાનીમાં ફરિયાદી કરવાનો તેનો હક હોય, તો પણ અ એ બદદાનતથી કામક રયુ નથી માટે. તેણે સામાંધ વિશ્વાસઘાત કરયો નથી એમ સમજવું.

(ઇ) અ એક મેહેસુલી અમલદાર છે, તેને સરકારી નાણું સોંપેલું છે. અને જે નાણું તેના હવાલામાં હોય તે તેણે ફલાણી તીજોરીમાં ભરવું એવો તેને કાયદાનો હુકમ છે અથવા એમ કરવાને તે સરકારની સાથેના સાફ અથવા અરથાંત સમજાય એવી રીતે કરેલા કોઇ કરારથી બંધાએલો છે એમ છતાં અ બદદાનતથી તે નાણું વાપરે, તો તેણે સામાન્ય વિશ્વાસઘાત કરયો એમ સમજવું.

(ઉ) અ એક ભારવાહક છે તેને ખુસ્કી કે તરીને રસ્તે લઇ જવાને કાંઇ મીલકત ઝ એ સોંપી છે તે મીલકતનો તે બદદાનતથી ખોટો ઉપયોગ કરે, તો તેણે સામાન્ય વિશ્વાસ ઘાત કરયો એમ સમજવું.

**ટીકા**—જમીન ઘરેણે મુકયા છતાં દસ્તાવેજ કરી આપનો નથી તેથી આ કલમ પ્રમાણે તહોમત આવે નહી માટે શિક્ષા રદ કરી ઠરાવ્યુ કે આ કામ દીવાની કોરટનું છે મુ.હા. રી. વા. ૨. પ્ર. ૧૩૩ તા, ૭ ડીસેમ્બર ૧૮૬૪

કેદીને નાણુ સોંપીતે તેણે વાપરી ખાદ્યી તેથી વિસ્વાસઘાત નો ગુન્હો થાય છે. મુ. હા. કો. તા. ૧૯ જુલાઇ ૧૮૬૭

દાગીના ઘડવા આપેલા તેમાં તાંબુ ભેળવ્યુ. તેના ઉપર આ કલમ પ્રમાણે તહોમત રાખવામાં આવ્યુ મુ. હા. વા. ૪ પ્ર. ૧૬.

આવા પ્રકારના ગુન્હેગારોની ચોકસી જે કોરટની હકુમતમાં તહોમતદાર હોય ત્યાં થઇ શકે જુઓ સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૧૮૧

પડેલા વેપારનો કોઇ ભાગદાર જેને પડેલા વેપારની કાંઇ મિલકત સોંપી હોય કીંવા જે ઉપર તેની સત્તા હોય તે મિલકત પોતાના ઉપયોગમાં બદદાનતથી લે તો તેણે વિશ્વાસ ઘાતનો ગુન્હો કરયો કેહેવાય રાણી વિરૂધ્ધ ઓખોદકુમારશે ૧૩ બે. લા. રી. પ્ર. ૭૩૦ (ફુલબેંક)

તહોમતદાર એક થાણાની પોલીશનો શબ ઇનસ્પેકટર હતો એ થાણાના ડબામાં એક ટટ્ટુ લાવવામાં આવ્યું અને ત્યાં શને ૧૮૭૧ ના આકટ ૧ લા પ્રમાણે રાખવામાં આવ્યું સ્ટેશનની બુકો તપાસવાથી એવુ માલમ પડયું કે એ ટટ્ટુને એ કાયદા પ્રમાણે લીલામ કરયું નહોતું અને કોઇ ગોપીનાથ નામના શખસે તે ખરીદ કરયું હતું થોડા વખત પછી ગોપીનાથ પાસેથી જે શખસે એ ટટ્ટુ વેચાતું લીધુ હતુ. તેની પાસેથી તહોમતદારે એ ટટ્ટુ વેચાતુ લીધું. માજીસ્ત્રેટને પુરાવ ઉપરથી એવું માલમ પડયું કે તે સને ૧૮૭૧ ના આકટ ૧ લા પ્રમાણે કાંઇ પણ હરાજી થઇ નહોતી તેથી તહોમતદારને વિશવાસઘાતનું તહોમત મુકી સજા કરી તેમાં ઠરાવવામાં આવ્યું કે એ શિક્ષા ગેરવાજબી છે અને વળી એવું પણ ઠરાવવામાં આવ્યું કે એ મીલકત તહોમતદારને સોંપેલી હોવી જોઇએ. અને તેણે બદદયનતથી તેનો ગેરઉપયોગ કરેલો હોવો જોઇએ વળી તહોમતદારનો ઇરાદો કોઇ ગેરવ્યાજબી લાભ અગર ગેરવ્યાજબી નુકશાન કરવાનો હોવો જોઇએ, રાણી વીરૂધ્ધ રાજકીસનગીશવાલ, ૮ બે લા. રી પ્ર. ૧

અમુક મીલકત ઘરેણે મુકેલી નથી એવું કહી એ ઘરેણે મુકેલી મિલકત પાછી આપવાને કોઇ શખશ ના કહે તો તેણે કાંઇ હકના દસ્તાવેજનો વિશ્વાસઘાત કરયો એવુ ગણાય નહી રાણી વિરૂધ્ધ અક્રૂર નાયક અને બીજા, ૨ મુ. હા, રી, પ્ર, ૧૨૭

કોઇ ઉપરીએ કાંઇ મીલકત કોઇને સોંપી હોય તે લઇને તે નાશી જાય તો તે ગુન્હો ચોરીનો નહી પણ વીશવાસઘાતનો કેહેવાય, ભારથચંદર કીશના કામમાં કો, ઇ. ડા. પ્ર, ૧૨૭

આ કલમ પ્રમાણે તહોમત આવીને તહોમતદાર નીરદોષ થયો હોય તે તહોમતદાર ઉપર આકલમ પ્રમાણેના કેશમાં જે પુરાવ પડયો હોય તે પુરાવા ઉપરથીજ ચોરીની મીલકત લેવાનુ પણ તહોમત આવી શકે. ક્રો. ઇ. ડા. પ્ર. ૧૪૫

વિશવાસઘાતનો ગુન્હો માંહીમાંહે માંડી વાળી શકાય નહી, રાણી વંરૂધ્ધ લક્ષમણ ખીમા ૭, ૧ ઈ લા, રી, (મુંબઇ) પ્ર. ૧૫૮

કોઇ ચીજ વાપરવાથી ભગડી હોય તો તે આ કલમ પ્રમાણે વિશવાસઘાતનો ગુન્હો નથી. ૩ મ, હા, રી, પ્ર, ૬

ઘરેણે મુકેલો માલ બીજાને ત્યાં ઘરેણે ન મુકવો એવો કરાર હોય તો પછી એ પ્રમાણે બીજે ઠેકાણે મુકનાર ઉપર આ કલમ પ્રમાણે વિશવાસઘાતનું તહોમત આવે પણ જો તેણે બદદયાનતથી તેમ કરયું હોય તો, ૬ મ, હા, રી, પ્ર, ૨૯

સાપરાધ વિશ્વાસ ઘાતની શિક્ષા.

૪૦૬ જે માણસ સાપરાધ વિશ્વાસઘાત કરે, તેને ત્રણ વરશનીમુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

ભારવાહક વગેરેએ સાપરાધ વિસ્વાસઘાત કરવો.

૪૦૭. કોઇ, શખશને ભારવાહક દાખલ, અથવા ડંકાવાળા કે વ. ખારવાળા દાખલ કાંઇ મિલકત સોંપી હોય, અને તે શખશ તે મિલકત બાબત સાપ્રાધ વિસ્વાસઘાત કરે તો તે શખશને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

કોઇ મેહેતા અથવા ચાકરે સાપરાધ વિશવાસઘાત, કરવો

૪૦૮ કોઇ માણસ મેહેતો અથવા ચાકર હોય, અથવા કોઇને મેહેતા કે ચાકર દાખલ રાખ્યો હોય અને તે રદજ્જાથી તેને કાંઇ મીલકત અથવા કાંઇ મીલકત ઉપર અખતીયાર કોઇ પણ રીતે સોંપ્યો હોય તે માણસને તે મીલકત બાબત સાપ્રાધ વિશવાસઘાત કરે તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—એક નોકરને જે કામ માટે પઇસા આપ્યા હોય તે કામમાં તે ન વાપરે તે તે માટે તેને પુછવામાં આવે ત્યારે હે એ પઇસા બીજ કામમાં વાપરયા છે એમ ખોટું કહે તો તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કરયો, કહેવાય, પાટસન અને કંપની વિરૂધ્ધ ગુલાબભાત, ઇ, ડા, ઇ, ૩૪૪

કોઈ સરકારી નોકરે અથવા સરાફે વેપારીએ કે આડતીયાએ સાપ્રાધ વિશ્વાશઘાત કરવો.

૪૦૯. કોઇ માણસને તેના દરજ્જાથી સરકારી નોકર દાખલ, અથવા તેના ધંધાસર. અને સરાફ, વેપારી ફેકટોડીદાર, દલાલ, વકીલ કે અંડતીયા દાખલ, કાંઇ મીલકત અથવા કાંઇ મીલકત ઉપર અખત્યાર કોઇ પણ રીતે સોંપ્યો હોય. તે માણસ તે મીલકત બાબત સાપ્રાધ વીશવાસઘાત કરે, તો તેને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શીક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—તલાટીએ લોકો પાસેથી રોકડા નાણાં લઇ સરકારમાં ભરવાને બંધાએલાછે તે તમાટે રોકડ નાણાને બદલે દાણા લે અને સરકારમાં નાણાં પોતાના ઘરમાંથી ભરે તો તેનણે આકલમ પ્રમાણે ગુન્હો કરયો કહેવાય નહી, ૪ મ, હા, રી, એપે, ૩૨

કોઇ મુખત્યારને તેને રાખનાર શખસ પાસેથી તેનુ મેહેનતાણું મળ્યું હોય તે ઉપરાંત

તેને સંપનારની માહેતી વગર વકીલ પાસેથી કાંઇ તે લેતો તેની ઉપર આ કલમ પ્રમાણે ત હોમત આવી શકે—પેરીમોહન ઘોસ, ૯ બેં આ, રી મ, ૩૧૨

કોઇ કાન્સટેબલ તેના થાણાના માણસનો પગાર બદદયાનતથી વાપરી જાય તો તેની ઉ પર આ કલમ પ્રમાણે તહોમત લાવી શકાય, રાણીવીરૂધ્ધ સબદરમોંયા. કો, ઇં, ડા, મ, ૨૪૫

મીઠાની વખારમાંથી ઘણું મીઠુ ઓછું થઇ ગયું હોય પણ જ્યાં સુધી એ મીઠુ બદદયાનત થી મીઠાનો દરોગો લઇ ગયો એવુ શાબીત થાય નહીં ત્યાં સુધી તેની ઉપર આ કલમ પ્રમા ણેનું તહોમત આવી શકે નહીં—રાણીવીરૂધ્ધ શ્રીનમહાદુરપટનાયક. કો, ઇં, ડા, મ, ૩૪૫.

નાયબનાજર એ આ કલમના સબંધમાં નાજરના હાથ નીચેનું માણસછે તેનું ખાનગી મા ણસ નથી—રાણીવીરૂધ્ધ મહમુદ હુસેન, ૨ અ. રી. મ, ૨૯૮

જે સખસ ઉપર કલમ ૪૦૯ પ્રમાણે તહોમત આવી સજા થઇ હોય તે શખશ ઉપ ર વળી એ કલમ ૪૧૧ શાથે કલમ પ્રમાણે ચોરીની માલકત લેવા વગેરેનું તહોમત આવે નહી—રાણીવીરૂધ્ધ શંકર. ૨ અ, હા, રી, મ, ૨૯૮

કાન્શટેબલો તેમને સોંપેલા ઘરમાથી ચોરી કરેતો તેઓને આ કલમ પ્રમાણે શજા થાય તેઓ ને કલમ ૪૦૯ પ્રમાણે શજા થય નહીં. રાણીવીરૂધ્ધ બોઇદાનાશીગ ૩ વી, રી, મ, ૨૯

કોઇ ઓફીસના હેડ કલારકનું કામ સ્ટાંપ વેચવાનું હોય પણ તેના ઉપરીના મંજુરી મેળ વીને કિંવા તેના ઉપરીને જાણી જોઇને પોતાના આશીસ્ટંટને તે સ્ટાંપ વેચવાનું કામ સોંપે, આશીસ્ટંટ તે સ્ટાંપ લઇ નાશી જાય તો હેડકલારકે વિશવાસઘાતનો ગુનો કરયો કહેવાય નહી પણ આશીસ્ટંટે કરયો કહેવાય. ૧૩ વી. રી. મ. ૭૭

નાજર એ બજાવણીના કામનો ઉપરી છે અને તે જે રીપોર્ટ કરે, કિંવા દાખલ કરે તે ની સચાઈ વીશે તે જવાબદાર છે મારા તાબાના માણસે મને ઠગ્યો એવું કહી તે પોતાની જ વાબદારીથી મુકત થઇ શકે નહીં, ૭ વી. રી. મ. ૧૭૯

હીશાબમાં મીઠું વધારે સીલીક નીકળવું જોઇએ. તેને બદલે સીલીક થોડું મીઠુ હોય. પણ તે મીઠું દરોગો ખાઇ ગયો એવો પુરાવ ન હોય. ત્યાં સુધી તેને વિશવાસઘાત કરયો કહેવાય નહી ૫ વી, રી, મ. ૨૧

## ચોરીની મીલકત લેવા બાબત.

ચોરીની મીલકત

૪૧૦ જે માલકતનો કબજો ચોરીથી, અથવા જબરાઇના કઢાવ વાથી, અથવા અપહરણથી, એકની પાસેથી બીજાની પાસે ગયો હોય તે મીલકત, તથા જે મીલકતનો સાપરાધ ખોટો ઉપયોગ થયો હોય, અથવા જે બાબત સાપરાધ વીશવાસઘાત થયો હોય તે મીલકતનું નામ "ચોરીની મીલકત" પાડ્યું છે પછી બ્રીટીશ ઇ ન્ડિયાનીમાંહે અથવા બહાર તે કબજો એકની પાસેથી બીજા પાસે ગયો હોય અથવા તે સા પરાધ ખોટો ઉપયોગ અથવા વીશવાસઘાત થયો હોય તો પણ અગર તે મીલકત જે શખશ ના તે કબજામાં લેવાનો કાયદા મુજબ હક હોય એવા કોઇ શખશના કબજામાં પાછળથી આવે તો પછી તે ચોરીની મીલકત સમજવી નહી.

ચોરીની મીલકત બદદાનતથી લેવી.

૪૧૧. કોઇ માણુસ બદદાનતથી કાંઇ ચોરીની મીલકત લે, અ થવા રાખે, અને તે ચોરીની મીલકત છે એમ તે જાણતો હોય અ થવા એમ માનવાનું તેને કારણ હોય, તો તે માણસને ત્રણ વર સની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેના શિક્ષા કરવામા આવશે.

ટીકા—આ કલમ પ્રમાણે કોઇ શખશની ઉપર તહોમત મુકવામાં આવ્યું હોય તેને જોકે

ઇ ફુલપાવર માજીસ્ત્રેટે છોડી દીધો હોયતો તેને કમીટ કરવાનો હુકમ શેશન કોરટ કરી શ કતી નથી,—સરકારવીરૂધ્ધ ગમચંદ્ર હેમચંદ મુ, હા, કો, વા, ૧ ડીસંબ ૧૮૭૦

સ્ત્રી ચોરી કરી આવે અને તે ચોરી લાવેલો માલ ધણી રાખે તો ધણી ઉપર ચોરીનો મા લ રાખવાનુ તહોમત આવે. આર્ચ, પ ૪૭૫

એક સ્ત્રીએ તેના ધણીની ગેરહાજરીમાં તેની જાણ બહાર કેટલોક ચોરીનો માલ લીધો અને તે પેટે ચોરને કાંઇક નાણાં આપ્યા, ચોર અને ધણી પાછળથી ભેગા થયા તે સ્ત્રીના ધણીને ખબર હતી કે જે માલ એ ચોર આપી ગયોછે તે ચોરીનોછે અને ચોરને બાકીના પ ઇસા તે ચોરને પોતે આપ્યા તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ધણી પણ ચોરીનો માલ રાખવા નો તકશીરવાનછે—રાણીવીરૂધ્ધ વુડવર્ડ. આર્ચ, પ, ૪૭૫

એક છોકરે તેના ધણીના કબજામાંથી એક ઘેટું ચોર્યું તે ઘેટો તેના ધણીએ પાછો લીધો, છોકરાને પુછયું કે આવો માલ તુ કોને ત્યાં વેચી આવેછે, છોકરાએ અમુક શખશનું નામ લીધું ત્યારે તહોમતદારને પકડવા માટે એક ઘેટું તેને ત્યાં વેચી આવવાનું તેના ધણીએ કહ્યું. એ પ્રમાણે તે વેચી આવ્યો ત્યારે તહોમતદાર ઉપર ચોરીનો માલ રાખવાનું તહોમત આ- વ્યું તેમાં ઠરાવવામાં આવ્યુ કે જે વખતે એ ઘેટું વેચ્યું તે ચોરીનું નહોતુ તેથી તહોમ તદાર ઉપર ચોરીનો માલ રાખવાનું તહોમત આવે નહી—રાણી વિરૂધ્ધ દોલાન. આર્ચ પ્ર. ૪૭૬

ચોરીની મીલકત બદદયાનતથી રાખવાના તહોમતમાં તહોમતદારનો ઇરાદો ચોરીની મિલકત છે. એવું તે સાપરાધ જાણતો હતો એ જરૂરનુ છે-રાણી વીરૂદ્ધ દોયલસીલીદર અને બીજા.

કોઇ શખસ કાંઇ ચોરીની મીલકત લઇને પોતાના ઘરમાં છુપાવે તો તેની ઉપર આ કલમ ૪૧૧ અને ૪૧૪ પ્રમાણે તહોમત નહી આવે. માત્ર આ કલમ ૪૧૧ નું જ તહોમત આવે.

આ કલમ પ્રમાણેનું તહોમત જે શખશ ઉપર આવ્યુ હોય તે શખશે ચોરીમાં ગયેલી રકમ ગુન્હા ભરેલી રીતે રાખી એમ ખુલી રીતે સાબીત થવું જોઇએ મીરચારઅલી. ૧૩ વી. રી. પ. ૭૦

આ કલમ પ્રમાણેના તહોમતમાં લીધેલી મીલકતનો પ્રકાર તહોમતદારના કબજામાં તે મીલ કત આવા તેની વખત જગ્યા અને રીતી અને તે ચોરી લઈ જવામાં આવી એ હકીકત ધ્યાનમાં લેવી જોઇએ, ગુનો કરનાર શખશ કોઇ અમુક શખશ છે તે નક્કી ન થાય તો તેઓ ચોરીની મીલકત લેવાના ગુન્હાથી છટકી જઇ શકે નહી—રાણી વીરૂધ્ધ હરીશંકર ફકીરભટ ૨ મુ. હા. રી. પ્ર. ૧૩૦

આ કલમમાં બતાવેલી ચોરીની મીલકત લેતી વખતે એ મીલકત ચોરીની છે એવું તહોમ તદાર જાણતો ન હોય પણ એવું જાણવામાં આવ્યા પછી રાખે તો એણે આ કલમ પ્રમાણે ગુન્હો કર્યો કહેવાય. ૪ મ હા. રી. એ. ૪૨

ડાકાઇટી કરતાંચો રેલી મીલકત બદદા નતથી લેવી.

૪૧૨. કોઈ માણસ બદદાનતથી કાંઇ ચોરીની મીલકત લે અથ વા રાખે, અને તે મીલકતનો કબજો ડાકાઇટી કરવાથી એકની પા શેથી બીજાની પાસે આવેલો છે એમ તે માણસ જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય એવા જે શખશ ડાકાઇટોની ટોળીમાં છે અથવા તેઓની ટોળીમાં હતો એવું જાણીને અથવા એમ માનવાનું કારણ છતાં એવા કોઈ શખશ પાસેથી કોઇ માણસ બદદાનતથી કાંઇ મીલકત લે, અને તે મીલકત ચોરેલ છે એમ તે જાણતો હોય અથવા એમ માનવાનું તેને કારણ હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરશની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—આ કલમપ્રમાણેનું તહોમત સ્થાપીત કરવા માટે જે શખસે ડેકોઇટીએ ગયેલી મીલકત લીધી હોય તે શખશ એ ડેકોઇટી થઇ છે એવું જાણતો હોય, કીંવા માનતો હોય, કીંવા જે શખશ પાસેથી એ મીલકત લીધી છે તેઓ ડેકોઇટી કરવા વાળા છે એવું તે જાણતો હોય, કીંવા માનતો હોય એવું સાબીત થવું જોઇએ—રાણી વીરૂધ જોગેશ્વર બગદી અને બીજાઓ ૭ વી. રી, પ્ર, ૧૦૯

જે શખસ ઉપર કલમ ૪૦૯ પ્રમાણે તહોમત આવી સજા થઇ હોય તે શખશ ઉપર વળી એ કલમ સાથે આ કલમ પ્રમાણે ચોરીની મીલકત લેવા વીગેરેનુ તહોમત આવે નહી—રાણી વિરૂધ શંકર. ૨ અ. હા, રી, પ્ર, ૩૧૩

એક કામમાં આરોપીતપર ૩૯૫ કલમ પ્રમાણે તહોમત મુકવામાં આવેલું છતાં શેશન જજે તેનીપર આ કલમ ૪૧૨ પ્રમાણે ગુન્હાની સાબીતી કરી તેમાં એમ ઠરાવવામાં આવ્યું કે, જે ગુન્હાની શાબીતીના ઠરાવ દુરસ્ત નથી શાથી જે શેશનજડજે કલમ ૪૧૨ પ્રમાણે કાંઇ ચારજ મુક્યો નોહેતો અને જુના ક્રી. પ્રો, કો, કલમ ૫૬ થી તે ૫૯ સુધીમાંના નીયમો લાગુ પડે એવો એ મુકદમો નોહોતો—સરકાર વીરૂધ ગોપાળજી વલદ અને બીજાઓ મુ, હા, કો, લા૦ ૧૬ જુન ૧૮૭૦

નીત્ય ચોરીનીમીલકતનો ધંધો કરવો — ૪૧૩. જે મીલકત ચોરીની મિલકત છે એમ જાણીને અથવાં એમ માનવાનું પોતાને કારણ છતાં જે માણસ નિત્ય એવી મીલકત લે, અથવા એના ધંધો કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા દશ વરસની મુદત સુધીની, એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી દડને પગ લાયક થશે.

ચોરીની મીલકત સંતાડવામાં મદદ કરવી. — ૪૧૪ કાંઇ મીલકત ચોરીની મીલકત છે એમ જાણીને અથવા એમ માનવાનું પોતાને કારણ છતાં તે મીલકત સંતાડવામાં, અથવા તેના વગ કરવામાં, તે ખશેડવામાં જે માણસ બુધ્ધિપુરવક મદદ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—કયા ચોર પાસેથી એ મીલકત લીધી એવું સાબીત ન થાય તો કલમ ૪૧૧ પ્રમાણેનું તહોમત ન આવે, પણ આવે કલમનું તહોમત આ—રાણી વીરૂધ હરીશંકર ફકીર ભટ મુ. હા. રી. પ્ર. ૧૩૦

એક શખસે રેલવેના ચોરીના ખીલા બીજાના ઘરમાં છુપાવી મુકવાના કામમાં મદદ કરી તેને આ કલમ પ્રમાણે શિક્ષા થએલી કાયમ રહી. સરકાર વિરૂધ રામેશરરાય અલ્લાંબાદ. હા. કો. રી, વા. ૧ પ્ર. ૩૭૯

## ઠગાઈ બાબત.

ઠગાઇ. — ૪૧૫. જે માણસ, કોઇ શખશ સાથે ફરેબ કરીને, દગલબાજીથી અથવા બદદાનતથી એવું કરે કે જેની સાથે ફરેબ કરયો હાય તે શખશ કોઇ શખશને કાંઈ મીલકત આપે, અથવા કોઇ શખશની પાસે કાંઇ મીલકત રેહેવા દેવાની રજામદી આપે, અથવા. અગર ફરેબ નહી કરયો હોય તો જે વસ્તુ તે શખશ કરે નહી અથવા કરવામાં કસુર કરે, નહી એવી કાંઇ વસ્તુ તે ફરેબ દીધેલા શખશને કરવાને અથવા તે કરવામાં કસુર કરવાને ઇરાદાથી લલચાવે, અને તે કામ અથવા કસુર એવી હોય કે તેથી તે શખશને શરીર, મન, આબરૂ, કે મિલકત તરફની કાંઇ નુકશાની કે હાની થાય, અથવા થશે એવો સંભવ હોય, તો તે માણસે "ઠગાઇ" કરી એમ સમજવું.

ખુલાસો—કાંઇ હકીકતને બદદાનતથી છુપાવવી, તે પણ આ કલમના અરથ પ્રમાણેનો ફરેબ છે એમ સમજવુ,

દ્રષ્ટાંત.

(અ) હું સિવિલ સરવિસમાંછુ એવો ખોટો ઢોંગ કરીને, અ ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને એ પ્રમાણે બદદાનતથી એમ કરે કે ઝ તેને કાંઇ માલ ઉધાર લેઇ જવા દે, અને અ તે માલનાં નાણાં આપવાનો ઇરાદો રાખતો નહી હોય, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું.

(બ) અ કોઈ વસ્તુપર એક ખોટી નીશાની કરીને ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરૂશો ઉતપન કરે કે એ વસ્તુ ફલાણા નામીચા કારીગરે બનાવેલી છે, અને એમ કરીને તે વસ્તુ ખરીદ કરીને તેની કીમત આપવાને ઝ ને બદદનતથી લલચાવે. તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

(ક) અ કાંઇ માલનો ખોટો નમુનો બતલાવીને ઇરાદાથી ઝ ને ફરેબ દે, અને તેના મનમાં એવો ભરોસો ઉતપન કરે, કે તે માલ નમુના જેવોજ છે અને તેમ કરીને તે માલ ખરીદ કરીને તેની કીમત અપાવવાને ઝ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

(ડ) ઝ એ કાંઇ માલ ખરીદ કરયો છે, તેની કીમત આપેવાને બદલે, અ એક પેહેડીપર હુંડી લખી આપે, અને તે પેહેડીમાં અ નુ કાંઇ નાણું હોય નહી, અને તેથી અ ને ઉમેદ હોય કે હું જે હુંડી આપુછું તે સિકરાવાની નથી તેમ છતાં તે હુંડી આપીને અ ઇરાદાથી ઝ ને ફરેબ દે અને એમ કરીને તે માલ અપાવાને ઝ ને બદદાનતથી લલચાવે; અને તેને નાણું આપવાનો પોતાને ઇરાદો હોય નહી, તો અ એ ઠગાઇ કરી એમ સમજવુ

(ઈ) કાંઇ વસ્તુ હીરા નથી એમ અ જાણતો હોય, તે વસ્તુ હીરા છે એમ કહીને અ તે ગીરો મુકે, અને ઇરાદાથી ઝ ને ફરેબ દે. અને એમ કહીને તે ઉપર રૂપીઆ ધીરવાને ઝ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

[ફ] અ ઇરાદાથી ઝ ને ફરેબ દઇને તેના મનમાં એવો ભરોસો ઉતપન કરે કે હું અ ને જે રૂપીયા ધીરીશ, તે અ મને પછા અપશે. અને એમ કરીને રૂપીયા ધીરવાને ઝ ને બદદાનતથી અ લલચાવે, અને તે રૂપીઆ પાછા આપવાનો પોતાનો ઇરાદો નહી હોય, તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

(ગ) અ ઇરાદાથી ફરેબ દઇને ઝ ના મનમાં એવો ભરૂશો ઉતપન કરે કે અ મને આ ગળીના છોડવા આપવાનો ઇરાદો રાખે છે, અને અ નો કાંઇ આપવાનો ઇરાદો નહી હોય, અને એમ કરીને તે આપવાના ભરૂસા ઉપર કાંઇ નાણું આગાઉથી આપવાને ઝ ને બદદાનતથી લલચાવે, તો અ એ ઠગાઈ કરી એમ સમજવું. પણ અગર તે રૂપીયા લેતી વખતે અ નો ઇરાદો તે છોડવા આપવાનો હોય, અને પછી પોતાનો કરાર તોડીને તે છોડવા નહી આપે, તો તણે ઠગાઇ કરી એમ સમજવું નહી, પણ તેની ઉપર કરાર તોડવાની દિવાનીમાં ફકત ફરીયાદી ચાલી શકશે.

(હ) અ એ ઝ ની સાથે કાંઇ કરાર કરયો છે તે કરારમાંના જેટલો ભાગ અ એ બજાવાનો છે તેટલો અ બજાવી ચુકયો એ પ્રમાણે અ ફરેબ દઇને ઝ ના મનમાં ભરોસો ઉતપન કરે, અને એમ કરીને પઇસા આપવાને ઝ ને બદદાનતથી લલ

આવે. તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

(ઈ) અ એક સ્થાવર મિલકત બ ને વેચીને તેના નામનું ખત કરી આપે, પછી તે મીલકત વેચી માટે હવે ગાકારો તે પર કાંઇ હક રહયો નહી એમ જાણ્યા છતાં આગળ થયેલા વેચાણ તથા ખતની ઝ ને ખબર નહી આપતાં તે મીલકત અ ઝ ને વેચાતી અથવા ગીરો આપે, અને ઝની પાસેથી તેની કીમતના કે ગીરો બાબતના નાણાં લે તો અ એ ઠગાઇ કરી એમ સમજવું.

વેશ લઇને ઠગાઇ કરવી. ૪૧૬. પોતે કેઇ બીજો શખશ હોવાનો ઢોંગ કરીને, અથવા જાણી બુઝીને એક શખસને ઠેકાણે બીજો શખસ મુકીને, અથવા પોતે અથવા કોઇ બીજો શખસ ખરેખર જે હોય તેથી જુદોજ શખસ છે એવું બતાવીને, અગર કોઇ માણસ ઠગાઇ કરે, તો તેણે "વેશ લઇને ઠગાઈ કરી" એમ સમજવું,

ખુલાસો—જે શખસનો વેશ લીધો હોય, તે શખસ ખરેખર કોઇ હોય અથવા નહી હોય તોપણ એ ગુનાહ થયો એમ સમજવું.

દ્રષ્ટાંત.

[અ] હું અ નામનો ફલાણો માતબર સરાફ છું એમ કોઇ અ ઢોંગ કરીને ઠગાઇ કરે, તો અ એ વેશ લઇને ઠગાઈ કરી એમ સમજવું.

(બ) હુ બ છું એમ ઢોંગ કરીને અ ઠગાઇ કરે, અને બ તો મરી ગએલો શખસ હોય, તો અ એ વેશ લઇને ઠગાઇ કરી એમ સમજવું.

**ટીકા**—પોતાની છોકરી નથી એવું જાણ્યા છતાં તે પોતાની છોકરી છે એવું કહીને તેને કોઈ સાથે પરણાવવાનું કરે તો તેણે આ કલમ પ્રમાણે ગુનો કરયો કહેવાય. ૭ વી.રી.પ્ર,૫૧

બીજાને નામે જુબાની આપવી તે આ કલમ પ્રમાણેનો વેશ લઇ ઠગાઇનો ગુન્હો નથી. કલમ ૧૯૩ પ્રમાણે ખોટી જુબાની આપ્યાનો ગુન્હો થાય છે—રાણી વિરૂધ પ્રેમા ભીખા. ૧ મુ, હા, રી, પ્ર, ૮૯

ઠગાઇની શિક્ષા. ૪૧૭. જે માણસ ઠગાઇ કરે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—કોઇ શખસ હું પોલીસ અમલદાર છું એવુ દેખાડી કોઇ ગામડીયા પાસેથી કાંઇ પઇસા લે તો તેણે આ કલમ પ્રમાણે ઠગાઇનો અને સરકારી નોકરનો વેશ લીધાનો ગુન્હો કરયો કહેવાય—રાણી વીરૂધ સદાનંદદાસ. કો, ઈ, ડા પ્ર. ૩૪૨

કોઇ ચોકીદાર કોઇ શખસને ફરેબ દઇ અથવા તેને દુઃખ દેવાની બીક દેખાડી અથવા કપટથી તે શખસ પાસેથી કાંઇ નાણાં લે તો તેણે આ કલમ પ્રમાણે ઠગાઇનો અને કલમ ૩૮૩ અને ૩૮૪ પ્રમાણે જબરાઇથી કઢાવવાનો ગુનો કરયો કહેવાય. સરકારી નાણાનો બદદાનતથી તેણે ખોટો ઉપયોગ કરયો એવું તહોમત તેને લાગુ પડે નહી—રાણી વીરૂધ રામનારાયણ ચોકીદાર, કો. ઈ. ડા, પ્ર, ૩૪૫

એક દીવસે પઇસા લઇ બીજે દીવસે તે પઇસા કોઇને આપ્યા વગર કપટથી કોઈ શખશ નાસી જાય તો એટલાજ ઉપરથી તેણે ઠગાઇનો ગુનો કરયો ગણાય નહી નાણા લેતી વખતે ઠગાઇ કરવાનો અથવા ફરેબ દેવાનો તેનો ઇરાદો હતો એવુ સાબીત થવું જોઇએ આ ઇરાદો સાબીત કરતી વખતે નાણા લઇ ભાગી જવાની તેની વરતણુક પુરાવામાં મુકી શકાય—રાણી વીરૂધ હીરામાણ હલવઈ કો, ઇ, ડા, પ્ર, ૩૪૨

કોઇ શખશ પોતાને ઘેર લગન છે નહી એવું જાણ્યા છતાં પોતાને ઘેર લગન છે એવું

એક કડી કેટલોક માલ બીજા શખશ પાસેથી ભાડે લઇ જાય, થોડું ભાડું આપે, બીજું ભાડું અને એ માલ પાછળથી આપવાની ખોટી વાયદા ચીઠી લખી આપે, પાછળથી એવું જણાય કે એ મીલકત પોતાના એક દીવાની દાવામાં જપ્તીમાં લેવા તે શખશનો ઇરાદો હતો આથી એણે ઠગાઇનો ગુનો કર્યો કહેવાય—રાણી વીરૂધ કાદરબક્ષ, ક્રો. ઇ. ડા. મ. ૩૪૨

એક શખશ પરોણી તહોમતદાર પોતાને ત્યાં મુકેલા ઝવેરાત તેઓને પાછાં આપે. એવા હેતુથી લીધેલા રકમની એક સરકારી ગોમાસ્તી નોટ લાવી પણ એ ગોમાસ્તી નોટ લઇ તેમાં ઝવેરાત પાછાં આપવા તેમનો ઇરાદો નહોતો; અને તેથી એ નોટ એ શખસ પાસે તહોમતદારોનું બીજું લેણું હતું તે માટે રાખવાનું કહ્યું, તેમાં ઠરાવવામાં આવ્યું કે તે ઓએ ઠગાઇનો ગુનો કર્યો છે—રાણી વીરૂધ આદરશનદાસ ક્રો. ઇ. ડા, મ, ૩૪૨

એક છોકરી બાળકી છે એવું કોઇ સખશ, કોઇ પાસેથી પઇસા લઇ પરણે અને પાછળથી તે બાળકી નથી એમ ઠરે તો તેણે આ કલમ પ્રમાણેનો ગુનો કર્યો કહેવાય—રાણી વીરૂધ પદરોઓનીબાઇ સ્તોબી. ક્રો. ઇ, ડા, મ, ૩૪૨

જે મીલકત ઠગાઇ કરીને મેળવેલી હોય તે મીલકત ઠગાઇ કરેલા શખસની છે એવું આ કલમ પ્રમાણેના તહોમતમાં બતાવવું જોઇએ. ૧ મ. હા. રી, મ, ૩૧.

આગગાડીમાં બેશનાર જે કલાશની ટીકીટ લીધી હોય તેથી ઊંચાં કલાશની ગાડીમાં બેશે તો તેથી ઠગાઇનું તહોમત આવે નહી શને ૧૮૫૪ ના આકટ ૧૮ પ્રમાણે તજવીજ કરવી મુ, હા, ક્રો, વા, ૧ મ, ૧૪૦

રસ્તો બાંધી આપવાને કરેલો ઠરાવ તોડ્યા બદલ આ કલમ પ્રમાણે તજવીજ થાય નહી શને ૧૮૫૯ ના આકટ ૧૩ પ્રમાણે તજવીજ કરવા અને તે આકટનાં શમમાજીસ્ત્રેટને અધીકાર નથી માટે શિક્ષા રદ કરી, મુ, હા, ક્રો. તા૦ ૨૨ ડીસંબર ૧૮૬૬

ઠગાઇ કે જેમાં મીલકત અપાઇ નથી તે આ કલમ પ્રમાણે શિક્ષા થાય એવો ગુનો છે તથા બીજા વરગના માજીસ્ત્રેટના અખત્યારમાં જે ગુનો છે પણ મીલકત અપાઇ છે, એવી બાબતમાં તો કલમ ૪૨૦ પ્રમાણે શિક્ષા થાય એવો ગુનો થાય છે. તથા તેનો ઇનસાફ શેસન કોરટથી અથવા પેહેલા વરગના માજીસ્ત્રેટથી થઇ શકે છે—શરકાર વીરૂધ બાવાજી કાળીદાસ અને બીજો મુ, હા, ક્રો, તા૦ ૨૫ શપટંબર ૧૮૭૫

ભરૂચ સગ્રહસ્થાનમાં વગર ટકીટે જવાથી આ કલમ પ્રમાણે ઠગાઇનો ગુન્હો બનતો નથી તેમજ પ્રવેશનો પણ થાય નહી. મુ, હા, ક્રો. તા૦ ૧૨ ફેબ્રવારી ૧૮૬૯

જેનો લાભ જાળવવાની જે શખસની ફરજ હોય તેને ગેરવાજબી હાની થશે એવું જાણીને તે શખસે ઠગાઇ કરવી.

૪૧૮. કોઇ શખસ ઠગાઇ કરે, અને તે એમ જાણતો હોય કે જે પ્રકરણમાં હું ઠગાઇ કરૂંછુ તે પ્રકરણમાં ફસાયા શખસનો લાભ જાળવવાની કાયદા પ્રમાણે અથવા કાંઇ કાયદેસર કરાર પ્રમાણે મારી ફરજ છે તે શખસને એ ઠગાઇથી ગેરવાજબી હાની માહારાથી થાય એવો સંભવ છે, તો તે શખસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

વેશ લેઇને ઠગાઇ કરવાની શિક્ષા.

૪૧૯. જે માણસ વેશ લેઇને ઠગાઇ કરે, તેને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા—૧. આ છોકરી અમુક સ્ત્રીની છે એવું જાણ્યા છતાં તે બીજી સ્ત્રીની છોકરી છે એવું કોઇ શખસ કહી કાંઇ કૃત્ય કરે તો તેણે આ કલમ પ્રમાણે વેશ લઇ ઠગાઇ કરી એ

મ સમજવું—રાણી વિરૂદ્ધ ધનપત ઓઝા. મો. ઇ. ડા. મ. ૩૪૨

૨. કોઈ નીચા વરગની છોકરી છે એવું જાણ્યા છતાં ને ઉંચા વરગની છે કરીને એવું કહી કોઇ ઉંચ વરગના શખસ સાથે પરણાવે. પઇસા લે તો તેણે ઠગાઇનો અને આ કલમ પ્રમાણે પૈસા લઈ ઠગાઇ કરવાનો ગુનો કરયો ગણાય—રાણી વિરૂદ્ધ ડાબ સીંગ અને બીજાઓ. મો. ઇ. ડા. મ. ૩૪૨

ઠગાઇ કરીને બદદાનતથી કાંઇ મિલકત અપાવવી.

૪૨૦. કોઇ માણસ ઠગાઇ કરે, અને તેથી કરીને બદદાનતથી એમ કરે કે તે ફરેબ દઈલો શખસ કાંઇ મિલકત કોઇ શખસને આપે. અથવા કંઈ કીંમતી દસ્તાવેજ અથવા સહી કે મોહોર કરેલા કાંઇ વસ્તુ જેનો કીંમતી દસ્તાવેજ બની શકે તે આખી કે થોડી ઘણી બનાવે, ફેરવે, કે તેનો નાશ કરે તો તે માણસને સાત વરસના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## દગાથી જે કામો થાય તેમાં ખોટા તથા મિલકતની વ્યવસ્થા બાબત.

માગનારાઓમાં વેંહેચાઇ જતી અટકાવવાને માટે કાંઇ મિલકતનું બદદાનતથી અથવા દગલબાજીથી ખસેડવું અથવા છુપાવવું.

૪૨૧. જે માણસ બદદાનતથી કે દગલબાજીથી કાંઇ મિલકત ખસેડે અથવા છુપાવે, અથવા પુરેપુરી કિંમત લીધા વિના કાંઇ શખસને આપે, કે તેને નામે કરી આપે કે કરાવી આપે એવા ઇરાદાથી કે તેમ કરીને પોતાના કે કોઇ બીજા શખસના માગનારાઓમાં તે મિલકત કાયદા મુજબ વેંહેંચાતી અટકે અથવા તેમ કરવાથી તે વેહેંચાતી અટકશે એવો સંભવ છે એમ જાણ્યા છતાં તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇનું કાંઇ લેહેણું કે માગણું હોય તે પોતાના માગનારાઓને મળતું તે માણસે બદદાનતથી અથવા દગલબાજીથી અટકાવવું.

૪૨૨. પોતાનું અથવા કોઇ બીજા શખસનું કાંઇ લેહેણું કે માગણું હોય. તે પોતાનું અથવા તે શખસનું કરજ અદા કરવામાં કાયદા મુજબ કામે આવતું જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી અટકાવે તે માણસને બે વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—એક અ નામના શખસે બ ની સાથે એવો કરાર કરયો કે મને જો તમે દર મહીને હફતા આપો તો તેના તારણ બદલ મારો જે ક ઊપરનો દાવો છે તેનો ફાયદો તમને હું અપુછું. અને ક સાથે હું કાંઈ ખાનગી તોડજોડ નહી કરૂ. પછી અ એ તે કરારનાના વિરૂધ ક ઊપરનો દાવો ખાનગી પતાવ્યો, તે કામમાં એવો ઠરાવ થયો કે અ એ ક સાથે જે તોડજોડ કરી તે બ સાથે કપટ કરી કિવા બદદાનતથી કરી છે એવું હોયા શિવાય. અ ઉપર આ કલમ પ્રમાણે તોહોમત મુકી શકાતુ નથી—નોબી ચંદર મુકુંદ અરજદારના બાબતમાં—કલકતા હા. કો. વા. ૨૨ પ. ૪૬ તા. ૨૯ જુલાઇ ૧૮૭૪.

કોઇના નામની કાંઈ મિલકત કરી આપવાના જે ખત સાથે કિંમતનો જીક્ર ખોટો લખ્યો હોય

૪૨૩. જે ખત કે દસ્તાવેજ કાંઇ મિલકત અથવા તે માંહેલો કાંઇ હરકોઇ શખસના નામપર કરી આપવાની મતલબનો અથવા કાંઇ મિલકતમાંથી કે તે માંહેલા કાંઇ હકમાંથી કાંઇ રકમ અપાતી થાય એવો મતલબનો હોય, અને જેમાં તે નામપર કરી આપવાની અથવા તે રકમ અપાતી થવાની કીંમત બાબત, કે જે શખસ

ચ એવા ખત ૫૨ બ દદાનતથી કે દગલ બાજીથી સહી કરવી. અથવા શખ્સોના ઉપયોગ અથવા લાભમાં ને ખત અથવા દસ્તાવેજનો અમલ થવાનો ખરેખર ઇરાદો કરયો હોય તે શખ્સ અથવા શખ્સો બાબત. કાંઇ ખોટો જીકર લખેલો હોય એવા કોઇ ખત કે દસ્તાવેજ પર જે માણસ બદદાનતથી સહી કરે, અથવા એવું ખત કે દસ્તાવેજ લખી આપે, અથવા લખી આપનાર કે લખાવી લેનાર થાય, તે માણસને બે વરસની મુદત સુધાંની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

કાંઇ મિલકતનું બ દદાનતથી અથવા દ ગલબાજીથી ખસેડ વું કે છુપાવવું. ૪૨૪. પોતાની અથવા બીજા કોઇ શખસની કાંઇ મિલકત જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી છુપાવે કે ખસેડે, અથવા તે છુપાવવામાં કે ખસેડવામાં જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી મદદ કરે અથવા કાંઇ માગણા કે લેહેણા પર પોતાનો હક હોય તે જે માણસ બદદાનતથી કે દગલબાજીથી મુકી દે તે માણસને બે વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

## બિગાડ બાબત.

બિગાડ. ૪૨૫ લોકને અથવા કોઇ શખસને ગેરવ્યાજબી હાની અથવા નુકશાની કરવાના ઇરાદાથી, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે, એમ જાણીને જે માણસ કાંઇ મિલકતનો નાશ કરે, અથવા કાંઇ મિલકતમાં કે તેની સ્થિતિમાં એવો કાંઇ ફેરફાર કરે કે તેથી તે મિલકતની કીમતનો અથવા ઉપયોગીપણાનો નાશ થાય અથવા તેની કિંમત કે ઉપયોગીપણું ઓછું થાય અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય તો તે માણસે "બીગાડ" કરયો એમ સમજવું.

ખુલાસો ૧ લો—જે મીલકતને નુકશાન કરયું હોય અથવા જેનો નાશ કરયો હોય તે મિલકતના ધણીને કાંઇ હાની અથવા નુકશાની કરવાનો ઇરાદો તે ગુનેહ કરનાર કરયો જોઇએ એવું કાંઇ બીગાડના ગુનાહમાં જરૂર નથી, અગર કાંઇ મિલકતને નુકશાન કરીને કોઇ પણ શખસને ગેરવ્યાજબી હાની અથવા નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય, અથવા તેવી હાની કે નુકશાની પોતાથી થવાનો સંભવ છે એમ તેના જાણવામાં હોય તો બસ છે. પછી તે મિલકત તે શખસની હોય કે નહી તો પણ.

ખુલાસો ૨ જો—પોતાનીજ અથવા પોતાની સાથે બીજા શખસોના રાસ ખાતાની કાંઇ મિલકત બાબત પણ કાંઇ કામ કરીને તે કામ કરનાર તે કામથી બીગાડ કરી શકે.

દ્રષ્ટાંત.

(અ) ઝ ને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી ઝ નો એક કીમતી દસ્તાવેજ અ બુદ્ધિપુરવક બાળી નાંખે તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

(બ) ઝ ને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી ઝ ની એક બરફના વખારમાં અ પાણી દાખલ કરે, અને તેથી કરીને તે બરફ પીગળી જાય, તો અ એ બિગાડ કરયો એમ સમજવું.

(ક) ઝ ને ગેરવ્યાજબી હાની કરવાના ઇરાદાથી ઝ ની એક વિંટી અ બુદ્ધિપુરવક એક નદીમાં નાંખી દે; તો અ એ બીગાડ કરયો એમ સમજવું.

(ડ) મારી પાસે ઝ ના આટલા રૂપીયા નિકળે છે તે અદા થવા સારૂ હુકમનામુ બજીને મારી મિલકત જપ્ત થવાની છે એમ અ ના જાણવામાં હોય, અને

ક ને તે રૂીઓ મળના અટકાવવાના તથા એમ કરીને ઝ ને નુકશાની કર વાના ઇરાદાથી અગર અ તે મિલકત બાળી નાંખે, તો અ એ બિગાડ કર્યો એમ સમજવુ.

(ઇ) અ એ એક વાહાણનો વીમો ઊતરાવ્યો છે, હવે વીમાવાળાઓને નુકશાની કર વાના ઇરાદાથી અગર અ તે વાહાણને ખરાબાપર ચડાવી દે, તો તેણુ બીગાડ કર્યો એમ સમજવું.

(ઈ) ઝ એ એક વાહાણપર જોખમી નાંણાં ધીરચાં છે, તેને નુકશાની કરવાના ઇરાદાથી અગર અ તે વાહાણને ખરાબા પર ચડાવી દે, તો અ એ બીગાડ કર્યો એમ સમજવું,

(ઉ) એક ઘોડો અ તથા ઝ એ બંનેની રાશ ખાતાની મિલકત છે, તે ઘોડાને અ ગોળી મારે એવા ઇરાદાથી કે તેમ કરીને ઝ ને ગેરવ્યાજબી હાની કરવી, તો અ એ બીગાડ કર્યો એમ સમજવું.

(ઊ) અ ઝ ના ખેતરમાં કેટલાએક ઢોરને મોકલે એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે તેથી ઝ ના પાકને નુકશાની થાય, તો અ એ બીગાડ કર્યો એમ સમજવું.

**ટીકા**—ઢોરના માલેક ઢોરોને ખેતરમાં રખડતાં મુકવાનીજ માત્ર ગફલત કરે તો તે આ કલમ પ્રમાણે ગુનેહો નથી. એ કલમમાં એવું છે કે તહોમતદારને આ કલમ પ્રમાણે ગુનેહેગાર ઠરાવતાં પેહલાં ઢોરો એ પ્રમાણે મુકવાથી નુકશાન થશે એવું જાણ્યા છતાં તેણે તે ઢોરો ખરેખર મુક્યાં એવું સાબીત થવું જોઇએ—ક્વીન્સ વિરૂધ ગીરીશચંદર ભતાચારજી ૬ બ. લા. રી, પ્ર. ૩

કુકરો પાસે ગફલતથી નુકશાની કરવા દેવામાં આવે તો તેને સારૂ શને ૧૮૭૧ ના આકટ ૧ લાની કલમ ૨૬ માં બંદોબસ્ત કરેલો છે, પણ બીજા જાનવર સારૂ તે નુકશાની કરવા વિશેનો ઇરાદો ઉઘાડી રીતે હોવો જોઇએ સને ૧૮૭૧ ના આકટ ૧ લાની કલમ ૨૫ તથા આ કલમનું દ્રશ્ટાંત (ઊ) જુઓ.

આ કામમાં ભેંશ જેનો માલેક પોતે છે અને તે ભેંશોએ ફરીયાદીની મિલકતને નુકશાની કરી એવું તહોમતવાળાએ કબુલ કીધુ, પણ તે માલેક તરફે ઇરાદા યા માહેતી વિશે તહોમત નહી તથા સાબીતી પણ નહી, તેથી ગુનાની સાબીતી તથા સજા ફેરવી નાંખવામાં આવી. મુ. હા. કો, સરકાર વિરૂધ લીગુ કોમ સોમા તા૦ ૧૧ જાનેવારી સને ૧૮૭૨

બીગાડ કરવાની શિક્ષા.

૪૨૬. જે માણસ બીગાડ કરે તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની અથવા દંડની, અથવા એ બંનની શિક્ષા કરવામાં આવશે.

બિગાડ કરીને ૫૦ રૂપીયાની નુકશાની કરવી.

૪૨૭. જે માણસ બીગાડ કરે, અને તેથી પચાસ રૂપીયાની કે તેથી વધારેની હાની અથવા નુકશાની કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દસ રૂપીયાની કિંમતના કોઇ જાનવરને મારી નાંખીને અથવા લંગડુ

૪૨૮. દસ રૂપીયાની અથવા તેથી વધારે કીંમતના કોઇ જાનવર અથવા જાનવરોને મારી નાંખીને, અથવા ઝેર દઇને, અથવા લંગડાં લુલાં કરીને, અથવા નકામાં કરીને, જે માણસ બીગાડ કરે તેને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અ

લુલુ કરીને બીગાડ કરવો.

થવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ઢેર વગેરેને અથવા ૫૦ રૂપીયાની કીમતના કોઇ જાનવરને મારી નાંખીને અથવા લંગડુ લુલુ કરીને બીગાડ કરવો.

૪૨૯. કોઇ હાથી, ઉંટ, ઘોડો, ખચ્ચર, ભેંશ અથવા પાડો, ગોધો, ગાય અથવા બળદ, એ જાનવરની પછી ગમે તે કીંમત હોય તો પણ તેને અથવા પચાસ રૂપીયાની કે તેથી વધારે કીંમતના કોઇ બીજા જાનવરને મારી નાંખીને, ઝેર દઇને લંગડુ લુલુ કરીને અથવા નકામુ કરીને, જે માણસ બીગાડ કરે, તેને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

પાણી સીંચવાના કામોને નુકશાન કરીને અથવા ગેરવ્યાજબી રીતે પાણીનો રસ્તો બદલી બીગાડ કરવો

૪૩૦. ખેતીવાડીનાં કારણસર અથવા માણસોનાં અથવા જે જાનવરો કોઇની મિલકત હોય એવા જાનવરોના ખાવા પીવાના કારણસર, અથવા સ્વચ્છતાના કારણસર અથવા કોઇ કારખાનાનું કામ ચલાવવાના કારણસર, પોહોંચતુ પાણી જેથી ઓછુ થાય, અથવા જેથી તે ઓછુ થવાનો સંભવ પોતાને માલમ હોય, તેવું કાંઇ કામ કરીને જે માણસ બીગાડ કરે તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ શારીયામ રસ્તાને, પુલને, અથવા નદીને નુકશાન કરીને બીગાડ કરવો.

૪૩૧. કોઇ સરીયામ રસ્તો, પુલ, નૌકાગમ્ય નદી, અથવા નૌકાગમ્ય નેહેર, પછી તે કૃત્રિમ હોય કે અકૃત્રિમ તે જેથી અગમ્ય થાય અથવા મુસાફરી કરવાને કે માલ લઇ જવાને ઓછી સલામતી ભરેલી થાય, અથવા જેથી તે તેવી થવાનો સંભવ પોતાના જાણવામાં હોય તેવું કાંઇ કામ કરીને જે માણસ બીગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

નુકશાની થાય એવી રીતે કોઇ શરીયામ ગટરને રેલાવીને અથવા બંધ કરીને બીગાડ કરવો.

૪૩૨. જેથી કોઇ શારોયામ ગટરમાંથી પાણી રેલાઇ જાય અથવા તે ગટર બંધ થઇ જાય, અને તેથી નુકશાન કે હાની પણ થાય, અથવા જેથી તેમ થવાનો સંભવ પોતાના જાણવામાં હોય એવું કાંઇ કામ કરીને જે માણસ બીગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કાંઇ દાંડીનો દીવો અથવા દરીયાઇ નીશાની હોય તેનો નાશ કરીને તેને ખસેડીને અથવા ઓછી ઉપયોગી કરીને અથવા ખોટી રોશની બતાવીને બીગાડ કરવો.

૪૩૩. કાંઇ દાંડીનો દીવો અથવા બીજી રોશની દરીયાની નિશાની દાખલ કામમાં આવતી હોય, અથવા કાંઇ દરીયાની નીશાની અથવા બોયું, અથવા વાહાણ ચલાવનારાઓને સુચના દાખલ મુકેલી બીજી કાંઇ વસ્તુ હોય તેનો નાશ કરીને અથવા તેને ખસેડીને, અથવા જેથી તે દાંડીનો દીવો, દરીયાની નિશાની, બોયું, અથવા ઉપર લખેલા પ્રકારની બીજી વસ્તુ વાહાણ ચલાવનારાઓને સુચના દાખલ ઓછી ઉપયોગી થઇ પડે એવું કાંઇ કામ કરીને, જે માણસ બીગાડ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની

શિક્ષા કરવામાં આવશે.

સરકારી અખત્યારથી ઉભી કરેલી કાંઈ જમીનની નીશાણીનો નાશ કરી ને તેને ખશેડી વગેરે કરીને બીગાડ કરવો.

૪૩૪. કોઇ સરકારી નોકરના અખત્યારથી ઉભી કરેલી કાંઇ જમીનની નીશાણીનો નાશ કરીને અથવા તેને ખસેડીને અથવા જેથી તે જમીનની નીશાણી જમીનની નીશાણી દાખલ ઓછી ઉપયોગી થઇ પડે એવું કાંઇ કામ કરીને, જે માણસ બીગાડ કરે તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

સો રૂપીયાની નુકશાની કરવાના ઇરાદાથી અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથ વડે બીગાડ કરવો.

૪૩૫. જો કોઇ માણસ અગ્નીથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથથી બીગાડ કરે, અને તેથી કાંઇ મિલકતને સો અથવા વધારે રૂપીયાની અથવા [ જ્યારે મિલકત ખેતરમાં ઉત્પન્ન થયેલો માલ હોય ત્યારે ] દશ અથવા વધારે રૂપીયાની નુકશાની કરવાનો તેનો ઇરાદો હોય અથવા તેથી તેટલી નુકશાની થશે એવો સંભવ છે એમ તે જાણતો હોય, તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—આરોપીતે એક વખારનો તે મહિના માલ સુધાંતનો નાશ કરવાના હેતુએ, તે વખાર પર ચડી તેને આગ લગાડી તેથી તેનાપર કલમ ૪૩૬ અન્વયે તથા ક. ૪૩૫ અન્વયે સેસન જડજે કામ ચલાવીને કલમ ૪૩૬ પ્રમાણે સાત અને કલમ ૪૩૫ પ્રમાણે ત્રણ વરસ કેદ એ રીતે શીક્ષા કરી.—આ કામમાં એવો ઠરાવ થયો કે—આ કામમાં ક. ૪૩૬ પ્રમાણેનું તહોમત કાયમ રાખી કલમ ૪૩૫ પ્રમાણેનું રદ કર્યું, મુ. હા. કો. રી. વા. ૧૧—પ. ૧૩.

કાંઇ ઘર વગેરેનો નાશ કરવાના ઇરાદાથી અગ્નીવડે અથવા અવાજ સાથે ફુટે એવા પદારથ વડે બીગાડ કરવો.

૪૩૬. જો કોઇ માણસ અગ્નીથી અથવા અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથથી બીગાડ કરે, અને તેથી જે ઈમારત ઘણું કરીને પુજાના ઠેકાણા દાખલ, અથવા માણસના રહેવાના ઠેકાણા દાખલ અથવા માલ ભરવાના ઠેકાણા દાખલ વપરાતો હોય, એવા કોઇ ઈમારતનો નાશ કરવો એવો તેનો ઈરાદો હોય, અથવા તેથી તેનો નાશ થશે એવો સંભવ છે એમ તે જાણતો હોય, તો તે માણસને જીવતાં સુધી સમુદ્ર પારની, અથવા દસ વરસના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**.—કઈ ઈમારતને નુકશાન કરવામાં આવ્યું તે આ કલમ પ્રમાણેના તહોમતમાં બતાવવુ જોઇએ. ૮ વો. રી. પ. ૩૦

જે ઈમારતને નુકશાન કરવામાં આવ્યું હોય તે ઈમારત પુરી થયેલી હોવી જોઇએ એવી કાંઈ જરૂર નથી તેનો કાંઈ ભાગ ઉભો કર્યો હોય અને તેને નુકશાન કરવામાં આવ્યુ હોય તો આ કલમ પ્રમાણે તહોમત આવે. ૭ મ. જુ, પ. ૧૬૦

તુતકવાળાવાહાણને અથવા વીસ ટનના ભારના વા

૪૩૭. કોઈ તુતકવાળા વાહાણને, અથવા વીસ ટનના કે તેથી વધારે ભારના વહાણને જો કોઇ માણસ બીગાડ કરે, અને તેથી તે વાહાણનો નાશ કરવાનો અથવા તેને જોખમ ભરેલુ કરવાનો તે મા

હાણનો નાશ કરવાના ઇરાદાથી અથવા તેવા વાહાણને જોખમભરેલુ કરવાના ઇરાદાથી બીગાડ કરવો.

ણસનો ઈરાદો હોય, અથવા તેથી તે વાહાણનો નાશ થશે, અથવા તે જોખમ ભરેલુ થશે, એવો સંભવ છે એમ તે જાણતો હોય, તો તે માણસને દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

છેલી કલમમાંબ્યાન કરેલો બીગાડ અગ્નિ વડે અથવા અવાજ સાથે ફુટે અથવા કાંઇ પદારથવડેકરવાનીશીક્ષા

૪૩૮. ઉપલી કલમમાં જે બીગાડનું બ્યાન કરયું છે એવો બીગાડ જે માણસ અગ્નિવડે કે અવાજ સાથે ફુટે એવા કાંઇ પદારથવડે કરે અથવા કરવાની કોશીશ કરે, તે માણસને છીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ચોરી વિગેરે કરવાના ઇરાદાથી વાહાણને જમીનપર કે કીનારાપર ચઢાવી દેવું, તેની શિક્ષા

૪૩૯. કોઇ વહાણમાં જે કાંઇ માલ હોય તે માલની ચોરી કરવાના ઇરાદાથી, અથવા તે માલનો બદદાનતથી ખોટો ઉપયોગ કરવાના ઇરાદાથી અથવા તે માલની ચોરી કે ખોટો ઉપયોગ કરવામાં આવે એવા ઇરાદાથી જે માણસ જાણી જોઇને તે વાહાણને જમીનપર અથવા કિનારાપર ચઢાવી દે, તે માણસને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

મોત અથવા વ્યથા કરવાની તઇયારી કરીને બીગાડ કરવો,

૪૪૦. કોઇ શખસનુ મોત આણવાની અથવા કોઇને વ્યથા કરવાની કે ગેરવ્યાજબી અટકાવ કરવાની, અથવા મોતનો વ્યથાનો કે ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન કરવાની તઇયારી કરીને જે માણસ બીગાડ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી દંડને પણ લાયક થશે.

## સાપરાધ પ્રવેશ બાબત.

શાપ્રાધ પ્રવેશ.

૪૪૧. જે શખશના કબજામાં કાંઇ મીલકત હોય તે શખશને ધમકી દેવાના, તેહેનો તીરસ્કાર કરવાના, અથવા તેને દુઃખ આપવાના ઈરાદાથી, અથવા કાંઇ ગુનોહ કરવાના ઇરાદાથી, તે માલકત મધ્યે અથવા તે ઉપર જે માણસ પ્રવેશ કરે, અથવા તે મીલકત મધ્યે કે તે ઉપર કાયદા મુજબ પ્રવેશ કરયા પછી તેવા કોઇ શખશને ધમકી દેવાના, તેનો તિરસ્કાર કરવાના અથવા તેને દુઃખ આપવાના, ઇરાદાથી, અથવા કાંઇ ગુનોહ કરવાના ઇરાદાથી. જે માણસ કાયદા વીરૂધ ત્યાં રેહે તે માણસે 'સાપરાધ પ્રવેશ કરયો એમ સમજવું.

**ટીકા**—આ કલમ પ્રમાણેનો ગુન્હો બનવા માટે જે શખસનો ખરેખરો કબજો હોય તેને ધમકી દેવાના, તેનો તીરસ્કાર કરવાના, અથવા તેને, દુઃખ આપવાના ઇરાદાથી તહોમતદારે તે પ્રવેશ કરેલો હોવો જોઇએ ઘરના માલેકનો કબજો ખરેખરો ન હોય તો આ ગુન્હો બનતો નથી. ઇશ્વરચંદ્રકરમોકર વિરૂદ્ધ શીતળદાસ ચોતર. ૮ બે. લા, રી, પ્ર. ૬૨

કોઇની જમીન ઉપર પરાણે જઇ કબજાવાળા શખસને તીરસ્કાર કરવાના ઇરાદાથી કાંઇ ઇમારત બાંધે તો તેણે આ ગુન્હો કરયો ગણાય—રાણી વિરૂધ રામદયાળમંડળ.

ક્રો. ઈ. ડા. મ, ૩૪૬

ઇમારત બાંધતાં જાહેર રસ્તાની કાંઇ જમીન દબાય તો તે દબાવનાર ઉપર આ કલમનું તહોમત લાગે નહી. ક્રો. ઈ. ડા, મ, ૩૦૬

ખોટું વારંટ લઇ ઘરમાં પેશી કોઇ પોલીશ અમલદાર કોઇને પકડે તો તેની ઉપર આ કલમ પ્રમાણે પ્રવેશનું પણ તહોમત આવે—રાણી વિરૂધ નંદમોહનસીરદાર ક્રો, ઇ ડા, મ, ૩૪૬

એક ચાહનાના બગીચાના મ્યાનેજરે, એક શખશને એવી નોટીશ આપીકે, તમારે અમારી પરવાનગી સિવાય અમારા બગીચામાં શિકાર કરવો નહી. એવી નોટીશ આપ્યા છતાં આરોપીને, સદરહુ બાગના પાડોશના એક બીજા બાગમાં એક હરણને ગોળી મારી તે હરણ નાસતું નાસતું, ફરીયાદીના બાગમાં ગયું. તે હરણની પાછળ આરોપીત ફરીયાદીના બાગમાં ગયો, તેની ઉપર આ કલમ પ્રમાણે સદરહુ મ્યાનેજરે ફરીયાદ કરી, તેથી કામરૂપના આશીસ્ટન્ટ કમીશનરે તેના રૂ ૧૦) દંડ કીધો, આ કામ હાઇકોરટની પાસે જવાથી ઠરાવ થયો, કામની હકીકત જોતાં આ ગુન્હો સામાધ પ્રવેશનો થતો નથી' કા, હા, રી, વા, ૪ મ, ૮૩૯.

જે ઠેકાણે સરકારી નાવ ચાલેછે તે ઠેકાણાથી ત્રણમાઇલના અંતરપર કોઇ માણસે બીજુ એકાદ ભાડાનુ નાવ ચલાવ્યું હોય, તો તે સરકારી નાવના સંબધે પીનલકોડ પ્રમાણે તે માણસે શામાધ પ્રવેશ કીધાનો ગુન્હો કરયો એમ કહેવાય નહી, અલ્હાબાદ, હા, કો, વા, ૧, મ; ૫૨૭, તા, ૧૫ ડોસંબર ૧૮૭૭

જે જમીનનો કબજો બીજાને આપ્યોછે કીવા દીવાની કોરટના હુકમ ઉપરથી, જે માણસને તે જમીનમાંથી કહાડી મુકયોછે તે માણસ એકલાજ કીવા પોતે અને પોતાના સોબતી હીસેદારનો હક બતાવવાનાજ માત્રઇરાદાથીજ તે જમીનમા પ્રવેશ કરયો હોય કીવા ત્યાં રહયો હોય, તો તે સામાધ પ્રવેશ થનો નથી; પરંતુ એકાદ અમાત્ર કરવાનો, ધમકી આપવાનો, અપમાન કરવાનો, કવા ત્રાસ આપવાને, ઇરાદા છતાં તેણે તેમ કરયું હોય તો માત્ર તેનું કૃત્ય શામાધ પ્રવેશ થયછે—ગોવીંદ પ્રસાદ અને બીજાની અરજીની બાબતમાં અલ્હાબાદ હા, કો, રી, વા, ૨ મ, ૪૬૫ તા, ૧૫, અકટોબર ૧૮૭૯.

ગ્રહ પ્રવેશ. ૪૪૨, કાંઇ ઈમારત, તંબુ, અથવા વહાણ, જે માણસને રેહેવાનાં ઠેકાણાં દાખલ વપરાતી હોય તેમાં, અથવા કંઇ ઇમારત પુજા સ્થાન અથવા માલ રાખવાનાં ઠેકાણાં દાખલ વપરાતી હોય તેમાં પેશીને અથવા તે મધ્યે રહીને જે માણસ સામાધ પ્રવેશ કરે, તેણે "ગ્રહ પ્રવેશ કરયો" એમ સમજવું.

ખુલાસે—પેસવામાં તે સામાધ પ્રવેશ કરનારનાં શરીરના કાંઇ પણ ભાગનો પ્રવેશ થાય તો ગ્રહપ્રવેશ થવામાં તેટલો પ્રવેસ બસ છે.

**ટીકા**—કોઇ શખસ છીનાળું કરવાને ઇરાદે કોઇના ઘરમાં પેસે તો તેણે આ કલમ પ્રમાણે ગૃહપ્રવેશ કરયો એમ કહેવાય, જો કોઇ કુંવારી ઓરત સાથે આડો વહેવાર ચલાવવાનો ઇરાદો હોય, તો, ૮ મ, હા, રી, એ, ૬

ગુપ્ત ગ્રહપ્રવેશ. ૪૪૩ કોઇ માણસ ગ્રહપ્રવેશ કરે, અને તેણે આગળથી એવી તદબીર કરી હોય, કે જે ઇમારત, તંબુ, અથવા વાહણ તે પ્રવેશનું સ્થાન હોય તે મધ્યે તે પ્રવેશ કરવાને જતાં બધ કરવાનો અથવા તે મધ્યથી તેને બાહાર કાઢી મુકવાનો જેનો હક હોય એવા કોઇ શખસથી તે ગ્રહપ્રવેશ છાનો રહે, તો તે માણસે "ગુપ્ત ગ્રહપ્રવેશ" કરયો એમ સમજવું.

રાતે ગુપ્તગ્રહપ્રવેશ ૪૪૪, સુર્યનો અસ્ત થયા પછી તથા સુર્યનો ઉદય થતાં પેહેલાં જે માણસ ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, "તેણે રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ" કરયો એમ સમજવું

**ઘર ફોડવું.** ૪૪૫ કોઇ શખ્સ ગ્રહપ્રવેશ કરે, તે અગર તે ઘર મધ્યે અથવા તેના કોઇ પણ ભાગ મધ્યે પોતાનો પ્રવેશ નિચે બ્યાન કરેલા છ પ્રકારોમાંના કોઈ પણ પ્રકારે: અથવા ત્યાંના કાંઇ ગુનોહ કરવાના કારણસર તે ઘર મધ્યે અથવા તેના કોઇ પણ ભાગ મધ્યે ગયા પછી અથવા તે મધ્યે કાંઇ ગુનાહ કરી રહ્યા પછી અગર તે શખ્શ તે ઘર મધ્યેથી અથવા તેના કોઇ પણ ભાગ મધ્યેથી તે છ પ્રકારમાંના કોઇ પણ પ્રકારે બાહાર નીકળે, તો તે શખ્શે "ઘર ફોડવાના ગુનોહ" કરયો એમ સમજવું. તે પ્રકારોની વિગત—

પેહેલો—તો ગ્રહપ્રવેશ કરવા સારૂ પોતેજ જે રસ્તો કરયો હોય, અથવા તે ગ્રહપ્રવેશ મધ્યે મદદગારી કરનાર કોઇ માણસે જે રસ્તા કરયો હોય, એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહિ પેસે અગર બહાર નિકળે, તો

બીજો—પોતે અથવા તે ગુનાહમાં મદદગારી કરનાર કોઇ માણસ એ શીવાય બીજા કોઇ શખસ માણસને પેસવા માટે કરયો નહી હોય એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નીકળે, અથવા કોઇ ભીંત અથવા કોઇ ઇમારતપર સીડીથી અથવા બીજી રીતે ચડુડી જઇને જે રસ્તો હાથ લાગે એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નીકળે, તો.

ત્રીજો—ગ્રહ પ્રવેશ કરવા માટે, તે ઘર મધ્યે રહેનારા માણસે જે સાધન વડે, તે કાંઇ રસ્તો ઉઘાડવાનો ઇરાદો રાખ્યો નહી હોય એવાં કાંઇ સાધન વડે પોતે અથવા તે ગ્રહપ્રવેશમાં મદદગારી કરનારા કોઇ શખસે જે રસ્તો ઉઘાડયો હોય એવે કોઇ રસ્તે થઇને અગર તે માંહે પેસે અથવા બહાર નીકળે, તો.

ચોથો—તે ગ્રહપ્રવેશ કરવા માટે અથવા કાંઇ ગ્રહપ્રવેશ કરયા પછી તે ઘરમાંથી બહાર નિકળવા માટે, અગર તે કાંઇ કળ ઉઘાડીને માંહે જાય અથવા બહાર નીકળે, તો.

પાંચમો—સાપરાધ બળ વાપરીને અથવા હુમલો કરીને, અથવા કોઇ શખસને હુમલાનો ડર દેખાડીને અગર તે માંહે જાય અથવા બહાર નીકળે, તો,

છઠો—જે રસ્તેથી કોઇ એ પ્રમાણે આવે જાય નહી એટલા માટે તે બંધ કરેલોછે એમ તે જાણતો હોય, તથા જે રસ્તાને પોતેજ અથવા તે ગ્રહપ્રવેશમાં મદદગારી કરનાર કોઇ શખસે ઉઘાડેલો છે એમ તે જાણતો હોય એવો કોઇ રસ્તે થઇને અગર તે માંહે જાય અથવા બહાર નીકળે, તો.

ખુલાસો—કાંઇ ઉપગૃહ અથવા ઇમારત કોઇ ઘરની સાથેજ ઉપભોગમાં આવતી હોય, અને તે ઉપગૃહ તથા ઘર એઓની વચ્ચે બીજે કેયા ન જતાં એકમાંથી બીજામાં જવાનો રસ્તો હોય, તો તે ઉપગૃહને તે ઘરનો આ કલમના ખરચ પ્રમાણેનો ભાગ સમજવો.

દ્રષ્ટાંત.

(અ) ઝ ના ઘરમાં ભીતમાં એક ખાતર પાડીને તે બાકા મધે પોતાનો હાથ ઘાલીને અગર અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

(બ) અગર કેઇ વહાણનાં બે તુતકોની વચેની એક બારીમાંથી ગુસી ને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો,

(ક) અગર એક બારીથી ઝ ના ઘરમાં પેશીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

(ડ) અગર કોઇ દરવાજો બંધ કરેલો હોય તે ઉઘાડીને ઝ ના ઘરના દરવાજામાંથી ઝ ના ઘરમાં પેસીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફોડવાનો ગુનોહ સમજવો.

(ઈ) એક દરવાજા મધે કાણું છે તે કાણા મધે એક તાર ઘાલીને તે દરવાજાના આ ગળી ઉઘાડી નાખીને અગર તે દરવાજામાંથી ઝ ના ઘરમાં પેશીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફાડવાનો ગુનાહ સમજવો.

(ફ) ઝ થી પોતાના ઘરના દરવાજાની કુંચી ખોવાઇ ગઇ છે તે અગર અ ને જડે અને તે કુંચી વડે દરવાજા ઉઘાડીને ઝ ના ઘરમાં પેશીને અ ગ્રહપ્રવેશ કરે, તો તે ઘર ફાડવાનો ગુનાહ સમજવો.

(ગ) ઝ પોતાના દરવાજામાં ઉભો છે તેને નીચે પાડી નાખીને જબરાઇથી અ રસ્તો કરે અને ઘરમાં પેશીને ગ્રહપ્રવેસ કરે, તો તે ઘર ફાડવાનો ગુનાહ સમજવો.

(હ) ઝ યુ ના દરવાન છે. ને યુ ના દરવાજામાં ઉભો છે તેને મારવાનો ડર દેખાડીને સામો થતો અટકાડીને અગર અ તે ઘરમાં પેશીને ઘરહપ્રવેશ કરે, તો તે ઘર ફાડવાનો ગુનાહ સમજવો.

**ટીકા**-ઝાડ કાપીને અંદર પેસવું એ આ કલમ પ્રમાણેનો પ્રવેશ છે. રાણી વિરૂધ જીના બીબી. કો, ઇ, ડા, પ્ર, ૩૪૬

આ કલમમાં જે સુરતો બતાવી છે. તેવી સરતોથી નહી પણ વગર કપટે તે પ્રવેસ કરયો હોય તો તે આ કલમ પ્રમાણે ગુન્હો નથી—રાણી વિરૂધ ગોકુળચંદ, કો, ઇ, ડા, પ્ર, ૩૪૬

રાતે ઘર ફાડવુ. ૪૪૬, જે માણસ સુરજનો અસ્ત થયા પછી તથા સુરજના ઉદય થતાં પહેલાં ઘર ફાડવાનો ગુન્હો કરે, તેણે "રાતે ઘર ફાડવાનો ગુનાહ" કરયો એમ સમજવું.

સામાન્ય પ્રવેશની શિક્ષા. ૪૪૭. જે માણસ સામાન્ય પ્રવેશ કરે, તેને ત્રણ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસે રૂપીયા સુધીના દંડની અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

ટીકા—એક કલેકટરે કોઇ ગામડાની ઉજડ જમીન નહી ખેડવાને એક શખ્સને હુકમ કરયો હતો તે નહી માનતા તે જમીન ઉપર તે ગયો તેથી તેણે આ કલમ પ્રમાણે સજા થઇ તે હાઇકોરટે મંજુર રાખી છે, કો, ઇ, ડા, પ્ર, ૩૩૬

જાહેર નદીના એક ભાગ કોઇએ માછલાં પકડવા સારૂ ઘણા દીવસથી રાખ્યો હોય તેના હકમાં ભંગ કરવો એ આ કલમ પ્રમાણે પ્રવેશનો ગુન્હો નથી,—કેશરેહાધ વિરૂધ આરૂનાઇઆર, ઇ, લા, રી, (કલકતા) પ્ર, ૩૫૫

ગૃહપ્રવેશનીશીક્ષા ૪૪૮. જે માણસ ગૃહપ્રવેશ કરે, તેને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

મોતની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનોહ કરવા સારૂ ગૃહપ્રવેશ. ૪૪૯. મોતની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુન્હો કરવા સારૂ જે માણસ ગૃહપ્રવેસ કરે, તે માણસને જીવતાં સુધી સમુદ્રપારના અથવા દશ વરસની મુદત સુધીની સખત કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનોહ કરવા સારૂ ગૃહપ્રવેશ કરવો. ૪૫૦ જીવતાં સુધી સમુદ્રપારની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનોહ કરવા સારૂ જે માણસ ગૃહપ્રવેશ કરે, તે માણસને દશ વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારના કેદની, શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

કેદની શિક્ષા થઇ શકે એવો કોઇ ગુનોહ કરવાસારૂ ગૃહ પ્રવેશ કરવો.

૪૫૧. કેદની શિક્ષા થઇ શકે, એવો કોઇ ગુનોહ કરવા સારૂ જે માણસ ગૃહપ્રવેશ કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બે માંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર ચોરીનો ગુનોહ કરવાનો ઇરાદો કરયો હોય, તો તે કેદની મુદત સાત વરસ સુધીની થઇ શકે,

કોઇશખસને વ્યથા કરવાની તઇયારી કરયા પછી ગૃહ પ્રવેશ કરવો.

૪૫૨. કોઇ સખસને વ્યથા કરવાની, અથવા કોઇ શખસની ઊપર હુમલો કરવાની, અથવા કોઇ સખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની અથવા કોઇ શખસને વ્યથા, હુમલો, અથવા ગેરવ્યાજબી અટકાવવાનો ભય ઊપ્તન કરવાના તઇયારી કરીને જે માણસ ગૃહ પ્રવેશ કરે, તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવાનાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ગુપ્તગૃહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવુ, તેની શિક્ષા.

૪૫૩. જે માણસ ગુપ્ત ગૃહપ્રવેશ કરે, અથવા ઘર ફોડવાનો ગુનોહ કરે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

કેદની શિક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુનોહ કરવાને સારૂ ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૪૫૪. કેદની શિક્ષા થઇ શકતી હોય એવો કોઇ ગુનોહ કરવા સારૂ જે માણસ ગુપ્ત ગૃહપ્રવેશ કરે, અથવા ઘર ફોડવાનો ગુનોહ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની. શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે અને અગર ચોરીનો ગુનોહ કરવાનો ઇરાદો કરયો હોય, તો તે કેદની મુદત દશ વરસ સુધીની થઇ શકે.

કોઇ સખસને વ્યથા કરવાની તઇયારી કરીને ગુપ્ત ગૃહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૪૫૫. કોઇ શખસને વ્યથા કરવાની, અથવા કોઇ શખસની ઊપર હુમલો કરવાની, અથવા કોઇ શખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની અથવા કોઇ શખસને વ્યથા, હુમલા, અથવા ગેરવ્યાજબી અટકાવનો ભય ઊપ્તન કરવાની, તઇયારી કરીને જે માણસ ગુપ્ત ગૃહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુનોહ કરે, તે માણસને દશ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે,

રાતે ગુપ્તગૃહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવુ તેની શિક્ષા.

૪૫૬. જે માણસ રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુનોહ કરે, તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે,

કેદની શિક્ષા થઇ શકતી હોય એવો ગુનોહ કરવા સારૂ રાતે ગુપ્તગૃહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.

૪૫૭. કેદની શિક્ષા થઇ શકતી હોય, એવો કાંઇ ગુનોહ કરવા સારૂ જે માણસ રાતે ગુપ્ત ગૃહ પ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુનોહ કરે, તે માણસને પાંચ વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર ચોરીનો ગુનોહ કરવાનો ઇરાદો કરયો હોય તો તે કેદની મુદત ચઉદ વરસ સુધીનો થઇ શકે.

**ટીકા**—કોઇ ચોર રાત્રીએ ગુપ્ત ગૃહપ્રવેશ કરતાં ઘરધણીને બુદ્ધિ પૂર્વક મહાવ્યથા કરે

ગની કોશીશ કરે તો તેને આ કલમ ૪૫૭—૩૨૪ પ્રમાણે સજા થાય નહી. કલમ ૪૬૦ પ્રમાણે સજા થાય, ૨ વી, ની. પ્ર. ૫૧

કેઇ માણસે રાત્રે ઘર ફોડ્યું અને તેમાં ચોરી કરી, માટે તેના પર કલમ ૩૮૦ અને ૪૫૭ પ્રમાણે તહોમત મુકી સેશન જડજે પ્રત્યેક આરોપ બદલ અઢાર અઢાર માસ શખત કેદની શિક્ષા કરી હતી, તેમાં મદ્રાસ હાઇ કોરટે ઠરાવ્યું કે આરોપીપર કલમ ૪૫૭ પ્રમાણે એકજ અપરાધ સાબીત કરી કેદીને ત્રણ વરસની શિક્ષા કરીએ છીએ, અને ૩૮૦ના તહોમતમાંથી તેને મોકળો કરીએ છીએ. વા, ૨ પ્ર. ૬૪૪

કોઇ શખસને વ્યથા કરવાની તૈયારી કરીને રાતે ગુપ્તગ્રહપ્રવેશ કરવો, અથવા ઘર ફોડવુ,

૪૫૮. કોઇ શખસને વ્યથા કરવાની, અથવા કોઇ શખસની ઉપર હુમલો કરવાની અથવા કોઇ શખસને ગેરવ્યાજબી રીત અટકાવવાની, અથવા કોઇ શખસને વ્યથા, હુમલો અથવા ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન્ન કરવાની તઇયારી કરીને જે માણસ રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરે, અથવા રાતે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને ચઉદ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ગુપ્ત ગૃહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતાં કોઇને મહાવ્યથા કરવી

૪૫૯. કોઇ માણસ ગુપ્ત ગૃહપ્રવેશ અથવા ઘર ફોડવાનો ગુન્હો કરતો હોય. તેમાં જો તે કોઇ શખસને મહાવ્યથા કરે, અથવા કોઇ શખસનું મોત આણવાનો કે કોઇને મહાવ્યથા કરવાનો કોશીશ કરે તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારના કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ઘણા શખસો ઘર ફોડવા વગેરેમાં સામેલ હોય અને તેઓમાંનો કોઇએક મોત અથવા મહાવ્યથા કરે તો તે સઘળા માણસોને આ શિક્ષા થઇ શકે.

૪૬૦, અગર રાતે ગુપ્ત ગૃહપ્રવેશ કરતી વખતે, અથવા રાતે ઘર ફોડવાનો ગુનોહ કરતી વખત, તે ગુનાહના તકરારમાં કોઈ શખસ બુદ્ધિપુર્વક કોઇનું મોત આણે અથવા કોઇને મહાવ્યથા કરે અથવા મોત આણવાની કે મહાવ્યથા કરવાની કોશીશ કરે, તો જે જે શખસ રાતે તે ગુપ્ત ગૃહપ્રવેશ કરવામાં અથવા રાતે તે ઘર ફોડવાના ગુન્હો કરવામાં જોડે સામીલ હોય તે હરએક શખસને જીવતાં સુધી સમુદ્રપારની, અથવા દસ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કાંઇ બંધ કરેલા નિધાનમાં કાંઇ મિલકત હોય અથવા કાંઇ મિલકત છે એમ ધરાયું હોય તે નિધાનને બદદાનત થી ફોડીને ઉઘાડવું

૪૬૧. જે નિધાન મધ્યે કાંઈ મિલકત રહેલી હોય અથવા જે મધ્યે કાંઇ મિલકત રહેલી છે એમ પોતે માનતા હોય એવા કોઇ બંધ કરેલાં નીધાનને જે માણસ બદદાનતથી, અથવા બીગાડ કરવાના ઇરાદાથી ફોડીને ઉઘાડે અથવા તેના બંધ છોડે, તે માણસને બે વરસની મુદત સુધીના બેમના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

તેજ ગુન્હો જ્યારે તે નીધાન જેને સોંપ્યું હોય તે માણસ

૪૬૨. જે નીધાન મધ્યે કાંઇ મિલકત રહેલી હોય, અથવા જે મધ્યે કાંઇ મિલકત રહેલી છે એમ પોતે માનતા હોય, એવુ બંધ કરેલુ કાંઇ નીધાન કોઇ માણસને સોંપ્યું હોય, અને તે માણસને તે

**એમ કરે ત્યારે તેની શિક્ષા.** ઉઘાડવાનો અખત્યાર નહી છતાં, અગર તે માણસે બદદાનતથી એ
વા બીગાડ કરવાના ઇરાદાથી, તે નાણાનને ફોડીને ઉઘાડે, અથવા તે
ના બંધ છોડે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની
અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે,

—❦—

# બાબ ૧૮ મો.

## લેખ સબંધી તથા વેપારની અથવા મિલકતની નિશાનીઓ સબંધી ગુનાહો બાબત.

**ખોટો લેખ બનાવવાનો ગુન્હો.** ૪૬૩. જો કોઇ માણસ કાંઇ લેખ અથવા લેખનો કોઇ ભાગ
ખોટો બનાવે, એવા ઇરાદાથી કે લોકને અથવા કોઇ શખસને કાંઇ હા
ની કે નુકશાન કરવું અથવા કાંઇ દાવાને કે હકને મજબુતી આપવી; અથવા કોઇ શખ
સ પાસે કાંઇ મીલકત છોડાવવી. અથવા તેની પાસે કાંઈ સાફ કે અરથાંત સમજાય એવો
કરાર કરાવવો, અથવા એવા ઇરાદાથી કે દગો કરવો, અથવા દગો કરવામાં આવે, તો તે મા
ણસે ખોટો લેખ બનાવવાનો ગુનાહ કરયો એમ સમજવું;

**ટીકા**—આ કલમ પ્રમાણે કોઇ દીવાની કોરટે કોઇ શખસ ઉપર ખોટી શાક્ષી આપવા
બાબત અથવા ખોટો દસ્તાવેજ બનાવ્યા બાબત કામ ચલાવવાનો હુકમ કરયો હોય એ દી
વાની કેશની કોઇ કોરટમાં અપીલ થઇ હોય તો પણ એ અપીલના ફેંસલો થતા સુધી એ
ફોજદારી કામ ચાલી શકે નહી—એવો હાઇકોરટ હુકમ કરી શકતી નથી. રામપ્રસાદ હાજરા
બં. હા. રી. વધારાનું પુસ્તક પ, ૪૨૬

દસ્તાવેજમાં શુ લખ્યું છે તે સહી કરનારને જણાવ્યા વગર તેની સહી કરાવી લેવામાં
આવે તો તેણે ખોટું દસ્તાવેજ બનાવ્યું કહેવાય નહી. આર્ચ પ. ૬૧૩

આ કાયદામાં વરણવેલા આ કલમ ૪૬૩ અને ૪૭૧—૪૭૫ અથવા ૪૭૬ મી કલમ
પ્રમાણે શિક્ષા ઠરાવવા લાયક કોઇ પણ ગુન્હો જ્યારે તે હરકોઇ કોરટના હરકોઇ કામના પ
રકારે તે કામમાં પુરાવામાં આપેલા કેઇ દસ્તાવેજના સબંધમાં કરયો હોય ત્યારે તે કોરટની
અથવા બીજી જે કોરટના તાબામાં તે કોરટ હોય, તે કોરટની પ્રથમ મંજુરીયત લીધા વ
ગર અથવા તેની ફરીયાદ વગર કોઇ પણ કોરટે સાંભળવો નહી, જુઓ સને ૧૮૮૨ ના
આકટ ૧૦ ની કલમ ૧૯૫ (ક)

તહોમતદારે અગાઉ ગફલત કરી હોય, ને તે ગફલત કપટની વાળ્યામાં આવતી નહી
હોય તો તે ગફલતનું કૃત્ય છુપાવવાને માટે દફતરમાં ખોટું લખ્યું તો તે કૃત્ય પીનલકોડ ક
લમ ૪૬૩ અને ૪૬૪માં બતાવ્યા પ્રમાણે ખોટો દસ્તાવેજ બનાવ્યો કહેવાય નહી.—સરકા
ર વિરુદ્ધ શંકર—મુ. હા. કો. રી. વા. ૪ પ. ૬૫૭ તા૦ ૧૯ જુલાઇ ૧૮૮૦

**લેખ ખોટો બનાવવો એટલે શુ?** ૪૬૪, જે માણસ નિચે લખ્યા પ્રમાણે કરે તેણે ખોટો લેખ
બનાવ્યો એમ સમજવુ.

પેહેલું—જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી કાંઇ લેખ અથવા લેખનો ભાગ
બનાવે, તે ઉપર સહી કરે, મોહોર કરે, અથવા તે લખી આપે, અથવા કોઇ લેખ લખી
આપેલ છે એવું બતાવવાનો કાંઇ નિશાની કરે, એવા ઇરાદાથી કે જે શખસે અથવા જેના
અખત્યારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો નથી, અથવા તે પર સહી કે મોહોર થઇ

નથી, અથવા તે લખી આપ્યો નથી, એવું તે માણસ પોતે જાણતો હોય તે શખસે અથવા તેના અખત્યારથી તે લેખ અથવા તેનો તે ભાગ બન્યો છે, અથવા તે પર સહી કે મોહોર થઇ છે, અથવા તે લખી આપ્યો છે એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો અથવા જે વખતે તે બન્યો નથી, તે પર સહી કે મોહોર થઇ નથી, અથવા તે લખી આપ્યો નથી, એવું તે માણસ જાણતો હોય તે એવે વખતે તે બન્યો છે, તે પર સહી કે મોહોર થઇ છે અથવા તે લખી આપ્યો છે, એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો; અથવા—

બીજુ—જે માણસ કાંઇ લેખ પોતે ખુદ કે બીજા કોઇ શખસે કરયા અથવા લખી આપ્યા પછી ચેહરીને અથવા બીજી રીતે કાંઇ જરૂરના ભાગમાં લેખને તે કાયદેસર અખત્યાર શિવાય બદદાનતથી અથવા દગલબાજીથી ફેરવે; પછી તે ફેરવતી વખતે તે બીજો શખસ હયાત હોય કે મરી ગયો હોય તો પણ; અથવા—

ત્રીજુ—જે માણસ બદદાનતથી અથવા દગલબાજીથી, કોઇ શખસ પાસે કાંઇ લેખ પર સહી કે મોહોર કરાવે, અથવા કાંઇ લેખ તે શખસ લખી આપે એમ કરે અથવા તેની પાસે કાંઇ લેખને ફેરવાવે, એવું જાણીને છતાં કે તે લેખમાં શું લખ્યું છે, અથવા હું શો ફેરફાર કરૂછુ એ વાત તે શખસ હોવાનગી અથવા કેફના સબબથી જાણવાને શકતીમાન નથી, અથવા તેને ફરેબ દીધો છે તે સબબથી તે વાત તે શખસ જાણતો નથી.

દ્રષ્ટાંત.

(અ) અ ની પાસે ઝ નો લખેલો બ ની ઉપરનો ૧૦૦૦૦ રૂપીઆનો એક ભલામણનો કાગળ છે. હવે બ ને દગો દેવા સારૂ અગર અ તે ૧૦૦૦૦ પર એક મીંડુ વધારીને તે રકમને ૧૦૦૦૦૦ કરે, એવા ઇરાદાથી કે તે કાગળ ઝ એ તેટલા રકમનો લખ્યો છે એમ બ માને તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુન્હો કરયો, એમ સમજવું.

(બ) કાંઇ સ્થાવર મિલકત ઝ એ અ ને લખી આપી હોય એવી મતલબના એક ખત પર ઝ ના અખતીયાર શિવાય અ ઝ ની મોહોર કરે, એવા ઇરાદાથી કે તે મીલકત બ ને વેચીને તેની કિંમતના રૂપીઆ બ પાસેથી લેવા, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું

(ક) એક ચેકપર બ ની સહી છે અને તે ચેક જે લઇ આવે તેને તે નાણાં મળે એવી તરેહનો છે પણ તે મધે કાંઇ રકમ ભરેલી નથી, તે ચેક લઇને અ દગલબાજીથી તે મધ્યે દશ હજાર રૂપીયાની રકમ ભરે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ડ) અ પોતાના માણસ બ ને એક સરાફ ઉપર ચેક લખીને તે પર સહી કરીને આપે, પણ તેમા આપવાની કાંઇ રકમ લખે નહી, અને બ ને એવો અખતીયાર આપે કે ફલાણા ફલાણા લોકોના રૂપીયા આપવા છે માટે દસ હજાર રૂપીયા સુધીની રકમ તુ એ ચેકમાં ભરજે પછી બ દગલબાજીથી તે ચેકમાં વીસ હજાર રૂપીયાની રકમ ભરે, તો બ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવુ

(ઈ) બ ના અખતીયાર શીવાય અ બ ના નામથી પોતાની ઉપર એક હુંડી લખે, એવા ઇરાદાથી કે તે હુંડીને ખરી હુંડી દાખલ કોઇ સરાફને ત્યાં વટાવીને, તથા તે હુંડી પાકેથી તે સરાફ પાસેથી તે લઇને તેનાં નાણાં આપવાં, તો એ હકીકત બ ની જામીની છે એવો પોતાના મનમાં વિચાર ઉત્પન થઇને તે સરાફ તે હુંડીનાં નાણાં આપે એ રીતે તેને છેતરવા સારૂ અ એ તે હુંડી લખી માટે અ એ ખોટો

લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ઈ) ઝ ના વીલમાં આ શબ્દો લખેલા છે—"હું ફરમાવું છું કે મારી સઘળી બાકી રહેલી મીલકત અ, બ, અને ક એઓની વચ્ચે સરખે હીસ્સે વેંહેંચાય" આ બ હાને તથી સે મધ્યેથી બ, નું નાંમ છોલી નાખે, એવા ઇરાદાથી કે તેથી એમ માનવામાં આવે કે સઘળી મિલકત અ ને તથા ક ને માટે ઝ લખી ગયો છે. તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ઉ) "ઝ ને અથવા તે ફરમાવે તેને આપજો" એ મથાળુ એક સરકારી પ્રામીસરી નોટની પાછળ શેરો કરીને તે શેરાપર સહી કરીને તેનાં નાણાં ઝ ને અથવા ઝ ફરમાવે તેને મળે એવું અ કરે, પછી "ઝ ને અથવા તે ફરમાવે તેને આપજો" એ શબ્દો બ બદગાનનથી છોલી નાખે, અને એ મથાળુ તે ખાસ શેરાનો ખાલી શેરો કરે, તો બ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ઊ) અ એક સ્થાવર મિલકત ઝ ને વેચીને તેનું ખત કરી આપે પછી ઝ ને ઠગી લઈ ને તેની પાસેથી તે મિલકત જાય એવું કરવા સારૂ તેજ મિલકતનું અ એક ખત બ ને લખી આપે, અને તે ખત ઉપર ઝ ને કરી આપેલા ખતની તારીખથી છ મહીનાની પેહેલાંની તારીખ લખે, એવા ઇરાદાથી કે તે મિલકતનું ખત ઝ ને કરી આપ્યા પેહેલાં તેણે તે મિલકતનું ખત બ ને કરી આપ્યું છે એમ માનવામાં આવે, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ઋ) ઝ બોલે બોલ બોલીને પોતાનું વીલ અ પાસે લખાવે તેમાં વશીયત આપવાને જેનું નામ લખવાનું ઝ એ કહયું હોય તેનું નાંમ નહી લખતાં અ ઇરાદાથી એક બીજા શખસનું નામ લખે, અને તમારા કહ્યા મુજબ આ વીલ લખ્યું છે એમ અ ઝ ને સમજાવવાને તે વીલ પર ઝ ની સહી કરાવે તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ૠ) અ એક કાગળ લખીને બ ના અખતીયાર શિવાય તે પર બ ના નામની સહી કરે, અને તેમાં એમ લખે કે અ સારી આબરૂના માણસ છે અને નહી ધારેલી કમનશીબીથી માઠી હાલતમાં આવી પડેલો છે, અને તેના ઇરાદો એવો હોય કે તે કાગળ બતાવીને ઝ પાસે તથા બીજા શખસો પાસે ભીખ મેળવવી, તો એ ઠેકાણે ઝ ને પોતાની મિલકત છોડવાને લલચાવવાને સારૂ અ એ લેખ ખોટો બનાવ્યો માટે અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું.

(ઌ) બ ના અખતીયાર શિવાય અ એક કાગળ લખીને તે પર બ ના નામની સહી કરે, અને તે કાગળમાં એમ લખે કે અ ની આબરૂ સારી છે, અને તેનો ઇરાદો એવો હોય કે તે કાગળ બતાવીને ઝ ના હાથ તળે કાંઇ નોકરી મેળવવી, તો અ એ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરયો એમ સમજવું, કેમકે તે બનાવટના સરટીફીકેટથી ઝ ને છેતરીને ઝ ની પાસે નોકરી બાબતનો કાંઇ સાફ કે અરથાંત સમજાય તેવો કરાર કરવાનો અ નો ઇરાદો છે,

ખુલાસો ૧ લો—કોઇ શખસ પોતાના નામની સહી કરે, તો તે પણ ખોટો લેખ બનાવવાનો ગુનોહ થઇ શકે છે

દ્રષ્ટાંત.

(અ) એક હુંડીપર અ પોતાના નામની સહી કરે, એવા ઇરાદાથી કે તેજ નામના એક બીજા શખસે તે હુંડી લખી છે એમ માનવામાં આવે તો અ એ ખોટો લેખ બના

વા કાંઇ રજીષ્ટર અથવા કોઇ સરકારી નોકરે પોતાના સરકારી હોદ્દાના રૂએથી કરેલો હોય એવી મતલબનો કાંઇ દાખલો કે લેખ, અથવા કાંઇ ફરીયાદી કે જવાબ કરવાનો, અથવા તેમાં કાંઇ પણ કામ ચલાવવાનો, અથવા કબુલતથી સજા દેવાનો, જેમાં અખત્યાર આપ્યો હોય એવો લેખ, અથવા વકીલાતનામું કે મુખત્યારનામું જે માણસ ખોટું બનાવે તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—દીવાની કોરટ અગર હરેક ન્યાયની કોરટમાંથી નિકળેલા સમન્સની નકલમાં ફેરફાર કરવો એ આ કલમ પ્રમાણે ગુન્હો થાય છે.—સરકાર વિરૂદ્ધ ડોંગાજી અંદાજી. મું. હા. રી. વા. ૨ પ્ર. ૫૬૪

**કાંઇ કીમતી દસ્તાવેજ અથવા વીલ ખોટું બનાવ્યું.**

૪૬૭. જે લેખ કાંઇ કીમતી દસ્તાવેજની મતલબનો, અથવા કાંઇ વીલની મતલબનો અથવા દતક લેવાના અખત્યારનામાની મતલબનો હોય, અથવા જે લેખ કોઇ શખસને કાંઇ કીમતી દસ્તાવેજ કરવાનો અથવા બીજાના નામનો કરી આપવાનો, અથવા તેના મુદલ રૂપીઆ, વ્યાજ કે નફાની વેહેંચણ લેવાનો અખત્યાર આપવાની મતલબનો હોય, અથવા કાંઇ નાણું જંગમ મિલકત, અથવ કીમતી દસ્તાવેજ લેવાનો કે આપવાનો અખત્યાર આપવાની મતલબનો હોય, અથવા જે લેખ કાંઇ ફારગતી અથવા નાણાં ભર્યાની પોહોંચની મતલબનો, અથવા કાંઇ ફારગતી કે કાંઇ જંગમ મિલકત અથવા કીમતી દસ્તાવેજ આપ્યાની પોહોંચની મતલબનો હોય, એવો કોઇ લેખ જે માણસ ખોટો બનાવે, તેને જીવતાં સુધી સમુદ્ર પારની અથવા દશ વરશની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે

**ટીકા**—કોઇ કલેકટરનું ચીઠ્ઠન બદદાનતથી ફેરવવામાં આવે તો તેણે આ કલમ પ્રમાણે ગુન્હો કરયો કેહેવાય—રાણી વિરૂદ્ધ હરચંદ્ર ઘોશ. કો. ઇ. રા. પ્ર. ૩૫૪

**ઠગાઇ કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.**

૪૬૮. જે કોઇ માણસ ખોટો લેખ બનાવે, એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ ઠગાઇ કરવાના કારણસર વપરાય તો તે માણસને સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

**કોઇ શખસની આબરૂને હાની કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.**

૪૬૯. જે કોઇ માણસ ખોટો લેખ બનાવે. એવા ઇરાદાથી કે તે બનાવટનો લેખ કોઇ ધણીની આબરૂને હાની કરે, અથવા તે લેખ તેવા કારણસર વાપરવામાં આવશે એવો સંભવ છે, એમ જાણ્યા છતાં, તો તે માણસને ત્રણ વરશની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે,

**ટીકા**—કોઇ અરજી આપવાનો મુસદો કર્યો હોય અને તે મુસદો જે અરજીનો હોય તે અરજી કોઇ બાબતના પુરાવ તરીકે વાપરવાની હોય તો અને તે અરજીના મુસદામાં કોઇ શખસની આબરૂને હાની પેહેચે એવી હકીકત હોય તો તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કરયો કહેવાય. ૧૦, વી, રી. પ્ર, ૬૧

**"બનાવટનો લેખ"**

૪૭૦. જે ખોટો લેખ સઘળો કે થોડો ઘણો, ખોટો લેખ બનાવવાના ગુનાહથી બન્યો હોય. તેનું નામ "બનાવટનો લેખ" પાડયું છે.

**બનાવટનો લેખ**

૪૭૧, જે લેખ બનાવટનો લેખ છે. એમ પોતે જાણતો હોય

ખરા દાખલ વાપ રશે. — અથવા એમ માનવાનું પોતાને કારણ હોય એવો કોઇ લેખ જે મા ણસ દગલબાજીથી અથવા ખટપટથી ખરા દાખલ વાપરે, તે મા ણસને જાણે તેણે તે લેખ ખોટો બનાવ્યોજ હોય, એવી રીતે શિક્ષા કરવામાં આવશે.

ટીકા—એક હેડકોન્સટેબલે પોલીસની ડાયરીમાં ખોટો ઈકરાર કર્યો તથી તેણે આ કલમ પ્રમાણેનો ગુન્હો કરેલું કહ્યું છે—રાણી વીરૂદ્ધ કાલુમીયાં હર દેવ, ૧૧ વા, રી, મ, ૬૪

અસલ દસ્તાવેજ નહી પણ તેની નકલ વાપરવામાં આવે પણ અસલ દસ્તાવેજ ખોટું છે એવું તે નકલ રજુ કરનાર જાણતો હોય તો તેણે આ કલમ પ્રમાણેનો ગુનો કરયો કહેવાય—રાણી વીરૂદ્ધ નજુબેગ, ૬ વા. રી, મ, ૪૧

છુટા છેડાનું દસ્તાવેજ એ નીવની દસ્તાવેજ છે, એવું દસ્તાવેજ રજીસ્ટર કરાવે તો તેણે આ કલમ પ્રમાણે ખોટું દસ્તાવેજ વાપરવાનો ગુન્હો કરયો કહેવાય,—રાણી વીરૂદ્ધ અઝાસુદાન અને બીજા, ૧૧ વા. રી. મ. ૧૫

(અ) (બ) ના નામથી એક અરજી ઉપર સહી કરી. (ક) ને મામલતદાર પાસે રજુ કરે (બ) ના નામની સહી કરવાનો અખતીયાર ન હોય અને જો કે (અ) નો ઇરાદો મામલતદારને (બ) એ સહી કરી છે એવું મનાવવાનો હોય તોપણ કોઇને ઠગવાનો ઇરાદો (અ) નો ન હોય તેમ એ સહી કરવાથી (અ) ને કે (બ) ને કાંઇ ગેરવ્યાજબી લાભ કે ગેરવ્યાજબી હાની થઇ ન હોય તો (અ) નું આ કૃત્ય ગુન્હા ભરેલું નથી—રાણી વીરૂદ્ધ ભવાનીશંકર વીગેરે, ૧૧ મુ, હા, રી, મ, ૩

એક સરકારી નોકર સરકારી કામ કરતાં એક ખોટો દસ્તાવેજ ખરા દાખલ વાપરે તે આ કલમ પ્રમાણે ગુનો છે. અગર જો એ દસ્તાવેજ ઉપર સહી અને શીક્કો બરાબર ન થયા હોય તોપણ ૫, વી. રી. મ. ૮૬

૪૬૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના ઇરાદાથી ખોટી મોહોર પતરૂં, વગેરે બનાવવું અથવા કબજામાં રાખવું.

૪૭૨. જો કોઇ માણસ કાંઇ મોહોર, પતરૂં, અથવા છાપ પાડવાનું કાંઇ બીજુ હથીયાર બનાવે, અથવા ખોટું બનાવે, એવા ઇરાદાથી કે તે ૪૬૭ મી કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો કોઇ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના કારણસર વાપરવામાં આવે અથવા તે મોહોર, પતરૂં, અથવા બીજુ હથીયાર ખોટું બનાવેલું છે એમ જાણીને ઉપલા ઇરાદાથી અગર કોઇ માણસ, તે મોહોર, પતરૂં, અથવા બીજુ હથીયાર પોતાના કબજામાં રાખે તો તે માણસને જનમ સુધી સમુદ્રપારની, અથવા સાત વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ટીકા—ખોટી સીલ અને ખોટા દસ્તવેજ એક શખસના કબજામાં માલુમ પડ્યાં તે ની પાસે કેવી રીતે આવ્યાં તેનો તે સંતોષકારક ખુલાસો આપી શક્યો નહી તેમ ઠરાવવા માં આવ્યું કે તેણે તે વાપરવા માટે કબજામાં રાખ્યા એવું ગણવું જોઇએ. ૨ વી, રી, મ, ૫

આ કલમમાં વર્ણવેલા દસ્તાવેજો વગેરેનો નાશ કરવા માટે ક્યા માજીસ્ટ્રેટને અખતીયાર છે તેને માટે શને ૧૮૮૨ ના આકટ ૧૦ કલમ ૮૬ તથા ૯૮ જુઓ,

કોઇ માણસને પકડીને કેદમાં નાખ્યા પછી તેના ઘરમાંથી દસ્તાવેજો માલુમ પડે તો એ તેના વીરૂદ્ધ પુરાવો નથી. પણ જો આ દસ્તાવેજો પ્રથમ હતા એવું બતાવવાને અનુમાની અથવા શીધો પુરાવો હોય તો તેના વીરૂદ્ધ પુરાવો છે—રાણી વીરૂદ્ધ અબ્દરખાન અને બીજા વી. રી. ૭ ક્રી. રૂ. ૨૩

જો પોષ્ટ ઓફીસમાંથી અથવા ટેલીગ્રાફ ઓફીસ માં કાંઇ દસ્તાવેજ બાબત ઝડ લેવાનો હોય તો તે બાબતનું વારંટ આપવાનો જીલ્લા માજીસ્ટ્રેટ અથવા ચીફ પ્રેસીડેન્સી માજીસ્ટ્રેટ શીવાય બીજા કોઇ માજીસ્ટ્રેટને અખત્યાર નથી. અને સદરહુ માજીસ્ટ્રેટે શીવાય સદરહુ ઓફીસોમાંથી ઝાડો લેવાનું વારંટ કહાડશે તો તે નીરથક છે, જુઓ શને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૫૩૦

બીજી કોઇ કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના ઇરાદાથી ખોટા મોહોર પતરૂ, વગેરે બનાવવું અથવા કબજામાં રાખવું.

૪૭૩. જો કોઇ માણસ કાંઇ મોહોર, પતરૂ, અથવા છાપ પાડવાનુ કાંઇ બીજુ હથીયાર બનાવે, અથવા ખોટું બનાવે, એવા ઇરાદાથી કે આ ભાગ માહેલી ૪૬૭ મી સીવાયની કોઇ પણ કલમ મુજબ શિક્ષા થઇ શકે એવો કોઇ ખોટો લેખ બનાવવાનો ગુનોહ કરવાના કારણસર વાપરવામાં આવે, અથવા તે મોહોર, પતરૂ, અથવા બિજુ હથિયાર ખોટું બનાવેલું છે એમ જાણીને ઉપલા ઇરાદાથી અગર કોઇ માણસ તે મોહોર, પતરૂ, અથવા બીજુ હથીયાર પોતાના કબજામાં રાખે તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—એક શખસના કબજામાં ખોટો લેખ બનવ્યાના સાહીત્ય તરીકે જુદી જુદી જાતની સીલ માલુમ પડી તેમાં ઠરાવવામાં આવ્યું કે જો એ સીલ એકજ ખોટું દસ્તાવેજ બનાવવા માટે કબજામાં રાખી હોય તો એકજ તહોમત આવે પણ જુદા જુદા દસ્તાવેજ બનાવવા માટે તે સીલો રાખી હોય તો જેટલા જુદા જુદા દસ્તાવેજ બનાવવાનો તેનો ઇરાદો હોય તેટલા જુદા જુદા તહોમતથી તેને શિક્ષા થઇ શકે—રાણી વીરૂધ ગોગલ ચંદ, ૧૩ વી. રી, પ્ર. ૧૬

કાંઇ કીમતીદસ્તાવેજ અથવા વીલ ખોટું બનાવેલું છે એવું જાણીને તથા ખરા દાખલ વાપરવાના ઇરાદાથી કબજામાં રાખવું.

૪૭૪. જો કોઇ માણસના કબજામાં કાંઇ લેખ હોય, તે અને લેખ ખોટો બનાવેલો છે એમ તે માણસ જાણતો હોય તથા તે લેખ ખરા દાખલ દગલબાજીથી અથવા બદદાનતથી વાપરવામાં આવે એવો તે માણસનો ઇરાદો હોય તો અગર તે લેખ ૪૬૬ મી કલમમાં લખેલા પ્રકારનો હોય તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને અગર તે લેખ ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારનો હોય તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારનો અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—જો કલમ ૪૭૧ પ્રમાણેનું તહોમત તહોમતદાર ઉપર મુકવામાં આવે તો પછી આ કલમ પ્રમાણેનું તહોમત રહે નહી કેમકે એ કલમ ૪૭૧ દસ્તાવેજ વાપરવાની છે આ કબજામાં રાખવાની છે. વાપરવાનું તહોમત આવે તે કબજામાં હોવા વગર કેમ આવી શકે વાપર્યું ન હોય પણ માત્ર કબજામાં રાખ્યું હોય તે માટે આ કલમ છે—રાણી વિરૂધ નજરઅલી. ૬ બ. હા, રી, પ્ર, ૩૯

૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારનાલેખનું ખરાપણું દે

૪૭૫. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારના કોઇ લેખનું ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોય એવી કાંઇ મુદ્રા કે નીશાની કોઇ માણસ કાંઇ પદારથ ઉપર અથવા કાંઇ પદારથ મધ્યે ખોટા

ખાડવા સારૂ વપ રાતી હોય એવીકાંઈ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવી, અથવા ખોટી નીશાની કરેલો પદારથ કબજામાં રાખવો,

બનાવે એવા ઈરાદાથી કે તે પદાર્થ ઉપર તે વખતે કાંઈ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યારપછી ખોટો બનાવવાનો હોય તે લેખને ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાની વાપરવામાં આવે અથવા જે પદારથ ઉપર અથવા જે પદાર્થ મધ્યે એવી કાંઈ મુદ્રા અથવા નીશાની ખોટી બનાવવામાં આવી હોય તેવો કોઈ પદારથ ઉપર લખેલા ઇરાદાથી કોઈ માણસ પોતાના કબજામાં રાખે તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારનો અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—આ કલમ પ્રમાણેનો ગુન્હો સંપુરણ થવા માટે તહોમતદારના કબજામાં જે દસ્તાવેજ હોય તેની ઉપર કાંઈ ખોટું ચીન્હ અથવા નીશાની હોવી જોઈએ અને તહોમતદારના કબજામાં જે દસ્તાવેજ છે તે ખરા દાખલ વાપરવાનો ઇરાદો છે એવું સાબીત થવું જોઈએ. એ દસ્તાવેજ કલમ ૪૬૭ માં જે પ્રકાર બતાવ્યો છે તે પ્રકારનું હોવુ જોઇએ. રાણી વિરૂધ રઘુનંદન પત્રોનવેશ, ઇ, લ, મ, ૩૮૪

૪૬૭ મી કલમમાં લખેલ પ્રકારથી જુદા પ્રકારના લેખનું ખરાપણું દેખાડવા સારૂ વપરાતી હોય એવી કાંઈ મુદ્રા અથવા નીશાણી ખોટી બનાવવી. અથવા ખોટી નીશાણી કરેલો પદારથ કબજામાં રાખવો.

૪૭૬. ૪૬૭ મી કલમમાં લખેલા પ્રકારથી જુદા પ્રકારના કોઈ લેખનુ ખરાપણું દેખાડવાના કારણસર વપરાતી હોય એવી કઈ મુદ્રા કે નીશાણી કોઈ માણસ કાંઈ પદારથ ઉપર અથવા કાંઈ પદારથ મધ્યે ખોટી બનાવે, એવા ઇરાદાથી કે તે પદારથ ઉપર તે વખતે કાંઈ લેખ ખોટો બનાવેલો હોય અથવા ત્યાર પછી ખોટો બનાવવાનો હોય તે લેખને ખરાપણાનો આભાસ આપવાના કારણસર તે મુદ્રા અથવા નીશાણી વાપરવામાં આવે, અથવા જે પદારથ અથવા જે પદારથ મધ્યે એવી કાંઈ મુદ્રા અથવા નિશાણી ખોટી બનાવવામાં આવી હોય, તેવો કાંઈ પદારથ ઉપર લખેલા ઇરાદાથી કોઈ માણસ પોતાના કબજામાં રાખે તો તે માણસને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—કોઈ ખેડ સબંધીના દસ્તવેજનો નાશ કરવામાં આવે તો આ કલમ પ્રમાણે કિમતી દસ્તાવેજનો નાશ કરવાનુ તેની ઉપર તહોમત આવે—રાણી વીરૂધ નીતાઈ મંડલ, ઇ. લ. મ, ૩૩૭

કોઈ વીલને દગલબાજીથી ચેરી નાખવું. અથવા તેનો નાશ કરવો.

૪૭૭ કોઈ લેખ વીલ હોય કે વીલની મતલબનો હોય, અથવા દતક લેવાનુ અખત્યારનામુ હોય કે તેની મતલબનો હોય, અથવા કાંઈ કીમતી દસ્તાવેજ હોય કે તેવી મતલબનો હોય, તેના કોઈ લેખને અગર કેઈ માણસ દગલબાજીથી કે બદદાનતથી, અથવા લોકને અથવા કોઈ સખસને હાની અથવા નુકશાન કરવાના ઇરાદાથી છેકી નાખે, તેનો નાશ કરે, અથવા ચેરી નાખે, અથવા છેકી નાખવાની, નાશ કરવાની કે ચેરી નાખવાની કોશેશ કરે, અથવા છુપાવે કે છુપાવવાની કોશીશ કરે, અથવા તેવા લેખ સબંધી બીગાડ કરે, તો તે માણસને જીવતાં સુધી સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

## વેપારના તથા મીલકતની નીશાણીઓ બાબત.

વેપારનીનીશાની — ૪૭૮. આ માલ ફલાણા કારીગરે બનાવેલો છે. અથવા ફલાણી વખતે કે તે ઠેકાણે બનાવેલો છે. અથવા ફલાણી જાતનો છે, એ બતાવવાને માટે જ નાશાણી વાપરવામાં આવે તેનું નામ "વેપારની નીશાણી" પાડયું છે.

મિલકતનીનીશાની — ૪૭૯. આ જગમ મીલકત ફલાણા શખસની છે, એ બતાવવાને માટે.જે નાશાણી વાપરવામાં આવે તેનું નામ "માલકતની નાશાણી" પાડયું છે.

ખોટી વેપારની નીશાની વાપરવી. — ૪૮૦ જો કોઇ માણસ કાંઇ માલ ઉપર અથવા કાંઇ પેટી કે ઘર ઉપર, અથવા ગાંસડી ઉપર, કે માલ ભરેલાં કાંઇ બીજાં બારદાન ઉપર, કાંઇ નીશાણી કરે, અથવા જે પર કાંઇ નીશાની હોય એવા પેટી કે ઘર અથવા ગાંસડી કે બીજુ બારદાન વાપરે, એવા ઇરાદાથી કે તે નીશાણી કરેલો માલ અથવા તે નીશાની કરેલી પેટી કે ઘરમાં, અથવા ગાંસડીમાં, અથવા બારદાનમાં ભરેલો કાંઇ માલ જે કારીગરે બનાવ્યો ન હોય તેણે બનાવ્યો છે, એવો અથવા જે વખત કે ઠેકાણે તે બનાવેલ ન હોય તે વખતે કે તે ઠેકાણે તે બનાવ્યો છે, એવો અથવા જે જાતનો તે ન હોય તે જાતનો તે છે એવો વીશવાસ ઉતપન કરવો, તો તે માણસને "ખોટી વેપારની નીશાની" વાપરી એમ સમજવું.

ખોટીમીલકતનીનીશાની વાપરવી — ૪૮૧. જો કોઇ માણસ કાંઇ જંગમ મીલકત કે માલ ઉપર, અથવા કાંઇ પેટી કે ઘર ઉપર અથવા ચામડી ઉપર, અથવા જગમ મીલકત કે માલ ભરેલાં બીજા કાંઇ બારદાન ઉપર, કાંઇ નીશાણી કરે, અથવા જે પર કાંઇ નીશાણી હોય એવી કાંઇ પેટી કે ઘર, અથવા ગાંસડી કે બીજુ બારદાન વાપરે, એવા ઇરાદાથી કે તે નીશાણી કરેલી મીલકત અથવા માલ, અથવા નીશાણી કરેલી પેટી કે ઘરમાં અથવા ગાંસડીમાં, અથવા બીજા બારદાનમાં રાખેલી કાંઇ મીલકત કે માલ જે શખસનો ન હોય, તે શખસનો છે. એવો વિશ્વાસ ઉતપન કરવો, તો તે માણસે "ખોટી મીલકતની નીશાની" વાપરવી એમ સમજવું.

કોઇ શખસને છેતરવાંઅથવા નુકશાન કરવાના ઈરાદાથી કાંઇ ખોટી વેપારનીઅથવા મીલકતની નીશાની વાપરવાની શિક્ષા. — ૪૮૨. કોઇ શખસને છેતરવાના અથવા નુકશાન કરવાના ઇરાદાથી જે માણસ કાંઇ ખોટી વેપારની નીશાણી અથવા કાંઇ ખોટી મીલકતની નીશાણી વાપરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બને ની શીક્ષા કરવામાં આવશે.

કોઇ બીજો માણસ કાંઇ વેપારનીઅથવા મિલકતનીનીશાણી વાપરતોહોય તેવીનીશાણીનીઅથવા નુકશાન કરવાના ઈરાદાથીખોટી બનાવવી. — ૪૮૩. લોકને અથવા કોઇ શખસને હાની અથવા નુકશાન કરવાના ઇરાદાથી જે માણસ બીજો કોઇ શખસ વાપરતો હોય એવી કાંઇ વેપારની અથવા મિલકતના નીશાણી આણી બુકીને ખોટી બનાવે, તે માણસને બે વરસની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ સરકારી નોકર જે મીલકતની — ૪૮૪. કોઇ સરકારી નોકર જે વાપરતો હોય તેવી કાંઇ મિલકત નીશાણી, અથવા આ મીલકત ફલાણા કારીગરે અથવા ફલાણી વખ

નીશાણી વાપરતો હોય અથવા કાંઇ મિલકતના બનાવટ જાત વગેરે બતાવવા સારૂ તે જેની શાણી વાપરતો હોય તેવી નિશાણી ખોટી બનાવવી.

તે કે ઠેકાણે બનાવી છે અથવા કેવાણી જાતની છે, અથવા કેવાણી હાફીસમાંથી પાસ થઇ છે, અથવા કાંઇ માફીને લાયક છે, એવું બતાવવા સારૂ કેઇ સરકારી નોકર જે વાપરતો હોય તેવી કાંઇ નીશાણી જો કોઇ માણસ જાણીબુઝીને ખોટી બનાવે, અથવા એવી કાંઇ નીશાણી ખોટી બનાવેલી છે, એમ જાણ્યા છતાં તેને ખરી દાખલ વાપરે એવા ઇરાદાથી કે લોકને અથવા કોઇ શખસને હાની અથવા નુકશાન કરવું તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે.

કાંઇ છાપ, પતરૂ અથવા કાંઇ સરકારી કે ખાનગી મિલકતની અથવા વેપારની નીશાની ખોટી બનાવવાનું કાંઇ બીજુ હથીયાર દગલબાજીથી બનાવવું અથવા કબજામાં રાખવું.

૪૮૫. કાંઇ છાપ, પતરૂ, અથવા કાંઇ સરકારી કે ખાનગી મીલકતની અથવા વેપારની નીશાણી કરવા અથવા ખોટી બનાવવાનું કંઇ બીજુ હથીયાર જો કોઇ માણસ બનાવે અથવા પોતાના કબજામાં રાખે. એવા ઇરાદાથી કે તેવી ખોટી નીશાની બનાવવાના કારણસર વાપરવું અથવા કોઇ માણસ એવી કાંઇ મીલકતની કે વેપારની નીશાની પોતાના કબજામાં રાખે, એવા ઇરાદાથી કે કાંઇ માલ અથવા વેપારની જણસ જે કારીગરે અથવા કારીગરની દુકાને બનાવી ન હોય તેણે તે બનાવી છે એમ જે વખતે તે ઠેકાણે તે બનાવી ન હોય તે વખતે અથવા તે ઠેકાણે તે બનેલી છે એમ અથવા જે જાતની તે ના હોય તે જાતની તે છે એમ અથવા જે શખસની તે ના હોય તે શખસની તે છે એમ બતાવવાના કારણસર તે નિશાણી વાપરવામાં આવે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખોટી મિલકતની અથવા વેપારની નિશાણી જેના પર હોય એવો માલ જાણી બુઝી વેચવો.

૪૮૬. જે માલ ઉપર સરકારી કે ખાનગી મીલકતની અથવા વેપારની, ખોટી નીશાણી ચોડાડેલી અથવા પાડેલી હોય એવો કાંઇ માલ અથવા કોઇ પેટી કે ઘર અથવા લપેટેલી વસ્તુ કે બારદાન ઉપર તેવી નિશાણી ચોહડેલી અથવા પાડેલી હોય તે મધ્યે ભરેલો અથવા રાખેલો માલ, અગર કોઇ માણસ વેચે, અને તે માણસ એમ જાણતો હોય કે તે નીશાણી બનાવટની અથવા ખોટી કરેલી છે, અથવા તે નીશાણીથી જણાય છે તે કારીગરે અથવા તે વખતે અથવા તે ઠેકાણે નહી બનાવેલા માલ અથવા વેપારની જણસ ઉપર તે નીશાણી ચોહડેલી અથવા પાડેલી છે અથવા તે નીશાણીથી જણાય છે, તેવી જાતનો તે માલ નથી અને કોઇ શખસને છેતરવાનો અથવા નુકશાન કે હાની કરવાનો તે માણસના ઇરાદો હોય, તો તે માણસને એક વરસની મુદત સુધીના એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બનની શિક્ષા કરવામાં આવશે.

કાંઇ ગાંસડી કે બારદાન મધે માલ હોય તે ઉપર દગલબાજીથી કાંઇ ખોટી નિશાણી કરવી.

૪૮૭ કાંઇ માલ ભરેલી ગાંસડી અથવા બારદાન ઉપર જો કોઇ માણસ દગલબાજીથી કાંઇ ખોટી નિશાની કરે, એવા ઇરાદાથી કે કોઇ સરકારી નોકર અથવા બીજા શખસના મનમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો કે તે ગાંસડી અથવા બારદાન મધ્યે જે માલ ન હોય તે તે મધ્યે છે અથવા તે મધ્યે જે માલ હોય તે તે મધ્યે નથી અથવા તે ગાંસડી અથવા બારદાન મધ્યેનો માલ ખરેખર જે

જાતનો અથવા તરેહનો હોય તેથી જુદી જાતનો અથવા તરેહનો છે, તો તે માણસને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંને ની શિક્ષા કરવામાં આવશે.

તેવી કાંઇ ખોટી નિશાનીનો ઉપયોગ કરવાની શિક્ષા.

૪૮૮. કોઇ માણસ ઉપલી કલમમાં લખેલા ઇરાદાથી એવી કાંઇ નિશાણી ખોટી છે એમ જાણ્યા છતાં તે ખોટી નિશાણીનો દગલબાજીથી ઉપયોગ કરે તો તે માણસને ઉપલી કલમમાં લખ્યા મુજબ શિક્ષા કરવામાં આવશે.

નુકશાન કરવાના ઇરાદાથી કાંઇ મિલકતની નિશાણી કાહાડી નાંખવી.

૪૮૯. કોઇ માણસ કાંઇ મિલકતની નિશાની કાઢી નાંખે અથવા તેનો નાશ કરે, અથવા તેને ચેહેરી નાખે, એવા ઇરાદાથી અથવા એવો સંભવ જાણીને કે એમ કરવાથી પોતાથી કોઇ શખસને નુકશાન થાય તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

# ભાગ ૧૯ મો.

## નોકરી કરવાના કરાર તોડવાના ગુન્હા બાબત.

તરી અથવા ખુસકીના રસ્તાની મુસાફરીની નોકરી કરવાનો કરાર તોડવો

૪૯૦. કોઇ શખસને અથવા કાંઇ મિલકતને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવા અથવા પોહોચાડવામાં પોતાના અંગની નોકરી કરવાને, અથવા તરી કે ખુસકીના રસ્તાની કોઈ મુસાફરીમાં કોઇ શખસને નોકર દાખલ કામ કરવાને અથવા તરી કે ખુસકીના રસ્તાની કોઈ મુસાફરીમાં કોઇ શખસને કે કાંઇ મિલકતને સંભાળવાને જે માણસ કાયદેસર કરારથી બંધાયો હોય, તે માંદગી અથવા પોતાની સાથે માઠી વરતણુકના સબબ શિવાય, તે પ્રમાણે કરવામાં બુદ્ધિપુરવક કસુર કરે તો તે માણસને એક મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક સો રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) અ એક પાલખી ઉચકનારો ઝ ને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં રસ્તામાંથી અધવચ નાહાશી જાય, તો અ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(બ) અ એક મજુર ઝ નો સામાન એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદેસર કરારથી બંધાએલો છતાં, તે સામાન ફેંકી દે, તો અ એ આ કલમમાં બયાન કરેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(ક) અ એક બગીહીઆઓનો માલીક પોતાના બગીહીઆ ઉપર ભરીને કાંઇ માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાને કાયદેસર બંધાએલો છતાં તેમ કરવામાં કાયદા વિરૂધ કસુર કરે, તો અ એ આ કલમમાં લખેલો ગુન્હો કર્યો એમ સમજવું.

(ડ) અ કાયદા વિરૂધ ઉપાયથી પોતાનો સામાન લઇ જવાની બ મજુરને જરૂર પાડે, અને બ ચાલતાં ચાલતાં રસ્તામાં તે સામાન મુકીને નાહાશી જાય, તો આ ઠેકાણે બ

અ કંઈ ગુન્હો કરયો એમ સમજવું નહી, કેમકે તે સામાન લઇ જાવાની કાયદા પ્રમાણે તેની ફરજ નથી.

ખુલાસે—આ ગુન્હામાં એવું કાંઇ જરૂર નથી કે જે શખસને સારૂ નોકરી કરવી છે તેનીજ સાથે કરાર થવો જોઇએ. જે શખસ તે નોકરી કરવાનો છે તે શખસે કાયદા પ્રમાણે કોઇ પણ શખસની સાથે સાફ રીતે કે અરથાત સમજાય એવી રીતે કરાર કીધો હોય તો બસ છે.

દ્રષ્ટાંત—અ એક ડાક કંપનીની સાથે એક મહીના સુધી પોતાની ગાડી હાંકવાનો કરાર કરે, અને બ તે ડાક કંપનીના સાથે ખુશીએ કાંઇ મજલ પર પોતાને પોહોચાડવાનો બંદોબસ્ત કરે, અને પેલો એક મહીનાની મુદત સુધી તે કંપની બ ને આ હાંકે એવી એક ગાડી આપે, અને અ રસ્તામાં અધવચ તે ગાડી બુધિપુરવક મુકીને જતો રહે, તો એ ઠેકાણે અગર અ એ બ ની સાથે કરાર કરયો નથી તો પણ અ એ આ કલમ મુજબ ગુન્હો કરયો. એમ સમજવું.

લાચાર શખસોની ખીદમત કરવા તથા તેઓની હાજતો પુરી પાડવાનો કરાર તોડવો.

૪૯૧. જે શખસ પોતાની નાહાની ઊમરના, અથવા ગાંડાપણાના અથવા કાંઇ રોગ કે શરીરની નબળાઇના સબબથી લાચાર અથવા પોતાની સલામતીનો બંદોબસ્ત રાખવાને; અથવા પોતાની હાજતો પુરી પાડવાને અશક્ત હોય, તેની ખીદમત કરવાને અથવા તેની હાજતો પુરી પાડવાને જે માણસ કાયદેસર કરારથી બંધાએલો છતાં તેમ કરવામાં બુધિપુરવક કસુર કરે, તેને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા બસે રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

કોઇ દુર જગોપર ચાકરી કરવાનો કરાર કરયો હોય અને તે જગોપર શેઠને ખરચે ચાકરને લેઇ ગયા હોય તેવો કરાર તોડવો,

૪૯૨. બ્રિટિશ ઇંડિયા માહેની કોઇ પણ જગો પર કોઇ બીજા શખસને વાસ્તે ત્રણ વરસ સુધીની કોઇ પણ મુદત સુધી કારીગર, કામ કરનાર, અથવા મજુર દાખલ કામ કરવાને જે શખસ લખેલા કાયદેસર કરારથી બધાએલા હોય અને તે કરારની શરત મુજબ તેને તે જગોપર તે બીજા શખસને ખરચે લઇ ગયા અથવા લેઇ જવાના હોય તે શખસ પોતાનો કરાર કાયમ છે તે દરમીયાનમાં બુધિપુરવક તે બીજા શખસની ચાકરી છોડી દે, અથવા કબુલ કરેલી ચાકરી વ્યાજબી અને યોગ્ય સબબ છતાં વ્યાજબી સબબ વગર તે ચાકરી કરવાની ના કહે તો તે શખસને એક મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની અથવા તે ખરચથી બમણી રકમ સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે; પણ જો તેના શેઠે તેની સાથે કાંઇ માઠી વરતણુક કરી હોય, અથવા પોતેજ તે કરાર મુજબ અમલ કરવામાં ગફલત કરી હોય તો તે ચાકરને કાંઇ શિક્ષા કરવામાં આવશે નહી.

---

## બાબ ૨૦ મો.

### લગન સબંધી ગુનાહો બાબત.

કાયદા મુજબ લ

૪૯૩. પોતાની સાથે કાયદા મુજબ જે સ્ત્રી પરણી નથી તે સ્ત્રી

લગ્ન થવાનો કપટથી વિશ્વાસ બેસાડીને દંપતી ભાવે રહેવું.

ને કપટથી તે પુરૂષ એવો વિશ્વાસ બેસાડે કે હું એ પુરૂષની સાથે કાયદા મુજબ પરણી છું. અને એવો વિશ્વાસ છતાં તે સ્ત્રી તેની સાથે તેની વહુ હોય એવી રીતે રહે અથવા સંભોગ કરે, એમ તે પુરૂષ કરે તો તેને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

વર અથવા વહુની હયાતીમાં ફરીથી લગ્ન કર્યું.

૪૯૪. જેનો વર અથવા જેની વહુ હયાત હોય તે જો પરણે, અને તે એવી રીતે કે તે વર અથવા વહુની હયાતીમાં થવાના સબબથી તે લગ્ન થયેલું રદ ગણાય, તો તેને સાત વરસના મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

**અપવાદ**—જે શખસનો વર અથવા વહુ હયાત છે, પણ જેનું તેની સાથે થયેલું લગ્ન કોઈ મુખત્યાર કોરટે રદ ઠરાવ્યું છે; તેને આ કલમ લાગુ પડતી નથી, અને જે શખસનું તે પાછળનું લગ્ન થતા પહેલાં સાત વરસની મુદત સુધી નિરંતર તેનો વર અથવા વહુ બાહાર રહ્યો અથવા રહી હોય અને તે દરમીયાનમાં તે શખસને તે વર અથવા વહુ હયાત છે એવી ખબર નહી મળી હોય, અને તે શખસ પોતાના આગલા વર અથવા વહુની હયાતીમાં લગ્ન કરે, તેને પણ આ કલમ લાગુ પડતી નથી; પરંતુ જે એ શખસ ઉપર પ્રમાણે પાછળનું લગ્ન કરે, તેણે જેની સાથે તે લગ્ન કરે, તેને તે લગ્ન થતા પેહલાં સરવ બીના ખરેખરી પોતાના જાણવામાં હોય તેટલી જણાવવી જોઈએ.

**ટીકા**—ઇનસાફની કોરટો એક લગ્ન કાયદાસર છે એવું જાહેર કરવાને અથવા કોઈ સ્ત્રીને ફરી લગ્ન કરવાની પરવાનગી આપવાને કોઈ કોમનો અખ્તિયાર મંજુર રાખશે નહી, બીજુ લગ્ન કરવાને નાતે પરવાનગી આપી હોય તે આ કલમ પ્રમાણે કરેલા ગુન્હાનો બચાવ નથી. રાણી વિરૂદ્ધ શંભુગણેશ, ૧ ઇ. લા. રી. (મુંબઇ) પ્ર. ૩૪૭

એક શખસે એક બાઇડી જીવતી છતાં એક સ્ત્રી સાથે પોતે લગ્ન કરવાનો છે એવી નોટીસ છપાવી હોય તો તેની બાઇડીની હયાતીમાં બીજુ લગ્ન કરવાની કોશેશનો ગુન્હો તેની ઉપર ઠરી શકે નહી. ૧ ઇ. લા. રી (અલહાબાદ) પ્ર. ૩૧૬

એક ધણી હયાત છતાં તેની પરવાનગી વગર બીજો ધણી કરવો એવો કોઇ નાતનો રીવાજ હોય પણ તે હિંદુશાસ્ત્રથી ઉલટો છે માટે એવી સ્ત્રીને આ કલમ પ્રમાણે સજા થાય, જે મરદે એવું લગ્ન કર્યુ હોય તેને આ કલમ ૪૯૭ પ્રમાણે છીનાળાની સજા થાય. રાણી વિરૂદ્ધ કરશન ગોજા. ૨ મું. હા. રી. પ્ર ૧૧૭

ખ્રિસ્તિ થઇ ગયેલો કોઈ હિંદુ ફરીથી હિંદુ ધરમમાં આવે અને કોઇ હિંદુ સ્ત્રીને પરણે તો તે ખ્રિસ્તી હતો તે વખતે તેની એક બાઇડી જીવતી હતી અને હિંદુ થયો ત્યાર બાદ પરણ્યો તો તેને આ કલમ પ્રમાણે શિક્ષા થાય નહી.

હિંદુ કે મુસલમાન સ્ત્રી એક ધણી હયાત છતાં બીજો કરે તો ગુન્હો છે. ધણી એકથી વધારે કરે તો ગુન્હો નથી કેમકે ધણીને તો તેમના ધરમશાસ્ત્રથી એકથી વધારે બાંયડી કરવાને છુટ છે. મ. હા. રી. સને ૧૮૭૦

એક મુસલમાન પરણેલી છોકરી તેના વાલીના કબજામાં હોય ત્યારે તે વાલીની જાણ વગર બીજુ લગ્ન કરે તો તે વાલા ઉપર આ કલમ પ્રમાણેના ગુન્હાની મદદગારનું તહોમત આવે નહી—કેશરેહિંદ વિરૂદ્ધ અબદલ કરીમ. ૪ ઇ. લા. રી. ( કલકત્તા ) પ્ર ૧૦

એક ઓરતે તેના ધણીને એવી નોટીસ આપી કે તને રગતપીતનો રોગ છે માટે મને બી

જા સાથે અમુક દીવસમાં લગન કરવાને રજા આપ નહી તો હું બીજા સાથે લગન કરીશ, એવી નોટીસ આપ્યા છતાં તેણીએ પોતાની ન્યાતની પરવાનગી લઈ બીજા સાથે લગન કર્યુ તેને આ કલમ પ્રમાણે સેસન જડજે શિક્ષા કરી, તે હાઈકોરટે બાહાલ રાખી—સરકાર વિરૂધ શંભુ રઘુ મુ હા. રી. વા. ૧ પ્ર ૩૪૭

એક હિંદુ સ્ત્રીએ પોતાનો ધણી હયાત છતાં મુસલમાન સાથે વટલીને લગન કીધુ તે બાબત આ કલમ પ્રમાણેનું તહોમત સાબીત કરી થાણાના આસીસટંટ જડજે આરોપીતને ત્રણ વરસની સખત કેદની શિક્ષા કરી તે ઠરાવ પર નારાજી થઇ અપીલ સેસન જડજને અપીલ કરી. સેસન જડજનો અભીપ્રાય એવો થયો કે આરોપીત ગંગાએ મુસલમાન ધરમ સ્વીકારયો તેથી તેનો પેહલો સબંધ જે હિંદુ પતી સાથે હતો તે નહી જેવો થયો; અને તેણે લગન કીધું તે વખત મુસલમાન હતી એવા કારણથી સેસન જડજે તેની શિક્ષા અને તહોમત રદ કીધાં.

સેસન જડજના ઠરાવ પર સરકારે હાઇકોરટને અપીલ કરી, તેમાં પ્રથમ સરકારી વકીલે તકરાર કરી કે આ અપીલ ગંગાને શીક્ષા થવા માટે કરેલી નહી છતાં તે કામનો પ્રશ્ન મોટો મહત્વનો હોવાથી હાઇકોરટમાંથી અધિકારની રીતે ઠરાવ થવા માટે કરી છે.

"જે પ્રશ્ન અમારે વિચાર કરી ઠરાવ (નીકાલ) કરવાનો છે તે એવો કે "કોઇ હિંદુ સ્ત્રી મુસલમાનીનો ધરમ સ્વીકાર્યા સુધી પોતાના હિંદુ ધણી પાસે રેહતી હોય, તેમ છતાં તેણે મુસલમાની ધરમ સ્વીકાર્યો હોય તો એટલા ઉપરથી એના તે હિંદુ ધણી સાથેનો વીવાહ સબંધ નહી જેવો થયો છે કે કેમ?

એ પ્રશ્નનો જવાબ અમારે નાસ્તી પક્ષે આપવો જોઇએ એવો અમારો અભિપ્રાય છે આ પ્રશ્નના સબંધે જે કાંઇ કહ્યા છે તે અમે સરવે જોયા છે પરંતુ તે ઉપરથી વિરૂધ ઠરાવ કરવાને એક પણ આધાર દેખાતો નથી

કોઇ હિંદુ સ્ત્રી મુસલમાની ધરમ સ્વીકારે તો તેટલા ઉપરથી તેનો તેના ધણી સાથે જે વીવાહ સબંધ છે તે નહી જેવો થયો છે એમ થતું નથી, માટે તેનો ધણી જીવતો છે ત્યાં સુધી તેને બીજા સાથે વીવાહ સબંધ કરવાનો અધિકાર નથી. સબબ તેણે એકાદ મુસલમાન ગ્નાતના માણસ સાથે નીકા કીધો હોય તો તેણે કલમ ૪૯૪ પ્રમાણે ગુન્હો કર્યો એમ થાય છે. માટે સેસન જડજનો ઠરાવ રદ કરી આસીસટંટ સેસન જડજે આપેલી શિક્ષામાં ઘટાડો કરી તહોમત બાહાલ રાખ્યું —મુંબઇ સરકાર વિરૂધ ગોસાવીની સ્ત્રી ગંગા મુ. હા, રી, વા. ૪ પ્ર. ૩૩૦ તા૦ ૨૦ જાનેવારી સને ૧૮૮૦

ધણીની ફારગતી લઇને નાતરૂ કરવાનો તેની નાતના રીવાજ પ્રમાણે ચાલ હતો તો પણ તે રીવાજ હીંદુ ધર્મથી ઉલટો છે વાસ્તે થએલી શીક્ષા કાયમ રહી, મુ. હા. કો. તા૦ ૨૦ એપ્રીલ શને ૧૮૬૪ વા. ૨ પ્ર. ૧૨૪

કેદીની નાતમાં વગર ફારગતીએ નાતરૂ કરવાનો ચાલ છે. તેથી-તેણે શુધબુદ્ધીએ કૃત્ય કરેલું માટે કાંઇ ગુનો થતા નથી તેવી શિક્ષા રદ કરી, મુ. હા. કો. તા૦ ૨૨ ફેબ્રુઆરી શને ૧૮૬૮ વા. ૫ પ્ર ૧૭

ઓરત પોતાના પેહલા ધણીની હયાતીમાં તેની પરવાનગીથી બીજા સાથે નાતરૂ કરે તો તેને હરકત નથી. મુ હા. કો. તા૦ ૨૬ નવેંબર શને ૧૮૬૭ સ્પેશીયલ અપીલ નંબર ૭૬૦ શને ૧૮૬૭

ધણીએ સ્ત્રીને કાહાડી નહી મુકયા છતાં બાયડીએ નાતના વહીવટ મુજબ નાતમાં કાંઇ રૂપઇયાની રકમ ભરે, એટલે તેને નાતરે જવાનો હક મળે છે. પરંતુ એ વહીવટ અનાડીનો

છે અને તેને ન્યાયાધીશની રૂઇએ માન્ય કરવો નહી, મુ. હા. તા૦ ૬ ડીસેંબર શને ૧૮૭૦ સ્પેશીયલ અપીલ નંબર ૪૦૫ શને ૧૮૭૦ વા. ૭ મ. ૧૩૩ ન્યાયાધીશ શને ૧૮૭૧ ના. મ. ૧૩૨

તેજ ગુનોહ પણ જે શખ્સની સાથે પાછળનું લગનથાય તેનાથી આગળનાં લગનની વાત છુપાવીને કરેલો.

૪૯૫. જેની સાથે પાછળનું લગ્ન કરવામાં આવે તેનાથી આગલા લગ્નની વાત છુપાવીને જે શખ્સ ઉપલી કલમમાં લખેલો ગુનોહ કરે, તેને દશ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

કાયદા મુજબ લગન થતા દગલબાજીના ઇરાદથી થવા દીધેલી લગન વીધી.

૪૯૬. જે માણસ બદદાનતથી અથવા દગલબાજીના ઇરાદાથી પોતાનો લગ્ન વીધી થવા દે, એવું જાણીને કે તેમ થવાથી કાયદા મુજબ મારૂ લગ્ન થતું નથી, તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે. અને વળી તે દંડને પણ લાયક થશે.

**ટીકા**—આ કલમ પ્રમાણેના લગ્ન કોઇએ પોતાના ઘરમાં થવા દીધા હોય તો એટલાજ ઉપરથી આ એ ઘરધણી ઉપર આ કલમના ગુનામાં મદદગારી કરવાનું તહોમત આવી શકે નહી—રાણી વિરૂધ્ધ ૬૯૫ કો. ઇ. ડા. મ. ૩૬૪

છીનળું.

૪૯૭. આ શખ્સ બીજા પુરૂષની સ્ત્રી છે, એવું જે જાણે છે અથવા એવું માનવાનું જેને કારણ છે, તે માણસ તે શખ્સની સાથે પેલા બીજા પુરૂષની રજામંદી શિવાય, અથવા તે બીજા પુરશે જાણ્યું અજાણ્યું ન કરતાં સંભોગ કરે, અને તે સંભોગ બળાત્કાર સંભોગનો ગુનોહ ન થતો હોય, તો તે માણસે છીનાળાનો ગુનોહ કરયો એમ સમજવું, અને તેને પાંચ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને એવી બાબતમાં તે સ્ત્રીને મદદગારીની માફક શિક્ષા કરવામાં આવશે નહી.

**ટીકા**—આ કલમ છીનાળા માટે છે. દરેક માણસે પેતપોતાની મીલકત ભોગવવી જોઇએ એ ન્યાયનું એક મહાવાકય (કહેવત) છે એથી ઉલટા બીજાની સ્ત્રી જેઓ ભોગવે તેમને માટે આ કલમ છે નીચેના ફેંસલા છે તે આ કલમ સમજવા માટે ઘણા અગત્યના છે. ઘણી વખત ધણીએ આંખ આડા કાન કરયાં, એવી તકરાર લાવી તહોમતદાર તરફથી તહોમત ઉડાવી દેવાની તજવીજ કરવામાં આવે છે, ત્યારે આ આંખ આડા કાન કરવા કોને કહે છે એ જાણવું અગત્યનું છે. મી. મેન પોતાના પેનલકોડની ટીકાના ગ્રંથને પાને ૩૯૩–૯૪ મે નીચે પ્રમાણેની મતલબ કહે છે,

છીનાળ સ્ત્રીની ચાલ જાગવા માટે ધણીએ ગફલત કરી હોય, થોડું ધ્યાન આપ્યું હોય, તેની ચાલ ઉપર થોડો શક રાખી કોઇની સાથે જાય આવે બેસે ઉઠે તે માટે થોડો વહેમ રાખ્યો હોય એટલા ઉપરથીજ ધણીએ આંખ આડા કાન કર્યા એવું ગણાય નહી. બલકે છીનાળું કરે એવો તેના તરફનો ઇરાદો હોવો જોઇએ. ઇરાદો હોય તેના સ્ત્રીના ચાલ માટે ફરીઆદ કરવાનો વખત નબેો હોય તેમ છતાં ફરીઆદ કરી ન હોય તો પછી તેણે આંખ આડા કાન કરયા કહેવાય, એક વખત સ્ત્રીની ચાલ ખરાબ માલુમ પડી હોય ત્યારે એવી ચાલ ફરીથી નહી ચલાવવા ધણી તેને કહે તેમ છતાં બીજી વખતે તેવી ચાલ ચલાવે તો પહેલી વખતે આંખ આડા કાન કરયા કહેવાય નહી.

છીનાળાની ફરીઆદ સ્ત્રીના ધણી વગર કિંવા તે છીનાળું કરતી વખતે જેના હવાલામાં હોય તેના વગર બીજાથી થય નહી, જુઓ ક્રી. પ્ર. કોડ, સને ૧૮૮૨ ના આકટ ૧૦ ની કલમ ૧૯૯

છીનાળાની ફરીઆદ કરયા પછી ધણી મરી જાય તો ઘણું કરીને તે ફરીઆદીનું કામ બંધ પડતું નથી, મ. હા. કો. રી. ઓ, પ્ર, ૫૫

આ કલમ પ્રમાણેનું તહોમત સાબીત કરતી વખત જે સ્ત્રી સાથે છીનાળું કરવામાં આવ્યું હોય તે સ્ત્રીને ક્યાંઇ લઇ જવામાં આવી ન હોય તો તહોમતદાર ઉપર ૪૯૮ મી કલમનું તહોમત આવી શકે નહી કેમકે જ્યારે આંખ આડા કાન કરયા હોય ત્યારે છીનાળાનું તહોમત આવી શકે નહી. ૪ વા. રી. પ્ર. ૩૧

પોતાની સ્ત્રીને છીનાળું કરતાં કોઈ સખસે જોયું હોય અને તેથી ગુસ્સામાં આવી તે સ્ત્રીને તેણે મારી નાખી હોય તેને માટે જન્મ દેશ નીકાલની સજા થઇ હોય તો પણ છીનાળું કરનાર ઉપર તે આ કલમ પ્રમાણે કામ ચલાવી શકે છે—રાણી વીરૂધ માધવચંદર ગીરમહંત. કલકતા વાઇકોરટ ૧૫ ડીસંબર સને ૧૮૭૩

છીનાળાના કેસમાં પ્રવેશ સાબીત થવો જોઇએ. એ પ્રવેશ જે બળાત્કાર સંભોગમાં જોઈએ છીએ તેવોજ જોઇએ, વળી છીનાળાના કેશમાં પ્રત્યક્ષ પુરાવ જોઇએ કે છીનાળું કરનાર તે સ્ત્રી અમુક શખસની બઇરી છે એવું જાણેલું હોવું જોઇએ એવી કાંઇ જરૂર નથી તે પરણેલી છે એવું તે જાણે એટલું બસ છે.—રાણી વિરૂધ માધવચંદર ગીરમહંત કલકતા હાઇકોરટ ૧૫ ડીસંબર સને ૧૮૭૩

આ કલમ પ્રમાણે જે શખસ ઉપર તહોમત આવ્યું હોય, તે શખસે જે સ્ત્રી સાથે છીનાળું કરયાનું કહેવામાં આવતું હોય તે સ્ત્રી સાથે નાત રીત પ્રમાણે નાતરૂં કરયાનું કહે તો એવે વખતે કોરટને એટલુંજ જોવાનું છે કે નાતરૂં કરતી વખત તે સ્ત્રી અમુક જણની પરણેલી સ્ત્રી છે એવું કદી નાખકપટપણાથી જાણતા અથવા માનતા હતા કે નહી. જો તેમ હોય તો તહોમત રહી શકે નહી—રાણી વિરૂધ મનોહર રાયજી. ૫ મુ. હા. રી. પ્ર, ૧૭ ( ફોજદારી )

આ કલમ પ્રમાણેના તહોમતમાં સ્ત્રી પરણેલી છે એવું પુરી રીતે સાબીત થવું જોઇએ, પીતાંબરસાંગના કામમાં, કલકતા હાઇકોરટની ફુલબેન્ચનો ઠરાવ. તા. ૧૩ ડીસબર સને ૧૭૭૯

જે શખસે પોતાની સ્ત્રી સાથે બીજા કોઇએ છીનાળું કરયાની ફરીઆદ કરી હોય તેની ઉપર દીવાનીમાં નુકશાની લેવાની પણ ફરીઆદ થઇ શકે છે, લીગી અને લાંગી વીરૂધ ગુરજા મહીસુરના જુડીશીઅલ કમીશનરની ઓફીસ, તા. ૨૦ જાનેવારી સને ૧૮૮૦

આ કલમ પ્રમાણેની ફરિયાદમાંના તહોમતમાંના ફરિયાદીએ રાજીનામું આપ્યું, તે અમદાવાદના શેશનજડજે રદ કરયું છતાં તે મુંબાઇ હાઇકોરટે બાહાલ રાખી શિક્ષા રદ કરી. તા૦ ૨૪ જુન. ૧૮૬૪ તથા તા૦ ૧૪ જાનેવારી શને ૧૮૬૯ નેટીવ ઓપીનીયન પ્ર, ૧૧

આપાત ઇરાદાથી કેઇ પરણેલી સ્ત્રીને ફોસલાવી લઇ જવી અથવા રોકી રાખવી.

૪૯૮, જે સ્ત્રી કોઈ બીજા પુરૂષની સ્ત્રી છે, અને તેની સ્ત્રી છે એવું જે માણસ જાણે છે, અથવા એવું માનવાનું જેને કારણ છે તે અગર તે સ્ત્રીને તે પુરૂષ પાસેથી, અથવા તે પુરૂષની વતી જે શખસના હવાલામાં તે સ્ત્રી હોય તે શખસ પાસેથી લઇ જાય, અથવા ફોસલાવી લઇ જાય, એવા ઇરાદાથી કે તે સ્ત્રી કોઇ શખસની સાથે જારકરમ કરે અથવા એવી કોઇ સ્ત્રીને તે ઇરાદાથી સંતાડી અથવા રોકી રાખે. તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બં

તેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—કોઇ મરદ ઓરત એકઠાં રહેતાં હોય એવું સાબીત થાય તો તેઓ ભેગાં રહેતાં તે ધણી ધણીઆણી તરીકે રહેતા નહોતાં એવું સાબીત કરવાનો બોજો તહોમતદાર ઉપર છે રાણી વિરૂધ વઝીરા. ૮ બે, હા. રી, મ. ૬૩

જે સ્ત્રીને નસાડી લઇ જવામાં આવી હોય તે સ્ત્રીએ પોતાને લઇ જવા તહોમદારને કહ્યું હોય અને તહોમતદારે થોડા વખત સુધી ના કહી હોય પણ જો અંતે નસાડી લઇ જાય તો તેણે આ કલમ પ્રમાણેનો ગુનો કરયો કહેવાય—રાણી વિરૂધ કુમાર સ્વામી. ૨ મ. હા, રી. મ. ૭૩૧

આ કલમ પ્રમાણેના ગુનામાં જે સ્ત્રી પોતાની ખુશીથી ભગાવી લઇ જનારની સાથે ગઈ હોય પણ આ કલમ પ્રમાણે ગુનો થાય છે. કેમકે આ કલમ પ્રમાણેના તહોમતમાં નસાડી લઇ ગએલી સ્ત્રીની મરજી હતી કે નહિ. તે કાંઇ અગત્યનું નથી. ૨ મ. હા. રી. એ, ૩૧

ધણી ભાડે લીધેલા ઘરમાં પોતાની સ્ત્રીને રાખી બહાર ગામ ગયો હોય તે ઘેરથી તે સ્ત્રીને લઈ જવી તે આ કલમ પ્રમાણે ગુનો છે.

આ કલમ પ્રમાણેના તહોમતમાં જે સ્ત્રીને ભગાવી લઇ જવામાં આવી હોય તે પરણેલી હતી એવું ખુલી રીતે સાબીત થવું જોઇએ. પીતાંબરસીંગના કામમાં કલકતા હાઇકોરટની ફુલ બેંચનો ઠરાવ, તા૦ ૮ ડીસેંબર સને ૧૮૭૯



# ભાગ ૨૧ મો.

## આબરૂ લેવા બાબત.

આબરૂ લેવી, ૪૯૯, જે માણસ બોલેલા અથવા વાંચવાને ઇરાદો રાખેલા શબ્દોથી અથવા કાંઇ ચિન્હો કે આકારોથી, કોઇ શખસની બાબત કાંઇ આરોપ મુકે અથવા પ્રગટ કરે, એવા ઇરાદાથી કે તે આરોપથી તે શખસની આબરૂને હાની પોહોચાડવી, અથવા હાની પહોચશે. એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં તો તેણે તે શખસની આબરૂ લીધી એમ સમજવું, પણ નિચના અપવાદો મધ્યની બાબતોમાં એમ સમજવું નહી

ખુલાસો ૧ લો—કોઇ મુએલા શખસની ઉપર કાંઈ આરોપ મુકવો એ આબરૂ લેવી થઇ શકે, જો તે આરોપ એવો હોય કે તેથી તે શખસ જીવતો હોય તો તેની આબરૂને હાની પોહોચે તથા એવા ઇરાદાથી તે આરોપ મુક્યો હોય કે તેથી તે શખસના કુટુંબને અથવા પાસેના બીજા સગાઓને માઠું લાગે.

ખુલાસો ૨ જો—કોઇ કંપની અથવા મંડળી અથવા મનુષ્ય સમુદાય વિશે કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી થઈ શકે.

ખુલાસો ૩ જો—વઇકલ્પિક રીતે અથવા વ્યાજોકિતની રીતે મુકેલો આરોપ આબરૂ લેવી થઇ શકે.

ખુલાસો ૪ થો—જે આરોપ પોતેજ અથવા દ્વારાંતરે બીજાઓની નજરમાં જે શખસની નીતી અથવા બુધ્ધિ વિશે હલકો વિચાર ઉતપન ન કરે અથવા જે શખસનું પોતાની જાતી અથવા ધંધા સબંધી માન ઓછું ન કરે, અથવા જે શખસની શાખ ઓછી ન કરે અથવા જે શખસનું શરીર કંટાળો ઉપજાવે એવા હાલતમાં અથવા જે હાલત ઘણા માણસોના વિચાર પ્રમાણે શરમ ભરેલી ગણાય છે તેવી હાલતમાં છે એવું માનવાનું કારણ ન થઇ પડે તે

આરોપથી તે શખસની આબરૂને હાની પોહોચી એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

(અ) “ઝ ભલો માણસ છે, તેણે કદી બ નું ઘડીયાળ ચોર્યું નથી,” એ પ્રમાણે અ બોલે, એવા ઇરાદાથી કે ઝ એ બ નું ઘડીયાળ ચોર્યું એમ માનવામાં આવે તો એ આબરૂ લેવી છે, પણ જો એકાદ અપવાદમાં એ દાખલ થાય તો નહી.

(બ) બ નું ઘડીયાળ કોણે ચોર્યું? એવો સવાલ અ ને પુછતાં અ ઝ ની તરફ આંગળી કરે, એવા ઇરાદાથી કે બ નું ઘડીયાળ ઝ એ ચોર્યું એમ માનવામાં આવે તો એ આબરૂ લેવી છે; પણ જો એકાદ અપવાદમાં દાખલ થાય તો નહી.

(ક) બ નું ઘડીયાળ લઇને ઝ નાશી જતો હોય એવું અ એક ચિત્ર પાડે, એવા ઇરાદાથી કે બ નું ઘડીયાળ ઝ એ ચોર્યું એમ માનવામાં આવે, તો એ આબરૂ લેવી છે, પણ જો એકાદ અપવાદમાં એ દાખલ થાય તો નહી.

લોક કલ્યાણાર્થે જે સાચો આરોપ મુકવો અથવા પ્રગટ કરવો જરૂર હોય તે

પહેલો અપવાદ—જે કાંઈ સાચી વાતનો આરોપ કોઇ શખસની ઉપર મુકવો અથવા પ્રગટ કરવો, લોક કલ્યાણાર્થે જરૂર હોય તે આરોપ મુકવો અથવા પ્રગટ કરવો એ આબરૂ લેવી છે, એમ સમજવું નહી તેમ કરવું લોકકલ્યાણાર્થે જરૂર છે કે નહી એ હકીકતની બાબત છે.

સરકારી નોકરીની સરકારી અમલ સબંધી ચાલ.

બીજો અપવાદ—પોતાનો સરકારી અમલ ચલાવવા સબંધાની કોઇ સરકારી નોકરની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત, શુદ્ધ બુદ્ધિથી કાંઇ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું,

કાંઇ સારવજનીક વિષય સબંધી કોઇ પણ શખસની ચાલ

ત્રીજો અપવાદ—કાંઇ સારવજનીક વિષય સબંધી કોઇ પણ શખસની ચાલ બાબત અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તેની આબરૂ બાબત, શુદ્ધ બુદ્ધિથી કાંઇ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

કાંઇ સારવજનીક વિષય સબંધી સરકારને અરજી કરવામાં, અથવા કાંઇ સારવજનીક વિષય સબંધી એક મંડળીમાં મેળવવાની દરખાસ્ત ઉપર સહી કરવામાં, અથવા તે મંડળીમાં જતા અથવા તે મંડળીના પ્રમુખ થવામાં, અથવા લોકનો આશ્રય માગનારી કોઈ સભા ઉભી કરવામાં અથવા તેમાં સામીલ થવામાં, અથવા જે જગાનું કામ સારી રીતે ચલાવવામાં લોકને ફાયદો હોય એવી કોઇ જગાને માટે કોઈ ઉમેદવારની તરફ સમ્મત માગવા અથવા આપવામાં ઝ ની ચાલ સબંધી શુદ્ધ બુદ્ધિથી અ ગમે તે અભિપ્રાય આપે તો તે આબરૂ લેવી છે એમ સમજવું નહી,

ઇનસાફની કોરટ માંના મુકદમાઓની હકીકત છાપવી.

ચોથો અપવાદ—કોઇ ઇનસાફની કોરટમાંના મુકદમાઓ અથવા તેના કોઇ મુકદમાના નિવેડાના મતલબ બરાબર હોય એવો ખરેખરો હેવાલ જાહેર કરવો, એ આબરૂ લેવી છે એમ સમજવું નહી,

ખુલાસો—કોઇ ઇનસાફની કોરટમાં ચોકશી થતા પેહેલાં ખુલી કોરટમાં કોઇ સુલેહનો અમલદાર અથવા બીજા અમલદાર કાંઇ તજવીજ કરતા હોય તે ઉપલી કલમના અરથ પ્રમાણેની કોરટ છે એમ સમજવું

કોઇ ઇનસાફની કોરટ તરફે ફેંસલા થ

પાંચમો અપવાદ—કોઇ ઇનસાફની કોરટમાં જે દિવાની કે ફોજદારી મુકદમાનો ફેંસલો થઇ ચુક્યો હોય તે મુકદમાની કેફીયત બાબત

પેલા મુકદ્દમાની ફ્રીયત અથવા તેમાં પેલા તથા બીજા સંબંધ રાખનારાઓની ચાલ.

અથવા એવા કોઇ મુકદ્દમાના પક્ષકાર સાહેદ, અથવાં મુખત્યાર દાખલ કોઇ પણ શખસની ચાલ બાબત, અથવા તે ચાલ ઉપરથીજ નજર આવતી તે શખસની આબરૂ બાબત શુદ્ધબુદ્ધિથી ગમે તે અભિપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

(અ) "પેલા મુકદ્દમામાં ઝ એ આપેલી શાહેદી એવી ઉલટી છે કે મને એમ લાગે છે કે તે મુરખ અથવા અપ્રમાણીક હોવા જોઇએ" એ પ્રમાણે જો અ શુદ્ધ બુદ્ધિથી કહે તો તે આ અપવાદમાં દાખલ થાય છે, કેમકે જે અભિપ્રાય તે શાહેદ દાખલ ઝના ચાલ ઉપરથીજ નજર આવતી ઝની આબરૂ બાબત છે.

(બ) પણ જો તે એ પ્રમાણે કહે કે, "તે મુકદ્દમામાં ઝ એ જે કહયુ તે હું ખરૂ માનતો નથી, કેમકે હું જાણુછું કે એ અપ્રમાણીક માણસ છે" તો અ આ અપવાદમાં દાખલ થતો નથી. કેમકે ઝની આબરૂ બાબત જે અભિપ્રાય તે આપછે તે શાહેદ દાખલ ઝની ચાલ ઉપરથી આધાર રાખતા અભિપ્રાય નથી.

પ્રસિદ્ધ કરતાના ગુણ દોષ.

છઠો અપવાદ—જે કૃતી તેના કરતાએ લોકના વિચાર પર રજુ કરી છે એવી કોઇ કૃતી ગુણ દોષ વિશે અથવા તે કૃતીમાંજ નજર આવતી તેના કરતાની આબરૂ વિશે શુદ્ધબુદ્ધિથી કાંઇ પણ અભિપ્રાય આપવો એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

ખુલાસો—કાંઇ કૃતી લોકોના વિચાર પર સ્પષ્ટ રીતે રજુ થાય, અથવા તેના કરતાનાં કામો ઉપરથી તે લોકોના વિચાર પર રજુ કરી એવુ અનુમાન થઇ શકે.

દ્રષ્ટાંત.

(અ) જે શખસ કાંઇ પુસ્તક પ્રગટ કરેછે તે તે પુસ્તક લોકના વિચાર પર રજુ કરે છે.

(બ) જે શખસ જાહેર રીતે કાંઇ ભાષણ કરેછે તે તે ભાષણ લોકના વિચાર પર રજુ કરેછે

(ક) જે નાટકવાળો અથવા ગાનારો લોકની આગળ નાટકમાં વેશ લઇને આવે તે પોતાની નાટકની અથવા ગાનની કૃતી લોકના વિચાર પર રજુ કરે છે.

(ડ) ઝ એ એક પુસ્તક પ્રગટ કરયુ છે, તે વિશે અ એમ કહે કે, "ઝનું પુસ્તક બેવકુફી ભરેલુ છે, માટે ઝ મંદબુધિ હોવો જોઇએ, ઝનું પુસ્તક બીભસ્ત છે માટે ઝ નઠારા મનનો માણસ હોવો જોઇએ" હવે જો એ પ્રમાણે અ શુદ્ધ બુદ્ધિથી કહેતો હોય તો તે આ અપવાદમાં દાખલ થાય છે, કેમકે ઝ બાબત જે અભિપ્રાય તે આપે છે, તે કૃત ઝના પુસ્તકમાંજ નજર આવતી ઝની આબરૂ બાબત છે.

(ઈ) પણ જો તે એમ કહે કે "ઝનું પુસ્તક બેવકુફી ભરેલુ તથા બીભસ્ત છે એ જોઇને મને કાંઇ આશ્ચર્ય લાગતું નથી, કેમકે તે જાતેજ મંદબુદ્ધિ તથા સોદો છે,' તો અ આ અપવાદમાં દાખલ થતો નથી કેમકે ઝની આબરૂ બાબત જે અભિપ્રાય તે આપેછે તે ઝના પુસ્તક ઉપર આધાર નાખતો અભિપ્રાય નથી.

જે શખસનો બીજા શખસની ઉપર કાયદા પ્રમાણે અખત્યાર છે તેણે શુદ્ધબુદ્ધિથી તે બીજા

સાતમો અપવાદ—જે શખસને કોઇ બીજા શખસની ઉપર કાયદાએ આપેલો કાંઇ અખત્યાર હોય અથવા તે બીજા શખસની સાથે કરેલાં કાંઇ કાયદેસર કરારમાંથી નિકળતો અખત્યાર હોય, તે શખસ જે બાબતોને તે કાયદેસર અખત્યાર લાગે છે તે બાબતોમાં તે બીજા શખસની ચાલ સબંધી શુદ્ધબુદ્ધિથી કાંઇ ઠપકો દે, તો તે આબ

શખ્સનેઠીકઠપકો  દ લેવી છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.

જે જડજ કોઇ શાહેદની અથવા કોરટના કોઇ અમલદારની ચાલ સબંધી શુધ્ધ બુધ્ધિથી ઠપકો દે તે. કોઇ ખાતાના ઉપરી પોતાના હુકમ તળેના માણસોને શુધ્ધબુધ્ધિથી ઠપકો દે તે, મા અથવા બાપ પોતાના છોકરાને બીજા છોકરાઓના દેખતાં શુધ્ધબુધ્ધિથી ઠપકો દે તે, કોઇ મેહેતાજી જેના અખત્યારમાં અથવા બાપથી મળેલો છે તે કોઇ નિશાળી યાને બીજા નિશાળીયાઓના દેખતાં શુધ્ધબુધ્ધિથી ઠપકો દે તે, નોકરીમાં આળસ કરવા સારૂ કોઇ શેઠ પોતાના ચાકરને શુધ્ધબુધ્ધિથી ઠપકો દે તે, કોઇ સરાફ પોતાની પેહેડીના કોસીદારને તે કોસીદારની કોસીદારી બાબતની કાંઈ ચાલને વાસ્તે શુધ્ધ બુધ્ધિથી ઠપકો દે તે; એ સઘળા આ અપવાદમાં દાખલ થાય છે.

કાયદા પ્રમાણે અખત્યાર આપેલા શખસની આગળ શુધ્ધબુધ્ધિથી મુકેલું તહોમત.

આઠમો અપવાદ.—કોઇ પણ શખ્શની ઉપર તહોમતની બાબતમાં તે શખ્સની ઉપર જે શખ્સોનો કાયદા પ્રમાણે અખત્યાર હોય તે શખ્સોમાંના કોઇ પણ શખ્સની આગળ શુધ્ધબુધ્ધિથી કાંઇ તહોમત મુકવું, એ આબરૂ લેવી છે એમ સમજવું નહી.

દ્રષ્ટાંત.—જો અ કોઇ માજીસ્ટ્રેટની આગળ ઝ ની ઉપર શુધ્ધબુધ્ધિથી કાંઇ તહોમત મુકે, જો અ કોઇ ઝ ચાકરની ચાલ બાબત ઝ ના શેઠની આગળ શુધ્ધબુધ્ધિથી ફરિયાદ કરે, જો અ કોઇ ઝ છોકરાની ચાલ બાબત ઝ ના બાપની આગળ શુધ્ધબુધ્ધિથી ફરીયાદ કરે તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

કોઇ શખ્સે પોતાનો લાભ જાળવવાને શુધ્ધબુધ્ધિથી મુકેલો આરોપ.

નવમો અપવાદ.—બીજાની આબરૂ પર કાંઇ આરોપ મુકવો એ આબરૂ લેવી ન ગણાય, પણ ક્યારે કે તે આરોપ મુકનાર શખ્સ પોતાનો, અથવા કોઇ બીજા શખ્શનો લાભ જાળવવાને, અથવા લોક કલ્યાણ અર્થે શુધ્ધબુધ્ધિથી તે આરોપ મુકતો હોય તો.

દ્રષ્ટાંત.

(અ) અ એક દુકાનદાર પોતાના ગુમાસ્તા બ ને એ પ્રમાણે કહે કે ઝ રોકડા નાણાં તને ન આપે તો તને કાંઇ માલ તું વેચીશમાં, કેમકે તેના પ્રમાણિકપણા વિશે મારો વીચાર સારો નથી, હવે જો પોતાનો લાભ જાળવવા સારૂ, શુધ્ધબુદ્ધિથી અ એ ઝ ની ઉપર આ આરોપ મુકયો હોય, તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

(બ) અ એક માજીસ્ટ્રેટ પોતાના ઉપરી અમલદારને રિપોટ કરવામાં ઝ ની આબરૂ બાબત કાંઇ આરોપ મુકે હવે શુધ્ધબુદ્ધીથી લોક કલ્યાણાર્થે તે આરોપ મુકયો હોય, તો અ આ અપવાદમાં દાખલ થાય છે.

સુચના જે શખસને આપી હોય તે સખસનો ફાયદો થાય એવા ઇરાદાથી અથવા લોક કલ્યાણાર્થે આપી હોય તે.

દશમો અપવાદ—ફલાણાથી હોંશિયાર રેહેજે એવી સુચના શુધ્ધ બુદ્ધિથી કોઇ શખ્સને આપવી, એ આબરૂ લેવી ગણાય નહી પણ ક્યારે કે જે શખશને તે સુચના આપી હોય તે શખ્સનો, અથવા જે શખ્સની સાથે તેનો સબંધ હોય એવા કોઇ શખ્સનો ફાયદા, થાય એવા ઇરાદાથી અથવા લોક કલ્યાણના ઇરાદાથી તે સુચના કરી હોય તો.

ટીકા—એક પોલીસના ઇનિસ્પેકટરે બ્રજેનાથ નામનો શખ્સ ડેકોઇટીનો આગેવાન છે કે નહી તેનો તપાસ કરવા મોકલવામાં આવ્યો તેણે એવો રીપોટ કરયો કે તે વાત ખોટી છે

અને ગામના વાણીઆઓ દ્વેષભાવથી તેને શિક્ષા કરાવવાને પ્રયત્ન કરે છે તેણે એવું લખ્યું કે—ખાનગી તપાસથી મને એવું માલુમ પડે છે કે વાણીઆના ઘરમાં જે બાઈડીઓ છે તેઓમાંની પ્રભુનાય સાથે એક બે રાત રહી નથી એવી થોડીજ બાયડી છે. એ કામમાં ઠર વવામાં આવ્યું કે તહોમતદારે વાણીઆઓની સ્ત્રીઓની આબરૂ લેવાનો ગુનો કર્યો. રાજના રાયનસીંક. ઈ. હા, મ. ૪૨

આ પેનનકોડમાં લખેલા અને બોલેલા ગેરઆબરૂના વાક્ય માટે કાંઇ તફાવત પાડયો નથી રાણી વિરૂધ્ધ મહંનપરસો રામદાસ. ક્રી. ઇ, હા, પ્ર, ૩૪૯

કોઇ વકીલ અથવા મુખ્તાઆર તેના અસીલે આપેલી હકીકત ઉપરથી પોતાની પ્લીડીંગ (લખેલી તકરાર) માં વગર કપટે કાંઈ ગેરઆબરૂ થાય એવી હરકત લખે તો આ કલમના અપવાદ ૯ મા પ્રમાણે તેનો બચાવ થાય છે. પણ જો એવી હરકીત તેને મળી ન હોય અને દ્વેષથી એવી હકીકત લખે તો તેનો બચાવ થતો નથી—રાણી વિરૂધ્ધ ક્રીસ્ચન. ૨ અ. હા. રી. પ્ર. ૨૭૩

પોતાના ઉપરીના હુકમથી કાંઇ રીપોટ કરવામાં આવે તેમાં બીજા શખસો વિરૂધ્ધ વગર કપટે અને વ્યાજબી રીતે કાંઇ તહોમત આવે એવું લખે તો આ કલમના ૯ મા અપવાદ પ્રમાણે તેનો બચાવ થાયછે—રાજનારાયણસેન વિરૂધ્ધ ડીગંબરપાલ, ૧૪ વી, રી. પ્ર. ૨૨

તહોમતદારે ફરીઆદીની ગેરઆબરૂ કરવાથી ફરીયાદીને કાંઇ ખરેખરૂં નુકશાન થયેલું હોવું જોઇએ એવી કાંઇ જરૂર નથી. જે ગેરઆબરૂનું કૃત્ય કર્યું હોય તેથી ફરીઆદીને હાની થશે એવું તે જાણતો અથવા માનતો હોય તો બસ છે. રાણી વિરૂધ્ધ થાકરદાસ,તા. ૫ ફેબ્રુઆરી સને ૧૮૭૪ અ. હા.

એક બ્રાહ્મણે પાડોશના કોઇ ગામના બ્રાહ્મણ લોકને પોતાના અને પોતાના ગામના બ્રહ્મણોના કોઈ ધર્મની બાબત વીશે ફડચો મેળવવાને માલમે કાંઇ કાગળ નીષ્કપટપણાથી લખ્યો હોય તો તેનો બચાવ આ કલમના અપવાદ ૮ અને ૧૦ પ્રમાણે થાય છે. રાણી વીરૂધ્ધ કાશીનાથ બરપાજીઆગુલા મુ. હા. રી. પ્ર. ૧૬૮ (ફોજદારી)

આ કલમમં પ્રમાણના ગુનાના તહોમતની તજવીજ આ કલમમાં બતાવ્યા પ્રમાણે થાય એ બાબત·અંગરેજી કાયદામાં બતાવ્યા પ્રમાણે તજવીજ થાય નહી. ૧૪ વી, રી. ૨૭

એક શખશની આબરૂને હાની થાય એવા કાંઇ તહોમત લખીને કોરટમાં કાંઇ અરજી આપવામાં આવે એવી મતલબથી કે કોરટમાં તે વંચાવાથી ઘણા માણસ તે જાણે, તહોમતદારના આકૃત્યથી તેણે તે અરજી છાપી હોય એવો અર્થ થાય છે. ૧૪ વી. રી. પ્ર. ૨૭

પોતાના દીકરાના બચાવ અરથે બાપ કાંઇ ગેરઆબરૂ થાય એવો બોલ્યો હોય તો તેણે તે શુધ્ધબુધીથી બોલ્યાનુ સાબીત કરતાં સુધી આ કલમના અર્થ પ્રમાણે ગુનો ઠરે છે—રાણી વીરૂધ્ધ પરસોરામદાસ ૩ વી, રી, પ્ર. ૪૫

દ્વેષભાવથી કાંઇ ખોટો આરોપ લાવવામાં આવે તો તે આબરૂ લેવાનો ગુનો થાય છે ૨ વી. રી. પ્ર, ૩૫

આબરૂ લેવાના કેશમાં આબરૂ જાય એવી મતલબનો મુદાનો કાગળ ટપાલ રસ્તે અમુક ઠેકાણે મોકલવામાં આવ્યો હતો એવી સાબીતી આપવામાં આવે તો એ પ્રાંતમાં તે કાગળ પ્રસીધ્ધ થયો એવું ગણવુ જાઇએ. ૫ વી, રી. પ્ર, ૪૪

ફરીઆદી નીચ કોમનું માણસ હોય પણ તેની ઉપર ચોરીનું ખોટું તહોમત મુકવામાં આવે તો તે આબરૂની ફરીયાદ કરી શકે. ૨ વી રી. પ્ર. ૩૬

ફક્ત શબ્દતાવરજવાથી નીદા કરી કીવા આબરૂને નુકશાન પોચાડયું એમ થતુ નથી.

મ. હા કો. વા. ૩ મ. ૪

આ કલમ પ્રમાણેના ગુના માંહે માંડી માંડી વાળી શકાય. જુઓ શને ૧૮૮૨ આક્ટ ૧૦ ની કલમ ૩૪૫

આબરૂ લેવાની શિક્ષા. ૫૦૦. જે માણસ કોઈ બીજા માણસની આબરૂ લે, તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

**ટીકા**—આ કલમ પ્રમાણે સુરતમાં એક ગુજરાત મીત્ર નામના દર અઠવાડીએ પ્રગટ થતા વરતમાન પત્રના એડીટર ઊપર રાંદેર પોલીસે ફરીઆદ કરવાથી તહોમત મુકવામાં આવેલું તે બાબત સુરતના ફરસટ કલાસ માજીસ્ત્રેટ મી. જગજીવનદાસે આરોપીત કીકાભાઇ પરભુદાસ પર ગુન્હો સાબીત કરી તેના રૂ ૫૦૦) દંડ કરયા અને તે ન આપે તો પાંચ માસ આસાન કેદ ભોગવે એવી રીતે નિચેના કારણોથી શિક્ષા કરી.

આબરૂ લેવાનો મજકુર છાપેલો છે તેમાં જે આરોપ પોલીસ પર આણેલો છે તે ખરો નથી. તે આરોપ પ્રમાણીકપણે આંણેલો નથી, તેથી કલમ ૪૯૯ માંહેલા અપવાદો માંહેથી ૧, ૨, અને ૯ મા અપવાદનો આરોપીતને લાભ મળવાનો હક નથી,

ઉપર મુજબ માજીસ્ત્રેટના હુકમ ઉપર સેસન કોરટને આરોપીતે અપીલ કરી. તેથી સેસન જડજે તહોમત સાબીત રાખી શિક્ષામાં ઘટાડો કરી રૂપીયા એકસો દંડ કાયમ રાખ્યો—સેસન જડજના હુકમ ઉપર આરોપીતે મુંબાઇ હાઇ કોરટને અરજ કરી. તેમાં ઉપરની શિક્ષા બહાલ રહી. મુ. હા, રી, વા, ૯ પ્ર. ૪૫૧ સરકાર વિરૂધ કીકાભાઇ પરભુદાસ.

કાંઇ બાબત આબરૂ લેવા જેવી છે એવુ જાણીને તે છાપવી અથવા કોતરવી. ૫૦૧. કાંઇ બાબત કોઇ શખસની આબરૂ લેવા જેવી છે એવું જાણીને, અથવા એવું માનવાનું સારૂ કારણ છતાં જે માણસ તે બાબત છાપે અથવા કોતરે, તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

આબરૂ લેવા જેવી બાબતવાળી છાપેલી અથવા કોતરેલા વસ્તુ વેચવી. ૫૦૨. કોઇ પણ છાપેલી અથવા કોતરેલી વસ્તુમાં આબરૂ લેવા જેવી કાંઇ બાબત છે એવું જાણીને જે માણસ તે વસ્તુ વેચે, અથવા તે વેચવા માંડે, તો તેને બે વરસની મુદત સુધીની આસાન કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

---

# બાબ ૨૨ મો

## સાપરાધ ધમકી, તીરસ્કાર તથા દુઃખ બાબત.

સાપરાધ ધમકી. ૫૦૩. જે શખસ કોઈ બીજા શખશને તેના શરીરને, આબરૂને, અથવા મિલકતને કાંઇ નુકશાન કરવાનો, અથવા જેની સાથે તે બીજા શખશને સબંધ હોય તેના શરીરને, અથવા આબરૂને કાંઇ નુકશાન કરવાનો ડર દેખાડે, એવા ઇરાદાથી. કે તે શખશને ગભરાટ પેદા થાય, અથવા તે ડર અમલમાં ન આવે એટલા માટે, જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય તે કામ તે શખશ કરે અથવા જે કામ કરવાનો તેનો કાયદા પ્રમાણે હક હોય તે કામ કરવામાં તે શખશ કસુર કરે, તેણે સાપરાધ ધમકીનો ગુનોહ કરયો એમ સમજવું.

ખુલાસો—કોઈ મુવેલા શખસની સાથે જે શખસનો સબંધ હોય તે શખસને તે મુવેલા શખસની આબરૂને નુકશાન કરવાનો ડર દેખાડવો, તે આ કલમમાં દાખલ થાયછે.

દ્રષ્ટાંત—એક દિવાની મુકદમો ચલાવતો બંધ થાય એવા હેતુથી અ બ ને ડર દેખાડે કે હું તારૂં ઘર બાળી નાંખીશ, તો અ સાપરાધ ધમકીના ગુન્હાનો તકશીરવાર છે, એમ સમજવું.

ટીકા—આરોપીતે ફરીયાદીને ઘેર જઇને એમ કહ્યું કે હું સરકારમાંથી આવ્યોછુ ને તારી બેહેનને તું બાહાર જવા નહીં દે તો અગર માહારે ઘેર આવવા નહીં દે તો તને હું છ મહીના ની શિક્ષા કરાવીશ. આ કામમાં એમ ઠરાવવામાં આવ્યું કે, કલમ ૫૦૩ પ્રમાણે અન્યાયથી ધમકી આપ્યાનો અપરાધ થતો નથી. કારણ કે તે કલમમાં કહ્યા પ્રમાણે આ ધમકી આપી એમ થતું નથી, તેમજ બીજો કાંઇ પણ ગુન્હો થતો નથી, ને તે ગુન્હાની શિક્ષા ઉપર અપીલ કોરટે શિક્ષા બાહાલ રાખી છે તો પણ ચિંતા નથી; આ કામમાં હાઇ કોરટે શિક્ષા રદ કરી. મુ. તા૦ ૧૩ જુલાઇ સને ૧૮૭૧ વા. ૮ પ્ર ૧૦૧

આ કલમ ૫૦૩ અને ૫૦૬ પ્રમાણે કોઇ શખસની ઉપર તોહોમત સાબીત થયું હોયતો જે માજીસ્ત્રેટે તોહોમત સાબીત કરયું હોય તો તે માજીસ્ત્રેટને તે આરોપીત પાસેથી સુલેહ રાખવા બદલનો જાત મુચલકો માગવાનો અધિકાર જુના ક્રીમીનલ કલમ ૪૮૯ ઉપરથી પો હોચતો નથી.

સમાધાનીનો ભંગ કરવાના ઇરાદાથી જાણી જોઇને કોઇનો તિરસ્કાર કરવો.

૫૦૪. જે માણસ ઇરાદાથી કોઇ શખસનો તીરસ્કાર કરીને તેને ક્રોધ ઉત્પન્ન કરે, એવા ઇરાદાથી કે તે ક્રોધને લીધે તે લોકની સુલેહમાં ભંગ કરે અથવા કાંઇ બીજો ગુનો કરે, અથવા એમ જાણીને કે તે શખસ તે ક્રોધને લીધે તે સુલેહમાં ભંગ અથવા કાંઇ બીજો ગુન્હો કરશે એવો સંભવ છે તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

બંડ અથવા રાજ્ય વિરૂદ્ધ ગુન્હો વિગેરે કરવાના ઇરાદાથી ખોટી બુમ ચલાવવી

૫૦૫. કાંઇ વાત, અફવા, અથવા બુમ જે માણસ ખોટી જાણતો હોય તે માણસ તે ચલાવે અથવા પ્રગટ કરે, એવા ઇરાદાથી કે રાણીની જમીનપરની અથવા દરીયાઇ ફોજ માંહેલા કોઈ આફીસર, સોલજર, અથવા ખલાસી બંડ કરે. અથવા એવા ઇરાદાથી લોકમાં ભય અથવા ગભરાટ પેદા થાય, અને તેણે કરીને કોઇ શખસને રાજ્ય વિરૂદ્ધ અથવા લોકની સમાધાની વિરૂદ્ધ કાંઇ ગુન્હો કરવાનું મન થાય તો તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

સાપરાધ ધમકીના ગુન્હાની શિક્ષા.

જો તે ધમકી મોત અથવા મહાવ્યથા વગેરે કરવાની હોય તો.

૫૦૬. જે સાપરાધ ધમકીનો ગુન્હો કરે તેને બે વરસની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે. અને અગર મોત અથવા મહાવ્યથા કરવાનો, અથવા આગથી કાંઈ મિલકતનો નાશ કરવાનો અથવા મોતની કે સમુદ્રપારની અથવા સાત વરસની મુદત સુધીની કેદની શિક્ષા થાય, એવો કાંઇ ગુન્હો કરાવવાનો અથવા કોઈ સ્ત્રીની સાથે વ્યભિચારનો દોષ મુકવાનો ડર દેખાડયો હોય તો તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા ક

વામાં આવશે.

**ટીકા**—આ કલમ પ્રમાણે એક છગનભાઇ રામદાસ ઉપર બીજાને ધોકો પોચે એવો ભય બતાવી કાગળ લખી ચોડવાનું તોહોમત રાખી સુરતના સેશન જડજે તેને પેહલા તોહોમત બદલ સાત વરસ તથા બીજા બદલ બે વરસ, એ રીતે શિક્ષા કરી તેમાં હાઇ કોરટે એમ ઠરાવ્યું કે આ કામમાં એકજ ગુન્હો બન્યો છે એમ કામની કેફીયત ઉપરથી જણાય છે; માટે પેહલા ગુન્હાને માટે સેશન જડજે આપેલી શિક્ષા કાયમ રાખી બાકીની રદ કરી.
મુ. હા. કો. રી, વા. ૪ પ. ૧૨

નનામા સંદેશાની મારફતે સામાન્ય ધમકી.

૫૦૭. કોઇ નનામા સંદેશા વડે અથવા ડર દેખાડનાર શખસનું નામ કે તેનું રેહેવાનું ઠેકાણું છુપાવવાની આગળથી તદબીર કરીને, જે માણસ સાપરાધ ધમકીનો ગુન્હો કરે તેને તે ગુનાહને માટે ઉપલી કલમમાં ઠરાવેલી શિક્ષા ઉપરાંત, બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની બીજી શિક્ષા કરવામાં આવશે.

મારી ઉપર ઇશ્વરની અપ્રસંતા થશે એવો ભય ઉત્પન્ન કરીને કોઇ શખસ પાસે કાંઇ કામ કરાવવું.

૫૦૮. કોઇ પણ શખસનો જે વસ્તુ કરવાની કાયદા પ્રમાણે ફરજ નહી હોય તે વસ્તુ જે માણસ બુદ્ધિપુરવક તે શખસ પાસે કરાવે, અથવા કરાવવાની કોશીશ કરે, અથવા જે વસ્તુ કરવાનો તે શખસનો કાયદા પ્રમાણે હક હોય તે વસ્તુ કરવામાં તેની પાસે કસુર કરાવે અથવા કસુર કરાવવાની કોશીશ કરે, અને તે એવી રીતે કે જે વસ્તુ મારી પાસે કરાવવાની એ ગુન્હેગારની મતલબ છે તે હું નહી કરૂં તો, અથવા જે વસ્તુ કરવામાં મારી પાસે કસુર કરાવવાની એ ગુન્હેગારની મતલબ છે તે હું કરૂં તો મારી ઉપર અથવા જેની સાથે મારો સબંધ છે એવા કોઇ શખસની ઉપર ઇશ્વરની અપ્રસંતા થશે; અથવા એ ગુનેગાર કાંઇ કરીને ઇશ્વરની અપ્રસંતા કરાવશે એવો ભય તે શખસના મનમાં બેસાડી અથવા બેસાડવાની કોશીશ કરીને તે એ પ્રમાણે કરે, તો તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) અ જ ને બારણે લાંઘવા બેસે, એવા ઇરાદાથી કે એમ તેને બારણે બેસવાથી જ ની ઉપર ઇશ્વરની અપ્રસંતા થશે એવો સંભવ ઉત્પન્ન થાય, તો આ કલમમાં બ્યાન કરેલો ગુનાહ અ એ કીધો એમ સમજવું.

(બ) અ જ ને એવી રીતે ડરાવે કે જો તું ફલાણું કામ નહી કરે તો હું મારા છોકરાઓમાંના એક છોકરાનો જીવ તને આપીશ; અને તે એવી હાલતમાં હોય કે તે પોતાના છોકરાનો જીવ આપશે તો તેથી જ ની ઉપર ઇશ્વરની અપ્રસંતા થશે, એવો ભય ઉત્પન થાય, તો અ એ આ કલમમાં બ્યાન કરેલો ગુન્હો કરયો એમ સમજવું.

કોઇ સ્ત્રીને લજવવાના ઇરાદાથી બોલેલા શબ્દ અગર કરેલા ચાળા.

૫૦૯. કોઇ સ્ત્રીને લજવવાનો બિચાર કરીને જે માણસ કાંઇ શબ્દ બોલે, અથવા કાંઇ અવાજ કે ચાળા કરે અથવા કાંઇ વસ્તુ દેખાડે એવા ઇરાદાથી કે તે સ્ત્રી તે શબ્દ અથવા અવાજ સાંભળે અથવા તે ચાળા અથવા વસ્તુ જોય. અથવા તે સ્ત્રીની એકાંત જગાપર હોય ત્યાં જે માણસ વગર રજાએ ઘુસે તેને એક વરસની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ખુલ્લી રીતે પીધે લા શખસની એ મુ નસબ ચાલ.

૫૧૦, જે માણસ કેફની હાલતમાં છતાં કોઇ જાહેર જગામાં જા ય, અથવા જે જગામાં તેણે વગર રજાએ જવું કાયદા વિરૂધ હોય એવી કોઇ જગામાં જાય અને ત્યાં કોઇ શખસને દુખ થાય એવી રીતે ચાલે તેને ચોવીસ કલાકની મુદત સુધીની આસાન કેદની, અથવા દશ રૂપીઆ સુધીના દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે,

**ટીકા**—આ કલમ પ્રમાણે ગુનેહગારોને દંડ બદલ કેદ ચોવીસ કલાકનો ચોથો હીસ્સો થવી જોઇએ. મુંબઈ હાઇકોરટ તા૦ ૮ જુલાઇ સને ૧૮૬૪ નંબર ૮૨૩

દારૂના નીસો કરી દુખ કરનારને શિક્ષા થાય છે તેજ પ્રમાણે ભાંગનો તથા માજમનો નીસો કરી દુખ કરનારને સિક્ષા કરવા માટે સરકારનો પત્ર તા૦ ૯ જુન સને ૧૮૫૯ નંબર ૧૩૬૮.નો આવા ગુનાહને વાસ્તે સને ૧૮૬૭ ના આકટ ૭ થી (રૂ ૫૦) દંડ ને તન આપે તો દીન ૮ કે. થઇ શકે છે.

---

# બાબત ૨૩ મી.

## ગુનાહ કરવાની કોશીશ બાબત.

જે ગુનાહોને માટે સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી છે તે ગુનાહ કરવાની કોશીશ કરવાની શિક્ષા.

૫૧૧. જે ગુનાહને માટે આ કાયદામાં સમુદ્રપારની અથવા કેદની શિક્ષા ઠરાવી હોય એવો કોઇ ગુનોહ કરવાની અથવા એવો કોઇ ગુનોહ કરવાની જે માણસ કોશીશ કરે અને તે કોશીસમાં તે ગુનોહ કરવા તરફ કાંઇ કામ કરે તે માણસને તેવી કોશીશને માટે શિક્ષા સબંધી કાયદામાં કાંઇ સાફ ઠરાવ ન કરયો હોય તેવે ઠેકાણે તે ગુનાહને માટે જે પ્રકારની કેદની શિક્ષા ઠરાવી હોય તે પ્રકારની તથા તે ગુનાહને માટે કેદની અથવા સમુદ્રપારની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તેની અડધી મુદતની કેદની અથવા સમુદ્રપારની અથવા તે ગુનાહને માટે ઠરાવેલા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

દ્રષ્ટાંત.

(અ) અ એક પેટી ફોડીને કાંઇ ઝવેર ચોરવાની કોશીશ કરે, અને તે પેટી ફોડ્યા પછી તેને માલમ પડે કે માંહે કાંઇ ઝવેર નથી, તો તેણે ચોરી કરવા તરફ એક કામ કીધું માટે આ કલમ પ્રમાણે તે તકશીરવાર થયો એમ સમજવું.

(બ) ઝ ના ખીસમાં હાથ ઘાલીને તેમાંથી ચોરી કરવાની અ કોશીશ કરે, અને ઝ ના ખીસામાં કાંઇ વસ્તુ ન હોવાને લીધે અ તે કોશીશમાં પાર ન પડે, તો આ કલમ પ્રમાણે અ તકશીરવાર થયો એમ સમજવું.

**ટીકા**—એક ગામમાં બાળવાના કોયલાના કટકાથી વીંટાળેલા ચીંથરાના દડાથી વારંવાર આગ ઉઠતી હતી. તહોમતદાર એક સાંજે તેના ધોતીઆની અંદર એવો એક દડો સંતાડેલો હતો, એવી સ્થિતિમાં હાથ આવ્યો તેમાં ઠરાવવામાં આવ્યું કે તેણે આગથી નુકશાન કરવાના ગુનહાની કોશીશ કરી વળી તેમાં ઠરાવવામાં આવ્યું કે આગથી નુકશાન કરવાનો ગુનોહ કરવાના કાંઇ સાહીત્ય કોઇ શખસ પાસે માલમ પડયાં હોય તો તેણે એ ગુનોહ કરવાનો ઇરાદો રાખ્યો હતો અને એ કૃત્ય સંપુરણ કરવા તરફ તેણે શરૂઆત કરી હતી એવું

ગણુવાને પુરતુ છે. જસ્ટીસમીતર આ મતથી જુદા પડ્યા હતા. રાણી વિરૂધ દયાળ બાકેરી
૩ બેં લા. રી. પ્ર. ૫૫
એક શખસે એક ખાડો ખોદી તેમાં મીઠુ ભરવાનો ઇરાદો કરયો એટલા માટે કે એ મી
કુ માલમ પડવાથી એ બાબતની તપાસ થઇ પોતાના દુસ્મન ઉપર કામ ચલાવવામાં આવે
તેમાં ઠરાવગમાં આવ્યું કે તહોમતદારે ખોટો પુરાવો બનાવવાની કોશીશ કરી. ૪ અ. હા.
રી. પ્ર. ૧૩૩
આવા સખસો ઉપર તહોમત કેમ મુકવુ તે માટે જુઓ ક્રી. પ્રો, કોડ સને ૧૮૮૨ ના
આકટ ૧૦ ની કલમ ૨૩૯
આ કલમ પ્રમાણે ગુન્હો સપુરણ થવા માટે તોહોમતદારે ખરેખર ઇરાદો કરયો, અ
ગર ગુન્હો કરવા માટે તઇયારી કરી, અથવા પ્રયત્ન કરયુ એટલી બાબત સાબીતી થવી જો
ઇએ. આ બાબત મી૦ મેન પોતાના પેનલકોડની ટીકાના ગ્રંથમાં કહે છે કે—દરેક ગુન્હો
સંપુરણ થતા પહેલાં ઉપર કહેલી ત્રણ વાત થઇ ગયેલી હોવી જોઇએ.
માત્ર ઇરાદો કરવાથીજ સજા થાય નહી, તેમ ગુનાહ કરવાની તઇયારી કરવાથીજ મા
ત્ર તોહોમત લાવી શકાય નહી કોશીશ કરવા માટેની તઇયારી કરી, અને કોશીશ કરી
તેમાં ઘણો તફાવત છે તઇયારી કરવાનો અરથ એ છે કે, જે ગુનાહ કરવા માટે સાધન કીં
વા યોજના કરવાની હોય તે કરવી. કોશીશનો અરથ એ છે કે તઇયારી કરયા પછી તે
ગુનાહ કરવા તરફ કાંઇ સીધુ કામ કરવું, જેમ કોઇ શખસ તેના પડોશીને મારવા નકી
ઇરાદાથી એક બંદુક વેચાતી લઇને તેને ભરે પણ તેના પડોશીના શરીર ઉપર તે બંદુ
ક મારવાને માટેનું કાંઇ કૃત ન કરે ત્યાં સુધી માત્ર તેણે બંદુક મારવાની તઇયારી કરી
કહેવાય, કોશીશ કરી કહેવાય નહી. (જુઓ તેની પેનલકોડ ઉપરની ટીકાની આવૃતી ૯નું
પાનું ૪૧૬.
આરોપીએ ટોટી ચડાવ્યા વગર બંદુક ઉગામી એવું સમજીને કે તેના ઉપર ટોટી ચ
ડાવેલી છે ને તેનું ખુન કરવાના ઇરાદાથી ઉગામી હતી પણ કોઇને (ટરીગર, ખેંચતાં અ
ટકાવેલો છે સબબ કલમ ૩૦૭ પ્રમાણે ખુનની કોશીશ કરવાનો ગુનાહ થતો નથી પણ
આવી હકીકત છતાં કલમ ૨૯૯—૩૦૦ ની સાથે કલમ ૫૧૧ પ્રમાણે ફકત ખુનની કો
શીશનો આરોપ સાબીત થઇ શકે છે મું. હા કો તા. ૨૩ ડીસેંબર સને ૧૮૬૭ વા.૪પ્ર.૧૭
પેનલકોડના બાબ ૧૨ અથવા ૧૭ પ્રમાણે જે ગુનાહ ત્રણ અથવા વધારે વરસની કે
દની શિક્ષાને પાત્ર છે તેવો કોઇ ગુનાહ કરવાની કોશીશ કરયાનો ગુનાહ કોઇ શખસ ઉ
પર સાબીત થયો હોય તો તેથી તે શખસ પીનલકોડ કલમ ૭૫ માં ફરમાવેલી વધારે સ
જાને પાત્ર થતો નથી. સરકાર વિરૂધ નાના રહીમ મુ હા. કો. રી. વા. ૫ પ્ર. ૧૪૦
તા૦ ૨૮ મી અકટોમ્બર સને ૧૮૮૧

( ટ્રુ ટરાન્સલેશન )
નાનાભાઇ હરીદાસ,
ટરાન્સલેટર,

# સને ૧૮૭૦ નો આક્ટ ૨૭ મો.

## હીંદુસ્તાનનો ફોજદારી કાયદો સુધારવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧ લું. કલમ ૩૪. ૨ જું કલમ ૪૦. એ બે રદ થઇ તેને બદલે નવી દાખલ કરી. ૩ જું. કલમ ૫૬ મીમાં બીજો પેરેગ્રાફ વધ્યો, એવું કલમ ૧૨૧ મી આગળ ૧૨૧ અ ની કલમ તથા તે આગળ ખુલાશાનો પેરેગ્રાફ વધ્યો, ૫ મું ૧૨૪ મી કલમની આગળ ૧૨૪ મી અ ની કલમ તથા તે આગળ ખુલાસાનો પેરેગ્રાફ વધ્યો. ૬ ઠું ૧૩૧ મા કલમની નીચે ખુલાસાનો પેરેગ્રાફ વધ્યો, ૭ મું ૧૯૪, ૧૯૫ મી કલમમાં "આ કાયદા મુજબ" એ સબ્દ છે તે કાઢી નાખી "અથવા ઇંગ્લંડ દેશના કાયદા મુજબ" એ શબ્દ વાપરયા, ૮ મું ૨૨૨ ૨૨૩ મી કલમમાં "અથવા જે શખ્શને કાયદેશર રીતે કેદમાં રાખ્યો હોય તેવા શખ્શને" એટલા શબ્દ વધારયા છે. ૯ મું ૨૨૫ મી કલમની આગળ ૨૨૫ અ ની કલમ વધી છે, ૧૦ મુ, ૨૮૪ મી કલમની આગળ ૨૯૪ મી અ ની કલમ તથા તેને લગતો બીજો એક પેરેગ્રાફ વધારયો છે, ૧૧ મું ૩૦૪ થી કલમ નીચે ૩૦૪ થી અ ની કલમ વધારા છે. અને ૧૨ મું ૩૦૭ મી કલમ નીચે એક પેરેગ્રાફ વધારયો છે.

એ શિવાય બીજી કલમોમાં નીચેની કલમો વધી શકે તેવી નથી તેથી એ બાકીની નીચે દાખલ કરીએ છીએ.

ફોજદારી કાયદાના કેટલાએક બાબો લાગુ કરવા બાબત.

૧૩. સદરહુ કાયદાના કેટલાએક બાબો એટલે ૪ થો સાધારણ અપવાદ બાબતનો ૫ મો મદદગારી બાબતનો અને ૨૩ મો બાબ ગુનાહ કરવાની કોશીશો બાબતનો ૧૨૧ અ તથા ૨૯૪ અ અને ૩૦૪ અ કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હોને લાગુ છે. અને સદરહુ ૪ થો તથા પાંચમો બાબ સદરહુ ૧૨૪ અ અને ૨૨૫ અ કલમ પ્રમાણે શિક્ષા કર વા લાયક ગુનાહોને લાગુ છે એમ સમજવું.

૧૨૧ અ અથવા ૧૨૪ અ અથવા ૨૯૪ અ કલમ પ્રમાણે ફરિયાદકરવાને સ્થાનિક સરકારના હુકમની જરૂરછે

૧૪. સદરહુ ૧૨૧ અ તથા ૧૨૪ અ અને ૨૯૪ અ કલમોમાંથી હરકોઇ કલમ પ્રમાણે શિક્ષા કરવા લાયક હરકોઇ ગુનાહની ફરિયાદ સ્થાનિક સરકારના હુકમથી અથવા હુકમના આધાર થી કરયા વગર કોઇ કોરટે લેવી નહી.

વિશેષ અને સ્થાનીક કાયદાકાયમ રાખ્યાછેપેહેલું પરીશીષ્ટ ફોજદારી ઇનસાફનું ચલાવવાની રીત બાબતના કાયદાનેજોડેલા પરિશીષ્ટનો ભાગછેએવું સમજવું.

૧૫. હરકોઇ વિશેશ અથવા સ્થાનિક કાયદાના કોઈ ઠરાવ આ આક્ટના કાંઇ ઠરાવથી હરકત થાય છે એવું સમજવું નહી,

૧૬. આ આક્ટને જોડેલું પેહેલું પરિશિષ્ટ ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાને જોડેલા. પરિશીષ્ટનો ભાગ છે, એમ સમજવું

આક્ટો રદ કરયા બાબત.

૧૭, આ આક્ટને જોડેલા બીજા પરીશિષ્ટમાં જે આક્ટો લખેલા છે તે આક્ટો તેમાં લખેલું છે એટલે સુધી રદ કરયા છે એવું સમજવું.

## પરિશિષ્ટ ૨ જુ (કલમ ૧૭ જુઓ.)

| નંબર અને વરસ | મઝાળુ. | કેટલો રદ કીધો. |
| --- | --- | --- |
| ૪ થા જારજ બાદશાહના રાજના ૯ મા વરસમાં ઠરેના સ્ટાટયુટનો ૭૪ મો બાબ. | ઈસ્ટઈંડીઆમાં ફોજદારી ઇનસાફ કરવાનું કામ સુધારવા બાબતના આકટ. | ૧ લી કલમના આરંભથી તે ૨૦ મી કલમની આખર સુધીની સઘળી કલમો, તથા ૧૩, મી, ૧૪ મી, ૧૫ મી, અને ૧૨૧ મી કલમ અને ૨૩ મી કલમના આરંભથી તે ૨૬ મી કલમની આખર સુધીની સઘળી કલમો, અને ૩૬ મી, ૩૭ મી, ૫૧ મી, ૫૨ મી ૫૬ મી, અને ૧૧૦ મી કલમ શીવાય સઘળો આકટ. |
| સન ૧૮૭૪ નો આકટ ૫ મો. | ગવરમેંટના હુકમ વગેરે સોરતી કાઢવાની મના કરવાનો કાયદો. | સઘળો આકટ રદ કરયા. |
| સન ૧૮૬૭ નો આકટ ૪ થો. | હિંદુસ્તાનના ફોજદારી કાયદાની કેટલીએક કલમોમાં "ગુનોહ" આ શબ્દ લખ્યો છે તેનો અરથ વધારવા બાબત અને બીજા કારણો સરૂ તે શબ્દનો અર્થ વધારવા બાબતનો આ કટ. | |

(ટ્રુ ટ્રાન્સલેટર.)

વીનાએક વાસુદેવ.

ઓરીએન્ટલ ટ્રાન્સલેટર ટુ ગવરન્મેંટ.

---

# સન ૧૮૮૨ નો આકટ ૮ મો.

## હિંદુસ્તાનનો ફોજદારી કાયદો સુધારવા બાબતનો આકટ.

ઉપદેશ. હિંદુસ્તાનનો ફોજદારી કાયદો સુધારવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે:—

હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૪૦ મી કલમની બીજી રકમનો સુધારો.

૧, સદરહુ કાયદાની ૪૦ મી કલમની ૨ જી રકમમાં "૧૧૯ મી" એ આંકડા પેહલાં, "૬૪ મી, ૬૫ મી, ૭૧ મી." આ આંકડાઓ દાખલ કરવા.

**સદરહુ કાયદાની ૬૪ મી કલમનો સુધારો.**

૨. સદરહુ કાયદાની ૬૪ મી કલમમાં જે જે બાબતમાં ગુનેહગારને દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે" આ શબ્દોને બદલે હેઠળ લખ્યા પ્રમાણે મજકુર દાખલ કરવો, એટલેઃ—

કેદનો તથા દંડની શિક્ષા થઇ શકે એવા ગુન્હાની જે જે બાબતમાં ગુનેહગારને કેદ સાથે કે કેદ વગર દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે તો તે બાબતમાં.

"અને ફક્ત દંડની શિક્ષા થઇ શકે એવા ગુન્હાની જે જે બાબતમાં ગુનેહગારને દંડની શિક્ષાનો હુકમ કરવામાં આવે"

**સદરહુ કાયદાની ૬૭ મી કલમનો સુધારો.**

૩. ૬૭ મી કલમમાં "એવો ગુનાહ હોય, તો' એ શબ્દો પછી "તે દંડ ન આપે તો કોરટ જે કેદના શિક્ષા કરે તે આ સાન હોવી જોઇએ અને"

આ શબ્દો દાખલ કરવા.

**સદરહુ કાયદાની ૭૧ મી કલમમાં ઉમેરો.**

૪. સદરહુ કાયદાની ૭૧ મી કલમમાં નીચલી રકમ ઉમેરવી—

"જ્યારે કાંઇ પણ વસ્તુ, જે ચાલુ કાયદા ઉપરથી ગુનાહની વ્યાખ્યા કરવામાં આવતી હોય તથા તેઓ બદલ શિક્ષા કરવામાં આવતી હોય તે ચાલુ કાયદાની બે અથવા વધારે જુદી જુદી વ્યાખ્યામાં આવે એવો ગુનાહ હોય ત્યારે અથવા

"જે કૃત્યોમાંનું એક કૃત્ય અથવા એક કરતાં વધતાં કૃત્ય જાતેજ ગુનાહ થાય તેવાં કેટલાંક કૃત્યો એકઠાં કરવામાં આવે ત્યારે કાંઇ જુદો ગુનાહ થાય ત્યારે,

"ગુનેહગારનો ઇનસાફ કરનારી કોરટ સદરહુ ગુનાહો પઇકી કોઇ પણ એક ગુન્હા બદલ જેટલી શિક્ષા કરી શકતી હોય તે કરતાં વધારે શખત શિક્ષા તે ગુનેગારને કરવી નહી."

**સદરહુ કાયદાની ૭૩ મી કલમનો સુધારો.**

૫. સદરહુ કાયદાની ૭૩ મી કલમમાં "વધારે અને એક વરસથી ઓછી હોય" આ શબ્દોને બદલે "વધારે હોય અને એક વરસથી વધારે ન હોય" આ શબ્દો દાખલ કરવા.

**સદરહુ કાયદાની ૨૧૪ મી કલમનો નવો અપવાદ.**

૬. સદરહુ કાયદાની ૨૧૪ મી કલમમાંના અપવાદને બદલે હેઠળ લખેલો મજકુર દાખલ કરવો એટલેઃ—

"અપવાદ—જે જે બાબતમાં ગુનાહ કાયદેસર માંડી વાળી શકાય તે તે બાબતને ૨૧૩ મી અને ૨૧૪ મી કલમોના ઠરાવો લાગુ પડતા નથી."

**સદરહુ કાયદાની ૩૦૯ મી કલમનો સુધારો,**

૭. સદરહુ કાયદાની ૩૦૯ મી કલમમાં "શિક્ષા કરવામાં આવશે અને વળી તે દંડને પણ લાયક થશે" આ શબ્દોને બદલે "અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે" આ શબ્દો દાખલ કરવા.

**સદરહુ કાયદાની ૩૩૫ મી કલમનો સુધારો.**

૮. સદરહુ કાયદાની ૩૩૫ મી કલમમાં "મહાવ્યથા કરે" આ શબ્દોની પહેલાં "બુદ્ધિપુરવક" આ શબ્દ દાખલ કરવો.

**સદરહુ કાયદાની ૪૧૦ મી કલમનો સુધારો.**

૯. સદરહુ કાયદાની ૪૧૦ મી કલમમાં "નામ ચોરીની મિલકત પાડ્યું છે" આ શબ્દો પછી હેઠળ લખેલા શબ્દો દાખલ કરવા, એટલે—

"પછી બ્રિટીશ ઇંડિયાની માંહે અથવા બહાર તે કબજો એકની પાસેથી બીજાની પાસે ગયો હોય અથવા તે સાબાંધે ખોટો ઉપયોગ અથવા વિશ્વાસઘાત થયો હોય તો પણ" અને "નો ગુનાહ" આ શબ્દો મુકી દેવા

**સદરહુ કાયદાની ૪૩૫ મી કલમમાં ઉમેરો.**

૧૦ સદરહુ કાયદાની ૪૩૫ મી કલમમાં "અથવા વધારે રૂપીયાની" આ શબ્દો પછી નીચલા શબ્દો દાખલ કરવા એટલે—

"અથવા (જ્યારે મિલકત ખેતરમાં ઉત્પન્ન થયેલો માલ હોય ત્યારે) દશ અથવા વધારે રૂપીઆની"

ક્યાંરાં ક્યાંહાં લાગુ છે સરૂઆત.

૧૧. આ આક્ટ આખા બ્રિટીશ ઇંડીયાને લાગુ છે, અને તે સન ૧૮૮૩ ના જાનેવારી મહીનાની ૧ લી તારીખે અમલમાં આવશે.

ટ્રુ ટ્રાન્સલેશન

એસ. પી પંડીત.

ઓરીએન્ટલ ટ્રાન્સલેટર ટુ ગવરન્મેંટ.

# સન ૧૮૬૭ નો આક્ટ ૮ મો.

(મુંબઈના ગવરનર ઇનકાંઉસીલને હેઠળ લખેલો "આક્ટ સન ૧૮૬૭ ના નવેમબર મહિનાની ૧૫ મી તારીખે મુંબઈના ગવરનર સાહેબે મંજુર કરયો, અને સન ૧૮૬૭ ના ડીસંબર મહિનાની ૧૯ મી તારીખે ગવરનર જનરલ સાહેબે મંજુર કરયો છે.)



મુંબઇ ઇલાકાની ગામની પોલીસ બાબત નિયમ ઠરાવવા બાબતનો આક્ટ.

મુંબઇ ઇલાકાના ગામની પોલીશ બાબત નિયમ ઠરાવવા યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧. 'પોલીશ કમીશનર' તથા 'પોલીશનો ડિસ્ત્રીક્ટ સુપ્રીનટેંડેંટ' તથા "પોલીશનો આસીસ્ટંટ સુપ્રીન્ટેન્ડેન્ટ" તથા પોલીશ અમલદાર તથા "જીલ્લાની પોલીશ" આ શબ્દો આ આક્ટમાં જ્યાં લખ્યા છે ત્યાં તે શબ્દો ઉપરથી" સન ૧૮૬૭ ના મુંબઇના ડિસ્ત્રીક્ટ પોલીશ આક્ટ "પ્રમાણે નીમેલા તે અમલદારો સમજવા.

૨. રકમ ૧ લી—મુંબઇના કાયદા પુસ્તક માંહેના સન ૧૮૨૭ ના ૧૨ મા કાયદાના જે ભાગ આ કલમ ઉપરથી રદ કરયા છે તેની વિગત—

૬ ઠી કલમ.

૨૨ મી કલમનો જેટલો ભાગ રદ થયો નથી તેટલો ભાગ

૪૮ મી કલમના આરંભથી તે ૫૩ મી કલમના છેડા સુધી.

રકમ ૨ જી—"મુંબઇ ઇલાકાના ગામોના પટેલોને અને બીજા મુખીઓને કાંઇ અધીકાર આપવા બાબત" સન ૧૮૫૨ નો ૨૭ મો આક્ટ છે તે રદ કરયો છે,

૩. દરએક જીલ્લાના ગામની પોલીશના બંદોબસ્તનું કામ પોલીશ કમીશનરના નીબંધ તથા હુકમ પ્રમાણે જીલ્લાના માજીસ્ત્રેટે કરવું. આસીસ્ટંટ અથવા ડેપ્યુટી કલેકટર પ્રમાણે જે ફુલપાવર માજીસ્ત્રેટને તાબે મુલકી કામ હોય તે માજીસ્ત્રેટને ગામની પોલીસનો બંદોબસ્ત કરવાના કામનો હરકાંઇ ભાગ પોલીસ કમીશનરની મંજુરી લઇને આપવાનો જીલ્લાના માજીસ્ત્રેટને અધીકાર છે.

૪. પોલીશના કારણ સારૂ ગામના હરકોઇ પોલીશ અમલદાર ઉપર જે અખત્યાર ચલાવવાને જીલ્લાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે. તે અખત્યાર પોલીશ કમીશનરની મંજુરી લઇને ડીસ્ત્રીક્ટ પોલીશ સુપ્રીનટેંડેંટને આપવાને જીલ્લાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૫. રકમ ૧ લી—પોલીશ કમીશનરની મંજુરી લઇને જીલ્લાનો માજીસ્ત્રેટ લખી જે માણસને પોલીશ પટેલ નીમશે, તેને સ્વાધીન દરેક ગામની પોલીશ રેહેશે. અને જે માણસ મુલકી પટેલનું કામ ચલાવતો હોય તેજ માણસને જીલ્લાના માજીસ્ત્રેટે પોલીશ પટેલ નીમવો. પણ ગામ મોટું હોય તે સબબથી અથવા બીજા કાંઈ ખાનગી સબબથી જુદી જુદી નીમનોક કરવી યોગ્ય છે એવું પોલીશ કમીશનરની નજરમાં આવે તો મુલકી પટેલને પોલીશ પટેલ નીમવો નહી.

રકમ ૨ જી—નીમનોક કરતી વખતે સદરહુ માજીસ્ત્રેટે 'મુંબાઇ પ્રેશીડેંશીના તાબા માંહેલા દેશમાંના વતનના અમલદારોએ પોતાનો અમલ શી રીતે ચલાવવો તે રીત ઠરાવવા બાબત" સને ૧૮૪૩ નો ૧૧ મો આક્ટ છે તેના ઠરાવ ઉપર અને વંશપરંપરાના અમલદારો

ની (એટલે વતનદારોની ચાકરી બાબત નીયમ ઠરાવવા વિશે બીજો કોઇ આકટ ચાલુ હોય તેના ઠરાવ લાગુ હોય તે પ્રમાણે તે ઠરાવ ઉપર બરાબર નજર રાખીને નીમનોક કરવી. પણ મુલકી પટેલનેજ પોલીશ પટેલ નીમ્યો નહી હોય અને તે કામ વારા ફરતી અથવા બીજી રીતે કરવા બાબત એક કરતાં વત્તા જણા દાવો કરે ત્યારે તેઓમાંથી જે વધારે લાયક હોય તેને નીમવાને જીલ્લાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે.

રકમ ૩ જી—કોઇ સેહેરમાં અથવા જગાએ (ગામની પોલીશનું) કામ એક પોલીશ પટેલથી બરાબર રીતે ચલાવાતુ નહી હોય ત્યારે પોલીશ કમીશનરનું અનુમત લઇને તે શેહેરની અથવા જગાની જુદી જુદી ટુકડી સારૂ જરૂર હોય તેટલા પોલીશ પટેલ નીમવાનો જીલ્લાના માજીસ્ત્રેટને અધીકાર છે.

૬. પોલીશ પટેલ ઉપર જીલ્લાના માજીસ્ત્રેટની હકુમત ચાલે છે તે શીવાય વળી જે માજીસ્ત્રેટની હકુમતની હદની અંદર તેનું ગામ હોય તે માજીસ્ત્રેટના હુકમ પ્રમાણે તેણે કામ કરવું, અને તે માજીસ્ત્રેટ જે પત્રકો અથવા ખબર માગે તે તેને તેણે આપવી અને ગુના બાબત તથા ગામની પોલીસને લગતાં સઘળાં કામ બાબત અને પોતાના ગામના લોકોની આરોગ્યતા તથા તેઓની સામાન્ય સ્થિતિ કેવી છે તે બાબત હમેશાં ખબર આપ્યાં કરવી. પોલીસ અમલદારો પોતાનું કામ કરવા સારૂ મદદ માગે તો પોલીસ પટેલે જેટલી થાય તેટલી મદત તેઓને કરવી માજીસ્ત્રેટ અથવા પોલીસ અમલદાર પોલીસ પટેલની ઉપર જે હુકમ તથા વારંટ મોકલે તે હુકમ તથા વારંટ તાબડતોબ માથે ચડાવીને અમલમાં લાવવાં અને સુલેહ બાબત ખબર કાહાડીને ડીસ્ટ્રીકટ પોલીસને જાહેર કરવી, અને પોતાના ગામની હદમાં ગુનાહ તથા લોકોપકારક કૃત્ય થતાં અટકાવવાનો બંદોબસ્ત રાખવો, અને ગુન્હેગારોને પકડી કાઢીને તેઓનો ઇનસાફ થવા સારૂ તેઓને મોકલવા.

૭. ગામના ચાકરનું ધાર્યું કરીને ગમે તે કામ હોય તો પણ તે સરવની પાસે પોતાના કામમાં મદત માગવાનો પોલીસ પટેલને અધિકાર છે, અને પોલીસ પટેલને સઘળાં પત્રકો તથા પ્રોસીડીંગ લખીને તઇયાર કરી આપવાનું કામ ગામના વંશ પરંપરાના અથવા નીમનોકી તલાટીનું છે એવું સમજવું.

૮. ચોરી નહી થાય તથા સુલેહનો ભંગ નહી થાય તથા સઘળા લોકોને તથા ગામના લોકોને ઇજા થાય તેવાં કામો નહી થાય તેવો બને તેટલો બંદોબસ્ત રાખવા સારૂ ગામના ચાકર લોકોની વ્યવસ્થા પોલીસ પટેલે કરવી, અને તે ચાકર લોકોમાંથી કોઇ માણસ ગેર રીતે ચાલે અથવા ગફલત કરે તો તે સઘળી વાત પોલીસ પટેલે જે માજીસ્ત્રેટ પ્રત્યક્ષ તાબમાં હોય તે માજીસ્ત્રેટને તેણે જાહેર કરવી.

૯. પોલીસ પટેલ અથવા પોલીસનું કામ પડે ત્યારે ગામના ચાકરોમાંથી જે માણસને તે કામ કરવું પડે તે માણસ પોલીસનું કામ કરવામાં ગફલત અથવા આળસ કરશે તો કુલપાવર માજીસ્ત્રેટના હુકમથી તે માણસ પોતાના ત્રણ મહીનાના પગારની સરાસરી જેટલા રૂપીયા સુધી દંડને લાયક થશે, વખતી શિક્ષા કરવા લાયક કાંઇ કામ પોતે જે રીતે ચાલવું જોઇએ તેથી ઊલટી રીતે ચાલીને પોલીસ પટેલ કરશે અથવા કાનુન તોડશે, અથવા બીજે પ્રકારે ગેર રીતે ચાલશે અથવા ગુનો કરશે. તો તેને બરતરફ કરવાને સદરહુ માજીસ્ત્રેટ મુખત્યાર છે, અથવા હીંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે સરકારી નોકર પેઠે તેની ઉપર કામ ચલાવીને તેને શિક્ષા કરી શકશે અને ગુનો શાબીત થશે. ત્યારે તે બરતરફ થવાને લાયક થશે પણ એવું ઠરાવ્યું છે કે પટેલના દરજ્જાના કોઇ માણસને પોલીશ કમીશનરની મંજુરી વગર આ કલમ પ્રમાણે બરતરફ કરવો નહી.

૧૦. ગામની હદમાં ગુનો કરીને ગુનેગાર નાશી ગયો હોય અથવા માલુમ પડતો નહી હોય તો પોલીશ પટેલે પોતાનું ગામ જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણાના અમલદારને તાબડતોબ ખબર મોકલવી અને પોતાની જાતે ચોકશી કરવા માંડવી, અને તે બાબત જે પુરાવો મળે તે લઇને સદરહુ અમલદારની પાસે તેણે મોકલવો.

૧૧. રકમ ૧ લી ગાંમની હદમાં કોઇ માણસ કમોતે અથવા આકસમાત મરણ પામે અથવા કોઇનું મુડદુ જડે, તો પોલીશ પટેલે તે ગામના અથવા આશપાશના બે અથવા વતા હુશીયાર માણસોને પંચાતનામુ કરવા સારૂ તાબડતોબ બોલાવીને એકઠા કરવા પછી તે માણસોને પંચાતનામુ કરવા સારૂ તાબડતોબ બોલાવીને એકઠા કરવા. પછી તે માણસોએ મરણના કારણની તથા તેને લગતી સઘળી હકીકતની ચોકશી કરીને લખેલો રીપોર્ટ કરવો, તે રીપોર્ટ પોલીશ પટેલે તે ગામ જે ડીસ્ટ્રીકટ પોલીશ થાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને તુરત પોહોચતો કરવો. . .

રકમ ૨ જી પોલીશ પટેલ કોઇ માણશને સદરહુ પ્રકારની પંચાતમાં બેસવાનું કહે તે માણસ વ્યાજબી કારણ વગર બેસવાની ના કહેશે અથવા ગફલત કરશે તો તે ગુનો તેની ઉપર માજીસ્ટ્રેટની આગળ શાબીત થયા પછી તે ઘણામાં ઘણા પચાશ રૂપીયા સુધી દંડને અથવા દંડ નહી આપસે તો એક મહીના સુધી કેદની સજાને લાયક થશે.

રકમ ૩ જી. કાયદા વીરૂધ રીતે મરણ થયું છે એવું પંચાતનામાની હકીકત ઉપરથી જણાય તો પોતાનું ગામ જે ડીસ્ટ્રીકટ પોલીસ થાણાની હદમાં હોય તે થાણું જે અમલદારને સ્વાધીન હોય તે અમલદારને પોલીશ પટેલે તાબડતોબ સુચના કરવી, અને મોકલતાં રસ્તામાં મડદુ કોહી જવાની ધાસ્તી નહી હોય તો પાસેના શીવીલ સરજનની પાસે અથવા એવે પ્રસગે મુડદાં તપાસવાને વઇદક ખાતાના જે અમલદારને સરકારે નીમ્યો હોય તેની પાસે તે મુડદુ તરત મોકલી દેવું પછી તે સીવીલ શરજને અથવા વઇદક ખાતાના બીજા અમલદારે મરણનું કારણ શોધી કહાડવાનો પ્રયત્ન કરવો. મુડદુ મોકલીશુ તો તે કોહી જશે અને તેની તપાસ કરવાથી કાંઇ ફાયદો થશે નહી અને ઉનટો વીકો પોહોચશે એવાં સબબથી પોલીસ પટેલથી મુડદુ મોકલી શકાતુ નહી હોય ત્યારે જે ડીસ્ટ્રીકટ પોલીશ થાણાની હદમાં પોતાનું ગામ હોય તે થાણું જે પોલીસ અમલદારને સ્વાધીન હોય તે અમલદાર અને તેણે પોતાના તાબા માંહેના અમલદારોમાંથી કોઈ અમલદારને મોકલ્યો હોય તે અમલદાર અથવા માજીસ્ટ્રેટ તે મુડદુ બાળવાનો અથવા દાટવાનો હુકમ આપે, ત્યાં સુધી પોલીશ પટેલે તે મુડદુ બાળવાની અથવા દાટવાની રજા આપવી નહી.

૧૨. રકમ ૧ લી—પોતાના ગામના ફલાણા માણસે મોટો ગુનોહ કરયો છે એવું માનવાનો સબબ હોય તો તેને પોલીશ પટેલે પકડવો અને પુરાવાના કામમાં આવે તેવી જે જણસો હોય તે જણસો સુધી તે માણસને પોતાનું ગામ જે પોલીશ થાણાની હદમાં હોય તે થાણું જે પોલીશ અમલદારને સ્વાધીન હોય તે પોલીશ અમલદારની પાસે મોકલવો.

રકમ ૨ જી—ઉપર કહ્યા પ્રમાણે પકડેલા માણસને ૨૪ કલાકની અંદર ડીસ્ટ્રીકટ પોલીશ થાણાની હદમાં પોતાનું ગામ હોય તે થાણામાં મોકલવું.

૧૩ રકમ ૧ લી—જે મુંકદામાં શિક્ષા કરવાનો પોતાને અધીકાર હોય તે મુકદમાની પોતાના સબબથી પોલીશ પટેલને ચોકશી કરવી પડે તે કરતી વખત શાંહેદીને બોલાવીને તેઓને પુછવાનો તથા તેઓની પાસે સત્ય સ્મરણ પુરવક પ્રતિજ્ઞા કરાવીને તેઓની જુબાની લેવાનો અખત્યાર અને સંતાડેલી જણસોને માટે ઝાડો લેવાનો અખત્યાર પોલીશ પટેલને છે, પણ રેહેવાના ઘરનો ઝાડો ઘણીજ અગત્યનો નહી હોય તો પોલીશ પટેલે સુરજ આથમે ત્યારથી

તે સુરજ ઉગે ત્યાં સુધી લેવો નહી.

રકમ ૨ જી—ઝાડો લેવા સારૂ અથવા ફરમાવ્યું માણસ ગુનેગાર છે એવું જાણતું હોય તે માણસને ઝાડો લેવા સારૂ બીજા ગામની હદમાં જઈને કામ કરવાનો પણ અધીકાર પોલીશ પટેલને છે પણ તે બાબત તર્ણે તે ગામના પોલીશ પટેલને તાબડતોબ ખબર કરવી અને તે ગામના પટેલે થાય તેટલી તેને મદદ કરવી અને ઝાડો લેવાનું તથા પાછળ દોડવાનું કામ ચલાવવાનો જોખમ તે બીજા ગામના પટેલને માથે છે.

૧૪. પોતાના ગામની હદમાં હલકો મારામારી અથવા ગાળાગાળી કરવાનું કોઇ માણસ ઉપર તહોમત આવ્યું હોય તો તેનો ઇનસાફ કરવાનો અને ગુનો સાબીત થાય તો તેને ઘણામાં ઘણા ૨૪ કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો પોલીશ પટેલને અખત્યારછે પણ ગુનો થયા પછી આઠ દાહાડામાં ફરીયાદ થવી જોઇએ.

૧૫ જે ગામના તમે પોલીશ પટેલ છો, તે ગામની હદમાં હેઠળ લખેલા ગુનાઓમાંથી હરકોઇ ગુનાનું એટલે ચોરીના માલની આંકેલી કીમત બે રૂપીયા ઉપર નહી હોય તેવી હલકી ચોરીનું અથવા અપક્રીયાથી થએલું નુકશાન બે રૂપીયા કરતા વધા રૂપીયાનું નહી હોય તેવી અપક્રીયા કીધાનું અથવા તમે પોતાની જાતે કાયદાસર હુકમ આપ્યો હોય તે હુકમને હરકત કરવાનું અથવા તે હુકમ મનાવવાની ના કેહેવાનું તહોમત કોઇ માણસ ઉપર આવે તો તેનો ઇનસાફ તમોએ કરવો એવી સનંદ પોલીશ પટેલનું કામ કરનારા માણસને આપવાનો અધીકાર હુકમ લખીને જીલ્લાના માજીસ્ટ્રેટને આપવાને પોલીશ કમીશનર મુખત્યાર છે.

રકમ ૨ જી—અને ઉપર કહેલા કામોમાંનું હરકોઇ કામ કરવાની સાબીતી પોતાની આગળ જે માણસ ઉપર થશે તેને પાંચ રૂપીઆ સુધી દંડ કરવાનો અથવા ઘણામાં ઘણા અડતાળીશ કલાક સુધી ગામને ચોરે કેદ રાખવાનો અધીકાર સદરહુ પ્રમાણે જે પોલીશ પટેલને અખત્યાર મળ્યો હોય તે પટેલને છે. કાયદાશર હુકમને હરકત કરી હોય અથવા તે પ્રમાણે ચાલવાની ના કહી હોય તે મજંગે દંડ નહી આપે તોજ કેદ કરવો.

૧૬ પોલીશ પટેલને ૧૫ મી કલમની પેહેલી રકમ પ્રમાણે અખત્યાર આપવામાં આવશે ત્યારે અને જયાં સુધી તેને તે અખત્યાર હશે ત્યાં સુધી તેને હેઠળ લખેલા અધીકાર પણ છે એવું સમજવું એટલે હેઠળ લખેલું હરકોઇ લોકાપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કોઇ માણસ કરશે તો તેને એક રૂપીયા સુધી દંડ કરવાનો અથવા દંડ નહી આપશે તો ગામને ચોરે ઘણામાં ઘણા બાર કલાક સુધી કેદ રાખવાનો અધીકાર અને સદરહુ લોકાપકારક કૃત્ય અથવા બેઢંગુ કામ કરવાનું જારી રાખવાની અથવા ફરીયા કરવાની મના કરવાનો પોલીશ પટેલને અધીકાર છે એવું સમજવું.

(૧.) કોઇ માણસ કોઇ જાનવરને મનમાં આવે તેમ અતીચારથી અથવા નીરદયપણે બડબડ અથવા તેનો ગેરઉપયોગ કરશે અથવા તેની ઉપર જુલમ કરશે તે.

(૨) સારવજનીક કુવો અથવા તળાવ અથવા હાઉદ જેકામ સારૂ નીમ્યો હોય તે કામમાં એનો ઉપયોગ પડે તેવી રીતે તેમાં કોઇ માણસ નાહાશે અથવા ધોશે અથવા બીજી રીતે ખરાબ કરશે અથવા કરાવશે તે.

(૩.) કોઇ માણસ મના કરેલી જગાએ કચરો અથવા ગોર્જવાર કે પુંજો કરશે તે.

(૪) કોઇ માણસ હરકોઇ સારવજનીકરસ્તામાં અથવા મોહોલ્લામાં અથવા મારગમાં અથવા રાંહદારીની જગાએ ઝાડો પેશાબ કરીને ગંદકી કરશે અથવા દારૂ વગેરે પીને તદન ભાન અથવા મસ્તી કરશે અથવા પોતાનાથી પોતાની સંભાળ નહી થાય તહેવો થઇ જશે તે.

(૫.) પાસે રહેનારા મેને અથવા આવનાર જનાર લોકેને કંટાળો આવે તે રીતે ટોકીમાં

ગતા ઉકરડામાં તેવા બીજા કશામાં કોઇ માણસ ગોત્તે પદારથ પાકાં કારણ વગર જાણીને ઇને એકઠો થવા દેશે અથવા કોઇ ઘરમાંથી અથવા કારખાનામાંથી અથવા તબેલામાંથી. અથવા સંડાસમાંથી અથવા બીજાં તેવાં કશામાંથી લોકોને આવવા જવાની જગાએ બીજો પદારથ પાકા કારણ વગર જાણી જોઇને રેહેવા દેસે અથવા જે તળાવ અથવા હોદ પાણી પીવા સારૂ નીમ્યો હોય તેમાં ચોમાસામાં જે વેળાએ પાણી આવતુ હોય તે વેળામાં મુકેલું જનાવર નાખ્યાથી લોકને ઉપદ્રવ થાય તે જગાએ નાખશે તે.

૧૭ (આ આકટની) ૧૪ મી ૧૫ મી અને ૧૬ મી કલમ પ્રમાણે કામ ચલાવવુ હોય તે પક્ષકારોના રૂબરૂ મોહોડે ચાલવવું ગુનહો સાબીત થયાનુ દફતરમાં લખ્યા પહેલા તે વખતે ફરીયાદ કાઢી નાખવાનો અખતીઆર ફરીયાદ કરનારને છે, પક્ષકારોના નામો તથા પોતાનો અભીપ્રાય તથા શિક્ષાનો ઠરાવ અથવા હુકમ અથવા ફરીયાદ કાહાડી નાખવાની વાત તથા કામ ચલાવવાની તારીખ પોલીશ પટેલે દફતરમાં લખવી અને જીલ્લાનો માજીસ્ત્રેટ ઠરાવે તે નમુના પ્રમાણે તથા તે રસ્તે તથા તે વખતે તે દફતર (પોલીશ) પટેલે જે માજીસ્ત્રેટના પ્રતક્ષ તાબામાં હોય તે માજીસ્ત્રેટને તેણે મોકલવું.

૧૮ આ આકટની કલમ ૧૫ પ્રમાણે સનંદ આપી હોય તે સનંદ પોલીશ કમીશનરની મંજુરી લઇને પછી હુકમ લખીને સઘળી અથવા થોડી ઘણી રદ કરવાને જીલ્લાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૧૯. પોતાના ગામમાં જે બેવારસી માલ જડ્યો હોય તે સઘળો માલ અથવા સને ૧૮૬૭ ના મુંબઇની ડિસ્ત્રીકટ પોલીશ આકટના ઠરાવ પ્રમાણે પોતાને જે માલ આપ્યો હોય તે તે સઘળો માલ પોલીશ પટેલે પોતાને સ્વાધીન રાખવો, અને પોલીશ પટેલ જે માજીસ્ત્રેટના તાબામાં હોય તે માજીસ્ત્રેટને તેણે રીપોર્ટ કરવો અને સદરહુ માજીસ્ત્રેટ હુકમ કરે તે પ્રમાણે કરવું પણ "ઢોરના અતીક્રમણ બાબત" સને ૧૮૫૭ ના ૩ જો આકટ છે તેમાં કહેલા પ્રકારનો તે માલ હોય તો તે આકટમાં કહ્યા પ્રમાણે પોલીશ પટેલે ચાલવું.

૨૦ આ આકટમાં જે ગુનાહ બાબત શિક્ષા ઠરાવી છે તે ગુનાહ બાબત બીજા કોઇ કાયદા પ્રમાણે અથવા આકટ પ્રમાણે કોઇ માણસ ઉપર ફરીયાદ કરવાની મના છે એવો આ આકટના કોઈ ઠરાવનો અરથ કરવો નહીં અથવા તેવા ગુનાહ બાબત આ આકટમાં શિક્ષા ઠરાવી છે તેથી બીજી કાંઈ જુદી અથવા વધતી શિક્ષા બીજા કોઇ કાયદા ઉપરથી અથવા આકટ ઉપરથી થવાને તે માણસ લાયક નથી એવો પણ અરથ કરવો નહીં. પણ એવુ ઠરાવ્યું છે કે એકના એક ગુનાહ બાબત કોઇ માણસને બે વાર શિક્ષા થશે નહીં.

૨૧ પોલીશ પટેલ જરૂરીના કામને લીધે ગામમાંથી ગેરહાજર હોય તે સબબથી અથવા એકાએક માંદો પડવાથી અથવા બીજા કોઇ સબબથી તેનાથી પોતાનું કામ નહીં થાય ત્યારે તેણે પોતાનું કામ પોતાના કોઇ કુટુંબી લાયક હોય, તેને સોંપવું અથવા કોઇ કુટુંબી લાયક નહીં હોય તો બીજા કોઇ લાયક માણસને સોંપવુ અને પોતે જે માજીસ્ત્રેટના પ્રતક્ષ તાબામાં હોય તે માજીસ્ત્રેટને તે બાબત તાબડતોબ રીપોર્ટ કરવો અને જે માણસને કામ સોંપ્યુ હોય તે માણસે પોલીશ પટેલનું કામ કરવુ નહીં. એવો માજીસ્ત્રેટનો ત્યાંથી હુકમ આવે ત્યાં સુધી તેણે ગુનેગારનો ઇનસાફ કરીને શિક્ષા કરવાના કામ શિવાય "પોલીશ પટેલનું" સઘળું કામ કરવું.

૨૨ આ આકટમાં "ડીસ્ત્રીકટ પોલીશ થાણુ" આ શબ્દો લખ્યા છે. તેમાં જે પોલીશ અમલદારને સ્વાધીન થાણુ હોય તે પોલીસ અમલદારના મુલકની હદમાંના ગામનો અથવા જગાનો શમાસ થાય છે એમ સમજવું.

૨૩. આ આકટ અથવા આ આકટનો કોઇ ભાગ જાહેરનામુ છપાવીને પ્રસિધ્ધ પ્રાંતને લાગુ કરવાને સરકાર મુખત્યાર છે. અને આ આકટ અથવા તેનો હરકેઇ ભાગ સદરહુ પ્રાંતને લાગુ કીધો હોય તે વખતે વખતે લાગુ નથી એવુ તેજ રીતે ઠરાવવાને પણ સરકાર મુખત્યાર છે.

૨૪ આ આકટને "સને ૧૮૬૭ ના મુંબાઇના ગામની પોલીસના આકટ" કહેવો.

(ટ્રુ ટ્રાન્સલેસન.)
વીનાયક વાસુદેવ.
ઓરીયન્ટલ ટ્રાન્સલેટર ટુ ગવરનરનમેન્ટ.



# સન ૧૮૬૭ નો આકટ ૭ મો.

(મુંબઇના ગવરનર ઇનકાઉન્સીલનો હેઠળ લખેલો આકટ સન ૧૮૬૭ના નવેંબર મહિનાની ૧૫ મી તારીખે મુંબઇના ગવરનર સાહેબે મંજુર કરયો અને સન ૧૮૬૭ ના ડીસેંબર મહીનાની ૧૨ મીતારીખે ગવરનર જનરલ સાહેબે મંજુર કરયા છે.)

મુંબાઇ ઇલાકાની ડીસ્ટ્રીકટ પોલીસ બાબત નીયમ ઠરાવવા બાબતનો આકટ.

મુંબાઇ ઇલાકાના પોલીસના બંદોબસ્ત બાબત નીયમ ઠરાવવા યોગ્ય છે. વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧. આ આકટમાં જે શબ્દો તથા વાકયો હેઠળ લખ્યાં છે તે શબ્દોનો તથા વાકયનો અરથ હેઠળ લખ્યા પ્રમાણે સમજવો પણ તેવા અરથને વિશય ઉપરથી અથવા આગલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો હોય તો તેવો અરથ સમજવો નહી.

"જીલાનો માજીસ્ત્રેટ" એ શબ્દો વડે કોઇ પણ જીલ્લા મધે હકુમત ચલાવવાનુ કામ જે મુખ્ય અમલદારને સોંપ્યું હોય અને જે મુખ્ય અમલદાર માજીસ્ત્રેટનો અખત્યાર ચલાવતો હોય તે મુખ્ય અમલદારનાં હોદાનું ગમે તે નામ હોય તો પણ તે મુખ્યઅમલદાર સમજવો.

"માજીસ્ત્રેટ" આ શબ્દમાં જે માણસ માજીસ્ત્રટનો સઘળો અથવા કાંઇ પણ અખત્યાર ચલાવતો હોય તે માણસનો સમાસ થાય છે એવું સમજવું.

જેટલા દેશમાં જીલ્લા ના. માજીસ્ત્રેટની હકુમત ચાલતી હોય તેટલા દેશને "જીલ્લો" સમજવો.

આ આકટ પ્રમાણે જે માણસો નીમવામાં આવશે તે સઘળાં માણસોના સમાસ "પોલીસ" અથવા "પોલીસ અમલદાર" આ શબ્દોમાં થાય છે એમ સમજવું.

"કાનસ્ટેબલ" આ શબ્દ વડે પોલીસ માંહેલો સઉના કરતા નીચા દરજાનો અમલદાર સમજવો.

"માલ" આ શબ્દમાં હરકાંઇ જંગમ માલનો અથવા નાણાનો અથવા નાણાના દસ્તાવેજનો સમાસ થાય છે એવું સમજવું.

"ઢોર" આ શબ્દમાં શીંગડાવાળાં ઢોરોનો શમાવેશ થાય છે તે શીવાય વળી હાથીનો, તથા ઊંટનો, તથા ઘોડાનો, તથા ગધેડાનો તથા ખચરનો તથા ઘેટાનો તથા બકરાનો તથા ડુકરોનો શમાસ થાય છે. એવું સમજવું.

૨ રકમ ૧ લી. મુંબઇના કાયદા પુસ્તક માંહેના સન ૧૮૨૭ના ૧૨ મા કાયદાની હેઠળ લખેલી કલમોના જે ભાગ હજુ અમલમાં છે. તે ભાગ આ કલમ ઉપરથી રદ કરયા છે.

૧ લી કલમ

૩ જી કલમની ૧ લી ર મ.

૪ થી કલમ.

૩૦ મી કલમ.

૩૧ મી કલમની ચોથી રકમ.

૪૧ મી કલમ.

રકમ ૨ જી 'મુંબઈ ઇલાકાની પોલીશના કામની તપાસ સદર ફોજદારી અદાલતની કોરટ રાખેલી છે, તે તેની પાસેથી લઇ લેવા બાબત" સન ૧૮૫૨ નો ૨૮ મો આકટ છે તેની ૨ જી કલમ પણ આ રકમ ઉપરથી રદ કરી છે.

૩ ઇંડિયાના ગવરનર જનરલ ઇનકાંઉસીલની મંજુરી લેઇને સરકાર વખતે વખતે હુકમ કરશે તેટલા મુંબઈ ઇલાકાના જુદા જુદા જીલ્લાનાં પોલીશ ખાતામાં અમલદારો તથા માણશો જોઇએ તથા તે ખાતાની તેવી રચના જોઇએ અને તે માણસોને તેટલો પગાર મળશે.

૪ મુંબઇ ઇલાકાની આખી પોલીશની તપાશ સરકાર રાખસે, અને ઇંડિયાના ગવરનર જનરલ ઇનિકાંઉશીલ નીરબંધ તળે (એટલે હુકમ તળે) રહી સરકારે તપાસ રાખવી, અને આ આંકટમાં કહ્યું છે તે શીવાય બીજી રીતે કોઇ માણસને અથવા અમલદારને અથવા કોરટને સરકારે હરકોઇ પોલીશ અમલદાર નીમવાનો હરકોઇ પોલીશ અમલદારની જગા ઉપર બીજા માણસ નીમવા અથવા હરકોઇ પોલીશ અમલદાર ઉપર નીરબંધ ચલાવવાને અધીકાર આપવો નહી.

૫ આખા મુંબઇ ઇલાકાની અથવા મુંબઇ ઇલાકાના કેટલાએક ભાગની પોલીશનો બંદોબસ્ત કરવાનું કામ સરકારને યોગ્ય જણાશે તે પ્રમાણે એક અથવા વધતા કમીસનર નીમીને તથા યોગ્ય જણાશે તેટલા તેઓને આસીશટંટ આપીને તેઓને સોંપવું અને સરકાર ફરમાવશે તેટલા જીલ્લા દરેક કમીશનરના તાબામાં રેહેશે એક અથવા વધતા જીલ્લાની પોલીશના બંદોબસ્તનું કામ ડીસ્ત્રીકટ સુપીનટેંડંટને અને સરકારની નજરમાં જરૂર જણાશે તેટલા આસીસટંટ ડીસ્ત્રીકટ સુપીનટેંડટને સોંપવું પણ તેઓની ઉપર સદરહુ કમીશનરના તાબા માં કહેલા જીલ્લાના માજીસ્ત્રેટનો નીરબંધ રેહેશે અને હુકમ ચલાવશે સરકાર વખતે વખતે કમીશનર તથા ઉપર કહેલા બીજા અમલદાર નીમશે, અને તેઓને કામ ઉપરથી દુર કરવાને પણ સરકાર મુખત્યારછે.

૬. દરેક કમીશનરને પોતાના તાબા મહેના જીલ્લાઓમાં માજીસ્ત્રેટનો સઘળો અખત્યાર છે એવું સમજવું. પણ તે અખત્યાર સરકાર વખતે વખતે જે મરીયાદા ઠરાવે તે મરીયાદા પ્રમાણે ચલાવવો.

૭. પોતાને યોગ્ય જણાય તે હદમાં માજીસ્ત્રેટનો સઘળો અથવા કંઇ એક અખત્યાર પોલીશના આસીસટંટ કમીસનરને અથવા ડીસ્ત્રીકટ સુપીનટેન્ડેન્ટને અથવા આસીશટંટ ડીસ્ત્રીકટ સુપીનટેન્ડેન્ટને આપવાને સરકાર મુખત્યાર છે. પણ એ પ્રમાણે તે અમલદારોને જે અખત્યાર મળ્યો હોય તેમાંથી જરૂર હોય તેટલો સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ તથા ગુના નહી થવા દેવા સારૂ તથા ગુન્હેગારોને સોધી કાહાડવા સારૂ તથા તેઓને પકડવા સારૂ તથા માજીસ્ત્રેટની આગળ લઇ જવાને તેઓને અટકાવી રાખવા સારૂ ચલાવવો. અને આ આકટ ઉપરથી તેઓને જે કામો સોંપી આપ્યાં છે તે કરવા સારૂ જરૂર હોય તેટલો ચલાવવો.

૮. આ આક્ટની ૫ મી કલમમાં કહેલા પોલીશ અમલદારો શિવાય બાકીના સઘળા પોલીશ અમલદારોને એક, અથવા વધારે જીલ્લાઓને સારૂ નીમવા અને સરકાર વખતે વખતે કાનુનો મંજુર કરશે. તે કાનુનો પ્રમાણે તે અમલદારો નીમવાનો પોલીશ કમીશનરને તથા ડીસ્ત્રીક્ટ સુપ્રીનટેન્ડેન્ટને અખત્યાર છે. અને તે કાનુનો પ્રમાણે આ અમલદારો બાબત હેઠળ લખ્યા પ્રમાણે કરવાનો કમીશનરને તથા ડીસ્ત્રીક્ટ સુપ્રીનટેન્ડેન્ટને અખત્યાર છે એટલે ફલાણો પોલીશ અમલદાર પોતાના કામમાં સુસ્ત છે, અથવા ગફલત કરે છે, અથવા કામને લાયક નથી એવું પોતાની નજરમાં આવે ત્યારે તેને હરકોઇ વખત બરતરફ કરવાનો અથવા કામ ઉપરથી મોકુફ કરવાનો અથવા તેને ઓછો પગાર નીમવાનો અખત્યાર છે, અથવા કોઇ પોલીશ અમલદાર પોતાના કામમાં કાળજી નહી રાખશે અથવા ગફલત કરશે અથવા કાંઇ કામ કરીને પોતાનું કામ કરવાને નાલાયક થશે તો તેને ઘણામાં ઘણું એક મહીનાનો પગાર દંડ કરવાનો અખત્યાર છે.

૯. સરદહુ પ્રમાણે નીમેલા દરેક પોલીશ અમલદારની તેમની નેમણુક થયા પછે આ આક્ટને જોડેલા નમુના પ્રમાણે દાખલો કમીશનરની શીક્કાનો અથવા કમીશનર જે બીજા અમલદારને નીમશે તેના શીક્કાનો મળશે એ પ્રમાણે જે માણસને દાખલો મળ્યો છે તેને તે દાખલા ઉપરથી પોલીશ અમલદારના અખત્યાર તથા કામ તથા હક મળે છે એવું સમજવું સરદહુ દાખલામાં જે માણસનું નામ લખ્યું હોય તે માણસ પોલીશ માંહેની ચાકરી ઉપરથી મોકુફ અથવા બરતરફ થશે અથવા બીજી રીતે કામ ઉપરથી દુર થશે. એટલે તે દાખલો રદ થશે એવું સમજવું. અને તે માણસનો ઉપરી અમલદાર હોય અને સ્વાધીન અથવા દાખલો લેઇ લેવાનો અખત્યાર જે બીજા અમલદારને આપ્યો હોય, તેને સ્વાધીન તે દાખલો તાબડતોબ કરવો.

૧૦ પોલીશ અમલદારને ડીસ્ત્રીક્ટ સુપ્રીનટેન્ડેન્ટે ખસુશ કરીને પરવાનગી આપી નહી હશે અથવા પરવાનગી આપવાનો જે બીજા અમલદારને અખત્યાર મળ્યો હોય તે અમલદારે ખસુશ કરીને પરવાનગી આપી નહી હશે અથવા વઇનો દાખલો નહી હસે તો તેનાથી પોતાની ચાકરીમાંથી નીકળાસે નહી અથવા રાજીનામુ આપવાનો પોતાનો ઇરાદો હોય તેની નેતાન બે મહીના આગમચ સુચના પોતાના ઉપરી અમલદારને લખીને આપી નહી હશે તો ડીસ્ત્રીક્ટ સુપ્રીનટેન્ડેન્ટની પરવાનગી વગર પોતાની ચાકરીનું રાજીનામું અપાશે નહી.

૧૧. આ આક્ટ પ્રમાણે પોલીશ અમલદારનું જે કામ હોય તે શીવાય બીજી કોઇ ચાકરી અથવા કામ કમીશનરની ખસુસ કરીને લખેલી પરવાનગી લીધા વગર તેને કબુલ કરવું નહી.

૧૨. સરકારી ગેરસનંદી ચાકર લોકોને પેનશન મળવા બાબત જે કાનુનો છે તે કાનુનો પ્રમાણે પેનશન મળવાનો હક જે વરગના પોલીશ અમલદારને નહી હોય તે વરગના દરેક અમલદારના પગારમાંથી સરકાર ઘણામાં ઘણો રૂપીએ એક આના લગી જે દર ઠરાવે તે દર પ્રમાણે અવેજ કાપી લેવો એ પ્રમાણે કાપી લીધેલા અવેજની અને પોલીશ અમલદાર મંદવાડને લીધે અથવા બીજા કારણને લીધે ગેરહાજર હોય ત્યારે તેના પગારમાંથી અવેજ કપાય તેમાંથી ફાજલ પડે તેની, અને ગેરચાલ બાબત પોલીશ અમલદારને દંડ થાય તેની અને પીને છાકટા થએલા માણસોને માજીસ્ત્રેટ દંડ કરે તે દંડની અથવા પોલીશ અમલદારોની ઉપર હુમલો કરવા બાબત માજીસ્ત્રેટ દંડ કરે તેની, અને પોલીશને વાપરવા સારૂ આપેલાં કપડાં અથવા બીજી જણસો જુની થાય અથવા નકામી પડે તે વેચતાં જે નાણું પેદા થાય તેની, અથવા સરકારે ઠરાવેલે બીજે રસ્તે અવેજ ઉપજે તેની સરકાર હુકમ કરે તે પ્રમાણે

અને તેવા પ્રકારની નોટો વગેરે વખતે વખતે લઇને વ્યાજ ઉપજાવવું અને તેનું સઘળું વ્યાજ તથા વેહેંચાણી અથવા તેના જે ભાગ આ આકટમાં કહેલા કામ સારૂ ખપમાં આવ્યો નહી હોય તેનું પણ સદરહુ પ્રમાણે વ્યાજ ઉપજાવવું. અને "પોલીશ સુપર આન્યુએશન ફંડ" એ નામનો ભંડોળ કરવા સારૂ તે સઘળો અવેજ એકઠો કરવો, અને સરકાર નીયમ ઠરાવે તે નીયમ પ્રમાણે તેમાંથી સુપર આન્યુએશન પેનશનનો અથવા ગ્રાચ્યુઇટી એટલે (ઈનામ) વખતે વખતે આપવુ પણ એવું ઠરાવ્યું છે કે પોલીશ અમલદારને પેનશન અથવા ગ્રાચ્યુઇટી આપ્યા વગર પણ બરતરફ કરવાનો અથવા કાહાડી મુકવાનો અખતીકાર છે અને તે ફંડમાંથી પેનશન અથવા ગ્રાચ્યુઇટી મળવીજ જોઇએ એવો કોઇ પણ પોલીશ અમલદારનો હક છે એવું સમજવુ નહી અથવા પોલીશ અમલદાર ચાકરીમાં હોય ત્યારે તેના પગારમાંથી અવેજ કાપી લીધો હોય તે પાછો મળવાનો તેનો હક પોહોચે છે એવું શમજવું નહી.

૧૩. પોતાના તાબામાંહેના જીલ્લામાં પોલીશ બનાવવા બાબત તથા તેના વરગ કરવા બાબત અને તેઓએ કયાં કયાં વીશેષ કામો કરવાં તે બાબત અને તેઓને જોઈને તપાસ કરવા બાબત અને તેઓને હથીયારો તથા સામન સરજામ તથા બીજી જરૂરની જણસો આપવી જોઇએ તે કેવી આપવી તે બાબત, અને તેઓને ખબર કહાડીને તે જાહેર કરવા બાબત પોતાને યોગ્ય જાણાય તેવા હુકમ તથા કાનુન સરકારની મંજુરી લેઇને વખતે વખતે કરવાનો અખતીકાર કમીશનરને છે અને ગેર રીતે કામ નહી થવા દેવા બાબત અથવા કામમાં ગફલત નહી થવા દેવા બાબત, અને પોતાના તાબા માંહેની પોલીશ પોતાનું કામ સારી રીતે બજાવે તેવી તે પોલીશને હુશીયાર કરવા બાબત પોતાને યોગ્ય જાણાય તેવા બીજા હુકમ તથા કાનુનો વખતે વખતે કરવાને કમીશનરને અખત્યાર છે. અને જુદા જુદા જીલ્લામાં શી રીતે પોલીશ વેહેંચી આપવી તે તેણે માજીસ્ત્રેટના અનુમતથી ઠરાવવું.

૧૪. ફલાણે ઠેકાણે સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ અથવા પોલીશના બીજાં કામ કરવા સારૂ વળી બીજી પોલીશ મોકલવાની ફલાણા શબબથી જરૂર છે એવી કોઈ માણસ અરજી કરે ત્યાર પછી તે પ્રમાણે તે ઠેકાણે વળી બીજી પોલીશ યોગ્ય જાણાય તેટલી મુદત સુધી મોકલવાને હરકોઇ કમીશનર મુખત્યાર છે. અથવા જીલ્લાના માજીસ્ત્રેટનો હુકમ લેઇને તે પ્રમાણે કરવાને ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટ મુખત્યાર છે એ પ્રમાણે બીજી મોકલેલી પોલીશ ઉપર ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટનો હુકમ ચલશે અને તેનો ખરચ અરજી કરનારને આપવો પડશે પણ એવુ ઠરાવ્યુ છે કે જે માણસની અરજી ઉપરથી સદરહુ પ્રમાણે પોલીશ મોકલી હોય તે માણસ કમીશનરને અથવા ડીસ્ત્રીકટ સુપ્રીનટેન્ડેન્ટને એક મહીનો આગમચ લખેલી સુચના આપીને અથવા સદરહુ બેઉ અમલદારોમાંનો હરકોઇ અમલદાર જેટલી ઓછી મુદતની સુચના કબુલ કરશે તેટલી ઓછી મુદતની સુચના આપીને સદરહુ પોલીશ ઉઠાવી લેવાનું કહેવાને મુખત્યાર છે. અને તે સુચનાની મુદત પુરી થશે. એટલે સદરહુ વતી પોલીશના ખરચનો ભાર તે માણસને માથેથી ઉતરશે એવું સમજવું.

૧૫. મુલકના કેઈ ભાગમાં લોહોડાની શડકનુ અથવા નેહેરનું કામ અથવા બીજુ સરવજનીક કામ અથવા કારખાનું અથવા વેહેપારનું કામ ચાલે અથવા ચાલતુ હોય, અને તે કામ ઉપર અથવા કારખાના ઉપર રાખેલા માણસોની ચાલ ચલગત ઉપરથી અથવા તેઓ ફલાણી રીતે ચાલશે એવું લાગવાથી તે જગાએ વતી પોલીશ રાખવાની જરૂર છે એવું કમીશનરની નજરમાં આવે ત્યારે સરકારનું અનુમત લઇને તે જગાએ વતી પોલીશ મોકલવાને જરૂર હોય તાંહાં સુધી તેઓને તે ઠેકાણે રાખવાને પોલીશ કમીશનરને અખતીકારછે અને એ પ્રમાણે જરૂર પડયાથી વતી પોલીસ રાખી હોય તેનો પગાર આપવાનો હુકમ સદર

કે પ્રકારનું કામ અથવા કારખાનું અથવા વેહેપારનું કામ ચલાવવાના કામમાં વાપરવાનું નાણું જે માણસના તાબામાં હોય તે માણસને કરવાને કમીશનર મુખત્યાર છે અને એ પ્રમાણે લખી મોકલે એટલે તે માણસે તે (પગારના) રૂપીઆ આપવા જોઇએ.

૧૬. મુંબઇ ઇલાકાના જે ભાગમાં દંગો ફીશાદ થયો હોય અથવા થવાની ધાસ્તી હોય ત્યાં, અથવા મુંબઇ ઇલાકાના જે ભાગના રહેવાશીઓની ચાલ ચલગત ઉપરથી પોલીસના માણસોની સંખ્યા વધારવાનું યોગ્ય લાગતું હોય તે ભાગમાં મામુલ પ્રમાણે રાખવાની પોલીસ ફોજ કરતાં જાસતી પોલીસ ફોજ રાખવા બાબત જાહેરનામું મારીને અથવા પોતાને યોગ્ય લાગે તેવી બીજી રીતે હુકમ કરવાનો સરકારને અખત્યાર છે એ પ્રમાણે રાખેલી જાસતી પોલીસનો ખરચ થાય તે સઘળો અથવા તેનો કાંઇ ભાગ સરકારની નજરમાં આવે તે પ્રમાણે મુલકનો જે ભાગ જાહેરનામામાં લખ્યો હોય તે ભાગ ઉપર સ્થાનીક કર બેસાડીને લેવો અને જીલ્લાનો માજીસ્ટ્રેટ લખી મોકલે એટલે કલેકટર મુલકના તે ભાગના તે રેહેવાશીઓ ઉપર પોતાને વ્યાજબી જણાય તે રીતે ફાળો નાખીને તે ખરચની રકમ વસુલ કરવી પણ એવું ઠરાવ્યું છે કે મુંબઇ ઇલાકાનો જે ભાગ સદરહુ પ્રમાણે જાહેરનામામાં લખ્યો હોય તે ભાગ સન ૧૮૫૦ ના ૨૬ મા આકટ પ્રમાણે અથવા બીજા ચાલુ આકટ પ્રમાણે જે સેહેરમાં મુનસીપલ કમીશનર હોય તે સેહેરની હદમાં હોય તો સદરહુ ખરચ મુનશીપલ ફંડમાંથી કરવો અને તે કામ સારૂ બીજો કાંઇ કર બેસાડવાની જરૂર હોય તો તે કરનો આંકડો મુનસીપલ કમીશનરને ઠરાવવો.

૧૭. ઉપરની છેલ્લી ત્રણ કલમમાં કહ્યા પ્રમાણે જાસતી પોલીશ રાખી હોય તે બાબતનો અવેજ તેજ કલમ પ્રમાણે આપવો જોઇએ તે આજ સાત દીવસની મુદતની લખેલી સુચના આપીને કલેકટરના હુકમથી હેઠળ લખેલી રીતે વસુલ કરવો એટલે મેહેસુલ કરવા બાબત જે કાયદા ચાલુ હોય તે કાયદા પ્રમાણે મેહેસુલ જે રીતે વસુલ કરે છે તેજ રીતે તે અવેજ વસુલ કરવો, અને એ બાબત અવેજ આપે તે "જનરલ પોલીશ ફંડ ખાતે જમે કરવો" અને સરકાર હુકમ કરે તે પ્રમાણે પોલીશના ખરચમાં વાપરવો પણ એવું ઠરાવ્યું છે કે ઉપરની છેલ્લી કલમના વિશેષ ઠરાવ ઉપરથી જે રકમો ઠરાવી હોય તે સઘળી રકમો સરકારમાં ભરવા સારૂ મ્યુનીસીપલ કમીસનરના હુકમથી વસુલ કરવી અને સેહેર સુધારવાના કામ સારૂ કરના આંકડા જે રીતે વસુલ કરે છે તે રીતે તેણે તે રકમો વસુલ કરવી.

૧૮. સુલેહનો ભંગ થતો અટકાવવા સારૂ અથવા હંગામો અથવા બખેડો બંધ પાડવા સારૂ અથવા જે બીજા માણસને પકડવાનો પોતાને અખત્યાર હોય તેને પકડવા સારૂ મદદ કરવાનું હરકોઇ માણસને ફરમાવવાને માજીસ્ટ્રેટ અથવા પોલીશનો ડીસ્ટ્રીકટ સુપ્રીટેંડંટ અથવા આસીસ્ટંટ ડીસ્ટ્રીકટ સુપ્રીંટેંડંટ અથવા હરકોઇ પોલીશ અમલદાર મુખત્યાર છે,

૧૯ જે પોલીશ ફોજ હાજર હોય તે હુલ્લડ અથવા મોહોટું ધાંધલ બેસાડી દેવાને બસ નથી એવું નજરમાં આવે ત્યારે હથીયારના જોરથી હુલડ બેસાડી દેવા સારૂ લશકરી મદદ પાસેના લશકરી પોસ્ટના અથવા થાણાના કમાંડીગ આફીશરની પાસે માગવાનો અધીકાર તે જગાના જે માજીસ્ટ્રેટને શરવના કરતાં વત્તી મુખત્યારી હોય છે.

૨૦ હરેક પોલીશ અમલદાર જે જીલ્લાનો અથવા જીલ્લાઓનો હોય તે જીલ્લામાં તે હમેશાં કામગીરી ઉપર છે એવું આ આકટમાં સરવ કારણો માટે સમજવું અને મુંબઇ ઇલાકાના બીજા ભાગમાં તેની જરૂર હશે ત્યાંહાં સુધી ત્યાંહાં તેને કામગીરી ઉપર હરકોઇ વખતે મોકલવાનો અખત્યાર છે.

૨૧. યોગ્ય અધીકારીએ કાયદેસર હુકમ તથા વારંટ આપ્યાં હોય તે તેણે તાબડતોબ

આનીને અમલમાં લાવવા અને લોકોના સ્વસ્થપણા બાબતની (એટલે ચુ ક બાબતની) ખબર કાહાડીને તે ખબર જાહેર કરવી અને ગુના તથ લોકાપકારક કાય થતાં અટકાવવાનો બંદોબસ્ત કરવો અને ગુનેગારોને સોધી કાહાડીને તેઓને ઇનસાફ થવા સરૂ તેઓને હાજર કરવા. અને જે માણસોને પકડવાનો પોતાને કાયદાની રૂએ અખતીઆર હોય અને જે માણસોને પકડવાનું વ્યાજબી કારણ હોય તે શખ્સને પકડવા એ દરેક પોલીશ અમલદારનું કામ છે એવું સમજવું. અને આ કલમમાં કહેલા હરકોઇ કારણસર વારંટ વગર પીઠાગાં અથવા જુગારના અખાડામાં અથવા હલકા અને બેઢંગા માણસોને આવવા જવાની જગાએ પેશીને ચોકશી કરવાનો દરેક પોલીશ અમલદારને અખત્યાર છે.

૨૨. હથીઆરો અથવા બીજી જણસો ગેરવ્યાજબી કામ સારૂ રાખી છે. એવું પોતાના ધીયાનમાં આવવાનું વ્યાજબી કારણ હો તો તે સઘળાં પકડવાનો અખતીઆર કાનસટેબલ કરતાં ઊંચા દરજાના પોલીસ અમલદારને છે પણ પકડવા સારૂ રેહેવાના ઘરમાં પેશવાની જરૂર હોય તો વગર વારંટ પેસવું નહી. જીલ્લાનો માજીસ્ત્રેટ ફરમાવે તે પ્રમાણે તે હથીઆરોનો તથા જણસોનો નીકાલ કરવો.

૨૩. માજીસ્ત્રેટની રૂબરૂ મજકુર જાહેર કરવાનો અને ગુનાહ કરવાની ઉપર કાયદા પ્રમાણે નીકળી શકે તેવો સમન અથવા વારંટ અથવા ઝડો લેવાનું વારંટ અથવા કાયદાસર બીજો કોઈ હુકમ માગવાનો અને આખરનો ફેસલો થાય ત્યાં સુધી તે માણસની ઉપર ફરીયાદીનું કામ ચલાવવાનો હરકોઇ પોલીશ અમલદારને અખત્યાર છે.

૨૪. સઘળો બેવારસી માલ પોતાના તાબામાં લેવો અને તે જે ગામમાંથી જડ્યો હોય તે ગામના પોલીશ પટેલને હવાલે કરીને તેની પોહોચ લેવી, એ દરએક પોલીશ અમલદારનું કામ છે અને તે ઠેકાણે માજીસ્ત્રેટની હકુમત ચાલતી હોય તે નજીકના માજીસ્ત્રેટની પાસે તે પોહોચ પોલીશ અમલદારે મોકલી દેવી.

૨૫. કોઇ માણસ આ આકટ પ્રમાણે પોલીશ અમલદારના કામમાંથી દુર થશે તે પોતાનો દાખલો તથા કપડાં તથા હથીયાર વગેરે સાજ સરંજામ તથા કામ બજાવવા સારૂ પોતાને તથા જરૂરીની બીજી જણસો આપી હોય તે પાછી આપવાની જાણી જોઇને ગફલત કરશે અથવા ના કહેશે તો તે વાત માજીસ્ત્રેટની આગળ સાબીત થયા પછે તે બશે રૂપીયા સુધી દંડને લાયક થશે અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણું છ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષાને લાયક થશે.

૨૬. પોલીસ અમલદાર પોતાને જે રીતે ચાલીને કામ કરવું જોઇએ તેથી ઉલટો ચાલશે અથવા યોગ્ય અધીકારીએ કરેલી કાનુન અથવા કાયદા અથવા કાયદાસર હુકમ જાણી જોઇને તોડશે અથવા તેમાં ગફલત કરશે. અથવા પરવાનગી વગર અથવા બે મહીના અગાઉ સુચના આપ્યા વગર પોતાના હોદાનું કામ તોડશે અથવા પોલીશની ચાકરી શીવાય બીજુ કાંઇ કામ હુકમ વગર માથે લેશે, અથવા બીહીકણપણું કરશે, અથવા કોઇ માણસ પોતાના તબામાં કેદમાં હોય ત્યારે તેને વગર આધારે મારકુટ કરસે તો માજીસ્ત્રેટની આગળ તે વાત શાબીત થયા પછી તે પોલીશ અમલદારે ઘણામાં ઘણા ત્રણ મહીનાના પગાર જેટલા દંડને અથવા ઘણામાં ઘણા ત્રણ મહીના સુધી બેમાંના હરકોઇ એક પ્રકારની કેદની શિક્ષાને અથવા એ બેઉ શિક્ષાને લાયક થશે.

૨૭. સારવજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા શાહેરની બીજી જગાએ લોકો એકઠા થાય તો તેઓએ શી રીતે એકઠા થવું અને એકઠા થઇને જાય ત્યારે શી રીતે એકઠા થઇને જવું (તથા વરઘોડા વિગેરે શી રીતે કાહાડવા) તે બાબત કામ પડે ત્યારે હુકમ કર

વાનો અખતીઆર અને તરઘેડા વીગેરે કયે રસ્તે અને કઈ વખતે લઇ જવા તે ઠરાવવાનો અધીકાર પોલીસના ડીસ્ટ્રીકટ સુપ્રીનટેંડેંટને તથા આસીસ્ટંટ ડીસ્ટ્રીકટ સુપ્રીનટેંડેંટને છે. વાર તેહેવારને દાહાડે અથવા ધરમ સબંધી ક્રીયાને પ્રસંગ ગામના રસ્તામાં વાજાં વગાડવા દેવા બાબત નીયમ ઠરાવવાનો અધીકાર પણ તેઓને છે,

૨૮. સારવજનીક રસ્તામાં તથા ગલીનાં તથા રાહાદારીની જગાએ તથા નાહાવાની તથા ધોવાની તથા ઉતરવાની જગાએ તથા લોકોને આવવા જવાની સઘળી જગાએ અથવા લોક ભક્તી કરતા હોય ત્યારે ભક્તી કરવાની જગાની આશપાસ બંદોબસ્ત રાખવો. અને સારવજનીક રસ્તામાં અથવા ગલીનાં અથવા રાહાદારીની જગાએ તથા નાહાવાની તથા ધોવાની તથા ઉતરવાની જગાએ રસ્તો બંધ નહી થઈ જાય તથા સરવજનીક ઘરમાં ઘણી ભીડ નહી થાય તેવો બંદોબસ્ત રાખવો એ પોલીશનું કામ છે.

૨૯. ઉપલી છેલી કલમો પ્રમાણે આપેલા હુકમને જે માણસ હરકત કરશે અથવા નહી માનસે તે માણસ સદરહુ હુકમ આ આકટની ૨૭ મી કલમ પ્રમાણે કરયો હશે તો તે વાત તેની ઉપર માજીસ્ત્રેટની આગળ સાબીત થયા પછી બસેં રૂપીયા સુધી દંડને લાયક થશે અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણા છ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની શજાને લાયક થશે. અને સદરહુ હુકમ આ આકટનો ૨૮ મો કલમ પ્રમાણે કરયો હશે તો તે વાત તેની ઉપર માજીસ્ત્રેટની આગળ સાબીત થશે તો પચાશ રૂપીયા સુધી દંડને લાયક થશે, અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણા બે મહીના સુધી બેમાંના ગમે તે એક પ્રકારની કેદની સજાને લાયક થશે.

૩૦. ઉપરની છેલી ત્રણ કલમોમાં કહેલી બાબતમાં જીલાના માજીસ્ત્રેટનો સામાનીય અધીકાર છે તે અધીકારને તે કલમોના કોઇ ઠરાવથી હરકત થાય છે એવું સમજવું નહી,

૩૧. જે સેહેરમાં અથવા બીજી જગાએ માજીસ્ત્રેટ રેહેતા હોય તે સેહેરમાં અથવા બીજી જગાએ. અથવા જે સેહેરને. અથવા બીજી જગાએ અથવા સારવજનીક રસ્તાને આ કલમ સરકારના જાહેરનામાં ઉપરથી ખુશી કરીને લાગુ કરી હોય તે સેહેરમાં અથવા બીજી જગાએ અથવા રસ્તામાં અથવા રસ્તા પાસે કોઇ માણસ રેહેવાશીઓને અથવા આવનારા જનારા લોકોને અટકાવ થાય અથવા કંટાળો આવે અથવા જોખમ અથવા બીહીક અથવા નુકશાન લાગે તેવી રીતે હેઠળ લખેલા ગુન્હા કરશે તો માજીસ્ત્રેટની આગળ તે વાત તેના ઉપર સાબીત થયા પછી તે પચાસ રૂપીયા સુધી દંડને લાયક થશે અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણા આઠ દાહાડા સુધી કેદના શિક્ષાને લાયક થશે. અને કોઇ માણસ પોતાના દેખતાં તેવો ગુનોહ કરતાં માલુમ પડશે તો તેને વારંટ વગર કેદ કરવાનો અધીકાર હરકોઇ પોલીશ અમલદારને છે તે ગુનાની વીગત નીચે મુજબ.

( ૧. ) કોઇ માણસ કોઇ જાનવરને મનમાં આવે તેમ અત્યાચારથી અને નીરદયપણે બડબડે અથવા તેનો ગેરઉપયોગ કરશે અથવા તેના ઉપર જુલમ કરશે તે.

( ૨ ) સારવજનીક કુવો અથવા તળાવ અથવા હાઉદ અથવા પાણીની જગ્યા જે કામ સારૂ નીમી હોય, તે કામમાં ઓછી ઉપયોગી પડે તેવી રીતે તેમાં કોઇ માણસ નાહાશે અથવા ધોશે અથવા બીજી રીતે ખરાબ કરશે અથવા ખરાબ કરાવશે તે પણ એવું ઠરાવ્યું છે કે તેવું નહી કરવા બાબતનું જાહેરનામું પાસેની પ્રસીદ્ધ જગાએ જીલ્લાની ભાષામાં મારયું હશે તો.

( ૩. ) કોઇ માણસ ઘોડા ઉપર અથવા બીજા ઢોર ઉપર બેશીને તેને કોઇ રસ્તામાં અથવા રાહાદારીની જગાએ બેપરવાઈથી અથવા ઘણા જોરથી હાંકશે, અથવા શાખાસે. ( જ

થવા પતોટને ) અથવા તેને સંભાળવાનો પુરો બંદોબસ્ત કરયા વગર સુતી જશે અથવા ફેલાવુ ઢોર અથવા વાહન માહ્યંડી લઇ જાયે એવી સુચના પોહોચ્યા પછી જરૂર હોય તે કરતાં વત્તી વરસગી રેહેવા દેશે, અથવા ઉંઘાગી રાતે હરકોઇ જાતની ગાડી અંધારામાં લેટલું અંબરાબર અજવાળું પડે તેવા દીવા વગર હાંકશે, અથવા વગર હુકમે કંઇ માલ વેચવા સારૂ અથવા બીજા કામ સારૂ માંડી મુકશે, અથવા નીમેલી જગા શીવાય બીજી જગાએ કચરો અથવા ગોજવાડ અથવા પુંજો મુકશે અથવા માજીસ્ત્રેટની અથવા મ્યુનશીપલ કમીશનરની અથવા પોલીશ અમલદારની પરવાનગી વગર દારૂખાનું (એટલે આતશબાજી) છોડશે અથવા સારવજનીક રસ્તાની પચાસ ફુટની અંદર બંદુક વગેરે અગનીશસ્ત્ર અથવા દારૂખાનું છોડશે તે.

(૪.) કોઇ માણસ સારવજનીક રસ્તામાં અથવા ગલીમાં અથવા રાહાદારીની જગાએ અથવા તેની પાસે તથા સામે કાંઇ ઢોરને મારી નાખશે અથવા મારેલું ઢોર અથવા ચામડું સાફ કરશે. અથવા જાણી જોઇને તથા નીરલજપણે પોતાનુ શરીર ઉઘાડુ મુકશે. અથવા લોકો પઇસા મેળવવા સારૂ કંટાળો આવે તેવુ કુરૂપણું અથવા રોગ ઉઘાડો મુકશે, અથવા લોકો પકારક કંઇ કરશે, અથવા પોતાનાથી પોતાની સંભાળ નહી થાય તવો છાકટો થઇ જશે તે.

૩૨. ઉપરની છેલ્લી રકમ પ્રમાણે જે માણસ ઉપર તહોમત આવ્યું હોય તે માણસને પોતાની આગળ આણ્યા પછી માજીસ્ત્રેટની આગળ તેણે હાજર થવું. એ બાબત જામીન સુધાં અથવા જામીન વગર તે માણસનો મુચલકો લેવો એ કાનસ્ટેબલ કરતાં ઊંચા દરજાના દરેક પોલીશ અમલદારનું કામ છે

૩૩. કોઇ માણસ માજીસ્ત્રેટની અથવા મ્યુનશીપાલ કમીશનરની પરવાનગી વગર કોઇ રાહાદારીની જગાએ માંડવો અથવા છાપરૂ અથવા તંબોળ અથવા તેવું બીજુ કાંઇ બાંધશે. અથવા પથરા અથવા ઘર બાંધવાનો શામાન મુકશે. અથવા પાસે રેહેનારાઓને અથવા આવનાર જનાર લોકને કંટાળો આવે તેવી રીતે શેહેરનો અથવા ગામનો હદમાંહેની અથવા જગા માંહેની ટાંકીઓમાં અથવા ઉકરડામાં અથવા તેવાં બીજા ઠામાંમાં ગોજો પદારથ પાકા કારણ વગર જાણી જોઇને એકઠો થવા દેશે, અથવા કોઈ ઘરમાંથી અથવા કારખાનામાંથી અથવા તબેલામાંથી રાહાદારીની જગાએ ગોજો પદારથ પાકા કરણ વગર જાણી જોઇને રેહેવા દેશે, અથવા જે તળાવ અથવા હાઉદ પાણી પીવા સારૂ નીમ્યો હોય તેમાં ચોમાશામા જે વેહેળાને રસ્તે પાણી આવતું હોય તે વેહેળામાં મુએલુ જનાવર અથવા કચરો અથવા ગોજવાડ નાખશે. અથવા જે બીજી જગાએ સદરહુ પ્રકારનો કચરો પુંજો નાખ્યાથી લોકોને ઉપદ્રવ હોય તે જગાએ નાખશે, અથવા ઠરેલી કાનુનો અથવા માજીસ્ત્રેટનો હુકમ નહી માનીને ઘાસ અથવા બીજો જવાળાગ્રહી (એટલે તાબડતોબ સળગી ઉઠે તેવો) પદારથ રહેવાના ઘરથી અથવા પડશાળથી અથવા બીજી ઇમારતથી ૫૦ વારની અંદર સાંચી મુકશે અથવા ભરી મુકશે, અથવા તે પ્રમાણે શીંચી મુકયો હેય અથવા ભરી મુકયો હેય, તે કાહાડી લઈ જવાને ચુકશે અથવા કશામાંહેની અથવા ગામાંહેની અથવા રેહેવાની જગા માંહેની અથવા તેની પાસેની જમીન ઉપરની અથવા સારવજનીક રસ્તા માંહેની અથવા રાહાદારીના ઠેકાણા માંહેની અથવા તેના પાસેની જમીન ઉપરની વાડ અથવા વધી ગએલા કંટાળા અથવા ઝડી ઘણીજ વધવા દીધાથી લોકોને ઉપદ્રવ થવા જેવું હેય તે વાડ ઝરવાનો અથવા કંટાળા અથવા ઝાહાડી ઝરી નાખવાનો અથવા કાહાડી નાખવાનો માજીસ્ત્રેટે હુકમ કરયો હોય તે નહી માનવું તો તે વાત માજીસ્ત્રેટની આગળ સાબીત થયા પછી તે માણસ સદરહુ પ્રકારનો દરેક ગુના બદલ પચાસ રૂપીયા સુધી દંડને

લાયક થશે અથવા દંડ નહી આપશે તો ઘણામાં ઘણા આઠ દહાડા લગી કેદની સજાને લાયક થશે. પણ એવું છે કે ૩ ફુટ ઊંચી અને ચાર ફુટ પોહોળા કરતાં ઓછી ઊંચાઇની અને પેહોળાઇની ગાડી ઝરાનું કોઇ માણસને ફરમાવવું નહી,

૩૪. કેઇ શેહેરની અથવા ગામની સારવજનીક અથવા પડત જમીનમાંના કાંટાળા અથવા બીજી વનસ્પતી એટલે (ઝાડબોડ) અથવા ઉપદ્રવકારક ગંદકી કહાડી નાખવાની જરૂર છે એવું ફુસલાવર માજીસ્ત્રેટની નજરમાં આવે ત્યારે તે જમીન સાથે જે લોકોને સબંધ હોય તે લોકોને અને તે શેહેરના તથા ગામના રેહેવાશીઓને જનરલ નોટીશ આપીને તે કહાડી નાખવાનો હુકમ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે. તે નોટીશ ચાવડીમાં (એટલે ગામને ચોરે.) અથવા લોકોને આવવા જવાની મુખ્ય જગોએ મારવી. તે નોટીશમાં યોગ્ય મુદત લખી હોય તો તે યોગ્ય મુદતમાં (તે મુદત ૭ દહાડા કરતાં ઓછા લખવી નહી.) તે હુકમ પ્રમાણે નહી થશે તો તે વનસ્પતી અથવા ઉપદ્રવકારક ગંદકી કાહાડી નંખાવવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે અને તે બાબત ખરચ થાય તેનો મજકુર માજીસ્ત્રેટ ફરમાવે એટલે લોકો ઉપર ફાળો નાંખીને આ આકટની ૧૬ અને ૧૭ મી કલમમાં કહેલી રીતે તેઓની પાસેથી તે ખરચ લેવો.

૩૫. આ આકટ પ્રમાણે ગુનો સાબીત થયા પછી ઇનસાફ કરનાર અમલદારે શિક્ષા ઠરાવવી જોઇએ તે જેટલો દંડ અથવા કેદની શિક્ષા કરવાનો પોતાને અખત્યાર હોય તે અખત્યારની અંદર ઠરાવવી. પણ એવું ઠરાવ્યું છે કે કાનસ્ટેબલના દરજા કરતાં ઊંચા દરજાના કોઈ પોલીશ અમલદારની ઉપર આ આકટ પ્રમાણે ફરીયાદ થાય તેની માજીસ્ત્રેટનો કુલ અખત્યાર સાચવનારા અમલદારેજ તજવીજ કરીને ફેંસલો કરવો.

૩૬. આ આકટમાં જે ગુનહા બાબત શિક્ષા ઠરાવી છે. તે ગુના બાબત બીજા કોઇ કાયદા પ્રમાણે અથવા આકટ પ્રમાણે કોઇ માણસ ઉપર ફરીયાદ કરવાની મના છે એવો આ આકટના કોઇ કલમનો અરથ કરવો નહી. અથવા તેવા ગુના બાબત આ આકટમાં જે શિક્ષા ઠરાવી છે તેથી બીજી કાંઇ જુદી અથવા વધતી શિક્ષા બીજા કોઇ કાયદા ઉપરથી અથવા આકટ ઉપરથી થવાને તે માણસ લાયક નથી એવો પણ અરથ કરવો નહી. પણ એવું ઠરાવ્યું છે કે એકના એક ગુના બાબત કોઇ માણસને બે વાર શિક્ષા થશે નહી.

૩૭. જે ગુના બાબત શિક્ષા કરવાનો માજીસ્ત્રેટને અધીકાર છે તે ગુના બાબત આ આકટના આધારથી દંડ અથવા ગુનેગારી ઠરાવવામાં આવે તે નહી ભરે અને માજીસ્ત્રેટને યોગ્ય જણાય તો જીલ્લાના માજીસ્ત્રેટની હકુમતની હદમાં ગુનેગારનો માલ હોય તે જપ્ત કરીને વેચીને તે દંડ અથવા ગુનેહગારી વસુલ કરવાનો અખત્યાર છે જે માજીસ્ત્રેટે હુકમ કર્યો હોય તેની સહીના વારંટ ઉપરથી તે માલ જપ્ત કરીને વેચવો.

૩૮. મજકુર દંડ અથવા ગુનેગારી તાબડતોબ નહી ભરે તો મજકુર જપ્તીના વારંટના પરીણામની હકીકત યોગ્ય વખતે લખાઇ આવે ત્યાં સુધી ગુનેગારને પકડીને કેદમાં રાખવાનો હુકમ કરનાર માજીસ્ત્રેટ મુખત્યાર છે પણ જપ્તીના વારંટના પરીણામથી હકીકત યોગ્ય વખતે લખાઇ આવે ત્યાં સુધી ગુનેગારને પકડીને કેદમાં રાખવાનો હુકમ કરવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે પણ જપ્તીના વારંટના પરીણામની હકીકત મોકલવા સારૂ જે ઠેકાણું તથા વખત ઠરાવી હોય તે ઠેકાણે તથા તે વખતે હું હાજર થઇશ એવો માજીસ્ત્રેટની ખાતરીના જામીન ગુનેગાર આપે તો તેને પકડીને કેદ કરવો નહી,

૩૯. દંડ વસુલ થાય તેટલો માલ જપ્તીમાં જડતો નથી એવું જપતીના વારંટના પરીણામની હકીકત લખાઇ આવ્યા ઉપરથી દેખાઇ અને ગુનેગાર તાબડતોબ દંડ નહી ભરે અથ

વા ગુનેગારની જુબાની ઉપરથી અથવા બીજી રીતે માજીસ્ટ્રેટની ખાત્રી થાય કે જપતીનું વારંટ આપવું ના પણ કરેલો દંડ અથવા અવેજ વસુલ થાય તેટલી માલ મીલકત ગુનેગારની પાસે નથી તો તે માજીસ્ટ્રેટ પોતાની સહીનું વારંટ આપીને પોતાની નજરમાં આવે તે પ્રમાણે કેદમાં રાખવા સારૂ ગુનેગારને (તે ગુનેગાર રાણીની વીલાયતી રઇયત નહી હોય તો તુરગમાં મોકલવાને મુખત્યાર છે ચાર રૂપીયા કરતા વધતો દંડ નહી હોય તો ઘણામાં ઘણા બે "ક્યાલેંડર" મહીના સુધી કેદમાં રાખવો, અને સો રૂપીયા કરતાં વધતો દંડ નહી હોય તો ઘણામાં ઘણા ચાર "ક્યાલેંડર" મહીના સુધી કેદમાં રાખવો, અને એ વગર બીજે પ્રસંગે ઘણામાં ઘણા છ "ક્યાલેંડર" મહીના સુધી કેદમાં રાખવો પણ દંડનો અવેજ આવે તો ગુનેગારને કેદમાંથી તાબડતોબ છોડી મુકવો.

૪૦. ગુનેગાર રાણીની વીલાયતી રઇયત હોય ત્યારે માજીસ્ટ્રેટ જસ્ટીશ આફધી પીસ હોય તો હુનેલા (એટલે મારામારી) ના મુકદમામાં દંડ વસુલ કરવાની જે રીતે ૩ જા જાર જમાં બાદશાહની કારકીર્દીમાં ઠરેલા પ૩ સ્ટાટુટના ૧૫૫ મા બાબની ૧૯૫ મી કલમમાં કહી છે તે રીતે તે માજીસ્ત્રેટે દંડ વસુલ કરવો. સદરહુ માજીસ્ત્રેટ જસ્ટીશ આફ ધી પીસ નહી હોય તો જે વાત બની હોય તે તેણે દફતરમાં લખીને તે દફતર જીલ્લાની હદમાં બીજો કોઇ માજીસ્ત્રેટ જસટીશ આફધી પીસ હોય તેની પાસે મોકલી દેવું પછી તે માજીસ્ત્રેટની ઉપર કહેલી રીતે તે દંડ વસુલ કરવા સારૂ ગુનેગાર ઉપર કામ ચલાવવું.

૪૧. પોલીશ અમલદારના હાથથી સમન વગેરે હુકમ પોહોચાડવા બાબત અવેજ આવે તે સઘળો અવેજ તથા ઇનામનો તથા દંડનો અથવા ઇનામના તથા દંડના હીસાનો અવેજ ખબર આપનારને કાયદા પ્રમાણે આપવામાં આવે છે તેવો અવેજ પોલીશ અમલદારને ખબર આપી હોય તે ઉપરથી આવે તે સઘળો જનરલ પોલીશ ફંડમાં જમે કરવો પણ એવું ઠરાવ્યું છે કે પોલીશ ફોરસના કોઇ માણસે વિસેશ ચાકરી બજાવી હોય તે બાબત તેને સદરહુ પ્રકારના ઇનામનો અથવા દંડનો સઘળો અવેજ અથવા તેનો કાંઈ ભાગ આપવાની આ કલમના કોઇ ઠરાવ ઉપરથી મના છે એવું સમજવું નહી.

૪૨. આ આકટના ઠરાવ ઉપરથી અથવા આ આકટ પ્રમાણે પોલીશને સામાન્ય અખીકાર આપ્યો છે તે અખીકાર ઉપરથી હરકોઇ વાત કરવા બાબત અથવા કરવાનો ઇરાદો કરવા બાબત કોઇ માણસ ઉપર કાયદા પ્રમાણે જે ફરીયાદ ચાલી શકતી હોય તે ફરીયાદ જે વાત બાબત ફરીયાદ કરવી હોય તે વાત બન્યા પછી ત્રણ મહીનાની અંદર સરૂ કરવી જોઇએ, નહી તો ચાલશે નહી, અને ફરીયાદ સરૂ કરયા પેહેલાં નેદાન એક મહીના આગમચ તે ફરીયાદીની તથા તેના કારણની પ્રતીવાદીને અથવા જે જીલ્લામાં તે વાત બની હોય તે જીલ્લાના ડીસ્ટ્રીકટ સુપ્રીનટેંડેંટને અથવા આસીસ્ટંટ સુપ્રીનટેંડેંટને સુચના લખીને આપવી એ પ્રમાણે ફરીયાદ કરયાં પેહેલાં પ્રતીવાદી નુકસાનનું પુરેપુરૂ વળતર આપવા માંડશે, અથવા ફરીયાદ કરયા પછી પ્રતીવાદી અથવા પ્રતીવાદીની તરફથી કોઇ પુરેપુરી રકમ કોરટમા ભરશે તો વાદીની ફરીયાદ ચાલશે નહી અને સદરહુ પ્રકારના મુકદમામાં વાદીની તરફનું હુકમનામુ થશે તો પણ તેને પરતીવાદીની પાસેથી ખરચ મળશે નહી પણ જે જડજની આગળ તે મુકદમાનો ઇનસાફ થશે તે જડજ એવો દાખલો આપશે કે એ ફરીયાદ કરી તે વ્યાજબી છે તો પ્રતીવાદીની પાસેથી ખરચ મળશે. પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ અમલદાર ઉપર જે વાત બાબત ફોજદારીમા કામ ચાલ્યું હશે તે વાત બાબત તેની ઉપર દીવાનીમાં કામ ચાલશે નહી.

૪૩. કોઇ પોલીશ અમલદાર પોતાના હુદ્દાના જોરથી કાંઇ વાત કરી ન હોય તે બાબત

તેની ઉપર ફરીયાદ થાય અથવા કામ ચાલે ત્યારે મેં એ વાત માજીસ્ત્રેટે આપેલી વારટના આધારથી કરી છે. એવો જવાબ આપવાનો તેને અખત્યાર છે. સદરહુ વાત કરવાનું જે વારટમાં ફરમાવ્યું હોય અને જેની ઉપર માજીસ્ત્રેટની સહી હોય તે વારંટ રજુ કરીને તે જવાબ સાબીત કરવો પછી માજીસ્ત્રેટની હુકમતનાં કાંઈ ખાત્રી હોય તો પણ પ્રતીવાદીની તરફેનું હુકમનામું કરવું માજીસ્ત્રેટની સહી ખરી છે કે નહી તે બાબત કોરટને શક આવવાનું કારણ નહી હોય ત્યારે માજીસ્ત્રેટની સહી બાબત પુરાવાની જરૂર નથી પણ ઠરાવ્યું છે કે તે વારંટ આપનારા અધીકારીની ઉપર ફરીયાદી કરવાના લોકોનો જે ઈલાજ ચાલતો હોય તે ઈલાજની આ કલમના કોઇ ઠરાવથી હરકત થાય છે એવું સમજવું નહી,

૪૪. પોલીશના કારણ સારૂ ગામના હરકોઇ પોલીશ અમલદાર ઉપર જે અખત્યાર ચલાવવાને જીલ્લાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે ને અખત્યાર પોલીશ કમીશનરની મન્જુરી લઇને પોલીસના ડીસ્ત્રીકટ સુપ્રીનટેંડંટને આપવાને જીલ્લાનો માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૪૫. વંશપરંપરના અથવા બીજા પ્રકારના ગામના પોલીશ અમલદારનું નામ આ આકટ પ્રમાણે પટમાં દાખલ થયું નહી હોય તો તેને આકટનો કોઈ પણ ઠરાવ લાગુ થાય છે એવું સમજવું નહી સદરહુ પ્રમાણે પટમાં નામ દાખલ થશે એટલે તે અમલદારને આ આકટના ઠરાવ લાગુ થશે વંશપરંપરાના ગામના પોલીશ અમલદારનું નામ તેના અનુમત વગર અને તેને નીમવાને જેઓને અખત્યાર હોય તેઓના અનુમત વગર આ આકટ પ્રમાણે પટમાં દાખલ કરવું નહી.

૪૬. આ આકટ સીંધપ્રાંતને લાગુ છે પણ મુંબઇ શેહેરને લાગુ નથી.

૪૭. આ આકટને "સન ૧૮૬૭ નો મુંબઇનો ડીસ્ત્રીકટ પોલીસ આકટ" કહેવો.

નમુનો (કલમ ૯ મી જુઓ.)

શિક્કો.

અ બ. ને મુંબઇ ઈલાકા માંહેના ક. ડ. જીલ્લાની અથવા જીલ્લાઓની પોલીશની આશામી નીમાયો છે. અને શન ૧૮૬૭ ના મુંબઇના ડીસ્ત્રીકટ પોલીશ આકટ પ્રમાણે પોલીસ અમલદારને જે અખત્યાર તથા હક છે તે તેને આપ્યા છે.

ઈંડિઆના ગવરનર ઈનકાઉનસલને હેઠળ છપેલો આકટ ગવરનર જનરલે
સન ૧૮૬૪ ના ફેબ્રવારી મહીનાની ૧૮ મી તારીખે મંજુર
કરયો તે સરવ લોકને જાહેર થવા સારૂ પ્રસિધ્ધ કરયો છે.

# સન ૧૮૬૪ નો આકટ ૬ ઠો.

## ફટકાની શિક્ષા કેટલાએક પ્રસંગે ઠરાવવાનો અધીકાર આપવા બાબતનો આકટ.

હિંદુસ્તાનના ફોજદારી કાયદાના ઠરાવ પ્રમાણે ગુનેગારોને કેટલેએક પ્રસંગે ફટકાની શિક્ષા કરવી યોગ્ય છે, વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૫૩ મી કલમમાં શિક્ષાઓ કહી છે તે શિવાય વળી તે કાયદાના ઠરાવ પ્રમાણે ગુન્હેગારો ફટકાની શિક્ષાને પણ લાયક થશે.

૨. કોઈ માણસ હેઠળ લખેલા ગુનામાંનો કાંઈ ગુનો કરશે તો તે ગુના બાબત હીંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે જે શિક્ષાને લાયક થશે તે શિક્ષાને બદલે તેને ફટકાની શિક્ષા કરવાનો અધીકાર છે તે ગુન્હાની વિગત.

૧. સદરહુ કાયદાની ૩૭૯ મી કલમમાં કહેલા પ્રકારની ચોરી.
૨. સદરહુ કાયદાની ૩૮૦ મી કલમમાં કહેલા પ્રકારની ઘરમાંની અથવા તંબુમાંની અથવા વાહાણમાંની ચોરી.
૩. સદરહુ કાયદાની ૩૮૧ માં કલમમાં કહેલા પ્રકારની મેહેતાએ અથવા ચાકરે કરેલી ચોરી.
૪. સદરહુ કાયદાની ૩૮૨ મી કલમમાં કહ્યા પ્રમાણે ઠાર મારવાની અથવા ઈજા કરવાની તઈયારી કરીને કરેલી ચોરી.
૫. સદરહુ કાયદાની ૩૮૮ મા કલમમાં કહ્યા પ્રમાણે ભય ઉતપન કરીને જબરાઈથી કહડાવવું.
૬. સદરહુ કાયદાની ૩૮૯ મી કલમમાં કહ્યા પ્રમાણે જબરાઈથી કહડાવવાનો ગુન્હો કરવા સારૂ કોઈ માણસ ઉપર ગુનો કરયાનું તોહોમત મુકવાનું ભય ઉતપન કરવું.
૭. સદરહુ કાયદાની ૪૧૧ મી કલમમાં કહ્યા પ્રમાણે બદદયાનતથી ચોરીનો માલ લેવો.
૮, સદરહુ કાયદાની ૪૧૨ મી કલમમાં કહયા પ્રમાણે ડાકામાં ચોરાવેલો માલ બદદયાનતથી લેવો.
૯. આ કલમમનો ગુના બાબત ફટકાની શિક્ષા કહી છે તેવો ગુન્હો કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૩ ની અને ૪૪૫ મી કલમમાં કહયા પ્રમાણે ગુપ્ત ગ્રહ પ્રવેશ કરવો અથવા ઘર ફોડવું.
૧૦ આ કલમમાં જે ગુના બાબત ફટકાની શિક્ષા કહી છે તેવો ગુનો કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૪ મી અને ૪૪૬ મી કલમમાં કહયા પ્રમાણે રાતે ગુપ્ત ગ્રહ-પ્રવેશ કરવો તથા રાતે ઘર ફોડવું.

૩ ઉપરની છેલી કલમમાં કહેલા ગુન્હામાંના હરકાંઇ ગુનાની સાબીતી કોઇ માણસ ઉપર અગાઉ થઇ હોય અને તેની ઉપર તેવાજ ગુન્હાની પાછી શાબીતી થશે તો હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે તે ગુના બાબત તે જે બીજી સજાને લાયક હશે તે સજાને બદલે અથવા તે સજા સીવાય વળી તેને ફટકાની શિક્ષા કરવાનો અધીકાર છે.

હેઠળ લખેલા ગુન્હામાંના હરકાંઇ ગુન્હાની શાબીતી કોઇ માણસ ઉપર અગાઉ

ગઈ હોય અને તેની ઉપર તેવાજ ગુનાની પાછી શાબીતી થશે તો હીંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે તે બીજી સજાને લાયક થશે. તે સજા શિવાય પળી તેને ફટકાની શિક્ષા કરવાનો અખીતાર છે તે ગુનહાની વીગત.

૧. હિંદુસ્તાનના ફોજદારી કાયદાની ૯૩ મી કલમ પ્રમાણે શિક્ષાને લાયક થાય એવી રીતે ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવ બનાવવો.

૨. સદરહુ કાયદાની ૧૯૪ મી કલમમાં કહયા પ્રમાણે જે ગુના બાબત દેહાંત શિક્ષા કહી છે. તેવો ગુનો સાબીત કરવા સારૂ ખોટી સાહેદી આપવી અથવા ખોટો પુરવો બનાવવો.

૩. સદરહુ કાયદાની ૧૯૫ મી કલમમાં કહયા પ્રમાણે જે ગુના બાબત સમુદ્રપાર કરવાની અથવા કેદની શિક્ષા કહી છે તેવો ગુનો કોઇ ઉપર શાબીત કરવાના ઇરાદાથી ખોટી શાહેદી આપવી અથવા ખોટો પુરાવો બનાવવો.

૪. સદરહુ કાયદાની ૨૧૧ મી અને ૩૭૭ મી કલમમાં કહયા પ્રમાણે સૃસ્ટીક્રમ વિરૂધ મઇથુન કરયનુ ખોટું તહોમત કોઇ માણસ ઉપર મુકવું.

૫. સદરહુ કાયદાની ૩૫૪ મી કલમમાં કહ્યા પ્રમાણે સ્ત્રીને લાજ લાગે અને તેના મનને ધક્કો પોહાચે એવા ઇરાદાથી તેની ઉપર હુમલો કરવો અથવા સાપાધ બળ વાપરવુ

૬. સદરહુ કાયદાની ૩૦૫ મી કલમમાં કહયા પ્રમાણે બળાત્કાર સંભોગ.

૭. સદરહુ કાયદાની ૩૦૭ મી કલમમાં કહયા પ્રમાણે સૃસ્ટીક્રમ વિરૂધ મઇથુન.

૮. સદરહુ કાયદાની ૩૯૦ મી અને ૩૯૧ મી કલમમાં કહયા પ્રમાણે અપહરણ અથવા ડાકો.

૯. સદરહુ કાયદાની ૩૯૩ મી કલમમાં કહયા પ્રમાણે અપહરણ કરવાની કોશીશ કરવી.

૧૦ સદરહુ કાયદાની ૩૯૪ મી કલમમાં કહયા પ્રમાણે અપહરણ કરવામાં બુધ્ધી પુરવક વ્યથા કરવી.

૧૧. શદરહુ કાયદાની ૪૧૩ મી કલમમાં કહયા પ્રમાણે ચોરીનો માલ લેવાનો અથવા ચોરીનો ધંધો કરવાનો વહીવટ રાખવો.

૧૨. સદરહુ કાયદાની ૪૬૩ મી કલમમાં કહયા પ્રમાણે ખોટો લેખ બનાવવો.

૧૩. સદરહુ કાયદાની ૪૬૬ મી કલમમાં કહયા પ્રમાણે ખોટો લેખ બનાવવો.

૧૪. સદરહુ કાયદાની ૪૬૭ મી કલમમાં કહયા પ્રમાણે ખોટો લેખ બનાવવો.

૧૫. સદરહુ કાયદાની ૪૬૮ મી કલમમાં કહયા પ્રમાણે ઠગાઇ કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.

૧૬. સદરહુ કાયદાની ૪૬૯ કલમમાં કહયા પ્રમાણે કોઇ માણસની આબરૂને હાની કરવાના કારણસર ખોટો લેખ બનાવવો.

૧૭. આ કલમમાં જે ગુના બાબત ફટકાની શિક્ષા કહી છે તેવો ગુનો કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૩ મી અને ૪૪૫ મી કલમમાં કહયા પ્રમાણે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું,

૧૮. આ કલમમાં જે ગુના બાબત ફટકાની શિક્ષા કહી છે તેવો ગુનો કરવા સારૂ સદરહુ કાયદાની ૪૪૪ મી અને ૪૪૬ મી કલમમાં કહયા પ્રમાણે રાતે ગુપ્ત ગ્રહપ્રવેશ કરવો અથવા ઘર ફોડવું

૫ હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં જે ગુના બાબત દેહાંત શિક્ષા ઠરાવી નથી તેવો ગુનો કોઇ નાહાની ઉમરનો ગુનેગાર કરે તો તે સદરહુ કાયદા પ્રમાણે જે બીજી શિક્ષાને લાયક હોય તે શિક્ષા બદલે તેને ફટકાની શિક્ષા કરવાનો અખતીયાર છે, પછી તે તેનો પેહેલો ગુનો હોય કે બીજી વારનો હોય, તે વાતની ચીંતા નથી.

૬ પોતાની હકુમત માંહેની સરહદ ઉપરના પ્રાંતમાં અથવા ઉજડ મુલકમાં આ કલમનો ઠરાવ લાગુ છે એવું હરકોઈ ઠેકાણેની સરકાર સરકારી ગેજેટમાં જાહેરનામું છપાવીને ઠરાવશે ત્યારે સદરહુ જાહેરનામું પ્રસિદ્ધ થયા પછી જે માણસ આ આકટની ૪ થી કલમમાં કહેલા ગુનામાંનો કાંઇ ગુનો સદરહુ પ્રકારના પ્રાંતમાં અથવા મુલકમાં કરે તે હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે જે બીજી શિક્ષાને લાયક હશે, તે શિક્ષાને બદલે તેને ફટકાની શિક્ષા કરવાનો અખતીયાર છે.

૭. સ્ત્રીઓને ફટકાની શિક્ષા કરવી નહીં. અથવા જે માણસને દેહાંત શિક્ષા આપવા સમુદ્રપાર કરવાની શિક્ષા અથવા શાશ્વતીકદાસત્વની શિક્ષા અથવા પાંચ વરસ કરતાં વત્તાં વરસની કેદની શિક્ષા ઠરાવી હોય તેને ફટકાની શિક્ષા કરવી નહીં.

૮ પેહેલા વરગના તાબા માંહેના માજીસ્ત્રેટના દરજ્જા કરતાં જે અમલદારનો દરજ્જો ઓછો હોય તેણે ઠેકાણા ઠેકાણાની સરકારે ફટકાની શિક્ષા ઠરાવવાનો ખસુસ કરીને અખતીયાર આપ્યા વગર તેણે ફટકાની શિક્ષાનો ઠરાવ કરવો નહીં.

૯ જે કોરટના શિક્ષાના ઠરાવ ઉપરથી ઉપરી કોરટમાં અપીલ ચાલે છે તેવી કોરટે કેદ શિવાય વળી ફટકાની શિક્ષા કરવી હોય ત્યારે તે ઠરાવની તારીખથી પંદર દીવસ સુધી અથવા તે મુદતમાં અપીલ કરી હોય તો શિક્ષાનો ઠરાવ ઉપરી કોરટ મંજુર કરે ત્યાં સુધી ફટકા મારવા નહીં, પણ પંદર દીવસ થયા પછી તાબડતોબ અથવા અપીલ કરી હોય તો શિક્ષાનો ઠરાવ મંજુર કરનારી કોરટનો હુકમ પંદર દિવસમાં નહીં પોહોચે તો તે હુકમ પોહોચ્યા પછી તાબડતોબ ફટકા મારવા,

૧૦ પુખ્ત ઉમરના માણસને ફટકાની શિક્ષા કરવી તે ઠેકાણા ઠેકાણાની સરકાર ફરમાવે તે હથીઆરે તથા તે રીત અને શરીરના તે ભાગ ઉપર કરવી અને ગુન્હેગાર નાની ઉમરનો હોય તો ઝીણી નેતર વડે નિશાળમાં શિક્ષા કરે છે તે રીતે કરવી નવત્રારીના બાબકાનો ઉપયોગ કરવો હોય તો ૧૫૦ ફટકા કરતાં વત્તા ફટકાની શિક્ષા કરવી નહીં અને નેતરનો ઉપયોગ કરવો હોય તો ૩૦ ફટકા કરતાં વત્તા ફટકાની શિક્ષા કરવી નહીં જસ્ટીસ આફધી પીસના દેખતાં અથવા માજીસ્ત્રેટનો અખતીયાર ચલાવવાનો અખત્યાર જે અમલદારને આપ્યો હોય તેના દેખતાં અને જે કોરટે શિક્ષાનો ઠરાવ કરયો હોય તે કોરટે બીજી રીતે હુકમ કરયો નહીં હોય તો વઇદના દેખતાં પણ ફટકા મારવા.

૧૧ ફટકાની શિક્ષા કરવા લાયક ગુનેગારની પ્રકૃતી છે એવો દાખલો વઇદ હજર હોય તો તેણે આપ્યા વગર અફ્ત્રી પીસ અથવા બીજો અમલદાર હજર હોય તેની નજરમાં તે પ્રમાણે આવ્યા વગર ફટકા મારવાનો ઠરાવ અમલમાં લાવવો નહીં, અને ફટકાની શિક્ષા અમલમાં આવતી હોય ત્યારે બાકીના ફટકા ખમવા લાયક ગુનેગારની પ્રકૃતી નથી એવો દાખલો વઇદ આપે અથવા જે અમલદાર હાજર હોય તે અમલદારની નજરમાં તે પ્રમાણે આવે તો ફટકા મારવાનું મોકુફ રાખવું. ફટકાની શિક્ષાનો ઠરાવ મુદતે મુદતે થોડો થોડો અમલમાં લાવવો નહીં.

૧૨ આ આકટની ઉપલી છેલ્લી કલમ પ્રમાણે ફટકા મારવાનો ઠરાવ મુદત અમલમાં આણ્યો નહીં હોય ત્યારે જે કોરટે શિક્ષાનો ઠરાવ કરયો હોય તે કોરટ તે ઠરાવ પાછો તપાસી

સી ત્યાં સુધી ગુનેગારને કેદમાં રાખવો, અને સદરહુ કોરટની નજરમાં આવશે તો ગુનેગારને છેક છોડી દેવાને તે કોરટ મુખ્તીયાર છે અથવા તેજ ગુના બાબત ગુનેગાર ઉપર બીજી શિક્ષાં ઠરાવી હશે તે શિક્ષા શિવાય વળી ફટકાને બદલે હરકોઈ મુદતની કેદની શિક્ષાને ઠરાવ કરવાને મુખ્ત્યાર છે એવું ઠરાવ્યુ છે કે એકંદર કેદની મુદતના હિંદુસ્તાનના ફોજદારી કાયદા પ્રમાણે જેટલી મુદતની કેદની શિક્ષાને ગુનેગાર લાયક હોય તેટલી મુદત કરતાં અથવા કોરટને જેટલી મુદતની કેદની શિક્ષા કરવાનો અધીકાર હોય તેટલી મુદત કરતાં વધતી ઠરાવવી નહી.



# સન ૧૮૬૬ નો આકટ ૩ જો.

## મુંબાઈ ઈલાકા માંહેની કેટલીએક જગાએ જુગાર રમવાની મના કરવા બાબતનો કાયદો કરવો યોગ્ય છે વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

૧. આ આકટ હેઠળ લખેલી જગાઓને લાગુ થઇને ત્યાં ચાલુ રેહેશે.

(૧) મુંબઇની અદાલતની હાઇકોરટની અસલ ફરીયાદ લેવાની માલુમ હકુમતની સ્થળ શિમ બહારના જે શેહેરોને તથા કસબાઓને આ આકટ મુંબઇનો ગવરનર ઈનકાંઉશીલ સરકારી ગેજેટમાં વખતે વખતે હુકમ છપાવીને પસીદ્ધ કરીને લાગુ કરશે તે સઘળા શેહેરોને તથા કસબાઓને લાગુ થઇને ત્યાં ચાલુ રેહેશે પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ દરેક શેહેરમાં અથવા કસબમાં નેદાન પાંચ હજાર માણસોની વસ્તી જોઇએ અને ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા પ્રમાણે જે માજીસ્ત્રેટને માજીસ્ત્રેટનો કુલ અખત્યાર આપ્યો હોય, તે માજીસ્ત્રેટ તે દરેક શેહેરમાં અથવા કસબામાં રેહેવો જોઇએ અને

(૨) મુંબઇની અદાલતની હાંઇકોરટની અસલ ફરીયાદ લેવાની માલુમ હકુમતની સ્થળ શીમ બાહારના રેલવે ઇસ્ટેશનનાં સઘળાં ઘરોને લાગુ થઇને ત્યાં ચાલુ રેહેશે, અને સદરહુ સ્ટેશનનાં ઘરોની આશપાસની જે જગ્યા તે ઘરોની હરકોઇ ભાગથી ત્રણ માઇલ કરતાં વધારે છેટે નહી હશે તે સઘળી જગ્યાઓને લાગુ થઇને ત્યાં ચાલુ રેહેશે, અને મુંબઇ ઇલાકા માંહેની બીજી કોઇ જગ્યાને લાગુ થશે નહી. અને ત્યાં ચાલુ રેહેશે નહી.

૨. આ આકટના ઠરાવ કયા શેહેરને અથવા કસબાને કઇ તારીખથી લાગુ થશે તે તારીખ આ આકટની ૧ લી કલમ પ્રમાણે હુકમ કરીને ઠરાવવાનો અખ્તીઆર ગવરનર ઇન કાઉસીલને છે અને હરકોઇ શેહેર નેઅથવા કસબાને આ આકટ ઠરાવ લાગુ કરવાનો હુકમ મુંબઇના જે સરકારી ગેજેટમાં હોય તે ગેજેટ હાજર કરશે એટલે આ આકટના ઠરાવ તે શેહેરને અથવા કસબાને લાગુ કરવાને કાયદાસર રીતે તથા યોગ્ય રીતે લાગુ કરયા છે તે વાતનો તે સરકારી ગેજેટ બરાબર પુરાવો છે એવું સમજવું પણ એવું ઠરાવવામાં આવ્યું છે કે આગળ જતાં કાંઇ હુકમ અથવા હુકમો કરીને પેહેલો હુકમ રદ કરવાનો અથવા ફેરવવાનો અખ્તીઆર ગવરનર ઇન કાંઉસીલને છે અને એ પ્રમાણે પાછળથી કરેલો હુકમ અથવા હુકમો મુંબઇના સરકારી ગેજેટમાં હોય ગેજેટ હાજર કરશે એટલે સદરહુ પેહેલો હુકમ રદ કરયો અથવા ફેરવ્યો તે બાબતનો તે બરાબર પુરાવ છે. એવું સમજવું.

૩ જે હદને આ આકટ લાગુ છે તે હદમાંના કોઇ ઘરનો અથવા ઓરડીનો અથવા જગ્યાનો ધણી અથવા તેનો રહેનારો અથવા તે વાપરનારો તેમાં જુગાર ચલાવવા સારૂ તે કહાડશે અથવા રાખસે અથવા તેનો ઉપયોગ કરશે તે અને સદરહુ પ્રકારનાં હરકોઇ ઘરનો અથવા ઓરડીનો અથવા જગ્યાનો ધણી અથવા તેમાં રહેનારો ઉપર કહેલા કારણ સારૂ બીજા કોઇ માણસને તે ઘર અથવા ઓરડી અથવા જગ્યા જાણી જોઇને કાહાડવા દેશે અથવા રાખવા દેશે, અથવા તેનો ઉપયોગ કરવા દેશે તે, અને સદરહુ કરેણ સારૂ કોઈ ઘર અથવા ઓરડી અથવા જગ્યા કહાડી હોય અથવા રાખી હોય અથવા તે વાપરતા હોય ત્યાંના કામની સંભાળ, અથવા વહિવટ જેવી પાસે હોય અથવા તે કામ ચલાવવાને કોઇ રીતે જે મદદ કરશે તે પાંચસે રૂપીયા સુધી દંડને લાયક થશે અથવા ઘણામાં ઘણામાં

ઘણા ત્રણ કયાલેંડર મહીના સુધીની આસાન કેદની અથવા સખત મજુરીની કેદની સજાને લાયક થશે.

૪ પાને અથવા પાસે અથવા બોદ અથવા જુગાર રમવાના બીજા સાધને સદરહુ હદમાંના અને જુગારના અખાડા સારૂ વપરાતુ હોય એવાં કોઈ ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં કેઇ માણસ રમતાં અથવા જુગાર રમતા પકડાશે અથવા પઇસા સારૂ અથવા સરત સારૂ અથવા લાગ સારૂ અથવા બીજી રીતે જુગાર રમવા સારૂ ત્યાં હાજર હતો એ રીતે પકડાશે તે બસે રૂપીય સુધી દંડને લાયક થશે, અથવા ઘણામાં ઘણું એક કયાલેંડ'મહીના સુધી આશાન કેદની અથવા સકત મજુરીની કેદના સજાને લાયક થશે અને સદરહુ હદમાંના જુગારના અખાડામાં જુગાર અથવા દાવ ચલાવતો હશે તે વખતે ત્યાં કોઈ માણશ પકડાશે તો તે ત્યાં જુગાર રમવા સારૂ ગયો નહી હતો એવું સાબીત કરે ત્યા સુધી ત જુગાર રમવા તે ગયો હતો "એવું" સમજવું.

૫ જે માજીસ્રેટ ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદા ઉપરથી માજીસ્રેટનો કુલ અખત્યાર ચલાવતો હોય તે માજીસ્રેટની આગળ અથવા જીલ્લાના જે પોલીશ સુપીન્ટેન્ડેન્ટને અથવા આસીટંટ સુપ્રીનટેન્ડેન્ટને માજીસ્રેટનો કુલ અખત્યાર મળ્યો હોય તે પોલીશ સુપ્રીનટેન્ડેન્ટની આગળ અથવા આસીસ્ટંટ સુપ્રીનટેંડેંટની આગળ સદરહુ હદમાંના ફલાણા ઘરમાં અથવા ઓરડામાં અથવા જગામાં જુગારનો અખડો હશે એવું માનવાને સબબ છે એ રીતે સમખાઇને અથવા સત્ય સમરણ પુરવક પ્રતીગ્ના કરીને ફરીયાદ કરયા પછી અને ત્યાર પછી જે ચોકશી કરવાની જરૂર હોય ત ચોકશી કરયા પછી તેવો સક આવવાનો વ્યાજબી સબબ છે એવી તે માજીસ્રેટની અથવા પોલીસ સુપ્રીટેંડેટની અથવા આસીસ્ટંટ પોલીશ સુપીનટેંડેટની ખાતરી થયા પછી સદરહુ પ્રકારના ઘરમાં અથવા ઓરડીમાં અથવા બીજી જગામાં જરૂર પડે તેટલી મુદત લઇને રાતરે અથવા દહાડે જરૂર હોય તો જબરદસ્તીથી પેસીને ત્યાં જે માણસે મળે તો ત વખતે ખરેખર જુગાર રમતા હોય કે નહી હોય તો પણ તે સરવને કેદ કરીને માજીસ્રેટની આગળ લઇ જવા અને જુગાર રમવાના સરવ સાધના, તથા પઇસા, તથા પઇસા બાબતના દસ્તાવેજ તથા કીમતદાર જણસો ત્યાં જડે, તથા તેઓનો જુગાર રમવા સારૂ ઉપયેગ કરયો હોય અથવા તેઓનો ઉપયોગ કરવાનો ઇરાદો હતો એવો સંસય લાવવાનુ વ્યાજબી કારણ હોય તે સઘળી જણસો પકડવી અને પોતે જે ઘરમાં અથવા ઓરડામાં અથવા જગામાં પેઠો હોય તેમાં જુગાર રમવાના સાધનો સંતાડયાં છે એવું માનવાનો સબબ હોય ત્યારે તે ઘરનાં અથવા એરડીના અથવા જગાના સઘળા ભાગોનો ઝાડો લેવો. અને કેદ કરેલા માણસોનો પણ ઝડો લેવો અને ઝાડો લેતાં જુગાર રમવાના સાધનો જડે તે સરવ પકડવાને કબજામાં લેવાનો અખત્યાર ઇનસ્પેક્ટરને અથવા મુખ્ય કાનસ્ટેબલને અથવા ફોજદારને અથવા ફોજદારન. જેટલા દરજાના પોલીસના બીજા ઉપરી અમલદારને પોતાની નજરમાં આવશે ત્યારે પોતાની સહીનુ વિશેષ વારંટ આપીને આપવાને સદરહુ માજીસ્રેટ અથવા પોલીસ સુપ્રીનટેન્ડેન્ટ અથવા આસીસ્ટંટ સુપીનટેંડેંટ મુખત્યાર છે,

૬ સદરહુ હદમાંના ફલાણા ઘરનાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારનો અખાડો છે એવો વહેમ હોય, અને આ આકટ પ્રમાણે વારંટ આપ્યુ હોય તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પેઠા હોય તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં અથવા તેમાં માણસો પકડાય તેઓની પાસે કુશળતાની રમત વગરની બીજી રમતમાં વાપરતા હોય તેવાં પાનાં અથવા પાસા અથવા બોદ અથવા પટ અથવા પાટીયું અથવા જુગાર રમવાના બી

જ્યાં સાધનો જડે ત્યારે તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પૈસનાગ પોલીશ ઇનસ્પેક્ટરના અથવા ઉપલી અમલદારના દેખતાં અથવા ઉપર કહ્યા પ્રમાણે જગાની બદલે જે માણસો હોય તે માણસોના દેખતાં ખરેખાત દાવ ચાલ્યો નહી હોય ત્યાં પણ તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગારનો અખાડો છે. અને જે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગાર રમવાનાં સદરહુ પ્રકારનાં સાધનો જડ્યાં હોય તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં પકડાએલા માણસો જુગાર રમવા સારૂ આવ્યાં હતાં એવો પુરાવો થાય છે એવું સમજવું. સદરહુ પુરાવો કબુલ કરવો તે ઉલટું શાબીત નહી થાય ત્યાં સુધી કબુલ કરવો.

૭ સદરહુ પ્રકારનો જુગારનો અખાડો રાખવાનો ગુનો, અથવા તેમાં રમવાનો અથવા જુગાર રમવાનો ગુનો અથવા જુગાર રમવા સારૂ તેમાં હાજર રેહેવાનો ગુનો કોઇ માણસ ઉપર શાબીત થાય એટલે તે ઘરમાં, અથવા તે ઘરમાં જે માણસો પકડાયા હોય તેઓની પાસે જુગાર રમવાનાં સાધનો જડયાં હોય તે સર્વેનો નાશ તાબડતોબ કરી નાખવાનો હુકમ કરવાનો અખત્યાર ગુનો શાબીત કરનાર માજીસ્ત્રેટને છે.

૮ આ આકટની ૩ ૭ અને ૪ થી કલમ વિરૂધ ગુનો કોઈ માણસ ઉપર ઠરાવવા સારૂ હેઠળ લખ્યા પ્રમાણે શાબીત કરવાની જરૂર નથી એટલે, ગમે તે દાવ રમતાં કોઇ માણસ પકડાય તે પઇસા સારૂ અથવા શરત સારૂ અથવા લાગ સારૂ રમતા હતા એવું શાબીત કરવાની જરૂર છે

૯ આ આકટ વિરૂધ રીતે જુગાર રમવામાં જે માણસ સામેલ હોય તેની જુબાની સદરહુ પ્રમાણે જુગાર રમવા બાબત સાહેદની જુબાની પ્રમાણે માજીસ્ત્રેટ જુગારના અખાડાનાં ધણી ઉપરના અથવા રાખનારની ઉપરનાં અથવા તેમાં રેહેનારની ઉપરના. અથવા તે જુગારના અખાડાની સંભાળ અથવા વહીવટ જેની પાશે હોય તેના ઉપરના તહોમતનો ઇનસાફ કરતી વખતે લેશે. અથવા માજીસ્ત્રેટની રૂબરૂ લેવામાં આવશે અને જુબાની આપતી વખતે તેને જે વાત પુછે તે સઘળી વાત તે માણસ પોતાની માહીતગારી પ્રમાણે ખરેખરી અને જેવી હકીકત બની હોય તેવી જાહેર કરશે. અને તે ઉપરથી તેને માજીસ્ત્રેટની પાસેથી તે વાત જાહેર કર્યા બાબતનો લખેલો દાખલો મળશે તો તે માણસે તે વખત પેહેલાં તે જુગાર સબંધી જે કાંઇ કર્યું હશે તે બાબત તેની ઊપર આ આકટ ઉપરથી કાંઇ ફરીયાદ ચાલશે નહી.

૧૦ આ આકટની ૩ ૭ અથવા ૪ થી કલમ પ્રમાણે જે દંડ વસુલ થાય તેની ચોથાઇ સુધી તેનો ગમે તે ભાગ ખબર આપનારને આપવાનો હુકમ કરવાનો અખત્યાર સદરહુ ૩ ૭ અથવા ૪ થી કલમના ઠરાવ પ્રમાણે હરકોઇ મુકદમાનો ઇનસાફ કરનારા માજીસ્ત્રેટને છે.

૧૧ સદરહુ હદમાંના હરકોઇ રાજ મારગમાં અથવા જગામાં અથવા રાહદારીના ઠેકાણામાં કોઇ માણસ કુશળતાની રમત વગરના બાજી રમતમાં વપરાતાં હોય તેવે પાને અથવા પાસે અથવા ઓદ અથવા જુગાર રમવાના બીજા સાધને પઇસા સારૂ અથવા બીજી કીમતદાર વસ્તુ સારૂ જુગાર રમતાં પકડાશે, અથવા સદરહુ હદમાંના હરકોઇ રાજ મારગમાં અથવા જગામાં અથવા રાહદારીના ઠેકાણામાં કોઇ પક્ષી અથવા જાનવરો લડાવતાં પકડાશે, અથવા પક્ષી અથવા જાનવરો સદરહુ પ્રમાણે પ્રસાંધ પણે લડાવવામાં હાજર રહીને મદદ અથવા સાહાય કરતાં પકડાશે, તેને વારંટ વગર પકડવાને પોલીશનાં હરકોઈ કામદાર મુખત્યાર છે અને તે પ્રમાણે પકડાય એટલે તેને તાબડતોબ માજીસ્ત્રેટની પાસે લઇ જવો અને તે

પચાંસ રૂપીયા સુધી દંડને અથવા ધણામાં ધણા એક કયાલેંડર મહીના સુધી આસાન કેદની અથવા શકત મજુરીની કેદની સજાને લાયક થશે. અને સદરહુ પ્રકારની સરવજનીક જગામાં અથવા જે માણસને ઉપર કહેલો પોલીસનો કામદાર પકડશે. તેની પાસે જુગાર રમવાનાં જે સાધનો જડશે તે પકડવાને તે કામદાર મુખત્યાર છે અને ગુનેગારની ઉપરનો ગુનો શાબીત થાય એટલે તે સાધનો તાબડતોબ નાશ કરવાનો હુકમ કરવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે.

૧૨ હરકોઇ જગાએ ફકત કુશળતાનીજ રમત રમતાં હોય તેઓને આ આકટનો કોઇ ઠરાવ લાગુ છે એવું સમજવું.

૧૩ આ આકટ પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુનાનો ઇનસાફ જે ઠેકાણે ગુનો થયો હોય તે ઠેકાણે જે માજીસ્ત્રેટની હકુમત ચાલતી હોય તે માજીસ્ત્રેટે કરવો સદરહુ માજીસ્ત્રેટને જેટલા રૂપીયા સુધી દંડ કરવાની અથવા જેટલી મુદત સુધી કેદની સજા કરવાની ફોજદારી ઇનસાફનું કામ ચલાવવાની રીત બબતના કાયદા પ્રમાણે હકુમત હોય તે હકુમત કરતાં વતો અખત્યાર તેને આપ્યો નહી.

૧૪ હરકોઇ ઘરનો અથવા ઓરડીનો અથવા જગાનો જે માલધણી હોય, અથવા જેણે તે રાખી હોય તે માણસના ફાયદા સારૂ અથવા નફા સારૂ તે ઘરમાં અથવા ઓરડીમાં અથવા જગામાં જુગાર રમવાના પાનાં અથવા પાસા અથવા મેજો અથવા બીજાં સાધનો રાખ્યાં હોય અથવા જુગાર રમવાનાં પાનાં અથવા પાસા અથવા મેજો અથવાં બીજા સાધનો વપરાતાં હોય તે ઘર અથવા ઓરડી અથવા જગા એવો અર્થ "જુગારનો અખાડો" એ શબ્દોનો સમજવો પછી તે કાયદો અથવા નફો તેને તે જુગારનાં સાધનો અથવા ઘર અથવા ઓરડી અથવા જગા વાપરવા બાબત ભાડાં દાખલ મળતો હોય કે બીજી રીતે મળતો હોય તે વાતની ચીંતા નહી.

૧૫ આ આકટ રેલવે સ્ટેશનને તથા તેની આસપાસની જગ્યાને જેટલો લાગુ છે તેટલો આ આકટ ગવરનર જનરલ સાહેબે મંજુર કરવાની વાત મુંબઇના ગવરનર સાહેબ સરકારી ગેજેટ છપાવીને પ્રસીધ્ધ કરશે તે તારીખથી એક કયાલેંડર મહીનાની પછી અમલમાં આવશે; અને આ આકટ કેટલાએક શહેરોને તથા કસબાઓને જેટલો લાગુ છે તેટલો, તે સેહેરોને તથા કસબાઓને આ આકટ લાગુ કરવા સારૂ જે હુકમ કરવાનો આ આકટ પ્રમાણે ગવરનર ઇનકાંઉસીલને અધીકાર છે તે હુકમ કરીને સદરહુ મંજુરીની વાત છપાઇને પ્રસિધ્ધ થયા પછી ગવરનર ઇનકાંઉસીલે જે તારીખ ઠરાવી હશે તે તારીખે અમલમાં આવશે.

---

# સન ૧૮૭૧ નો આકટ ૧ લો.

## સન ૧૮૭૧ નો ઢોરોનાં અતિક્રમણ બાબતનો આકટ.

ઈંડિયાના ગવરનર જનરલ ઈનકાંઉસીલનો હેઠળ લખેલો આકટ ગવરનર જનરલ સાહેબે સન ૧૮૭૧ ના જાન્યુવારી મહીનાની ૧૩ મી તારેખે મંજુર કરયો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છાપી પ્રસિધ્ધ કરયો છે.

ઢોરોના અતિક્રમણ બાબત કાયદા છે. તે એકઠા કરીને સુધારવા બાબતનો આકટ.

**ઉદ્દેશ.** ઢોરોના અતિક્રમણ બાબત કાયદા છે તે એકઠા કરીને સુધારવા યોગ્ય છે. વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે.

બાબ ૧ લો પ્રથમ નીયમો.

**આકટ કયાં કયાં લાગુ છે..** ઈલાકાના મુખ્ય શેહેરો શિવાય અને જે ડિશીકટોને તથા મુલકના ભાગોને આ આકટ લાગુ નથી એવું સ્થાનીક સરકાર ગવરનર જનરલ ઈનકાઉસીલની મન્જુરી લઈને ઠરાવશે. તે ડીસ્ત્રીકટો તથા મુલકના ભાગો શિવાય આખાં બ્રીટીશ ઈંડીયાને આ આકટ લાગુ છે.

**આકટો કયારે ચાલુ થશે.** આ આકટ કરયો કે ચાલુ થશે.

**આકટોરદકરયાને.** ૩ આ આકટનેજોડેના પરીશીષ્ટમાં આકટો લખ્યા છે તે રદ કરયાછે

**રદ કરેલા આકટ ઉપર હવાલા આપ્યા હોય તે.** સદરહુ આકટ પછી કરેલા આકટમાં સદરહુ આકટમાંન, કોઇ આકટ ઉપર હવાલા આપ્યા હોય તે આ આકટ ઉપર આપ્યા છે એવું સમજવું.

ઢોરોના અતીક્રમણ બાબત ૧૮૫૭ ના ૩ જો આકટ છે તે આકટ ઉપરથી જે ડબા કર્યા હોય તથા ડબાવાળા નીમ્યા હોય અને ગામો ઠરાવ્યાં હેય તે ડબા તથા ડબા વાળા અને ગામો આ આકટ ઉપરથી કરયા તથા નીમ્યા અને ઠરાવ્યાં છે એવું સમજવું.

**અરથની કલમ.** ૩ આ આકટમાં

"પોલીશ અમલદાર" આ શબ્દો લખ્યા છે, તેમાં ગામના રખવાળનો પણ સમાસ થાયછે.

"ઢોરો" આ શબ્દ લખ્યા છે. તેમાં હાથીયોનો તથા ઊંટોનો તથા ભેંશોનો તથા પાડાઓનો તથા ઘોડીઓનો તથા ખાંશી કરેલા ઘોડાઓનો તથા ટટ્ટુઓનો તથા વછેરાઓનો તથા ખચ્ચરનો તથા ગધેડાઓનો તથા ડુકરોનો તથા ઘેટાંઓનો તથા મેઢીઆનો તથા ઘેટાંના બચ્ચાંઓનો સમાશ થાશ છે. એમ સમજવું.

બાબ ૨ જો. ડબા અને ડબાવાળા

**ડબા કરવાં.** ૪ સ્થાનીક સરકારની શામાન્ય નિરબંધ પ્રમાણે ડીસ્ત્રીકટના માજસ્ટ્રેટ જે જગાએ ડબા કરવાનું વખતે વખત ફરમાવે તે જગાએ ડબા કરવા.

કયાં કયાં ગામોએ કયાં કયાં ડબાનો ઉપયોગ કરવો. તે ડીસ્ત્રીકટમાં માજીસ્ત્રેટે ઠરાવવું.

**ડબા કોના તાબામાં રેહેશે ડબામાં નાખેલાં ઢોરને ચાર પુજા નીરવાના ખરચના દર.** ૫ ડબા ડીસ્ત્રીકટના માજીસ્ત્રેટના નીરબંધમાં રેહેશે અને ડબામાં નાખેલાં ઢોરોને ચાર પુજો નીરવાના તથા પાણી પીવાના ખરચના દર ત્રાણ ઠરાવવા. અને વખતે વખતે તે દરમાં ફેરફાર કરવાનો અધીકાર છે.

ડબા વાળવાની ને માફકવાળાની મરજી.

૬ ડીસ્ત્રીક્ટના માજીસ્ત્રેટે દરએક ડબા સારૂ ડબાવાળો નીમવો.

મદ્રાશમાં તથા મુંબઇમાં હુદાના સબંબથી ડબા વાળવા.

પણ એવું ઠરાવ્યું છે કે મદ્રાસ ઇલાકામાં ગામના મુખીઓને અને મુંબઇ ઇલાકામાં પોલીશ પટેલોએ અથવા જ્યાં પોલીશ પટેલ નહી હોય ત્યાં ગામના મુખીએ પોતાના હુદાના સબબથી ગામના ડબાનું કામ કરવું.

ડબાવાળાની મોકુફી અને બતરફી.

માજીસ્ત્રેટે જેને ડબાવાળો નીમ્યો હોય તે દરેક જણને કામ ઉપરથી મોકુફ અથવા બતરફ કરવાને તે માજીસ્ત્રેટ મુખત્યાર છે.

ડબાવાળાઓનેબીજી ચાકરી કરવાનો અધીકાર છે.

હરકોઈ ડબાવાળાને સરકારના તાબામાં બીજી હરકાંઇ ચાકરી કરવાનો અધીકાર છે.

ડબાવાળા સરકારી નોકર છે.

દરેક ડબાવાળો હીંદુસ્તાનના ફોજદારી કાયદાના અરથ પ્રમાણે સરકારી નોકર છે. એવું સમજવું

ડબાવાળાઓનું કામ.

રજીષ્ટરોરાખવાંઅને પત્રકો મોકલવાં.

૭ સ્થાનીક સરકાર વખતે વખતે ફરમાવે તેવા રજીસ્ટરો (ચેટલે નોંધ) રાખવી અને પત્રકો રાખવાં.

પકડેલાં ઢોરો નોંધવાં.

૮ જ્યારે ઢોરો ડબામાં આણે ત્યારે ડબાવાળાએ પોતાના રજીષ્ટરમાં હેઠળ લખેલા મજકુર દાખલ કરવો. એટલે.

(અ) જનાવરોની સંખ્યા તથા વર્ણન.

(બ) તેઓને સદરહુ પ્રમાણે આણ્યાની તારીખ તથા વખત.

(ક) પકડી લાવનારનું નામ તથા રેહેવાનું ઠેકાણું અને.

(ડ) માલમ હોય તો ધણીનું નામ, તથા રેહેવાનું ઠેકાણું. એણી વીગતે મજકુર દાખલ કરવો.

એન રજીષ્ટરમાં દાખલ કરેલા મજકુરની નકલ પકડનારને અથવા મુખત્યારને આપવી.

ઢોર સ્વાધીન લઇને ચાર પુળો નીરવો.

૯ ડબાવાળાએ ઢોર પોતાને સ્વાધીન લઇને આ આકટમાં આગળ કહેલું છે તે પ્રમાણે તેઓની વ્યવસ્થા થાય ત્યાં સુધી તેમને ઘાસ પુળો વીગરે નાંખવો અને પાણી પાવું.

બાબ ૩ જો. ઢોરોને ડબામાં ઘાલવાં.

જમીનનો બીગાડ કરનાર ઢોરો.

૧૦ હરકાંઇ જમીન ખેડનારો અથવા તેનો વહીવટ કરનારો.

અથવા હરકાંઇ જમીનાના પાકનું અથવા ઉપજનું વાવેતર કરવા સારૂ જે માણસે નાણું ધીરયું હોય તે માણસ.

અથવા સદરહુ પાક અથવા ઉપજ અથવા તેનો હરકાંઇ ભાગ વેચાતો લેનારો અથવા ઘરેણે રાખનારો.

સદરહુ પ્રકારની જમીન ઉપર અતીક્રમણ કરીને તે જમીનનો અથવા તેના પાકનો અથવા ઉપજનો બીગાડો કરનારાં ઢોરને પકડવાને અથવા પકડાવવાને અને જે ગામની તે જમીન હોય તે ગામને સારૂ કરેલા ડબામાં તે ઢોરોને અમથી વાર લગાડયા વગર લઇ જવાને તે મુખત્યાર છે.

પકડવામાંપોલીસે

ઢોરોને સદરહુ પ્રમાણે પકડવાની (અ) હરકત નહી થવા બાબત

મદદ કરવી. અને ઢોરોને મદરહુ પ્રમાણે પકડનારા માણસોની પાસેથી ઢોરો (બ) નહીં છે ડાવવા બાબત મદદ માગે તો પોલીસના સઘળા અમલદારોએ મદદ કરવી.

સારવજનીકરસ્તાનું તથા નેહેરોનું તથા બાંધોનું નુકશાન કરનારા ઢોરો. ૧૧. સારવજનીક રસ્તા તથા રમવાની જગા તથા વાડીઓ તથા નેહેરો તથા મોરીના કામો તથા બાંધો અને તેવાંજ બીજાં કામો જે માણસોને સ્વાધીન હોય તે માણસોને તથા પોલીસના અમલદારોને સદરહુ રસ્તા તથા વાડીઓ તથા નેહેરો તથા મોરીનાં કામો તથા બાંધો અને તેવાંજ બીજાં કામો અથવા સદરહુ રસ્તાની અથવા મોરીના કામની અઅથવા બાંધની બાજુ અથવા બાજુના ઢોળાવ બગાડનારાં ઢોરોને અથવા તે ઉપર અતીક્રમણ કરનારાં ઢોરોને પકડવાનો અથવા પકડાવવાનો અધીકાર છે.

અને તે ઢોરોને અમથીવાર લગાડયા વગર છેક પાસેના ડબામાંતેઓએ લઇ જવાં.

ડબામાં ગોંધેલાંઢોરો બાબત દંડ. ૧૨ ઉપર કહ્યા પ્રમાણે ડબામાં ગોંધેલાં દરેક ઢોર બાબત ડબા વાળાએ હેઠળ લખેલા પરીણામ પ્રમાણે દંડ લેવો.

હાથી.. .. ... ... .. ... ... ......બે રૂપીઆ.

ઊંટ અથવા ભેંસ... ... ... .. ... ... ...આઠ આના.

ઘોડો અથવા ઘોડી અથવા ખાંસી કરેલો ઘોડો અથવા ટટ્ટુ અથવા વછેરો અથવા વછેરી અથવા ખચર અથવા બળદ અથવા ગોધો સાંહાંડ અથવા ગાય અથવા રેલોડી... ... .. .. ... ... ...ચાર આના.

વાછરડો અથવા વાછરડી અથવા ગધેડું અથવા ડુકર... ... ......બે આના.

ઘેટો અથવા મેંઢી અથવા મેંઢો અથવા ઘેટાનુ બચ્ચું અથવા બકરૂં અથવા બકરીનું બચ્ચું... ... ... ... ... .. ......એક આનો.

સદરહુ પ્રમાણે જે દંડ લીધો હોય તે સઘળો દંડ સ્થાનીક સરકાર વખતે વખત ફરમાવે તે તે અમલદારની મારફતે ડીસ્ત્રીકટના માજીસ્ત્રેટ પાસે મોકલવો.

દંડની તથા ચાર પુળે નીરવાના ખરચની યાદી. દંડની અને ઢોરોને ચાર પુળે નીરવાના તથા પાણી પીવાના ખરચના દરની યાદી દરેક ડબા ઉપર અથવા ડબા પાસે લોકોની નજરે સેજપડે એવે ઠેકાણે મારવી.

બાબ ૪ થો—ઢોરો સ્વાધીન કરવા અથવા તેઓનું લીલામ કરવું.

ધણી ઢોર બાબત દાવો કરે અને દંડ તથા ખરચ આપે તો કેમ કરવું. ૧૩ ડબામાં ઘાલેલાં ઢોરનો ધણી અથવા મુખત્યાર હાજર થઇ ને ઢોર વીશે દાવો કરે અને ઢોર બાબતનો દંડ તથા થએલો ખરચ આપે એટલે ડબાવાળાએ તે ઢોર તેને સ્વાધીન કરવાં.

ધણીએ અથવા તેના મુખત્યારે ઢોર પાછાં લેતી વખત તે બાબત ડબાવાળાની રજીષ્ટર ઉપર સહી કરવી

એક અઠવાડીયામાં ઢોર બાબત દાવો ન કરે તો કેમ કરવું. ૧૪ ઢોર ડબામાં ઘાલવાની તારીખથી સાત દીવસની અંદર ઢોર બાબત કોઇ દાવો ન કરે તો ડબાવાળાએ છેક પાસેના પોલીસ થાણાના અમલદારને તે બાબત રીપોર્ટ કરવો અથવા તે કામ સારૂ ડીસ્ત્રીકટના માજીસ્ત્રેટે જે બીજો અમલદાર નીમ્યો હોય તને રીપોર્ટ કરવો.

પછી તે અમલદારે પોતાની કચેરીના જે ભાગ લોકોની દ્રષ્ટીએ સેહેજ પડતો હોય તે ભાગમાં એક નોટી (સુચના) મારવી તે નોટીશમાં હેઠળ લખેલો મજકુર લખવો એટલે.

[અ] ઢોરોની સંખ્યા તથા વરણન.
(બ) જે ઠેકાણે તે પકડયાં હોય તે ઠેકાણું,
(ક) જે ઠેકાણે તેઓને ગોધ્યાં હોય તે ઠેકાણું એવી વીગતે મજકુર લખવો.

અને ઢોર પકડયાના જગા પાસે જે ગામ તથા બજાર હોય તે ગામમાં તથા બજાર માં દાંડો પીટાવવી.

નોટીશની તારીખથી સાત દીવસની અંદર ઢોર બાબત કોઇએ દાવો ન કીધો તો ડીસ્ટ્રીકટમાં મજીસ્ત્રેટે વખતે વખતે સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને જે જગા તથા વખત અને શરત ઠરાવી હોય તે જગાએ તે વખતે અને તે શરત પ્રમાણે તે અમલદારે તે ઢોર જાહેર લીલામ કરીને વેચવાં, અથવા એ કામ સારૂ તે અમલદારની કચેરીમાંથી કામદાર મોકલ્યો હોય તેણે જાહેર લીલામ કરીને વેચવાં.

પણ એવું ઠરાવ્યું છે કે સદરહુ પ્રકારના ઢોર ઉપર કહ્યા પ્રમાણે વેચતાં વ્યાજબી કીંમત ઉપજે તેવું નથી એવો ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટનો અભીપ્રાય હોય તો યોગ્ય જણાય તે રીતે તેણે તે ઢોરની વ્યવસ્થા કરવી.

ઢોરો કાયદાશર રીતે પકડયાં બાબત ધણી તકરાર કરશે પણ મવેજ અનામત મુકશે તો ઢોરો તેને સ્વાધીન કરવાં.

૧૫ ધણી અથવા તેનો મુખત્યાર હાજર થશે. અને ઢોરો પકડયાં તે આ કાયદા વીરૂધ છે અને ૨૦ કલમ પ્રમાણે ધણી ફરીયાદ કરનાર છે એવા સબબથી દંડ તથા ખરચ આપવાની ના કેહશે તો ઢોરો બાબત થએલો દંડ તથા ખરચ તે અનામત મુકે એટલે ઢોર તેને સ્વાધીન કરવાં.

ધણી દંડ અથવા ખરચ આપવાની ના કહે અથવા નહીં આપે તો કેમ કરવું.

૧૬ ધણી અથવા તેનો મુખત્યાર હાજર થઇને સદરહુ દંડ તથા ખરચ આપવાની ના કહે અથવા નહીં આપે અથવા ૧૫ મો કલમમાં કહેલે પ્રમાણે અનામત નહીં મુકે તો તે ઢોરો અથવા તેમાંથી જેટલાંની જરૂર હોય તેટલાં ૧૪ મી કલમમાં કહેલી જગ્યાએ તથા વખતે અને શરત પ્રમાણે સદરહુ અમલદાર જાહેર લીલામ કરીને વેચવાં.

દંડ તથા ખરચ બાદ કરવો.

દંડ લેવો હોય તે તથા ઢોરો ચાર પુળો નીરવાનો અને પાણી પાવાનો ખરચ અને વેચવાનો કાંઇ ખરચ થયો હોય તો તે ખરચ વેચાણમાંથી બાદ કરવો.

બાકીનાં ઢોર તથા વેચાણના અવેજમાંથી કાંઇ બાકી રહયું હોય તો તે હેઠળ લખ્યા પ્રમાણે હીસાબ ધણીને અથવા તેના મુખત્યારને આપવો એટલે.

(અ) ઢોર કેટલાં પકડયાં તેનો.
(બ) કેટલી મુદત સુધી તે ગોધી મુકયાં હતાં તે મુદતનો.
(ક) દંડ અને ખરચ મળી કેટલા રૂપીયા લેવા તેનો,
(ડ) કેટલાં ઢોરો વેચાં તેનો
(ઇ) લીલામની ઉપજનો અને,
(ફ) તે ઉપજની વ્યવસ્થા શી રીતે કરી તેનો હીસાબ આપવો

પોહોચ.

સદરહુ પ્રકારના હીસાબ પ્રમાણે પોતાને સ્વાધીન ઢોર થય તથા વેચાણના અવેજમાંથી કાંઇ અવેજ બાકી રહયો હોય અને પોતાને મળે તે બાબત ધણીએ અથવા તેના મુખત્યારે પોહોચ આપવી.

દંડની તથા ખરચ

૧૭ સદરહુ પ્રમાણે કાપી લીધેલો દંડ જે અમલદારે લીલામ કી

અનેવેચાણનીફાજલઉપજનીવ્યવસ્થા — ધું હોય તે અમલદારે ડીસ્ટ્રીકટના માજીસ્ત્રેટની પાસે મોકલવો.

ચાર પુલ્ને ની વાનો તથા પાણી પાવાનો ખરચ ૧૬ મી કલમ પ્રમાણે કાપી લીધો હોય તે ડબાવાળાને આપવો, ૧૩ મી કલમ પ્રમાણે સદરહુ પ્રકારના ખરચ બાબત જે રકમો ડબાવાળાને પોહોચે તે સઘળી રકમો તેણે પાસે રાખીને ખરચ કરવો.

ઢોરના લીલામની ફાજલ ઉપજ બાબત દાવો કરયો નહી હોય તે ડીસ્ત્રીકટ માજીસ્ત્રેટની પાસે મોકલવી માજીસ્ત્રેટે તે અવેજ ત્રણ મહીના સુધી અનામત રાખવો, અને તે મુદતમાં તે અવેજ બાબત કોઇ દાવો કરીને શાબેત નહી કરે તો મુદત પુરી થયા પછી આ આકટમાં આગળ કહ્યું છે તે પ્રમાણે માજીસ્ત્રેટે તે અવેજની વ્યવસ્થા કરવી.

દંડતથાવેચાણની ઉપજબાબતદાવો ી ધોનહીહોયતે ામાં વાપરવી. — ૧૮ આ આકટ પ્રમાણે ઢોરના વેચાણની ઉપજ બાબત દાવો કરયો નહી હોય તે ઉપજના અવેજની રકમો આવે તેમાંથી.

(અ) સ્થાનીક સરકારના હુકમથી ડબાવાળાનો પગાર ઠરાવ્યો હોય તે આપવો,

(બ) ડબા બાંધવાનો તથા તને ઠીકઠાક રાખવાનો ખરચ થાય તે અથવા આ આકટ અમલમાં આપવા સબંધી બીજા કોઇ કામ બાબત ખરચ થાય તે આપવો.

અને કાંઇ અવેજ ફાજલ રેહે તો તે સ્થાનીક સરકારના હુકમ પ્રમાણે રસ્તા તથા પુલો બાંધવામાં તથા તેઓની મરામત કરવામાં અને લોકો ઉપયોગી બીજા કામમાં ખરચવો.

આઆકટપ્રમાણે લીલામથાયતેમાંથી પોલીશ અમલદારે તથાડબાવાળાએઢોરખરીદકરવાંનહી. — ૧૯ આ આકટ પ્રમાણે ઢોરનું લીલામ થાય ત્યારે પોલીશ અમલદારે અથવા આ આકટ પ્રમાણે નીમેલા બીજા અમલદારે અથવા ડબાવાળાએ હસ્તે અથવા પરહસ્તે તે ઢોર ખરીદ કરવાં નહી.

ડબામાં ઘાલેલું ઢોરડબાવાળાએ કયારે છોડી મુકવું નહી. — ડબામાં ઘાલેલું ઢોર છોડી મુકવાનો અથવા સ્વાધીન કરવાનો માજીસ્ત્રેટે અથવા દિવાની કોરટે હુકમ કાઢો નહી હોય તો કોઇ ડબાવાળાએ તે ઢોર આ બાબના પેહલા ભાગમાં જે રીત કહી છે તે રીત શીવાય બીજી રીતે છોડી મુકવું નહી અથવા સ્વાધીન કરવું નહી.

## બાબ ૫ મો—ઢોરો કાયદા વીરૂધ્ધ પકડયા બાબતની ફરીયાદી.

ફરીયાદી કરવાનો અધીકાર. — ૨૦ જે માણસનાં ઢોરો આ આકટ પ્રમાણે પકડીને અટકાવી રાખ્યાં હોય તેને તે ઢોર પકડવા બાબત પકડવાની તારીખથી દશ દીવસમાં ગમે તે વખત ડીસ્ત્રીકટના માજીસ્ત્રેટને ત્યાં અથવા ડીસ્ત્રીકટને ત્યાંથી ફરીયાદ આવ્યા વગર ફરીયાદ લઇને ઇનસાફ કરવાનો અધીકાર જે માજીસ્ત્રેટને આપ્યો હોય તે માજીસ્ત્રેટને ત્યાં ફરીયાદ કરવાનો અધીકાર છે.

ફરીયાદ આવ્યા પછી કામ ચલાવવાની રીત, — ૨૧ ફરીયાદ કરવી તે ફરીયાદ કરનારે પોતાની જાતે કરવી અથવા જે માણસ પોતાની જાતે તે બાબતની હકીકતથી વાકેફગાર હોય તેવા મુખત્યારની પાસે કરાવવી તે મરજીમાં આવે તો લખીને કરવી અથવા મુખ જુબાનીએ કરવી. મુખ જુબાનીએ ફરીયાદ થાય ત્યારે તે ફરીયાદનો મતલબ માજીસ્ત્રેટે લખી લેવી.

ફરીયાદ કરનાર અથવા તેના મુખત્યારની જુબાની લીધા પછી ફરીયાદ વ્યાજબી છે એવું

માનવાનો માજીસ્ત્રેટની નજરમાં સબબ આવે તો જે માણુસ ઉપર ફરીયાદ કરી હોય તેણે તેને સમન કરવો. અને તે મુકદમાની ચોકશી કરવી.

કાયદા વીરૂધ ઢોર પકડવા બાબતનીનુકશાનીનો બદલો. ૨૨ ઢોર પકડયાં તે વાત કાયદા વીરૂધ છે એવું ઠરે તો તેઓને પકડીને અટકાવી રાખ્યા બાબત ફરીયાદ કરનારને જે નુકશાન થયું હોય તે બાબત માજીસ્ત્રેટને યોગ્ય જણાય તે પ્રમાણે તે ઢોર પકડનારની પાસેથી ફરીયાદ કરનારને સો રૂપીયા સુધી નુકશાનનો બદલો અપાવવો અને ઢોર છોડાવવાનો ફરીયાદ કરનારને જે ખરચ થયો હોય તે સઘળો ખરચ અને તેને દંડ ભરયો હોય તે દંડ પણ આપાવવો.

ઢોરછોડીમુકવાં. અને ઢોર છોડી મુકયાં નહી હોય તો બદલો આપવાનો હુકમ કરયો હોય તે શીવાય વળી તે ઢોર છોડી મુકવાનો અને આ આકટ પ્રમાણે દંડ તથ ખરચ લેવો તે ઢોર અથવા તે ઢોર પકડી લાવનારે આપવો એવો હુકમ માજીસ્ત્રેટે કરવો,

૨૩. ૨૨ મી કલમમાં કહેલો નુકશાની બદલો તથા દંડ તથા ખરચ માજીસ્ત્રેટે દંડ કરયો હોય તે પ્રમાણે વસુલ કરવાનો અધીકાર.

ભાગ ૬ ઠો.—શિક્ષા.

નુકશાનીના બદલાની વસુલાત.

ઢોરપકડવાનાકામમાંજબરીથી હરકત કરશે અથવા છોડાવશેતોશિક્ષાથશે. ૨૪ આ આકટ પ્રમાણે પકડવા લાયક જે ઢોરો પકડવાના કામમાં જે માણુસ જબરાઇથી હરકત કરશે.

અથવા તે પકડયા પછી તેઓને ડબામાંથી અથવા જે માણુસ તેઓને ડબામાં લઇ જતો હોય અથવા લઇ જનાર હોય તે માણુસની પાસેથી તે માણુસ પાસે હોય ત્યારે અને આ અકટ ઉપરથી આપેલા અધીકાર પ્રમાણે કામ કરતા હોય ત્યારે છોડાવશે.

તેની ઉપર તે વાત માજીસ્ત્રેટની આગળ સાબીત થશે તો ઘણામાં ઘણા છ મહીના સુધી સજા કરવી અથવા પાંચસે રૂપીયા સુધી દંડ કરવો, અથવા એ બેઉની શિક્ષા કરવી.

ઢોરોની પાસે અતીક્રમણકરાવીનેબીગાડ કરે તે બાબત દંડ વસુલ કરવો. ૨૫ જમીન ઉપર ઢોરોની પાસે અતીક્રમણ કરાવીને બીગાડ કરાવાના ગુન્હા બાબત દંડ થયો હોય તે દંડ જે ઢોરાએ અતીક્રમણ કરયું હોય તે ઢોરે અથવા તેમાંના કેટલાએક વેચીને વસુલ કરી લેવાનો અધીકાર છે પછી તે ઢોરો અતીક્રમણ કરતાં પકડયાં હોય તો પણ તે વાતની ચિંતા નથી અને જે માણસ ઉપર ગુનો શાબીત થયો હોય તેનાં તે ઢોર હોય અથવા અતીક્રમણ થયું ત્યારે તે ઢોર ફકત તેને સવાધીનજ હોય તો પણ તે વેચવાનો અધીકાર છે.

જમીનનો અથવા પાકનો અથવા સારવજનીક રસ્તાનો બીગાડ કરે તે બાબત શિક્ષા. ૨૬ કોઇ માણુસ ડુકરનો ધણી અથવા રાખનારો હોય તો ગફલતથી અથવા બીજી રીતે કાંઇ જમીન ઉપર અથવા પાક ઉપર અથવા જમીનની ઉપજ ઉપર અથવા હરકોઇ સારવજનીક રસ્તા ઉપર ડુકરોને અતીક્રમણ કરવા દઇને જમીનનો અથવા પાકના અથવા જમીનની ઉપજનો અથવા સારવજનીક રસ્તાનો બીગાડ કરશે અથવા કરાવશે અથવા કરવા દેશે તો તે વાત માજીસ્ત્રેટની આગળ શાબીત થાય એટલે તેને દસ રૂપીયા સુધી દંડ કરવો.

ડબાવાળો પોતાનું કામ કરવાને ચુકશે તો તે બાબત સિક્ષા થશે.

૨૭ કોઈ ડબાવાળો ૨૯ મી કલમના ઠરાવ વિરૂધ ઢોર છોડી મુકશે અથવા ખરીદ કરશે અથવા બીજાને સ્વાધીન કરશે અથવા ડબામાં ઘાલેલાં ઢોરને જોઈએ તેટલો ચારો પુરો નાખશે નહીં અથવા જે કામો કરવાનું તેને આ આકટમાં કહ્યું છે તેમાંનું કાંઇ કામ કરવાને ચુકશે તો તે બીજી કાંઇ શિક્ષાને લાયક થશે તે શિક્ષા સીવાય વળી તેને માજીસ્ત્રેટની આગળ તેની ઉપર તે ગુનોહ સાબીત થાય તો પચાસ રૂપીયા સુધી દંડ કરવો.

ઉપર કહેલો દંડ ડબાવાળાના પગારમાંથી કાપી લેવાનો અધીકાર છે.

૨૫મીઅથવા૨૬મીઅથવા૨૭મીકલમ પ્રમાણે કરેલો દંડશામાંવાપરવો.

૨૮. ૨૫ મી અથવા ૨૬ મી અથવા ૨૭ મી કલમ પ્રમાણે જે દંડ વસુલ થયો હોય તે સઘળો દંડ અને તેનો કાંઇ ભાગ ગુન્હો ઠરાવનાર માજીસ્ત્રેટની ખાતરી થાય તે રીતે સાબીત કરેલા ટોટાનો અથવા નુકશાનીનો બદલો આપવામાં વાપરવાનો અધીકાર છે.

બાબ ૭ મો નુકશાની—ભરી લેવા બાબતની ફરીયાદ.

નુકશાનીભરીલેવા સારૂદાવો કરવાનોહક કાયમરાખ્યોછે.

૨૯ ઢોરો અતિક્રમ કરયાથી જે માણસની જમીનના પાકનો અથવા બીજી ઉપજનો બીગાડ થયો હોય તે માણસને હરકોઇ મુખત્યાર કોરટમાં નુકશાન ભરી લેવા સારૂ ફરીયાદ કરવાની આ આકટ માંહેના કોઇ ઠરાવ ઉપરથી મનાઇ છે એમ સમજવું નહીં.

મજરે આપવું.

૩૦ ગુન્હો ઠરાવનારા માજીસ્ત્રેટના હુકમથી સદરહુ પ્રકારના કોઇ માણસને આ આકટ પ્રમાણે બદલો આપ્યો હોય તે, સદરહુ પ્રકારના મુકદમામાં જેટલા રૂપીયાનો દાવો કરયો હોય અથવા જે રકમ તેણે નુકશાનીના બદલામાં આપવાને ઠરાવી હોય તેમાં મજરે લઇને કાપી લેવો.

## પરીશીષ્ટ.

[ ૨ જી કલમ જુઓ. ]

| નંબર અને વરસ. | આકટનું મથાળું. |
|---|---|
| | ઢોરોના અતીક્રમણ બાબતનો આકટ. |
| સન ૧૮૫૭નો આકટ ૩જો | ઢોરોના અતીક્રમણ બાબત સન ૧૮૫૭ નો ૩ જો—આકટ છે તે સુધારવા બાબતનો આકટ. |
| સન ૧૮૬૦નો આકટ ૫મો | |
| સન ૧૮૬૧નો આકટ૨૨મો | ઢોરોના અતીક્રમણ બાબત સન ૧૮૫૭ નો ૩ જો આકટ છે તે સુધારવા બાબતનો આકટ, |

(ટ્રૂ ટ્રાન્સલેસન.)
વીનાયક વાસુદેવ.
ઓરીયન્ટલ ટ્રાન્સલેટર ટુ ગવરનરમેન્ટ.



મુંબઈના ગવરનર ઈનકાંઉશીલને હેઠળ લખેલો આકટ સન ૧૮૭૬ના ડીસેંબર મહીના ની ૯ મી તારીખે ગવરનર સાહેબે મંજુર કરયો તથા સન ૧૮૭૭ ના ફેબ્રવારી મહીનાની ૧૬ મી તારીખે ગવરનર જનરલ સાહેબે મંજુર કરયો તે સઘળા લોકોને જાહેર થવા સારૂ છપાવી પસીધ કરયોછે.

# સન ૧૮૭૬ નો આકટ ૩ જો.

મામલતદારની કોરટના અધીકાર સબધી તથા કામ ચલાવવાની રીત સબંધી કયદા છે તે એકઠા કરીને સુધારવા બાબતનો આકટ.

મામલતદારની કોરટના અધીકાર સબંધી તથા કામ ચલાવવાની રીત સબંધી કાયદા છે તે એકઠો કરીને સુધારવા યોગ્ય છે, વાસ્તે હેઠળ લખ્યા પ્રમાણે ઠરાવ્યું છે

ટુંકુનામ. ૧ આ "આકટને સન ૧૮૭૬ નો મામલતદારોની કોરટોનો આકટ કેહેવો.

કયાં કયાં લાગુ છે. આ આકટ મુંબઈ શેહેર તથા આદન શિવાય આખા મુંબઈ ઇલાકાને લાગુ છે.

આકટ રદ કરવા બાબત. ૨ સન ૧૮૩૮ ના ૧૬ માં આકટની ૧ લી કલમની ૨ જી રકમ તથા સન ૧૮૬૪ નો (મુંબઈનો ૫ મો આકટ રદ કરયો છે.

મુંબઈના ગવરનર ઇનકાંઉસીલે કરેલા કોઈ આકટમાં અથવા સન ૧૮૬૧ ના ઈંડીયન કાંઉસીલ આકટ છે તે અમલમાં આવ્યાની અગાઉ ગવરનર જનરલ ઇનકાઉસીલે કરેલા કોઇ આકટમાં અથવા સન ૧૮૩૮ ના ૧૬ મા આકટના સદરહુ ભાગ ઉપર અથવા સન ૧૮૬૪ ના મુંબઇના ૫ મા આકટ ઉપર હવાલા આપ્યા હશે તે સઘળા આ આકટના તેવાજ ભાગ ઉપર આપ્યા છે એમ સમજવું.

અરથની કલમ. ૩ આ આકટમાં વિષય ઉપરથી અથવા આગલા પાછલા સબંધ ઉપરથી બાધ આવતો ના હોય તો.

"મામલતદાર" (૧) "મામલતદાર" આ શબ્દ કોઇપણ રેવન્યુ અમલદાર મામલતદારનો અધીકાર સામાન્ય રીતે ચલાવતો હશે ત રેવન્યુ અલમદારનો અને જે બીજા માણસને આ આકટ ઉપરથી મામલતદારને જે અધીકાર છે તે અધીકાર ચલાવવાની મુખત્યારી ગવરનર ઇનકાંઉશીલે ખશુશ કરીને આપી હસે અથવા સન ૧૮૬૪ ના મુંબઇના ૫ મા આકટ પ્રમાણે મામલતદારોનો અધીકાર ચલાવવાની મુખત્યારી આ આકટ ઠરતી વખતે જેને યોગ્ય રીતે આપેલી હશે તે બીજા માણસોનો સમાસ થાય છે એમ સમજવું.

'વાદી' 'પ્રતીવાદી' (૨) 'વાદી તથા 'પ્રતીવાદી' આ શબ્દોમાં એ બેઉ પૈકી હરકોઇની તરફથી કામ કરવા સારૂ યોગ્ય રીતે નીમેલા પ્લીડરનો તથા દીવાની ઇનસાફનું કામ ચલાવવાની રીત બાબતના કાયદાની સન ૧૮૫૯ ના ૮ મા આકટની ૧૭ મી કલમમાં કહ્યા પ્રમાણે વાદીનો અથવા પ્રતીવાદીનો કબુલ કરેલો મુખત્યાર હશે તેનો શમાસ થાય છે. એમ સમજવું.

મામલતદારની કોરટોનાઅધીકાર. ૪ દરએક મામલતદારે કોરટમા પ્રમુખસ્થાને બેસવું તે કોરટને મામલતદારની કોરટ કેહવી. અને મુલકની જે હદ ગવરનર કાંઉસિલ વખતે વખતે ઠરાવે તે હદમાં તે કોરટને હેઠળ લખેલો અધીકાર છે એટલે કાયદા પ્રમાણે કામ ચલાવ્યા વગર બીજી રીતે જમીન અથવા જગા અથવા ઝાડ અથવા પાકો અથવા માછલી મારવાની જગા અથવા તેની હરકાંઇ ઉપજનો કોઇ માણસ ને કબજે લીધા હોય અથવા કુવાના અથવા તળાવનાં અથવા નેહેરના અથવા કાંસના પા

ણીનો ઉપયોગ કરવાનું કોઈ માણસ પાસેથી છીનવી લીધું હોય તે માણસને અથવા બીજા કોઈ માણસના કાંઈ ભોગવટાની અથવા બીજા હકની મુદત પુરી થયાને લીધે જે કોઈ માણસને સદરહુનો કબજો મળવાનો અથવા ઉપયોગ કરવાનું પાછુ મળવાનો હક પ્રાપ્ત થયો હોય તે માણસને સદરહુ પ્રકારનો કબજો તાબડતોબ અપાવવાને અથવા સદરહુ પ્રકારનો ઉપયોગ કરવાનું પાછું અપાવવાનો અધીકાર છે.

સદરહુ કોરટને સદરહુ હદમાં હેઠળ લખેલો પણ અધીકાર છે એટલે કોઈ જમીનના અથવા જગાના અથવા પાકના અથવા ઝાડના અથવા માછલી મારવાની જગાના કોઈ માણસના કબજાને હરકત અથવા અડચણ કરી હશે અથવા હરકત અથવા અડચણ કરવાને યત્ન કરયો હશે ત્યારે અથવા કુવાના અથવા તળાવના અથવા નેહેરનાં અથવા કાંસના પાણીનો કોઈ માણસે ઉપયોગ કરવામાં અથવા ખેતરમાં જવાના રસ્તાનો અથવા મામુલ મારગનો ઉપયોગ કરવામાં હરકત અથવા અડચણ કરી હશે અથવા હરકત અથવા અડચણ કરવાનો યત્ન કરયો હશે ત્યારે સદરહુ પ્રકારની હરકત અથવા અડચણ વળી કરતો નથી અથવા કરવાનો યત્ન કરતો નથી એવી તાકીદ જે માણસે સદરહુ પ્રકારની હરકત અથવા અડચણ કરી હશે અથવા જેણે કરવાનો યત્ન કરયો હશે તે માણસને આપવાનો અધીકાર પણ છે.

છ મહીનાની અંદર ફરીયાદ ફાઈલ કરવી જોઈએ.

પણ ફરીયાદીનું કારણ જે તારીખે ઉતપન થયું હોય તે તારીખથી છ મહીનાની અંદર ફરીયાદી કરી ન હોય તો મામલતદારની કોરટે તે ફરીયાદી લેવી નહી.

ફરીયાદીનું કારણ.

જે તારીખે કબજો કાહાડયો હોય અથવા છીનવી લીધો અથવા ભોગવટાની અથવા બીજા હકની મુદત પુરી થઈ તે તારીખે અથવા જે તારીખે હરકત અથવા અડચણ અથવા યત્ન કરેલી હરકત અથવા અડચણ પ્રથમ સરૂ થઈ તે તારીખે ફરીયાદીનું કારણ ઉતપન થયું એમ સમજવું.

દ્રષ્ટાંત ૧—**અ** પોતાનુ એક ખેતર એક અથવા વધારે વરસની નીયમીત મુદત વાવેતર કરવા સારૂ **બ** ને ભાડે આપે છે. **બ** તે મુદત પુરી થયા પછી કબજો છોડી દેવાની ના કહે છે, સદરહુ મુદત પુરી થયાની તારીખથી છ મહીનાની અંદર કોઈપણ વખત મામલતદારની કોરટમાં કબજો મળવા સારૂ **અ** ફરીયાદી કરી શકે છે.

દ્રષ્ટાંત ૨— **બ** **અ** નો એકસાલી ખેડુત છે સન ૧૮૬૫ ના મુંબઈના ૧ લા આકટની ૪૩ મી કલમની ૨ જી રકમ પ્રમાણે નોટીસ આપવાની **અ** ને જરૂર છે તે પ્રમાણે તે ખેતી કરવાની આવતી મોસમ શરૂ થવાની નેહાન છ મહીના અગાઉ **બ** ને છોડી દેવાની નોટીશ આપે છે. ખેતી કરવાની આવતી મોસમની શરૂઆતમાં **બ** છોડી દેવાની ના કહે છે ખેતી કરવાની આવતી મોસમ શરૂ થયાથી છ મહીનાની અંદર હરકોઈ વખત મામલતદારની કોરટમાં **અ** **બ** ઉપર ફરીયાદી કરી શકે છે.

દ્રષ્ટાંત. ૩ —**અ** પોતાના કુવાના અથવા પોતાના કાંસના પાણીનો ઉપયોગ કરવા સારૂ પરવાનગી **બ** ને નિયમત મુદત સુધીની આપેછે તે મુદત પુરી થયા પછી **બ** **અ** ના અનુમત વગર તે કુવામાં અથવા કાંસમાંથી પાણી લેવાનુ ચાલુ રાખે છે. **બ** ને પાણી લેવાનું બંધ કરવાની તાકીદ મળવા સારૂ **બ** ઉપર મામલતદારની કોરટમાં સદરહુ મુદત પુરી થયા પછી છ મહીનાની અંદર હરકોઈ વખતે ફરિયાદી કરવા અધીકાર **અ** ને છે.

દ્રષ્ટાંત ૪—**અ** તથા **બ** ની જમિને કાંસને અથવા એવાજ પાણીના બાંધેલી કાંસને લગતી છે તેનો ઉપયોગ **બ** એકલોજ માત્ર આજસુધી કરતો આવ્યો છે. **અ** તેમાંથી પાણી લેછે **અ** ને તેમ કરવાની મના કરવા બાબત તાકીદ થવા સારૂ, **બ** એ તે પાણી લેવું શરૂ કરયાની તારીખથી છ મહીનાની અંદર હરકોઈ વખતે મામલતદારની કોરટમાં ફરિયાદી

કરવાનો અધીકાર બ ને છે.

ફરિયાદી કરવી હોય તેને અરજી કરીને અરજ કરવી, અરજીમાં વીગત લખવી તે.

૫ આ આકટ પ્રમાણે ફરિયાદી કરવી હોય તે સઘળી ફરિયાદીઓ અરજી આપીને શરૂ કરવી તે અરજી વાદીએ ભરકોરટમાં મામલતદારને આપવી અને તેનાં હેઠળ લખેલી વીગત લખવી,

૧ વાદીનું નામ તથા ધર્મ તથા જાત તથા ધંધો તથા રહેવાનું ઠેકાણું.

૨ પ્રતિવાદીનું નામ તથા ધર્મ તથા જાત તથા ધંધો તથા રહેવાનું ઠેકાણું.

૩ જે મિલકતનો અથવા તેની ઉત્પનનનો કબજો અથવા ઉપયોગ કરવાનું માગ્યું હશે તે મિલકતનો પ્રકાર તથા ઠેકાણું અથવા તાકીદ આપવાની હશે તેનો પ્રકાર જેમ હોય તેમ લખવું.

૪ જે તારીખે ફરીયાદીનું કારણ ઉતપન થયું તે તારીખ.

૫ જે હકીકત ઉપરથી ફરિયાદીનું કારણ ઊપન થયું તે હકીકત.

૬ વાદીના દસ્તાવેજ હોય તો તેની અથવા તેના સાહેદની યાદી અને દરેક શાહેદ સેસો પુરાવો આપશે તે પુરાવો અને હાજર થવા સારૂ તેવા સાહેદોને સમન કરવાના છે આ આકટની ૧૧ મી કલમ પ્રમાણે નિમેલે દહાડે તથા જગાએ વાદી તેઓને હાજર કરશે તે.

અરજી ઉપર સહી તથા ખરા પણાની પ્રતિજ્ઞા કરવી.

૬ અરજી આપવા આવે ત્યારે મામલતદારે વાદીને તે અરજી ઉપર પોતાની રૂબરૂ ભર કોરટમાં સહી કરીને તેના ખરાપણાની પ્રતિજ્ઞાનો હેઠળ લખેલી રીતે અથવા તેના મચકુરનો કરવા ફરમાવવું.

"હું અ બ વાદી એકરાર કરૂં છું જે આ અરજીમાં જે લખ્યું છે તે માહારી માહેતગારી તથા સમજણ પ્રમાણે ખરૂં છે."

ખરાપણાની તથા પ્રતિજ્ઞાનાં લેખની પીઠ ઉપર મામલતદારે શેરો લખવો વાદીને લખતાં આવડતું ન હોય ત્યારે કામચલાવવાની રીત

૭ અરજી ઉપર સહી તથા તેના ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ યોગ્ય રીતે કરયો છે એવો શેરો તે અરજીની પીઠ ઉપર લખવો. વાદીને લખતાં આવડતું નહી હોય ત્યારે ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ તેની તરફથી ભર કોરટમાં બીજાએ એ લખવો અને એવે પ્રસંગે વાદીના કહ્યાથી મારી રૂબરૂ ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ બીજાએ લખ્યો છે અને તે લેખના ખરાપણા સારૂ વાદીએ પોતાના નામ આગળ પોતાની નીશાની કરી છે એવું મામલતદારે લખવુ.

જોઈએ તે વિગત અરજીમાં નહી હોય તો દુરસ્ત કરવા દેવાને મામલતદાર મુખત્યાર છે.

૮ અરજીમાં ફરમાણી ફરમાણી વીગત જોઇએ. એવું આ આકટમાં અગાઉ કહ્યું છે ત વિગત તે અરજીમાં નહી હોય અથવા ફરમાણી વીગત જોઇએ. એવું કહ્યું છે તે શિવાય બીજી વિગત હોય તે ફરિયાદીને લાગુ હોય, કે ન હોય અથવા મજકુર લખેલો હોય તે નીરથક પાલ્લ્યાણ (લંબાણ) કરી શકયો હોય તો હુકમની તારીખથી ત્રણ દીવસમાં તે અરજી દુરસ્ત કરવાનો હુકમ આપવાને તે મામલતદાર મુખત્યાર છે.

અરજી ઉપર તેના ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ અથવા સહી કરવાની વાદીના કહે

૯ અરજી ઉપર સહી અથવા તેના ખરાપણાની પ્રતિજ્ઞાનો લેખ કરવાનું આ આકટમાં અગાઉ કહ્યું છે તેમ કરવાની અથવા મામલતદારે કહ્યા પ્રમાણે અરજી દુરસ્ત કરવાની વાદી ના કહેશે અથવા અરજી આપ્યાની અગાઉ છ મહિનાથી વધારે દહાડા ઉપર ફરિયાદ

શી અથવા દાવે મુદતની બહાર છે એવું દેખાયે તોને અરજી નામંજુર કરવાને મામલતદાર મુખત્યાર છે.

નું કારણ ઉતપન થયું હતું એવું અરજી ઉપરથી તથા વાદીને સવાલ પુછવાથી દેખાય તો તે અરજી મામલતદારે ના મંજુર કરવી.

પોતાને હકુમતની શી એવું મામલતદારની નજરમાં આવે તો અરજી પાછી આપવી.

૧૦ આ અરજીમાં લખેલી બાબત પોતાની હકુમતમાં નથી એવું મામલતદારની નજરમાં આવે તો તે અરજી યોગ્ય કોરટમાં આપવા સારૂ તેને પાછી આપવી.

અરજી લેવા લાયક હોય ત્યારે કામ ચલાવવાની રીત.

૧૧ અરજી લેવા લાયક હોય તો મામલતદારે તે લઇને ફાઇલ કરવી તેને પછી તે મુકરદમાની ઇનસાફ સારૂ સગવડ ભરેલો એક દીવસ તથા જગા નીમવા નીમેલે દહાડે તથા જગાએ પોતાના દસ્તાવેજ તથા શાહેદો સાથે લઇને હાજર થવાનું વાદીને ફરમાવવું. તે બાબતની દશ દાહાડાની નોટીશ વાદીના ખરચે પ્રતિવાદીને આ પરિશિષ્ટના નમુના પ્રમાણે આપવી.

ઇનસાફ સારૂ તારીખ ઠરાવવી તે, જે તારીખે નોટીશ કરી તે તારીખથી બેઉ પક્ષકારોના અનુમત વગર દસ દીવસની અંદરની ઠરાવવી નહી અથવા લાચારીના શબબ વગર પંદર દીવસ પછીની ઠરાવવી નહી.

શાહેદાએ હાજર થવા બાબત.

૧૨ જે દીવસ તથા જગ્યા નિમિ હશે તે દિવશે તે જગ્યાએ પોતાના શાહેદાએ હાજર રેહેવા સારૂ તેઓને સમન કરવા એવું હર કોઇ પક્ષકાર કહે તો તે કામ સારૂ મામલતદારે સમન આપવા. શાહેદાને આ પ્રમાણે હાજર કરવા બાબત જે ખરચ થાય તે આપવા બાબતનું નિયમત સાહેદાને પઇસા આપવા બાબત જે કાનુન હાઇકોરટ વખતે વખતે કરે તે કાનુન પ્રમાણે કરવું.

વાદી હાજર નહી થાયતો તેના ઉપર ખરચ નાખીને અરજી નામંજુર કરવી.

૧૩ નીમેલે દીવસે તથા જગાએ વાદી પોતાનો પુરાવો લઇને હાજર થવાને ચુકશે અથવા નીમેલે દીવસે તથા જગાએ સાહેદાને હાજર થવા બાબતની તજવીજ કરવાનું વર્જ કરશે તો મામલદારે ખરચ તેની ઉપર નાખીને અરજી ના મંજુર કરવી.

પ્રતિવાદી હાજર નથાય તો મુકદમાની એકતરફી ચોકશી કરવી.

પ્રતિવાદી હાજર થવાને ચુકશે. અને પ્રતિવાદી ઉપર યોગ્ય રીતે નોટીશ બજાવી છે અને નોટીશનાં ઠરાવેલે દીવસે પ્રતિવાદી હાજર થઇ શકે તથા જવાબ દઇ શકે એવા પુરતાં વખતમાં તે બજાવી છે એવી મામલતદારની ખાત્રી પોતાના શાંમેના પુરાવાથી થાય તો તેણે અરજીની એકતરફી ચોકશી કરવા માંડવી.

પણ પુરતું કારણ દેખાડે તો મુકદમાની ફરી ચોકશી કરવાને અખતીઆર છે.

પણ એવું ઠરાવ્યું છે કે અરજી આ પ્રમાણે ના મંજુર કરયાની અથવા સદરહુ પ્રમાણે એક તરફી ફેંસલો કરવાની તારીખથી ૧૫ દિવસમાં કેઈ પણ વખતે કોઇ પક્ષકારે હેઠળ લખ્યા પ્રમાણે મામલતદારની ખાત્રી કરશે તો એટલે કોઈ લાચારીની હકીકત ઉપરથી મજકુરાથી હાજર થવાયું નહી અથવા મારા સાહેદા હાજર કરી શકાયા નહી એવી ખાત્રી કરશે તો અરજદારને ખરચે બ પરિશિષ્ટના નમુના પ્રમાણે પ્રતિ પક્ષ

કારને નોટીશ આપીને મુકદ્દમાની ફરિથી ચોકશી કરવાનો અધિકાર મામલતદારને છે,

કામ મુલતવી રાખવાનો ક્યારે અધીકાર છે.

૧૪ જે સાહેદોને યોગ્ય રીતે સમન કરયા હોય તેઓ ઠરાવેલે દાહાડે તથા જગાએ હાજર રાખવાને ચુકસે તો (જે હાજર હોય તેઓની શાહેદી લીધા ઉપરથી પુરતો સબબ છે એ પોતાને દખય તો) શાહેદને જબરીથી હાજર કરવામાં આવે ત્યાં સુધી ફરિયાદીની ચોકશી કર્યાનું કામ વખતે વખતે મુલતવી રાખવાનો અધીકાર મામલતદારને છે.

આ કલમ પ્રમાણે જે તારીખ ઉપર કામ મુલતવી રાખ્યું હોય તે તારીખ ચોકશી સારૂ મુળથી ઠરાવી હોય તે વખતે ૧૩ મી કલમના ઠરાવ તે તારીખે લાગુ થશે.

ચોકશીની વખતે જેંવાતનોનિકાલમામલતદારેકરવાનોતે

૧૫ નિમેલે દહાડે મામલતદારે પોતાની રૂબરૂ જે પુરાવો હાજર હોય તે સઘળો સાંભળવા તથા હેઠળ લખેલા મુદ્દાનો ઇનસાફ કરવા માંડયું એટલે—

(અ) કાંઇ મિલકતનો માહારો કબજો ગેરકાયદાસર તોડયો છે અથવા કાંઇ ઉપયોગ કરવાનું છીનવી લીધું છે એવુ વાદી કેહેતો હશે તો.

( ૧ ] દાવો કરેલી મિલકતનો કબજો અથવા ઉપયોગનો કબજો અથવા ઉપયોગ વાદીની પાસે અથવા તેની તરફથી કોઇ માણસની પાસે અથવા જેના સબબથી તે દાવો કરતો હોય તેની પાસે ફરિયાદી ફઇલ થવાની અગાઉ છ મહિનાની અંદર કોઇપણ વખતે હતો કે કેમ.

( ૨ ) ફરિયાદીની ફખતે પ્રતીવાદીનો કબજો છે કે નહી અને હોય તો તેણે તે કબજો કાયદા પ્રમાણે યોગ્ય રીતે કામ ચલવ્યા વગર બીજી રીતે લીધોછે કે કેમ.

( બ ) કાંઇ મિલકત બાબત અથવા યોગ્ય કરવા બાબત પ્રતિવાદીના "સતા પ્રકારની અથવા બીજા હકની મુદત પુરી થયાને લીધે તે મિલકતના કબજા બાબત અથવા ત ઉપયોગ કરવાનું પાછુ મળવા બાબત મારો હક છે એવું વાદી કહે તો

(૧) વાદી પાસેથી અથવા જે માણસના સબબથી તે દાવો કરતો હોય તે માણસ પાસેથી પ્રાપ્ત થએલા હકથી તે મિલકતનો કબજો પ્રતિવાદી પાસે છે કે કેમ અથવા તે ઉપયોગનો પ્રતિવાદી ઉપયોગ કરે છે કે કેમ.

( ૨ ) ફરિયાદ ફઇલ કરવાની અગાઊ છ મહિનાનાની અંદર હરકોઇ વખતે સદરહુ પ્રકારની હકની મુદત પુરી થઇ છે કે કેમ.

( ક ) મિલકતનો કબજો અથવા ઉપયોગનો ઉપયોગ હજી સુધી મારી પાસે છે પણ મારા કબજાને અથવા ઉપયોગ કરવાને પ્રતિવાદી હરકત અથવા અડચણ કરે છે અથવા હરકત અથવા અડચણો કરવાનો તેને યત્ન કરયો છે એવું વાદી કેહેતો હશે તો:—

( ૧ ) દાવો કરેલી મિલકતનો કબજો અથવા ઉપયોગનો ઉપયોગ વાદીની પાશે અથવા તેની તરફથી કોઇ પણ માણસની પસે ખરેખર છે કે કેમ.

( ૨ ) તેના સદરહુ પ્રકારના કબજાને અથવા ઉપયોગને પ્રતિવાદી હરકત અથવા અડચાણ કરે છે કે કેમ અથવા પ્રતિવાદીએ હરકત અથવા અડચાણ કરવાનો યત્ન કર્યો છે કે કેમ.

( ૩ ) ફરિયાદી ફાઇલ થવાની અગાઉ છ મહિનાની અંદર સદરહુ પ્રકારની હરકત અથવા અડચાણ અથવા સદરહુ પ્રકારનો યત્ન કરેલો હરકત અથવા અડચણ પ્રથમ શરૂ થઇ કે કેમ,

મામલતદારનો ફેસલો વાદીની તર

આ મુદ્દા બાબત મામલતદારનો ઠરાવ વાદીની તરફેણમાં હોય તો મુકદ્દમાની હકીકત પ્રમાણે જે હુકમ અવશ્ય લાગે તે તેણે કરવો પણ

*ફેંસલામાં હોય તો.*

તે હુકમ આ આકટની ૪ થી કલમ પ્રમાણે પોતાના અધિકાર બાહાર હોવો ન જોઇએ.

*મામલતદારને ફૈસલો પ્રતિવાદીની તરફેણમાં હોય તો.*

તેનો ઠરાવ પ્રતિવાદીની તરફેણમાં હોય તો તેણે ફરિયાદી નામંજુર કરવી.

*ખરચ બાબત હુકમ કરવો.*

સદરહુ બે પ્રસંગો પૈકી કોઇ પ્રસંગે ફરિયાદીનો ખરચ બજાવણીના ખરચ સુધી જેની વિરૂધ હુકમનામુ થાય તેણે આપવો.

*મામલતદારનો હુકમ અરજીની પીઠ ઉપર લખવો.*

૧૬ મામલતદારનો દરેક હુકમ પછી તે અરજી નામંજુર કરવા બાબતનો હોય પછી આવવા બાબતનો હોય અથવા દાવો મંજુર કરવા બાબત કે નામંજુર કરવા બાબત હોય તે હુકમ મામલતદારે અરજી પીઠ ઉપર લખવો તથા તે બાબતના પોતાના કારણો પણ તેણે દફતરમાં લખી રાખવા.

*મામલતદારનો ફૈસલો રીતે અમલમાં લાવો.*

૧૭ મામલતદારનો ફૈસલો કબજો આપવા બાબત અથવા ઉપયોગ કરવાનું પાછું આપવા બાબત હોય, તો તે ફૈસલો અમલમાં લાવવા સારૂ તેણે ગામના અમલદારને હુકમ કરવો.

તે ફૈસલો તાકીદ આપવા બાબત હોય તો તેણે ક પરિશિષ્ટના નમુના પ્રમાણે તઇયાર કરવાને પ્રતિવાદી હાજર હોય તો તે તેને ત્યાંને ત્યાંજ આપવી અથવા આપવાને કાહાડવી અને તે હાજર ન હોય તો તે તેની ઉપર બજાવવા સારૂ ગામના અમલદારની પાસે મોકલવી.

મામલતદાર ખરચ આપવાનો ઠરાવ કરે ત્યારે તે ખરચ બજાવવાની ખરચ સુધી પક્ષકારની જાતથી વસુલ કરવો અને તે ખરચ આપવામાં ન આવે ત્યારે તેની મિલકત જપ્ત કરીને તથા વેચીને વસુલ કરવો.

*પક્ષકારોના હકને બાધ ન આવતાં કબજો અપાવવો અથવા કાયમ રાખવો.*

૧૮ જે પક્ષકારને મામલતદાર તાબડતોબ કબજો આપશે અથવા ઉપયોગ કરવાનું પાછું આપશે અથવા જે પક્ષકારની તરફથી તાકીદ આપી હશે પક્ષકારની પાસે, દિવાની કોરટનું હુકમનામું અથવા હુકમ બજાવીને કબજો અથવા ઉપયોગ કરવાનું કાહાડવામાં આવે ત્યાં સુધી કબજો અથવા ઉપયોગ કરવાનું રહેશે.

પણ એવું ઠરાવ્યું છે કે જે પક્ષકારની વિરૂધ મામલતદારનો કેશ થયો હશે તે પક્ષકારની પાસે જેટલી મુદત સુધી કોઇ મીલકતનો કબજો નહી હોય અથવા કોઇ ઊપયોગનો ઉપયોગ નહી હોય તે મુદત માંહેની દરમિયાન ઉપજ દીવાની કોરટમાં ફરિયાદી કરીને વસુલ કરવા બાબત તે પક્ષકારને આ કલમના કોઇ પણ ઠરાવ ઉપરથી હરકત છે એમ સમજવું નહી.

વળી એવું ઠરાવ્યું છે કે કાંઈ મીલકતના કબજા બાબત અથવા કાંઇ ઉપયોગ બાબત મામલતદારે કરેલા ફૈસલા માલુમ દિવાની કોરટમાં તેજ પક્ષકારોની અથવા તેઓના સંબંધથી દાવો કરનારા બીજા માણસની દરમિયાન આગળ કાંઇ ફરિયાદ થાય તેમાં અથવા બીજું કામ ચાલે તેમાં નીશ્ચયકારક એવું સમજવું નહી.

*મામલતદારના હુકમ ઉપર અપીલ ચાલનાર નથી.*

૧૯ આ આકટ પ્રમાણે મામલતદારે કરેલા કોઇ પણ હુકમ ઉપર અપીલ ચાલનાર નથી.

*અરજીના ખરાપણાની પ્રતિજ્ઞા લેખ ખોટો કરાયા બાબત શિક્ષા.*

૨૦ ફલાણો મચકુર ખોટો છે, એવું વાદીને માલમ હોય અથવા લાગતું હોય તેવો મચકુર અથવા ફલાણો મચકુર ખરો છે એવું વાદીને માલમ નહી હોય અથવા લાગતું નહી હોય તેવો મચકુર ખરાપણાની પ્રતિજ્ઞા આ આકટ પ્રમાણે જે અરજી ઉપર કરી હોય

તે અરજીમાં હશે તો જાણી જોઇને ખોટી શાહેદી પુરનાર અથવા ખોટા પુરાવા બનાવનાર માણસોને શિક્ષા કરવાનો જે કાયદો ચલુ હશે તેમાંના ઠરાવ પ્રમાણે શિક્ષાને તે વાદી લાયક થશે.

ફરિયાદી કરવાની મુદત.

૧૧ આ આકટ પ્રમાણે કરેલા કાંઇ હુકમ પ્રમાણે ચાલવું જે માણસને અવશ્ય હોય તે માણસે અથવા તે માણસના સબંધમાં દાવો કરનારો કોઇ હોય તેણે કરેલી કાંઇ ફરીયાદ તે મુકદમાના આખરના હુકમની તારીખથી ત્રણ વરસની અંદર ન કરી હોય તો તે ફરીયાદની મુદત વિતિ ગઇ છે એવો જવાબ આપ્યો નહી હોય તોયપણ કાહાડી નાખવી.

---

પરિશિષ્ટ અ

[પ્રતિવાદીને ૧૧ મી કલમ પ્રમાણે આપવાની નોટીસનો નમુનો.)

કોરટનો સિક્કો,

ફરિયાદીનો નંબર.

______________________ના મામલતદારની કોરટમાં.

______________________ વાદી

______________________ પ્રતિવાદી

પ્રતિવાદી (નામ તથા ધર્મ તથા જાત તથા ધંધો તથા ઠેકાણું) ને

[અહિંઆં વાદીનું નામ તથા ધર્મ તથા જાત તથા ધંધો તથા ઠેકાણું લખવું) એ તમારા ઉપર (અહીયાં અરજીનો મજકુર લખવો ) આ બાબત આ કોરટમાં ફરીયાદ કરી છે વાસ્તે સદરહુ વાદીને જવાબ દેવા સારૂ તમે જાતે અથવા યોગ્ય રીતે અધિકાર આપેલા મુખત્યારની મારફતે ............ ગામમાં આ કોરટમાં તારીખે વાગતે હાજર થવા બાબત તમને આ નોટીશ ઉપર સમન કર્યો છે અને તે તારીખે અરજીનો આખરનો નીકાલ કરવામાં આવનાર છે વાસ્તે સદરહુ નીમેલી વખતે તથા જગાએ પોતાના દસ્તાવેજ હાજર કરવા બાબત તથા પોતાના સાહેદો હાજર રહેવા બાબત તમોએ તજવીજ કરવી જોઇએ અને તમને નોટીશ આપવામાં આપે છે જે ઉપર કહેલી વખતે તથા જગાએ સદરહુ પ્રમાણે હાજર થવાને તમે ચુકશો તો તમારી અથવા તમારા મુખત્યારની ગેરહાજરીમાં ફરિયાદની ચોકશી કરીને નીકાલ કરવામાં આવશે.

(સહી.)

મામલતદાર.

ટીપ—કોરટે તમારા સાહેદોને સમન કરવા એવી તમારી ઇછા હોય તો આમાં લખેલી તારીખની અગાઉ યોગ્ય મુદતમાં સમન બજાવી શકાય એટલા વાસ્તે તમોએ વિલંબ ન કરતાં તે પ્રમાણે કોરટને અરજી કરવી,

---

પરિશિષ્ટ બ

(૧૩ મી કલમ પ્રમાણે કરવાની નોટીસનો નમુનો)

કોરટનો સિક્કો.

ફરિયાદીનો નંબર.

——————————— ના મામલતદારની કોરટમાં
——————————— વાદી.
——————————— પ્રતિવાદી.

વાદી (અથવા પ્રતિવાદી જે હોય તેનું નામ લખવું) રહેવાશી ——————
સદરહુ ——— વાદીએ આ કોરટમાં કરેલી ઉપર લખેલી ફરિયાદમાં ગયા ——————
મહીનાની ——— તારીખે કોરટે ——————
આવો હુકમ કર્યો છે અને સદરહુ વાદીએ (અથવા પ્રતીવાદીએ જે હોય તેનું નામ લખવું) મુકદમાની ફરીથી ચોકશી કરવા બાબત આ કોરટમાં ——— મહીનાની તારીખે અરજી કરી છે અને કોરટે તે અરજી નામંજુર કરી છે,

વાસ્તે તમને નોટીશ આપવામાં આવે છે જે ——————
ગામમાં ——— મહિનાની ——— તારીખે ——— વાગતે સદરહુ ફરીયાદીની ફરીથી ચોકશી કરીને ફેંસલો કરવામાં આવશે તે વખતે તે જગાએ તમોએ પોતાના દસ્તાવેજ હાજર કરવા બાબત તથા પોતાના સાહેદો હાજર રહેવા બાબત તજવીજ કરવી જોઈએ અને આ નોટીશ આપવામાં આવે છે જે ઉપર કહેલી વખતે તથા જગાએ તમે જાતે અથવા મુખત્યારની મારફતે હાજર નહી થશો તો તમારી ગેરહાજરીમાં ફરીયાદીની ફરી ચોકશી કરીને ઠરાવ કરવામાં આવશે. તારીખ ——— માહે ——— ૧૮૭

(સહી.)

મામલતદાર.

ટીપ—કોરટે તમારા સાહેદોને સમન કરવા એવી તમારી ઇછા હોય તો આમાં લખેલી તારીખની અગાઉ યોગ્ય મુદતમાં સમન બજાવી શકાય એટલા વાસ્તે તમોએ વીલંબ ન કરતાં તે પ્રમાણે કોરટને અરજી કરવી.

---

પરિશિષ્ટ ક.

(૧૭ કલમ પ્રમાણે આપવાની તાકીદનો નમુનો.)




ફરિયાદીનો નંબર.

——————————— ની મામલતદારની કોરટમાં
——————————— વાદી
——————————— પ્રતિવાદી.

પ્રતિવાદીને.

ઉપર લખેલી ફરિયાદીમાં કોરટે આજે એવો ઠરાવ કરયો છે કે વાદી ——— ના કબજામાં હેઠળ લખેલી મિલકત રહેવા દેવામાં (અથવા પાણીના હેઠળ લખેલા ઉપયોગનો અથવા રસ્તાના હેઠળ લખેલા ઉપયોગને ઉપભોગ કરવામાં જેમ હોય તેમ લખવું) તમે હરકત અથવા અડચણ કરોછો અથવા—તારીખે અથવા તે. તારીખને સુમારે હરકત (અથવા અડચણ કરવાનો યત્ન તમે કરયો છે) ——— વાસ્તે દિવાની કોરટનું હુકમનામુ બજાવ્યા વગર બીજી રીતે સદરહુ મીલકત સદરહુ વાદીના કબજામાં રહેવા દેવા અથવા સદરહુ ઉપયોગનો ઉપયોગ તેને કરવામાં હરકત અથવા અડચણ કરવાનો યત્ન કરવાની તમને આ તાકીદ ઉપરથી મના છે. તારીખ ——— માહે ——— સન ૧૮૭

(સહી.)

મામલતદાર.

# સન ૧૮૮૨ નો આક્ટ ૧૪ મો.
## દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો.

---

## અનુક્રમણિકા.

ઉદ્દેશ

મારંભનો વિષય.

બીજી કોરટો હોય ત્યારે કામ ચલાવવાની રીત.
૨૫ એક કોરટમાંથી બીજી કોરટમાં ફરીયાદો મોકલવા બાબત.

બાબ ૩ જો.

પક્ષકારો અને તેમનુ હાજર થવું તેમની અરજો અને તેમણે કરવાનાં કામ એ વીશે.
૨૬ વાદીઓ તરીકે કોણ સામીલ થઇ શકે તે.
૨૭ ફરીઆદ કરનાર વાદીને બદલે વાદી દાખલ કરવાને અથવા તેમાંસાંમીલ કરવાને કો

૨૮ મુખત્યાર છે.
૨૮ પ્રતીવાદીઓ તરીકે સામીલ કરાય તે શખસો
૨૯ એકજ કરારથી જવાબદાર થતા પક્ષકારોને સામીલ કરવાનું.
૩૦ એકજ સંબંધવાળા બધા પક્ષકારોની વતી તેમાંનો કોઇ એક પક્ષકાર ફરીયાદ માંડી શકે અથવા જવાબ દઇ શકે.
૩૧ ખોટી રીતે પક્ષકાર કરવાને લીધે ફરીયાદ નીષ્ફળ જવાની નહીં.
૩૨ કોરટ પક્ષકાર કાઢી નાંખવાને અથવા સામીલ કરવાને મુખત્યાર છે.
વાદી તરીકે અથવા ઇષ્ટમીત્ર તરીકે સામીલ કરેલા શખસની સંમતી
કલમ ૩૦ પ્રમાણે ફરીયાદો કરી હોય અથવા જવાબ આપ્યા હોય તેમાંના પક્ષકારો.
સામીલ પ્રતીવાદીઓને સમન પોંચાડવો
ફરીઆદ ચલાવવાનુ કામ.
૩૩ પ્રતીવાદી સામીલ કરવામાં આવે ત્યારે ફરીઆદઅરજી દુરસ્ત કરવી.
૩૪ પક્ષકાર સામીલ નથી કરચા અથવા ખોટી રીતે સામીલ કરચા છે તેવી હરકતો લેવાનો વખત.
૩૫ ઘણાએક વાદી અથવા પ્રતીવાદીઓમાંનો પ્રત્યેક પોતામાંના કોઇ બીજાને પોતાની તરફથી હાજર થવા વગેરેનો અખત્યાર આપી શકે.
અખત્યાર સહી સુધાંતનો લખી અને કોરટમાં દાખલ કરેલો જોઇએ.
કબુલ કરેલા મુખત્યારો અને પલીડરો.
૩૬ હાજર થવા વગેરેનુ કામ જાતે અથવા કબુલ કરેલા મુખત્યાર મારફત અથવા પ્લીડર મારફતે થઇ શકે.
૩૭ કબુલ કરેલા મુખત્યારો. હોય
કોરટની હકુમત બહાર જે પક્ષકારો તેમનાં મુખત્યારનામાં જેમની પાસે તે શખસો. પ
દાખલાવાળા મુખત્યાર. ડા
(કોરટની હકુમત બહારના પક્ષકારોની વતી વેપાર ધંધો ચલાવનારા શખસો
પંજાબ અયોધ્યા અને મધ્ય પ્રાંતમાં કબુલ કરેલા મુખત્યારો.
૩૮ કબુલ કરેલા મુખત્યારોને પ્રોસેસ પોચાંવાનું
૩૯ પલીડર કરવાનુ.
૪૦ પલીડરને પ્રોસેસ પોંચાડવાનું.
૪૧ પ્રોસેસ લેવાના મુખત્યાર
તેની નીમણુક લખેલી હોવી જોઇએ અને તે કોરટમાં દાખલ કરવી.

બાબ ૪ થો.

ફરીઆદ તઇયાર કરવા વીશે.
૪૨ ફરીઆદ શી રીતે તઇયાર કરવી.
૪૩ તમામ દાવો ફરીયાદમાં આવવો જોઇએ.
દાવાનો કંઇ ભાગ છોડી દેવાનું.
ઘણા ઇલાજોમાંથી એક ઇલાજની ફરીઆદ કરવી છોડી દીધી હોય તો.
૪૪ જમીન લેવાની ફરીયાદમાં અમુક દાવાજ માત્ર સામીલ કરવા
મ્રૃત્યુપત્ર ચલાવનારે મઇયતની મીલકતના વહીવટ કરનારે અથવા વારસે કરેલા અથવા તેમના ઉપરકરવાના દાવા
૪૫ વાદી દાવાના ઘણા કારણ એકજ ફરયાદમાં સામીલ કરી શકે.
કોરટ તેમને જુદા પાડવાનો હુકમ કરે
૪૬ ફરીયાદમાં થોડાં દાવાનાં કારણ રાખવાને પ્રતીવાદી અરજ કરી શકે.
૪૭ અરજ સાંભળ્યા પછી કોરટ કેટલાંક કારણ કમી કરે અને દુરસ્ત કરવાનો હુકમ કરે.

ઓર્ડર ૫ મો.

ફરીયાદો માંડવા વીશે.



ઓર્ડર ૬ ઠો.

સમન કાઢવા તથા પોંચાડવા વિશે

સમન કાઢવા વિશે



સમન પોંચાડવાનું

૭૮ પ્રતીવાદીના કુટુંબના મરદને સમન ક્યારે પોંચાડાય,
૭૯ જેને સમન પોંચાડયો હોય તેણે સમન પોંચ્યાની સહી કરવી.
૮૦ પ્રતીવાદી સમન લેવાની ના પાડે, અથવા ન મળે, ત્યારે શીતે કરવું,
૮૧ સમન પોંચાડ્યાની રીત તથા વખતનો શેરો.
૮૨ સમન પોંચાડવા જનાર અમલદારની જબાની
સમન પોંચાડ્યાને બદલે બીજી રીત કરવી હે,
૮૪ સમન પોંચાડ્યાને બદલે બીજી રીત કરી હોય તેનું પરિણામ.
૮૪ સમન પોંચાડ્યાને બદલે બીજી રીત કરવાનું કહ્યું હોય ત્યારે હાજર થવાની મુદત ઠરાવવી.
૮૫ પ્રતીવાદી બીજી કોઇ કોરટની હકુમતમાં રહેતો હોય અને સમન લેવાને તેનો કોઇ મુખત્યાર ન હોય ત્યારે સમન શી રીત પોંચાડવો.
૮૬ મુફસીલની કોરટોએ કાઢેલી પ્રોસેસ રંગુન અને ઇલાકાના શેહેરોમાં શી રીતે પોંચાડવી
૮૭ જેલમાં હોય તે પ્રતીવાદીને પોંચાડવાનું
૮૮ બીજા ડીસ્ટ્રીકટમાં જેલ હોય ત્યારે શી રીતે કરવું.
૮૯ પ્રતીવાદી બ્રિટિશ ઇંડિયાની બહાર રહેતો હોય અને સમન લેવાને તેનો કોઇ મુખત્યાર ન હોય ત્યારે તે શી રીતે પોંચાડવો.
૯૦ બ્રિટિશ રેસિડેન્ટ અથવા સરકારના એજન્ટ મારફત પોંચાડવાનું.
૯૧ સમનને બદલે પત્ર લખવો.
૯૨ તે પત્ર મોકલવાની રીત.

પ્રોસેસ પોંચાડવાનું.

૯૩ જે પક્ષકાર પ્રોસેસ કઢાવે તેને ખરચે તે પોંચાડવી.

પોંચાડવાનું ખરચ.

૯૪ લેખી નોટીસો અને હુકમો શી રીતે પોંચાડવા તે.

ટપાલ ખરચ.

૯૫ ટપાલ ખરચ.

## બાબ ૭ મો.

પક્ષકારોએ હાજર થવા વિશે તથા નહાજર થવાના પરીણામ વિશે.

૯૬ પ્રતીવાદીને હાજર થઇને જવાબ આપવા સારૂ સમનમાં ઠરાવેલે દિવસે પક્ષકારોએ હાજર થવું.
૯૭ સમન કાઢવાની ફી વાદીએ ન આપવાથી સમન ન પોંચાડ્યો હોય ત્યારે ફરીયાદ કાઢી નાખવી.

વિશેષ ઠરાવ.

૯૮ જો કોઇ પક્ષકાર હાજર ન થાય તો ફરયાદ કાઢી નાંખવી.
૯૯ આવે પ્રસંગે વાદી નવી ફરીયાદ આણે અથવા કોરટ ફરીયાદ પાછી ફાઇલ ઉપર લે.
૯૯ અ—બજાવ્યા વગર સમન પાછો આવ્યા પછી એક વરસ સુધી વાદી નવો સમન કાઢવા વીશેની અરજી કરવાને ચુકે તો ફરીયાદ કાઢી નાખવી.
૧૦૦ ફકત વાદીજ હાજર થાય તો કામ ચલાવવાની રીતઃ—
જ્યારે બરોબર રીતે સમન પોંચ્યો હોય ત્યારે,
જ્યારે સમન બરોબર રીતે ન પોંચ્યો હોય ત્યારે,
સમન પોંચ્યો હોય પણ યોગ્ય મુદતની અંદર ન પોંચ્યો હોય ત્યારે.
૧૦૧ મુલતવી રાખેલી સુનાવણીને દીવસે પ્રતિવાદી હાજર થાય અને પ્રથમ હાજર ન થવાનું મજબુત કારણ બતાવે ત્યારે શી રીતે કરવું.
૧૦૨ જ્યારે ફકત પ્રતીવાદી હાજર થાય ત્યારે કામ ચલાવવાની રીત.
૧૦૩ વાદીની ગેરહાજરીથી તેના વિરૂદ્ધ હુકમ નાસું થાય તો પછી નવી ફરીયાદ ચાલશે નહીં.
૧૦૪ બ્રિટિશ ઇંડિયાની બહાર રહેનાર પ્રતિવાદી હાજર ન થાય ત્યારે કામ ચલાવવાની રીત.
૧૦૫ ઘણા વાદીઓ પઇકી એક અથવા વધારે

ગેરહાજર રહે ત્યારે કામ ચલાવવાની રીત.
૧૦૬ ઘણા મતીવાદીઓ પઈકી એક અથવા વધારે ગેરહાજર હોય ત્યારે કામ ચલાવવાની રીત.
૧૦૭ જાતે હાજર થવાને જે પક્ષકારને હુકમ કરયો હોય તે પુરતું કારણ બતાવ્યા વગર ગેરહાજર રહે તો તેનું પરીણામ.
એક તરફી હુકમનામાં રદ કરવા વિશે.
૧૦૮ મતીવાદી વિરૂદ્ધ એકતરફી થએલું હુકમનામું રદ કરવાનું.
૧૦૯ વિરૂદ્ધ પક્ષકારને નોટીસ કરયા વગર હુકમનામું રદ કરવું નહીં.

---

### બાબ ૮ મો.

લેખી કેફીયતો તથા સામા દાવા વીશે,

૧૧૦ લેખી કેફિયતો.
૧૧૧ સામાદાવાનીવીગતલેખી કેફિયતમાં લખવી.
ચોકસી.
સામા દાવાથી થવાનું કાર્ય.
૧૧૨ પહેલી સુનાવણી પછી લેખી કેફિયત લેવી નહીં.
વિશેષ ઠરાવ,
૧૧૨ પહેલી સુનાવણી પછી લેખી કેફિયત લેવી નહીં. વિશેષ ઠરાવ.
૧૧૩ કોરટ લેખી કેફિયત માગે અને પક્ષકાર તે ન આપે ત્યારે શું કરવું.
૧૧૪ લેખી કેફિયતો કેમ તઈયાર કરવી.
૧૧૫ લેખી કેફીયતો ઉપર સહી કરવી તથા તેના સાચાપણાનો એકરાર કરવો.
૧૧૬ વિવાદ રૂપ, લંબાણ વાળી અથવા નકામી લેખી કેફિયતોવિશે કોરટનોઅખત્યાર.
દુરસ્તી ઉપર સહી.
ના મંજુર કરવાનું પરિણામ.

---

### બાબ ૯ મો.

કોરટે પક્ષકારોની જબાની લેવા વિશે.

૧૭ ફરીયાદ અરજીનો તથા લેખી કેફિયતનો મજકુર કબુલ છે કે નાકબુલ તે નક્કી કરી લેવુ.
૧૧૮ પક્ષકારની, અથવા તેની કે તેના પ્લીડની સાથે આવેલા માણસનીમુખ જબાની
૧૧૯ જબાનીનો મતલબ લખવો.
૧૨૦ પ્લીડર જવાબ દેવાની ના કહે અથવા દઇ શકે નહીં ત્યારે શું કરવું.

---

### બાબ ૧૦ મો.

દસ્તાવેજોની શોધ લાવવાવા વિસે, તથા તે કબુલ કરવા; જોવા, હાજર કરવા, અટકાવી રાખવા, ને પાછા આપવા વિશે.

૧૨૧ સવાલ નામું આપવાનો અખત્યાર.
૧૨૨ સવાલનામું પોંચાડવાનું.
૧૨૩ સવાલનામું આપવું ઘટારત હતું કે નહીં તેની તજવીજ.
૧૨૪ કારપોરેશન અથવા કંપનીના અમલદારને સવાલનામું પોંચાડવાનું.
૧૨૫ લાગુ નથી એ વગેરે કારણથી સવાલના જવાબ આપવાની ના કહેવાનો અખત્યાર.
૧૨૬ સવાલના જવાબમાં સોગનનામું ગુજારવાની મુદત.
૧૨૭ કોઇ પક્ષકાર પુરતી રીતે જવાબ ન આપે ત્યારે શી રીતે કરવું.
૧૨૮ દસ્તાવેજોના ખરાપણા વિશે કબુલત માગવાનો અખત્યાર.
૧૨૯ દસ્તાવેજની શોધ લગાડવાનો હુકમ કરવાનો અખત્યાર.
એ હુકમના જવાબનું સોગનનામું.
૧૩૦ દાવો ચાલતાં દસ્તાવેજો હાજર કરવા વિશે હુકમ કરવાનો અખત્યાર.
૧૩૧ ફરિયાદ અરજી વગેરેમાં હવાલો આપેલ દસ્તાવેજો જોવા સારૂ હાજર કરવા બાબત નોટીસ.
તે નોટીસ અમાન્ય કરવાનું પરિણામ.
૧૩૨ જેને તે નોટીસ મળે તે, પક્ષકારે ક્યારે અને ક્યાં તે દસ્તાવેજ જોવાને મળશે એ બાબત સામી નોટીસ આપવી.
૧૩૩ જોવા દેવાનો હુકમ કરાવવાની અરજ.
૧૩૪ તે અરજ સોગનનામાને આધારે કરવી.

૧૩૫ શોધ કાઢવાનો હક જે તકરારી બાબત અથવા મુદ્દા ઉપર આધાર રાખતો હોય તે તકરારી બાબત અથવા મુદ્દાનો પ્રથમ નિર્ણય કરવા વિશે ફરમાવવાનો અખત્યાર.

૧૩૬ જવાબ ન દે અથવા જોવા ન દે તેનું પરિણામ.

૧૩૭ કોરટ પોતાના દફતરમાંથી અથવા બીજી કોરટોમાંથી કાગળ મંગાવે.

૧૩૮ દસ્તાવેજી પુરાવો પહેલી સુનાવણી વખતે તૈયાર રાખવો.

૧૩૯ દસ્તાવેજો હાજર ન રાખવાનું ફળ.

૧૪૦ કોરટે દસ્તાવેજો લેવા.

લાગુ ન પડે તેવા અથવા અગ્રાહ્ય દસ્તવેજો નામંજુર કરવા.

૧૪૧ સાબિત થયા વિના કોઈ દસ્તાવેજ દફતરમાં દાખલ કરવો નહીં.

સાબિત થએલા દસ્તાવેજો ઉપર નીશાની કરીને તે દાખલ કરવા.

દુકાનના ચોપડામાં લખેલો મજકુર.

૧૪૨ નામંજુર કરેલા દસ્તાવેજો ઉપર નિશાની કરવી, અને તે પાછો આપવો.

૧૪૩ કોઈ દસ્તાવેજ અટકાવી રાખવાનો કોરટ હુકમ કરે.

૧૪૪ પુરાવામાં દાખલ કરેલો દસ્તાવેજ ક્યારે પાછો અપાય.

ઠરેલી મુદત પહેલાં દસ્તાવેજો ક્યારે પાછા આપી શકાય.

અમુક દસ્તાવેજો પાછા આપવા નહીં.

પાછા આપેલા દસ્તાવેજની પોંચ આપવી.

૧૪૫ દસ્તાવેજો વિશેના ઠરાવ સાકાર પદાર્થોને લાગુ કરવા.

---

બાબ ૧૧ મો.

મુદ્દા ઠરાવવા વિશે.

૧૪૬ મુદ્દા કાઢવાનું.

૧૪૭ શા ઉપરથી મુદ્દા કાઢવા તે.

૧૪૮ મુદ્દા કાઢયા પહેલાં કોરટ શાક્ષી અથવા દસ્તાવેજ તપાસે.

૧૪૯ મુદ્દા વધારવાનો, દુરસ્ત કરવાનો અને કમી કરવાનો અખત્યાર.

૧૫૦ હકીકતની અથવા કાયદાની બાબતો પક્ષકારો એકમત થઈને મુદ્દાના આકારમાં લખી આપે.

૧૫૧ કરારનામું શુદ્ધબુદ્ધિથી કરેલું છે એમ કોરટની ખાત્રી થાય તો કોરટ ફેસલો આપે.

---

બાબ ૧૨ મો.

પહેલી સુનાવણી વખતે ફરિયાદનો નિકાલ.

૧૫૨ કાયદાની અથવા હકીકતની કોઈ બાબતમાં પક્ષકારોને તકરાર ન હોય તો.

૧૫૩ ઘણા પ્રતિવાદીઓ પઈકી કોઈને વાદીસાથે તકરાર ન હોય તો.

૧૫૪ કાયદાની અથવા હકીકતની બાબતોમાં પક્ષકારોને તકરાર હોય તો,

કોરટ મુદ્દા ઉપર ઠરાવ કરે અને ફેસલો કહી સંભળાવે.

૧૫૫ બેમાંથી એક પક્ષકાર પોતાનો પુરાવો હાજર ન કરે તો કોરટ ફેસલો કહી સંભળાવે અથવા ફરિયાદ મુલતવી રાખે.

---

બાબ ૧૩ મો.

મુલતવી રાખવા વિશે.

૧૫૬ કોરટ મુદતઆપેઅનેસુનાવણીમુલતવીરાખે

મુલતવી રાખવાનું ખરચ.

૧૫૭ ઠરાવેલે દિવસે પક્ષકારો હાજર ન થાય તો શી રીતે કરવું.

૧૫૮ બેમાંથી એક પક્ષકાર પોતાનો પુરાવો આણવા વિગેરેને માટે કસુર કરે તોએ કોરટ ફરિયાદ ચલાવે.

---

બાબ ૧૪ મો.

સક્ષીઓને સમન કરવા તથા તેમણે હાજર રહેવા વિશે.

૧૫૯ શાહેદી પુરવાસારૂ અથવા દસ્તાવેજો હાજર કરવાસારૂ હાજર રહેવાનો સમન.

૧૬૦ સમન કાઢવાની અરજ કરવામાં આવે એટલે સાક્ષીઓનું ખરચ કોરટમાં ભરવું

ખરચનો દર

૧૬૧ ખરચ સાક્ષીને આપવા માંડવું.

શુદ્ધ બુદ્ધિથી હક્ક રાખનાર અટકાવ કરે ત્યારે કેમ કરવું.
૩૩૨ જે શખસની પાસેથી કબજો કાઢી લીધો હોય તે શખસ હુકમનામાં વાળાને કબજો મળવાના હકમાં વાંધો લે ત્યારે કેમ કરવુ
૩૩૩ ફરીયાદ માંડયા પછી હુકમનામાના દેણદારે મિલકત બીજાને નામે ચઢાવી હોય તે.
૩૩૪ ખરીદદારને સ્થાવર મીલકત કબજે લેતાં હરકત અથવા અટકાવ થાય તે વીશે
૩૩૫ હુકમનામાના દેણદાર શિવાય બીજા દાવેદારની હરકત.

આઇ.—પકડવા વીશે તથા કેદ કરવા વિશે,

૩૩૬ હુકમનામાના દેણદારને કેદમાં રાખવાનું ઠેકાણું વિશેષ ઠરાવ.
૩૩૭ પકડવાના વારંટમાં હુકમનામાના દેણદારને હાજર કરવાનું ફરમાવવું,
૩૩૮ ખોરાકીનો દર.
૩૩૯ હુકમનામાના દેણદારની ખોરાકીના પઈસા.
૩૪૦ ખોરાકીની રકમ ફરીયાદના ખરચમાં ગણવી.
૩૪૧ હુકમનામાના દેણદારને છોડી મુકવાનુ;
૩૪૨ કેદમાં રાખવાની મુદત ૭ માસ કરતાં વધારે નહીં થાય.
કેદમાં રાખવાની મુદત છ અંઠવાડીયાં કરતાં વધારે કયારે ન થાય.
૩૪૩ વારંટ ઉપર શેરો.

બાબ ૨૦ મો.

હુકમનામાના દેણદાર નાદાર હોય તે વિશે.

૩૪૪ નાદાર ઠરાવવાની અરજ કરવાનો અખત્યાર.
૩૪૫ અરજનો મજકુર.
૩૪૬ અરજ ઉપર સહી કરવી તથા સાચાપણાના એકરાર કરવા.
૩૪૭ અરજની નકલ તથા નોટીસ પોંચાડવી.
૩૪૮ બીજા લેહેણદારોને પોંચાડવાનો અખત્યાર.
૩૪૯ પેહેરામાં હોય તે અરજદાર વિશે કોરટના અખત્યાર.
૩૫૦ સુનાવણી વખત કામ ચલાવવાની રીત.
૩૫૧ નાદાર ઠરાવવાનું તથા વસુલદાર નીમવાનું.
૩૫૨ લેહેણદારોએ પોતાનાં લેહેણાં સાબીત કરવાં. પત્રક તઈયાર કરવું,
૩૫૩ પત્રકમાં લખ્યા ન હોય એવા લેહેણદારોએ કરવાની અરજો.
૩૫૪ વસુલદાર નીમવાના હુકમનું ફળ.
૩૫૫ વસુલદારે જામીન આપવા અને માલમતા વસુલ કરવી
નાદાર દેણદારને છોડી મુકવો.
૩૫૬ વસુલદારનુ કામ.
મેહેનતાણાનો તેનો હક.
વધારો આપી દેવો.
૩૫૭ છોડી મુકવાનું ફળ.
૩૫૮ નાદાર જવાબદારીમાંથી મુકત થયો એવે ઠરાવ કરવો.
૩૫૯ અરજદાર દગા ભરેલો હોય ત્યારે કામ ચલાવવાની રીત.
૩૬૦ બીજી કોરટોને ડિસ્ટ્રીકટ કોરટોના અખત્યાર આપવાનું.
બીજી કોરટમાં મુકદમાં મોકલવાનું.

## ભાગ ૨ જો.

પ્રસંગો પાત ઉત્પન થનારા કામો વિશે.

---

### બાબ ૨૧ મો.

પક્ષકારોના મરણ, લગ્ન, અને તેમની નાદારી વિશે.

૩૬૧ પક્ષકારોનાં મરણ પછી, જો ફરિયાદ કરવાનો હક પોંહોચતો હોય તો ફરિયાદ બંધ નહીં પડે.
૩૬૨ ઘણા વાદીઓ અથવા પ્રતિવાદીઓ પૈકી એક મરણ પામે અને ફરિયાદ કરવાનો હક્ક પોંહોચતો હોય ત્યારે શી રીતે કરવુ.
૩૬૩ ઘણાં વાદીઓ પૈકી એક મરણ પામે અને બાકીનાને તથા મઈયતના વારસ વકીલને ફરીયાદ કરવાનો હક પોંહોચતો હોય તો શી રીતે કરવું.
૩૬૪ મઈયત વાદીના વારસ વકીલે અરજ કરી ન હોય ત્યારે શી રીતે કરવું.
૩૬૫ એકનો એક વાદી અથવા બાકી રહેલો એકનો એક વાદી ગુજરી જાય ત્યારે શી રીતે કરવું.
૩૬૬ મઈયત વાદીના વારસ વકીલ અરજ ન કરે તો ફરિયાદ બંધ પડે.

૯.—સામાન્ય ઠરાવો.
૩૯૭ કમીશનનું ખરચ કોરટમાં ભરવું.
૩૯૮ કમિશનરોના અખત્યાર.
૩૯૯ કમિશનરની રૂબરૂ સાક્ષીયોએ હાજર રહેવા વિશે જબાની આપવા વિશે તથા તેમને શિક્ષા કરવા વિશે.
૪૦૦ કમિશનરની રૂબરૂ હાજર થવાને કોરટે પક્ષકારને ફરમાવવું
એક તરફી કામ ચલાવવાનું

## ભાગ ૩ જો.

ખાસ મતલબની ફરિયાદો વિશે.

### બાબ ૨૬ મો.

નાદારોની ફરિયાદો.

૪૦૧ નાદારીમાં ફરીયાદો આણી શકાય.
૪૦૨ કઇ ફરિયાદો વિશે અપવાદ છે તે.
૪૦૩ અરજ લેખી કરવી.
અરજમાં લખવાનો મજકુર.
૪૦૪ અરજ આપવાનું.
૪૦૫ અરજ નામંજુર કરવાનું.
૪૦૬ અરજદારની જબાની.
જો મુખત્યારે અરજ આપી હોય તો કમિશનથી અરજદારની જબાની લેવાનું કોરટ ફરમાવે.
૪૦૭ અરજ નામંજુર કરવાનું.
૪૦૮ અરજદારની નાદારીનો પુરાવ લેવા સારૂ ઠરાવેલા દિવશની નોટીસ.
૪૦૯ સુનાવણી વખતે કામ ચલાવવાની રીત.
૪૧૦ જો અરજ મંજુર કરવામાં આવે તો શી રીતે કરવું.
૪૧૧ નાદાર જીતે ત્યારે ખરચ.
કોરટ ફી વસુલ કરવાનું.
૪૧૨ નાદાર હારે ત્યારે કેમ કરવું.
૪૧૩ અરજદારને નાદારીમાં ફરિયાદ કરવાની રજા આપવાની ના પાડી હોય તો પછી બીજી તેવી અરજ ચાલશે નહી.
૪૧૪ વાદી નાદાર નથી એવું ક્યારે ઠરાવવું.
૪૧૫ ખરચ,

### બાબ ૨૭ મો.

સરકાર અથવા સરકારી અમલદારો કરે તે અથવા તેમના ઉપર થાય તે ફરીયાદો વિશે,

૪૧૬ સ્ટેટ સેક્રેટેરી ઇન કોંસીલે અથવા તેમના ઉપર કરવાની ફરીયાદો.
૪૧૭ સરકારની વતી કામ કરવાનો અખત્યાર મળેલા સખસો.
૪૧૮ સ્ટેટ સેક્રેટેરી ઇન કોંસીલે કરવાની ફરીયાદોમાં ફરીયાદ અરજી.
૪૧૯ પ્રેસેસ લેવા સારૂ સરકારનો મુખત્યાર
૪૨૦ સ્ટેટ સેક્રેટેરી ઇન કોંસીલે હાજર થઇને જવાબ આપવાનું
૪૨૧ સરકાર ઉપરની ફરીયાદ સંબધી સવાલનાં જવાબ દઇ શકે એવા સખસોને હાજર રાખવાનું.
૪૨૨ સરકારી અમલદારોને પ્રોસેસ પોંચાડવાનું
૪૨૩ અમલદાર સરકારમાં લખાણ કરી શકે એટલા માટે મુદત વધારવાનું.
૪૨૪ સ્ટેટ સેક્રેટેરી ઇન કોંસીલ ઉપર અથવા સરકારી અમલદાર ઉપર ફરીયાદ કરતાં પેહેલાં કરવાની નોટીસ.
૪૨૫ આવા દાવામાં પકડવાનું,
૪૨૬ જવાબ કરવાનું સરકાર માંથે લે તો અરજ કરવાની તે.
૪૨૭ આવી અરજ નથાય ત્યારે શી રીતે કરવું
ફેંસલા પહેલાં પ્રતીવાદીનેપકડીશકાયનહી.
૪૨૮ સરકારી અમલદારોને જાતે હાજર થવાની માફી.
૪૨૯ સરકાર અથવા સરકારી અમલદાર ઉપર હુકમનામું હોય ત્યારે કેમ કરવું.

### બાબ ૨૮ મો

પરરાજ્યના લોકો કરે તે ફરિયાદો, તથા પરદેશીઓ દેશી રાજ્ય કરતાઓ કરે તે અથવા તેમના ઉપર થાય તે ફરીયાદો.

૪૩૦ પરરાજ્યના લોકો ક્યારે ફરીયાદ કરે,
૪૩૧ પરદેશી રાજ્ય ક્યારે ફરીયાદ કરી શકે.
૪૩૨ રાજા અથવા રજવાડા તરફથી ફરીયાદ ચલાવવા અથવા તેનો જવાબ કરવાને સરકાર મુકામ નીમેલા સખસો.
૪૩૩ રાજા વગેરે ઉપરની ફરીયાદો.
રાજા વગેરેને પકડવાની માફી.

તેમની મીલકત ક્યારે જપ્ત થાય.
૪૩૪ દેશી સંસ્થાનમાંની કોર્ટોનાં હુકમનામાં બ્રિટિશ ઈંડિયામાં બજાવવાનું.

બાબ ૨૯ મો.

કારપોરેશન તથા કંપનીઓ તરફની અને તેમના ઉપરની ફરીયાદો.

૪૩૫ ફરીયાદ અરજી ઉપર સહી અને સાચાપણાના એકરાર.
૪૩૬ કારપોરેશનઅથવાકંપનીનેસમનપોંચાડવાનુ

બાબ ૩૦ મો.

ત્રસ્ટીઓ, મ્રત્યુપત્ર ચલાવનારાઓ અને મઇયતની મીલકતનો વહીવટ કરનારાઓ કરેતેતથાતેમનાઉપરથાયતેફરીયાદો.

૪૩૭ ત્રસ્ટી વગેરેને જે મીલકતનો હક્ક પ્રાપ્ત થય તે મીલકત વીશેની ફરીયાદોમાં હિતસબંધ હોય તેવા સખસોના વારસ વકીલ થવાનું.
૪૩૮ મ્રત્યુપત્ર ચલાયનાર તથા મઇયતની મીલકતના વહીવટ કરનારને સામીલ કરવાનું.
૪૩૯ મ્રત્યુપત્ર ચલાવનારી પરણેલી સ્ત્રીનો ધણી સામીલ કરવોનહી.

બાબ ૩૧ મો.

સગીર તથા દિવાના એઓની તરફની અને તેમના ઉપરની ફરીયાદો.

૪૪૦ સગીરની ફરીયાદ ઇષ્ટમીત્રે કરવી.
ખરચ.
૪૪૧ ઇષ્ટમિત્રે અથવા તે ફરીયાદ પુરતાં નીમેલા વાલીએ અરજો કરવી.
૪૪૨ ઇષ્ટમિત્ર શિવાય ફરીયાદ અરજી દાખલ કરી હોય તો તે ફાઇલમાંથી દુર કરવી.
ખરચ.
૪૪૩ ફરીયાદ પુરતો વાલી કોરટે નીમવો.
૪૪૪ ઇષ્ટમિત્ર અથવા વાલી વગર મેળવેલો હુકમ દુર કરાય.
ખરચ.
૪૪૫ ઇષ્ટમિત્ર કોણ થઇ શકે.
૪૪૬ ઇષ્ટમિત્રને દુર કરવાનું.
૪૪૭ ઇષ્ટમીત્રે નિકળી જવાનું.
નવો ઇષ્ટમિત્ર નીમવાની અરજ.
૪૪૮ ઇષ્ટમિત્ર ગુજરી જાય અથવા તે દુર થાય ત્યારે કામ બંધ રાખવું.
૪૪૯ નવો ઇષ્ટમીત્ર નીમવાની અરજ.
૪૫૦ સગીરવાદી અથવા અરજદાર ઉમરે પેચ્યો ત્યારે તેણે શું કરવું:
૪૫૧ જો તે કામ ચલાવવાનું પસંદ કરેતો.
૪૫૨ કામ છોડી દેવાનું તે પસંદ કરે તો.
ખરચ.
૪૫૩ કલમ ૪૫૧, ૪૫૨ પ્રમાણે અરજો કરવાનું તથા તે સાબીત કરવાનું.
૪૫૪ સગીર સહવાદી ઉમરે પોંચ્યાપછી ફરિયાદ ચલાવવાની ના કહે ત્યારે.
ખરચ.
૪૫૫ ફરિયાદ ગેરવાજબીઅથવા અયોગ્યહોયતો.
ખરચ.
૪૫૬ ફરીયાદ પુરતો વાલી નીમવાની અરજ.
૪૫૭ ફરીયાદ પુરતો વાલી કોણ થઇ શકે.
૪૫૮ વાલી પોતાના કામમાં કસુર કરે તો તેને દુર કરી શકાય.
૪૫૯ ફરીયાદ ચાલતાં વાલી મઇયત થાય તો નવો વાલી નીમવો.
૪૬૦ મઇયત હુકમનામા દેણદારના સગીર વારસ વકીલનો ફરીયાદ પુરતો વાલી.
૪૬૧ ઇષ્ટ મિત્રે અથવા ફરીયાદ પુરતાં વાલીયે હુકમનામાં પહેલાં કોરટની રજા વગર તથા જામીન આપ્યા વગરપઇસાલેવાનહીં
૪૬૨ ઇષ્ટમિત્રે અથવા ફરાયાદ પુરતા વાલીએ કોરટની પરવાનગી વગર તોડ જોડ કરવી નહીં.
પરવાનગી વગરની તોડજોડ નીરથક થઇ શકે તેવી છે.
૪૬૩ ૪૪૦ થી ૪૬૨ સુધીની કલમો દિવાના લોકોને લાગુ પડે છે.
૪૬૪ કોરટની સંભાળમાં હોય તે.

બાબ ૩૨ મો.

લશકરી માણસોએ તથાતે માણસો ઉપર કરવાની ફરીયાદો.

૪૬૫ જે અમલદાર અથવા સોલજરને રજા ન મળે તે પોતાની વતી ફરીયાદ અથવા

જવાબ કરવા સારૂ કોઇ પણ શખસને અખત્યાર આપે.

૪૬૬ આ પ્રમાણે અખત્યાર મળેલો શખસ જાતે કામ ચલાવે અથવા પીલીડરનીમે.

૪૬૭ આ પ્રમાણે અખત્યાર મળેલાં શખસ ઉપર અથવા તેના પ્લીડર ઉપર પ્રોસેસ પોંચાડવામાં આવે તે બરોબર પોંચેલી ગણવી.

૪૬૮ અમલદાર અને સોલજરને સમન પોંચાડવાનું.

૪૬૯ પકડવાનું વાંરટ છાવણી વગેરેમાં શી રીતે બજાવવું.

બાબ ૩૩ મો.

ઈન્ટરપીલીડર (વિરૂદ્ધ હકોના નીરણય કરવાની તિરાહિત કરે તે)ફરીયાદ.

૪૭૦ ઈન્ટરપ્લીડર ફરીયાદ ક્યારે થઇ શકે.

૪૭૧ આવી ફરીયાદમાં ફરીયાદ અરજી.

૪૭૨ દાવો કરેલી વસ્તુ કોરટમાં મુકવાનુ.

૪૭૩ પહેલી સુનાવણી વખતે કામ ચલવવાની રીત.

૪૭૪ મુખત્યાર અને ભાડુત ઈન્ટરપ્લડર ફરિયાદ કયારે કરી શકે.

૪૭૫ વાદીના ખરચના બોજો.

૪૭૬ તિરાહિત (સ્ટેકહોલ્ડર) ઉપર પ્રતીવાદી ફરીયાદ કરે ત્યારે કામ ચલાવવાની રીત.

ખરચ.

## ભાગ ૪ થો

આલ ગરજ પુરતા ઇલાજ.

બાબ ૩૪ મો.

ફેસલો થતાં પહેલાં પકડવા તથા જપ્તી કરવાવિશે

અ.—ફેસલો થતાં પહેલાં પકડવાનુ

૪૭૭ જામીન લેવાસારૂ વાદી કયારે અરજ કરે.

૪૭૮ પ્રતીવાદીએ જામીન શામાટે ન આપવા તેનું કારણ બતાવવા સારૂ તેને હાજર કરવાનો હુકમ.

૪૭૯ જો પ્રતીવાદી કારણ ન બતાવે તો અનામત મુકવાનો અથવા જામીન આપવાનો કોરટ તેને હુકમ કરે.

૪૮૦ જામીન પોતાની જવાબદારી કાઢી નાંખવાની અરજ કરે ત્યારે શી રીતે કરવું.

૪૮૧ પ્રતીવાદી જામીન ન આપે અથવા તેને નવો જામીન ન મળે તો કેમ કરવુ,

૪૮૨ પકડેલા પ્રતીવાદીની ખોરાકી.

બ.—ફેસલો થતાં પહેલાં જપ્ત કરવાનું.

૪૮૩ હુકમનામુ પુરૂ કરવાના પ્રતીવાદી પાસેથી જામીન માગવાની અને તે જામીન ન આપે તો મિલકત જપ્ત કરવાની ફેસલો થતાં પહેલાં અરજ.

અરજનો મનજુર.

૪૮૪ જામીન આપવાનું કે કારણ બતાવવાનુ કોરટ પ્રતિવાદીને ફરમાવે.

૪૮૫ જો કારણ ન બતાવે અથવા જામીન ન આપે તો જપ્તી કરવી.

જપ્તી ઉઠાડવાનું.

૪૮૬ જપ્તી કરવાની રીત.

૪૮૭ ફેસલા પહેલાં જપ્ત કરેલી મીલકત ઉપરના દાવાની તજવીજ.

૪૮૮ જામીન આપે અથવા ફરીયાદ કાઢી નાખવામાં આવે એટલે જપ્તી દુર કરવી.

૪૮૯ જપ્તીથી પરાયાના હકને હરકત થશે નહી અથવા હુકમ નામા વાળાને વેચાણની દરખાસ્ત કરવાને પ્રતીબંધ થશે નહી.

૪૯૦ આ બાબ પ્રમાણે જપ્ત થએલી મીલકત હુકમનામુ બજાવવામાં ફરી જપ્ત કરવી નહી.

ક.—પકડવાનુ અથવા જપ્તી કરવાનુ કામ કરયુ તે અયોગ્ય હોય ત્યારે નુકસાનીનો બદલો.

૪૯૧ અપુરતા કારણથી કોઇને પકડાવ્યો હોય અથવા જપતી કરલી હોયતો તેની નુકસાનીનો બદલો.

વિશેષ ઠરાવ.

બાબ ૩૫ મો.

કામચલાઉ તાકીદ અને દરમ્યાનના હુકમોવીશે

અ— કામ ચલાઉ તાકીદ.

૪૯૨ જે પ્રસંગે કામ ચલાઉ તાકીદ આપી શકાય તે પ્રસંગ.

૪૯૩ કરાર કરી તોડયો નહી અથવા તોડેલોજ

રી રાખવો નહી એવીશે મનાઇનીતાકીદ.

૪૯૪ તાકીદ આપ્યા પેસેલાં વિરૂદ્ધ પક્ષકારને નોટીસ આપવાનું કોરટે ફરમાવવું.

૪૯૫ કારપોરેશનને આપેલી તાકીદ તેના મેંબરને તથા અમલદારોને બંધનકારક છે.

૪૯૬ તાકીદનો હુકમ કોરટ કાઢીલે ફેરફાર કરે અથવા રદ કરે.

૪૯૭ અપુરતા કારણઉ પરથી તાકીદ કઢાવી હોયતો પ્રતીવાદીને નુકસાનીનો બદલો.

વિશેષ ઠરાવ.

બ—દરમ્યાનના હુકમ.

૪૯૮ નાશ થાય એવી વસ્તુઓ દરમ્યાન વેચવાનો હુકમ કરવાનો અખત્યાર.

૪૯૯ ફરીયાદનો વિષય અટકાવી રાખવા વગેરેનો હુકમ કરવાનો અખત્યાર તથા પ્રવેશ કરવાના નમુના લેવાની અને પ્રયોગ કરવાની સત્તા આપવાનો અખત્યાર.

૫૦૦ આવા હુકમ કરવાની અરજ નોટીસ આપ્યા પછી કરી શકાય.

૫૦૧ જે જમીન વીશેતફરીયાદ હોય તે જમીન પક્ષકારનાકબજામાં લાગલાજકયારેઅપાવાય

૫૦૨ પઇસા વગેરે કોરટમાં અનામત મુકવાનું.

બબ ૩૬ મો.

વસુલદારની નીમણુક

૫૦૩ વસુલદાર નીમવાનો કોરટનો અખત્યાર.

વસુલદારની જવાબદારી

૫૦૪ કલેકટરને વસુલદાર કયારે નીમી શકાય.

૫૦૫ આ બાબ પ્રમાણે કઇકોરટોને અખત્યારછે.

## ભાગ ૫ મો.

વિશેષ કામો વીશે.

બાબ ૩૭ મો.

લવાદીપર સોંપવાનું

૫૦૬ લવાદને સોંપવાનો હુકમ કરવાસારૂ ફરીયાદના પક્ષકારો અરજ કરે.

૫૦૭ લવાદની નીમણુક.

કોરટ કયારે લવાદ નીમે.

૫૦૮ લવાદોને સોંપણનો હુકમ.

૫૦૯ બે અથવા વધારે લવાદોને સોંપણ હોય ત્યારેમતભેદપડેતોશું કરવું તેનો હુકમકરવો.

૫૧૦ લવાદઅથવાસરપંચનું મ્રુત્યુઅશક્તતાવગેરે.

૫૧૧ સરપંચની નીમણુક કોરટે કયારે કરવી.

૫૧૨ કલમ ૫૦૯, ૫૧૦, અથવા ૫૧૧ પ્રમાણે નીમેલા લવાદ કે સરપંચના અખત્યાર.

૫૧૩ સાક્ષીઓને સમન કરવાનું

કસુર વગેરે ને વાસ્તે સીક્ષા.

૫૧૪ નિવાડો કરવાસારૂ મુદત વધારવી.

લવાદી રદ કરવાનું.

૫૧૫ લવાદોનેબદલેસરપંચકયારેલવાદીનું કામકરે.

૫૧૬ નીવાડા ઉપર સહી કરવી. અને તે દાખલ કરવો.

૫૧૭ લવાદ અથવા સરપંચ ખાસ હકીકત લખી આપે,

૫૧૮ કેટલેક પ્રસંગે અરજ ઉપરથી કોરટ નીવડામાં ઓછું વધતું અથવા સુધારો કરે,

૫૧૯ લવાદીના ખરચ વિશેનો હુકમ.

૫૨૦ નિવાડો અથવા લવાદોને સોંપેલી બાબત પાછી કયારે મોકલાય.

૫૨૧ નિવાડો રદ કરવાનાં કારણ.

૫૨૨ નિવાડા પ્રમાણે ફેસલો આપવો.

ફેસલા પછી હુકમનામું કરવું.

૫૨૩ લવાદ ઉપર સોંપવાનું કરારનામું કોરટમાં દાખલ કરાય,

અરજઉપર નંબર પાડીને તે નોંધવી.

તેનદાખલકરવાનું કારણબતાવવાની નોટીસ

૫૨૪ લવાદીપર સોંપવાના હુકમ ઉપરથી ચાલતા કામને આ બાબના ઠરાવ લાગુ પડશે

૫૨૫ કોરટની મારફત વગર જે બાબત લવાદીપરસોંપીહોય તેનોનિવાડોદાખલકરવા વિશે અરજ ઉપર નંબર પાડીને તે નોંધવી.

લવાદીના પક્ષકારોને નોટીસ આપવી.

૫૨૬ તે નિવાડો દાખલ કરીને અમલમાં લાવવાનું

---

બાબ ૩૮ મો.

પક્ષકારોના કરારનામા ઉપરથીચલાવવાનાકામવિશે

૫૨૭ કોરટના અભિપ્રાય સારૂ હકિકત (કેસ) લખી આપવાનો અખત્યાર.

૫૨૮ વિષયની કિમત કયારે લખવી.

૫૨૯ કરારનામા ઉપર ફરીયાદ તરીકે નંબરે

પાડીને તે દાખલ કરવું.
૫૩૦ કરારનામું કરનારા સખસો ઉપર કોરટની હકુમત ચાલશે.
૫૩૧ મુકદમો સાંભળીને નિકાલ કરવાનું.

બાબ ૩૯ મો.

વેચાય એવા લેખ ઉપરથી સક્ષિપ્તકામ ચલાવવાની રીત વિશે.

૫૩૨ બિલ્સ આફ એક્સચેંજ વિગરે ઉપરથી સંક્ષિપ્ત ફરીયાદો કરવાની તે.
સમનમાં કહેલી રકમ કોરટમાં ભરવાની તે
૫૩૩ ગુણદોષ ઉપર જવાબ કરવાનું પ્રતિવાદી બતાવે તો તેને હાજર થવાની રજા આપવ
૫૩૪ હુકમનામું રદ કરવાનો અખત્યાર.
૫૩૫ કોરટના અમલદાર પાસે બીલ વિગરે રાખવાનો હુકમ કરવાનો અખત્યાર.
૫૩૬ ન શિકારેલા બીલ કે નોટના નકરામણનો દાખલો મેળવવાનું ખરચ લેવાનું.
૫૩૭ આ બાબ પ્રમાણે કરેલી ફરિયાદોમાં કામ ચલાવવાની રીત.
૫૩૮ આ બાબ લાગુ કરવાનું

બાબ ૪૦ મો.

સાર્વજનિક ધર્માદાય બાબતની ફરિયાદો વિશે.

૫૩૯ સાર્વજનિક ધર્માદાય બાબતની ફરિયાદ ક્યારે થઇ શકે.

# ભાગ ૬ ઠો.

## અપીલો વિશે.

બાબ ૪૧ મો.

અવલ હુકમનામા ઉપરની અપીલો વિષે.

૫૪૦ મુદામ મનાઇ કરી હોય તે શિવાયનાં તમામ અવલહુકમનામાઉપર અપીલચાલશે
૫૪૧ અપીલનો નમુનો.
યુદ્ઝની સાથે શું સામીલ રાખવું.
યાદનો મજકુર.
૫૪૨ જે કારણ લખ્યાં હોય તે કારણોનેજ અપીલ કરનારે વળગી રહેવું
૫૪૩ યાદ નામંજુરકરવાનું અથવા દુરસ્તકરવાનું
૫૪૪ ઘણા વાદીઓને અથવા પ્રતિવાદીઓને બધાને લાગુ પડે એવા કારણ ઉપરથીહુકમનામું કરયું હોય તો, તેવાદીઓ અથવા પ્રતિવાદીઓમાંથી એક જણ આખુ હુકમનામું ફેરવાવી શકે.

જે હુકમનામા ઉપર અપીલ થઇહોય તે હુકમમાં બજાવવા તથા તેમની બજાવણીનું કામ બધ રાખવા બાબત.

૫૪૫ અપીલ થઇ હોય એટલાજ કારણ ઉપરથી હુકમનામાની બજાવણીબંધ રાખવી નહી અપીલ થઇ શકે એવું હુકમનામું અપીલની મુદત વિત્યાપેહેલાંબજાવવું બંધરખાય
૫૪૬ જેના ઉપર અપીલ થઇ હોય તે હુકમનામું બજાવવાના હુકમકરવામાં આવે તો જામીન લેવાના તે.
૫૪૭ સરકાર અથવા સરકારી અમલદાર પાસેથી તેવા જામીન માગવા નહી.

હુકમનામા ઉપર થએલી અપીલોમાં કામ ચલાવવાની રીત.

૫૪૮ અપીલની યાદ નોંધવાનું.
અપીલનું રજીસ્ટર.
૫૪૯ અપીલકોરટ અપેલેન્ટ પાસેથી ખરચના જામીન માગે.
અપેલેન્ટ બ્રિટિશ ઇંડિયાની બાહાર રેહેતો હોય તો.
૫૫૦ જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઇહોયતેકોરટે અપીલકોરટનેનોટીસઆપવી.
અપીલકોરટને કાગળ મોકલી દેવા.
જે કોરટના હુકમનામા ઉપર અપીલ થઇ હોય તે કોરટમાં દાખલ થએલા દસ્તાવેજોની નકલો રાખવાનું.
૫૫૧ નીચલી કોરટનો ઠરાવ તે કોરટ નોટીસ મોકલ્યાવગર કાયમ રાખવાનો અખત્યાર.
૫૫૨ અપીલ સાંભળવાનો દિવસ.
૫૫૩ અપીલ સાંભળવાના દિવશની નોટીસ પ્રસિદ્ધ કરવાનું તથા તે પોંચાડવાનું
અપીલ કોરટ પોતે નોટીસ પોંચડાવે.
૫૫૪ નોટીસનો મજકુર.

સુનાવણી વખતે કામ ચલાવવાની રીત

૫૫૫ શરૂઆત કરવાનો હક્ક.

૨૯ નામંજુરીનો હુકમ આખરનો.
મન્જુર લેવાની હકીકતો.
૩૦ મંજુર થએલી અરજ નોંધવી અને રે
ની સાંભળવાનો હુકમ કરવો.

## ભાગ ૯ મો.

બાબ ૪૮ મો,
સનદી હાઇકોરટો વિશે વિશેષ નિયમ,

૬૩૧ આ બાબ ફક્ત અમુક હાઇ કોરટોનેજ લાગુ પડે છે.
૬૩૨ આ કાયદો હાઇ કોરટોને લાગુ પડે છે.
૬૩૩ હાઇ કોરટે પોતાના નિયમ પ્રમાણે ફૈસલા લખવા.
૬૩૪ ખરચ નકી થયા પહેલાં હુકમનામું બજાવવું અને ખરચને વાસ્તે પાછળથી બજાવવું એવો હુકમ કરવાનો અખત્યાર.
૬૩૫ અખત્યાર વગરના સખસોએ કોરટને ભાષણ કરવું નહીં.
૬૩૬ હાઇ કોરટોની પ્રોસેસ કોણ બજાવી શકે
૬૩૭ ઇનસાફ વગરનાં કામ રજીસ્ત્રાર કરે,
૬૩૮ અવલ દિવાની હકુમતમાં હાઇ કોરટને જે કલમો લાગુ પડતી નથી તે,
નાદાર દેવાદારો વિશેની હકુમત ચલાવવામાં હાઇ કોરટને આકાયદોલાગુનથી.
૬૩૯ નમુના ઘડવાનો અખત્યાર.

## ભાગ ૧૦ મો.

બાબ ૪૯ મો;
પરચુરણ.

૬૪૦ અમુકસ્ત્રીઓનેજાતેહાજરથવાનીમાફીકરીછે
૬૪૧ સ્થાનિક સરકાર અમુક શખસોને જાતે હાજર રેહેવાની માફી કરે:
માફી મળેલી હોય તે સખસોના નામની યાદી કોરટમાં રાખવી.
મને હાજર રહેવાની માફી છે એમ કેહે વાથી કમિશન કાઢવાનું જે ખરચથાયતે.
૬૪૨ દીવાની પ્રોસેસથી જે શખસને પકડવામાંથી બાતલ કરયા છે તે.
૬૪૩ કેટલાક ગુન્હાઓની બાબતમાં કામ ચલાવવાની રીત,
૬૪૪ ચોથા પરિશિષ્ટમાંઆપેલાનમુનાનોઉપયોગ
૬૪૫ તાબાના કોરટોની ભાષા.
૬૪૫ અ સાલવેજ વગેરેના દાવામાં આસેસર.
૬૪૬ સ્માલકાજ કોરટના રજીસ્ટરારનો મુકદમે લઝ્ઝી મોકલવાનો અખત્યાર.
૬૪૭ પરચુરણ કામ.
પુરાવા તરીકે સોગનનામા લેવાનુ.
૬૪૮ જે સખસને પકડવાનો અથવા જે મિલકત જપ્ત કરવાની હોય તે સખસ અથવા મિલકત ડિસ્ત્રીકટની બહાર હોય ત્યારે કામ ચલાવવાની રીત.
૬૪૯ પકડવાની, વેચવાની, અને પઇસા ભરવાની તમામ દિવાની પ્રોસેસને લાગુ પડે તે નીયમો.
૬૫૦ સાક્ષીઓ વિશે લાગુ પાડવાના નીયમ.
૬૫૦ અ પરરાજ્યના સમન બજાવવાનું.
૬૫૧ આકાયદા પ્રમાણે અથવા દીવાની પ્રોસેસની રૂઇએ પકડમાં સામો થાય અથવા પેહેરામાંથી નાશી જાય તો શીક્ષા.
૬૫૨ કામ ચલાવવાની રીતના પેટા નિયમો રવાનો અખત્યાર.

પરિશીષ્ટ પહેલું.—આકટ રદ કરયા તે.
પરિશીષ્ટ બીજુ—મુફસીલની સ્માલકાજ કોરટોને આ કાયદાનાજે બાબો અને કલમો લાગુ પડે છે તે.
પરિશીષ્ટ ત્રીજુ—મુંબઇના આકટો અને કાયદાઓ
પરિશિષ્ટ ચોથુ—પ્લીડીંગ (મુદા પેહેલાંની તકરાર) ના તથા હુકમનામાના નમુના.

ઈંડિયાના ગવર્નર જનરલ ઈન કૌન્સિલનો, હેઠળ લખેલો આક્ટ ગવર્નર જનરલ સાહેબે સન ૧૮૮૨ના માર્ચ માસની ૧૭ મી તારીખે મંજુર કર્યો અને તમામ લોકોને જાણ થવા સારૂ, સન ૧૮૮૨ના માર્ચ માસની ૨૮ મી તારીખે ઈંડિયા ગેઝીટમાં તે છાપીને પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો.

# સન ૧૮૮૨નો આક્ટ ૧૪ મો.



## દિવાની કામ ચલાવવાની રીતીનો કાયદો

### ગવરેનર જનરલ સાહેબે સને ૧૮૮૨ ના મારચ માસની ૧૭ મી તારીખે મંજુર કરયો.

દીવાની ન્યાયાધિકારી કોર્ટોનું કામ ચલાવવાની રીતના કાયદા એકત્ર કરવાનો તથા સુધારવાનો આક્ટ.

ઉદ્દેશ.

દિવાની ન્યાયાધિકારી, કોર્ટોનું કામ ચલાવવાની રીતના કાયદા એ કેત્રત્ર કરવા તથા, સુધારવા યોગ્ય છે; માટે નીચે પ્રમાણે કાયદો કર્યો છે:-

### પ્રરંભનો વિષય.

ટુંકું નામ
શરૂઆત
સ્થાનિક વ્યાપ્તિ

૧ આ આક્ટને "દિવાની કામ ચલાવવાની રીતનો કાયદો" કહેવો અને તે સન ૧૮૮૨ ના જુન માસની પહેલી તારીખે અમલમાં આવશે.

આ કલમ અને ૩ જી કલમ આખા બ્રિટિશ ઈંડિયાને લાગુ છે. બાકીની કલમો, સન ૧૮૭૪ ના ૧૪ મા આક્ટમાં જે શેડયુલ્ડ ડિસ્ટ્રિક્ટ ઠરાવેલા છે, તે શિવાયના, આખા બ્રિટિશ ઈંડિયાને લાગુ છે.

શબ્દાર્થ

૨. વિષયમાં અથવા પુર્વાપર સંબંધમાં કંઈ બાધ ન આવે તો, આ આક્ટમાં નીચેના શબ્દોનો અર્થ નીચે પ્રમાણે કરવો:—

"બાબ,,

"બાબ" એટલે આ કાયદાનો બાબ સમજવો.

'ડીસ્ટ્રીક્ટ,
ડીસ્ટ્રીક્ટકોરટ

"ડિસ્ટ્રિક્ટ" એટલે, અવલ હકુમતવાળી મુખ્ય દિવાની કોર્ટ (જેને આ આક્ટમાં, આગળ ડિસ્ટ્રિક્ટકોર્ટ એવું નામ આપ્યું છે), તેની હકુમતની સ્થાનીક હદ સમજવી, અને તેમાં હૈ કોર્ટની સાધારણ અવલ દિવાની હકુમતની, સ્થાનિક હદનો સમાવેશ થાય છે. ડિસ્ટ્રિક્ટ કોર્ટથી હલકા દરજ્જાની દરેક કોર્ટને તથા પ્રત્યેક સ્માલકાજકોર્ટને, આ કાયદાના કામસારૂ, હૈ કોર્ટના અને ડિસ્ટ્રિક્ટકોર્ટના તાબાની કોર્ટ ગણવી.

પ્લીડર

"પ્લીડર" એટલે, કોર્ટમાં બીજાને વાસ્તે, હાજર થવાનો અને તેના પક્ષ લઈને બોલવાનો જેને હક્ક મળ્યો હોય તેવો દરેક શખ્સ સમજવો, અને તેમાં હૈ કોર્ટના અટર્ની, વકીલ, અને એડવોકેટનો સમાવેશ થાય છે,

સરકારીપ્લીડર

"સરકારી પ્લીડર" એમાં. આ કાયદામાં જે કામો સરકારી પ્લીડરે કરવાં એમ સ્પષ્ટ રીતે કહેલું હોય, તેવાં બધાં અથવા તેમાંનાં કાંઇ

કામ કરવાસારૂ સ્થાનીક સરકારે કોઈ અમલદારને નીમ્યો હોય તેનો પણ સમાવેશ થાય છે.

કલેકટર — "કલેકટર" એટલે, જમીનના મેહેસુલના, કલેકટરનુ કામ કરનાર દરેક અમલદાર સમજવો.

હુકમનામું — "હુકમનામુ" એટલે દીવાની કોર્ટમાં કાંઇ હક્ક માગ્યો હોય તે બાબત અથવા ઉત્તર પક્ષ બતાવ્યો હોય તે બાબત પદ્ધતિ પ્રમાણે કરેલા જે ઠરાવથી, ઠરાવ કરનારી કોર્ટ પુરતો, ફરિયાદ અથવા અપીલનો નીકાલ થાય એવો ઠરાવ સમજવો. ફરિયાદ અરજી નામજુર કર્યાનો હુકમ અથવા હિસાબ લેવાનુ ફરમાવ્યાનો હુકમ અથવા જે તકરાર ૨૪૪ મી કલમમાં કહેલી કે તેમાં હવાલો આપેલી હોય પણ ૫૮૮ મી કલમમાં, જણાવેલી ન હોય તેવી કોઇ તકરાર, નકી કર્યાનો હુકમ આ વ્યાખ્યામાં આવી જાય છે. ૫૮૮ મી કલમમાં બતાવેલો કોઇ હુકમ આ વ્યાખ્યામાં આવી જતો નથી.

હુકમ — "હુકમ" એટલે ઉપરની વ્યાખ્યા પ્રમાણે હુકમનામું નહીં હોય એવો દીવાની કોર્ટનો કોઇ નિર્ણય પદ્ધતિ પ્રમાણે લખ્યો હોય તે.

ફેસલો — "ફેસલો" આ શબ્દનો અર્થ, કોઇ હુકમનામાનાં અથવા હુકમનાં કારણ દાખલ જડજે કરેલું બ્યાન એવો સમજવો,

જડજ — "જડજ" એટલે, કોર્ટનો અધ્યક્ષ સ્થાને બેસનાર અમલદાર સમજવો

હુકમનામાનોદેણદાર — "હુકમનામાનો દેણદાર" એટલે, જેની વિરૂદ્ધ હુકમનામુ અથવા હુકમ, થયો હોય તેવો કોઈ શખસ સમજવો.

હુકમનામાવાળો — 'હુકમનામાવાળો" એટલે, બજાવી શકાય તેવું હુકમનામું કે તેવો હુકમ જેની તરફમાં થયો હોય એવો કોઇ શખસ સમજવો; અને એમાં, તે હુકમનામુ અથવા હુકમ જે શખશના નામ ઉપર ચઢાવી આપ્યો હોય, તે શખસનો સમાવેશ થાય છે.

લેખી — "લેખી" એમાં છાપેલાનો અને શીળાથી છાપેલાનો સમાવેશ થાય છે. અને "લેખ" એમાં, છાપ તથા શીળા છાપનો સમાવેશ થાય છે.

સહીકરેલુ — "સહી કરેલુ" એમાં, નિશાની કરનારો શખસ પોતાનું નામ લખી શકે એવો ન હોય ત્યારે "નિશાની કરેલુ" એનો, તથા જે શખસવિશેનો મજકુર હોય તે શખસના નામની સ્ટાંપ (શિક્કા) મારેલું એનો પણ સમાવેશ થાય છે.

પરરાજ્યનીકોરટ — "પર રાજ્યની કોર્ટ" એટલે, જેની સત્તા બ્રિટિશ ઇંડિયામાં ન હોય; અને જે ગવરનરજનરલ ઇન કૌન્સિલે સ્થાપેલી ન હોય, એવી બ્રિટિશ ઇંડિયાની હદ બાહારની કોર્ટ સમજવી.

પરરાજ્યનોફેસલો — "પરરાજ્યનો ફેસલો" એટલે, પરરાજ્યનીકોર્ટે કરેલો ફેસલો સમજવો.

સરકારીઅમલદાર — "સરકારી અમલદાર" એટલે, નીચે લખેલા પ્રકારો પૈકી કોઇ પણ પ્રકારમાં સમાવેશ થાય એવો કોઇ શખસ સમજવો. એટલે:—

દરેક જડજ;

મલીકા માઆઝમાંના દરેક સનંદી નોકર;

મલીકા માઆઝમાની જમીનપરની અથવા દરયાઇ ફોજમાંના હર એક સનદી અમલદાર, સરકારના હુકમ તળે નોકરી કરતો હોય ત્યાં સુધી;

ન્યાયની કોર્ટનો હરેક અમલદાર જેનું કામ, પોતાના હોદ્દાને લીધે કાયદાની અથવા હકીકતની કોઇ બાબત ઉપર તજવીજ કરવાનું કે રીપોર્ટ કરવાનુ હોય, અથવા કોઇ લેખ કરવાનું કે તે લેખના ખરાપણા વિષે સહી કરવાનુ કે તે લેખ રાખવાનું હોય, અથવા કાંઇ મિલકત પોતાના હવાલામાં લેવાનું કે તેની વ્યવસ્થા કરવાનું હોય, અથવા ન્યાયની બાબતોની, કંઇ પ્રોસેસો બજાવવાનું હોય, અથવા કાંઇ સોગન આપવાનું કે અર્થ સમજવાનું હોય, અથવા કોરટમાં બંદોબસ્ત રાખવાનું હોય, તે તથા તે કામો માંહેનું કોઇ પણ કામ કરવાને કોઈ ન્યાયની કોરટે મુદામ અખત્યાર આપેલો હરકોઇ શખસ,

કોઇ શખસને કેદ કરવાનો અથવા કેદમાં રાખવાનો અધિકાર જે હોદ્દાને લીધે મળે તેવો હોદો ધરાવનાર હરકોઇ શખસ;

સરકારનો હરેક અમલદાર જેનું કામ, પોતાના હોદ્દાને લીધે, ગુનાહ અટકાવવાનું, ગુનાહોની ખબર આપવાનું, ગુન્હેગારોને તેઓનો ઇન્સાફ થવા સારૂ, કોરટોમાં હાજર કરવાનું અથવા લોકોની તંદુરસ્તી, સલામતી કે અનુકુળતા સંભાળવાનું હોય તે;

હરએક અમલદાર જેનું કામ પોતાના હોદ્દાને લીધે સરકારની વતી કંઇ, મિલકત લેવાનું, સ્વીકારવાનું રાખવાનું કે ખરચવાનું હોય, અથવા સરકારનીવતી કાંઇ કરાર કરવાનુ. માપણી કરવાનું, કે જમાબંદી કરવાનું હોય, અથવા મેહેસુલ બાબતની કંઇ પ્રોસેસો બજાવવાનું હોય, અથવા સરકારના પૈસા સબંધી, લાભની કંઇ બાબતની તજવીજ કરવાનું કે તે વિશે રીપોરટ કરવાનુ હોય, અથવા સરકારના પૈસા સંબંધી લાભ બાબતનો કંઇ લેખ, કરવાનુ. તેના ખરાપણાવિષે સહી કરવાનું, કે તે લેખ રાખવાનુ હોય અથવા સરકારના પૈસા સબંધી લાભની સંભાળને માટે કરેલા કોઇ કાયાદા તોડાતા અટકાવવાનુ હોય, તે અને હર એક અમલદાર જે સરકારની ચાકરી કે પગારમાં હોય, અથવા જેને કંઇ સરકારી કામ કરવા સારૂ ફી, કે કમીશન મળતું હોય તે.

સરકાર.

અને જયા આ કાયદાનો અમલ, ચાલે એવાં બ્રિટિશ ઇંડિયાના કોઇ ભાગમાં "સરકાર" એમાં સ્થાનિક સરકાર તેમજ હિંદુસ્તાન સરકારનો સમાવેશ થાય છે.

કાયદા અને આકટ રદ કરયા તે

૩. આ આકટને જોડેલા પેહેલા પરિશિષ્ટમાં, બતાવેલા કાયદાને આકટ તેજ પરિશિષ્ટના ત્રીજા આસનમાં કહ્યા છે. તેટલા પુરતા આ આકટથી રદ કર્યા છે. પરંતુ તેવા કોઇ કાયદા કે આકટ પ્રમાણે જે

જાહેરખબરો પ્રસિદ્ધ થઇ હુશે, ઠરાવો તથા નિયમો કરયા હશે, જ ગાઓ નીમી હશે, કરાર દાખલ કર્યા હશે, દર ઠરાવ્યા હશે, તથા નમુના (ફારમ] તૈયાર કર્યા હશે તે તમામ આ કાયદાની સાથે મળ તા આવતા હોય તેટલા પુરતા, આ કાયદા પ્રમાણે અનુક્રમે પ્રસિદ્ધ કરેલા. ની મેલા, દાખલ કરેલા ઠરાવેલા, અને તઇયાર ક રેલા ગાણવા,

પ્રથમનાઆકટ લાગુવાલા

અને આ કાયદા અમલમાં. આવે તે તારીખ પહેલાં પાસ થએલા અથવા પ્રસિદ્ધ કરેલા કોઇ આકટમાં. રેગ્યુલેશનાં કે જાહેરનામામાં, સન ૧૮૫૯ ના ૮મા આકટનો, સન ૧૮૬૧ ના ૨૩ મા આકટનો. અથવા દીવાની કામ ચલાવવાની રીતના કાયદાનો, અથવા ૧૮૭૭ ના ૧૦ મા આકટનો, અથવા આ આકટથી રદ થએલા કોઇ બીજા આકટનો હવાલો આપ્યો હોય તો તે હવાલો, બને તેટલો, આ કાયદાને અથવા, આ કાયદાના તેને મળતા ભાગને લાગુ પડેછે. એમ વાંચવો.

સન ૧૮૮૨ ના જુન માસની પહેલી તારીખની અગાઉ કોઇ ફરીઆદ માંડી હશે, અથવા અપીલ કરી હશે તેમાં હુકમનામું થતાં પેહેલાં ચાલવાના કામમાં, અથવા હુકમનામા પછી જે કામ શરૂ થયું હશે. અને તે તારીખે ચાલુ હશે તે કામમા, ૯૯ આ. કલમમાં ઠરાવ્યું છે તે શીવાયની આ આકટમાં કહેલી કોઇ વાત લાગુ પડશે નહીં

સન ૧૮૮૨ના જુનમાસની ૧લી તારીખપહેલા માંડેલીફરીયામાં કામચલાવવાનીરીતકાયમ રાખવી.

સન ૧૮૭૯ ના જુલાઇ માસની ઓગણત્રીસમી તારીખે ચાલુ હોય એવી પ્રત્યેક, અપીલ, જો તે અપીલ આપતી વખતે, આ કાયદો અમલમાં હોત તો, તે ચાલી શકત એવી હોયતો, ત આપ્યાની તારીખે જાણે આ કાયદો અમલમાં હોય ને જે રીતે સાંભળીને નિકાલ થાય તે રીતે તેનો સાંભળીને નીકાલ કરવો; અને તે તારીખ પેહેલાં કલમ ૩૨૦ પ્રમાણે કલેકટરને કોઇ કામ મોકલવાનો કરેલો પ્રત્યેક હુકમ કાયદા પ્રમાણે કર્યો છે: તથા તેજ તારીખ પહલાં ૩૬૦ કલમ પ્રમાણે પ્રસિદ્ધ કરેલી જાહેર ખબર કાયદા પ્રમાણે પ્રસિદ્ધ કરી છે એમ ગણવું.

અયોધ્યા, પંજાબ, મધ્યપ્રાંત, અને બ્રહ્મદેશમાં ચાલતા કેટલાક આકટો કાયમ રાખવા.

૪. ત્રીજી કલમના બીજા પારેગ્રાફમાં ઠરાવેલું છે તે શીવાય, આ આકટમાં કહેલી કોઇ પણ વાતથી નીચેના આકટ ને કાયદામાં કંઇ કમી જાસ્તી થએલું જણાશે નહીં. (એટલે):—

સન ૧૮૬૫ના મધ્યપ્રાંતની કોરટોનો આકટ:

સન ૧૮૭૫નો બ્રહ્મદેશની કોરટોનો આકટ

સન ૧૮૭૭નો પંજાબની કોરટોનો આકટ.

સન ૧૮૭૯નો અયોધ્યાની દીવાની કોરટોના આકટ.

અથવા, જેમાં જમીન ધારણ કરનારા તથા તેમના ખેડુતો કે મુખત્યારો, વચ્ચેની ફરિયાદનું કામ ચલાવવાની વીશેષ રીત બતાવી

હોય તેવો, સન ૧૮૬૧ના ઇંડીયાની કૌન્સીલ, વીશેના આકટ પ્રમાંણે, ગવરનર ઇન કૌન્સીલે અથવા લેફ્ટેનન્ટ ગવરનર ઇન કૌન્સિલે આજ સુધી કરેલો અથવા તેઓ હવે પછી કરે તે કાયદા,

અથવા સ્થાવર મીલકતની વેંચાણને વાસ્તે જેમાં ઠરાવ કર્યો હોય તેવો સન ૧૮૬૧ના ઇંડોયાની કૌન્સીલ વીશેના આકટ પ્રમાણે ગવરનર ઇન કૌન્સીલે અથવા લેફ્ટેનન્ટ ગવરનર, ઇન કૌન્સીલે આજ સુધી કરેલો અથવા તેઓ હવે પછી કરેતે કાયદા-

અને સદરહુઆકટો પઇકી. કોઇ પણ આકટ પ્રમાણે કમીશનર તથા ડેપ્યુટી કમીશનરને સમવ્યાપી (એકજ વખતે સરખી) દીવાની હકુમત આપી હોય ત્યારે, તે અમલદારો પઇકી કોને આ કાયદાના કામનેસારૂ ડીસ્ટ્રીકટ કોરટ ગણવો એ ઠરાવવાને સ્થાનીક સરકાર મુખ્તયાર છે.

૫. આ આકટને જોડેલા બીજા પરીશીષ્ટમાં આ કાયદાના જે બાબ અને કલમો બતાવેલી છે તે, (તે લાગુ પડે તેટલે સુધી) સન ૧૮૬૫ નાઆકટ ૧૧ પ્રમાણે સ્થાપેલી સ્માલકાજ કોરટોને અથવા તથાસ્માલકાજ કોરટનોકાર ચલાવનારી(કલકત્તામદ્રાસ અને મુંબઇનીસ્માલકાજ કોરટોશીવાયની) બીજી સઘળી કોરટોનેલાગુ પડે છે. આકાયદાના બાંજા બાબ અને કલમો એવી કોરટોને લાગુ નથી. મુફસીલનાસ્માલ કજકોરટોનેકલમો લાગુપડેછે તે

૬. (અ) મીલીટરી કોરટ આફ રીકવેસ્ટની; (અ)મીલટરીકોરટઆફરીકવેસ્ટની

(બ) મુંબઇ ઇલાકાના લશ્કરના થાણાંનાં તથી કાંપના લશ્કરી બજારમાં નાની ફરીયાદો ચુકવવાંસારૂ તે ઇલાકામાં યોગ્ય રીતે, નીમેલા એક અમલદારની, (બ)મુબાઇમાં નાનીફરીયાદોનીચોકશીકરવાને નીમેલા અમલદારોની,

(ક) મદ્રાસના કાયદાના ઠરાવ પ્રમાણે ગામના મુનસફોની અથવા ગામની પંચાયતોની; અથવા [ક]મદ્રાસમાંગામના મુનસફોનેગામની પંચાયતોની.

(ડ) રંગુન; મોલમેન, અકયાબ અથવા બસીનમાંના દાગી કોરટ તરીકે બેસે ત્યારે રંગુનના રીકારડરની; (ડ)નાદારીકોરટતરીકેબેસે ત્યારેરંગુનનારીકારડરની

એમની હકુમત અથવા કામ ચલાવવાની રીતમાં, આ કાયદામાં કહેલા કોઇ વાતથી કંઇ કમી જાસત થતું નથી; હકુમતઅને કામચલાવવાની રીત કાયેમરાખવી

અથવા કોઇ કોરટની સાધારણ હકુમતની પઇસા સબંધી મર્યાદા (જો હોય તો તે) કરતાં કોઇ ફરીયાદના વીષયની રકમ કે કીંમત વધી જતી હોય તો તેવી ફરીયાદો ઉપર તે કોરટને આ કાયદાની કોઈ કલમથી હકુમત મળવાની નહીં.

૭. (અ) મુંબઇના સન ૧૮૩૦ના ૧૩મા રેગ્યુલેશનમાંના તથા સન ૧૮૪૦ના ૧૨મા આકટમાંના ઠરાવોને આધારે. તે રેગ્યુલે મુંબઇનાકેટલાક કાયદાકાયમરાખવા

શન તથા આકટમાં કહેલા મુકદમાઓમાં અધીકાર મળેલા અમુક જા ગોરદારો તથા બીજા અધીકારીઓ જે હકુમત ચલાવતા હોય તેમાં અને

(ખ) આ આકટને જોડેલી બીજા પરીશીષ્ટમાં બતાવેલા કાયદા તથા આકટમાં જે તરેહના મુકદમા કહેલા છે તે મુકદમામાં

આવા મુકરદમાઓમાં અને તે ઉપર દિવાની કોરટોમાં અપીલ થાએ એવું હોય તેવી અપીલોમાં, કામ ચલાવવાની રીત આ કાયદામાં જે નિયમ ઠરાવ્યા છે તે પ્રમાણે સમજવી. પરંતુ, આ કલમમા કહેલા અથવા હવાલો આપેલા કાયદા અને આકટના કાઇ વિશેષ ઠરાવથી એ નીયમો વિરૂદ્ધ હોય તો તેમ ન સમજવુ

ઇલાકાના મુખ્ય શેહેરોનીસ્માલકાજ કોરટો

૮. કલકત્તા, મદ્રાસ, અને મુંબાઇ એ શેહેરોમા સ્થપાએલી કોઇ સ્માલકાજ કોરટની કોઇ ફરીયાદમાં અથવા કામમાં, કલમ ૩, ૨૫, ૮૬, ૨૨૩, ૨૨૫, ૩૮૬ અને બાબ ૩૯ માં જે ઠરાવો છે, તે શિવાયનો આ કાયદો લાગુ પડશે નહી.

પરંતુ ફૈસલાની ફરી તપાસ વિશે અને અપીલ વિશે જે ઠરાવો કરેલા છે, તે શિવાયનો આ કાયદો અથવા તેનો કોઇ ભાગ સરકારી ગેઝેટમાં જાહેરખબર પ્રસિદ્ધ કરીને આવી કોઇ કોરટને લાગુ પાડવાને સ્થાનિક સરકાર મુખત્યાર છે.

કાયદાનાભાગ

૯. આ કાયદાના નીચે પ્રમાણે દસ ભાગ ઠરવ્યા છે:—

૧ લો ભાગ :—સામાન્ય રીતે ફરીયાદો.
૨ જો ભાગ :—પ્રસંગોપાત ઉત્પન્ન થનારાં કામ.
૩ જો ભાગ :—ખાસ પ્રસંગની ફરીયાદો.
૪ થો ભાગ :—ચાલુ ગરજ પુરતા ઇલાજ.
૫ મો ભાગ :—વિશેષ કામો.
૬ ઠો ભાગ :—અપીલો.
૭ મો ભાગ :—હાઇકોરટને તકરાર મોકલવાની તે, તથા હાઇકોરટે તપાસણી કરવી તે.
૮ મો ભાગ :—ફૈસલાની ફરી તપાસ,
૯ મો ભાગ :—સનદી હાઇકોરટો બાબત વિશેશ નિયમ.
૧૦ મો ભાગ :—કાંઇ પરચુરણ બાબતો.

## ભાગ ૧ લો.

### સામાન્ય રીતે ફરીયાદો વિશે.

#### બાબ ૧ લો.

કોરટોની હકુમત તથા નિર્ણિત વાત [રેસ જ્યુડિકેટા] વિશે,

જન્મભુમીનાઅથવાકુળનાસબબથી કોઇસખસહકુમતબહારનથી

૧૦. કોઇ દિવાની કામમાં જન્મ ભુમીના સબબથી અથવા કુળના સબબથી કોઇ સખસ કોઇ પણ કોરટની હકુમત બાહાર છે એમ સમજવું નહી.

૧૧, જે તે વખતે જે કાયદા અને આકટ અમલમાં હોય, તેમાં જે ફરીયાદો સાંભળવાની કોરટોને મનાઇ કરી હોય, તે શિવાયની બધી દિવાની ફરીયાદોનો (આ આકટમાં જે નિયમો ઠરાવ્યા છે તેને અનુસરીને) ઇનસાફ કરવાની કોરટોને હકુમત છે, મુદામમનાઇકરીહોય તશીવાયની બધીદી વાંનીફરીયાદોની કો રટેચોકશીકરવી

ખુલાસો:—જે ફરીયાદમાં મીલકતના અથવા કામ કરવાના હક્ક વિશે તકરાર હોય તે દિવાની ફરીયાદ કેહેવાય: પછી તે હકનો તમામ આધાર ધર્મ સબંધી ક્રીયા અથવા વિધી બાબતની તકરારોના નીરણય ઉપર હોય તેની ચીંતા નહી.

૧૨. કોઇ ફરીયાદમાં જે તકરારી બાબત હોય તેજ મત્યક્ષ અને વસ્તુત: તકરારી બાબત કોઇ પેહેલાં માંડેલી ફરીયાદમાં હોય, અને તે પેહેલાં માંડેલી ફરીયાદ તેના તેજ પક્ષકારો વચ્ચે અથવા જે પક્ષકારો તરફથી તેઓ અથવા તેઓમાંનો કોઇ પોતાને હક્ક મળેલો કેહે તો હોય તેમની વચ્ચે, તેની તેજ દાદને વાસ્તે,-તેજ કોરટમાં, અથવા તે દાદ અપાવવાની હકુમત હોય તેવી બ્રાટીસઇંડિયામાંની બીજી કોઇવરી ષ્ટકકની ષ્ટમતીની કોરટમાં અથવા બ્રીટીસ ઇંડીયાની હદની બાહાર ગવરનર જનરલ ઇનકૌંસીલે સ્થાપેલી અને તેવી હકુમત વાળી કોઇ કોરટમાં, અથવા મલીકા માઆઝમાં એઓની કોસીલની રૂબરૂ,—ચાલુ હોય તો, પછીની ફરીયાદનો કોરેઇનસાફ કરવો નહી પરંતુ કલમ ૨૦ પ્રમાણે જ્યાં કોઇ ફરીયાદ બંધ કરી હોય ત્યાં એમ ન સમજવું. ચાલુફરીઆદો

ખુલાસો:—કોઇ દાવાનાં કારણને આધારે કરેલી ફરીયાદ પરરાજ્યની કોરટમાં ચાલુ હોય, તેટલા ઉપરથી તેજ દાવાનાં કારણને આધારે કરેલી ફરીયાદનો ઇનસાફ કરવાની બ્રીટીશ ઇંડિયાની કોરટને મનાઇ નથી.

૧૩. એકજ હક્કથી વાદ ચલાવનારા તેના તેજ પક્ષકારોની દરમીયાન અથવા જે પક્ષકારોની તરફથી તેઓ કે તેઓમાંનો કોઇ પોતાનો હક્ક મળેલો કેહેતો હોય તેમની દરમ્યાન પેહેલા ચાલેલા કોઇ ફરીયાદમાં જે બાબત મત્યક્ષ અનેવસ્તુત: તકરારી હોય, અને તે પાછળની ફરીયાદ અથવા જે ફરીયાદમાં તે મુદો પાછળથી નીકળ્યો હોય તે ફરીયાદ સાંભળવાના યોગ્ય અખત્યાર વાળી કોરટે તે મથમની ફરીયાદની ચોકશી કરી આખરનો નીકાલ કરયો હોય, તો તેવી પાછળની ફરીયાદની અથવા તેવા પાછળના મુદાની કોઇ કોરટ તજવીજ કરવી નહી. નિર્ણિતવાત

ખુલાસો ૧.—ઉપર બાબત દરશાવી તે પ્રથમની ફરીયાદમાં એક પક્ષકારે છે એમ કેહેલી જોઇએ, અને સામા પક્ષકારે સ્પષ્ટ રીતે કે ગર્ભરંભીત રીતે તે કબુલ અગર ના કબુલ કરવી જોઇએ.

ખુલાસો ૨—તેવા પ્રથમની ફરિઆદમાં દાવો માગવાના અથવા

જવાબ આપવાના એક કારણતરીકે જે બાબત બતાવી શકાત અને જે બતાવવી જોઇતી હતી, તેબાબત તે ફરીઆદમાં પ્રત્યક્ષ અને પરતુતઃ તકરારીબાબત છે એમ સમજવું.

ખુલાસો ૩.—ફરીયાદ અરજીમાં જે દાદ માગી હોય પણ હુકમનામામાં સ્પષ્ટ રીતે ન આપવી હોય તે દાદ, આ કલમના કારણ સારૂ આપવાની ના પાડી છે એમ સમજવુ.

ખુલાસો ૪.—કોઇ ઠરાવ એવી રીતનો હોય કે, તે ઠરાવ કરનારી કોરટ બને પક્ષકારો પઈકી ગમે તેની અરજ ઉપરથી (ફરી તપાસ કરયા શિવાય) તે ફેરવી શકે નહી, અથવા પોતાની મેળે તે ફરી વિચારમાં લેઇ શકે નહી, ત્યારે આ કલમના અર્થ પ્રમાણે તે આખરનો ઠરાવ સમજવો. જેના ઉપર અપીલ થઇસકે તેવોઠરાવઅપીલ થાય ત્યાં સુધી આ કલમના અર્થ પ્રમાણે આખરનો ઠરાવ ગણાય.

ખુલાસો ૫;—પોતાનો અને બીજાઓનો મળીને એકઠો દાવો રાખેલા કોઇ ખાનગી હક્ક વિશે કંઇ સખસો શુદ્ધ બુદ્ધિથી કોરટમાં વાદ ચલાવતા હોય, ત્યારે તે હક્કની સાથે લાગતા વળગતા બધા સખસો આ કલમના કારણ સારૂ, તે વાદ ચલાવનારા સખસો તરફથી હક્ક રાખનાર સખસો. છે એમ ગણવું.

ખુલાસો ૬.—પરરાજ્યના ફેંસલા ઉપર આધાર રાખવાનો હોય ત્યારે, ખરાપણાના યોગ્ય દાખલા સહીત તે ફેંસલો હાજર કરયો એટલે. તે લેખ ઉપરથી વિરૂદ્ધ પ્રકાર નજરે ન આવે તો, તે ફેંસલો કરનારી કોરટને યોગ્ય હકુમત હતી એવું અનુમાન કરવુ. પરંતુ કોરટને હકુમત નહોતી એ વાત શાબિત કરીને તે અનુમાન રદ થઇ શકશે.

બ્રિટિશઇંડિયામાં ફરિયાદો કરવાનેપર રાજ્ય નાફેંસલાકયારેપ્રતિબંધ નકરે

૧૪. પર રાજ્યનો કોઇ ફેંસલો નીચે પ્રમાણે હોય તો તેને લીધે બ્રિટિશ ઇંડિયામાં ફરીયાદ કરવાને પ્રતિબંધ થશે નહી એટલેઃ—

[અ) કામના ગુણદોષ તપાશીને તે ફેંસલો નહી આપ્યો હોય તો.

(બ) કામના કાગળ જોતાંજ એમ જણાય કે દશદશના અરસપરસ વ્યવહારના કાયદાની (ઇંન્ટરનેશનલ લાન), અથવા બ્રીટીશ ઇંડીયા મહિના કોઇ ચાલુ કાયદાની ભુલ ભરેલી સમજથી તે ફેંસલો કરેલો છે તોઃ

(ક) જે કોરટની રૂબરૂ તે આણયો તેહોયતેના અભીપ્રાયમાં એમ આવે કે વાસ્તવીક ન્યાયથી તે ઉલટો છે તોઃ

(ડ] કપટથી મેળવેલો હોય તોઃ

[ઈ] બ્રીટીશ ઇંડીયામાં ચાલતો કોઇ કાયદો તોડીને તેને આધારે કરેલો દાવો તેમાં સાબીત ઠરાવ્યો હોય તો.

## ભાગ ૨ જો.

ફરિયાદ કરવાના ઠેકાણા વિશે.

૧૫. પ્રત્યેક ફરિયાદ, તેનો ઇનસાફ કરવાનો સૌથી નીચેના દરે જાની જે કોરટને અખત્યાર હોય, તે કોરટમાં કરવી. કઇકોરટમાંફરિયાદકરવીતે.

૧૬. કોઇ કાયદામાં પૈસાની અથવા બીજી મર્યાદા ફરમાવેલી હોય તે ઉપર નજર રાખીને:— જ્યાફરિયાદનો વિષયહોયત્યાંફરિયાદોકરવી

(અ) સ્થાવર મીલકત લેવાની ફરિયાદ.

(બ) સ્થાવર મીલકતની વેહેંચણ કરવાની ફરીયાદ.

(ક) ગીરો મુકેલી સ્થાવર મીલકત ઉપરનો ઘરાણીઓ હક્ક છોડાવવાની અથવા ઘરાણીયું છોડાવવાનો બંધ કરવાની ફરીયાદ.

(ડ) સ્થાવર મીલકતમાંનો અથવા તે બાબત બીજો કોઇ હક અથવા સંબંધ નક્કી કરવાની ફરીયાદ.

(ઈ) સ્થાવર મિલકતને કરેલી નુકસાનીનો બદલો લેવા બાબતની ફરીયાદ.

(ફ) કરજને બદલે ખરેખર કબજ કરેલી અથવા ટાંચ મારેલી જંગમ મિલકત પાછી લેવાની ફરીયાદ,

એ ફરિયાદો, જે કોરટની હકુમતની સ્થાનિક હદમાં તે મીલકત હોય, તે કોરટમાં કરવી. પરંતુ, પ્રતિવાદીના કબજામાંની અથવા તેની વતી બીજાના કબજામાં હોય તેવી સ્થાવર મિલકત સંબંધી કંઇ દાદ મેળવવાની, અથવા તે સ્થાવર મિલકતને કરેલી નુકસાનીનો બદલો લેવાની ફરીયાદો કરવાની હોય તે, જો માગેલી દાદ કોરટના હુકમ પ્રમાણે પ્રતીવાદી જાતે વર્તવાથી તમામ મળી શકે એમ હોય તો, જે કોરટની હુકુમતની સ્થાનીક હદમાં તે મીલકત હોય તે કોરટમાં કરી શકાય, અથવા જે કોરટની હકુમતના સ્થાનીક હદમાં તે પ્રતીવાદી ખરે ખર ને આપ ખુશીથી રહેતા હોય કે ધંધો ચલાવતો હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય તે કોરટમાં કરી શકાય.

ખુલાસો:—આ કલમમાં "મીલકત" એનો અર્થ બ્રીટીશ ઇંડિયામાં હોય તેવી મીલકત એમ સમજવો.

૧૭. ઉપર કહેલી મર્યાદા ઉપર નજર રાખીને બીજી બધી ફરીયાદો એવી કોરટમાં કરવી કે. જેની હકુમતની સ્થાનીક હદમાં:— જ્યાંપ્રતિવાદીયારેહેતાંહોયતથાવાદાવાનુ કારણ ઉત્પનથાય ત્યાંફરિયાદોકરવી

(અ) દાવાનું કારણ ઉતપન્ન થયું હોય; અથવા.

(બ) ફરીયાદ શરૂ થતી વખતે બધા પ્રતીવાદી ખરેખરા અને આપ ખુશીથી રહેતા હો. અથવા ધંધો ચલાવતા હોય: અથવા કમાઇને વાસ્તે જાતે કામ કરતા હોય; અથવા

(ક) ફરીયાદ શરૂ થતી વખતે પ્રતીવાદીઓ પઇકી કોઇ પ્રતીવાદી ખરેખરો અને આપ ખુશીથી રેહેતો હોય, અથવા ધંધો ચલાવતો હોય, અથવા કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય; પરંતુ આ

વી ફરીયાદ કરવાને કોરટની પરવાનગી મળવી જોઈએ.

ખુલાસો ૧ લો:— જ્યાર કોઈ પણ માણસને કાયમનું રેહેવાનું ઘર એક ઠેકાણે હોય, અને માત્ર કંઈ હંગામી કામ સારૂ બીજે ઠેકાણે મુકામ હોય, ત્યારે તેનો હંગામી મુકામ હોય ત્યાં કંઈ દાવાનું કારણ ઉત્પન થાય તેની બાબતમાં, તે બંને ઠેકાણે રેહે છે એમ ગણવું.

ખુલાસો ૨ જો:— કોઈ કાર્પોરેશન અથવા કંપની, બ્રિટીશઇંડીયા માંની પોતાની એકની એક અથવા મુખ્ય આફીસમાં ધંધો ચલાવે છે એમ ગણવું અથવા જે ઠેકાણે તેના તાબાની આફીસ પણ હોયતે ઠેકાણે ઉત્પન્ન થતા દાવાના કારણની બાબતમાં તેવે ઠેકાણે ધંધો ચલાવે છે એમ ગણવું.

દૃષ્ટાંત.

(અ) અ કલકત્તામાં એક વેપાર કરનારો છે, બ દીલ્હીમાં ધંધો ચલાવે છે. બ પોતાના કલકત્તાના આડતીયાની મારફત અની પાસેથી માલ ખરીદ કરે છે. અને તે માલ ઇસ્ટ ઇંડીઆરેલવે કંપનીને સ્વાધીન કરવાને અ ને કહે છે. અ તે પ્રમાણે કલકત્તામાં માલ સ્વાધીન કરે છે. અ માલની કીમતને વાસ્તે બના ઉપર, જ્યાં દાવાનું કારણ બન્યુ છે ત્યાં એટલે કલકત્તામાં, અથવા જ્યાં બ ધંધો ચલાવે છે ત્યાં એટલે દીલ્હીમાં, ફરીયાદ કરી શકે.

(બ] અ સીમલામાં. બ કલકત્તામાં અને ક દીલ્હીમાં રહે છે. અ. બ. ક. એ બનારસમાં એકઠા થયા. ત્યાં બ અને ક એ જ્યારે ધણી માગે ત્યારે એક મતે દેવા, એવી વાયદા ચીઠી (પ્રામીસરી નોટ) લખી આપીને તે અ ને સ્વાધીન કરી. અ જ્યાં દાવાનુ કારણ બન્યુ એટલે બનારસમાં બ અને ક ના ઉપર ફરીયાદ માંડી શકે. વળી તે જ્યાં બ રેહે છે ત્યાં એટલે કલકત્તામાં, અથવા જ્યાં ક રહે છે ત્યાં એટલે દીલ્હીમાં. તેમના ઉપર ફરીયાદ માંડી શકે. પરંતુ તે બંને પ્રસંગે, તે ઠેકાણે ન રેહેનારો પ્રતીવાદી હરકત લે તો કોરટની રજા વગર ફરીયાદ ચલાવી શકાય નહીં.

જાતનેઅથવાજંગમમીલકતનેકરેલી નુકશાનીનોબદલોલેવાનીફરિયાદો

૧૮. જાતને અથવા જંગમ માલને કરેલી નુકસાનીના બદલાને વાસ્તે ફરીયાદ કરવી હોય. અને તે નુકસાન એક કોરટની હકુમતની સ્થાનીક હદમાં કરયું હોય તથા પ્રતીવાદી બીજી કોરટની હકુમતની સ્થાનીક હદમાં રેહેતો હોયકે ધંધો ચલાવતો હોય કે કમાઇને વાસ્તે જાતે કામ કરતો હોય. તો વાદી તે કોરટો પઇકી પોતાની નજરમાં આવે એ કોરટમાં ફરીયાદ કરી શકે.

દૃષ્ટાંતો.

(અ) અ દીલ્હીનો રહેનાર છે, તે બ ને કલકત્તામાં મારે છે, તો અના ઉપર બ દીલ્હીમાં અથવા કલકત્તામાં ફરીયાદ કરે.

(ખ) અ દીલ્હીમાં રેહેનાર છે. તે બ ની આબરૂને હાની પોચે એવો મજકુર કલકત્તામાં પ્રસીદ્ધ કરે છે. બ ના ઉપર અ કલકત્તામાં અથવા દીલ્હીમાં ફરીઆદ કરી શકે.

(ક) એક રેલવે કંપનીની મુખ્ય આફીસ હોરામાં છે તે કંપનીની લાઇન ઉપર મુસાફરી કરતાં, જે ગફલતનો દોષ કંપની ઉપર મુકી શકાય એવી ગફલતને લીધે અલ્હાબાદ આગળ તે ઉથલી પડયો અને તેને ઇજા થઇ. કંપની તે ગમે તો હોરામાં કે ગમ તો અલ્હાબાદમાં ફરીયાદ કરી શકે.

એકજ ડિસ્ત્રિકટ માંપણ જુદી જુદી કોરટોની હકુમતમાં આવેલી સ્થાવર મીલકતની ફરીયાદ

૧૯. એકજ ડીસ્ત્રીકટની હદમાં પણ જુદી જુદી કોરટોની હકુમતમાં આવેલી સ્થાવર મીલકત બાબતની અથવા સ્થાવર મીલકતને કરેલી નુકસાનીનો બદલો લેવાની ફરીયાદ હોય તો તે ફરીયાદ, જે કોરટની હકુમતમાં તે મીલકતનો કંઇ ભાગ આવેલો હોય, તે કોરટમાં થઇ શકે; પરંતુ ફરીયાદના વીષયની કીમત બાબતનો તમામ દાવો તે કોરટ સાંભળી શકે એવો હોવો જોઇયે.

જુદાજુદા ડિસ્ત્રિકટમાંની સ્થાવરમલકત બાબતની ફરીયાદ

જો સ્થાવર મીલકત જુદા જુદા ડીસ્ત્રીકટની હદમાં આવેલી હોય તો, ઇનસાફ કરવાને બીજી રીતે લાયક હોય એવી જે કોરટની હકુમતમાં તે મીલકતનો કંઇ ભાગ આવેલો હોય તે કોરટમાં તે ફરીયાદ થઇ શકે.

હકુમતમાં બધા પ્રતિવાદીઓ રેહેતન હોય ત્યારે મુકદમો આગળ ચાલતો બંધ કરવાનો અધિકાર.

૨૦. એક કરતાં વધારે કોરટમાં માંડી શકાય એવી ફરીયાદ એવી કોરટમાં માંડી હોય, કે જેની હકુમતની સ્થાનીક હદમાં પ્રતિવાદી અથવા બધા પ્રતીવાદીઓ ખરેખરા અને આપ ખુશીથી રહેતા ન હોય કે ધંધો ચલાવતા ન હોય કમાઇને વાસ્તે જાતે કામ કરતા ન હોય તો, પ્રતીવાદી અથવા પ્રતીવાદીઓમાંનો કોઇ, મુકદમો ચાલતો બંધ કરવા સારૂ કોરટને અરજ કરવાનો પોતાનો ઇરાદો છે એવી બીજા પક્ષકારોને લેખી નોટીસ આપ્યા પછી, તે પ્રમાણે કોરટને અરજ કરવાને મુખત્યાર છે;

અને જે પક્ષકારોને કંઇ કહેવાની મરજી હોય તેમનું સાંભળ્યા પછી કોરટની ખાત્રી થાય કે, કોંઇ બીજી કોરટમાં ફરીયાદ માંડવાથી વધારે સારી રીતે ઇનસાફ થાય તેમ છે તો, આખરનો હુકમ કરીને અથવા બીજો હુકમ થતાં સુધી મુકદમો ચાલતો બંધ કરવાને, અને પક્ષકાર અથવા તેમાંના કોઇને તે વખત સુધી ખરચ થઇ ગએલું હોય તે વિષે પોતાને યોગ્ય જણાય તેવો હુકમ કરવાને કોરટ મુખત્યારછે.

આવે પ્રસંગે, મુકદમો ચાલતો બંધ કરયાના હુકમનો શેરો ફરિયાદ અરજી ઉપર લખીને તે મને પાછી આપો, એમ વાદી માગે તો કોરટે તે રીતે, કરીને ફરીયાદ અરજી પાછી આપવી.

અરજ કયારે કરવી

આવી દરેક અરજ બની શકે તેટલી વહેલામાં વેહેલી જોગેવાઇએ કરવી જોઇએ. અને તે હમેશાં મુદા ઠર્યા પેહેલાં થવી જોઇએ; અ

અને કોઇ પ્રતીવાદી એ રીતે અરજ નહીં કરે તો ફરિયાદ માંડવા માં તેની માન્યતા છે એમ ગણાશે.

જ્યારે ફરિયાદ બીજી કોરટમાંમાંડવામાં આવેત્યારેકોરટફીનીમાફી

૨૧ જ્યારે કલમ ૨૦ પ્રમાણે કોરટ મુકદમો ચાલતો બંધ કરે, અને વાદી બીજી કોરટમાં, ફરી ફરીયાદ માંડે, ત્યારે તે ફરીયાદ અરજી ઉપર કાંઇ કોરટ ફી લેવામાં નહીં આવે; પરંતુ પહેલા કોરટમાં ફરિયાદ માંડતી વખતે યોગ્ય ફી ભરેલી હોય અને તે ફરીઆદ અરજી તે કોરટે પાછી આપી હોય તો તેમ કરવું.

જેકોરટમાં ફરીયાદથઇશકે લેએકજ અપીલ કોરટનાતાબાનીહોય ત્યારેકામ ચલાવવાનીરીત

૨૨. એક કરતાં વધારે કોરટોમાં ફરિયાદ થઇ શકે એમ હોય, અને તે કોરટો એકજ અપીલ કોરટના તાબાની હોય તો, બીજી કોરટમાં ફરીયાદ મોકલવા સારૂ અપીલ કોરટને અરજી કરવાનો પોતાનો ઇરાદો છે એવી લેખી નોટીસ, બીજા પક્ષકારાને આપ્યા પછી કોઇ પણ પ્રતીવાદી તે પ્રમાણે અરજ કરી શકે; અને અપીલ કોરટે, બીજા પક્ષકારો કંઇ જણાવવાનું કહે તો તેમનું સાંભળ્યા પછી, હકુમતવાળી કોરટો પઇકી કઇ કોરટનાં તે ફરીઆદ ચલાવવી એનો નિર્ણય કરવો.

જ્યારે તેપ્રમાણે તાબાની કોર્ટોનહોયત્યારેકામ ચલાવવાની રીત.

૨૩. તે કોરટો જુદી જુદી અપીલ કોરટોના તાબાની પણ એકજ હાઇકોરટના તાબાની હોય તો. હકુમતવાળી બીજી કોરટમાં ફરિયાદ મોકલવા સારૂ હાઇકોરટને અરજી કરવાનો પોતાનો ઇરાદો છે એમ બીજા પક્ષકારોને લેખી નોટીસ આપ્યા પછી, કોઇ પણ પ્રતીવાદી તે પ્રમાણે અરજ કરી શકે. જો ડીસ્ત્રીકટ કોરટના તાબાની કોઇ કોરટમાં ફરીયાદ આણી હોય તો, તે કોરટ જે ડીસ્ત્રિકટ કોરટના તાબાની હોય તેની મારફતે તે અરજી તથા બીજા પક્ષકારોએ કંઇ હરકતો દાખલ કરી હોય તો તે હરકતો મોકલવી. બીજા પક્ષકારા ની કંઇ હરકતો હોય તો તે વિચારમાં લેઇને, હકુમતવાળી કોરટો પઇકી કઇ કોરટમાં ફરિયાદ આગળ ચલાવવી. એનો નિર્ણય કરવાને હાઇ કોરટ મુખત્યાર છે.

જ્યારે તે જુદીજુદી હાઇકોરટના તાબાનીકોરટોહોય ત્યારેકામચલાવવાનીરીત.

૨૪. સદરહુ કોરટો જુદી જુદી હાઇકોરટોના તાબાની હોય તો કોઇ પણ પ્રતીવાદી, જે કોરટમાં ફરીઆદ આણી હોય, તે કોરટ જે હાઇ કોરટની હકુમતમાં હોય તે હાઇકોરટને અરજી કરવાનો, પોતાનો ઇરાદો છે એમ બીજા પક્ષકારોને લેખી નોટીસ આપ્યા પછી, તે પ્રમાણે અરજી કરી શકે.

ડિસ્ત્રિકટ કોરટના તાબાની કોઇ કોરટમાં ફરિયાદ આણી હોય તો તે કોરટ જે ડીસ્ત્રિકટ કોરટના તાબાની, હોય તેની મારફતે અરજી તથા બીજાપક્ષકારોએ, કંઇહરકતો દાખલ કરી હોય તોતેહરકતોમોકલવી.

અને બીજા પક્ષકારોની કંઇ હરકતો હોય તો તે વીચારમાં લઇને હકુમતવાળી કોરટો પઇકી કઇ કોરટમાં ફરિયાદ ચલાવવી એનો તે હાઇકોરટે નીરણય કરવો.

એક કોરટમાંથી બીજી કોરટમાફરી ચાદો મોકલવા બાબત.

૨૫ પક્ષકારો પઇકી કોઇની અરજી ઉપરથી, પક્ષકારોને નોટીસ આપીને તથા તેમનામાંથી, જેમને કંઇ જણાવવાનું હોય તેમનું સાંભળીને, અથવા પોતાનીજ મેળે તેવી નોટીસ આપ્યાશીવાય હાઇકોરટ અથવા ડિસ્ત્રિકટકોરટ, પોત પોતાના તાબાની કોઇ કોરટમાં,—પછી તે તાબાની કોરટ અવલકોરટ હોય કે અપિલ કોરટ હોય જે હોય તેમાં,—ચાલતી ફરીયાદ કાઢી લેઇને તે પોતેજ ચુકવવાને અથવા બીજી કોઇ તાબાની કોરટમાં ઇનસાફ કરવાસારૂ સ્થળાંતર કરીને મોકલવાને મુખત્યાર છે. પરંતુ તે બીજી તાબાની કોરટ એવી હોવી જોઇએ કે જેને તેવા પ્રકારની, તથા તેના વિષયની રકમ અથવા કીમતની ફરિયાદનો, ઈન્સાફ કરવાનો અખત્યાર હોય.

આ કલમમાં કહેલા કામને વાસ્તે, વધારાના (એડીશનલ) જડજોની, અને આસિસ્ટંટ જડજોની કોરટો ડિસ્ત્રિકટ કોરટના તાબાની છે એમ ગણવું.

આ કલમ પ્રમાણે સ્માલકાજ કોરટમાંથી કાઢી લીધેલી, કોઇ ફરીયાદનો ઇનસાફ કરનારી કોરટ, તે ફરિયાદની બાબતમાં સ્માલકાજ કોરટ છે એમ ગણવું.

## બાબ ૩ જો.

### પક્ષકાર અને તેમનું હાજર થવું, તેમની અરજો, અને તેમણે કરવાનાં કામ એ વિષે.

વાદીએ તરીકે કેણ સામીલ થઇ શકે તે

૨૬. દાવાના એકજ કારણની બાબતમાં માગેલી દાદનો હક્ક જે સખસોનો છે, એમ કહેવામાં આવતું હોય, તે બધાને વાદી તરીકે સામીલ કરી સકાય; પછી તે હક્ક ગમે તો બધાનો એકત્ર હોય કે પ્રથક પ્રથક હોય, કે એકનો નહીં તો બીજાનો એમ હોય, તેની ચીંતા નહીં. અને ફરીયાદ અરજીમાં કંઇ દુરસ્તી ન કરતાં, વાદીઓ પઇકી એક અથવા વધારે જેઓ કંઇ દાદના હક્કદાર માલમ પડે તેની અથવા તેમની તરફમાં, તે અથવા તેઓ જેટલી દાદના હક્કદાર ઠરે, તેટલી દાદનો ફેસલો આપી શકાય. પરંતુ, ફરિયાદના ખરચની વ્યવસ્થા કરવામાં કોરટ બીજી રીતે ન ફરમાવે તો, દાદનો હક્કદાર ન માલમ પડે એવા, શખસને આવી રીતે, સામીલ કરવાથી પ્રતિવાદીને જે ખરચ થયું હોય તે, લેવાનો તે. જો હારે તોએ હક્કદાર થશે.

ફરીયાદ કરનાર વાદીને બદલે વાદી દાખલ કરવાને અથવા તેમાં સામીલ કરવાને કોરટ મુખત્યારછે

૨૭. જે શખસને વાદી કરવો ન જોઇએ તેનું વાદી તરીકે નામ દાખલ કરીને ફરીયાદ કરી હોય, અથવા ખરેખરા વાદીના નામથી ફરીયાદ કરી છે કે નહિં એનો સંશય હોય ત્યારે, વાજબી જણાય, એવી શરતો કરીને, કોઇ બીજા શખસ અથવા શખસોને, વાદીને બદલે વાદી કે વાદીઓમાં દાખલ કરવાનો અથવા તેમનામાં સામીલ કરવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે. પરંતુ તંટાની ખરેખરી, બાબતનો નિર્ણય, કરવાને તેમ કરવું જરૂરનું છે, તથા શુદ્ધબુ

